ॐ

# द्रोणपर्व.

રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરની સાહાય્યથી

સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ ભટ્ટે

પ્રસિદ્ધ કરેલુ ભાષાંતર.


छपावी प्रसिद्ध कर्त्ता

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની તરફથી

નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

સ્થળ કાળબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબાઈ.

સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

આવૃત્તિ ૪ થી પ્રત ૧૦૦૦

કીંમત રૂ ૫—૦—૦

# અનુક્રમણિકા.

# બાળકો માટે પુસ્તકો.

| | રૂ | આ |
|---|---|---|
| ભોજ અને કાળીદાસ (સચિત્ર) | ૪ | ૦ |
| ઇસપકૃત કલ્પિત વાતો ભાગ ૧, ૨. ( સચિત્ર ) .. | ૨ | ૮ |
| લોર્ડ ચેસ્ટર ફીલ્ડનો પોતાના પુત્ર પ્રતિ ઉપદેશ. .. | ૧ | ૮ |
| બાલસદબોધવાર્તાશતક . . | ૧ | ૮ |
| કાઉન્ટ ટોલસ્ટોયની વાતો | ૦ | ૮ |
| નવરંગી બાળકો ... .. ... | ૦ | ૮ |
| ટચુકડી સો વાતો ભાગ ૧,૨,૩ ( દરેકના ) .. | ૧ | ૪ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય .. .. | ૨ | ૦ |
| શિશુ સદબોધ માલા ભાગ ૧,૨,૩ . | ૧ | ૪ |
| નાટ્ય કથારસ ભાગ ૧,૨ .. .. | ૨ | ૮ |
| મધુબિન્દુ. ( સચિત્ર ) .. .. . | ૧ | ૦ |
| બાલકાંડ રામાયણ .. | ૧ | ૪ |
| નવી જીન્દગી . .... | ૩ | ૦ |
| શેરલોક હોમ્સનું નવું પરાક્રમ. . . | ૧ | ૦ |
| સ્વદેશ ( સર રવીન્દ્રનાથ ટાગોરકૃત ) . | ૧ | ૦ |
| બાલકોને આનંદ ભાગ ૧,૨ .. | ૧ | ૮ |
| મૂર્ખો. . . . | ૦ | ૧૦ |
| ચતુરસિંગ . . . . | ૦ | ૮ |
| કૌતકમાલા અને બોધ વચન . .. | ૧ | ૦ |
| ટાગોરની ટુંકી વાતો ભાગ ૧,૨ . .. | ૩ | ૪ |

ॐ

# श्रीमन्महाभारत.

# द्रोणपर्व.

## અધ્યાય ૧ લો. સેનાધિપત્ય માટે ધૃતરાષ્ટ્રનો પ્રશ્ન.

**जनमेजय उवाच—तमप्रतिमसत्त्वौजो बलवीर्यसमन्वितम् ।**
**हतं देवव्रतं श्रुत्वा पांचाल्येन शिखण्डिना ॥ १ ॥**

જનમેજય પૂછે છે—હે વૈશંપાયન ! કોઈને જેની ઉપમા અપાય નહિ એવા ધૈર્ય, માનસબળ તથા પરાક્રમ સહિત ભીષ્મને દ્રુપદપુત્ર શિખંડીએ માર્યા એમ સાંભળી, હે વિપ્રર્ષે ! શોકથી વ્યાકુળ છે નેત્ર જેના એવા પરાક્રમી ધૃતરાષ્ટ્ર રાજાએ શું કર્યું ? હે ભગવન્ ! હે તપોધન ! તેમજ ભીષ્મ તથા દ્રોણ જે મુખ્ય જેમાં એવા રથિઓવડે મોટા ધનુષવાળા પાંડવોને પરાજય પમાડી રાજ્યને ઇચ્છતા દુર્યોધને પણ શું કર્યું તે મને કહો ? વૈશંપાયન કહે છે—હે જનમેજય ! પોતાના પિતારૂપ ભીષ્મને હણાયા સાંભળી કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા શોકાતુર ધૃતરાષ્ટ્ર રાજા શાન્તિ ન પામતાં દુઃખથી ચિંતાતુર થઇ રહ્યા હતા એટલામાં શુદ્ધ બુદ્ધિવાળો સંજય ફરી આવ્યો હે મહારાજ ! હે જનમેજય ! તંબુએથી રાત્રિએ હસ્તિનાપુર આવેલા સંજયને ભીષ્મનું મરણ સાંભળી અત્યંત અપ્રસન્ન ચિત્તવાળા, પુત્રના જયને ઇચ્છતા, આતુરની પેઠે વિલાપ કરતા, અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્રે, ભયંકર પરાક્રમવાળા મહાત્મા ભીષ્મનો અત્યંત શોક કરી પૂછ્યું કે, હે તાત ! હે સંજય ! મહાત્મા પાંડવોનું વૃદ્ધિ પામેલું મોટું સૈન્ય, ત્રિલોકને પણ મોટો ભય ઉત્પન્ન કરનાર બીજાને કરે તેમાં શું આશ્ચર્ય ? માટે ભીષ્મ પડયા પછી દુર્યોધનના સૈન્યમાં કયો મહારથિ પુરૂષ રહ્યો છે, કે જેનો આશ્રય કરી મોટા ભયવાળા સંગ્રામમાં પાંડવની સેનાથી કૌરવો ત્રાસ ન પામે ? હે સંજય ! કૌરવોમાં શ્રેષ્ઠ મહાત્મા ભીષ્મ હણાયા પછી કાળે પ્રેરેલા કૌરવો તથા બીજા રાજાઓ શું કરવા ઇચ્છતા હતા, તે મને કહે ?

સંજય કહે છે—હે રાજન્ ! ભીષ્મ હણાયા પછી તમારા પુત્રોએ એકાગ્રચિત્ત થઇ જે કર્યું તે વૃત્ત હું કહું તે આપ હવે સાંભળો. હે રાજન્ ! સત્ય પરાક્રમવાળા ભીષ્મ હણાયા ત્યારે તમારી તરફના તથા પાંડવ તરફનાઓ જુદો જુદો વિચાર કરતા હતા. પછી ક્ષાત્રધર્મને જોઇ વિસ્મય પામેલા તથા પ્રસન્ન થયેલા સ્વધર્મને નિંદતા તે, મહાત્મા ભીષ્મને પ્રણામ કરી હે પુરૂષમાં સિંહરૂપ ! ઘણા પરાક્રમવાળા મહાત્મા ભીષ્મ સારુ ગ્રંથિ વગરના બાણે કરી ઓશિકાસહિત શય્યાની કલ્પના કરી, તેમની રક્ષા કરી પરસ્પર ભાષણ કરી ગંગાપુત્રને સત્કાર સાથે પ્રદક્ષિણા કરી ક્રોધે કરી રક્ત છે નેત્ર જેમનાં એવા કાળે પ્રેરેલા સર્વ ક્ષત્રિયો એક બીજાને

મળી પાછા યુદ્ધ વાસ્તે નીકળ્યા તુરી તથા ભેરીના શબ્દો સાથે તમારા તથા પારકાઓના સૈન્ય યુદ્ધ વાસ્તે બહાર પડ્યાં ગંગાપુત્ર પડયા ને અપશકુન વખતના સૂચક થયા તે વખતે કાળે હણેલાં છે ચિત્ત જેમનાં એવા ક્રોધ વશ થયેલા ક્ષત્રિયો પોતાના હિતરૂપ મહાત્મા ગંગાપુત્રના વચનનો અનાદર કરી, શસ્ત્ર ગ્રહણ કરી ઉતાવળથી યુદ્ધ વાસ્તે નીકળ્યા સ્નેહ સહિત તમારા પુત્રો મોહથી શાન્તનુ પુત્ર ભીષ્મનો વધ થવાથી ખિન્ન થયા સર્વ રાજાઓ સહિત મૃત્યુ વશ થયેલા તમારી તરફનાઓ શિકારી પશુથી સંકુલ એવા વનમાં ગોવાળ વગરના બકરાના ટોળાની પેઠે ભીષ્મે કરીને હીન, અત્યંત ઉદ્વિગ્ન મનવાળા થયા ભરતકુળમાં શ્રેષ્ઠ તે મહાત્માના પડવાથી કૌરવની સેના નક્ષત્ર વગરના આકાશની પેઠે શોભાહીન તથા સસ્ય, ધાન્ય વગરની પૃથ્વીની પેઠે નિઃસાર અસંસ્કૃત વાણીની પેઠે કર્તવ્યમાં અસમર્થ બલિરાજાનો નિગ્રહ થયા પછી અસુરની સેનાની પેઠે વ્યાકુળ, વિધવાની પેઠે અલંકાર રહિત, પાણી વગરની નદીની પેઠે નિરૂપયોગી, વનમાં હણાયો છે યૂથપતિ જેનો એવી વરૂએ રૂંધેલી વિચિત્ર મૃગીની પેઠે નજીક મરણ આવેલી, શરભ નામના મૃગે હણેલો છે સિંહ જેમાંથી એવી પર્વતની ગુફા સરખી, અનેક દિશાના વાયુથી હણાયેલ મહા સમુદ્રમાં ભાંગેલા નાવ સરખી વ્યાકુળ છે અશ્વ રથ તથા હસ્તિ જેમાં અને ઘણા હણાયેલ મનુષ્યવાળી, કૃપણ, મનોભંગ થયેલી તથા સરોસર તાકી મરણ મારનાર શૂરવીર તથા બળવાન પાંડવાએ અત્યંત પીડા પમાડેલી, તમારી સેના ઝાંખી પડી ગઈ ત્રાસ પામેલા રાજાઓ તથા બીજા સૈનિકો, ભીષ્મ વિના પાતાળ વિષે જાણે બુડતા હોય નહિ એવા થઈ જઈ શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ અતિથિની પેઠે વિદ્યા તથા તપ યુક્ત કર્ણને આ ભીષ્મ સરખા છે એ રીતે યાદ કરી કહેવા લાગ્યા કે, આપદ્‌ વિષે જેમ માણસનું મન પોતાના બંધુમાં જાય તેમ, અમારૂં મન કર્ણમાં જાય છે, એમ કહી સંગ્રામમાં શરીર ત્યાગ કરનાર સૂતપુત્ર કર્ણ ન એકલું અમારા હિતનો પણ કરનાર છે એમ કહેવા લાગ્યા હે રાજન્ ! જેમ પાંડવના તેમજ કહ્યું કે, મોટા યશવાળા જેણે દશ દિવસ સુધી અમાત્ય તથા બંધુ સહિત યુદ્ધ ન કર્યું તે કર્ણને જલદી લઈ આવો હે રાજન્ ! સર્વ ક્ષત્રિયોની સમક્ષ બળે, બળ તથા પરાક્રમે યુક્ત રથિઓને હણ્યા, તેમાં પુરૂષમાં શ્રેષ્ઠ મહાબાહુ કર્ણને સમસ્ત અતિરથિ તથા મહારથીની સંખ્યા ગણવામાં અગ્રણી ગણવા લાયક, વળી સંગ્રામમાં અસુર સહિત દેવતાઓ સાથે પણ યુદ્ધ કરવા સમર્થ કોઈ રથિ એવા કર્ણને અર્ધરથ ગણેલા છે હે રાજન્ ! કોપે કરી ગંગાપુત્ર ભીષ્મને તેણે કહ્યું હતું કે, હે કૌરવ્ય ! તમે જીવતાં હું યુદ્ધ નહી કરૂં, અને હે કૌરવ્ય ! મહા સંગ્રામમાં પાંડવ તરફના સર્વને તમે મારશો તો દુર્યોધનની આજ્ઞા લઈ હું વનમાં જઈશ, અથવા પાંડવ તમને મારવાથી તમે સ્વર્ગમાં જશો તો જેને તમે રથિઓ માનો છો તે બધાને એક રથે કરી હું મારી નાખીશ એમ કહી મોટા બાહુ તથા યશવાળા કર્ણે તમારા પુત્રની સંમતિથી દશ દિવસ સુધી યુદ્ધ ન કર્યું હે ભારત ! અસંખ્ય પરાક્રમવાળા ભીષ્મ, પાંડવ તરફના હજારો યોદ્ધાઓને મારી, સત્ય પ્રતિજ્ઞાવાળા મોટા બળવાન શૂરવીર તેઓ હણાયા ત્યારે તમારા પુત્રોએ સમુદ્રને તરવાની ઇચ્છાવાળા જેમ નાવને યાદ કરે તેમ કર્ણને યાદ કરી સર્વ રાજાઓ સહિત, હે કર્ણ ! એ રીતે તેને બોલાવીને કહ્યું કે, તારા પરાક્રમનો આ વખત છે એ રીતે સંગ્રામમાં તે તે ઠેકાણે મહા બળવાન યોદ્ધાઓ શરીરનો ત્યાગ કરનાર સૂતપુત્ર કર્ણને કહેવા લાગ્યા પરશુરામે શિખવેલું છે અસ્ત્ર જેણે અને જેનું શત્રુઓથી વારી શકાય નહિ એવું પૌરૂષ જેને એવા કર્ણ પ્રત્યે, સંકટ વખતે પોતાના બંધુ પ્રત્યે જેમ માણસનું મન જાય તેમ અમારૂં મન જવા લાગ્યું છે

હે રાજન્ ! સંગ્રામમાં હમેશાં દેવતાઓને જેમ ગોવિંદ ભગવાન રક્ષણ કરવા સમર્થ છે તેમ કર્ણ આપણું મહા ભયથકી રક્ષણ કરવાને સમર્થ છે.

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તે રીતે વારંવાર કર્ણની વાત કરતા સંજયને આશીવિષ સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરી, ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે જે વખતે સૂર્યપુત્ર કર્ણમાં તમારૂં મન ગયું તે સમે સંગ્રામમાં શરીર ત્યાગ કરનાર કર્ણને તમે જોયા ? અને સત્ય પરાક્રમવાળા તેણે સંભ્રાન્ત પીડિત રક્ષણને, ઇચ્છતા, મારા પક્ષના અમારાઓનું વચનનું ફળ [illegible] ન કર્યું ? ધનુર્ધરનારમાં શ્રેષ્ઠ તેણે ભીષ્મના મરણ પછી નાશમાં જે [illegible] થઈ હતી તે પુરી [illegible] ? હે સંજય ! યુદ્ધમાં [illegible] તેણે પાંડવોના [illegible] કર્યો ? કારણ કે લોકવિષે પુરુષમાં નિષ્કપટ તે કહેવાય છે, વળી જેનું [illegible] તથા [illegible] રક્ષણ વાસ્તે સંગ્રામમાં પ્રાણ તથા સુખનો ત્યાગ [illegible], [illegible] મારા પુત્રોના જયની આશા સફળ થાય.

परित्यज्य रणे प्राणांस्तत्राणार्थं च शर्म च ।
कृतवान् मम पुत्राणां जयाशां सफलामपि ॥

इतिश्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रप्रश्ने गुर्जर-भाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥

## અધ્યાય ૨ જો. કર્ણનું ભીષ્મ પાસે જવું

संजय उवाच—हतं भीष्ममथाधिरथिर्विदित्वा भिन्नां नावमिवात्यगाधे कुरूणां ।
सोदर्यवद्व्यसनात्सूतपुत्रः संतारयिष्यंस्तव पुत्रस्य सेनां ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! અધિરથનો પુત્ર કર્ણ ભીષ્મ હણાયા એ વાત સમજી અગાધ જળમાં ભેદ પામેલા નાવની પેઠે ભેદ પામેલી તમારા પુત્રની સેનાને કૌરવના સગા ભાઇની પેઠે દુઃખથી તારવા વાસ્તે પાસે આવ્યો. હે નૃપ ! એ રીતે અસ્ખલિત વ્રતવાળા મહારથી શંતનુ પુત્ર ભીષ્મ પડ્યા તે વાત સાંભળી, ધનુષ ધરનારમાં અત્યંત શ્રેષ્ઠ શત્રુનો નાશ કરનાર તે, પિતા પુત્રને તારવા જાય તેમ સમુદ્રમાં બુડતા નાવની પેઠે નાશ પામતા કૌરવોને તારવા ઇચ્છતા કર્ણે, તમારા પુત્રની સેના પાસે આવી કહ્યું કે, જેમ ચંદ્રમામાં સદા કલંક રહેલું છે તેમજ, કૃતજ્ઞ તથા બ્રાહ્મણના શત્રુનો નાશ કરનાર ભીષ્મમાં ધારણા, બુદ્ધિ, પરાક્રમ મનોબળ, સત્ય, સ્મૃતિ [illegible] સર્વ ગુણ, [illegible] વિનય, લજ્જા, પ્રિય-વાણી તથા દ્વેષરહિત એટલા ગુણ હમેશ રહેલા હતા પર [illegible] ને હણનાર તે હણાયા તેથી હું સર્વ યોદ્ધાઓને હણાયેલાજ માનું છું. દૃઢ બ્રહ્મચર્યવાળા ભીષ્મ હણાયા તેથી હવે કાલ સૂર્યોદય થશે એવો નિશ્ચય કોને થાય ? કોઇને પણ થાય નહિ. આ લોકમાં અનિત્ય કર્મને લીધે કદી પણ કાંઇ નિશ્ચય થતો નથી. વસુ સરખા પ્રભાવવાળા, વસુના જેવા વીર્યવાળા શંતનુથી છે જન્મ જેનો એવા પૃથ્વીના પતિ ભીષ્મ, વસુ પાસે ગયા ત્યારે, હવે ધન, પુત્ર, પૃથ્વી, કૌરવ ને આ સેનાનો પણ શોચ શો ? સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે મહા

પ્રભાવવાળા વર આપનાર લોકના ઇશ્વર રુદ્ર વગેરેને શિક્ષા કરનાર ઘણા પરાક્રમવાળા ભીષ્મને પાંડવોએ પાડયા ભગ્નો પરાજય પામ્યા ત્યારે ખેદયુક્ત છે મન જેનું એવો કર્ણ એટલા વચન કહી મોટો નિશ્વાસ મૂકવા લાગ્યો ને તેની આંખોમાંથી અશ્રુ પડવા માંડયા હે રાજન્! તે વખતે કર્ણના વચન સાંભળી, તમારા પુત્ર તથા સૈનિકો પણ પરસ્પર આક્રોશ કરતા આંખમાંથી અશ્રુ પડે તે રીતે રોવા લાગ્યા વળી મોટો સંગ્રામ પ્રવર્તમાન થયો ને રાજાઓ સેનામાં આવ્યા ત્યારે સર્વ મહારથિમાં શ્રેષ્ઠ કર્ણે, રથિમાં શ્રેષ્ઠ સર્વને, હર્ષ ઉપજાવે રીતે એવી કહ્યું કે આ અનિત્ય જગત નાશવાન છે તે પર વિચાર કરતાં કોઇપણ સ્થિર હોય એમ હું માનતો નથી, તોપણ તમે સર્વ વિદ્યમાન છતા સંગ્રામમાં પર્વત સરખા કુરુકુળમાં શ્રેષ્ઠ ભીષ્મને તેમણે કેમ પાડયા પૃથ્વીમાં બીજા સૂર્ય સરખા મહારથિ શંતનુ પુત્ર ભીષ્મને પાડયા ત્યારે, પર્વતના વહેનાર પવનને જેમ વૃક્ષો સહન કરી શકે નહિ તેમ રાજાઓ, અર્જુનને કેમ સહન કરી શકશો? માટે આજ હણાયા છે મુખ્ય નાયક જેમાંથી એવા પીડાયેલા, શત્રુએ હણેલા, ઉત્સાહ વગરના અનાથ માણસના સૈન્યને જે રીતે તે મહાત્મા રક્ષા કરતા હતા તેમ હું રક્ષા કરીશ સંગ્રામમાં શોભિતા ભીષ્મ પડ્યા, તેથી આ ભાર મારી ઉપર આવી પડ્યો છે તેમ આ જગત અનિત્ય છે, એમ જાણવા છતાં આ વખતે હું ભય કેમ ધરૂં? સંગ્રામમાં વિચરતો હું બાણે કરી પાંડવોને યમપુરીમાં મોકલી, જગતમાં યશ સંપાદન કરવા સંગ્રામમાં ઉભો રહીશ વા, તેમણે હણેલો હું વીરશય્યામાં શયન કરીશ જે સૈન્યમાં ધૈર્ય, બુદ્ધિ, સત્ય તથા બળવાન યુધિષ્ઠિર, સેંકડો હસ્તિ તુલ્ય પરાક્રમવાળા, ભીમસેન તથા ઇન્દ્ર પુત્ર યુવાવસ્થાવાળો અર્જુન છે તે સૈન્યને દેવતાઓથી પણ સહજ જીતાય નહિ વળી બળમાં જેને યમરાજાની ઉપમા અપાય એવા નકુળ, સહદેવ, તથા સાત્યકિ સહિત દેવકી પુત્ર કૃષ્ણ છે તે સૈન્ય સામે જઇ, મૃત્યુના મુખથી જેમ પ્રાણી બચે નહિ, તેમ કુત્સિત પુરૂષ બચે નહિ. જેમ તપને તપે કરી બાધ કરાય છે તેમ, શૂરવીરો સૈન્યને સૈન્યે કરી બાધ કરે છે, તેમ મારૂં મન પણ શત્રુનું નિવારણ કરવામાં તથા પોતાનું રક્ષણ કરવામાં અચલ પર્વત સરખું થઇ રહ્યું છે હે સૂત! આ રીતે મારૂં મન અનુકૂળ છે માટે જતાવાત એમના પ્રભાવને બાધ કરી હું જીતીશ આ મારા મિત્રનો દ્રોહ મારાથી સહન થતો નથી, કારણ કે સૈન્યના ભરાણ વખતે સહાયતા કરવા આવી ઉભો રહે તેજ ખરો મિત્ર જાણવો એ રીતે સંગ્રામમાં સર્વ શત્રુ સમુદાયને હું હણીશ, અથવા તેણે હણેલો હું પ્રાણનો ત્યાગ કરી ભીષ્મની પાછળ વીર લોકને પામીશ સત્પુરૂષોને યોગ્ય એવું શ્રેષ્ઠ કર્મ હું કરીશ જે કોઇ પણ મારી રક્ષા કરો, રક્ષા કરો,' એમ કહે, સ્ત્રી અથવા બાળક રૂવે તથા દુર્યોધનનું પરાક્રમ હણાય તે વખતે મારે યુદ્ધજ કર્ત્તવ્ય છે એમ હું જાણું છું, માટે આજ રાજાના શત્રુઓને હું જીતીશ ભયંકરરૂપે આ સંગ્રામમાં કૌરવોની રક્ષા કરતા પાંડવોને મારવા ઇચ્છતો હું પ્રાણનો ત્યાગ કરીને પણ, સર્વ શત્રુ સમુદાયને હણી, દુર્યોધનને રાજ્ય અપાવીશ, માટે મણિ તથા રત્ને કરીને શોભિતું સ્વચ્છ, મારૂં વિચિત્ર પ્રકારનું સુવર્ણનું કવચ લાવો, ને સૂર્ય સરખી કાંતિવાળી મારી લડાઇની ટોપી આણો અગ્નિ, વિષ તથા સર્પ સરખા મારા ધનુષ બાણ તૈયાર કરો બાણથી ભરેલા સોળ ભાથા, દિવ્ય ધનુષ, ખડ્ગ, શક્તિયો, મોટી ગદાઓ, સુવર્ણથી વિચિત્ર પ્રકારના નાળવાળો શંખ, સુવર્ણથી વિચિત્ર પ્રકારના હાથીના તંગ સરખો કમળપટો, કમળના ચિન્હવાળો, જયને આપનાર, વિચિત્ર પ્રકારનો ધ્વજ, અને સારી રીતે બાંધેલી માળાની પાણી સહિત વિચિત્ર પ્રકારની માળા લઇ આવો હે સૂતપુત્ર! શ્વેત વાદળ સરખા

પુષ્ટ, મંત્ર કરી પવિત્ર જળથી નાહેલા અને સુવર્ણના વિચિત્ર આભરણો કરી યુક્ત તથા જલદી ચાલનાના ઉત્તમ અશ્વોને રથમાં જોડ, સુવર્ણની માળા પતિ સૂર્ય તથા ચંદ્ર સરખા પ્રકાશવાળા તેને કરી શોભિતા, પ્રહાર કરવા યોગ્ય આયુધના તથા વાહને કરી યુક્ત એવા ઉત્તમ રથને જલદી લાવ. વિચિત્ર પ્રકારના વેગવાળાં ધનુષ, ઉત્તમ પ્રત્યંચાઓ, બાણ ભરેલા મોટા ભાથાઓ, કવચો, તે યુદ્ધ વાસ્તે પ્રયાણ કરવાને યોગ્ય એવી સર્વ વસ્તુઓ તથા દહિંથી ભરેલા કાંસાના તથા સોનાના પાત્ર અને માંગલિક વાદ્ય, અને સર્વી તરેહના જય વાસ્તે બેરી નામના યુદ્ધવાદ્ય નગારાં હે સૂત! પછી ત્યાં અર્જુન ભીમસેન ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજા તથા નકુલ સહદેવ હોય ત્યાં ચાલો. કારણ કે સંગ્રામમાં હું મારીશ અથવા તેમાજ મરેલો હું ભીષ્મની ગતિને પામીશ. જ્યાં નકુલ તથા સહદેવ, યુધિષ્ઠિર ભીમસેન અર્જુન વાસુદેવ ભગવાન, સાત્યકિ તથા સૃંજયો છે તે સૈન્યને કોઈ પણ રાજાઓ જીતી શકે નહિ એમ હું માનું છું, તેમ કદાચિત સંગ્રામમાં અમર સાવધાન, સર્વને હરનાર મૃત્યુ, પોતે તે અર્જુનની રક્ષા કરશે તો પણ હું તેને મારીશ, અથવા તેણે મારેલો હું ભીષ્મની પાછળ યમપુરીમાં જઇશ. સ્વામી ઉપર થોડા સ્નેહવાળા મિત્રના દ્રોહી પાપિષ્ટ એવા આ મને સહાય નથી, એમ કહી શૂરવીરના મધ્યમાં નહિ જાઉં એવું હું નહિ કરૂં.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એટલું કહી કુબડા સહિત સુવર્ણથી શોભિતા પતાકા યુક્ત વાયુ સરખા વેગવાળા, ઉત્તમ ઘોડા જોડેલા દૃઢ ઉત્તમ રથમાં બેસી જય વાસ્તે તે રણ તરફ ચાલ્યો. દેવતાના ગણ જેમ ઇન્દ્રનો સત્કાર કરે તેમ કૌરવોએ સત્કાર કરેલો, રથિમાં શ્રેષ્ઠ, ઉગ્ર ધનુષવાળો, મહાત્મા કર્ણ, સંગ્રામમાં જ્યાં ભીષ્મ પડ્યા હતા ત્યાં લોઢાદિકના દૃઢ આવરણ યુક્ત, ધ્વજ સહિત, સુવર્ણ, મૌક્તિક, તથા રત્નની માળાથી શોભિતા, મેઘ સરખા શબ્દવાળા, રૂડા અશ્વ જોડેલા રથે કરી, સૂર્યની પેઠે તેજવાળો તે ત્યાં ગયો. તે વખતે અગ્નિ સરખી કાંતિવાળો સુંદર, પોતાના રથમાં બેઠેલો, અગ્નિ સરખા તેજવાળો ધનુષ ધરનાર શોભિતો અધિરથનો પુત્ર મહારથિ પોતાના વિમાનમાં બેઠેલો ઇન્દ્ર શોભે તેમ શોભતો હતો.

**हुताशनाभः सहुताशनप्रभे शुभः शुभेरवैस्वरथे धनुर्धरः ।**
**स्थितो रराजाधिरथिर्महारथः स्वयं विमाने सुरराडिवास्थितः ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णनिर्याणे गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**

## અધ્યાય ૩ જો. ભીષ્મ આગળ કર્ણનું ભાષણ.

**सञ्जय उवाच—शरतल्पे महात्मानं शयानममितौजसम् ।**
**महावातसमूहेन समुद्रमिव शोषितम् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! મહા વાયુના સમૂહે શોષણ કરેલા સમુદ્રની પેઠે બાણશય્યામાં સુતેલા સર્વ ક્ષત્રિયનો નાશ કરનાર દિવ્ય અસ્ત્રે કરી અર્જુને પાડેલા મોટા ધનુષ

તથા પરાક્રમવાળા અગાધ જળમા રહેલા સ્થાનને ઇચ્છતા વણીકને દ્વીપ સરખા યમુનાના પ્રવાહ સરખા, બાણના ઓઘે કરી વ્યાપ્ત ઇન્દ્રે પૃથ્વી ઉપર પાડેલા મૈનાકપર્વત સરખા, અમર્ષ આકાશમાથી ભ્રષ્ટ થએલા પૃથ્વી તળ ઉપર પડેલા સૂર્ય સરખા પૂર્વે ઇન્દ્રે જીતેલા વૃત્રાસુર સરખા, સર્વ સૈન્યને મોહ કરનાર સર્વ સેનિકોમા શ્રેષ્ઠ સર્વ ધનુષ ધરનારમા ઉત્તમ અર્જુનના બાણે કરી વ્યાપ્ત પુરૂષોમા શ્રેષ્ઠ મોટા વ્રતવાળા વીર શરશય્યામા સુતેલા મહાત્મા ભીષ્મને જોઇ, અધિરથનો પુત્ર મોટી કાંતવાળો કર્ણ રથમાથી નીચે ઉતરી હાથ જોડી તે મહાત્માને પ્રણામ કરી પીડેલ સ્વરે તેમને આસી ગીને કહેવા લગ્યો કે—હે ભારત! હુ કર્ણ છુ મારી સાથે તમારી કલ્યાણરૂપ પવિત્ર વાણીએ વાત કરો તથા પવિત્ર દૃષ્ટિએ કરી મને જુઓ. તમારૂ કલ્યાણ થાઓ, અને અહિ કોઇ સુકૃતના ફળને નહિ પામે, કારણ જ્યા ધર્મમા તત્પર વૃદ્ધ તમો પૃથ્વી ઉપર સુતા છો તેમ હે કુરૂપુગવ! કોશ સચય કરવામા વિચાર કરવામા, વ્યૂહ રચવામા તથા પ્રહાર કરવામા કૌરવો ના મધ્યમા તમારા વિના બીજા કોઇને હુ જોતો નથી તમો શુદ્ધ બુદ્ધિએ કરી કૌરવોને ભયથી તારતા હતા વણીક યોદ્ધાઓને મારી તમો પિતૃલોકમા જશો હે ભરતશ્રેષ્ઠ! આજથી અત્યંત ક્રુદ્ધ પાડવો વાઘ જેમ મૃગનો ક્ષય કરે તેમ કૌરવોનો ક્ષય કરશે, ને આજ આ ગાડીવ ધનુષના શબ્દના પરાક્રમને જાણનારા કૌરવો, ઇન્દ્રથકી અસુરો જેમ ત્રાસ પામે તેમ અર્જુનથી ત્રાસ પામશે અને ગાડીવમાથી નીકળેલા બાણોનો વજ્ર સરખો શબ્દ કૌરવ તથા બીજા રાજાઓને ત્રાસ પમાડશે હે વીર! વૃદ્ધિ પામેલો મોટી જ્વાળાવાળો અગ્નિ જેમ વૃક્ષોને બાળે તેમ અર્જુનના બાણ, ધ્રુતરાષ્ટ્રના પુત્રોને બાળશે વનમા એકઠા મળેલા વાયુ તથા અગ્નિ, જે જે માર્ગે જાય તે તે માર્ગમા વણાક ગુચ્છ તૃણ તથા વૃક્ષોને બાળી નાખે, તેમ વૃદ્ધિ પામેલા અગ્નિ સરખો અર્જુન છે ને વાયુ સરખા કૃષ્ણ છે એમા સશય નહિ હે નર વ્યાઘ્ર! એકઠા મળેલા તે બેઉ કૌરવોના સૈન્યનો નાશ કરે તેમા શુ આશ્ચર્ય? માટે પાચજન્ય તથા ગાડીવનો શબ્દ સાભળી, સર્વ સૈન્યો ત્રાસ પામશે હે વીર! શત્રુનો નાશ કરનાર સામે આવતા અર્જુનના રથના શબ્દને તમારા વિના બીજા રાજાઓ સહન નહિ કરી શકે બુદ્ધિમાન પુરૂષો જેના દિવ્ય કર્મનુ ગાન કરે છે, તેમ જે મહાત્મા મહાદેવ સાથે યુદ્ધ કરી, બીજાઓને દુખે કરીને પણ પ્રાપ્ત થાય નહિ એવા વરને પ્રાપ્ત થયેલા છે તેમ સર્વ ક્ષત્રિયોનો નાશ કરનાર ભયકર દેવ તથા દાનવનો ગર્વ હરનાર પરશુરામને જે, તમો જીત્યા હતા તે તમો પણ પૂર્વે જેને જીતી નહોતા શક્યા તે અર્જુનને જીતવા સમર્થ કોણ થશે તથા તેની સાથે યુદ્ધ કરવા પણ યોગ્ય કોણ ગણાશે? યુદ્ધમા પરાક્રમી પાડુપુત્રને સહન ન કરી શકતો હુ, સગ્રામમા શૂરવીર અત્યત ઘોર દૃષ્ટિ હણનાર, સર્પ સરખા શૂરવીર પાડુપુત્રને તમારી આજ્ઞાથી આજ, અસ્ત્રના બળે કરી હુ મારી શકીશ

> तमद्याह पांडव युद्धशौंडममृष्यमाणो भवता चानुशिष्टः ।
> आशीविषं दृष्टिहरं सुघोरं शूरं शक्ष्याम्यस्त्रबलान्निहंतुं ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णवाक्ये गुर्जर भाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥**

## અધ્યાય ૪ થો. કર્ણને ભીષ્મે આપેલું ઉત્તેજન.

**सञ्जय उवाच—तस्य लालप्यमानस्य कुरुवृद्ध पितामह ।**
**देशकालोचित वाक्यमब्रवीत्प्रीतमानस ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર એ રીતે બોલતા કર્ણના વચન સાંભળી કુરુકુળમાં વૃદ્ધ પિતામહ ભીષ્મ, પ્રસન્ન મનથી દેશકાળને યોગ્ય આવી રીતનું વચન કહેવા લાગ્યા નદિ-ઓનો સમુદ્ર, તેજનો સૂર્ય સત્યના સત્પુરુષો, બીજોની પૃથ્વી તથા મેઘ પ્રાણિઓનો જેમ મેઘ પાલક છે, તેમ સર્વ સંબંધિયોનો તું પાલક થા ઇન્દ્રનો આશ્રય કરી જેમ સર્વ દેવતાઓ જીવે છે તેમ તારી પાછળ સર્વ બાંધવા જીવો શત્રુનું માન હરનાર તથા મિત્રને આનંદ વધારનાર તું, દેવતાઓની ગતિ જેમ વિષ્ણુ છે તેમ કૌરવોની ગતિરૂપ થા હે કર્ણ ! દુર્યો-ધનના જયને ઇચ્છતા તે રાજપુર પ્રત્યે જઇ પોતાના બાહુબળના પરાક્રમથી કામ્બોજને જીત્યા હતા, તેમજ ગિરિવ્રજમાં રહેતા નગ્નજીત્ વગેરે રાજાઓ, અંબષ્ઠ, વિદેહ, તથા ગંધા-રના રાજાઓને પણ તે જીત્યા હતા, હે કર્ણ ! હિમાલયમાં દુઃખે કરી જઇ શકાય નહિ એવા સ્થાનમાં રહેતા સંગ્રામમાં કઠોર કિરાતોને પણ પૂર્વે તે, દુર્યોધન માટે વશ કર્યા હતા હે કર્ણ ! તે તે ઠેકાણે સંગ્રામમાં દુર્યોધનના હિતને ઇચ્છતા તે, ઉત્કલ, મેકલ, પૌંડ્ર, કલિંગ આંધ્ર, નિષાદ, ત્રિગર્ત્ત, તથા બાલ્હીકને પણ જીત્યા હતા હે તાત ! જ્ઞાતિકુલ તથા બંધુ સહિત દુર્યોધન જેમ કૌરવોની ગતિ છે તેમ તું પણ સર્વ કૌરવોની પરમ ગતિરૂપ થા તારૂં કલ્યાણ થાય તે રીતે હું તને કહું છું કે, જા શત્રુઓ સાથે યુદ્ધ કર, સંગ્રામમાં કૌરવોનું પાલન કર અને દુર્યોધનનો જય કર અમારે જેમ દુર્યોધન તેમ તું પણ પૌત્ર સમાન છે તેમજ અમે બધા જેમ તેને, તેમ ધર્મથી તારે પણ અમે છીએ હે નરશ્રેષ્ઠ ! લોકમાં યૌન સંબંધથી સત્પુરુષોની સત્પુરુષો સાથે એકતા અધિક હોય છે એમ બુદ્ધિમાન પુરુષો કહે છે આ સૈન્ય મારૂં છે એમ સત્ય સંગતવાન થઇ દુર્યોધનની પેઠે કૌરવના સૈન્યનું પાલન કર ભીષ્મના આવા વચન સાંભળી તેમના ચરણમાં પ્રણામ કરી સૂતપુત્ર કર્ણ સર્વ ધનુષ ધરનારની સમીપ આવી મનુષ્ય સમુદાયનું મોટું અનુપમ સ્થાન જોઇ, એકઠા મળી ઉભેલા પ્રહાર કર-વામાં બલિષ્ઠ સૈન્યને વૃદ્ધિ પમાડ્યા સર્વ સૈન્યની આગળ ચાલનાર યુદ્ધમાં ઉભેલા મહાબાહુ મહાત્મા કર્ણને જોઇ, પ્રસન્ન થયેલા દુર્યોધનાદિ સર્વ કૌરવો, ક્રીડા, શસ્ત્રના શબ્દ, સિંહનાદ તથા વિવિધ પ્રકારના ધનુષના શબ્દે કરી તેનો સત્કાર કરવા લાગ્યા

**कर्णंदृष्ट्वा महात्मान युद्धाय समुपस्थित ।**
**क्ष्वेडितास्फोटितरवै. सिंहनादरवैरपि ॥**
**धनु शब्दैश्च विविधै कुरव. समपूजयन् ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णाश्वासने गुर्जर-भाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥**

••••••••••••

## અધ્યાય ૫ મો. દ્રોણને સેનાધિપત્ય આપવાની કર્ણે કરેલી ભલામણ.

**सञ्जय उवाच—रथस्थं पुरुषव्याघ्रं दृष्ट्वा कर्णमवस्थितम् ।**
**हृष्टो दुर्योधनो राजन्निदं वचनमब्रवीत् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! રથમાં બેઠેલા પુરુષમાં સિંહરૂપ કર્ણને જોઈ, પ્રસન્ન થયેલા દુર્યોધને આવી રીતે તેને કહ્યું કે, તે રક્ષા કરેલા આ સૈન્યને હું સનાથ થયેલું માનું છું, માટે આ વખતે આપણા હિતરૂપ શું કરવું છે તે તું કહે. કર્ણે કહ્યું કે હે પુરુષમાં સિંહરૂપ! હે નૃપ! તમે અત્યંત ચતુર છો માટે અમને જે તે કહો. કારણ મુખ્ય સ્વામી, જે રીતે કૃત્ય જાણે તેવું બીજો કોઈ જાણે નહિ. હે નરેશ્વર! અમને સર્વને તમારાં વચન સાંભળવાની ઇચ્છા છે, તેમ તમે ન્યાય્ય હિત વચન બોલશો પણ નહિ એમ હું માનું છું. કર્ણનાં વચન સાંભળી દુર્યોધને કહ્યું કે, અવસ્થા, પરાક્રમ તથા શસ્ત્ર સંપન્નતાને લીધે ભીષ્મ સર્વ યોદ્ધાઓ સહિત સેનાના નાયક હતા. શત્રુગણને હણતા સારી રીતે યુદ્ધ કરનાર અતિ યશસ્વી મહાત્મા તેમણે દશ દિવસ સુધી અમારી રક્ષા કરી પણ હવે કોઈથી ન બને એવું કર્મ કરનાર તે પડ્યા માટે સેનાનો નાયક કોને કરવો ધારો છો? કર્ણધાર વિના નાવ રહે નહિ તેમ નાયક વિના સેના પણ રહે નહિ. કર્ણધાર વિના નાવ તથા સારથિ વગરનો રથ જેમ પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરે તેમ નાયક વિનાની સેના પણ પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરે, કોઈ પણ અગ્રેસર વિના જેમ સથવારો કષ્ટ પામે તેમ નાયક વિનાની સેના સર્વ દોષને પામે. માટે ભીષ્મની પાછળ મારી તરફના સર્વ મહાત્મામાં સેનાપતિ કરવા યોગ્ય કોણ છે તે જુઓ. જેને સેનાના નાયક થવાની યોગ્યતા હોય, હે કર્ણ! તે તું કહે. તેને અમે સર્વ એકઠા મળી સેનાપતિ કરીશું એમાં સંશય નહિ. દુર્યોધનનાં વચન સાંભળી કર્ણે કહ્યું કે પુરુષમાં શ્રેષ્ઠ આ સર્વ મહાત્મા સેનાપતિપણાને યોગ્ય છે, એમાં કાંઈ પણ વિચાર કરવા જેવું નથી. તેમ આ સર્વ, કુળ, શરીર, જ્ઞાન, બળ, પરાક્રમ, બુદ્ધિ તથા શાસ્ત્રસંપન્ન હોઈ સંગ્રામમાં પાછા ન ફરે એવા છે. તથાપિ એક વખતે કાંઈ સર્વને નાયક કરી શકાય નહિ. માટે જેમાં વિશેષ ગુણ હોય તે એકને નાયક કરો. પરસ્પર સ્પર્ધા કરનાર એઓમાંથી એકને નાયક કરશો તો બાકી રહેલા અપ્રયુક્ત મનવાળા થઈ જરૂર યુદ્ધ નહિ કરે. માટે આ દ્રોણાચાર્ય સર્વ યોદ્ધાઓમાં વૃદ્ધ, શસ્ત્ર ધરનારમાં શ્રેષ્ઠ તથા ગુરુ છે, માટે એમને સેનાપતિ કરવા યોગ્ય છે. કોઈથી દુઃખે કરીને પણ સહન થાય નહિ એવા શસ્ત્રધરનારમાં શ્રેષ્ઠ શુક્ર તથા બૃહસ્પતિ સરખા દ્રોણાચાર્ય ઉભા હોય ત્યાં બીજો કોણ સેનાપતિ થાય? તેમ હે ભારત! સર્વ રાજાઓમાં તમારો એવો કોઈ પણ યોદ્ધો નથી, કે જે સંગ્રામમાં જતા દ્રોણની પાછળ જાય. તેમ હે રાજન્! તમારા ગુરુ આ દ્રોણ સેનાના નાયકમાં શસ્ત્ર ધરનારાઓમાં તથા બુદ્ધિમાન પુરુષોમાં પણ શ્રેષ્ઠ છે માટે હે દુર્યોધન! અસુરોને જીતવા ઇચ્છતા દેવતાઓએ જેમ કાર્તિકસ્વામિને સેનાપતિ કર્યા હતા તેમ તું આચાર્યને સેનાપતિ કર.

**एवं दुर्योधनाचार्यमाशु सेनापतिं कुरु ।**
**जिगीषतो सुरान् सङ्ख्ये कार्तिकेयमिवामराः ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि कर्णवाक्ये गुर्जर-भाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥**

## અધ્યાય ૬ ઠ્ઠો. દુર્યોધને દ્રોણને કરેલી વિનંતિ.

**संजय उवाच—कर्णस्य वचनं श्रुत्वा राजा दुर्योधनस्तदा ।**
**सेनामध्यगतं द्रोणमिदं वचनमब्रवीत् ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! કર્ણના વચન સાંભળી દુર્યોધન રાજાએ, સેનાના મધ્ય ભાગ ઉભેલા દ્રોણાચાર્ય પાસે આવી આવી રીતે કહ્યું કે, ચાર વર્ણમાં શ્રેષ્ઠપણું, સત્કુલમાં જન્મ, શાસ્ત્રા-ધ્યયન અવસ્થા, બુદ્ધિ, પરાક્રમ ચાતુર્ય અસમર્થતા અર્થજ્ઞાન ન્યાય, જય તપ તથા કૃત-જ્ઞતા ઇત્યાદિ સર્વ ગુણે કરી યુક્ત તમારા સરખા અમારૂં રક્ષણ કરનાર રાજાઓમાં બીજો કોઇ નથી, માટે હે દ્વિજસત્તમ ! સર્વ દેવતાઓને જેમ ઇન્દ્ર પાળે છે તેમ તમો અમારી રક્ષા કરો કારણ તમારા રક્ષણથી અમો શત્રુઓને જીતવા ઇચ્છીએ છીએ રૂદ્રોમાં કપાલિ, વસુમાં અગ્નિ, યક્ષોમાં કુબેર, દેવોમાં ઇન્દ્ર, બ્રાહ્મણોમાં વસિષ્ઠ, તેજસ્વિઓમાં સૂર્ય, પિતૃઓમાં યમ, જળજંતુઓમાં વરૂણ, નક્ષત્રોમાં ચંદ્ર તથા દૈત્યોમાં જેમ શુક્ર શ્રેષ્ઠ છે, તેમ સેનાપતિમાં શ્રેષ્ઠ તમે અમારા સેનાધિપતિ થાઓ હે અનઘ ! આ મારી અગિયાર અક્ષૌહિણી સેના તમારે વશ થાય કે તેની વ્યૂહ રચના કરી, ઇન્દ્ર દૈત્યોને મારે તેમ તમે શત્રુઓને મારતા, દેવતાઓની આગળ જેમ કાર્તિકસ્વામી ચાલે તેમ અમારી આગળ ચાલો અમો, મોટા બળદની પાછળ નાના વાછડા ચાલે તેમ તમારી પાછળ ચાલીશું કારણ આગળ ચાલતા તમોને જોઇ, ઉગ્ર તથા મોટા ધનુષવાળો, દિવ્ય ધનુષ ધરનાર અર્જુન પણ પ્રહાર નહિ કરે હે પુરૂષમાં સિંહરૂપ ! તમો જો સેનાપતિ હશો તો રણસંગ્રામમાં પરિવાર તથા ભાઇઓ સહિત ધર્મરાજાને જરૂર હું જીતીશ સંજય કહે છે—હે રાજન્ ! એ રીતે તમારા પુત્રે દ્રોણાચાર્યને કહ્યું તે વખતે રાજાઓએ તમારા પુત્રને અભિનન્દના મોટા સિંહનાદ સાથે 'જય, જય' એવો ઘોષ કર્યો અને મોટા યશને ઇચ્છતા હર્ષયુક્ત સૈનિકો દુર્યોધનને આગળ કરી, બ્રાહ્મ-ણમાં ઉત્તમ દ્રોણાચાર્યને ઉત્સાહ આપવા લાગ્યા હે રાજન્ ! તે વખતે દ્રોણાચાર્યે દુર્યોધનને આવી રીતે કહ્યું

**सैनिकाश्च मुदायुक्ता वर्द्धयंति द्विजोत्तम ।**
**दुर्योधनं पुरस्कृत्य प्रार्थयंतो महद्यशः ॥**
**दुर्योधनं ततो राजन् द्रोणो वचनमब्रवीत् ॥**

**इतिश्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि द्रोणप्रोत्साहने गुर्जर-भाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥**

---

## અધ્યાય ૭ મો. દ્રોણાભિષેક.

**द्रोण उवाच—वेद षडंगवेदाहमर्थविद्यां च मानवीं ॥**
**त्रैयम्बकमथेष्वस्त्रशस्त्राणि विविधानि च ॥ १ ॥**

દ્રોણ કહે છે—હે દુર્યોધન ! ષડંગવેદ, મનુનીતિ, મહાદેવ સંબંધી અસ્ત્ર, બાણવિદ્યા તથા

વિવિધ પ્રકારના શસ્ત્ર હુ જાણુ છુ, અને જયને ઇચ્છતા તમોએ બીજા પણ જે મારા વિષે ગુણ કહ્યા તે સર્વે સત્ય કરી દેખાડવા ઇચ્છુ છુ, પાડવ સાથે યુદ્ધ કરીશ પણ પૃષતગોત્રમા ઉત્પન્ન થયેના ધૃષ્ટદ્યુમ્નને હુ નહિ મારૂ કારણ કે પુરૂષમા શ્રેષ્ઠ તે, મારા વધ વાસ્તેજ ઉત્પન્ન થયેલો છે અને સર્વ સોમકોનો નાશ કરતા સૈન્યો સાથે યુદ્ધ કરીશ, પણ યુદ્ધમા પાડવો પ્રસન્ન થઇ મારી સાથે યુદ્ધ નહિ કરે સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! દ્રોણાચાર્યના વચન સાભળી તમારા પુત્રે વિધિપૂર્વક દ્રોણાચાર્યને સેનાપતિ કર્યા એ રીતે જેમ પૂર્વે ઇન્દ્રાદિક દેવતાઓએ કાર્તિકસ્વામીને સેનાપતિનો અભિષેક કર્યો હતો તેમ દુર્યોધનાદિક રાજાઓએ દ્રોણાચાર્યને અભિષેક કર્યો દ્રોણાચાર્યને સેનાપતિ કર્યા તે વખતે વાજિત્ર તથા શખના મોટા શબ્દોએ કરી સર્વને હર્ષ ઉત્પન્ન થયો. તે વખતે પુણ્યાહવાચન અને સ્વસ્તિવાચનના શબ્દ સાથે સૂત માગધ તથા બદિજનના સ્તુતિ સહિત ગીત શબ્દ તથા ઉત્તમ બ્રાહ્મણના જય શબ્દ અને સૌભાગ્યવતીના નૃત્યે કરી, વિધિપૂર્વક દ્રોણાચાર્યનો સત્કાર કરી ' પાડવોને જીતેલાજ છે ' એમ તમારી તરફના માનવા લાગ્યા સંજય કહે છે—હે રાજન્ ! યુદ્ધ કરવાને ઇચ્છતા મહારથિ દ્રોણાચાર્ય સેનાપત્ય પામી, સૈન્યોની વ્યૂહ રચના કરી તમારા પુત્રો સહિત રણપ્રતિ ચાલ્યા જે વ્યૂહમા સિધુ દેશનો રાજા જયદ્રથ, કલિંગ તથા તમારો પુત્ર વિકર્ણ, કવચ પહેરેલા એટલા તો જમણા પડખાનો આશ્રય કરી ઉભા રહ્યા નિર્મળ સામગ્રીથી યુદ્ધ કરનાર કધારના શ્રેષ્ઠ ઘોડેસ્વારો સહિત તેમની રક્ષા કરનાર શકુનિ થયો કૃપાચાર્ય, કૃતવર્મા, ચિત્રસેન વિવિંશતિ તથા સાવધાન થયેલા દુઃશાસનાદિક વ્યૂહના ડાબા પક્ષની રક્ષા કરવા લાગ્યા તેમના રક્ષણ વાસ્તે મોટા વેગવાળા અશ્વેકરી સુદક્ષિણાદિક કાંબોજ તથા યવન સહિત શક ઉભા રહ્યા મદ્ર, ત્રિગર્ત, અમ્બષ્ઠ, પશ્ચિમ તથા ઉત્તરના માલવ, શિબિ, શૂરસેન, શૂદ્ર, મલદ, સૌવીર, કિતવ, પૂર્વ તથા દક્ષિણના ચારેતરફથી તમારા પુત્રને આગળ કરી, સૂતપુત્ર કર્ણની પાછળ બીજા તમારા પુત્રો સહિત પોતાના સૈન્યને હર્ષ પમાડતા યુદ્ધ કરવા ચાલ્યા સર્વ યોદ્ધાઓમા અત્યત શ્રેષ્ઠ સૈન્યોને બળ આપનાર સૂર્યપુત્ર કર્ણ, સર્વ ધનુષધારિના અગ્રણી થઈ ચાલવા લાગ્યા તે વખતે તેનો અત્યત મોટો હાથી સાકળના ચિન્હવાળો, સૂર્ય સરખો કાતિમાન મોટો ધ્વજ, પોતાના સૈન્યને હર્ષ પમાડતા ઘણોક શોભતો હતો કર્ણને જોઇ ભીષ્મ સંબંધી દુઃખને કોઇપણ જાણતા ન હતા કૌરવસહિત સર્વ રાજાઓ શોકરહિત થયા તે વખતે પ્રસન્ન થયેલા ઘણાક યોદ્ધાઓ આવી રીતે કહેવા લાગ્યા—કર્ણને જોઇ યુદ્ધમા તેની સામે પાડવો નહિ ઉભા રહે કારણ કે કર્ણ સગ્રામમા ઇન્દ્ર સહિત દેવતાઓને પણ જીતવા સમર્થ છે, ત્યારે હીન છે વીર્ય તથા પરાક્રમ જેમનુ એવા પાડવોને જીતે તેમા શુ આશ્ચર્ય ! અને ભીષ્મે તો બળવાન જાણી પાડવોનુ રક્ષણ કર્યું હતુ અને કર્ણ તો તેમને તીક્ષ્ણ બાણેકરી સગ્રામમા મારશે એ રીતે પરસ્પર ભાષણ કરતા પ્રસન્ન થયેલા તે, કર્ણની પ્રશસા તથા સત્કાર કરતા યુદ્ધ કરવા નીકળ્યા હે રાજન્ ! આપણી સેનાનો દ્રોણાચાર્યે શકટ નામનો વ્યૂહ કરેલો હતો, અને મહાત્મા પાડવોનો પ્રસન્ન થયેલા ધર્મરાજાએ ક્રૌચ નામનો વ્યૂહ રચેલો હતો તેમના વ્યૂહના અગ્ર ભાગમા પુરૂષમા શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ તથા અર્જુન, હનુમાન છે ધ્વજામા જેની, એવા રથમા વિરાજમાન થઇ ઉભેલા હતા ઘણા તેજવાળા તે મહાત્મા અર્જુનનો સૂર્ય પર્યંત ઉચો ગયેલો ધ્વજ ચારેતરફથી દેખાતો હતો, તે પ્રલય વખતનો પ્રજ્વલિત સૂર્ય જેમ પૃથ્વી પર પ્રકાશ કરે તેમ યુધિષ્ઠિરના સૈન્યને પ્રકાશ કરતો હતો યોદ્ધાઓમા અર્જુન, ધનુષમા ગાંડીવ, સર્વ ભૂતમા વાસુદેવ તથા ચક્રોમા સુદર્શન શ્રેષ્ઠ છે એ ચાર તેજને વહન કરતો, ધોળા ઘોડાવાળો,

ઉદ્યુક્ત થયેલા કાળચક્ર સરખો, અર્જુનનો રથ શત્રુઓ સન્મુખ ઉભો, એ રીતે શત્રુઓના અગ્ર ભાગમાં અર્જુન અને તમારાઓના અગ્રભાગમાં કર્ણ ઉભો. મહાવાન સેનાના અગ્રભાગમાં ઉભેલા પરસ્પર વધને ઇચ્છતા અને ક્રોધથી ભરપેલા મહાત્મા કર્ણ તથા અર્જુન પરસ્પરની સામે જોવા લાગ્યા. મહારથિ દ્રોણાચાર્યે પ્રયાણ કર્યું તે વખતે ભયંકર શબ્દ સાથે પૃથ્વી કંપાયમાન થઇ. સૂર્ય સહિત આકાશ, વાયુથી ઉડેલ રેશમના સમુદાય સરખી તીવ્ર રજે કરી ભરાઇ ગયું. વાદળ વગરના આકાશમાંથી માંસ, અસ્થિ તથા રુધિરની વૃષ્ટિ થઇ. ગૃધ્ર, સિચાણા, બગલા, કંક તથા હજારો કાગડા સેના ઉપર પડવા લાગ્યા. માંસ ખાવા તથા રુધિર પાન કરવા ઇચ્છતા શિયાળવાં ભયંકર શબ્દ કરતાં ગાજતાં તમારી સેનાને જમણાં થતાં હતાં. પ્રકાશવાન ગર્જના સહિત કંપાયમાન થતાં ઉલ્કાપાત આકાશમાંથી ચોતરફ વીંટી સંગ્રામમાં પડવા લાગ્યા. વીજળી તથા કડાકા સહિત મોટું કુંડાળું સૂર્યની ચોતરફ થવા લાગ્યું તથા શરીરના જીવિતનો ક્ષય કરનાર બીજા પણ અત્યંત વધારે દારુણ ઉત્પાત સંગ્રામમાં થવા લાગ્યા. ત્યાર પછી પરસ્પર વધને ઇચ્છતા કૌરવ તથા પાંડવના સૈન્યનું શબ્દે કરી જગતને પૂરતું યુદ્ધ પ્રવર્તમાન થયું, જેમાં અત્યંત ક્રોધે ભરપેલા જયને ઇચ્છતા પ્રહાર કરનાર કૌરવ તથા પાંડવો તીક્ષ્ણ શસ્ત્રે કરી પરસ્પર મારવા લાગ્યા. મોટી કાંતિ તથા ધનુષવાળા દ્રોણાચાર્યે હજારો તીક્ષ્ણ બાણ ફેંકતા પાંડવની મોટી સેના સામે વેગે કરી દોડયા. સંગ્રામમાં ઉદ્યુક્ત થયેલા દ્રોણને જોઇ સૃંજય સહિત પાંડવો જુદા જુદા બાણનો વરસાદ વરસાવવા લાગ્યા. દ્રોણે મારવા માંડેલી તેથી ક્ષોભ પામેલી પાંચાલ સહિત પાંડવોની મોટી સેના વાયુએ કરી મેઘ વીખરાય તેમ વીખરાવા લાગી. એટલામાં ઘણાંક દિવ્ય અસ્ત્રનો પ્રયોગ કરતા દ્રોણાચાર્ય, ક્ષણમાત્રમાં પાંડવ સહિત સૃંજયોને પીડવા લાગ્યા. એ રીતે ઇન્દ્ર જેમ દૈત્યોને મારે તેમ દ્રોણે મારવા માંડેલા ધૃષ્ટદ્યુમ્નાદિક પંચાલો અત્યંત કંપવા લાગ્યા. તે વખતે દિવ્યાસ્ત્ર જાણનાર પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો બળવાન મહારથિ ધૃષ્ટદ્યુમ્ન, અનેક તરેહથી બાણના વરસાદે કરી દ્રોણે નાખેલી બાણવૃષ્ટિને નિવારણ કરી સર્વ કૌરવોને મારવા લાગ્યો. મોટા ધનુષવાળા દ્રોણાચાર્ય પોતાના સૈન્યને નિયમમાં રાખી, સંગ્રામ મૂકી, ધૃષ્ટદ્યુમ્ન સામે દોડી, ઇન્દ્ર જેમ દૈત્યો ઉપર બાણનો વરસાદ કરે તેમ તેની ઉપર બાણનો વરસાદ વરસાવ્યો. દ્રોણે બાણે કરી કંપાવેલા પાંડવ સહિત સૃંજયો, સિંહને જોઇ મૃગનાઓ ભાગે તેમ ભાગ્યા. હે રાજન્! તે વખતે બળવાન દ્રોણાચાર્ય, પાંડવના સૈન્યમાં અગ્નિ ચક્રની પેઠે ફરવા લાગ્યા. સ્વર્ગ સરખા, શાસ્ત્ર દૃષ્ટિથી રચેલા, વાયુથી હાલતા પતાકાવાળા યુદ્ધ કરનારને આનંદ આપનાર, સુંદર ઘોડા જોડેલ, સ્ફટિકમણિ સરખા નિર્મળ ધ્વજયુક્ત શત્રુઓને ત્રાસ આપે એવા શ્રેષ્ઠ રથમાં બેઠેલા દ્રોણાચાર્ય શત્રુની સેનાને મારતા હતા.

खचरनगरकल्प कल्पित शास्त्रदृष्ट्या ।
चलदनिलपताक ह्लादन वल्गिताश्व ॥
स्फटिकविमलकेतुं त्रासन शात्रवाणां ।
रथवरमधिरूढः सजहारारिसेना ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि द्रोणपराक्रमे गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

## અધ્યાય ૮ મો. દ્રોણે કરેલો યુદ્ધારંભ.

**संजय उवाच—तथाद्रोणमभिघ्नंत साश्वसूतरथ द्विपान् ॥**
**व्यथिता पांडवा दृष्ट्वा न चैन पर्यवारयन् ॥**

સંજય કહે છે—હે રાજન્ ! તે રીતે અશ્વ, સારથિ રથ તથા હસ્તિઓને મારતા દ્રોણાચાર્યને જોઇ, વ્યથા પામેલા પાંડવોએ એમને ઘેરી ન લીધા તે સમયે યુધિષ્ઠિર રાજાએ ધૃષ્ટદ્યુમ્ન તથા અર્જુનને કહ્યું કે, સાવધાન થઇ ચોતરફથી દ્રોણાચાર્યને વારી રાખો. યુધિષ્ઠિરના વચન સાંભળી અર્જુન તથા પાછળ ચાલનાર સહિત પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, દ્રોણની સામા થયા. ત્યાર પછી કેકય, ભીમસેન, અર્જુનનો પુત્ર અભિમન્યુ, ઘટોત્કચ, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ, દ્રુપદના પુત્રો, અત્યંત પ્રસન્ન થયેલા દ્રૌપદીના પાંચ પુત્રો, ધૃષ્ટકેતુ, સાત્યકિ, અત્યંત ક્રુદ્ધ ચેકિતાન, મહારથિ યુયુત્સુ તથા પાંડવને અનુસરનાર બીજા મહારથિ સર્વ રાજાઓ પણ, પોતાના કુળ તથા પરાક્રમને યોગ્ય એવા કર્મ કરવા લાગ્યા. પાંડવોએ સારી રીતે રક્ષા કરેલી તેમની સેનાને જોઇ, કે પછી ચક્ષુ ફાડી સંગ્રામમાં દુઃખે કરી જીતાય નહિ એવા દ્રોણાચાર્ય તીવ્ર ક્રોધ ધારણ કરી, વાદળાંને જેમ વાયુ નાશ કરે તેમ પાંડવ સૈન્યનો નાશ કરવા લાગ્યા ચોતરફ દોડી રથ, અશ્વ, મનુષ્ય તથા હસ્તિઓને મારતા તે, વૃદ્ધ હોવા છતાં પણ તરૂણની પેઠે ઉન્મત્તતાથી ફરતા હતા હે રાજન્ ! રૂધિરથી લીંપાયેલા છે અંગ જેના, વાયુ સરખા વેગવાળા, કુલીન, થાકેના નહિ એવા તેના ઘોડા આવવા લાગ્યા એ રીતે અત્યંત ક્રોધે ભરેલા નિયમિત વ્રતવાળા, કાળ સરખા સામે આવતા તેમને જોઇ પાંડવ તરફના યોદ્ધાઓ તે તે ઠેકાણેથી નાસવા લાગ્યા એથી કરી જે ભાગતા, પાછા વળતા જોતા અને ઉભા રહેતા તેમનો શૂરવીરોને હર્ષ ઉત્પન્ન કરનાર તથા બીરૂને ભય પેદા કરનાર, દ્યાવાપૃથ્વીના મધ્યને ચોતરફથી પૂરતો અત્યંત ભયંકર અને દારૂણ શબ્દ થવા લાગ્યો વળી ફરીથી પણ દ્રોણાચાર્ય સંગ્રામમાં પોતાનું નામ સંભળાવી ભયંકર રૂપ ધારણ કરી શત્રુ ઉપર બાણ નાખવા લાગ્યા હે મારિષ ! એ રીતે બળવાન દ્રોણાચાર્ય, યુધિષ્ઠિરના સૈન્યોમાં પોતે વૃદ્ધ છતાં કાળની પેઠે તથા યુવાન પુરૂષની પેઠે વિચરતા, કેટલાક મહારથિયોને આક્રોશ કરાવતા તેમના મસ્તક તથા ભૂષણ સહિત બાહુને કાપી કેટલાક રથ શૂન્ય કરી નાખ્યા વખતે તેના હર્ષજન્ય શબ્દથી તથા બાણના વેગે કરી ટાઢથી પીડિત થએલી ગાયોની પેઠે યોદ્ધાઓ કંપવા લાગ્યા દ્રોણના રથના શબ્દે કરી તથા પ્રત્યંચાના દાબવાથી થતા ધનુષના શબ્દે કરી આકાશમાં મોટો શબ્દ થતો હતો એના ધનુષમાંથી નીકળતા હજારો બાણ સર્વ દિશાઓમાં વ્યાપ્ત થઇ, હસ્તિ, અશ્વ, રથ, તથા પાયદળો પર પડતા હતા ધનુષરૂપી મોટા વેગવાળા, અસ્ત્રરૂપ પ્રજ્વલિત અગ્નિયુક્ત, દ્રોણ સામે પાંડવ સહિત પંચાલો ગયા, તેમને હસ્તિ પાયદળ તથા અશ્વ સહિત થોડા વખતમાં યમપુરીમાં મોકલી દ્રોણે રૂધિરના ગારાવાળી રણભૂમિ કરી. દિવ્ય અસ્ત્ર વિસ્તારતા તથા હમેશ બાણ ફેંકતા દ્રોણે નાખેલા બાણ સમુદાય દિશાઓમાં દેખાતા હતા પાયદળ, રથ, અશ્વ તથા હસ્તિઓ પર વિચરતો તેમનો ધ્વજ, વાદળમાં વિજળી દેખાય તેમ દેખાતો હતો ધનુષબાણ છે હાથમાં જેના એવા ઘણા બળવાળા દ્રોણાચાર્ય, પાંચ કેકય તથા ધૃષ્ટદ્યુમ્નને બાણથી મથન કરી યુધિષ્ઠિરના સૈન્ય સામા આવ્યા. તે જોઇ ભીમસેન, અર્જુન, સાત્યકિ, ધૃષ્ટદ્યુમ્ન, શૈબ્યનો પુત્ર, કાશીપતિ તથા શિબિ, એટલા શૂરવીર તેમની ઉપર બાણનો વરસાદ વરસાવવા લાગ્યા તેમના તથા દ્રોણના ધનુષમાંથી

મુકાયેલા સુવર્ણથી વિચિત્ર પ્રકારના પુંખવાળા રુધિરથી લીંપાયેલા બાણ, ગજ, અશ્વ તથા વીર પુરુષોના શરીરો મેદિની પૃથ્વીપર પડતાં હતાં તે વખતે પડેલા યોદ્ધાઓના સમુદાય, રથ, ભાગેલા બાણ, હસ્તિ તથા ઘોડાઓથી ઢંકાઇ ગયેલી રણભૂમિ કાળા મેઘથી વીંટાયેલ આકાશ શોભે તેમ શોભતી હતી તે વખતે તમારા પુત્ર વાસ્તે સમૃદ્ધિને ઇચ્છતા દ્રોણાચાર્ય, સાત્યકિ, ભીમ, અર્જુન, ધૃષ્ટદ્યુમ્ન અભિમન્યુ દ્રુપદ, કાશિરાજ, તથા બીજા પણ શૂરવીરોને મર્દન કરવા લાગ્યા હે રાજન્! હે કૌરવ! એ રીતે કર્મ કરનાર મહાત્મા દ્રોણાચાર્ય અને બાકી બીજા પણ સંગ્રામમાં મોટા કર્મ કરી પ્રલય કાળના સૂર્યની પેઠે લોકોને તપાવી સ્વર્ગમાં ગયા. સુવર્ણથી શોભિતા રથવાળા, શરીર પાડવાના દુષ્કર કર્મ કરનાર, લોકોને મારનારને ધૃષ્ટદ્યુમ્ને મારી પાડવા પછી ન ફરનાર શત્રુઓની અક્ષૌહિણી ઉપરાંતને મારી પછી વૈવસ્વત પરમગતિને પામ્યા હે રાજન્! ક્રૂર કર્મ કરનાર અમંગળરૂપ પાંચાલ સહિત પાંડવોએ અત્યંત દુષ્કર કર્મ કરી સુવર્ણથી શોભિતા રથવાળા તેમને માર્યા હે રાજન્! યુદ્ધમાં આચાર્ય હણાયા તે વખતે આકાશમાં તથા સૈન્યમાં પ્રાણિયોનો ઘાતપૂર્વી, આકાશ દિશા તથા વિદિશાઓમાં પ્રતિધ્વનિ કરતો, 'અહો ધિક્' એ રીતે એટલે અહો ધિક્કાર! એવો શબ્દ થતો હતો, તે વખતે દેવતા, પિતૃ તથા એના જે પૂર્વ બંધુ હતા તે પણ હણાયેલા મહારથિ દ્રોણાચાર્યને જોતા હતા પાંડવો તો જયને પામી સિંહનાદ કરતા હતા પૃથ્વી મોટા સિંહનાદ સાથે કંપાયમાન થઇ

**पांडवास्तु जय लब्ध्वा सिंहनादान् प्रचक्रिरे ।**
**सिंहनादेन महता समकंपत मेदिनी ॥**

**इति श्रीमहाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि द्रोणवधश्रवणे गुर्जरभाषायामष्टमोऽध्यायः ॥ ८ ॥**

## અધ્યાય ૯ મો. મિથ્યા દ્રોણપતનને ધૃતરાષ્ટ્રનો શોક.

**धृतराष्ट्र उवाच—किं कुर्वाणं रणे द्रोणं जघ्नुः पांडव संजयाः ॥**
**तथा निपुणमस्त्रेषु सर्वशस्त्रभृतामपि ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં અતિ નિપુણ દ્રોણાચાર્યને શું કામ કરતા પાંડવ સહિત સૃંજયોએ માર્યા? શું એમનો રથ ભગ્ન થયો? વા બાણ ફેંકતા એમનું ધનુષ શિથિલ થઇ ગયું? અથવા પોતે ગાફલ રહ્યા? એમાં શું થયું હે તાત! શત્રુથી દુઃખે કરી સહન થાય નહિ, સુવર્ણના પુંખવાળા અનેક બાણ સમુદાય નાખતા જલદી બાણ ફેંકનાર, બ્રાહ્મણમાં શ્રેષ્ઠ, સારી કૃતિવાળા, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, દૂર બાણ નાખનાર, ઇન્દ્રિયો નિયમમાં રાખનાર, અસ્ત્ર યુદ્ધમાં પારંગત, દિવ્યાસ્ત્ર ધારણ કરનાર, પાછા નહિ ભાગનાર, દારૂણ કર્મ કરનાર, સાવધાન, મહારથિ શૂરવીર દ્રોણાચાર્યને મહાત્મા પંચાળ પુત્ર ધૃષ્ટદ્યુમ્ને હણ્યા માટે જરૂર પુરૂષાર્થથી દૈવ બળવાન છે, એવી મારી મતિ છે. વળી જે શૂરવીર ચાર પ્રકારની અસ્ત્ર વિદ્યા જાણે છે, ધનુષ ધરનારમાં શ્રેષ્ઠ, વ્યાઘ્રના ચર્મથી વીંટાયેલા, સુવર્ણથી શોભિતા રથવાળા તે આચાર્ય હણાયા એ રીતે તું કહે

છે-તે સાભળી આજ હુ શોક નથી કરતો, તેમ, હે સજય ! પારકા દુખે કરી જરૂર કોઇ મરતુ પણ નથી જો કે દ્રોણને હણાયા સાભળી મદ બુદ્ધિવાળો હું જીવુ છુ તેમ મારૂ હૃદય કાળમીઢ પત્થર સરખુ અત્યત દઢ છે કે જે તેમને હણાયા સાભળી વિદીર્ણ થતુ નથી વેદમત્ર તથા અસ્ત્રવિદ્યા શીખવા સારૂ ગુણ સપાદન કરવા ઇચ્છતા બ્રાહ્મણ તથા રાજપુત્રો નિરતર જેને સેવતા હતા તે કેમ મરણ પામ્યા ? સમુદ્રનુ સુકાવુ, મેરૂ પર્વતનુ ખસવુ તથા સૂર્યનુ પડવુ જેમ અસભવિત છે તેમ તેમનુ રણ પડવુ પણ સભવિત નથી વળી શત્રુને તપાવનાર દુષ્ટોને રૂંધનાર ધર્મિષ્ઠની રક્ષા કરનાર કૃપણ વાસ્તે પોતાના પ્રાણ આપનાર મદ બુદ્ધિવાળા મારા પુત્રોની આશા પૂરણ કરનાર તથા બુદ્ધિએ કરી બૃહસ્પતિ અને શુક્રાચાર્ય સરખા તે કેમ હણાયા ? તેમજ સુવર્ણની જાળથી ઢંકાયલા, વાયુ સરખા વેગવાન સગ્રામમા સર્વ શસ્ત્રોને અતિક્રમણ કરનાર બલવાન હણહણાટી કરનાર દમન કરેલા સારી રીતે રથને વહનાર દઢ અગવાળા, વિહ્વળતા રહિત શ્રમ જીતેલ વ્યથા રહિત, જય કરનાર દ્રોણાચાર્યના રથમા જોડેલા સિધુદેશના લાલ ઘોડા શુ પરાજય પામ્યા ? હે તાત ! સુવર્ણથી શોભિતા, ઉત્તમ રથમા બેઠેલા, સત્ય પરાક્રમવાળા દ્રોણાચાર્યે તે વખતે યુદ્ધમા શુ પરાક્રમ કર્યું ? લોકમા સર્વ ધનુષ ધરનાર જેની વિદ્યાથી પોતાનુ ઉપજીવન કરે છે, સત્ય પ્રતિજ્ઞાવાળા બલવાન, દ્રોણાચાર્યે યુદ્ધમા શુ કર્યુ ? સ્વર્ગમા ઇન્દ્રની પેઠે સર્વમા શ્રેષ્ઠ, ધનુષ ધરનારમા પ્રધાન તથા યુદ્ધમા ભયકર કર્મ કરનાર તેમની સામે કયા રથિયો આવ્યા હતા ? સુવર્ણથી શોભિતા રથમા બેસી દિવ્ય અસ્ત્ર નાખતા મહા બલવાન તેમને જોઇ પાડવા ભાગી જતા હતા સૈન્ય તથા ભાઇઓ સહિત ધર્મરાજા ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી તેમને વારી રાખતા હતા અથવા બાણે કરી આપણી તરફના બીજા રથિઓને અર્જુને વારી રાખવાથી પાપ કર્મ કરનાર ધૃષ્ટદ્યુમ્ને દ્રોણને હણ્યા અર્જુને રક્ષણ કરેલા, ભયકર ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને મારે એવા બીજા કોઇ પણ તેજસ્વીયોને હુ જોતો નથી, તથાપિ જેમ કીડીઓ સર્પને આકુલ કરે તેમ, કેકય ચેદિ કારૂષ, મત્સ્ય, તથા બીજા રાજાઓએ આકુલ કરેલા કોઇથી ન બને એવા કર્મમા આસક્ત તેમને ચોતરફથી પાડવાએ વીંટાયલા પાચાલમા અધમ નરવીર ધૃષ્ટદ્યુમ્ને હણ્યા હશે આચાર્ય પુરાણ ભારતાદિરૂપ પાચમા વેદયુક્ત અગ સહિત ચાર વેદ ભણી, નદીઓનો આશ્રય જેમ સમુદ્ર છે, તેમ સર્વ બ્રાહ્મણોના આશ્રયભૂત હતા, વળી જે વિષે ક્ષત્રિયપણુ તથા બ્રહ્મત્વ બેઉ રહ્યા હતા તે શત્રુઓને તપાવનાર વૃદ્ધ બ્રાહ્મણ શસ્ત્રે કરી કેમ હણાયા ? મને એમ ભાસે છે કે, ક્લેશ પમાડવા લાયક નહિ એવા કુતિપુત્ર પાડવોને ક્રોધથી મે ક્લેશયુક્ત કર્યા. દ્રોણ સહન કરી ગયા પણ તેમની સહાયતા ન કરી તેનુ આ ફળ થયુ વળી જેની પાસેથી વિદ્યા શીખી લોકમા સર્વ ધનુષ ધરનાર જીવે છે સત્ય પ્રતિજ્ઞાવાળા, પુણ્યવાન, સ્વર્ગમા ઇન્દ્રની પેઠે સર્વમા શ્રેષ્ઠ, મહા બુદ્ધિ તથા બળવાળા, જલદી બાણ ફેકનાર, દઢ ધનુષવાળા, તથા શત્રુને મર્દન કરનાર, તેમને, નાના મત્સ્ય જેમ મોટા મત્સ્યને હણે તેમ લક્ષ્મીની કામના વાસ્તે પાડવોએ કેમ હણ્યા ? જેને વિદ્યમાન છતા વેદ ભણનાર વાસ્તે વેદનો શબ્દ અને ધનુર્વિદ્યા શીખનાર વાસ્તે પ્રત્યચાનો શબ્દ એ બે શબ્દ કદી પણ ત્યાગ ન કરતા હતા જયને ઇચ્છનાર પુરૂષ જેના સામીપ્ય દેશને પામી પાછો જીવતો જાય નહિ, પુરૂષમા સિંહરૂપ, લજ્જાવાન, શરીર કોઇ ઠેકાણે પરાજય પામેલા નહિ, હસ્તિ સરખા પરાક્રમી, અસહ્ય તથા બળવાળા મહા પરાક્રમી દ્રોણ હણાયા તે હું સહન કરી શકતો નથી પણ આપણી તરફના શ્રેષ્ઠ સર્વ યોદ્ધાઓ જોતાં ધૃષ્ટદ્યુમ્ને તેમને મારી તે

વખતે અગ્ર ભાગમા તેમનુ રક્ષણ કરનાર કોણ હતા ? પાછળથી કોણ રક્ષા કરતા હતા ? તથા તે મહાત્માના દક્ષિણ તથા વામચક્રની કોણ રક્ષા કરતા હતા ? પોતાના શરીરનો ત્યાગ કરી કોણ પ્રતિકૂળ મૃત્યુને પામ્યા અને કયા શૂરવીર તે સમયે દ્રોણને ધૈર્ય આપતા હતા ? હે સંજય ! રક્ષણ કરનાર સર્વ ક્ષત્રિયો તમને છોડી દઈ દૂર તો ખસી ગયા ન હતા ? તે શૂન્ય દેશમા તે તે શત્રુઓએ તો તેમને નહોતા હણ્યા ? જે આપત્તિ શૂરવીરપણાને લીધે અત્યંત આપદને પામે તો પણ ત્રાસથી સંગ્રામમા શત્રુઓને પોતાનો પૂંઠ ભાગ દેખાડે નહિ, તેમને શત્રુઓએ કેવી રીતે માર્યા ? હે સંજય ! શ્રેષ્ઠ પુરૂષનુ સદા એજ કર્તવ્ય છે કે જે કષ્ટરૂપ આપદ પ્રાપ્ત થાય તોપણ પોતાની શક્તિ પ્રમાણે પરાક્રમ કરી ઉભુ રહેવુ એ ગુણ હમેશ તે મહાત્મા વિષે રહ્યો હતો. હે તાત ! હે સંજય ! હવે મારૂ મન મુઝાય છે, માટે કથા બંધ કર ફરી સંજ્ઞા પામી પાછો હુ તને પૂછીશ

> मुह्यते मे मनस्तात कथा तावन्निवार्यतां ।
> भूयस्तु लब्धसंज्ञस्त्वां परिपृच्छामि संजय ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रशोके गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥

## અધ્યાય ૧૦ મો. કોણ કોણ દ્રોણ સામે ઉભા રહ્યા.

**वैशंपायन उवाच—एतत्पृष्ट्वा सूतपुत्रं हृच्छोकेनार्दितो ।**
**जये निराशः पुत्राणां धृतराष्ट्रोपतत्क्षितौ ॥**

વૈશંપાયન કહે છે—હે મહારાજ ! સૂતપુત્ર સંજયને એટલુ પૂછી પુત્રના જય માટે નિરાશ થયેલા હૃદયના શોકથી અત્યંત પીડિત ધૃતરાષ્ટ્ર રાજા પૃથ્વી ઉપર પડી ગયા. સંજ્ઞા રહિત તેમને અંતઃપુરની દાસીયો સુગંધી શીતળ જળે કરી વાસર કરતા સિંચન કરવા લાગી. હે મહારાજ ! એ રીતે એમને પડેલા જોઈ ભરતકુળની સ્ત્રિયોએ હાથે કરી સ્પર્શ કરતા ચોતરફથી વિંટી લીધા નેત્રમા છે અશ્રુ જેમને એવી, શ્રેષ્ઠ મુખવાળી તે સ્ત્રિઓએ રાજાને પૃથ્વી ઉપરથી ઉપાડી આસનપર બેસાડયા સ્ત્રિઓએ ચોતરફથી વાસર કરેલા મૂર્છાએ કરી વ્યાપ્ત રાજા આસનમા એમના કંઇક શાંત જણાવા લાગ્યા પછી કંપાયમાન રાજા ધીરે ધીરે સંજ્ઞા પામી ગવલ્ગનના પુત્ર સંજયને પૂછવા લાગ્યા કે, ઉગતા સૂર્યની પેઠે તેજે કરી અંધકારને ટાળતા આપણી તરફના કોણે મદ ઝરતા હસ્તિ સરખા ક્રોધે ભરાયેલા વેગવાન, સામેના યૂથપતિથી જીતી શકાય નહિ એવા હસ્તિનીના સંગ વાસ્તે સામે દોડતા હસ્તિ સરખી ગતિવાળા, પ્રસન્ન મુખે કરી દ્રોણ સામે આવતા યુધિષ્ઠિરને વારી રાખ્યા વળી પુરૂષમા સિંહરૂપ, શૂરવીર, આપણી તરફના શૂરવીરોને હણનાર જે, સમગ્ર દુર્યોધનના સૈન્યને પોતાના ભયંકર ચક્ષુએ કરી બાળી નાખે, એવા મહા પરાક્રમી સત્ય પ્રતિજ્ઞાવાળા, ધૈર્યવાન, માત્ર ચક્ષુથી હણનાર, જયમા આસક્ત, ધનુષ ધારણ કરેલા, પાછા ન ફરનાર, ઇન્દ્રિયોને નિયમમા રાખનાર, લોકમા અત્યંત મનાયલા કુન્તિપુત્રને, મારી તરફના કયા શૂરવીરોએ વારી રાખ્યા ?

વગે કરી દ્રોણ સામે દોડનો, શત્રુ સામે મોટુ કર્મ કરનાર મોટી કાયા, બળ તથા ઉત્સાહ વાળા, બળે કરી દશ હજાર હસ્તિ સરખા ભીમસેનને કયા શરવીરોએ વારી રાખ્યે ' જ્યારે વરસાદ વરસાવતા ભયંકર વીજળીને સજતા ઇન્દ્રની પેઠે બાણ સમુદાય મુકતા, મેઘ સરખા અત્યંત પરાક્રમી, ગાજના તથા રથના પાટાના શબ્દે કરી સર્વ દિશાઓને શબ્દાયમાન કરતા ધનુષરૂપ વિજળીવાળા ભયંકર બાણ ધારણ કરનાર, રૂધિરની ઉદક કરી સર્વ દિશાઓને બોળનાર, મનુષ્યે કરી રણભૂમિને પૂરી દેનાર, ભયંકર શબ્દવાળા ગાંડીવ ધનુષ ધારણ કરનાર, બુદ્ધિમાન અર્જુને, ગૃધ્રના પીછ બાંધેલા શિલા ઉપર તીક્ષ્ણ કરેલ બાણનો દુર્યોધનાદિક ઉપર વરસાદ કર્યો તે વખતે તમારૂ મન કેવુ થયુ ' એ રીતે વાનર ધ્વજવાળો અર્જુન બાણ સમુદાયથી આકાશને પૂરતો જ્યારે આવ્યો ત્યારે તેને જોનારનુ મન કેવુ થયુ ? વા જે વખતે અત્યંત ભયંકર શબ્દ કરતા અર્જુન આવ્યો તે સમયે ગાંડીવના શબ્દે કરી સૈન્ય શુ નાશ ન થયુ ? વાયુ, વેગે કરી જેમ મેઘમંડળનો નાશ કરે તેમ બાણગણે કરી રાજાઓને વીંધતા અર્જુને સૈનિકોના પ્રાણનો શુ નાશ ન કર્યો ' જેનુ નામ સાંભળી સેનાના અગ્ર ભાગમા રહેલા સર્વ મનુષ્ય નાશ પામે તે ગાંડીવ ધનુષ ધારણ કરનાર અર્જુનને કોણ સહન કરી શકે ' જેનાથી સેના કંપાયમાન થાય તેમજ શૂરવીરોને પણ ભય પ્રાપ્ત થાય એવા અર્જુન દ્રોણ સામે આવ્યા તે વખતે આપણી તરફના કયા યોદ્ધાઓએ દ્રોણનો ત્યાગ ન કર્યો ' કયા તુચ્છ પુરૂષો ભયથી નાઠા અને કયા શૂરવીરો તે સમયે પોતાનુ શરીર ત્યાગ કરી મૃત્યુ પામ્યા ' યુદ્ધમા દેવતાઓને જીતનાર, ધોળા ઘોડાવાળા અર્જુનના વેગને તથા વર્ષાઋતુના મેઘ સરખા શબ્દવાળા ગાંડીવના શબ્દને મારી તરફના સહન કરી શકશે નહિ. જેના સારથિ વિશ્વક્સેન ભગવાન છે અને જેમા યોધ અર્જુન છે તે રથને દેવ તથા અસુરો પણ જીતવા સમર્થ થઇ શકે નહિ એમ હુ માનુ છુ સુકુમાર અંગવાળો, જુવાન, શૂરવીર, દર્શનીય, મેધાવી, નિપુણ, બુદ્ધિમાન, યુદ્ધમા સત્ય, પરાક્રમી પાંડુપુત્ર નકુળ, મોટા શબ્દે કરી સર્વ સૈનિકોને વ્યથા પમાડતો જ્યારે દ્રોણ સામે આવ્યો ત્યારે તેને કયા શૂરવીરોએ વારી રાખ્યો ' તેજે કરી દુઃખથી જીતાય નહિ, સર્પની પેઠે ક્રોધયુક્ત, શ્રેષ્ઠ વ્રતવાળો, લજ્જાવાન, પરાજય પામેલો નહિ એવો તથા સફળ છે બાણ જેના એવો, સહદેવ જ્યારે આવ્યો ત્યારે તેને કયા શૂરવીરોએ વારી રાખ્યો ? જેણે સૌવીરરાજની મોટી સેનાને પીડી સર્વ અંગે કરી શોભતી પોતાની ઇચ્છા કરતી ભોજા નામની સ્ત્રીનુ હરણ કર્યુ ને સત્ય, ધૈર્ય, શૌર્ય, મતિ તથા બ્રહ્મચર્ય ઇત્યાદિ સર્વ શ્રેષ્ઠગુણવાળા પુરૂષ શ્રેષ્ઠ સાત્યકિ વિષે, જીરવા કેશવ ભગવાન વિષે રહી છે તેમ રહેલી છે બળવાન, સત્ય કર્મવાળા, ઉદાર, પરાજય નહિ પામેલા, યુદ્ધમા વાસુદેવ સરખા, તે પછી બીજા, અર્જુનના ઉપદેશથી અસ્ત્રવિદ્યા શીખેલા, તે વિદ્યામા અર્જુન તથા પરશુરામ સરખા, યાદવોમા શ્રેષ્ઠ, વીર, સર્વ ધનુષ ધરનારમા શૂર, બ્રહ્માસ્ત્ર જાણનાર, યશસ્વી તથા અત્યંત પરાક્રમી એવા ગુણસંપન્ન, દેવતાઓ દુઃખે કરી જેને વારી શકે નહિ એવા મોટા ધનુષવાળા સાત્યકિને સામે જઇ કયા શૂરવીરોએ વારી રાખ્યો ? સર્વ પંચાળોમા ઉત્તમ, મુખ્ય જન વિષે પ્રીતિમાન, સંગ્રામમા ઉત્તમ પરાક્રમવાળા, ગુણવાન, અર્જુનના હિતમા તત્પર મારા અનર્થ વાસ્તે ઉઠેલા, યમ કુબેર, સૂર્ય, મહેન્દ્ર તથા વરૂણ સરખા, મહારથિપણાથી વિખ્યાત, સંગ્રામમા દ્રોણ વાસ્તે ઉદ્યુક્ત થયેલા, તથા ભયંકર, યુદ્ધમા પ્રાણ ત્યાગ કરનાર, વળી એકલા જેણે ચેદી થકી અપમરણ કરી પાંડવોનો આશ્રય કર્યો હતો એવા દ્રોણ સામે આવતા ધૃષ્ટકેતુને કોણે વારી રાખ્યો ' શૂરવીર કેતુમાને, દુઃખે કરી

સહન થાય નહિ એવા રાજપુત્રને ગિરિદ્વારવિષે માર્યો હતો તેને દ્રોણ સામે આવતા કોણે વારી રાખ્યો? પુરુષમા સિંહરૂપ સ્ત્રી પુરુષ બેઉના ગુણાગુણ જાણનાર મહાત્મા ભીષ્મના સગ્રામમા મરણના હેતુરૂપ પ્રસન્ન મનવાળા દ્રોણ સામે આવતા શિખડિને કયા શૂરવીરોએ વારી રાખ્યો? શૂરવીરોમા અર્જુન થકી, સર્વ ગુણ અધિક છે તેમજ સમગ્ર અસ્ત્રવિદ્યા, સત્ય તથા બ્રહ્મચર્ય જેને વિષે નિરતર રહેતા છે, પરાક્રમમા વાસુદેવ તથા યુદ્ધમા અર્જુન સરખા, તેજે કરી સૂર્ય અને મતિએ કરી બૃહસ્પતિ સમાન, મોઢુ ફાડેલા કાળ સરખા દ્રોણ સામે આવતા મહાત્મા અભિમન્યુને સગ્રામમા કયા શૂરવીરોએ વારી રાખ્યો? અને તરુણ બુદ્ધિ તથા અવસ્થાવાળો, શૂરવીરને હણનાર સુભદ્રા પુત્ર જ્યારે દ્રોણાચાર્ય સામો આવ્યો ત્યારે તમારા મનમા કેમ થયુ? જે બાળકો ક્રીડાનો ત્યાગ કરી બાર વર્ષપર્યંત ઉત્તમ વ્રત ધારણ કરી ભીષ્મ પાસે અસ્ત્રવિદ્યા શીખતા રહ્યા હતા, પુરુષમા સિંહરૂપ, સમુદ્ર પ્રત્યે નદીઓ જાય તેમ દ્રોણ સામે આવતા દ્રૌપદી પુત્રોને કયા શૂરવીરોએ વારી રાખ્યા? તેમજ દ્રોણ સામે આવતા શૂરવીર ક્ષત્રજય, ક્ષત્રદેવ, તથા માન દેનાર ક્ષેત્રવર્મા નામના ધૃષ્ટદ્યુમ્નના પુત્રોને કોણે વારી રાખ્યા? યુદ્ધમા જેને યાદવો સાથી અધિક માને છે તે દ્રોણ સામે જતા મોટા ધનુષવાળા તે ચેકિતાનને કોણે વાર્યો? જેણે યુદ્ધમા કલિંગોની કન્યા હરણ કરી હતી તે દ્રોણ સામે આવતા વૃદ્ધક્ષેમના પુત્ર શૂરવીર અનાધૃષ્ટિને કોણે વાર્યો? ધાર્મિક, સત્ય પરાક્રમવાળા, ઇન્દ્રગોપ નામના જતુ સરખા લાલ છે કવચ, આયુધ તથા ધ્વજ જેના, માની બેનના છોકરા, શૂરવીર પાડવોના જયને ઇચ્છતા દ્રોણ સામે આવતા પાચ ભાઇ કેકયને કયા શૂરવીરોએ વારી રાખ્યા? પૂર્વે વારણાવતમા જે શૂરવીરને, અત્યત ક્રોધથી યુદ્ધ કરતા તથા મારવા ઇચ્છતા રાજાઓ છ મહીને પણ જીતી શકયા નહતા તે ધનુષ ધરનારમા શ્રેષ્ઠ, શૂરવીર, સત્ય પ્રતિજ્ઞાવાળા, મહા બળવાન તથા પુરુષમા સિહરૂપ, દ્રોણ સામે આવતા યુયુત્સુને કોણે વારી રાખ્યો? જેણે વારાણસીમા સ્ત્રીઓની ઇચ્છા રાખનાર કાશિરાજના મહારથિ પુત્રને ભાલાએ કરી રથમાથી પાડયો હતો તે મોટા ધનુષવાળા, પાડવના મત્રી, દુર્યોધનના અનર્થમા તત્પર, દ્રોણના વધ વાસ્તે વિધાતાએ સર્જેલા, સગ્રામમા યોદ્ધાઓને બાળતા, તથા ચોતરફથી વિદારણ કરતા દ્રોણ સામે આવતા ધૃષ્ટદ્યુમ્નને કયા શૂરવીરોએ વારી રાખ્યો? દ્રુપદના ખોળામા જાણે વૃદ્ધિ પામેલો હોય નહીં તેમ અત્યત વૃદ્ધિ પામેલા, અસ્ત્રવિદ્યામા અત્યત કુશળ, શસ્ત્રે રક્ષણ કરેલા દ્રોણ સામે આવતા શિખડિ પુત્રને કયા શૂરવીરોએ રોકયો? જેણે ઘણા અન્નપાન તથા દક્ષિણાવાળા દશ અશ્વમેધ કર્યા હતા, અને જ્યા કોઇને જવાની બધી નથી એવા બીજા પણ સર્વ યજ્ઞ કર્યા હતા, વળી જે ઉશીનર પુત્ર શૂરવીર શિબિએ ગગાના પ્રવાહમા જેટલી વેળુની સખ્યા હોય તેટલી ગાયો દાન દીધી હતી અને જેનુ દુષ્કર કર્મ જોઇ દેવતાઓએ આવી રીતે કહ્યુ હતુ કે, આવુ કર્મ પૂર્વે કોઇ માણસોએ કર્યુ નથી અને કોઇ કરશે પણ નહિ, તેમ, સ્થાવર જગમાત્મક આ ત્રણ લોકમા આના જેવો કોઇ થયો નથી અને થશે પણ નહિ ને હાલ વિદ્યમાન પણ અમે કોઇને જોતા નથી, જેની ગતિને પણ, મનુષ્ય લોકવાસી કોઇ પામે નહિ, મોટા રથના શબ્દે કરી આ સમગ્ર પૃથ્વી ચર્મની પેઠે વીંટી લેનાર મુખ્ય શત્રુને હણનાર મહારથિ દ્રોણ સામે આવતા શૈબ્યને કયા શૂરવીરોએ વારી રાખ્યો? દ્રોણની સન્મુખ આવતા સાવધાન, મોઢુ ફાડેલા કાળ સરખા, શત્રુને હણનાર મત્સ્ય દેશના વિરાટ રાજાના રથસૈન્યને કયા શૂરવીરોએ વારી રાખ્યુ? તત્કાળ ભીમસેન થકી ઉત્પન્ન થયેલ, મોટા બળ તથા પરાક્રમવાળા, માયાવી, શૂરવીર, પાડવોના જયને ઇચ્છનાર, મારા પુત્રોને કટકરૂપ અને મને જેથી

હમેશ મોટો ભય રહે છે તે મહાત્મા ઘટોત્કચ રાક્ષસને દ્રોણ સામે આવતા કોણે વારી રાખ્યો ? હે સંજય ! એટલા એ અને બીજા બીજા પણ ઘણાક, જેમને વાસ્તે સંગ્રામમા પ્રાણત્યાગ કરી ઉભેલા છે તેમણે યુદ્ધમા ન જીતેલુ એવુ શુ છે ? કંઈ પણ નથી પાંડવોના પુરૂષમા સિંહરૂપ, શાર્ઙ્ગધનુષ ધરનાર શ્રી કૃષ્ણ, આશ્રયભૂત તથા હિત કરનાર હોય તેમનો પરાજય કેમ થાય ? તેમ સંગ્રામમા જેમના નાથ, પણ લોકના ગુરૂ, લોકનાથ, સનાતન, દિવ્યરૂપ, દિવ્ય સમર્થ નારાયણ છે, બુદ્ધિમાન પુરૂષોએ ગાયેલા શ્રીકૃષ્ણના દિવ્ય કર્મને બુદ્ધિ સ્થિર કરવા સારૂ હુ પણ કીર્તન કરીશ

**यस्य दिव्यानि कर्माणि प्रवदंति मनीषिणः ।**
**तान्यहं कीर्तयिष्यामि भक्त्यास्थैर्यार्थमात्मनः ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जर-भाषायां दशमोऽध्यायः ॥ १० ॥**

## અધ્યાય ૧૧ મો. શ્રીકૃષ્ણનાં પરાક્રમ.

**धृतराष्ट्र उवाच—शृणु दिव्यानि कर्माणि वासुदेवस्य संजय ।**
**कृतवान् यानि गोविंदो यथानान्य. पुमान् क्वचित् ॥१॥**

ધૃતરાષ્ટ્ર કહે છે—હે સંજય ! ગોવિંદ ભગવાને બીજા કોઈ પુરૂષથી કદી પણ બને નહિ એવા જે કર્મ કર્યા તે વાસુદેવના દિવ્ય કર્મ હુ કહુ તે તુ સાભળ ગોપકુળમા વૃદ્ધિ પામતા તે બાળકે, ત્રણ લોકમા પોતાનુ બાહુબળ વિખ્યાત કર્યુ હતુ ઉચ્ચૈઃશ્રવા ઘોડા સરખા બળવાળા, વેગે કરી વાયુ સરખા, યમુનાના તટ ઉપરના વનમા ફરતા મોટા ઘોડાને માર્યો હતો તેમજ ભયકર કર્મ કરનાર, બળદનુ રૂપ ધારણ કરેલા, ગાયોને મૃત્યુ તુલ્ય દુ ખ દેનાર દૈત્યને બાળકપણામા બે હાથથી માર્યો કમળ સરખા નેત્રવાળા તેમણે પ્રલબ, નરક, જભ, પીઠ તથા કાળ સરખા મોટા મુર નામના દૈત્યને પણ માર્યો હતો તેમજ શ્રીકૃષ્ણે જરાસંધે પાલન કરેલા મોટા તેજવાળા પોતાના ગણ સહિત કંસને પરાક્રમે કરી માર્યો હતો સંગ્રામમા પરાક્રમી સમગ્ર અક્ષૌહિણીના પતિ, વેગવાન શૂરસેન દેશના રાજા ભોજરાજ, કંસના વચેટભાઈ સૈન્ય સહિત સુનામાને શત્રુને હણનાર બળદેવ સહિત શ્રીકૃષ્ણે નાશ પમાડયો હતો સ્ત્રી સહિત શ્રીકૃષ્ણ અત્યંત કોપાયમાન વિપ્રર્ષિ દુર્વાસાનુ આરાધન કરી વરને પ્રાપ્ત થયા હતા વળી કમળ સરખા નેત્રવાળા જેમણે રાજાઓને જીતી સ્વયવરમા ગાંધાર રાજાની કન્યાને હરણ કરી હતી ન સહન કરી શકતા રાજાઓને જેમણે જાતવાન ઘોડાઓની પેઠે વૈવાહિક રથમા જોડી ચાબખાથી વ્રણયુક્ત કર્યા હતા, તેમજ અક્ષૌહિણીપતિ મહા બાહુ જરાસંધને પણ મરાવ્યો હતો બળવાન કૃષ્ણે, અર્ધ્ય આપવા વખતે ખરાબ બોલનાર પરાક્રમી તથા સેનાપતિ શિશુપાળને પશુની પેઠે મારી નાખ્યો હતો શાલ્વે રક્ષણ કરેલ આકાશમા રહેલા, દુ ખેકરી સહન થાય નહિ એવા સૌભ નામના દૈત્યપુરને જે માધવે પરાક્રમ કરી સમુદ્રમા પાડયુ હતુ તે જ પુંડરીકાક્ષ, અગ, બગ, કલિંગ, માગધ, કાશી, કોશલ, વાત્સ્ય, ગાર્ગ્ય, કરૂષ, પૌંડ્ર, આવંત્ય, દાક્ષિ-

શાલ્વ, પાર્વતીય, દાશેરક, કાસ્મીરક, આરમિક, પિશાચ, મુદ્દગલ, કામ્બોજ, વાટધાન ચોલ, પાડ્ય, ત્રિગર્ત, માલવ, દુખેકરી જીતાય નહિ એવા દરદ અને અનેક દિશાઓમાથી આવેલા ખશ, શક તથા તેમની પાછળ ચાલનાર સહિત યવનને જીત્યા હતા વળી જળજતુએ સેવેલા સમુદ્રમા પ્રવેશ કરી જળમધ્યમા રહેલા વરુણને સગ્રામમા પૂર્વે જેમણે જીત્યા હતા તેમજ જે ઋષિકેશ પાતાળમા રહેનાર પચજન નામના દૈત્યને યુદ્ધમા હણી પાચજન્ય નામના દિવ્ય શખને પ્રાપ્ત થયા હતા વળી અર્જુન સહિત શ્રીકૃષ્ણે ખાડવવનમા અગ્નિને તૃપ્ત કરી કોઇથી સહન થાય નહિ એવા આગ્નેયાસ્ત્ર ચક્રને મેળવ્યુ ઉદાર એવા તેમણે દેવપુરી અમરાવતી જઇ તેને ત્રાસ પમાડી ઇન્દ્રના ઘરમાથી પારિજાત નામના વૃક્ષને લેઈ આવ્યા તેમના પરાક્રમને જાણનાર ઇન્દ્ર સહન કરી ગયો રાજાઓમા શ્રીકૃષ્ણે જીતેલો નહિ હોય એવો કોઈ પણ અમે સાભળ્યો નથી હે સજય ! મારી સભામા તે પુડરીકાક્ષ ભગવાને જે મોટુ આશ્ચર્યરૂપ કર્મ કર્યું, તે કરવા બીજો કોણ સમર્થ છે ? ઇશ્વરરૂપ શ્રીકૃષ્ણના મને દર્શન થયા માટે હુ તો તે બધુ પ્રત્યક્ષની પેઠે સારી રીતે જાણુ છુ હે સજય ! બુદ્ધિ તથા પરાક્રમયુક્ત ઋષિકેશ ભગવાનના એવા અસંખ્ય કર્મ છે તેમજ ગદ, સામ્બ, પ્રદ્યુમ્ન, વિદૂરથ, અગાવહ, અનિરુદ્ધ, ચારુદેષ્ણ, સારણ, ઉલ્મુક, નિશઠ, પરાક્રમી ઝીલ્લીજભ, પૃથુ, વિપૃથુ, શમીક, તથા અરિમેજય એટલાએ અને બીજા પણ શૂરવીર બલવાન, પ્રહાર કરનાર, યાદવમા શ્રેષ્ઠ પુરુષો, મહાત્મા કેશવ ભગવાનના બોલાવવાથી પાડવ તરફ આવી સગ્રામમા ઉભા રહેશે, તે સમયે આપણુ સર્વ સૈન્ય સશયયુક્ત થશે દશ હજાર હસ્તિ જેટલા બળવાળા, કૈલાસ શિખર સરખા શૂરવીર, વનમાળા તથા હળ ધારણ કરેલા બળરામ જેની તરફ જનાર્દન શ્રીકૃષ્ણ તેની તરફ રહેશે હે સજય ! વાસુદેવને બ્રાહ્મણો સર્વના પિતા કહે છે એ પાડવ વાસ્તે જ્યારે કવચ પહેરી યુદ્ધ કરે ત્યારે તેમની સામે યુદ્ધ કરનાર કોઇપણ યોદ્ધા નહિ નિકળે કદી કૌરવો પાડવોને જીતે તો તે વખતે વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલ ભગવાન ઉત્તમ અસ્ત્ર ગ્રહણ કરી પુરુષમા સિંહરૂપ મહાબાહુ તે, સર્વ રાજાઓને તથા કૌરવોને સગ્રામમા મારી કુતિને પૃથ્વીનુ રાજ્ય અપાવે, માટે રથના સારથિ ઋષિકેશ અને જેમા યુદ્ધ કરનાર અર્જુન છે તે રથ સામે સગ્રામમા ચાલનાર કોણ છે ? કોઈ પણ નહિ હે સજય ! વિચાર કરતા કોઇ ઉપાયે કરી કૌરવોનો જય દેખાતો નથી માટે જે રીતે યુદ્ધ પ્રવર્ત્તમાન થયુ હોય તે રીતે સર્વ વૃત્તાત તુ મને કહે શ્રીકૃષ્ણનો અર્જુન આત્મા અને અર્જુનનો શ્રીકૃષ્ણ આત્મા છે તેમ અર્જુન વિષે નિરતર વિજય અને શ્રીકૃષ્ણ વિષે નિરતર કીર્તિ રહી છે અર્જુન સર્વલોકમા કોઇ વખતે પણ પરાજય પામ્યો નથી કેશવ ભગવાનમા સર્વ મુખ્ય ગુણ રહ્યા છે, તથાપિ મૃત્યુપાશને વશ થયેલો દૈવયોગે કરી મોહાવિષ્ટ દુર્યોધન, મોહને લીધે શ્રીકૃષ્ણને જાણતો નથી, તેમ પાડુપુત્ર અર્જુનને પણ જાણતો નથી એ બેઉ પ્રાચીન દેવ એકાત્મ છતા બે રૂપે થયેલા પૃથ્વીમ મનુષ્યો મનથી પણ સહન કરી શકે નહિ એવા મહાત્મા તથા યશસ્વી નરનારાયણ છે માટે તેઓ ઇચ્છા કરે તો આ સેનાને તેજ વખતે નાશ કરે, તથાપિ મનુષ્યપણુ ધારણ કર્યુ છે તેથી લોકને મોહ કરવા વાસ્તે તેમ નથી ઇચ્છતા તેમ બ્રહ્મચર્ય, વેદાધ્યયન કર્મ તથા અસ્ત્ર પણ મૃત્યુનુ નિવારણ કરી શકતા નથી નહિ તો મહાત્મા ભીષ્મ તથા દ્રોણનો વધ કેમ થાય ? હે સજય ! ભીષ્મ તથા દ્રોણને હણાયા સાભળી હવે હુ શુ કરવા જીવુ ? પૂર્વે યુધિષ્ઠિર વિષે રહેલી જે લક્ષ્મીની આપણે ઇર્ષ્યા કરતા હતા, ભીષ્મ તથા દ્રોણનો વધ થવાથી આજ તે લક્ષ્મીને તેની પાસે મોકલવા તૈયાર થયા છીએ આ કૌરવોનો ક્ષય પણ મારે લીધેજ પ્રાપ્ત થયો,

કેમકે પાકેલાનો નાશ કરવામા તૃણ પણ વજ્ર સરખા થાય છે જેના કોપથી મહાત્મા ભીષ્મ તથા દ્રોણ પડયા માટે હવે યુધિષ્ઠિર અનત ઐશ્વર્યને પ્રાપ્ત થશે કારણ તેમને વિષે સ્વાભા વિક ધર્મ રહ્યો છે અને મ ગ પુત્રો વિષે તે નથી રહ્યો મારી તરફના શૂરવીર જેવી રીતનું ચિતન કરે છે તેથી વિપરીત થાય છે જરૂર સર્વનો વિનાશ કરનાર અતિક્રમણ થઇ શકે નહિ એવો આ અતિ ક્રૂર કાળ આવ્યો છે આ રીતે જેનો પરિહાર થઇ શકે નહિ એવો અત્યત કષ્ટરૂપ દુશ્ચિત્ય તથા પાર પામી શકાય નહિ એવો વિષય પ્રાપ્ત થયો માટે હવે તો બનેલુ વૃત્તાત યથાર્થ મને કહે

तस्मादपरिहार्येर्ये सग्रामे कृच्छ्र उत्तमे ।
अपारणीये दुश्चिन्त्ये यथाभूत प्रचक्ष्व मे ॥

इतिश्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि धृतराष्ट्रविलापे गुर्जर भाषायामेकादशोऽध्यायः ॥ ११ ॥

## અધ્યાય ૧૨ મો. દ્રોણાચાર્યની પ્રતિજ્ઞા.

संजय उवाच—हत ते कथयिष्यामि सर्वं प्रत्यक्षदर्शिवान् ।
यथा सैन्यपतद्द्रोण सूदितः पांडुसृञ्जयैः ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! પાડવ તથા સૃજયોએ હણેલા દ્રોણ જે રીતે પડયા તે બધુ વૃત્તાત પ્રત્યક્ષ જોનાર હુ કહુ તે સાભળો મહારથિ દ્રોણાચાર્યે સેનાપતિપણુ લઇ સર્વ સૈન્યના મધ્યમા તમારા પુત્રને આવી રીતે કહ્યુ કે, હે મહારાજ ! કૌરવોમા શ્રેષ્ઠ ભીષ્મ પછી આજ તે મને સેનાપતિ કર્યો તે કર્મના તેવાજ ફળને તુ પ્રાપ્ત થા આજ શુ હુ તારી ઇચ્છા પૂર્ણ કરૂ ? તારી ઇચ્છા હોય તે માગ એવા આચાર્યના વચન સાભળી કર્ણ દુશા સનાદિક સાથે વિચાર કરી જય કરનારાઓમા શ્રેષ્ઠ, દુ ખેકરીને પણ સહન થાય નહિ એવા આચાર્ય પ્રત્યે તે કહેવા લાગ્યો કે, હે આચાર્ય ! મને ઇચ્છિત વર આપતા હો તો રથિમા શ્રેષ્ઠ યુધિષ્ઠિરને સગ્રામમા જીવતા પકડી મારી પાસે લેઇ આવો તમારા પુત્રના આવા વચન સાભળી કૌરવોના આચાર્યે સર્વ સેનાને અત્યત હર્ષ ઉપજાવતા આવી રીતે વચન કહ્યુ કે, હે વીરો ! જેના વધની માગણી ન કરતા દુ ખેકરી સહન ન થાય એવા કુતિપુત્ર યુધિષ્ઠિરને ગ્રહણ કરી લેઇ આવવા તુ ઇચ્છે છે તે તને ધન્ય છે ! હે પુરુષમા સિહરૂપ ! હે દુર્યોધન ! શુ કરવા તેના વધને તુ ઇચ્છતો નથી, શુ મારાથકી તેની વધરૂપ ક્રિયાની સભાવના નથી કરતો ? આ મોટુ આશ્ચર્ય છે ધર્મરાજ યુધિષ્ઠિરનો કોઇ દ્વેષ કરનાર નથી હે ભરતશ્રેષ્ઠ ! યુધિષ્ઠિરને તુ જીવતા ઇચ્છે છે માટે પોતાના કુળની રક્ષા કરે છે, અથવા યુદ્ધમા પાડવને જીતી તેને રાજ્ય આપી, તુ ભાઇઓમા સ્નેહ કરાવવા ઇચ્છે છે બુદ્ધિમાન કુતિપુત્ર યુધિષ્ઠિર રાજાને ધન્ય છે અને એનો જન્મ પણ સફળ છે તેને વિષે રહેલુ અજાતશત્રુપણુ પણ સત્ય છે કારણ તુ તેમનાપર સ્નેહ રાખે છે

હે ભારત ! દ્રોણના એવા વચન સાભળી તમારા પુત્રનો હમેશ હૃદયમા રહેલો જે ભાવ હતો તે તત્કાળ બહાર નીકળ્યો બૃહસ્પતિ સરખાનો પણ હૃદયગત ભાવ બહાર નીકળ્યા વગર રહેતો નથી હે રાજન્ ! પ્રસન્ન થઈ તે વખતે તમારા પુત્રે કહ્યું કે, હે આચાર્ય ! કુતિપુત્ર યુધિષ્ઠિરને મારવાથી મારો જય થાય નહિ, કારણ તેને મારવાથી બાકીના પાડવો આપણ સર્વને જરૂર મારી નાખે તેમ તે સર્વને સગ્રામમા દેવતાઓ પણ મારી શકે નહિ, માટે તેમા જે બાકી રહે તે આપણામાથી કોઈને પણ બાકી રહેવા દે નહિ. વાસ્તે સત્ય પ્રતિજ્ઞાવાળા તેમને જીવતા લેઇ આવી પાછા દ્યૂતથી જીતી તેમને અરણ્યમા મોકલીએ એટલે તેમને અનુસરનાર સર્વ પાડવો અરણ્યમા જાય એમ કરવાથીજ મારો જય ઘણા વખત સુધી થાય બીજી રીતે થાય નહિ હુ ધર્મરાજના વધને ઇચ્છતો નથી અર્થ તત્ત્વ જાણનાર બુદ્ધિમાન દ્રોણાચાર્યે, કપટ રૂપ તેનો અભિપ્રાય જાણી વ્યવધાન સહિત વર આપતા આવી રીતે કહ્યુ કે, હે દુર્યોધન ! શૂરવીર અર્જુન યુદ્ધમા યુધિષ્ઠિરની રક્ષા નહિ કરે તો, પાડવમા શ્રેષ્ઠ તેમને હુ લેઇ આવી તારે વશ કરીશ, પણ તેમ હશે તો નહિ થાય સગ્રામમા ઇન્દ્ર સહિત દેવ તથા અસુરો પણ અર્જુન સામે જઇ શકે તેમ નથી વાસ્તે તેણે રક્ષણ કરેલા તેમને પકડવાનો હુ ઉત્સાહ નથી રાખતો તેમ તે મારી પાસે અસ્ત્ર શીખેલ છે કર્મમા કુશળ, તરૂણ, સુકૃત યુક્ત, જય તથા મરણ બેમાથી એકનો નિશ્ચય કરેલો, વળી ઇન્દ્ર તથા રૂદ્ર પાસેથી અસ્ત્ર શીખેલો તથા તારી ઉપર ગુસ્સે થયેલો છે માટે તેણે પાલન કરેલા યુધિષ્ઠિરને ગ્રહણ કરવાનો હુ ઉત્સાહ નથી રાખતો માટે કોઇ પણ ઉપાયે કરી જે રીતે તે સગ્રામમાથી ખસી જાય તેમ કરજે, ધર્મરાજને તે જીતેલાજ છે હે પુરૂષમા શ્રેષ્ઠ ! એમને ગ્રહણ કરવાથી તારો જય થાય પણ મારવાથી થાય નહિ એ ઉપાયથી એમનુ ગ્રહણ થાય બીજા ઉપાયથી થાય નહિ, વાસ્તે હે રાજન્ ! પુરૂષમા સિહરૂપ કુતિપુત્ર અર્જુન સગ્રામમાથી દૂર થાય અને બે ઘડી પણ જો યુધિષ્ઠિર સગ્રામમા મારી સામે ઉભા રહે તો સત્ય ધર્મમા તત્પર તે રાજાને ગ્રહણ કરી આજને આજ તારી પાસે આણી આપુ એમા સશય નહિ, અને હે રાજન્ ! અર્જુન પાસેથી તો યુધિષ્ઠિરને ઇન્દ્ર સહિત દેવતાઓ તથા અસુરો પણ ગ્રહણ કરવા સમર્થ થાય નહિ, ત્યારે બીજા તો ક્યાથી થાય ? સજય કહે છે, હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે યુધિષ્ઠરના નિગ્રહ વિષે દ્રોણે વ્યવધાન સહિત પ્રતિજ્ઞા કરી તોપણ અત્યત બાળબુદ્ધિવાળો તમારો પુત્ર યુધિષ્ઠિર નિગ્રહ થએલાજ છે, એમ માનવા લાગ્યો તમારો પુત્ર પાડવ વિષે દ્રોણાચાર્ય સાપેક્ષ છે એમ જાણતો હતો માટે તેની પ્રતિજ્ઞા સ્થિર રહેવા વાસ્તે તેણે તેનો વિચાર બહાર પાડ્યો હે શત્રુને દમન કરનાર ! એ રીતે પાડુપુત્ર યુધિષ્ઠિરને ગ્રહણ કરવાની દ્રોણે પ્રતિજ્ઞા કરી હતી, એ વાત દુર્યોધને સર્વ સૈન્ય સ્થાનમા પ્રસિદ્ધ કરાવી

ततो दुर्योधने नापिग्रहणं पांडवस्य तत् ।
सैन्यस्थानेषु सर्वेषु सुघोषितमरिंदम ॥

इति श्री महाभारते द्रोणपर्वाणि द्रोणाभिषेकपर्वाणि द्रोणप्रतिज्ञायां गुर्जर-भाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥

## અધ્યાય ૧૩ મો. યુધિષ્ઠિરને પકડવાની દ્રોણુ પ્રતિજ્ઞા સામે અર્જુન.

सजय उवाच—सांतरेतु प्रतिज्ञाते राज्ञो द्रोणेन निग्रहे ।
ततस्ते सैनिका श्रुत्वा त युधिष्ठिर निग्रह ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! દ્રોણાચાર્યે રાજાને નિગ્રહ કરવાની વ્યવધાન સહિત પ્રતિજ્ઞા કરી તે સાભળી સર્વ સૈનિકો સિહનાદ તથા બહુ શબ્દ કરવા લાગ્યા હે ભારત ! તે બધુ દ્રોણનુ ચિકીર્ષિત ધર્મરાજાએ તત્કાળ પોતા પાસે પ્રાપ્ત થએના માણસોથી યથાર્થ જાણ્યુ ત્યાર પછી ધર્મરાજા સર્વ ભાઇઓ તથા બીજાઓને બોલાવી આવી રીતે અર્જુન પ્રત્યે વચન કહેવા લાગ્યા કે, હે પુરુષમા સિહરૂપ ! દ્રોણનુ આજનુ કર્તવ્ય તે સાભળ્યુ માટે જે રીતે તે સત્ય ન થાય તે રીતે કર હે મોટા ધનુષવાળા, શત્રુનો નાશ કરનાર દ્રોણાચાર્યે વ્યવધાન સહિત પ્રતિજ્ઞા કરી છે તે વ્યવધાન તારા વિષે રાખ્યુ છે, માટે હે મહાબાહો ! આજ જે રીતે દ્રોણાચાર્યનો એ મનોરથ પૂર્ણ ન થાય તે રીતે તુ મારી પાછળથી રક્ષા કરતો રહે યુધિષ્ઠિરના વચન સાભળી અર્જુન કહેવા લાગ્યો કે, હે રાજન્ ! જેમ હુ આચાર્યનો વધ, ન કરૂ તેમજ તમારો ત્યાગ પણ ન કરૂ હે યુધિષ્ઠિર ! હુ સગ્રામમા પ્રાણ ત્યાગ કરૂ પણ આચાર્ય વિષે પ્રતિકૂળ થાઉ નહિ. સગ્રામમા તમને નિગ્રહ કરીને ધૃતરાષ્ટ્ર પુત્ર રાજ્યને ઇચ્છે છે એ મનોરથ આ જીવલોકમા કદી પણ પૂરો થવો નથી, કારણ કે નક્ષત્ર સહિત આકાશ પડે, પૃથ્વીના કકડા થઇ જાય તોપણ હુ જીવતા તમને કોઇ નિગ્રહ કરી શકે નહિ. હે રાજેદ્ર ! કદી સગ્રામમા સાક્ષાત્ ઇન્દ્ર આવી તેને સહાયતા કરે, વા દેવતા સહિત વિષ્ણુ મદદ કરે તોપણ સગ્રામમા તમને એ પ્રાપ્ત થઇ શકે નહિ, માટે મારા જીવતા સર્વ શસ્ત્ર તથા અસ્ત્ર ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ દ્રોણથકી તમે ભય પામવા યોગ્ય નથી હે રાજેદ્ર ! તેમ બીજી પણ મારી પ્રતિજ્ઞા સાભળો. કોઇ દિવસ મે અનૃત ભાષણ કર્યું નથી તથા હુ પરાજય પામ્યો, એ મને યાદ નથી. તેમજ પ્રતિજ્ઞા કરી પાછુ તેમ ન કર્યું હોય એવુ પણ કઇ મને સાભરતું નથી સજય કહે છે હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! ત્યાર પછી પાડવ તરફ પણ શખ, ભેરી, આનક તથા મૃદગ ઇત્યાદિ યુદ્ધવાદ્ય વાગવા લાગ્યા મહાત્મા પાડવોનો આકાશને સ્પર્શ કરે એવો અત્યત ભયકર પ્રત્યચા તથા મોજાના શબ્દ સાથે મળેલો સિહનાદ થવા લાગ્યો મહા પરાક્રમી પાડવના શખનો શબ્દ સાભળી તમારા સૈન્યમા પણ યુદ્ધવાદ્ય વાગવા લાગ્યા એટલામા હે ભારત ! વ્યૂહ રચના કરી ઉભેલા તમારા તથા તેમના સૈન્ય ધીરેધીરે યુદ્ધ વાસ્તે પરસ્પર સામે જવા લાગ્યા પછી કૌરવ પાડવનુ તથા દ્રોણ, ધૃષ્ટદ્યુમ્નનુ પણ રૂવા ઉભા કરે એવુ ભયકર યુદ્ધ પ્રવર્તમાન થયુ યત્ન કરતા સૃજયો દ્રોણે રક્ષણ કરેલા તેના સૈન્યને નાશ કરવા સમર્થ ન થયા તમારા પુત્ર તરફના પ્રહાર કરનાર ઉદાર રથિયો પણ અર્જુને રક્ષા કરેલી પાડવની સેનાનો નાશ કરવા સમર્થ ન થયા અત્યત ફુલેલા પુષ્પવાળી, પત્રનો છે સકોચ જેમા એવી બે વનરાજિની પેઠે ચચળ, રક્ષણ કરેલી, પરસ્પર મારવા ઇચ્છતી, બેઉ સેના ઉભી હતી, એટલામા હે રાજન્ ! દ્રોણાચાર્ય સુવર્ણથી શોભિતા સૂર્ય સરખા રથેકરી સેનામાથી બહાર નીકળી સેનાને મોખરે આવ્યા રથેકરી સગ્રામમા ઉદ્યુક્ત થયેલા, જલદી બાણ ફેકનાર તે એક, ને પાડવ તથા સૃજયો અત્યત ત્રાસને લીધે અનેક સરખા જણાતા હતા હે મહારાજ ! તેમણે મૂકેલા ભયકર બાણ પાડવની સેનાને ત્રાસ પમાડતા સર્વ દિશાઓમા વિચરતા હતા તે સમયે દ્રોણ પણ હજારો કિરણોથી વીંટાયલા મધ્યાન્હનો સૂર્ય દેખાય તેવા દેખાતા હતા.

હે ભારત ! તે વખતે સંગ્રામમાં કોપેલા ઈન્દ્રને દૈત્યો જોઈ શકે નહિ, તેવા પાંડવ તરફના-માંથી કોઈ પણ એમને જોવા સમર્થ થતો નહોતો એ રીતે પ્રતાપવાન દ્રોણાચાર્ય, સૈન્યને મોહ પમાડી ધૃષ્ટદ્યુમ્નના સૈન્યને તીક્ષ્ણ બાણે કરી વીંધવા લાગ્યા, એવી રીતે દ્રોણાચાર્ય, સરળ બાણે કરી સર્વ દિશાઓને રૂંધી તથા આકાશને વીંટી જે ઠેકાણે પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન હતો તે તરફની પાંડવ સેનાને મર્દન કરવા લાગ્યા

सदिशः सर्वतो रुध्वा सवृत्य खमजिह्मगैः ।
पार्षतो यत्र तत्रैव ममृदे पांडुवाहिनीम् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि अर्जुनकृत युधिष्ठिरा-श्वासने गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો. અભિમન્યુએ ગજવેલું રણ.

संजय उवाच—ततः स पांडवानीके जनयन् सुमहद्भयं ॥
व्यचरत् पृतनां द्रोणो दहन् कक्षमिवानलः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! અગ્નિ જેમ શુષ્ક તૃણના જથાને બાળે તેમ પાંડવના સૈન્ય વિષે ભય ઉત્પન્ન કરતા દ્રોણાચાર્ય સૈન્યમાં વિચરતા હતા વૃદ્ધિ પામેલા સાક્ષાત્ અગ્નિની પેઠે સૈન્યને બાળતા ક્રોધે ભરાયેલા દ્રોણને જોઈ સૃંજયો કંપવા લાગ્યા નિરંતર ધનુષ ખેંચતા તથા સંગ્રામમાં જલદી બાણ ફેંકતા, તેમની પ્રત્યંચાનો વજ્ર સરખો અત્યંત મોટો શબ્દ સંભળાતો હતો હસ્તચાલાકીથી મૂકેલા ભયંકર બાણ, રથિ, ઘોડેસ્વાર, હસ્તિ, અશ્વ તથા પાયદળને મર્દન કરતા હતા વર્ષા ઋતુમાં અત્યંત વૃદ્ધિ પામેલો શબ્દયુક્ત મેઘ જેમ કરાનો વરસાદ કરે તેમ બાણનો વરસાદ કરતા દ્રોણ શત્રુઓને ભય ઉત્પન્ન કરતા હતા. હે રાજન્ ! એ રીતે વિચરતા સેનાને ક્ષોભ પમાડતા સમર્થ શત્રુઓને અત્યંત ત્રાસની વૃદ્ધિ પમાડવા લાગ્યા મેઘ વિષે જેમ વિજળી દેખાય તેમ આ રથરૂપી મેઘમાં સુવર્ણથી શોભિતુ ભમતુ તેમનુ ધનુષ વારંવાર દેખાતુ હતુ શૂરવીર, સત્યવાન, નિરંતર ધર્મ પાળનાર, પ્રાજ્ઞ દ્રોણાચાર્ય, ક્રોધના વેગથી ઉત્પન્ન થયેલી રાક્ષસગણે કરી સંકુલ, સૈન્યના ઓઘે કરી, ચોતરફથી ભરેલી, ધ્વજરૂપી વૃક્ષને અપહરણ કરનારી, રૂધિરરૂપી જળવાળી, રથરૂપ આવર્તયુક્ત, હસ્તિ તથા અશ્વરૂપી તીરથી શોભિતી, કવચરૂપી છે નાની હોડિયો જેમાં, માંસરૂપી કાદવે કરી સંકુલ, મેદ, મજ્જા, તથા અસ્થિરૂપી વેળુવાળી, પાઘડીઓના સમુદાયરૂપ ફેનને વહન કરનારી, સંગ્રામરૂપી મેઘેકરી પૂર્ણ, સાંગ તથા ભાલારૂપ મત્સ્યે કરી સંકુલ, નર, નાગ તથા અશ્વે કરી દુર્ગધિગમ, બાણના વેગરૂપી વેહેણવાળી, શરીરરૂપી કાષ્ઠથી ગાઢી, રથરૂપી કાચબાથી સંકુલ, મસ્તકરૂપી કમળવાળી, ખડ્ગરૂપી મત્સ્યથી સંકુલ, રથ તથા હસ્તિરૂપી ધુના સહિત, પૃથ્વીની રજરૂપ છે લહેર જેની એવી મહા પરાક્રમી સારી રીતે તરી જાય અને બીરૂ પુરૂષ દુઃખે કરીને તરી શકે નહિ એવી સેંકડો શરીરે કરી બાધ કરનારી, ગૃધ્ર તથા કંક નામના માંસ ખાનાર પક્ષિઓએ સેવેલી, હજારો મહારથિઓને યમલોક પમાડનારી, ત્રિશૂળરૂપી સર્પથી

સકીર્ણ પ્રાણરૂપી પક્ષિઓએ સેવેલી, નાશ પામેલા ક્ષત્રિયોરૂપી હસવાળી, મુકુટરૂપ અડજે સેવેલી ચક્રરૂપી કચ્છપ તથા ગદારૂપી નક્રવાળી, બાણરૂપી નાના માછનાથી સકુલ, બક, ગૃધ્ર, તથા શૃગાલના ભયકર સમુદાયે સેવેલી અને સગ્રામમા મરણ પામેલા હજારો પ્રાણિઓને પિતૃલોકમા લેઇ જનારી કેશરૂપ સેવાળવાળી, તથા બીરૂને ભય વધારનારી પ્રલયના વખત સરખી ભયકર નદીને પ્રવર્તાવી એ રીતે તે સૈન્યને તિરસ્કાર કરતા, મહારથિ દ્રોણાચાર્ય સામે યુધિષ્ઠિરાદિક ચોતરફથી દોડયા સામે આવતા શૂરવીરોને દઢ પરાક્રમવાળા તમારી તરફનાઓએ ચોતરફથી રોકયા તે રૂવા ઉભા થાય તેવુ થયુ હજારો તરેહથી માયા કરનાર શકુનિએ તો સહદેવ સામે દોડી સારથિ, ધ્વજ, તથા રથ સહિત તેને તીક્ષ્ણ બાણેકરી વીધ્યો અત્યત ક્રોધાયમાન નહિ થયેલા એવા માદ્રિપુત્ર સહદેવે સાઠ બાણથી તેને વીંધી, બીજા બાણેકરી તેના ધ્વજ, ધનુષ, સારથિ તથા ઘોડાઓને વીંધ્યા શકુનિયે હાથમા ગદા લેઇને રથમાથી નીચે ઉતરી, ગદાએ કરી રથમાથી તેના સારથિને પાડયો હે રાજન્ ! તે સમયે વિરથ થયેલા હાથમા ગદા ગ્રહણ કરેલા મહા બળવાન શૂરવીર, શૃગવાળા બે પર્વતો ક્રીડા કરે તેમ સગ્રામમા ક્રીડા કરતા હતા. દ્રોણાચાર્યે પચાલ રાજા ધૃષ્ટદ્યુમ્નને દશ બાણે કરી વીધ્યો તેણે પણ ઘણાક બાણે કરી તેમને વીંધ્યા વળી તેથી અધિક બાણે કરી તેમને તેણે વીધ્યો શૂરવીર ભીમસેને તીક્ષ્ણ એવા વીસ બાણે કરી વિવિંશતીને વીંધ્યો, તોપણ તે કપાયમાન થયો નહીં એ આશ્ચર્ય સરખુ થયુ

હે મહારાજ ! વિવિંશતીએ તત્કાળ ભીમસેનને અશ્વ, ધ્વજ તથા ધનુષ રહિત કર્યો તે વખતે બધા સૈન્ય તેના વખાણ કરવા લાગ્યા. તે સમયે સગ્રામમા શત્રુના પરાક્રમને સહન ન કરી શકતા શૂરવીર ભીમસેને ગદાએ કરી દમન કરેલા એના સર્વ અશ્વને પાડયા હે રાજન્ ! હણાયલા અશ્વવાળા રથમાથી નીચે ઉતરી મહા બળવાન મદોન્મત્ત હસ્તિ જેમ મદોન્મત્ત હસ્તિ સામે દોડે તેમ ભીમસેન સામે દોડયો, શૂરવીર શલ્યે તો હાસ્ય કરી પોતાના ભાગિનેયને, લડાવતા તથા કોપાવતા હોય તેની પેઠે બાણે કરી વીંધ્યો પ્રતાપવાન નકુળે પણ તેના અશ્વ, છત્ર, ધ્વજ, સારથિ તથા ધનુષને પાડી સગ્રામમા શખ વગાડયો. ધૃષ્ટકેતુએ પોતાની ઉપર કૃપે નાખેલા અનેક તરેહના બાણોને કાપી તેને સિત્તેર બાણથી વીંધી, ત્રણ બાણે કરી એનુ ચિન્હ પણ હરણ કર્યું વળી કૃપાચાર્યે મોટા બાણના વરસાદથી ક્રોધી ધૃષ્ટકેતુને વીંધ્યો હસતા હોય નહિ તેની પેઠે સાત્યકિએ સિત્તેર બાણે કરી કૃતવર્માને સ્તનના મધ્યભાગમા વીંધી વળી બીજા બાણે કરીને વીધ્યો શિનિકુળમા ઉત્પન્ન થયેલા સાત્યકિને તીક્ષ્ણ સીત્યોતેર બાણે કરી વીંધ્યો, તોપણ શીઘ્ર વાયુએ કરી જેમ પર્વત કપાયમાન થાય નહિ તેમ તે કપાયમાન થયો નહિ. સેનાપતિએ સુશર્માને મર્મસ્થાનમા અત્યત વીધ્યો તેણે પણ ભાલાથી જત્રુદેશ એટલે હાંસડીમા વીધ્યો મહા પરાક્રમી મત્સ્યો સહિત વિરાટ રાજાએ સગ્રામમા સૂર્યપુત્ર કર્ણને વારી રાખ્યો, તે આશ્ચર્ય સરખુ થયુ તે વખતે ગ્રથિ વગરના બાણે કરી સૈન્યને વારી રાખનાર સૂતપુત્ર કર્ણનુ પરાક્રમ દેખાયુ દ્રુપદ રાજાનુ તો ભગદત્ત રાજા સાથે આશ્ચર્યરૂપ યુદ્ધ થયુ પુરુષમા શ્રેષ્ઠ ભગદત્ત રાજાએ ગ્રથી વગરના બાણે કરી સારથિ, ધ્વજ તથા રથ સહિત દ્રુપદને વીધ્યો, તેથી ક્રોધાયમાન થયેલા દ્રુપદે ગ્રથિ વગરના બાણે કરી મહારથિ ભગદત્તને જલદી વક્ષસ્થળમા વીધ્યો યોદ્ધાઓમા શ્રેષ્ઠ, અસ્ત્રવિદ્યામા ચતુર એવા ભૂરિશ્રવા તથા શિખડિ, એ બેઉ, પ્રાણિઓને ત્રાસ આપે એવુ ભયકર યુદ્ધ કરવા લાગ્યા

હે રાજન્! જેમા પરાક્રમી ભૂરિશ્રવાએ મહારથિ શિખંડિને મોટા બાણના સમુદાયથી ઢાકી દીધો ક્રોધાયમાન થયેલા શિખંડિએ પણ નેવુ બાણે કરી સોમદત્તપુત્ર ભૂરિશ્રવાને કંપાયમાન કીધો. ભયંકર કર્મવાળા, પરસ્પર જીતવા ઇચ્છતા હિડિંબાપુત્ર ઘટોત્કચ તથા અલંબુસ નામનો રાક્ષસ અત્યંત આશ્ચર્યરૂપ યુદ્ધ કરતા હતા પરસ્પર હજારો માયા કરનાર, મદોન્મત્ત, અત્યંત આશ્ચર્યરૂપ કર્મ કરનાર, તે બેઉ અંતર્ધાન થઇ આમતેમ વિચરતા હતા દેવાસુર સંગ્રામમા મહા બળવાન બળ નામનો દૈત્ય તથા ઇન્દ્ર જે રીતે યુદ્ધ કરતા હતા તે રીતે ચેકિતાન અને અનુવિંદ અતિ ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. હે રાજન્! પૂર્વે વિષ્ણુ ભગવાને જે રીતે હિરણ્યાક્ષ સાથે યુદ્ધ કર્યું હતુ, તે રીતે લક્ષ્મણ, ક્ષત્રદેવ સાથે અત્યંત યુદ્ધ કરવા લાગ્યો. હે રાજન્! અત્યંત ચલાયમાન અશ્વ જોડેલા, વિધિએ કરી રચેલા રથે કરી સિંહનાદ કરતો પૌરવ, સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે આવ્યો તેમજ યુદ્ધની આકાંક્ષાવાળો મહા બળવાન, શત્રુને દમન કરનાર, અભિમન્યુ પણ જલદી તેની સામે આવ્યો. તે સમયે તે બેઉનું પરસ્પર મોટુ યુદ્ધ થયુ જેમા પૌરવે બાણ સમુદાયથી સુભદ્રાના પુત્ર અભિમન્યુને ઢાકી દીધો. અર્જુનપુત્રે પણ તેનો ધ્વજ, છત્ર તથા ધનુષ પૃથ્વી ઉપર પાડી બીજાં સાત બાણે કરી પૌરવને વીંધી બીજા પાંચ બાણથી તેના ઘોડા તથા સારથિને વીંધી સેનાને અત્યંત હર્ષ આપતા વારવાર સિંહનાદ કરતા પૌરવને નાશ કરે એવુ બાણ ગ્રહણ કર્યું. ભયંકર દેખાવવાળા તે બાણને જોઈ હાર્દિક્યે બે બાણે કરી તેનુ બાણ સહિત મોટુ ધનુષ કાપી નાખ્યું તે વખતે પારકા શૂરવીરને હણનાર સુભદ્રા પુત્ર અભિમન્યુએ તે કપાઇ ગયેલા ધનુષનો ત્યાગ કરી હાથમા ઢાલ લેઇ શ્વેત ખડ્ગ ખેંચ્યુ પછી બાણ મૂકવામા કુશળ અનેક તારાકૃતિ ચિન્હવાળી ઢાલ તથા ખડ્ગ હાથમા લેઇ પોતાનુ પરાક્રમ દેખાડતા, તથા ઢાલ અને ખડ્ગનુ નિર્વિશેષપણું જણાય તે રીતે તેમને ફેરવતા, અનેક માર્ગમા વિચરતા તેણે સિંહનાદ કરી પૌરવના રથના દાંડા ઉપર કુદી, રથમા જઈ પાટુથી એના સારથિને તથા ખડ્ગથી ધ્વજને પાડી, સમુદ્રને ક્ષોભ પમાડી ગરૂડ જેમ સર્પને પકડે તેમ તેના કેશ પકડયા, સિંહે પાડેલા બેભાન થયેલા બળદની પેઠે તેણે કેશે પકડેલા પૌરવને સર્વ રાજાઓ જોતા હતા અભિમન્યુને વશ થયેલા તેણે, અનાથની પેઠે ખેંચેલા પાડેલા પૌરવને જોઇ જયદ્રથ સહન કરી શક્યો નહિ, તેથી તે સિંધુનો રાજા મયૂરપિંછ બાંધેલ અનેક ઘુઘરીની જાળ બાંધેલી ઢાલ તથા ખડ્ગ લઇ સિંહનાદ કરતો રથમાંથી કુદ્યો અર્જુનના પુત્ર અભિમન્યુએ પણ જયદ્રથને જોઇ પૌરવને મૂકી જલદી રથમાથી શ્યેન પક્ષિની પેઠે કુદી શત્રુએ નાખેલા ભાલા, પટ્ટા તથા ખડ્ગોને ખડ્ગથી કાપી ઢાલે કરી રૂંધી રાખ્યા એ રીતે બળવાન અભિમન્યુ, સૈન્યોને પોતાનુ બાહુબળ દેખાડી મોટુ ખડ્ગ તથા ઢાલ ઉગામી પિતાના અત્યંત વૈરી, વૃદ્ધક્ષત્રના પુત્ર જયદ્રથ સામે સિંહ જેમ હસ્તિ સામે દોડે તેમ દોડયો દાંત તથા નખરૂપી આયુધવાળા તે બેઉ પરસ્પર સામે આવી પ્રસન્ન થઇ વાઘ તથા કેસરી સિંહની પેઠે અન્યોન્ય પ્રહાર કરવા લાગ્યા. સામે કુદવુ, મારવુ, ખડ્ગ તથા ઢાલનુ નાખવુ, એમા પુરૂષમા સિંહરૂપ તે બેઉ વિષે કોઇના જોવામાં અંતર આવતો ન હતો એ વખતે મર્મનુ ભાષણ, ખડ્ગના શબ્દ, બીજા શસ્ત્રનું દેખાડવુ, બહાર તથા અંદર કુદવુ ઇત્યાદિ વિષે બેઉમા નિર્વિશેષપણુ દેખાતું હતું બાહ્ય તથા અભ્યંતરરૂપ, ઉત્તમ માર્ગમા વિચરતા તે બેઉ પક્ષ સહિત બે પર્વત જેવા દેખાતા હતા, અને તેટલામા ખડ્ગ ફેંકતા હતા યશસ્વી અભિમન્યુની ઢાલ ઉપર જયદ્રથે ખડ્ગનો પ્રહાર કર્યો. સુવર્ણથી શોભિતી પ્રકાશમાન તે ઢાલ વિષે બળથી વાગેલું જયદ્રથનુ મોટું ખડ્ગ ભાગી

ગયું. તે સમયે છ પગલા નાસી નિમિષ માત્રમાં જયદ્રથ પાછો પોતાના રથ ઉપર ચઢી બેઠો. તે વખતે એકઠા મળી સર્વ રાજાઓએ ચોતરફથી તેને વીંટી લીધો. મહા બળવાન અર્જુન-પુત્ર અભિમન્યુ ઢાલ તથા ખડ્ગ મૂકી જયદ્રથ સામે જોઇ સિંહનાદ કરવા લાગ્યો. પછી શૂરવીરને હણનાર તે, સિંધુરાજાને મૂકી સૂર્ય જેમ જગતને તપાવે તેમ તેના સૈન્યને તપાવવા લાગ્યો. તે વખતે શલ્યે સુવર્ણથી શોભતી, ભયંકર, પ્રદીપ્ત અગ્નિની શિખા સરખી લોહમય શક્તિ તેની ઉપર નાખી, તેને નીચે કૂદી પડતા ઉત્તમ સર્પને જેમ ગરૂડ ગ્રહણ કરે તેમ તેણે ગ્રહણ કરી, મ્યાનમાંથી ખડ્ગને બહાર કાઢ્યું. ઘણા તેજવાળા તેના તે લાઘવી તથા બળને જોઇ સર્વ રાજાઓ સિંહનાદ કરવા લાગ્યા તે સમયે શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુએ વૈડૂર્યમણિથી શોભિતી તીક્ષ્ણ એવી તેજશક્તિ પોતાના બાહુબળને લીધે તેની ઉપર નાખી છૂટા મૂકેલા સર્પ સરખી તેણે તેના રથને ભાગી સારથિને રથમાંથી પાડયો. તે વખતે વિરાટ, દ્રુપદ, ધૃષ્ટકેતુ, યુધિષ્ઠિર, સાત્યકિ, કેકય, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ, નકુળ, સહદેવ, તથા દ્રૌપદીના પાંચ પુત્ર, એ સર્વે 'સાધુ, સાધુ,' એ રીતે પોકારવા લાગ્યા. વિવિધ પ્રકારના બાણ શબ્દ તથા સિંહનાદ, સંગ્રામમાં પાછા ફરનાર નહિ એવા અભિમન્યુને હર્ષ પમાડતા થવા લાગ્યા શત્રુના વિજય સરખા તે લક્ષણને તમારા પુત્ર સહન ન કરી શક્યા તત્કાળ મેઘ જેમ પર્વતને ઢાંકી દે, તેમ તેમણે તીક્ષ્ણ બાણે કરી, ચોતરફથી એને ઢાંકી દીધો. તે સમયે સૂતના પરાભવને જોઇ તેમના પ્રિયને ઇચ્છતો, શત્રુને હણનાર, ક્રોધાયમાન થયેલો, આર્તાયનિ અભિમન્યુ સામે આવ્યો.

> तेषां च प्रियमन्विच्छन् सूतस्य च पराभवं ॥
> आर्तायनिरमित्रघ्नः क्रुद्धः सौभद्रमभ्ययात् ॥

इति श्रीमन् महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वण्यभिमन्युपराक्रमे गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

ooo✕ooo

## અધ્યાય ૧૫ મો. શલ્યનું અપયાન.

> धृतराष्ट्र उवाच—बहूनि सुविचित्राणि द्वंद्वयुद्धानि संजय ।
> त्वयोक्तानि निशम्याहं स्पृहयामि स चक्षुषां ॥१॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! અત્યંત વિચિત્ર પ્રકારના ઘણાંક દ્વંદ્વયુદ્ધ તેં કહ્યાં તે સાંભળી વળી હું, દેવાસુર સરખા ચક્ષુવાળાને આશ્ચર્યકારક કૌરવ પાંડવના યુદ્ધને સાંભળવા ઇચ્છું છું કારણ કે, એ ઉત્તમ યુદ્ધ સાંભળતાં મને તૃપ્તિ થતી નથી સુભદ્રાપુત્ર અભિમન્યુનું અને આર્તાયનિનું યુદ્ધ તું મને કહે. સંજય કહે છે—રથમાંથી અભિમન્યુએ પોતાના સારથિને પાડવાથી ક્રોધાયમાન થયેલો શલ્ય, લોહમય ગદા લેઇ, સિંહનાદ કરી ઉત્તમ રથમાંથી નીચે ઉતર્યો પ્રદીપ્ત કાળાગ્નિ સરખા તથા હાથમાં દંડ ગ્રહણ કરેલા, કાળ સરખા તેની સામે મોટી ગદા ગ્રહણ કરી વેગથી ભીમસેન આવ્યો. સુભદ્રાપુત્ર અભિમન્યુ પણ વજ્ર સરખી મોટી ગદા ગ્રહણ કરી 'સામે આવ, અહિં આવ' એ રીતે શલ્યને કહેવા લાગ્યો. યત્નથી

તેને વારી રાખી પ્રતાપવાન ભીમસેને સંગ્રામમા શલ્ય સામે જઇ અચળ પર્વતની પેઠે ઉભો રહ્યો મદ્રદેશનો અધિપતિ શલ્ય પણ મહા બળવાન ભીમસેનને જોઈ સિંહ જેમ હસ્તિ સામે જાય તેમ જલદી તેની સામે જઇ ઉભો. તે સમયે હજારો તુરી, ભેરી તથા શંખ શબ્દ સાથે મળેના સિંહનાદ થવા લાગ્યા તેમજ યુદ્ધ જોનાર પરસ્પર સામે દોડતા હજારો રાજાઓનો તથા કૌરવ પાંડવનો ' સાધુ, સાધુ, ' એ રીતે શબ્દ થવા લાગ્યો તેમ હે ભારત ! સર્વ રાજાઓમા મદ્રદેશના અધિપતિ શલ્ય વિના, બીજો ભીમસેનના વેગને સહન કરી શકે નહિ, તેમજ મહાત્મા મદ્રાધિપના ગદાવેગને પણ ભીમસેન વિના બીજો કોણ સહન કરી શકે ? સુવર્ણમય વસ્ત્રથી બાંધેલી, મનુષ્યને હર્ષ કરનારી, મંડળાકારે વિચિત્ર પ્રકારના માર્ગમા વિચરતા શલ્યની ભીમસેને વિંધેલી પ્રજ્વલિત વિજળી સરખી મોટી ગદા અત્યંત શોભતી હતી મંડળાકાર થયેલી ગદારૂપી શીંગડાવાળી પરસ્પર શબ્દ કરતા તે બેઉ બે બળદોની પેઠે મંડળાકારે વિચરતા હતા એ રીતે મંડળાકાર માર્ગમા વિચરતું તથા ગદા-વિહારમા પુરૂષમાં સિંહરૂપ તે બેનુ નિર્વિશેષ યુદ્ધ થયુ હતુ, જેમા ભીમસેને હણેલી અગ્નિની જ્વાળા જેવી મહા ભયંકર શલ્યની મોટી ગદા તત્કાળ વિખરાઇ ગઇ. શત્રુએ હણેલી ભીમસેનની ગદા વર્ષાઋતુમા સાયંકાળ સમયે ખદ્યોત નામના જંતુથી વિંટાયેલું વૃક્ષ જેમ શોભે તેમ શોભતી હતી

હે ભારત ! સંગ્રામમા મદ્રદેશના અધિપતિએ નાખેલી, વારંવાર અગ્નિ ઉત્પન્ન કરતી ગદા આકાશને શોભાવતી હતી તેમજ ભીમસેને દ્વેષી ઉપર નાખેલી તેની ગદા પણ [illegible] મોટા ઉંબાડીયાની પેઠે સૈન્યને તપાવતી હતી ગદા ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ તે બેઉની ઉત્તમ ગદા પરસ્પર મળી શ્વાસોચ્છ્વાસ કરતી બે નાગકન્યાની પેઠે અગ્નિને ઉત્પન્ન કરતી હતી. નખે કરી મોટા વાઘ, અને દાંતે કરી બે મોટા હાથી જેમ પરસ્પર હણે, તેમ [illegible] ગદાથી પરસ્પર હણતા તે બેઉ સંગ્રામમા વિચરતા હતા ક્ષણ માત્રમા ગદાના અગ્રભાગથી હણાયલા, રૂધિરથી વ્યાપ્ત અંગવાળા, બેઉ પુષ્પવાળા બે ખાખરાના વૃક્ષ સરખા દેખાતા હતા. તે વખતે પુરૂષમા સિંહરૂપ તે બેઉ જણાનો પરસ્પર ગદા મારવાનો ઇન્દ્રના વજ્ર સરખો શબ્દ, સર્વ દિશાઓમા સંભળાતો હતો. તેટલામા મદ્રરાજાએ સવ્ય તથા દક્ષિણ બાજુથી હણેલો ભીમ-સેન, ભેદાતા પર્વતની પેઠે ચલાયમાન થયો નહિ, તેમજ ભીમસેનના ગદા વેગે હણાયેલો મહા બળવાન મદ્રાધિપતિ પણ ધૈર્યથી વજ્રે હણેલા પર્વતની પેઠે ઉભો રહ્યો. ઉંચી ગદા કરેલા મહા વેગવાન તે પરસ્પર સામે આવી મંડળાકારે અનેક તરેહથી વિચરતા હતા. [illegible] બે હસ્તિની પેઠે આઠ પગલા પરસ્પર સામે આવી લોહદંડે કરી અન્યોન્યને મારવા લાગ્યા. ગદાના વેગથી અત્યંત હણાયેલા શૂરવીર તે બેઉ એક વખતે રણભૂમિમા બે ઇન્દ્રધ્વજ પડે તેમ પડ્યા. તે વખતે હે મહારાજ ! વારંવાર શ્વાસોચ્છ્વાસ કરતા વિહ્વળ થયેલા, ગદાએ કરી પીડિત, મુર્છાએ કરી વ્યાપ્ત, સર્પની પેઠે ચેષ્ટા કરતા શલ્યને જોઇ મહારથિ કૃતવર્મા તેની પાસે આવી તેને પોતાના રથમા બેસાડી જલદી સંગ્રામમાંથી બહાર લઇ ગયો. અત્યંત મહાબાહુ વિહ્વળ થયેલો શૂરવીર ભીમસેન નિમિષ માત્રમા મત્તની પેઠે પાછો ઉભો થઇ હાથમાં ગદા લઇ ધસ્યો. હે મારિષ ! વિમુખ થયેલા, મદ્રાધિપતિને જોઇ હસ્તિ, પાયદળ, અશ્વ, તથા રથ સહિત તમારા પુત્ર કંપવા લાગ્યા. તે સમયે જયશાલી પાંડવોએ પીડેલા [illegible] [illegible] તે તમારી તરફના વાયુએ ખસેડેલા મેઘની પેઠે દિશાઓમા નાસવા લાગ્યા હે રાજન્ !

એ રીતે પાડવ તરફના મહારથિયો તમારા પુત્રોને જીતી સગ્રામમા પ્રદીપ્ત અગ્નિ સરખા શોભતા હતા હર્ષ પામેલા, સિહનાદ કરતા તથા મોટેથી શખ વગાડતા તે, ભેરી, મૃદગ તથા આનક નામના યુદ્ધવાદ્ય પણ વગાડવા લાગ્યા

सिंहनादान् भृष चक्रु शङ्खान् दध्मुश्च हर्षिता।
भेरीश्च वादयामासुर्मृदङ्गांश्चानकैः सह ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वणि शल्यापयाने गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥

## અધ્યાય ૧૬ મો. દ્રોણાભિષેક (ચાલુ)

संजय उवाच—तद्बलं सुमहद्दीर्णं त्वदीय प्रेक्ष्य वीर्यवान्।
दधारैको रणे राजन् वृषसेनोऽस्त्रमायया ॥

સજય કહે છે—હે રાજન્! તે સમયે અત્યત વિદીર્ણ થતા તમારા સૈન્યને જોઇ પરાક્રમી એકલા વૃષસેને અસ્ત્ર બળે કરી તેને ધારણ કરી રાખ્યુ, અને તે વૃષસેને સગ્રામમા મૂકેલા બાણ, મનુષ્ય, અશ્વ, રથ, તથા હસ્તિઓને ભેદી દશે દિશાઓમા વિચરતા હતાં હે મહારાજ! એ રીતે ગ્રીષ્મઋતુમા સૂર્યના કિરણો નીકળે તેમ, તેનાં પ્રદીપ્ત હજારો મોટા બાણ નીકળતા હતા હે મહારાજ! તેથી પીડાયલા રથિઓ તથા ઘોડેસ્વાર, વાયુથી ભાગેલા વૃક્ષની પેઠે રણભૂમિમા પડતા હતા હે રાજન્! એ રીતે મહારથિ વૃષસેન અશ્વ, રથ તથા અગણિત હસ્તિ સમુદાયને સગ્રામમા પાડવા લાગ્યો નિર્ભયની પેઠે સગ્રામમા વિચરતા તેને એકલાને જોઇ એકઠા મળેલા સર્વ રાજાઓએ ચોતરફથી તેને વીંટી લીધો નકુળપુત્ર શતાનીકે વૃષસેન સામે આવી, મર્મ ભેદનાર નારાચ નામના દશ બાણે કરી એને વીંધ્યો કર્ણપુત્ર વૃષસેને પણ તેનુ ધનુષ કાપી ધ્વજ કાપી નાખ્યો તે વખતે ભાઇના રક્ષણને ઇચ્છતા દ્રૌપદીના પાચ પુત્રોએ ત્યા આવી બાણના સમુદાયથી કર્ણપુત્ર વૃષસેનને ઢાકી દીધો. તેને જોઇ સિંહનાદ કરતા તમારી તરફના અશ્વત્થામાદિક રથિઓએ ત્યા આવી મેઘ જેમ પર્વતોને ઢાકે તેમ નાના પ્રકારના બાણે કરી મહારથિ દ્રૌપદી પુત્રોને ઢાકી દીધા તે સમયે પુત્રના રક્ષણને ઇચ્છતા, ઉગામેલા આયુધવાળા પાડવ, પચાલ, કેકય, મત્સ્ય, તથા સૃજયોએ તેમને વારી રાખ્યા. તે વખતે તમારી તરફનાઓ સાથે પાડવોનુ દેવદાનવ સરખુ રૂંવાં ઉભા કરનાર દારૂણ યુદ્ધ થયુ. એ રીતે પરસ્પર અપરાધ કરેલા, પરસ્પર સામે જોતા, અત્યત ક્રોધાયમાન થયેલા, શૂરવીર કૌરવ પાડવો યુદ્ધ કરતા હતા. તે સમયે ઘણા તેજવાળા, યુદ્ધ કરવા ઇચ્છતા તેમના શરીર, ક્રોધને લીધે આકાશમા ગરૂડ પાસે રહેલા સર્પ સરખા દેખાતા હતા રણપ્રદેશ પણ ભીમ, કર્ણ, કૃપ, દ્રોણ, અશ્વત્થામા, ધૃષ્ટદ્યુમ્ન, તથા સાત્યકિએ કરી ઉદય પામેલા કાળ-સૂર્ય સરખો શોભતો હતો તે વખતે વળી પરસ્પર મારતા મહા બળવાનોનું દેવદાનવ સરખુ મહા ભયકર યુદ્ધ થયુ. જેમા વૃદ્ધિ પામેલા સમુદ્ર સરખા શબ્દવાળુ યુધિષ્ઠિરનું સૈન્ય, ભાગે છે મહારથિયો જેમાથી એવા તમારા સૈન્યને મારવા લાગ્યું. શત્રુઓએ અત્યત પીડેલા તથા

ભગાણુ પાડેલા પોતાના સૈન્યને જોઇ ' હે ગરવીરો ! હવે વાગ્ય થયુ, સગ્રામમાથી પલાયન મા કરો, ' એમ કહી લાલ ઘોડાવાળા ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય, ચાર દાતવાળા હસ્તિની પેઠે પાડવના સૈન્યમા પ્રવેશ કરી યુધિષ્ઠિર સામે દોડયા

પોતા સામે આવતા તેમને જોઇ યુધિષ્ઠિરે કકપત્ર બાધેલા તીક્ષ્ણ બાણે કરી તેમને વીંધ્યા, દ્રોણુ પણ તેમનુ ધનુષ કાપી જલદી તેમની પાછળ દોડયા તે સમયે પચાલોનુ યશ વધારનાર ચક્રરક્ષક કુમારે આવતા દ્રોણને, કિનારો જેમ સમુદ્રને રોકે તેમ રોકી રાખ્યા કુમારે વારેલા બ્રાહ્મણ શ્રેષ્ઠ દ્રોણને જોઇ, પાડવ સેનામા સર્વ ' સાધુ સાધુ, ' એ રીતે ભાષણ કરતા સિહનાદ કરવા લાગ્યા તેટલામા વળી અત્યત ક્રોધે ભરાયેલા કુમારે, તે મહા સગ્રામમા વારવાર સિહની પેઠે શબ્દ કરતા બાણે કરી દ્રોણાચાર્યને વક્ષ:સ્થળમા વિંધ્યા દ્રોણે પણ ગરવીર, શ્રેષ્ઠ વ્રતવાળા, મત્ર તથા અસ્ત્રમા કુશળ, ચક્રરક્ષક કુમારને મર્દન કર્યો એ રીતે બ્રાહ્મણમા શ્રેષ્ઠ તે, સૈન્યના મધ્યમા જઇ સર્વ દિશાઓમા વિચરતા તમારા સૈન્યનુ રક્ષણ કરતા હતા. કુતિપુત્ર યુધિષ્ઠિરને પ્રાપ્ત થવા સારુ સગ્રામમા મુખ્ય યોદ્ધાઓ સામે દોડતા દ્રોણે, બારથી શિખડિને, વીસથી ઉત્તમૌજાને, પાચે કરી નકુળને સાતથી સહદેવને બારવડે યુધિષ્ઠિરને, ત્રણ ત્રણે કરી દ્રૌપદીના પુત્રોને, પાચે કરી સાત્યકિને, તથા દશ બાણેકરી મત્સ્યને વીંધી સગ્રામમા મુખ્ય યોદ્ધાઓને વિક્ષોભ પમાડયા તે વખતે અત્યત ક્રોધાયમાન થયેલા યુગધરે વાયુથી વૃદ્ધિ પામેલા સમુદ્રની પેઠે ઘણા ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યને વારી રાખ્યા દ્રોણાચાર્યે પણ ગ્રથિ વગરના બાણથી વિંધી ભલ્લ નામના બાણે કરી યુગધરને રથમા બેસવાના સ્થાન ઉપરથી પાડી નાખ્યો તેટલામા વિરાટ, દ્રુપદ, કેકય સાત્યકિ, શિબિ, પાચાલ્ય, વ્યાઘ્રદત્ત, તથા પરાક્રમી સિહસેન એટના યુધિષ્ઠિરના રક્ષણને ઇચ્છતા બીજા પણ ઘણાક યોદ્ધાઓએ ઘણાક બાણ નાખતા તેનો માર્ગ વીટી લીધો. હે રાજન્ ! વળી પચાલના વ્યાઘ્રદત્તે તીક્ષ્ણ એવા પચાસ બાણે કરી દ્રોણને વીંધ્યા. તેને જોઇ સર્વ મનુષ્ય ઉંચા સ્વરથી પોકારવા લાગ્યા સિહસેન જલદી મહારથિ દ્રોણને વીધી મહારથિઓને ત્રાસ પમાડી પ્રસન્નતાથી તત્કાળ હસવા લાગ્યો તે સમયે બળવાન દ્રોણાચાર્યે નેત્ર ફાડી ધનુષની પ્રત્યચા ખેચી, મોટા મોજાનો શબ્દ કરી, તેની પાછળ દોડી, સિહસેનનુ કુડળ સહિત મસ્તક તથા વ્યાઘ્રસેનનુ પણ બે ભલ્લ નામના બાણે કરી કાયા ઉપરથી મસ્તક નીચે પાડી નાખ્યુ પાડવ તરફના તે મહારથિઓને બાણ સમુદાયથી વારી રાખી પોતે સર્વના અત કરનાર મૃત્યુની પેઠે યુધિષ્ઠિરના રથની પાસે આવી ઉભા રહ્યા

તે વખતે હે રાજન્ ! યુધિષ્ઠિરના સૈન્યમા ' રાજા હણાયા, રાજા હણાયા, ' એ રીતે યોદ્ધાઓનો મોટો શબ્દ થવા લાગ્યો અને દ્રોણના પરાક્રમને જોઇને પણ સૈનિકો કહેવા લાગ્યા કે, આજ દુર્યોધન રાજા જરૂર કૃતાર્થ થશે કારણ આ મુહૂર્તમા પાડુપુત્ર યુધિષ્ઠિરને ગ્રહણ કરી હર્ષ પામેલા દ્રોણાચાર્ય, સગ્રામમા આપણા દુર્યોધન રાજા પાસે આવશે. એમા સશય નહિ. એ રીતે તમારી તરફના મહારથિઓ ભાષણ કરવા લાગ્યા તેટલામા મહારથિ કુતિપુત્ર અર્જુન, રથના ગર્જને કરી રણભૂમિને શબ્દાયમાન કરતો વેગે કરી ત્યા આવી, રૂધિરરૂપ ઉદકવાળી, રથરૂપ આવર્તયુક્ત, શૂરના અસ્થિ સમુદાયથી સકીર્ણ, પ્રેતરૂપ તીરને અપહરણ કરનારી, બાણના ઓઘરૂપ છે મોટા ફેન જેમા, ભાલારૂપી મત્સ્યથી સકુલ એવી નદીને વેગે કરી, તેને ઉતરી કૌરવોને નસાડી મોટા બાણના સમુદાયથી તમારી તરફનાઓને ઢાકી

દેતો તથા મોહ પમાડતો હોય નહિ તેની પેઠે તત્કાળ દ્રોણ સૈન્ય સામે દોડયો એ રીતે જલદી બાણ નાખતા તથા હમેશ બાણ સાધતા યશસ્વી કુંતિપુત્ર અર્જુનનુ કાંઈ પણ છીદ્ર કોઇનાથી જોવામા આવતુ ન હતુ હે મહારાજ ! એવી રીતે ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને બાણે કરી મોટો અંધકાર કર્યો, તેથી દિશાઓ, અંતરીક્ષ, તથા પૃથ્વી ઇત્યાદિ કંઇ-પણ દેખાતુ ન હતુ તેટલામા સૂર્યાસ્ત થવાથી અંધકારને લીધે શત્રુ, મિત્ર તથા કોઇપણ દેખાતુ ન હતુ તેવા વખતને જોઇ દ્રોણ દુર્યોધનાદિકે પોતાના સૈન્યને યુદ્ધથી નિવૃત્ત થવાનો હુકમ આપ્યો યુદ્ધથી નિવૃત્ત થયેલા તથા ત્રાસ પામેલા શત્રુઓને જાણી અર્જુને પોતાના સૈન્યનો પણ ધીરજથી અવહાર કર્યો તે સમયે અત્યંત પ્રસન્ન થયેલા પાંડવ, સૃંજય, તથા પંચાલ મનોહર વાણીએ કરી ઋષિઓ જેમ સૂર્યની સ્તુતિ કરે તેમ અર્જુનની સ્તુતિ કરવા લાગ્યા એ રીતે શત્રુને જીતી પ્રસન્ન થયેલા કેશવ સહિત અર્જુન સર્વ સૈન્યની પાછળ પોતાના તંબુ પ્રત્યે ગયા ઇન્દ્રનીલમણિ, પદ્મરાગમણિ સુવર્ણ, હિરક, પ્રવાલ તથા મુખ્ય સ્ફટિકે કરી વિચિત્ર પ્રકારના રથમા વિરાજમાન પાંડુપુત્ર, નક્ષત્રે કરી વિચિત્ર પ્રકારના આકાશમા ચંદ્રમા શોભે તેમ શોભતા હતા

**मसारगल्वर्कसुवर्णरूपैर्वज्रप्रवालस्फटिकैश्च मुख्यै. ॥**
**चित्रे रथे पांडुसुतो बभासे नक्षत्रचित्रे वियतीव चद्र' ।**

## इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणाभिषेकपर्वाणि प्रथमदिवसावहारे गुर्जरभाषायां षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો. સંશપ્તકવધપર્વ.

**सजय उवाच—ते सेने शिबिर गत्वा न्यविशेतां विशांपते ।**
**यथाभाग यथान्यायं यथागुल्मं च सर्वशः ॥ १ ॥**

સંજય કહે છે—હે વિશાંપતે ! એ રીતે તે બેઉ સેના, પોતપોતાના તંબુમા જઇ ઘટતા વિભાગ પ્રમાણે પોતાની ટુકડીમા રહી અને અત્યંત ખેદયુક્ત થયુ છે ચિત્ત જેનું એવા દ્રોણાચાર્ય પણ લજ્જાથી દુર્યોધન સામે જોઇ, આવી રીતે કહેવા લાગ્યા, પૂર્વેજ મે તને કહ્યુ હતુ કે જ્યા સુધી અર્જુન પાસે ઉભો હોય ત્યા સુધી યુધિષ્ઠિરને સંગ્રામમા દેવતાઓ પણ ગ્રહણ કરવા સમર્થ થઇ શકે તેમ નથી એ મારા વચન તારે સત્ય જાણવા. કારણ શ્રીકૃષ્ણ તથા અર્જુન કોઇથી જીતી શકાય એવા નથી, માટે તમે સર્વ મળી તેમની પાસેથી અર્જુનને જુદા પાડવાનો યત્ન કરો હે રાજન્ ! કોઇ પણ ઉપાયે કરી તેમ જો થાય તો યુધિષ્ઠિર રાજા તારે વશ થાય માટે તેનો ઉપાય હુ બતાવુ તે સાંભળ આપણી તરફનો કોઇ પણ યોદ્ધો, યુદ્ધ વાસ્તે સંગ્રામમા તેને બોલાવી, બીજા સ્થાનકે લઇ જાય, તો તેને જીત્યા વગર કુંતિપુત્ર તે, કદી પણ પાછો નહિ વળે, એટલામા તો હું, અર્જુન વગરના ધર્મરાજાને સેનાને ભેદી ધૃષ્ટદ્યુમ્ન જોતા ગ્રહણ કરી લઇશ. પછી અર્જુને કરી હીન યુધિષ્ઠિર રાજા, સામે આવતા મને જોઇ જો સંગ્રામનો ત્યાગ ન કરે તો તેમને મે ગ્રહણ કર્યાજ છે, એમ તારે

જાણવું. હે મહારાજ ! એ રીતે હું ગણ સહિત ધર્મરાજ યુધિષ્ઠિરને તારા વશમા લેઇ આવું, એમાં સંશય નહિ. જો સંગ્રામમા યુધિષ્ઠિર બે ઘડી પણ રહે ને જો ભાગે નહિ તો વિજયથી પણ તે વધારે સારૂ સંજય કહે છે—હે રાજન્ ! દ્રોણના એવા વચન સાભળી ભાઇઓ સહિત ત્રિગર્તના અધિપતિએ આવી રીતે વચન કહ્યુ કે, ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને અમારો હમેશ તિરસ્કાર કર્યો છે અને અમો નિરપરાધી છતા તેણે અમારૂ અનિષ્ટ કરેલુ છે તેથી એના કરેલા જુદા તિરસ્કાર અમે જ્યા સભાગીએ છીએ ત્યા ક્રોધાગ્નિએ બળેલા અમોને રાત્રિએ નિદ્રા પણ આવતી નથી અઆસપાસ તે અમારી નજર સામે આવશે એ ઘણુ સારૂં થશે ને અમારે જે હૃદયમા કરવાની ઇચ્છા છે તે કર્મ અમે કરીશુ તમારૂ જે રીતે પ્રિય થાય ને અમારો યશ વધે તે રીતે સંગ્રામમાથી તેને બહાર લઇ આવી અમો મારશુ. આજ કા તો અર્જુન વગરની અને કા તો ત્રિગર્ત વિનાની પૃથ્વી થાઓ એ અમે સત્ય પ્રતિજ્ઞા કરીએ છીએ તે મિથ્યા નહિ થાય એ રીતે સત્યરથ, સત્યવર્મા, સત્યવ્રત, સત્યેષુ, તથા સત્યકર્મા કહી, એકઠા મળેલા પાચ ભાઇઓ દશ હજાર રથ સહિત સંગ્રામમા સપથ ખાઇ તૈયાર થયા. માલવ તથા તુડીકેર રાજાઓ પણ ત્રીસ હજાર રથ સુદ્ધા શપથ લઇ તૈયાર થયા, તેમજ પુરૂષમા સિંહરૂપ પ્રસ્થલાપુરીનો પતિ ત્રિગર્તાધિપતિ સુશર્મા પણ માવેલક, લલિત્થ તથા મદ્રકોને સાથે લઇ દશ હજાર રથ તથા ભાઇઓ સહિત નીકળ્યો તેમ અનેક દેશના દશ હજાર બીજા પણ શ્રેષ્ઠ રથિઓ શપથ ખાવા નીકળ્યા પછી તે સર્વ અગ્નિની પૂજા કરી તેમા જુદા જુદા હોમ કરી, કુશના ચીર તથા વિચિત્ર પ્રકારના કવચ ગ્રહણ કરી, ઘૃતાક્ત શરીરવાળા, ઘણી દક્ષિણા આપનાર, પ્રત્યચારૂપ મેખળાવાળા, યજન કરનાર, પુત્રવાન, કૃત્ય કરેલા સંગ્રામમા શરીરનો ત્યાગ કરનાર, યશ તથા વિજયને ઇચ્છનારા, બ્રહ્મચર્ય તથા વેદાધ્યયન છે મુખ્ય જેમા એવા કર્મે કરી તથા ઘણી દક્ષિણાવાળા યજ્ઞે કરી પ્રાપ્ય એવા લોકને યુદ્ધે કરી પામવાને ઇચ્છતા તે, બ્રાહ્મણોને તૃપ્ત કરી તેમને સુવર્ણ, ગાયો તથા વસ્ત્રોના દાન આપી અગ્નિ પ્રજ્વલિત કરી તેની સમીપ સર્વ પ્રાણી સાભળે તે રીતે મોટેથી પોકારી આવી રીતે અર્જુન વધ વિષે દૃઢ પ્રતિજ્ઞા કરવા લાગ્યા કે, વ્રત ન કરનાર, બ્રહ્મ-હત્યારા, મદિરા પાન કરનાર, ગુરૂ સ્ત્રી વિષે આસક્ત, બ્રહ્મસ્વ હરણ કરનાર, રાજાનુ લેનાર શરણાગતનો ત્યાગ કરનાર, યાચના કરનારને હણનાર, પારકા ઘરમા અગ્નિ મુકનાર, ગાયને હણનાર, પારકાનો તિરસ્કાર કરનાર, બ્રાહ્મણ તથા વેદના દ્વેષી ઋતુકાળ વિષે પોતાની સ્ત્રી સાથે મોહથી ન ગમન કરનાર, શ્રાદ્ધને દિવસે મૈથુન કરનાર, પોતાની જાતિ છુપાવનાર, સન્યાસી તથા વૈરાગી પાસેથી વેરો લેનાર, મોઢેથી પ્રતિજ્ઞા કરી તે કામ ન કરનાર, નપુંસક સાથે યુદ્ધ કરનાર, નીચને અનુસરનાર, પરલોકને ન માનનાર, અગ્નિ તથા માતા પિતાનો ત્યાગ કરનાર, તથા નિરંતર પાપ કરનારાઓને જે લોક મળે છે તે લોકને, અર્જુનને સંગ્રામમા માર્યા વગર પાછા વળીએ, વા તેણે પીડિત કરેલા તેના ત્રાસને લીધે સંગ્રામથી વિમુખ થઇએ તોપણ અમે પામીએ અને સંગ્રામમા કોઇથી ન બને એવુ કર્મ કરીએ તો ઇચ્છિત લોકને પ્રાપ્ત થઇએ એમા સંશય નહિ, એમ કહી શૂરવીર અર્જુનને યુદ્ધમા બોલાવતા રણમા તેઓ સામ સામે આવ્યા, એટલે તેમને જોઇ શત્રુને જીતનાર અર્જુને ધર્મરાજને આવી રીતે વચન કહ્યુ કે, હે રાજન્ ! આ સંશપ્તકગણ તથા ભાઇઓ સહિત સુશર્મા મહા સંગ્રામમા મને બોલાવે છે, તેમ મારૂ એવુ વ્રત છે કે સંગ્રામમા કોઇપણ મને બોલાવે તો હું પાછો ન વળુ માટે ગણ સહિત સુશર્માના વધની મને આજ્ઞા આપવા યોગ્ય છો હે પુરૂષર્ષભ ! સંગ્રામમા પારકા

બોલાવે તે હુ સહન કરી શકુ નહિ, માટે પ્રતિજ્ઞા કરી હુ સત્ય કહુ છુ કે, સગ્રામમા શત્રુઓ હણાયા છે એમ તમે જાણો અર્જુનના વચન સાભળી યુધિષ્ઠિરે કહ્યુ કે, હે તાત ! હે મહા-રથિ ! દ્રોણે જેમને ગ્રહણ કરવા વિષે પ્રતિજ્ઞા કરી છે તે તુ યથાર્થ જાણે છે તેમ તે, બળવાન, શસ્ત્રવીર અસ્ત્ર શીખેલા તથા કરેલો છે શ્રમ જેણે એવા છે વાસ્તે તેનુ ઇચ્છિત જે રીતે અસત્ય થાય તે રીતે તુ કર મોટા ભાઇના વચન સાભળી વળી અર્જુને કહ્યુ કે, હે રાજન્ ! આ સત્યજિત, યુદ્ધમા આજ તમારી રક્ષા કરશે આચાર્યનો મનોરથ પૂર્ણ નહિ થાય અને જ્યારે પુરૂષમા સિહરૂપ તેજ હણાશે ત્યારે એકઠા મળેલા સર્વ યોદ્ધાઓ કોઈ રીતે ઉભા રહી નહિ શકે અર્જુનના વચન સાભળી પ્રસન્ન થયેલા ધર્મ રાજાએ સ્નેહથી આશી-ર્વાદ આપી જવાની આજ્ઞા આપી એટલે બળવાન અર્જુન, એમને મૂકી ભૂખ્યો સિહ જેમ પોતાની ભૂખ ટાળવા સારૂ મૃગના ગણ પ્રત્યે જાય તેમ ત્રિગર્ત સામે જવા લાગ્યો તે સમયે અત્યત હર્ષિત થયેલુ દુર્યોધનનુ સૈન્ય અર્જુન વગરના ધર્મરાજને નિગ્રહ કરવા સારૂ અત્યત ક્રોધાવિષ્ટ થયુ તે વખતે તે બેઉ સેના બળથી વર્ષાઋતુમા વૃદ્ધિ પામેલા જળવાળી ગગા તથા સરયૂ જેમ વેગે કરી પરસ્પર સામે આવે તેમ અન્યોન્ય સામે આવવા લાગી

ततोऽन्योन्येन ते सैन्ये समाजग्मतुरोजसा ।
गगासरय्वा वेगेन प्रावृषीवोल्बणोदके ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि धनंजययाने गुर्जरभाषायां सप्तदशोऽध्यायः॥ १७ ॥

## અધ્યાય ૧૮ મો. સુધન્વા વધ.

सजय उवाच—ततः संशप्तका राजन् स मे देशे व्यवस्थिताः ।
व्यूह्यानीकरथैरेव चद्राकार मुदायुताः ॥ १ ॥

સજય કહે છે—હે રાજન્ ! તેટલામા રથે કરી સૈન્યનો ચદ્રાકાર વ્યૂહ કરી હર્ષિત થઇ સમાન દેશમા ઉભેલા સશપ્તક સામે આવતા અર્જુનને જોઇ પુરૂષમા સિહરૂપ તે મોટેથી શબ્દ કરવા લાગ્યા જે શબ્દ સર્વ દિશા વિદિશા તથા આકાશને વિંટાઇ ગયો તેનો પ્રતિ ધ્વનિ ન થયો એ રીતે અત્યત પ્રસન્ન થઇ ઉભેલા તેમને જોઇ કઇક હાસ્ય કરી અર્જુને શ્રીકૃષ્ણને આવી રીતે કહ્યુ કે, હે દેવકીપુત્ર ! આજ સગ્રામમા મરવાને ઇચ્છતા એવા માટે અત્યત પ્રસન્ન થતા આ ત્રૈગર્ત ભાઇઓને જુવો, વા જરૂર ત્રૈગર્તોને આ હર્ષનો સમય પ્રાપ્ત થયો છે કારણ કુત્સિત પુરૂષો દુખે કરીને પણ જે લોકને પામે નહિ એવા ઉત્તમ લોકને તેઓ પામશે એ રીતે મહાબાહુ અર્જુને ઋષિકેશ ભગવાનને કહી વ્યૂહ રચનાથી ઉભેલા ત્રિગર્તોની સેના પાસે જઇ શબ્દે કરી દિશાઓને પૂરતા મોટા વેગેકરી સુવર્ણથી શોભિતો દેવદત્ત નામનો શખ વગાડ્યો તેના શબ્દથી ત્રાસ પામેલી સશપ્તકની સેના, કાળમીઢ પાષાણની સેના સરખી ચેષ્ટા રહિત થઇ સગ્રામમા ઉભી રહી સ્તબ્ધ થઇ ગયા છે કાન, ગ્રીવા તથા ચરણ જેમનાં એવા નેત્ર કાઢેલા તેમના વાહન પણ મૂત્ર તથા રૂધિર સ્રવવા લાગ્યા પાછી સજ્ઞા પામી

સેનાને સારી રીતે ઉભી રાખી તેમણે એક વખતે ગૃધ્રના પિંછ બાંધેલા બાણ અર્જુન ઉપર નાખ્યા, તે આવતા હજારો બાણને પરાક્રમી અર્જુને આવ્યાથી અગાઉ પંદર બાણે કરી જલદી કાપી નાખ્યા વળી ત્રિગર્તના યોદ્ધાઓએ દશ દશ બાણે કરી અર્જુનને વીંધ્યા, અને તેણે પણ ત્રણ ત્રણ બાણે કરી તેમને વીંધ્યા હે રાજન્! વળી તે એક એક યોદ્ધાએ પાંચ પાંચ બાણે કરી અર્જુનને વીંધ્યો તેમજ પરાક્રમી તેણે પણ બે બે બાણે કરી તેમને વીંધ્યા. વળી અત્યંત ક્રોધાયમાન થયેલા ત્રિગર્તોએ મેઘ જેમ વૃષ્ટિએ કરી તળાવને ઉભરાવી દે તેમ તીક્ષ્ણ બાણે કરી કેશવ સહિત અર્જુનને ઢાંકી દીધા વળી ત્રિગર્ત તરફથી હજારો બાણ, વનમાં પ્રફુલ્લિત થયેલા વૃક્ષ ઉપર જેમ ભ્રમરના સમુદાય આવે તેમ અર્જુન ઉપર આવવા લાગ્યા તે વખતે સુબાહુએ પર્વત સરખા કઠોર ત્રીસ બાણે કરી અર્જુનનો મુગટ પાડી નાખ્યો મુગટ પડવાથી સુવર્ણના પુંખવાળા તીક્ષ્ણ બાણે કરી સુવર્ણમય શિરોભૂષણવાળો અર્જુન, ઉદય પામેલા સૂર્ય સ શોભતો હતો તેમણે પણ ભલ્લ નામના બાણે કરી સુબાહુના હસ્તભૂષણને કાપી તેની ઉપર બાણનો વર્ષાદ કર્યો તેટલામાં સુશર્મા, સુરથ, સુધર્મા, સુધનુ તથા સુબાહુએ અર્જુન ઉપર દશ દશ બાણ નાખ્યા બાણોને વાનરધ્વજ અર્જુને જુદા જુદા ભલ્લ નામના બાણથી કાપી, એમના ધ્વજને પણ વીંધ્યા અને સુધન્વાનું તો ધનુષ કાપી ઘોડાઓને મારી સંગ્રામમાં પહેરવાની ટોપી સહિત એનું મસ્તક કાયા ઉપરથી નીચે પાડી નાખ્યું શૂરવીર હણાયો તેને જોઈ તેની પાછળ ચાલનારા ભયભિત થઈ જ્યાં દુર્યોધનનું સૈન્ય હતું ત્યાં ભાગી ગયા તે સમયે અત્યંત ક્રોધાયમાન થયેલા ઇન્દ્રપુત્ર અર્જુને, અવિચ્છિન્ન બાણ સમુદાયથી સૂર્ય જેમ કિરણોએ કરી અંધકારનો નાશ કરે તેમ તે મોટી સેનાનો નાશ કરવા માંડ્યો. એ રીતે સૈન્યમાં ભંગાણ પડ્યું અને ચોતરફ ભાગવા લાગ્યું. અર્જુન અત્યંત ક્રોધાયમાન થયા, તેને જોઈ ત્રિગર્તોને ભય પ્રાપ્ત થયો તે સમયે ગ્રંથિ વગરના બાણે કરી અર્જુને મારવા માંડેલા તે, ત્રાસ પામેલા મૃગગણની પેઠે તે તે ઠેકાણે મોહ પામવા લાગ્યા. તે વખતે ક્રોધ પામેલા ત્રિગર્ત રાજાએ મહારથિઓને કહ્યું કે, હે શૂરવીરો! ભાગવાથી હવે ઘણું થયું આ વખતે તમો ભય પામવા લાયક નથી, તેમ સર્વ સૈન્ય જોતા તમોએ ભયંકર શપથ ખાધેલા છે માટે દુર્યોધનના સૈન્યમાં જઈ શું બોલશો? આ કર્મથી લોકમાં, એકઠા મળેલા આપણે હાસ્ય કરવા લાયક કેમ ન થઈએ? માટે વિચાર કરી પાછા વળી બળ પ્રમાણે પરાક્રમ દેખાડો. હે રાજન્! એવા તેના વચન સાંભળી વારંવાર મોટેથી શબ્દ કરતા શૂરવીર પરસ્પર હર્ષ પામતા શંખ વગાડવા લાગ્યા તે સંશપ્તકગણ, નારાયણ તથા ગોપાળ નામના ગણ, મૃત્યુનો ભય મૂકી પાછા આવ્યા

**ततस्ते संन्यवर्तंत संशप्तकगणा पुन.**
**नारायणाश्च गोपाला मृत्युं कृत्वाऽनिवर्तनं ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि सुधन्वावधे गुर्जरभाषायामष्टादशोऽध्यायः ॥ १८ ॥**

## અધ્યાય ૧૯ મો. અર્જુન ને સંશસક.

**संजय उवाच—दृष्ट्वा तु सनिवृत्तांस्तान् संशप्तकगणान् पुनः ।
वासुदेवमहात्मानमर्जुनः समभाषत ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ફરી પાછા આવેલા સશપ્તગણને જોઇ અર્જુને મહાત્મા વાસુદેવ ભગવાનને કહ્યુ કે, હે ઋષિકેશ ! આ સશપ્તકગણ તરફ ઘોડાઓને હાંકો, કારણ જીવતા સુધી એ સગ્રામનો ત્યાગ નહિ કરે એવી મારી મતિ છે મારા ભયકર અસ્ત્રબળ, બાહુબળ તથા ધનુષબળને જુવો આજજ હુ ક્રોધાયમાન થયેલા રૂદ્ર જેમ પશુને હણે તેમ એમને હણીશ. અર્જુનના વચન સાભળી શ્રીકૃષ્ણ ભગવાન હાસ્ય કરી 'તારૂ કલ્યાણ થાઓ, તારૂ કલ્યાણ થાઓ' એ રીતે તેને આશિષ આપી કોઇથી સહન થાય નહિ એવા અર્જુને, જે જે સ્થાનકે જવાની ઇચ્છા કરી તે તે ઠેકાણે પોતે રથ લેઈ જવા લાગ્યા સગ્રામમા ઉદ્યુક્ત થયેલો શ્વેત અશ્વોએ વહન કરાતો રથ આકાશમા વિમાન શોભે તેમ ફરતો શોભતો હતો. હે રાજન્ ! પૂર્વે દેવાસુર યુદ્ધમા ઇન્દ્રનો રથ જેમ ફરતો હતો તેમ આ રથ, આગળ જવુ, પાછુ ફરવુ ઇત્યાદિ મડળાકાર ક્રિયા કરતો ફરતો તેટલામા વિવિધ પ્રકારના આયુદ્ધ છે હાથમા જેમના એવા ક્રોધાયમાન થયેલા નારાયણ યોદ્ધાઓએ, ચોતરફથી અર્જુનને વીંટી, બાણ સમુદાયે કરી બે ઘડીમા કૃષ્ણ સહિત તેને ઢાકી દીધો ક્રોધાયમાન થયેલા, બમણુ કર્યું છે પરાક્રમ જેણે એવા અર્જુને, ક્રોધસૂચક ભ્રકુટિ ચઢાવી જલદી ગાડીવ ધનુષ ખેચી દેવદત્ત નામનો પોતાનો મોટો શખ વગાડી શત્રુ સમુદાયને હણનાર ત્વષ્ટાનુ અસ્ત્ર નાખ્યુ જુદા જુદા હજારો રૂપ તેથી ઉત્પન્ન થયા પોતાના પ્રતિબિબ રૂપને, નાના પ્રકારના રૂપે કરી મોહ પામેલા અને અત્યત મૂઢ થયેલા તે, પરસ્પર અર્જુન જાણી એક બીજાઓને "આ અર્જુન, આ ગોવિદ, આ પાડવ, અને આ યાદવ," એમ ભાષણ કરતા સગ્રામમા મારવા લાગ્યા પરમાસ્ત્રેકરી મોહ પામેલા તે ક્ષય પામવા માડયા, તે વખતે યોદ્ધાઓ પુષ્પવાળા ખાખરાના વૃક્ષ સરખા સગ્રામમા શોભતા હતા અર્જુને મૂકેલા તે અસ્ત્રે, તેમણે નાખેલા હજારો બાણને બાળી શરીરોને યમપુરીમા મોકલી દીધા તે સમયે અર્જુન અત્યત હાસ્ય કરી લલિત્થ, માલવ, માવેલ્લક તથા ત્રિગર્તના યોદ્ધાઓને બાણેકરી પીડવા લાગ્યો. અર્જુને મારવા માડેલા કાળે પ્રેરેલા તે ક્ષત્રિયો નાના પ્રકારના બાણ સમુદાય અર્જુન ઉપર નાખવા લાગ્યા ભયકર બાણવૃષ્ટિથી વીટાવાને લીધે ધ્વજ અર્જુન, રથ તથા કેશવ ભગવાન પણ દેખાતા ન હતા. એ રીતે બાણના લક્ષરૂપ શ્રીકૃષ્ણ તથા અર્જુન ન દેખાવાથી કૃષ્ણ તથા અર્જુન હણાયા" એ રીતે મોટેથી પોકાર કરતા તે હર્ષથી વસ્ત્ર હલાવવા લાગ્યા હે મારિષ ! હજારો શરીર, ભેરી, મૃદગ, તથા શખનાદ સાથે ઉગ્ર સિહનાદ કરવા લાગ્યા તે સમયે ઘર્મથી અત્યત ખેદ પામેલા શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ કે, હે પાર્થ ! હે શત્રુઘ્ન ! તુ ક્યા છે હુ તને જોતો નથી, શુ તું જીવે છે ? શ્રીકૃષ્ણનુ ભાષણ સાભળી ઉતાવળા થયેલા અર્જુને વાયવ્યાસ્ત્રે કરી શત્રુની વૃષ્ટિનો નાશ કર્યો, તેટલામા વાયવ્યાસ્ત્રમાથી નીકળેલો સમર્થ વાયુ, સુકા પાદડાના સમુદાયની પેઠે અશ્વ, હસ્તિ, રથ તથા આયુધ સહિત સશપ્તકગણને વહન કરવા લાગ્યો વાયુએ વહન કરેલા તે, વૃક્ષમાથી વખતસર ઉડવાનો આરભ કરતા પક્ષિયો શોભે તેમ શોભતા હતા તે રીતે ઉતાવળા થયેલા

અર્જુન તેમને વ્યાકુળ કરી તીક્ષ્ણ બાણથી હજારોને મારતા વળી ભલ્લ નામના બાણવડે કેટલાક યોદ્ધાઓના મસ્તક, આયુધ સહિત હસ્તિની શુંડ સરખા બાહુ તથા સાથળોને પણ પૃથ્વીપર પાડતા હતા ત્રાસમાં ત્રાગેલા, ચરણ વગરના બાહુ, પાર્શ્વ તથા ઇક્ષણ વિષે આકુળ, નાના પ્રકારના અવયવ તથા અંગે કરી હીન એવા કેટલાક શત્રુને માર્યા. વળી જેણે વિધિએ કરી રચેલા ગંધર્વનગર સરખા રથોના, બાણવડે કડકા કરી શત્રુઓને અશ્વ, રથ તથા હસ્તિ રહિત કર્યા કોઇ કોઇ ઠેકાણે તેણે ભાગેલા કેટલાક શૂન્ય રથો પાદડા વગરના તાલ વનની પેઠે શોભતા હતા તેમજ કેટલાક તેણે હણેલા માવત, પતાકા, અંકુશ તથા ધ્વજ સહિત હસ્તિઓ ઇંદ્રના વજ્રે હણેના દ્રુમવાળા પર્વતની પેઠે નીચે પડતા હતા. ચમરી છે શિરોભૂષણ જેમને એવા કવચ પહેરેના, ત્રાસ પામેલા નેત્રવાળા, અર્જુનના બાણથી હણાયેના સવાર સહિત ઘોડાઓ પણ પૃથ્વીપર પડતા હતા, તેમજ તેના બાણથી કપાઇ ગયેલા શસ્ત્ર તથા કવચવાળા કૃપણ પાયદળ પણ રણભૂમિમા શયન કરતા હતા એ રીતે તેણે હણેલા, હણવા માંડેલા, પડતા, ભમતા તથા શબ્દ કરતા પ્રાણિઓએ કરી ભયંકર રણસ્થાન શોભતુ હતુ અત્યંત ઉડતી વળીક રજ પણ રુધિરની વૃષ્ટિએ કરી શાંત થઇ ગઇ, ને હજારો મસ્તક વગરના શરીરે કરી સંકુલ રણભૂમિ પણ દુઃખે કરી જઇ શકાય નહિ એવી થઇ ગઇ વખતમાં પશુને હણતા રૂદ્રની ક્રીડા સરખુ ભયંકર અર્જુનનુ યુદ્ધ સંગ્રામમા શોભતુ હતુ અર્જુને મારવા માંડેલા તેથી વ્યાકુળ છે અશ્વ, રથ તથા હસ્તિ જેમના એવા ક્ષીણ થયેલા તથા ઇન્દ્રના અતિથિપણાને પ્રાપ્ત થયેલા તે, સન્મુખ ઉભા રહેતા હતા. હે ભરતશ્રેષ્ઠ ! હણાએલા પ્રેત થયેલા તે મહારથિઓએ કરી આસ્તિર્ણ રણભૂમિ ચોતરફથી અત્યંત શોભતી હતી એ રીતે અર્જુન પ્રમત્ત થયા એ છિદ્ર જોઇ સૈન્યનો વ્યૂહ રચનાર દ્રોણાચાર્ય યુધિષ્ઠિર સામે દોડયા તેમને જોઇ યુધિષ્ઠિરના રક્ષણને ઇચ્છતા વ્યૂહ રચવાથી ઉભેના પ્રહાર કરનાર યોદ્ધાઓ જલદી તેમની સામે આવ્યા, તે સમયે મોટુ યુદ્ધ થયુ

तं प्रत्यगृह्णंस्त्वरिता व्यूढानीकाः प्रहारिणः ॥
युधिष्ठिर परीप्सतस्तदासीत्तुमुल महत् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वण्यर्जुनसंशप्तकयुद्धे गुर्जरभाषायामुनविंशोऽध्यायः ॥ १९ ॥

---

## અધ્યાય ૨૦ મો. અર્જુનનું મહાયુદ્ધ.

संजय उवाच—परिणाम्य निशां तां तु भारद्वाजो महारथः ॥
उक्त्वा सुबहु राजेंद्र वचन वै सुयोधन ॥

સંજય કહે છે—હે રાજેન્દ્ર ! મહારથિ દ્રોણાચાર્ય, તે રાત્રિ જવા દઇ ઘણાક વચન દુર્યોધનને કહી સંશપ્તકગણ સાથે અર્જુનનો યોગ કરી સંશપ્તક વધ પ્રત્યે નીકળ્યા હે ભરતશ્રેષ્ઠ ! વ્યૂહ રચના કરેલા દ્રોણાચાર્ય પાંડવોની મોટી સેના પ્રત્યે ધર્મરાજને ગ્રહણ કરવાની ઇચ્છા સારૂ ગયા દ્રોણાચાર્યે કરેલા તે સુપર્ણ નામના વ્યૂહને જોઇ યુધિષ્ઠિરે પોતાના સૈન્યનો

મંડળાર્ધ નામનો વ્યૂહ રચ્યો. હે ધૃતરાષ્ટ્ર! તમારી તરફના સુપર્ણ વ્યૂહનુ મહારથિ દ્રોણાચાર્ય મુખ, પાછળ ચાલનાર તથા ભાઇઓથી વિંટાયલા દુર્યોધન રાજા મસ્તક, કૃતવર્મા તથા બાણુ ફેંકનારમા શ્રેષ્ઠ કૃપાચાર્ય બે નેત્ર, ભૂતશર્મા, ક્ષેમશર્મા, પરાક્રમી કરકાક્ષ, કલિંગ, સિંહલ, પ્રાચ્ય, શૂરવીર આભીર, દાશેરક, શક, યવન કામોજ, હંસપથ, શૂરસેન, દરદ, મદ્ર તથા કેકય, ગજ, અશ્વ રથ તથા પાયદળના ઓઘ સહિત કવચ પહેરેલા એટલા ગ્રીવા, ભૂરિશ્રવા, શલ્ય, સોમદત્ત, તથા બાહ્લિક, એટલા સેનાથી વિંટાયલા શૂરવીર દક્ષિણ પાર્શ્વનો આશ્રય કરી રહ્યા તેમજ અવંતિના વિંદ તથા અનુવિંદ તથા કામોજ દેશનો સુદક્ષિણ એટલા વામ પાર્શ્વનો આશ્રય કરી દ્રોણપુત્રની અગળ રહ્યા હતા. કલિંગ, અમષ્ટ, માગધ પૌંડ્ર, મદ્રક ગાધાર, શકુન, પ્રાચ્ય, પાર્વતીય, તથા વસાતયો પૃષ્ઠ ભાગ વિષે રહ્યા હતા. અનેક દેશમાથી આવેલી સેના તથા પુત્ર, જ્ઞાતિ બાંધવ સહિત સૂર્યપુત્ર કર્ણ પુચ્છ વિષે રહ્યો હતો જયદ્રથ, ભીમરથ, સંપાતિ, ઋષભ, જય, ભૂમિજય, વૃષક્રાથ તથા મહા બળવાન નૈષધ, બ્રહ્મલોકમા જનાર યુદ્ધમા ચતુર મોટા સૈન્ય સહિત એટલા વ્યૂહના વક્ષ સ્થલ વિષે રહ્યા હતા. હે રાજન્! એ રીતે પાયદળ, અશ્વ, તથા હસ્તિએ કરી દ્રોણે રચેલો વ્યૂહ વાયુએ વૃદ્ધિ પમાડવાથી નૃત્ય કરતા સમુદ્ર સરખો દેખાતો હતો તેના પક્ષ તથા પ્રપક્ષમાથી જેમ વર્ષાઋતુમા સર્વ દિશાઓમાથી વિજળી તથા કડાકા સહિત મેઘ નીકળે તેમ યોદ્ધાઓ નીકળતા હતા તેના મધ્યમા સજ્જ થયેલા હસ્તિ ઉપર વિરાજમાન ભગદત્ત, ઉદય વખતે જેવો સૂર્ય શોભે તેમ શોભતા હતા, અને તેના મસ્તક પર રહેલું પુષ્પમાળાની ઝાલરવાળુ શ્વેત છત્ર શરદઋતુના પૂર્ણચંદ્ર સમ શોભતુ હતું નીલ અંજનના પર્વત સરખો મદાંધ તેનો હસ્તિ પણ અત્યત વર્ષાદ જેની ઉપર પડે છે એવો, મોટો પર્વત શોભે તેમ શોભતો હતો હસ્તિ ઉપર બેઠેલો તે, વિવિધ પ્રકારના છે આયુધ તથા ભૂષણ જેમના એવા શૂરવીર અનેક રાજાઓથી તથા પાર્વતીય રાજાઓથી દેવગણે કરી ઇન્દ્ર શોભે તેમ શોભતો હતો મનુષ્યથી ન બની શકે તથા શત્રુથી જીતી શકાય નહિ એવા વ્યૂહને જોઇ યુધિષ્ઠિરે ધૃષ્ટદ્યુમ્નને આવી રીતે કહ્યુ કે, 'હે પ્રભો! હે પારેવા સરખો છે વર્ણ જેનો એવા અશ્વવાળા! જે રીતે આજ હું બ્રાહ્મણને હાથ ન જાઉં તે રીતે કર યુધિષ્ઠિરના વચન સાભળી ધૃષ્ટદ્યુમ્ને કહ્યુ કે, હે રૂડા વ્રતવાળા! દ્રોણ યત્ન કરશે તથાપિ તેમને હાથ તમો નહિ જાઓ કારણ આજ પાછળ ચાલનાર સહિત દ્રોણને હું વારી રાખીશ. હે કૌરવ્ય! હું જીવતા તમો ઉદ્વેગ કરવા યોગ્ય નથી સંગ્રામમા કોઇપણ રીતે દ્રોણ મને જીતવા સમર્થ થઇ શકે તેમ નથી સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર! એટલા વચન કહી પારેવા સરખો છે વર્ણ જેનો એવા ઘોડાવાળો બળવાન દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ન બાણ નાખતો પોતે દ્રોણ સામે દોડયો અનિષ્ટ છે દર્શન જેનુ એવા સામે આવેલા ધૃષ્ટદ્યુમ્નને જોઇ ક્ષણ માત્રમા દ્રોણાચાર્ય, નથી પ્રસન્ન મન જેનુ એવા થયા દ્રોણાચાર્યને જોઇ શત્રુનો નાશ કરનાર તમારા દુર્મુખ નામના પુત્રે, દ્રોણનુ પ્રિય કરવાની ઇચ્છા સારૂ ધૃષ્ટદ્યુમ્નને વારી રાખ્યો. તે વખતે શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન તથા દુર્મુખનો પરસ્પર અત્યત ભયંકર સંગ્રામ થયો. તે સમયે ધૃષ્ટદ્યુમ્ને બાણ સમુદાયથી દુર્મુખને ઢાકી મોટા બાણ સમુદાયવડે દ્રોણને વારી રાખ્યા, તેણે વારેલા દ્રોણને જોઇ અતિ પ્રયત્નવાન તમારા પુત્રે અનેક તરેહના બાણ સમુદાયથી ધૃષ્ટદ્યુમ્નને મોહ પમાડયો એ રીતે તે બેઉ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા તેટલામા દ્રોણાચાર્ય બાણે કરી યુધિષ્ઠિરના સૈન્યને પીડવા લાગ્યા. વાયુએ કરી જેમ વાદળા ચોતરફ જુદા પડી જાય, તેમ કોઇ કોઇ ઠેકાણે યુધિષ્ઠિરના સૈન્ય જુદા પડી ગયા. હે રાજન! એ રીતે મુહૂર્ત માત્ર તો આનંદ-

કારક યુદ્ધ થયુ અને પછી ઉન્મત્તની પેઠે મર્યાદા વગર યુદ્ધ ચાલવા લાગ્યુ પોતાના તથા પારકાના જાણવામા આવે નહિ તેથી અનુમાન તથા સંજ્ઞાએ કરી યુદ્ધ થતું હતું યોદ્ધાઓના મસ્તકમણિ, કંઠાભરણ, બીજા ભૂષણ તથા કવચો વિષે રહેલા સૂર્યના વર્ણ સરખા કિરણો અત્યંત શોભતા હતા તેમના મોટા પતાકાવાળા રથ, હસ્તિ તથા ઘોડાઓનુ રૂપ જળ સહિત મેઘ જેવુ બગલાઓને દીસતુ હતુ ને સંગ્રામમા પાયદળ પાયદળોને, ઘોડેસ્વાર ઘોડેસ્વારોને, રથિ રથિઓને તથા હસ્તિ ઉપર બેસનાર, તે ઉપર બેસનારને મારતા હતા ઉંચા છે માથે પતાકા જેમને એવા હસ્તિઓનુ બીજા હસ્તિઓ સાથે ભયંકર યુદ્ધ થતુ હતું પરસ્પર અથડતા તથા ખેંચતા તેમના પરસ્પર દાંતના ઘસારાથી ધૂમ સહિત અગ્નિ ઉત્પન્ન થયો હતો મોટી છે પતાકા જેની ઉપર એવા, દાંતથી ઉત્પન્ન થયેલા અગ્નિવાળા હસ્તિઓ આકાશમા રહેલા વિદ્યુત્ સહિત મેઘ જેવા દીસતા હતા પરસ્પર દડતા, શબ્દ કરતા, તથા પડતા હસ્તિઓએ કરી વ્યાપ્ત રણભૂમિ શરદ્ ઋતુમા મેઘના ઓથવાળી આકાશ શોભે તેમ શોભતી હતી બાણ, ભાલા તથા ખડ્ગે કરી ચોતરફથી હણેલા હસ્તિઓનો શબ્દ પ્રલય સમયના મેઘ જેવો ભયંકર થતો હતો ભાલા તથા બાણે કરી હણાયલા કેટલાક હસ્તિઓ ત્રાસ પામતા, અને કેટલાક ભયંકર શબ્દ સાભળીને નાસતા બીજા હસ્તિઓએ દાંતે કરી હણેલા કેટલાક હસ્તિઓ ઉત્પાત સમયના મેઘની પેઠે ભયંકર શબ્દ કરતા હતા શ્રેષ્ઠ હસ્તિઓએ પાછા વાળેલા કેટલાક હસ્તિઓ ઉત્તમ અંકુશથી ભયભીત થઇ પાછા આવતા હતા મોટા મોટા લોકોએ ભાલા તથા બાણથી હણેલા મોટા માવત મૂકાઇ ગયા છે હાથમાથી આયુધ તથા અંકુશ જેમના એવા થઇ પૃથ્વી ઉપર પડતા હતા કેટલાક મનુષ્ય વગરના શબ્દ કરતા હસ્તિઓ છુટા પડેલા વાદળાની પેઠે ચોતરફ પડતા હતા હણાએલા, પડેલા તથા આયુધ વગરનાઓને વહન કરનાર એકાકી રહેલા ચાલતા કેટલાક મોટા હસ્તિઓ દિશાઓ તરફ જતા હતા ભાલા, તરવાર તથા ફરશીથી મારેલા તથા મારવા માડેલા કેટલાક હસ્તિઓ પીડિત સ્વર કરી સંગ્રામમા પડતા હતા પર્વત સરખી તેમની કાયાએ કરી હણાયલી પૃથ્વી મોટા શબ્દ સાથે કંપાયમાન થતી પતાકા તથા માવત સહિત ચોતરફ પડતા હસ્તિઓએ કરી રણભૂમિ ચોતરફ પડેલા પર્વતે કરી શોભે તેમ શોભતી હતી હસ્તિ ઉપર બેઠેલા, હૃદયવાળા, ભેદાયેલા, પડી ગયા છે હાથમાથી અંકુશ તથા ભાલા જેમના એવા મોટા માવતોને, રથિઓ ભલ્લ નામના બાણથી નીચે પાડતા હતા. નારાચ નામના બાણથી હણાએલા કેટલાક હસ્તિઓ ક્રૌંચ પક્ષિની પેઠે શબ્દ ઉચરતા પોતાના તથા પારકાઓને મર્દન કરતા દશેય દિશાઓમા દોડતા હતા. હે રાજન્! ગજ, અશ્વ, રથ, તથા યોદ્ધાઓના શરીર સમુદાયથી પૃથ્વી માસ તથા રૂધિરના ગારાવાળી થઇ ગઇ હતી દાંતના અગ્રભાગે કરી બીજા હસ્તિઓએ મારેલા હસ્તિઓ, મહારથિઓ, ચક્ર સહિત તથા ભાગેલા ચક્રવાળા રથો, રથિ વગરના કેટલાક રથ, સવાર વગરના અશ્વ તથા ભયથી આતુર માવત વગરના કેટલાક હસ્તિઓ પણ દિશાઓમા દોડતા દેખાતા હતા વળી યુદ્ધમા પિતા પુત્રને અને પુત્ર પિતાને મારતા હતા, એવુ નિર્મર્યાદ કઇ જાણવામા ન આવે એવુ મોટુ યુદ્ધ થતુ હતુ દેદીપ્યમાન દાવાનળે કરી જેમ મોટા વૃક્ષો ખેદ પામે તેમ ઘુંટી પર્યંત રૂધિરના કર્દમથી મનુષ્યો ખેદ પામતા હતા. ચોતરફથી રૂધિર ઉડવાને લીધે યોદ્ધાઓના વસ્ત્ર, કવચ, છત્ર તથા પતાકા પણ લાલ દેખાતા હતા સંગ્રામમા હય, રથ તથા મનુષ્ય સમુદાયને પાડી રથના પાટાથી અર્જુને મર્દન કર્યા હતા. ગજના ઓઘરૂપી મોટા વેગવાળો, મરણ પામેલા મનુષ્યરૂપી છે શેવાળ તથા રથના ઓઘરૂપી ભયંકર

છે આવર્ત જેમા, એવા સૈન્યરૂપી સમુદ્ર શોભતો હતો તે સૈન્યરૂપી સમુદ્રમા જય તથા ધનને ઇચ્છતા યોદ્ધાઓ અવગાહન કરી ડૂબે છે તોપણ મોહ પામતા નથી બાણુનો વરસાદ કરનાર, સારા ચિન્હવાળા યોદ્ધાઓમાથી ટળી ગયેલા ચિન્હવાળો કોઈ પણ મોહ પામતો ન હતો તે રીતનુ ઘોરરૂપ ભયકર યુદ્ધ વર્તમાન થતા દ્રોણાચાર્ય પારકાઓને મોહ પમાડી યુધિષ્ઠિર સામે દોડ્યા

वर्तमाने तथा युद्धे घोररूपे भयंकरे ॥
मोहयित्वा परान्द्रोणो युधिष्ठिरमुपाद्रवत् ॥

इति श्रीमहाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥

## અધ્યાય ૨૧ મો. દ્રોણે ચલાવેલો સગ્રામ.

सञ्जय उवाच—ततो युधिष्ठिरो द्रोणं दृष्ट्वान्तिकमुपागतं ।
महता शरवर्षेण प्रत्यगृह्णादभीतवत् ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે સમયે યુધિષ્ઠિર રાજા સમીપ આવેલા દ્રોણાચાર્યને જોઇ ભય રહિતની પેઠે મોટા બાણુનો વરસાદ કરવા લાગ્યા એ રીતે હસ્તિઓમા યૂથપતિને જેમ મોટો સિંહ ગ્રહણ કરવા ઇચ્છે છે તેમ દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને ગ્રહણ કરવાની ઇચ્છા કરી તે વખતે યુધિષ્ઠિરના સૈન્યમા હલહલા શબ્દ થઇ રહ્યો સત્ય પરાક્રમવાળો શૂરવીર સત્યજીત યુધિષ્ઠિર સમીપ આવેલા દ્રોણને જોઇ તેમના રક્ષણ વાસ્તે દ્રોણાચાર્ય સામે દોડ્યો તે વખતે મહા બળવાન આચાર્ય તથા પાચાલ્ય સૈન્યને ક્ષોભ પમાડતા ઇન્દ્ર તથા બલિરાજાની પેઠે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા, જેમા મોટા ધનુષવાળા સત્ય પરાક્રમવાળા સત્યજીને પરમાસ્ત્ર દેખાડતા તીક્ષ્ણ અગ્રભાગવાળા બાણે કરી દ્રોણાચાર્યને વિધી એમના સારથી ઉપર સર્પવિષ તથા કાળ સરખા બાણ નાખ્યા, જેથી સારથી મોહ પામી ગયો દશ બાણે કરી ઘોડાઓને વિધી ક્રોધથી બીજા દશ બાણે કરી પાર્ષ્ણિ સારથિને પણ વિંધી સેનાના મુખમા વિચરતા તેણે મડળાકારે ફરી દ્રોણનો ધ્વજ પણ કાપી નાખ્યો શત્રુને દમન કરનાર દ્રોણાચાર્યે સગ્રામમા તેનુ ચરિત જોઇ, 'વખત પ્રમાણે આમ થયુ,' એમ મનથી વિચારી મર્મ ભેદનાર તીક્ષ્ણ દશ બાણે કરી સત્યજીતને વિધી એનુ બાણ સહિત ધનુષ કાપી નાખ્યુ હે રાજન્! પ્રતાપવાન તેણે જલદી બીજુ ધનુષ ગ્રહણ કરી ગૃધ્રપિછ બાધેલા ત્રીસ બાણેકરી દ્રોણને વિધ્યા તે સમયે સત્યજીને જાણે ગળ્યા હોય નહિ એવા દ્રોણાચાર્યને જોઇ પાચાલ્ય એવા વૃકે પણ તીક્ષ્ણ એવા સો બાણેકરી દ્રોણને ઢાકી દીધા સગ્રામમા વૃકના બાણે કરી ઢકાઇ ગયેલા મહારથિ દ્રોણને જોઇ પાડવો મોટેથી શબ્દ કરતા વસ્ત્ર હલાવવા લાગ્યા તેટલામા હે રાજન્! વળી અત્યત ક્રોધાયમાન થયેલા બળવાન વૃકે સાઠ બાણે કરી દ્રોણને સ્તનના મધ્ય ભાગમા વિધ્યા મહા વેગવાન તથા મહારથિ એવા દ્રોણે પણ ક્રોધથી નેત્ર ફાડી મોટા વેગથી બાણનો વરસાદ કરી સત્યજીતનુ ધનુષ કાપી બીજા છ બાણેકરી સારથિ

તથા ઘોડાઓ સહિત ચક્રને વિંધ્યો. સત્યજીતે અત્યંત વગવાળુ બીજું ધનુષ લેઇ બાણે કરી અશ્વ, સારથિ તથા ધ્વજ સહિત દ્રોણને વિંધ્યા. એ રીતે સંગ્રામમાં પાંચાલ્ય એવા સત્યજીતે પોતાને પીડિત કર્યા તે દ્રોણ સહન કરી શક્યા નહિ તેમણે તેના નાશ વાસ્તે હજારો બાણ તેના ઘોડા ધ્વજ, ધનુષ, મુષ્ટિ, પાછળ ચાલનાર તથા સારથિ ઉપર નાખ્યા અને વારંવાર એના ધનુષ પણ કાપવા માંડ્યા. ક્રોધાયમાન થયેલા, પરમાસ્ત્ર જાણનાર પાંચાલ્ય સત્યજીતે પણ લાલ ઘોડાવાળા દ્રોણ સાથે યુદ્ધ કરવા માંડ્યું. એ રીતે મહા સંગ્રામમાં વૃદ્ધિ પામેલા સત્યજીતને જોઈ દ્રોણે અર્ધચંદ્રાકૃતિ બાણે કરી તે મહાત્માનું મસ્તક કાપી નાખ્યું. પંચાલોમાં મુખ્ય તે મહારથિ હણાયો તે જોઇ દ્રોણથી ત્રાસ પામેલા યુધિષ્ઠિર, વેગવાન અશ્વે કરી પલાયન કરવા લાગ્યા.

તે વખતે પંચાલ, કેકય, મત્સ્ય, ચેદિ, કારૂષ તથા કોશલ, એટલા યોદ્ધાઓ દ્રોણને જોઇ યુધિષ્ઠિરના રક્ષણ વાસ્તે તેમની સામે દોડ્યા. યુધિષ્ઠિરને ગ્રહણ કરવા ઇચ્છના શત્રુ સમુહના હણનાર આચાર્ય, અગ્નિ જેમ રૂના સમુદાયનો નાશ કરે તેમ તેના સૈન્યને નાશ કરવા લાગ્યા. વારંવાર તે સૈન્યને બાળતા દ્રોણ સામે આવી, મત્સ્યના નાના ભાઇ શતાનીક, કારીગરે સજેલા, સૂર્યના કિરણો સરખા છ બાણવડે સારથિ તથા અશ્વ સહિત દ્રોણને વિંધી, મોટા સિંહનાદ કરી ક્રૂર કર્મ કરવા તૈયાર થયેલા તથા દુષ્કરકર્મ કરવા ઇચ્છતા સેંકડો બાણે કરી મહારથિ દ્રોણાચાર્યને ઢાંકી દીધા. એ રીતે પરાક્રમ કરતા તથા સિંહનાદ કરતા કુંડળ સહિત તેનું મસ્તક દ્રોણાચાર્યે ક્ષુરપ્ર નામના બાણે કરીને કાયા ઉપરથી પાડી નાખ્યું. તે જોઈ તેની સામે મત્સ્યો દોડ્યા. સામે આવતા તે, ચેદિ, કારૂષ, કેકય, પંચાલ, સૃંજય, તથા પાંડવોને વારંવાર જીતી અગ્નિ જેમ વનને બાળે તેમ ક્રોધથી સૈન્યને બાળતા સુવર્ણથી રથવાળા શૂરવીર સૃંજયો કંપવા લાગ્યા. તે વખતે ઉત્તમ ધનુષવાળા, જલદી બાણ ફેંકનાર, શત્રુને હણતા તેમની પ્રત્યંચાનો શબ્દ સર્વ દિશાઓમાં સંભળાતો હતો. બાણ નાખવામાં ચતુર નાખેલા બાણ, હસ્તિ, અશ્વ, પાયદળ, રથિ, તથા હસ્તિ ઉપર બેસનારાઓને પણ મંથન કરતા હતા. વળી શબ્દ કરતો વાયુ સહિત મેઘ જેમ કરાને વર્ષાવે તેમ બાણના વરસાદે કરી શત્રુઓને તે ભય ઉત્પન્ન કરતા હતા. સૈન્યને ક્ષોભ પમાડતા હોય તેની પેઠે સર્વ દિશાઓમાં વિચરતા બળવાન, શૂરવીર મોટા ધનુષવાળા, મિત્રોને નિર્ભય કરનાર, ઘણા તેજવાળા દ્રોણાચાર્યના સુવર્ણથી શોભિતા ધનુષને મેઘ વિષે વિજળી દેખાય તેમ સર્વ દિશાઓમાં અમે તે વખતે જોતા હતા. હે ભારત! સંગ્રામના મધ્યમાં વિચરતા તેમના ધ્વજ વિષે હિમાલયના શિખર સરખી વેદિ અમો દેખતા હતા. એ રીતે સુર તથા અસુરોએ નમસ્કાર કરેલા વિષ્ણુ ભગવાન જેમ દૈત્યસૈન્યનો નાશ કરે તેમ દ્રોણાચાર્ય પાંડવસૈન્યનો નાશ કરતા હતા. સત્યવાણીવાળા, શૂરવીર, પ્રાજ્ઞ, બળવાન, સત્ય પરાક્રમવાળા મહાનુભાવ દ્રોણે, પ્રલય સમયના સરખી ભયંકર બીરૂને ભય આપનાર, કવચરૂપી લ્હેર તથા ધ્વજરૂપ આવર્તવાળી, મનુષ્યરૂપ તીરનું અપહરણ કરનારી, ગજ તથા અશ્વરૂપી મોટા ગ્રાહવાળી, ખડ્ગરૂપી છે મત્સ્ય જેમાં, દુઃખે કરી તરી શકાય નહિ એવી, શૂરવીરના અસ્થિરૂપી કાંકરાવાળી, ભયંકર ભેરી તથા મુરજ નામના વાદ્યરૂપી કચ્છપથી સંકુલ, ઢાલ તથા કવચરૂપી નાની નૌકાથી શોભિતી કેશરૂપ સેવાળથી હરિત બાણરૂપી ઓઘવાળી, ધનુષરૂપી છે પ્રવાહ જેનો એવી બાહુરૂપી સર્પથી સંકુલ રણભૂમિમાં વહેનારી, તીવ્ર કૌરવ તથા

સૃંજયને વહેનારી, મનુષ્યના મસ્તકરૂપી પાષાણયુક્ત શક્તિરૂપી મત્સ્યવાળી, ગદારૂપી હોડીવાળી, મસ્તકની ટોપીરૂપી ફીણવાળી, વેરાયેલા અત્રરૂપી જળજંતુથી સંકુલ, વીરને અપહરણ કરનારી, ઉગ્ર, માંસ તથા રૂધિરરૂપી ગારાવાળી, ધ્વજરૂપી વૃક્ષથી સંકુલ, ક્ષત્રિયોને ડૂબાડનારી ક્રૂર શરીરે કરી ગાઢ ઘોડેસ્વારરૂપી છે નક્ર જેમા એવી કાળ પ્રત્યે જનારી, માંસ ખાનાર પક્ષિ, કુતરા તથા શિયાળગણે સેવેલી, તેમજ માંસ ખાનાર રાક્ષસોએ સેવન કરેલી નદી, સંગ્રામના મધ્યમા ચલાવી સૂર્ય જેમ કિરણોએ કરી જગતને તપાવે તેમ કાળની પેઠે સૈન્યને બાળતા રથિમા શ્રેષ્ઠ, મોટા ધનુષવાળા શરવીર દ્રોણાચાર્યને જોઇ યુધિષ્ઠિરાદિક શૂરવીર ચોતરફથી વિંટી તેમની સામે દોડ્યા તે વખતે ઉગામેલા આયુધવાળા તમારી તરફના રાજાઓ તથા રાજપુત્રોએ પણ ચોતરફથી એમને વિંટી લીધા તે સમયે શિખંડિએ ગ્રંથિ વગરના પાંચ બાણે કરી ક્ષત્રવર્માએ વીસે કરી, વસુદાએ પાંચથી, ઉત્તમૌજાએ ત્રણથી, ક્ષત્રદેવે સાતથી, સાત્યકિએ સોથી, યુદ્ધામન્યુએ આઠથી, યુધિષ્ઠિરે બારે કરી, ધૃષ્ટદ્યુમ્ને દશે કરી તથા ચેકિતાને ત્રણ બાણે કરી દ્રોણને વીંધ્યા તે વખતે મદ ઝરતા હસ્તિ સરખા, સત્ય પ્રતિજ્ઞાવાળા દ્રોણાચાર્યે, રથ સૈન્યને અતિક્રમણ કરી દૃઢસેનને પાડી નિર્ભયની પેઠે પ્રહાર કરતા રાજાની સામે જઇ નવ બાણે કરી રથમાંથી ક્ષેમને પાડયો વળી સૈન્યના મધ્યમા જઇ સર્વ દિશાઓમા વિચરતા તે બીજાઓના રક્ષક થયા પણ બીજાઓએ રક્ષણ કરવા લાયક ન થયા બાર બાણે કરી શિખંડિને તથા વીસ બાણથી ઉત્તમૌજાને વિંધી ભલ્લ નામના એક બાણે કરી વસુદાનને યમ લોકમા મોકલી દીધો એંશીથી ક્ષત્રવર્માને તથા છવીશથી સુદક્ષિણને વિંધી, ભલ્લ નામના બાણેકરી ક્ષત્રદેવને રથ ઉપરથી પાડી નાખ્યો તેમ સુવર્ણથી શોભિતા રથવાળા તે, ચોસઠથી યુધામન્યુને તથા ત્રીસથી સાત્યકિને વિંધી વળી યુધિષ્ઠિર સામે દોડ્યા સામે આવતા તેમને જોઇ રાજામા શ્રેષ્ઠ યુધિષ્ઠિર, વેગવાન અશ્વે કરી ગુરૂ આગળથી પલાયન કરવા લાગ્યા તે વખતે પાંચાલ્ય દ્રોણ સામે દોડયો તેને તેમણે ધનુષ, અશ્વ તથા સારથિ સહિત હણ્યો, તેથી તે, આકાશમાથી નક્ષત્ર પડે તેમ રથ ઉપરથી પૃથ્વી પર પડ્યો એ રીતે પંચાલોના યશને વધારનાર તે રાજપુત્ર હણાયો તે જોઇ, 'દ્રોણને મારો, દ્રોણને મારો' એ પ્રમાણે સેનાના મધ્યમા મોટો શબ્દ થતો હતો પણ બળવાન દ્રોણાચાર્ય અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા પંચાલ, મત્સ્ય, કેકય, સૃંજય તથા પાંડવોને ક્ષોભ પમાડી, સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ, વાર્ધક્ષેમિ, ચૈત્રસેનિ, રૂડી કાંતિવાળા સેનાબિંદુ એટલા એ અને નાના દેશના અધિપતિ સર્વ બીજા રાજાઓને પણ કૌરવોથી વિંટાયલા તેમણે સંગ્રામમા જીત્યા તે સમયે હે મહારાજ! તે મહા સંગ્રામમા જય પામેલા તમારી તરફના, ચોતરફ ભાગતા પાંડવ તરફનાઓને મારવા લાગ્યા હે ભારત! ઇન્દ્ર જેમ દૈત્યોને મારે તેમ તે મહાત્માએ મારવા માંડેલા પાંચાલ કેકય તથા મત્સ્ય રણમા કંપવા લાગ્યા

ते दानवा इवेंद्रेण वध्यमाना महात्मना ॥
पंचाला केकयामत्स्याः समकंपत भारत ॥

इतिश्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि द्रोणयुद्धे गुर्जरभाषाया-मेकविंशोऽध्यायः ॥ २१ ॥

## અધ્યાય ૨૨ મો. દ્રોણે જમાવેલો જંગ.

**धृतराष्ट्र उवाच—भारद्वाजेन भग्नेषु पांडवेषु महामृधे।
पंचालेषु च सर्वेषु कश्चिदन्योभ्यवर्तत ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! મહા સંગ્રામમાં દ્રોણાચાર્યે પાંડવ તથા સર્વ પંચાલોને પરાજય પમાડ્યા તે વખતે પાંડવ તરફનો બીજો કોઇ સામે આવી ઉભો કે ક્ષત્રિયોના યશને વધારનારી, કુત્સિત પુરૂષોએ ન સેવેલી, શ્રેષ્ઠ પુરૂષોએ સેવન કરેલી એવી યુદ્ધ વિષે નિશ્ચળ બુદ્ધિએ કરી, ભંગાણ વખતે પાછો ફરી સામે આવી ઉભો રહેનાર શૂરવીરમાં શ્રેષ્ઠ કોઇ હતો કે ન હતો ? હે સંજય ! બગાસાં ખાતા વ્યાઘ્ર તથા મદ ઝરતા હસ્તિ સરખા, સંગ્રામમાં પ્રાણત્યાગ કરનાર, સજ્જ થયેલા, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, મોટા ધનુષવાળા, પુરૂષમાં સિંહરૂપ, શત્રુઓને ભય વધારનાર, કરેલા ઉપકારને જાણનાર, સત્યમાં તત્પર, દુર્યોધનના હિતેચ્છુ, શૂરવીર, સંગ્રામમાં સામે ઉભેલા દ્રોણાચાર્યને જોઇ પાછા ફરી ક્યા શૂરવીર સામે આવ્યા તે મને કહે ? સંજય કહે છે—સમુદ્રના ઓઘે કરી તણાતા નાના નાવની પેઠે દ્રોણના ધનુષમાંથી મૂકાયલા બાણના ઓઘે કરી હણાતા તથા ચલાયમાન થતા પંચાલ, પાંડવ, મત્સ્ય, સંજય, ચેદિ તથા કેકયને જોઈ કૌરવો નાના પ્રકારના રણવાદ્ય સાથે સિંહનાદ કરતા રથ, હસ્તિ તથા મનુષ્યોને ચોતરફથી નાસવા લાગ્યા તેમને જોઇ સૈન્યના મધ્યમાં રહેલો તથા સ્વજનથી વિંટાયલો દુર્યોધન રાજા અત્યંત પ્રસન્ન થઇ જાણે હસતો હોય નહિ, તેમ કર્ણને આવી રીતે કહેવા લાગ્યો કે ' હે રાધેય ! સિંહ જેમ વનના મૃગોને ત્રાસ પમાડે તેમ દૃઢ ધનુષવાળા દ્રોણાચાર્યે ત્રાસ પમાડેલા તથા તેમના બાણે કરી ખેદ પામતા પંચાલોને જો વાયુએ ભાગેલા મોટા વૃક્ષોની પેઠે દ્રોણે હણેલા આ ફરી પણ હવે પાછા યુદ્ધની ઇચ્છા નહિ કરે, એમ હું માનું છું મહાત્મા દ્રોણે સુવર્ણના પુંખવાળા બાણે કરી પીડિત કરેલા આ, તે તે ઠેકાણે ઘુર્ણાયમાન થઇ અનેક માર્ગે નાસે છે અને અગ્નિએ કરી ચોતરફથી તપાયમાન થયેલા હસ્તિઓની પેઠે મંડળાકાર થઇ ઉભા રહે છે ભ્રમરની પેઠે દ્રોણનાં તીક્ષ્ણ બાણે વિંધેલા, પલાયન કરવામાં તત્પર એવા આ પરસ્પર છુપાય છે. હે કર્ણ ! પાંડવ તથા સૃંજયે કરી હીન, મારા યોદ્ધાઓથી વિંટાયલા મહા ક્રોધી આ ભીમસેનને જોઇ આ વખતે આનંદ થાય છે, માટે દુર્મતિવાળો પાંડુપુત્ર જીવિત તથા રાજ્યથી નિરાશ થઇ આજ જરૂર સર્વ લોકને દ્રોણમય દેખશે. '

દુર્યોધનના વચન સાંભળી કર્ણે કહ્યું કે, હે પુરૂષમાં સિંહરૂપ ! હે દુર્યોધન ! આ મહાબાહુ જીવતા સુધી સંગ્રામનો ત્યાગ નહિ કરે, તેમ આપણી તરફથી થતા સિંહનાદોને પણ એ સહન કરશે નહિ. તેમ શૂરવીર, બળવાન, અસ્ત્ર શીખેલા, યુદ્ધમાં દુર્મદ પાંડવો યુદ્ધમાંથી કદી ભાગે પણ નહિ, એમ હું સમજું છું. વિષ, અગ્નિ, દ્યૂત સંબંધી કલેશ તથા વનવાસને સ્મરણ કરતા પાંડવો સંગ્રામનો ત્યાગ નહિ કરે પાછો ફરેલો, ઘણા તેજવાળો, મહાબાહુ કુંતિપુત્ર વૃકોદર શ્રેષ્ઠ, શ્રેષ્ઠ ઉદાર રથિઓને હણશે તેમજ ખડ્ગ, ધનુષ, શક્તિ, અશ્વ હસ્તિ, પાયદળ, રથ, લુહાડી તથા દંડે કરી આપણા સમુદાયને તે હણશે. એને સાત્યકિ આદિ લોકને રથિઓ, પંચાલ, કેકય, મત્સ્ય તથા વિશેષે કરી બીજા પાંડવો પણ અનુસરે છે. શૂરવીર, બળવાન, પરાક્રમી, પ્રહાર કરનાર, ક્રોધે ભરાયલા ભીમસેને પ્રેરેલા, કુરૂકુળમાં શ્રેષ્ઠ

મહારથિ ભીમસેનના રક્ષણ વાસ્તે સૂર્યને જેમ વાદળાના ગણ, સામે આવે તેમ દ્રોણ સામે આવી ઉભા હતા એક ઠેકાણે મળેલા એ બધા, આપણે રક્ષણ ન કરેલા, નિયમિત વ્રતવાળા દ્રોણને, મારવાને ઇચ્છતા તીડ નામના જંતુઓ જેમ દીપને પીડે તેમ પીડશે આ વખતે દ્રોણ ઉપર અતિ ભાર આવી પડયો છે એમ હું માનું છું માટે જલદી આપણે જ્યાં દ્રોણ છે ત્યાં તેમના રક્ષણ વાસ્તે ચાલો કારણ વૃક નામના શિકારી પશુઓ જેમ મોટા હસ્તિને મારે તેમ નિયમિત વ્રતવાળા દ્રોણને તેઓ હડાવશે સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એવાં કર્ણના વચન સાંભળી ભાઇઓ સહિત દુર્યોધન રાજા જ્યાં દ્રોણનો રથ હતો ત્યાં ગયો તે વખતે નાના પ્રકારના વર્ણવાળા ઉત્તમ અશ્વે કરી પાછા ફરેલા દ્રોણને પીડતા પાડવોનો મોટો શબ્દ થતો હતો

तत्रारावो महानासीदेकं द्रोण जिघांसतां ।
पाडवानां निवृत्तानां नानावर्णैर्हयोत्तमै ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वाणि द्रोणयुद्धे गुर्जरभाषायां द्वाविंशोऽध્યાયઃ ॥ ૨૨ ॥

## અધ્યાય ૨૩ મો. પાંડવસેનાનું વર્ણન.

धृतराष्ट्र उवाच—सर्वेषामेव मे ब्रूहि रथचिन्हानि संजय ।
ये द्रोणमभ्यवर्तन क्रुद्धाभीमपुरोगमा' ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! ક્રોધાયમાન થયેલા ભીમસેનાદિક જે યોદ્ધાઓ દ્રોણ સામે આવ્યા તે સર્વના રથના અશ્વ તથા ધ્વજ કેવા હતા તે મને કહે? સંજય કહે છે—રીંછ સરખા વર્ણવાળા અશ્વ જોડેલા રથ ઉપર બેસી ભીમસેન દ્રોણ સામે આવ્યો રૂપા સરખા વર્ણવાળા અશ્વ જોડેલા રથપર બેસી શૂરવીર સાત્યકિ, સારંગ સરખા વર્ણવાળા અશ્વયુક્ત રથમાં બેસી ક્રોધાક્રાંત થયેલો યુધામન્યુ, પારાવત સરખા વર્ણવાળા સુવર્ણના આભરણથી શોભિતા મહા વેગવાન અશ્વવાળા રથ પર બેઠેલો દ્રુપદ પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, લાલ કમળ સરખા વર્ણવાળા ઘોડાયુક્ત રથમાં બેઠેલો પિતાના રક્ષણને ઇચ્છતો નિયમિત વ્રતવાળો, ક્ષત્રધર્મા, કમળ પત્ર સરખા વર્ણ જેવા તથા નિર્મળ નેત્રવાળા શણગારેલા અશ્વયુક્ત રથમાં બેઠેલો શિખંડિ પુત્ર ક્ષત્રદેવ, મોટા છે લલાટ, કટિદેશ, સ્કંધ, વક્ષસ્થળ તથા વેગ જેમનો, મોટી ગ્રીવા તથા નાના મસ્તકવાળા પોપટના પીંછા સરખા રૂંવાવાળા મનોહર કાંબોજ દેશના અશ્વ જોડેલા રથમાં બેસી નકુળ, હે ભારત! મેઘ સરખા કૃષ્ણ અશ્વ જોડેલા રથમાં બેઠેલો ક્રોધાયમાન ઉત્તમોજા, તેતર સરખા ચિત્રવર્ણવાળા, વેગે કરી વાયુ સરખા અશ્વયુક્ત રથમાં બેસી ઉગામેલા આયુધવાળો સહદેવ, હસ્તિના દાંત સરખા વર્ણવાળા, કાળા વાળથી શોભિતા, ભયંકર વાયુ સરખા વેગવાળા અશ્વયોજિત રથપર બેઠેલા પુરુષમાં સિંહરૂપ યુધિષ્ઠિર, સુવર્ણના ઉપસ્કરથી ઢંકાયલા, વાયુ સરખા વેગવાળા ઘોડા જોડેલા રથે કરી યુધિષ્ઠિરના સર્વ સૈન્ય, તે સર્વે રક્ષા કરેલા સુવર્ણમય છત્રવાળા, રૂડી કેશવાળીવાળા યુદ્ધમાં સર્વ શબ્દ સહન કર-

નાર ઘોડા જોડેલા રથમા બેઠેલા રાજાની પાછળ પાચાલ્ય દ્રુપદ, તેની પાછળ પારેવીપુષ્પ સરખા વર્ણવાળા અશ્વયુક્ત રથમા બેઠેલો, શત્રુને મારનાર, સર્વ મહારથિ સહિત વિરાટ, તેની પાછળ પોતપોતાના સૈન્યથી વિટાયલા કેકય શિખડિ તથા ધૃષ્ટકેતુ, હરિદ્રા સરખા વર્ણવાળા તથા વેગવાન, સુવર્ણની માળા પહેરેલા અશ્વયોજિત રથમા બેઠેલો વિરાટનો પુત્ર, દ્રોણ સામે ધસી આવ્યો ઇન્દ્રગોપ નામના જતુ સરખા લાલ વર્ણવાળા અશ્વયોજિત રથમા બેઠેલા સુવર્ણ સરખી કાંતિ તથા લાલ ધ્વજાવાળા, સુવર્ણની માળાવાળા, શરીર યુદ્ધમા ચતુર, કવચવાળા પાચ ભાઇ કેકય, વરસતા મેઘ સરખા દેખાતા હતા આમ્રપત્ર સરખા વર્ણવાળા, તુબરૂ ગધર્વે આપેલા દિવ્ય અશ્વ ઘણા તેજવાળા પાચાલ્ય શિખડિને વહન કરતા હતા. પચાલોના બાર હજાર મહારથિઓમાથી છ હજાર શિખડિ પાછળ ચાલતા હતા હે મારિષ ! પુરૂષમા સિહરૂપ શિશુપાળના પુત્રને ચાતરંગ ક્રીડા કરતા સારગ સરખા વિચિત્ર પ્રકારના અશ્વ વહન કરતા હતા ચેદિયોમા શ્રેષ્ઠ, અતિ બળવાન, દુ ખેકરી કોઇથી જીતી શકાય નહિ એવો ધૃષ્ટકેતુ, કાબોજ નામના વિચિત્ર પ્રકારના અશ્વ જોડેલા રથે કરી દ્રોણ સામે આવ્યો સુકુમાર અગવાળા કેકય, બૃહત્ક્ષત્રને, ધાન્ય તૃણના ધૂમ સરખા વર્ણવાળા સિધુ દેશના અશ્વ વહન કરતા હતા મલ્લિકા સરખા નેત્ર તથા પદ્મ સરખા વર્ણવાળા કાબોજ સરખા મોટા પૃષ્ઠભાગવાળા શણગારેલા અશ્વ, શિખડિના શરીર રક્ષદેવ નામના પુત્રને વહન કરતા હતા સુવર્ણના સાજથી ઢકાયલા સીતમિશ્ર પીતવર્ણવાળા ક્ષમાવાન અશ્વ, સગ્રામમા શત્રુને દમન કરનાર સેનાબિંદુને વહન કરતા હતા શ્વેત છે રોમ તથા કેશવાળી જેમની અને કૃષ્ણવર્ણ છે ત્વચા, શુભ્ર લોચન, ઓષ્ઠ તથા ખરી જેમની એવા મુનિઓએ વહન કરેલા કૌચ વર્ણ અશ્વ યુવાવસ્થાવાળા અભિભુ નામના કાશિરાજાના સુકુમાર અગવાળા મહારથિ પુત્રને વહન કરતા હતા શ્વેત વર્ણ તથા કૃષ્ણ ગ્રીવાવાળા વેગે કરી મન સરખા, સારથિની ઇચ્છા પ્રમાણે ચાલનાર અશ્વ પ્રતિવિંધ્ય નામના રાજપુત્રને વહન કરતા હતા રક્તમિશ્રિત પીતવર્ણવાળા તરૂણ આદિત્ય સરખા અશ્વ, પ્રશસા કરવા લાયક નકુળ પુત્ર શતાનીકને વહન કરતા હતા સુવર્ણના ચોખડાવાળા રક્તમણિ સરખા વર્ણવાળા અશ્વ, સગ્રામમા પુરૂષોમા સિહરૂપ દ્રૌપદી પુત્ર શ્રુતકર્માને વહન કરતા હતા ચાષ પક્ષીના પિચ્છ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ, શ્રુતકીર્તિને વહન કરતા હતા, અને પીતવર્ણવાળા અશ્વ, સગ્રામમા કૃષ્ણ તથા અર્જુનથી અધિક ગુણવાન જેને કહે છે એવા અભિમન્યુને વહન કરતા હતા મોટી કાયાવાળા વૃદ્ધિ પામેલા ફૂળ વગરના સાનના દાડા સરખા અશ્વ, દુર્યોધનાદિક પાસેથી આવી પાડવોનો આશ્રય કરેલા એક યુયુત્સુ નામના કુમારને વહન કરતા હતા શણગારેલા કૃષ્ણવર્ણવાળા અશ્વ, ભયકર, યુદ્ધમા વેગવાન વાર્ધક્ષેમિને વહન કરતા હતા. સારથિની ઇચ્છા પ્રમાણે ચાલનાર કાળા પગવાળા સુવર્ણના ઉપસ્કરથી શોભિતા અશ્વ, સૌચિત્તિ નામના કુમારને વહેતા હતા સુવર્ણ સરખા પૃષ્ઠભાગ તથા કૌશેય સરખા વર્ણવાળા સુવર્ણની માળાથી શોભિતા વિનયવાન અશ્વ શ્રેણિમાનને વહેતા હતા સુવર્ણની માળા ધારણ કરેલા, સુવર્ણ સરખા પૃષ્ઠભાગવાળા શણગારેલા શરીર અશ્વ, પ્રશસા કરવા લાયક નરશ્રેષ્ઠ કાશિરાજને વહન કરતા હતા અસ્ત્રવિદ્યા, ધનુર્વેદ તથા બ્રાહ્મણ અને વેદમા પારગત એવા આવતા સત્યધૃતિને અરૂણ વર્ણવાળા અશ્વ વહેતા હતા પારાવત સરખા વર્ણવાળા અશ્વ, દ્રોણના ભાગરૂપ કલ્પેલા પચાળના સેનાધિપતિ ધૃષ્ટદ્યુમ્નને વહન કરતા હતા તેની પાછળ સત્યધૃતિ, યુદ્ધમા દુર્મદ સૌચિત્તિ, શ્રેણિમાન, વસુદાન તથા કાશિરાજાનો પુત્ર અભિભૂ યગ તથા કુબેરની

ઉપમા આપવા લાયક એટલા શૂરવીર સુવર્ણની માળા પહેરેલા વેગવાન કાંબોજ નામના અશ્વ જોડેલા રથેકરી શત્રુના સૈન્યને ભય પમાડતા હતા સુવર્ણ સરખા વર્ણવાળા છે રથ તથા ધ્વજ જેમના એવા ઉગામેલા આયુધવાળા, મોટા ધનુષવાળા ૭ હજાર કાંબોજ પ્રભદ્રક, બાણ સમુદાયથી શત્રુઓને કપાવતા મૃત્યુનો સ્વીકાર કરી ધૃષ્ટદ્યુમ્નની પાછળ ચાલતા હતા પિંગળ તથા ગૌરવર્ણવાળા સુવર્ણની માળાવાળા ગ્લાનિરહિત મનવાળા ઉત્તમ અશ્વ, ચેકિતાનને વહેતા હતા ઇન્દ્રાયુધ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ જોડેલા રથે કરી અર્જુનનો મામો કુંતિભોજ રણમા આવતો હતો ચિત્રેલા તારા સરખા ચિન્હયુક્ત, નીલવર્ણવાળા અશ્વ રોચમાન રાજાને સગ્રામમા વહન કરતા હતા વિચિત્ર વર્ણ તથા શ્યામ પગવાળા સુવર્ણના ઉપસ્કરથી શોભિતા શ્રેષ્ઠ અશ્વ, જરાસધ પુત્ર સહદેવને વહન કરતા હતા કમળના નાળ સરખા વર્ણવાળા વિચિત્ર પ્રકારના અને સિંચાણા સરખા વેગવાળા ઉત્તમ અશ્વ, સુદામાને વહેતા હતા, શ્વેતમિશ્રિત અરુણવર્ણ તથા શ્વેત રૂવાવાળા અશ્વ, ગોપતિના પુત્ર પાચાલ્ય સિંહસેનને વહેતા હતા મર્ષવના પુષ્પ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ, પચાળોમા પ્રખ્યાત પુરૂષમા સિંહરૂપ જનમેજયને વહન કરતા હતા માષા સરખા વર્ણવાળા વેગવાન મોટા, સુવર્ણની માળાવાળા દધિ સરખા શ્વેત પૃષ્ઠભાગ તથા વિચિત્ર પ્રકારના મુખવાળા અશ્વ, પાંચાલ્યને વહેતા હતા. શોભાયમાન મસ્તકવાળા શૂરવીર, કમળના પરાગ સરખા વર્ણવાળા ગૌર અશ્વ દડધારને વહન કરતા હતા કંઇક લાલમિશ્રિત મલિન વર્ણવાળા પૃષ્ઠભાગ વિષે મલિન, શ્વેતવર્ણે કરી શોભિતા ઉડતા હોય નહિ તેની પેઠે ચાલનાર અશ્વ, વ્યાઘ્રદત્તને વહેતા હતા વિચિત્ર પ્રકારનો વર્ણ તથા કાળા મસ્તકવાળા, વિચિત્ર પ્રકારની માળાઓથી શોભિતા સુદર અશ્વ, પુરૂષમા સિંહરૂપ પાચાલ્ય સુધન્વાને વહેતા હતા વજ્રના સરખો છે સ્પર્શ જેમનો એવા ઇન્દ્રગોપ સરખા, આશ્ચર્યરૂપ છે દર્શન જેમનુ એવા અશ્વ, ચિત્રાયુધને વહન કરતા હતા સુવર્ણની માળા ધારણ કરેલા કંઇક શ્વેત વર્ણવાળા અશ્વ, કોસલાધિપતિના પુત્ર સુક્ષત્રને વહન કરતા હતા વિચિત્ર વર્ણવાળા મોટા, સુવર્ણની માળાવાળા સુદર અશ્વ, યુદ્ધમા ધૈર્યવાન ક્ષેમિને વહન કરતા હતા. એક વર્ણના છે ધ્વજ, કવચ, તથા ધનુષ જેના એવો શુક્ર, શ્વેત અશ્વ જોડેલા રથે કરી દ્રોણ સામે આવતો હતો. ચદ્ર સરખા સામુદ્રઅશ્વ, રૂદ્ર સરખા તેજવાળા સમુદ્રસેનના પુત્ર ચદ્રસેનને વહન કરતા હતા. નીલ કમળ સરખા વર્ણવાળા સુવર્ણથી શોભિતા વિચિત્ર પ્રકારની માળા યુક્ત અશ્વ, વિચિત્ર પ્રકારના રથવાળા શૈબ્યને વહન કરતા હતા વટાણાના પુષ્પ સરખા વર્ણવાળા શ્વેતમિશ્રિત રક્ત રૂવાવાળા શ્રેષ્ઠ અશ્વ, યુદ્ધમા દુર્મદ રથસેનને વહન કરતા હતા શુક સરખા વર્ણવાળા અશ્વ, સર્વ મનુષ્ય થકી જે રાજાને અત્યત શૂર કહે છે તે પટચ્ચર નામના અસુરને હણનાર સમુદ્રાધિપને વહેતા હતા ખાખરાના પુષ્પ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વો વિચિત્ર પ્રકારના છે કવચ, આયુધ તથા ધ્વજ જેના એવા વિચિત્ર પ્રકારની માળા પહેરેલા ચિત્રાયુધને વહેતા હતા એક વર્ણના ધ્વજ, કવચ, ધનુષ તથા નીલ અશ્વ જોડેલા રથે કરી નીલરાજા દ્રોણ સામે આવ્યો રત્નના ચિન્હવાળા, વિચિત્ર રૂપવાન વરૂથ, રથ, ધનુષ, વાજીંત્ર, ધ્વજ, તથા પતાકા સહિત ચિત્રરાજા દ્રોણ સામે આવ્યો. આકાશના વર્ણ સરખા વર્ણવાળા ઉત્તમ અશ્વ, રોચમાનના પુત્ર હેમવર્ણને વહન કરતા હતા યુદ્ધ કરવામાં સમર્થ, શોભન ક્રિયાવાળા, સીતગૌર છે પૃષ્ઠભાગ જેમનો એવા કુકડાના ઇંડા સરખા અશ્વ, યુદ્ધમાં દડકેતુને વહન કરતા હતા કેશવ ભગવાને, સગ્રામમા પોતાના પિતાને હણ્યો એ રીતે પાંડવોનો કપાટ ભેદાયો અને બાધવો ભાગ્યા ત્યાર પછી ભીષ્મ, દ્રોણ, પરશુરામ, તથા કૃપ

ચાર્ય પાસેથી અસ્ત્ર શીખી તે વિદ્યામા રૂકિમ, કર્ણ, અર્જુન તથા શ્રીકૃષ્ણે કરી સમાનપણાને પ્રાપ્ત થઇ દ્વારકાપુરીને હણવા તથા સમગ્ર પૃથ્વીને જીતવા ઇચ્છતા તેને બુદ્ધિમાન સ્નેહિઓએ હિત વાક્યે વારી રાખ્યો, તેથી વેર મનમા મૂકી પોતાનુ રાજ્ય કરતો હતો. સાગર ધ્વજવાન તથા પરાક્રમરૂપી દ્રવ્યવાળો ભગવાન પાડ્યરાજા, વૈડૂર્યમણિની જાળથી ઢંકાયલા ચદ્રના કિરણ સરખા અશ્વ જોડેલા રથે કરી પોતાના દિવ્ય ધનુષનો ટંકાર કરતો દ્રોણ સામે આવ્યો. અરડુસાના પુષ્પ સરખા વર્ણવાળા અશ્વ, પાડ્યના અનુસરનાર ચાદ અયુત મુખ્ય રથિઓને વહન કરતા હતા. નાના પ્રકારના રૂપ, વર્ણ, આકૃતિ તથા મુખવાળા અશ્વ, રથચક્ર સરખા ધ્વજવાળા શરીર ઘટોત્કચને વહેતા હતા. જે એકનો એકડો મળેના ભરતોના મતને મૂકી, સર્વ ઇચ્છિતનો ત્યાગ કરી ભક્તિવડે યુધિષ્ઠિર પાસે ગયો, લાલ નેત્રવાળો મહાબાહુ તે બૃહત, મોટી કાયા તથા બળવાળા અશ્વેકરી દ્રોણ સામે દોડયો. સુવર્ણ સરખા વર્ણવાળા અશ્વ, સુવર્ણના રથમા બેઠેના ધર્મજ્ઞ, સૈન્યના મધ્યમા રહેલા રાજશ્રેષ્ઠ યુધિષ્ઠિરની પાછળ ચાલતા હતા. નાના પ્રકારના વર્ણવાળા બીજા પણ કેટલાક શોભન ક્રિયાવાળા દેવ સરખા ઘણાક અશ્વ, યુદ્ધ વાસ્તે દ્રોણ સામે આવતા હતા. હે રાજેદ્ર! સુવર્ણની ધ્વજાવાળા ભીમસેન સહિત દ્રોણ સામે આવતા કેટલાક સાવધાન યોદ્ધાઓ, ઇન્દ્ર સહિત દેવતાઓ જેવા દેખાતા હતા, તે સર્વને અતિક્રમણ કરી આગળ ઉભેલો ધૃષ્ટદ્યુમ્ન શોભતો હતો. સર્વ સૈન્યને અતિક્રમણ કરતો તે દ્રોણાચાર્ય સામે, અતિશય શોભતો હતો. હે મહારાજ! તે સમયે દ્રોણાચાર્યનો કૃષ્ણાજીન યુક્ત કમડળના ચિન્હવાળો સુવર્ણમય સુદર ધ્વજ પણ અત્યંત શોભતો હતો. ભીમસેનના વૈદૂર્યમણિથી શોભિતા મોટા સિહના ચિન્હવાળા સુદર ધ્વજને જોયો. કુરૂકુળના રાજા પાડુપુત્ર મહા પરાક્રમી યુધિષ્ઠિરનો સુવર્ણમય ગ્રહગણ સહિત ચદ્રવાછિત ધ્વજ, અત્યત શોભતો હતો. વિસ્તીર્ણ યત્રે યુક્ત ઉત્તમ શબ્દવાળા હર્ષ વધારનાર દિવ્ય એવા નંદ તથા ઉપનદ નામના બે મૃદગ પણ શોભતા હતા. નકુળના રથ વિષે રહેલા શરભના ચિન્હવાળા, સુવર્ણમય, અતિ ઉગ્ર તથા ભયકર મોટા ધ્વજને અમે જોતા હતા. સહદેવના રથવિષે શત્રુઓને શોક વધારનાર કોઇથી સહન થાય નહિ એવો હસલાછિત ઘટાયુક્ત પતાકાવાળો ધ્વજ શોભતો હતો. દ્રૌપદી પાચ પુત્રના ધ્વજ ધર્મ, વાયુ, ઇન્દ્ર તથા મહાત્મા અશ્વિનીકુમારના ચિન્હથી અત્યત શોભતા હતા. હે રાજન્! અર્જુનકુમાર અભિમન્યુનો શાર્ઙ્ગપક્ષીના ચિન્હવાળો સુવર્ણથી ઉજ્વળ ઉત્તમ ધ્વજ રથપર અત્યત શોભતો હતો. હે રાજેદ્ર! ઘટોત્કચના ધ્વજવિષે ગૃધ્રપક્ષી શોભતો હતો, અને તેના અશ્વ પણ પૂર્વે જેવા રાવણના અશ્વ હતા તેવા ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર હતા. હે નૃપ! ધર્મરાજનું દિવ્ય એવું માહેદ્ર, ભીમસેનનુ વાયવ્ય, ત્રૈલોક્યની રક્ષા વાસ્તે બ્રહ્માએ સૃજેલું અજર તથા દિવ્ય ધનુષ અર્જુનનુ, નકુળનુ વૈષ્ણવ, સહદેવનુ અશ્વિજ, ઘટોત્કચનુ દિવ્ય એવુ ભયકર પૌલસ્ત્ય, હે ભારત! રૌદ્ર આગ્નેય, કૌબેર, યામ્ય તથા ગિરીશ નામના પાચ ધનુષરત્ન પાચ દ્રૌપદી પુત્રોના, રૌદ્ર નામનું શ્રેષ્ઠ ધનુષ રોહિણીપુત્ર બળરામને પ્રાપ્ત થયુ હતુ, તે તેણે પ્રસન્ન થઇ મહાત્મા સુભદ્રાપુત્ર અભિમન્યુને આપ્યુ છે, એટલા એ અને બીજા પણ સુવર્ણથી શોભિતા ઘણાક શત્રુઓને શોક વધારનાર શૂરવીરોના ધ્વજ ત્યા દેખાતા હતા. ધ્વજાએ કરી અત્યત વ્યાપ્ત કરનાર, કુત્સિત પુરૂષથી સેવન થઇ શકે નહિ એવુ તે, દ્રોણસૈન્ય પટમા લખેલા ચિત્ર સરખુ શોભતું હતુ. તે વખતે હે રાજન્! સગ્રામમા દ્રોણ સામે દોડતા શૂરવીરોના સ્વયવરની પેઠે નામ તથા ગોત્ર સભાળતાં હતા.

शुश्रुवुर्नामगोत्राणि वीराणां सयुगे तदा ।
द्रोणमाद्रवता राजन् स्वयवर इवाहवे ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि हयध्वजादिकथने गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

## અધ્યાય ૨૪ મો. ધૃતરાષ્ટ્રનો પુત્રો માટે શોક.

**धृतराष्ट्र उवाच—व्यथयेयुरिमे सेनां देवानामपि सजय ।**
**आहवे येऽभ्यवर्तत वृकोदरमुखानृपा ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય! સગ્રામમા ભીમસેનાદિક રાજાઓ દ્રોણ સામે આવ્યા. તે દેવતાની સેનાને પણ વ્યથા પમાડે એમા સશય નહિ અદૃષ્ટે કરી બધાયલો પુરૂષ જરૂર ઉત્પન્ન થાય છે દિષ્ટચર્મમાજ સર્વ અર્થ જુદા જુદા દેખાય છે જો કે યુધિષ્ઠિર રાજા, કોઇ ન જાણે તે રીતે જટા તથા મૃગચર્મ ધારણ કરી ઘણા કાળસુધી અરણ્યમા વિહાર કરતા હતા, તે જ યુધિષ્ઠિર, સગ્રામમા મોટી સેનાને આજ્ઞા કરે છે તે પણ દૈવસયોગથી અને મારા પુત્રને જે રાજ્ય મળ્યુ હતુ તે પણ દૈવયોગથી એમા સશય નહિ, કારણ કે નિશ્ચય પુરૂષ ભાગ્ય સાથેજ ઉત્પન્ન થાય છે, તેથી તે તેને આકર્ષણ કરે છે, પણ પોતે જેમ ઇચ્છા કરે તેમ થતુ નથી આ યુધિષ્ઠિર રાજા દ્યુતથી વ્યસનને પ્રાપ્ત થઇ અત્યત કલેશને પ્રાપ્ત થયો હતો તે જ આ વખતે ભાગ્યયોગે સહાયોને પ્રાપ્ત થયો છે હે સજય! મદ બુદ્ધિવાળો દુર્યોધન પૂર્વે મને કહેતો હતો કે, હે તાત! કેકય, કાશિકા, કોસલ, ચેદિઓ તથા વગો પણ મારી તરફ આવ્યા છે, માટે સમગ્ર પૃથ્વી જેમ મને ભજે છે તેમ પાર્થને ભજતી નથી, તથાપિ આ વખતે તેની સેના સમૂહના મધ્યમા રહેલા સારી રીતે ચોતરફથી રક્ષણ કરેલા દ્રોણને સગ્રામમા પાર્ષિત એવા ધૃષ્ટદ્યુમ્ને પાડયા એનુ કારણ ભાગ્ય વિના બીજુ શુ કહી શકાય? ભાગ્યજ પણ હે સજય! મને એક આશ્ચર્ય થાય છે કે, રાજાઓના મધ્યમા રહેલા નિરતર યુદ્ધથી આનદ પામનાર, સર્વાસ્ત્રમા પારગત એવા મહાબાહુ દ્રોણ મૃત્યુ કેમ પામ્યા? હે સજય! ભીષ્મ તથા દ્રોણને હણાયા સાભળી કષ્ટ તથા અત્યત મોહને પ્રાપ્ત થયેલો હું હવે જીવવાનો ઉત્સાહ નથી રાખતો હે સજય! પૂર્વે પુત્રવિષે પ્રીતિ ધરનાર મને જોઇ વિદુરે કહ્યુ હતુ તે દુર્યોધન સહિત મને પ્રાપ્ત થયુ, પણ હવે જો દુર્યોધનનો ત્યાગ કરી બાકીના પુત્રોનો બચાવ ઇચ્છુ તો સમગ્રનુ મરણ ન થાય તથાપિ તે અત્યંત નૃશસ કર્મ કહેવાય હુ તે કેમ કરૂ? તેમ જે પુરૂષ ધર્મનો ત્યાગ કરી કેવળ સ્વાર્થમા તત્પર થાય તે આલોકથી ભ્રષ્ટ થઇ ક્ષુદ્રપણાને પ્રાપ્ત થાય છે હે સજય! મુખ્ય પુરૂષોનુ મર્દન થવાથી હવે ઉત્સાહ રહિત આ દેશના શેષને હુ જોતો નથી પુરૂષમા શ્રેષ્ઠ ક્ષમાવાન જે વડે કરી આપણે નિરતર જીવીએ છીએ તે બે મુખ્ય પુરૂષ જવાથી હવે શુ બાકી રહેલુ છે? હવે તો હે સજય! કેવી રીતે યુદ્ધ પ્રવર્તમાન થયુ, કયા યોદ્ધા યુદ્ધ કરતા હતા, અને કયા ક્ષુદ્ર પુરૂષો ભયથી નાસતા હતા તે બધુ યથાર્થ મને કહે? રથિમા શ્રેષ્ઠ અર્જુને શુ પરાક્રમ કર્યું? તે પણ મને કહે, કારણ કે તેનાથી તથા તેના ભાઇ ભીમસેન થકી હમેશ મોટો ભય મને

રહે છે હે સંજય! પાંડવ તરફના યોદ્ધાઓ સંગ્રામમાં દ્રોણ સામે આવ્યા પછી બાકી રહેલા મારા સૈન્યનો અત્યંત દારુણ પ્રહાર જે રીતે થયો હોય તે રીતે મને કહે. તેઓ આવ્યા તે વખતે તમારા મનને કેવું થયું અને મારી તરફના ક્યા શૂરવીરોએ કોને વારી રાખ્યા, તે પણ મને કહે.'

कथं च वो मनस्तात निवृत्तेष्वभवत्तदा।
मामकानां च ये शूराः केकास्तत्रन्यवारयन्।

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥

## અધ્યાય ૨૫ મો. પાંડવોએ કરેલો ઉપમર્દ.

संजय उवाच—महद्भैरवमासीन्न सन्निवृत्तेषु पांडुषु।
दृष्ट्वा द्रोणं छाद्यमानं तैर्भास्करमिवांबुदैः॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! જે વખતે પાંડવ પાછા ફરી આવ્યા તે વખતે મેઘે ઢાંકેલા સૂર્યની પેઠે તેમણે ઢાંકી દીધેલા દ્રોણને જોઇ અમને મોટો ભય ઉત્પન્ન થયો, અને તેથી કરી ઉડેલી તીવ્ર રજે કરી તમારી સેના ઢંકાઇ જવાને લીધે દૃષ્ટિપથ હણાવાથી દ્રોણ હણાયા એમ અમે માનવા લાગ્યા. ક્રૂરકર્મ કરવા ઇચ્છતા મોટા ધનુષવાળા તે શૂરવીરોને જોઇ દુર્યોધને પોતાના સૈન્યને આજ્ઞા કરી કે, હે રાજાઓ! શક્તિ, ઉત્સાહ તથા બળ પ્રમાણે યુક્તિથી પાંડવની સેનાને વારો. દુર્યોધનના વચન સાંભળી સમીપ ઉભેલા ભીમસેનને જોઈ તેના જીવિતને હરણ કરવા ઇચ્છતો તમારો પુત્ર દુર્મર્ષણ બાણનો વરસાદ કરતો તેની સામે જઇ ક્રોધાયમાન થયેલા મૃત્યુની પેઠે બાણે કરી તેને મારવા લાગ્યો. તે વખતે ભીમસેન પણ બાણે કરી તેને પીડવા લાગ્યો, વળી ઇશ્વરે પ્રેરેલા પ્રાજ્ઞ શૂરવીર તથા પ્રહાર કરનાર તે રાજાઓ રાજ્ય તથા મૃત્યુ ભયનો ત્યાગ કરી યુદ્ધમાં શત્રુઓ સામે ઉભા રહ્યા. હે વિશાંપતે! દ્રોણને ગ્રહણ કરવા ઇચ્છતા સંગ્રામમાં શોભિતા શિનીપૌત્ર શૂરવીર સાત્યકિને કૃતવર્માએ વારી રાખ્યો. ક્રોધાયમાન થયેલા સાત્યકિએ બાણના સમુદાયથી સામો તેને પણ વારી રાખ્યો. વળી મદોન્મત્ત હસ્તિ મદોન્મત્ત હસ્તિને વારે તેમ કૃતવર્માએ તેને વાર્યો. દ્રોણ સામે આવતા મોટા ધનુષવાળા ક્ષત્રવર્માને ઉગ્ર ધનુષવાળા સિંધુદેશના રાજા જયદ્રથે તીક્ષ્ણ બાણે કરી વારી રાખ્યો. ક્ષત્રવર્માએ સિંધુપતિના ધ્વજ, તથા ધનુષ કાપી ક્રોધથી દશ બાણે કરી સર્વ મર્મસ્થાનમાં તેને વિંધ્યો. બાણ નાખવામાં ચતુર સિંધુ રાજાએ પણ બીજું ધનુષ ગ્રહણ કરી સંગ્રામમાં લોહમય બાણે કરી ક્ષત્રવર્માને વિંધ્યો. પાંડવ વાસ્તે યત્નથી દ્રોણ સામે આવતા ભરતકુળમાં ઉત્પન્ન થયેલા શૂરવીર, મહારથિ યુયુત્સુને સાવધાન થયેલા સુબાહુએ વારી રાખ્યો. યુયુત્સુએ કૃષ્ણ તથા પીતવર્ણવાળા બે ક્ષુર બાણે કરી બાણ ફેંકતા સુબાહુના ધનુષ બાણ સહિત બેઉ હાથ કાપી નાખ્યા. પાંડવમાં શ્રેષ્ઠ ધર્માત્મા યુધિષ્ઠિર રાજાને, ક્ષોભ પામેલા, સમુદ્રને કિનારો વારે તેમ, મદ્રાધિપતિ શલ્યે વારી રાખ્યા. તેની ઉપર ધર્મરાજાએ મર્મ ભેદનાર ઘણાક બાણ નાખ્યાં. મદ્રાધિપતિએ

પણ ચોસઠ બાણુથી તેમને વિધી સિહનાદ કર્યો, વડિલ પાડુપુત્ર યુધિષ્ઠિરે સિહનાદ કરતા તેના ધ્વજ તથા ધનુષ ક્ષુર નામના બે બાણુથી કાપી નાખ્યા તે વખતે મનુષ્યો ઉચે સ્વરે પોકાર કરવા લાગ્યા તેમજ સૈન્ય સહિત બાલ્હિક રાજાઓ, સૈન્ય સહિત દ્રોણુ સામે આવતા દ્રુપદ રાજાને બાણે કરી વારી રાખ્યો તે વખતે સેના સહિત પરસ્પર સામે આવેલા તે બેઉ વૃદ્ધનુ મોટા યૂથપતિ મદ ઝરતા બે હસ્તિયોના જેવુ ભયકર યુદ્ધ થયુ પૂર્વે ઇન્દ્રે તથા અગ્નિએ જેમ બલિરાજાને વાર્યો હતો તેમ સૈન્ય સહિત અવતિપુરીના, વિદ તથા અનુવિદે સૈન્ય સહિત મત્સ્ય દેશના વિરાટ રાજાને વારી રાખ્યો મત્સ્યના યોદ્ધાઓને કેકય સાથે દેવાસુર યુદ્ધ સરખુ, ભય રહિત છે અશ્વ, રથ તથા હસ્તિ જેમા એવુ અતિ આકુળ યુદ્ધ થયુ બાણુ સમુદાયને ફેકતા દ્રોણુ સામે જતા નકુળ પુત્ર શતાનીકને સભાપતિ શ્રુતકર્માએ વારી રાખ્યો તેટલામા નકુળ પુત્ર અત્યત તીક્ષ્ણુ કરેલા ભલ્લ નામના ત્રણુ બાણે કરી સંગ્રામ વિષે શ્રુતકર્માને બાહુ તથા મસ્તક રહિત કર્યો બાણુના ઓઘ નાખતા દ્રોણુ સામે આવતા પરાક્રમી તથા શૂરવીર સુતસોમને વિવિશતિએ વારી રાખ્યો અત્યત ક્રોધાયમાન થયેલા સુતસોમે સરળ બાણે કરી બળવાન વિવિશતિને ભેદી સઙ્ગ્રમ તે સામે ઉભો રહ્યો નહિ ભીમરથે તીક્ષ્ણુ કરેલા લોહમય છ બાણે કરી અશ્વ તથા સારથિ સહિત શાલ્વને યમલોકમા મોકલી દીધો હે મહારાજ! મયૂર સરખા અશ્વ જોડેલા રથે કરી સામે આવતા તમારા પૌત્ર શ્રુતકર્માને તમારા ચૈત્રસેનિ પૌત્રે વારી રાખ્યો દુખથી સહન થાય નહિ એવા, પરસ્પર વધને ઇચ્છતા તે બેઉ તમારા પૌત્ર વડિલોની અર્થસિદ્ધિ વાસ્તે ઉત્તમ યુદ્ધ કરતા હતા મહા સગ્રામમા દ્રોણુની આગળ ઉભેલા પ્રતિવિધ્યને જોઇ પિતાને માન આપતા અશ્વત્થામાએ બાણુથી એને વારી રાખ્યો પ્રતિવિધ્યે તીક્ષ્ણુ બાણે કરી પિતા વાસ્તે ઉભેલા સિહલાગુલ ચિન્હવાળા ક્રોધાયમાન થયેલા તેને વિધ્યો હે નરર્ષભ! તેટલામા બીજ વાવવા વખતે જાણે બીજ વાવતા હોય તેની પેઠે દ્રૌપદી પુત્રોએ અશ્વત્થામા ઉપર બાણુનો વરસાદ કર્યો દ્રોણુ સામા જતા અર્જુન પુત્ર મહારથિ દ્રૌપદેય શ્રુતકીર્તિને દુશાસનના પુત્રે વારી રાખ્યો અર્જુન સરખો તે અર્જુન પુત્ર અત્યત તીક્ષ્ણુ કરેલા ભલ્લ નામના ત્રણુ બાણે કરી તેના ધનુષ, ધ્વજ, તથા સારથિને છેદી દ્રોણુ સામે ગયો. હે રાજન્! જે બેઉ સેનાવિષે અત્યત શૂર મનાય છે પટચ્ચર નામના અસુરને હણુનાર સમુદ્રાધિપને લક્ષ્મણે વારી રાખ્યો હે ભારત! લક્ષ્મણુના ધનુષ તથા ધ્વજ ચિન્હ છેદી તેની ઉપર બાણુનો વરસાદ કરતો હતો સગ્રામમા દ્રોણ સામે આવતા યાજ્ઞસેનિ યુવાવસ્થાવાળા શિખડિને મહા પ્રાજ્ઞ યુવાવસ્થાવાન વિકર્ણે વારી રાખ્યો તે વખતે શિખડિએ બાણુના સમુદાયથી તેને ઢાકી દીધો બાણુ સમુદાયનો નાશ કરી બળવાન તમારો પુત્ર શોભતો હતો દ્રોણુ સામે જતા શૂરવીર ઉત્તમૌજાને સગ્રામમા બાણુના સમુદાયથી અગદે વારી રાખ્યો, તે વખતે પુરુષમા સિહરૂપ એવા તે બેઉનો સર્વ સૈનિકોને પ્રીતિ વધારનાર અત્યત ભયકર પ્રહાર ચાલતો હતો [illegible]ણુ સામે જતા શૂરવીર પુરૂજીતને મોટા ધનુષવાળા બળવાન દુર્મુખે વત્સદત નામના બાણુથી વારી રાખ્યો, તે સમયે તેણે નારાચ નામના બાણે કરી દુર્મુખની ભ્રૂકુટિનો મધ્યભાગ વિધ્યો તેણે કરી તેનુ મુખ, નાળ સહિત કમળ સરખુ શોભતુ હતુ દ્રોણુ સામે જતા લાલ ધ્વજાવાળા પાચ ભાઇ કેકયને બાણુના વરસાદથી કર્ણે વારી રાખ્યા અત્યત સતપ્ત થયેલા તેમણે બાણુના વરસાદથી એને ઢાકી દીધો તેણે પણ વારવાર બાણુ સમુદાયથી તેમને ઢાકી દીધા પરસ્પર આવતા બાણુના સમુદાયથી ઢકાઇ જવાને લીધે અશ્વ, સારથિ,

ધ્વજ તથા રથ સહિત કર્યું તથા પેલા પાંચ ભાઇ કેકય પણ દેખાતા ન હતા. દ્રોણ સામે જતા નીલ, કાશ્ય તથા જયત્સેન એ ત્રણને દુર્જય જય તથા વિજય નામના તમારા ત્રણ પુત્રોએ વારી રાખ્યા તે વખતે પરસ્પર તેમનું એક બાજુએ સિંહ, વ્યાઘ્ર તથા તરક્ષુ અને બીજી બાજુ રીંછ, મહિષ તથા બલિવર્દનું, પરસ્પર જેવું યુદ્ધ થાય તેવું જોનારને પ્રીતિ વધારનાર ભયંકર યુદ્ધ થતું હતું યુદ્ધમાં દ્રોણ સામે જતા સાત્વતને ક્ષેમધૂર્તિ તથા બૃહત નામના બે ભાઇઓએ તીક્ષ્ણ બાણે કરી વિંધ્યા તે વખતે અન્યોન્ય તેમનું બિયાબાન વન વિષે મદ ઝરતા બે મુખ્ય હસ્તિ તથા સિંહનું જેવું પરસ્પર યુદ્ધ થાય તેવું અતિ આશ્ચર્યરૂપ યુદ્ધ થવા માંડયું યુદ્ધમાં દ્રોણ સામે જતા, યુદ્ધથી આનંદ પામનાર એકલા અંબષ્ટ રાજાને બાણ ફેંકતા ક્રોધાયમાન થયેલા ચેદિ રાજાએ વારી રાખ્યો, તે સમયે અંબષ્ટ રાજાએ અસ્થિ ભેદનાર શલાકાએ કરી ચેદિરાજને ભેદ્યો તે બાણ સહિત ધનુષનો ત્યાગ કરી રથ ઉપરથી પૃથ્વી ઉપર પડયો ક્રોધારક્ત રૂપવાળા દ્રોણ સામે આવતા વાર્ષ્ણેય, વાર્ધક્ષેમિને ઉદાર ચિત્ત-વાળા શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે ક્ષુરપ્ર [illegible]ના બાણે કરી વારી રાખ્યો તે વખતે, પરસ્પર વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરતા કૃપાચાર્ય તથા વાર્ષ્ણેય વાર્ધક્ષેમિને, જે યોદ્ધાઓ જોતા હતા તે યુદ્ધમાં આસક્ત મનવાળા થઇ બીજી ક્રિયાને ભૂલી જતા હતા દ્રોણ સામે આવતા સાવ-ધાન મણિમાન રાજાને દ્રોણના યશને વધારનાર સૌમદત્તિએ વારી રાખ્યો મણિમાન રાજાએ સૌમદત્તિના વિચિત્ર પ્રકારના ધનુષ, ધ્વજ, પતાકા તથા સારથિને પાડી છત્ર પણ રથપરથી પાડી નાખ્યું તે વખતે યૂપધ્વજવાળો શત્રુને હણનાર સૌમદત્તિ રથમાંથી નીચે કૂદી પડી શીઘ્ર ખડ્ગથી અશ્વ, સારથિ, ધ્વજ તથા રથ સહિત તેને મારી પાછો પોતાના રથમાં બેસી બીજું ધનુષ લેઈ ઘોડાઓને નિયમમાં રાખતો પાંડવની સેનાને મારવા લાગ્યો અસુર પ્રત્યે આવતા ઇન્દ્રની પેઠે દ્રોણ પ્રત્યે આવતા, દુઃખે કરી જીતી શકાય નહિ એવા પાંડય રાજાને સમર્થ વૃષસેને બાણના ઓઘથી વારી રાખ્યો ગદા, ભાલા, ખડ્ગ, પટા, લાકડીઓ, પાષાણ દંડ, અગ્ન્યસ્ત્ર, સાંગ, ગુરજ, માણ, મુસળ, મોદાલી, ચક્ર, ગોફણ, ફરસી, રજ, વાયુ, અગ્નિ, સલિલ, ભસ્મ, લોષ્ઠ, તૃણ તથા દ્રુમે કરી સેનાને વ્યથા પમાડતો, ખેદ ઉપજાવતો ભાંગતો, હણતો, ભગાડતો, ફેંકતો તથા ભય પમાડતો ઘટોત્કચ રાક્ષસ, દ્રોણ સામે આવ્યો તેને કોપાયમાન થયેલો અલંબુષ રાક્ષસે નાના પ્રકારના યુદ્ધ સાધનભૂત શસ્ત્રે કરી મારવા માંડયો. તે વખતે રાક્ષસમાં મુખ્ય તે બેઉનું શંબરાસુર તથા ઇન્દ્રના યુદ્ધ જેવું યુદ્ધ થયું હે રાજન્! એ રીતે તમારા તથા તેમના સંકુલ યુદ્ધમાં રથ, હસ્તિ તથા પાયદળોના સેંકડો દ્વંદ્વયુદ્ધ થતા હતા તમારૂં કલ્યાણ થાઓ દ્રોણને મારવા તથા રક્ષણ કરવા વખતે એકઠા મળેલા-ઓનો જેવો સંગ્રામ થયો હતો, એવો સંગ્રામ પૂર્વે મેં કદી દીઠો ન હતો, તેમ સાંભળ્યો પણ ન હતો હે પ્રભો! આ ઘોર આશ્ચર્યરૂપ અને આ રૌદ્ર, એ રીતે કહેવાતા તે સંગ્રામમાં વિસ્તૃત ઘણાંક યુદ્ધ દેખાતા હતા

**इदं घोरमिदं चित्रमिदं रौद्रमिति प्रभो ।**
**तत्र युद्धान्यदृश्यन्त प्रततानि बहूनि च ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि द्वंद्वयुद्धे गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥**

०००४०००

# અધ્યાય ૨૬ મો. ભગદત્તનું પરાક્રમ.

**धृतराष्ट्र उवाच—तेष्वेव सन्निवृत्तेषु प्रत्युद्यातेषु भागशः ॥**
**कथं युयुधिरे पार्था मामकाश्च तरस्विनः ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! એ રીતે તેઓ વિભાગ પ્રમાણે પાછા ફરી સામે આવ્યા ત્યારે પાંડવ તથા વેગવાન મારી તરફનાઓનું કેવી રીતે યુદ્ધ થયું ? હે સંજય ! અર્જુને સંશપ્તક સૈન્ય પ્રત્યે શું કર્યું અને સંશપ્તકોએ અર્જુન પ્રતિ શું કર્યું, તે પણ મને કહે ? સંજય કહે છે-પાંડવ તરફના યોદ્ધાઓ પાછા ફર્યા અને બેઉ સેનાના યોદ્ધાઓ વિભાગ પ્રમાણે સામે ઉભા રહ્યા તે વખતે તમારા પુત્ર દુર્યોધને હસ્તિ સૈન્ય સહિત ભીમસેન સામે દોડી, હસ્તિ, હસ્તિને તથા બલિવર્દ બલિવર્દને જેમ બોલાવે તેમ યુદ્ધ વાસ્તે તેને બોલાવ્યો તેણે બોલાવેલો યુદ્ધમાં કુશળ તથા બાહુબળ યુક્ત ભીમસેન, હસ્તિસૈન્ય સામે દોડી તે જ વખતે તે સૈન્યને નારાચ નામના બાણે કરી ભેદવા લાગ્યો વિમુખ તથા મદ રહિત થયેલા ચોતરફ મદ ઝરતા પર્વત સરખા હસ્તિઓને જોઇ પવનનો પુત્ર ભીમ વૃદ્ધિ પામેલો વાયુ જેમ વાદળાના સમૂહનો નાશ કરે તેમ તે સૈન્યોનો નાશ કરવા લાગ્યો. તે સમયે હસ્તિઓપર બાણ સમૂહ નાખતો ભીમસેન, સર્વ ભુવન વિષે કિરણોનો વિસ્તાર કરતો, ઉદય પામેલો સૂર્ય શોભે તેમ શોભતો હતો તેના બાણે કરી વિંધાયલા હસ્તિઓ, આકાશમાં સૂર્યના કિરણોએ કરી વ્યાપ્ત થયેલા અનેક મેઘ શોભે તેમ શોભતા હતા એ પ્રમાણે હસ્તિઓનો નાશ કરતા વાયુપુત્ર ભીમસેનની સામે આવી ક્રોધાયમાન થયેલા દુર્યોધને તીક્ષ્ણ કરેલા બાણે કરી તેને ભેદ્યો તેજ ક્ષણે ક્રોધથી રૂધિર સરખા લાલ નેત્રવાળા ભીમસેને દુર્યોધન રાજાને તેના નાશ વાસ્તે તીક્ષ્ણ બાણથી વિંધ્યા વળી બાણે કરી વિંધાએલા સર્વ અંગવાળા ક્રોધાક્રાંત થયેલા તેને પણ જાણે હસતો હોય નહિ તેની પેઠે સૂર્ય કિરણ સરખા ઉજ્વળ નારાચ નામના બાણે કરી પાંડુપુત્ર ભીમને વિંધ્યો તે વખતે પાંડુપુત્રે રત્નથી વિચિત્ર પ્રકારના તેના ધ્વજ વિષે રહેલા મણિમય હસ્તિને ભલ્લ નામના એક બાણથી ભેદી બીજા ભલ્લ બાણે કરી તેનું ધનુષ કાપી નાખ્યું હે માનિષ ! એ રીતે ભીમસેને પીડિત કરેલા દુર્યોધનને જોઇ ભીમને ક્ષોભ પમાડવાની ઇચ્છાથી હસ્તિ ઉપર બેઠેલો અંગ રાજા તેની સામે આવ્યો. મેઘ સરખા શબ્દવાળા આવતા તે હસ્તિને જોઇ ભીમસેને નારાચ નામના બાણે કરી કુંભસ્થળના મધ્યમાં ઘાયલ કર્યો તેણે નાખેલા નારાચ નામના બાણ, તે હસ્તિની કાયાને ભેદી પૃથ્વીમાં પેઠા અને હસ્તિ પણ વજ્રે હણેલા પર્વતની પેઠે પૃથ્વી ઉપર પડયો તે વખતે હસ્તિ ઉપરથી નીચે પડતા મ્લેચ્છનું મસ્તક બાણ ફેંકનાર ભીમસેને ભલ્લ નામના બાણથી કાપી નાખ્યું તે શરવીર પડયો તે જોઇ સંભ્રાંત થયા છે અશ્વ, હસ્તિ તથા રથ જેમાં એવી દુર્યોધનની સેના પાયદળોને મર્દન કરતી ચોતરફ ભાગવા લાગી પ્રાગજ્યોતિષનો અધિપતિ ભગદત્ત, જે હસ્તિયે કરી ઇન્દ્ર, દૈત્ય તથા દાનવને જીત્યો હતો તેના વંશના હસ્તિ ઉપર બેસી ભીમસેન સામે આવ્યો તે વખતે નેત્ર ફાડેલા તથા ક્રોધાયમાન થયેલા શ્રેષ્ઠ હસ્તિએ સંકુચિત કરેલી શુંઢ તથા બે પગે કરી પાંડુપુત્ર ભીમસેનને જાણે મંથન કરતો હોય તેમની સામે દોડી અશ્વ સહિત તેના રથનું ચૂર્ણ કરી નાખ્યું તે સમયે અંજલિકા વેધવિદ્યા જાણનાર પાંડુપુત્ર ભીમસેન પલાયન ન કરતાં સામે દોડી તેના શરીરમાં લપટાઇ ગયો

એ રીતે તેના શરીરપર ચોટી હાથથી વારંવાર તેને મારતા પોતાને મારવા ઇચ્છતા હસ્તિને લડાવતો હતો દશ હજાર હસ્તિ સરખા બળવાન ભીમસેનને ખોળતો તે હસ્તિ કુંભાર ચક્રની પેઠે આમ તેમ ગોળ ફરવા લાગ્યો ભીમસેન પણ તેના શરીરમાંથી બહાર નીકળી સુપ્રતિક નામના હસ્તિની આગળ જઇ ઉભો તે વખતે હસ્તિ સુંઢથી ભીમસેનને પકડી તેની ડોકમા વીંટો લેઇ બે ઘુંટણથી તેને પાડી મારવા તૈયાર થયો વળી મહા બળવાન ભીમસેન તેની શુંડમાથી બહાર નીકળી પાછો તે હસ્તિના શરીરપર વિંટાઇ પોતાના પક્ષ તરફના હસ્તિને આવવાની વાટ જોવા લાગ્યો પછી હસ્તિના શરીરમાથી નીકળી વેગથી ભાગવા લાગ્યો, તેટલામા હે મારિષ ! ભીમસેનને હસ્તિએ માર્યો માટે એને ધિક્કાર છે, એ રીતે સર્વ સૈન્યમા મોટો શબ્દ થવા લાગ્યો હે રાજન્ ! હસ્તિથી ત્રાસ પામેલી પાંડવની સેના પણ જ્યા ભીમસેન હતો ત્યા ગઇ તે વખતે યુધિષ્ઠિર રાજા ભીમસેન હણાયા એમ માની પાંચાલ્ય સહિત પોતે ભગદત્તને ચોતરફથી વારવા લાગ્યા રથિમા શ્રેષ્ઠ શત્રુને તપાવનાર બીજા યોદ્ધાઓ પણ હજારો તીક્ષ્ણ બાણ ભગદત્ત ઉપર નાખવા લાગ્યા તે વખતે ભગદત્ત બાણોને અંકુશથી નિવારણ કરી હસ્તિથી પાંડવ તથા પંચાલોને મારવા લાગ્યો. સંગ્રામમા ભગદત્તના આશ્ચર્યરૂપ પરાક્રમને અમે જોતા હતા, એટલામા દશાર્ણ દેશનો રાજા જલદી ચાલનાર મદ ઝરતા હસ્તિ ઉપર બેસી ભગદત્ત સામે આવ્યો તે વખતે ભયંકર રૂપવાળા તે બેઉ હસ્તિઓનુ દ્રુમ સહિત પક્ષવાળા બે પર્વતનુ યુદ્ધ થાય તેવુ ભયંકર યુદ્ધ થયુ, જેમા ભગદત્તના હસ્તિએ પાછા ફરી દશાર્ણાધિપતિના હસ્તિના પાર્શ્વભાગને ભેદી તેને પાડ્યો ભગદત્તે પણ સૂર્ય કિરણ સરખા સાત ભાલાએ કરી હસ્તિ ઉપર બેઠેલા શત્રુને હણ્યો તે વખતે યુધિષ્ઠિર રાજાએ ભગદત્તને વિંધી મોટા રથસૈન્યે કરી ચોતરફથી તેને વિંટી લીધો તે વખતે ચોતરફથી રથિઓએ વિંટાયેલો હસ્તિ ઉપર વિરાજમાન તે, વનના મધ્યમા પર્વત વિષે રહેલો પ્રજ્વલિત અગ્નિ શોભે તેમ શોભતો હતો તેમજ ચોતરફથી બાણ ફેંકતા ઉગ્ર ધનુષવાળા રથિ પુરુષોના મંડળના મધ્યમા રહેલો તે હસ્તિ ભ્રાંત થતો હતો તે વખતે પ્રાગ્જ્યોતિષના અધિપતિ ભગદત્ત રાજાએ તે મોટા હસ્તિને સાત્યકિના રથ સામે મોકલ્યો હસ્તિએ સાત્યકિના રથને ગ્રહણ કરી વેગથી ફગાવ્યો સાત્યકિ તો તેમાથી કૂદી પલાયન કરી ગયો તેમજ તેનો સારથિ પણ ઘોડાઓને સ્થિર કરી સાત્યકિ પાસે જઇ ઉભો તેટલામા વળી અવકાશ પામેલો તે હસ્તિ, ઉતાવળે રથ મંડળમાથી બહાર નીકળી સર્વ રાજાઓને મારવા લાગ્યો ત્વરિત ગતિ કરનાર તેણે ત્રાસ પમાડેલા રાજાઓ એક હસ્તિના સેંકડો હસ્તિ સરખો માનવા લાગ્યા એટલામા તેની ઉપર બેઠેલો ભગદત્ત ઐરાવત હસ્તિ ઉપર બેઠેલો ઇન્દ્ર જેમ દૈત્યનો નાશ કરે તેમ પાંડવ તરફનાઓને મારવા લાગ્યો ચોતરફ દ્રોણ તથા પંચાલોના હસ્તિ અને અશ્વનો મોટો ભયંકર શબ્દ થતો હતો એ રીતે ભગદત્તે પાંડવ તરફનાઓને ચોતરફથી પીડિત કર્યા તે જોઈ ક્રોધાયમાન થયેલો ભીમસેન પાછો ભગદત્ત સામે આવ્યો. તે વખતે સામે આવતા તેના વાહનને ભગદત્તના હસ્તિએ શુંડમાથી મૂકેલા જળે કરી ત્રાસ પમાડ્યા, તેથી તે ભીમસેન સહિત ત્યાથી પલાયન કરવા લાગ્યો

તે સમયે રથમા બેઠેલા કાળ સરખા કૃતિપુત્ર રૂચિપર્વાએ તેની સામે આવી તેની ઉપર બાણનો વરસાદ કર્યો તેટલામા સુંદર અંગની સંધિવાળા તે પર્વતપતિએ ક્રોધ કરી [illegible] બાણે કરી રૂચિપર્વાને યમલોકમા મોકલી દીધો તે શૂરવીર પડ્યો તેને જોઇ સુભદ્રાપુત્ર અભિ-

મન્યુ, દ્રૌપદી પુત્ર, ચેકિતાન, ધૃષ્ટકેતુ, તથા યુયુત્સુ એટલા પાડવો તરફના શૂરવીર ભયકર સિંહનાદ કરતા ત્યા આવી હસ્તિને પીડિત કરી તેની ઉપર બાણનો વરસાદ વરસાવવા લાગ્યા પાની, અકુશ તથા અગુઠાએ કરી ભગદત્તે પ્રેરેલા અને સ્તબ્ધ છે કર્ણ તથા નેત્ર જેના એવા ઉચી શુડ કરેલા હસ્તિએ બે પગવડે વાહનોને પીડિત કરી યુયુત્સુના સારથિને માર્યો પછી હે રાજન્ ! યુયુત્સુ રથ ઉપરથી જલદી પલાયન કરી ગયો પાડવ તરફના યોદ્ધાઓ ભયકર શબ્દ કરતા મણે કરી હસ્તિને મારવા લાગ્યા, તે સમયે તમારો પુત્ર અભિમન્યુ રથમા ચઢી બેઠો શત્રુપર બાણ નાખનો હસ્તિ ઉપર બેઠેનો ભગદત્ત રાજા, ભુવનો વિષે કિરણોનો વિસ્તાર કરતો જેમ સૂર્ય શોભે તેમ શોભતો હતો હસ્તિ ઉપર બાર બાણ અભિમન્યુએ, દશ યુયુત્સુએ, ત્રણ ત્રણ દ્રૌપદીના પુત્રોએ, તથા ત્રણ બાણ ધૃષ્ટકેતુએ નાખ્યા અતિ યત્નથી નાખેલા તે બાણે કરી વિધાયલો હસ્તિ, સૂર્યના કિરણોએ કરી મોટો મેઘ શોભે તેમ શોભતો હતો માવતે શિક્ષા તથા અકુશે કરી પ્રેરેલો શત્રુના બાણથી પીડિત હસ્તિ સવ્ય તથા દક્ષિણ બાજુથી શત્રુઓને ફેકવા લાગ્યો વનમા ગોવાળ જેમ દડે કરી પશુગણને વિટી લે તેમ ભગદત્ત વારવાર પાડવ સેનાને વિટી લેતો હતો તે સમે જલદી આવ્યો છે સિચાણો પાસે જેમની એવા કાગડાઓનો જેવો શબ્દ થાય તેવો ભાગતા પાડવ તરફનાઓનો ભયકર શબ્દ થતો હતો હે નૃપશ્રેષ્ઠ ! અકુશે હણેલો પક્ષવાળા પર્વત સરખો શ્રેષ્ઠ તે હસ્તિ ક્ષોભ પામેલો સમુદ્ર જેમ વ્યાપારી જનોને ભય ઉત્પન્ન કરે તેમ શત્રુઓને અત્યત ભય ઉત્પન્ન કરતો હતો ભયથી ભાગતા હસ્તિ, રથ, અશ્વ તથા રાજાઓમાથી ઉત્પન્ન થયેલો ભયકર શબ્દ પૃથ્વી, આકાશ, સ્વર્ગ, દિશા તથા વિદિશાઓમા પણ ફેલાઈ જતો હતો પૂર્વે સગ્રામમાં દેવતાઓએ સારી રીતે રક્ષા કરેલી દેવસેનાને વિરોચન દૈત્ય જેમ પીડતો હતો તેમ ભગદત્ત રાજા તે શ્રેષ્ઠ હસ્તિએ કરી શત્રુઓની સેનાને પીડતો હતો તે વખતે વાયુ અત્યત વાતો હતો, અને આકાશમા ઉડતી રજ વારવાર સૈનિકોને વિટી લેતી હતી તેથી મનુષ્યો તે હસ્તિને ચોતરફ આવેલા ઘણાક હસ્તિ સરખો માનતા હતા

भृश ववौज्वलनसखो वियद्रज समावृणोन्मुहुरपि चैव सैनिकान् ।
तमेकनाग गणशोयथागजान् समततो द्रुतमथ मेनिरे जना॰ ।

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि भगदत्तयुद्धे गुर्जरभाषायां षड्विंशोऽध्यायः॥ २६ ॥

## અધ્યાય ૨૭ મો. સંશપ્તક હનન.

सजय उवाच—यन्मां पार्थस्य सग्रामे कर्माणि परिपृच्छसि ।
तच्छृणुष्वमहाबाहो पार्थो यदकरोद्रणे ॥ १ ॥

સજય કહે છે—હે મહાબાહો ! સગ્રામમા અર્જુને શુ કર્મ કર્યા, એ રીતે તમે મને પૂછો છો માટે તેણે જે સગ્રામમા કર્યું તે હુ તમને કહુ તે સાભળો ભગદત્તે વિવિધ પ્રકારની ક્રિયા કરવા માડી તેથી ઉત્પન્ન થયેલી રજને જોઈ તથા હસ્તિનો શબ્દ સાભળી કુતિપુત્ર અર્જુને

શ્રીકૃષ્ણને કહ્યું કે, હે મધુસૂદન ! પ્રાગ્જ્યોતિષનો અધિપતિ ભગદત્ત રાજા હસ્તિ ઉપર બેસી જલદીથી યુદ્ધ કરવા નીકળેલા છે તેનો આ શબ્દ સભળાય છે જે સંગ્રામમાં ઇન્દ્રથી અધિક, હસ્તિ ઉપર બેસવામાં ચતુર તથા હસ્તિ ઉપર બેસી યુદ્ધ કરનારાઓમાં અગ્રેસર છે એવી મારી મતિ છે તેમજ તેનો હસ્તિ પણ હસ્તિ મારવામાં શ્રેષ્ઠ અને યુદ્ધમાં બીજો હસ્તિ જેની સામે ઉભો રહી શકે નહિ, સર્વ શસ્ત્રને અતિક્રમણ કરનાર, સંગ્રામમાં પરાક્રમ કરનાર, ખેદ રહિત શસ્ત્રનું વાગવું અને અગ્નિ સ્પર્શને સહન કરનાર છે, માટે તે એકલો આજ સર્વ પાંડવ સૈન્યનો નાશ કરશે તેમ આપણ બે વિના બીજો કોઇ તેને બાધ કરવા સમર્થ પણ નથી, વાસ્તે જે સ્થાનકે તે પ્રાગ્જ્યોતિષનો અધિપતિ ભગદત્ત છે ત્યાં જલદી ચાલો, એટલે આ વયથી તથા હસ્તિના બળે કરી મદોન્મત્ત તથા અહંકારી એવા એને ઇન્દ્રનો પ્રિય અતિથિ હું કરૂં અર્જુનના વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન જે સ્થાનકે ભગદત્ત રાજા પાંડવ સેનાને વિદારણ કરતો હતો તે સ્થાનકે જવા લાગ્યા એ રીતે જતા અર્જુનને દશ હજાર ત્રિગર્તોના મહારથિ તથા પૂર્વે વાસુદેવના ચાર હજાર અનુચર હતા તે મળી ચૌદ હજાર સંશપ્તકોએ પાછળથી બોલાવતાં તેને વિટી લીધો તે વખતે હે માધવ ! એક બાજુ ભગદત્ત રાજા સેનાને વિદારણ કરે છે તેને જોઇ અને બીજી બાજુ પાછળથી સંશપ્તકો પોતાને આહ્વાન કરે છે તેને પણ સાંભળી અર્જુનનું હૃદય બે પ્રકારથી દોલાયમાન થયું તે વખતે પોતે આવી રીતે વિચાર કરવા લાગ્યો કે, આ વખતે શું કરવાથી મારૂં શ્રેય થાય શું ? સંશપ્તક ગણ પ્રત્યે પાછો વળું, વા યુધિષ્ઠિર પાસે જાઉં ? એમ બુદ્ધિથી વિચાર કરતાં તેની પાછા વળી સંશપ્તકને મારવા વિષે વધારે સ્થિર બુદ્ધિ થઇ હનુમાન છે ધ્વજ વિષે જેને એવો ઇન્દ્રપુત્ર હજારો રથિઓને મારવા એકલો પોતે પાછો વળ્યો તે વખતે દુર્યોધન તથા કર્ણ પણ અર્જુનના વધ વાસ્તેજ એક બાજુ ભગદત્તનું યુદ્ધ અને બીજી બાજુ સંશપ્તકનું યુદ્ધ રચાવેલું હતું, તથાપિ પાંડુપુત્ર અર્જુન તો તે દોલાયમાન થએલી બુદ્ધિનો ત્યાગ કરી હજારો સંશપ્તકને મારવા તેની સામે પાછો વળ્યો, તેને જોઇ સંશપ્તકના મહારથિઓએ અર્જુન ઉપર ગ્રંથિ વગરના હજારો બાણ નાખ્યાં બાણથી ઢંકાઇ જવાને લીધે કુંતિપુત્ર અર્જુન, જનાર્દન કૃષ્ણ, રથના ઘોડાઓ તથા રથ એ કંઇ પણ દેખાતું ન હતું જનાર્દન ભગવાન ઘર્મથી આકુળ થઇ મોહને પ્રાપ્ત થયા તેને જોઈ અર્જુને તેમની ઉપર બ્રહ્માસ્ત્ર નાખ્યું સંશપ્તક ગણના બાણ પ્રત્યંચા, મોજા તથા ધનુષ સહિત સેકડો હાથી, ધ્વજ, અશ્વ, સારથિ તથા રથિઓ રણભૂમિ પર પડવા લાગ્યા તેમજ અર્જુનના બાણથી હણાયલા, દ્રુમ પર્વતના અગ્રભાગ તથા મેઘ સરખી કાયાવાળા હણાયેલા માવત સહિત હસ્તિઓ તથા કેટલાક વિંધાયેલા ઝુલ તથા આભરણવાળા માવત સહિત મરેલા હસ્તિઓ પણ રણભૂમિ વિષે પડતા હતા તેમજ અર્જુને ભાલાથી કાપેલા યોદ્ધાઓના લાકડી, ભાલા, ખડ્ગ, મોદાલી તથા ફરશી સહિત બાહુ, તથા ઉગતા સૂર્ય, કમળ અને ચંદ્ર સરખા યોદ્ધાઓના મસ્તકો પણ પૃથ્વીપર પડતા હતા એ રીતે ક્રોધાયમાન થયેલા અર્જુને શત્રુઓને હણ્યા તે વખતે નાના પ્રકારના રૂપવાળા પ્રાણિઓને ખાનાર પક્ષિઓએ કરી સેના શોભતી હતી જેમ હસ્તિ કમલિનીને ક્ષોભ પમાડે તેમ સેનાને ક્ષોભ પમાડતા અર્જુનને જોઇ 'સાધુ, સાધુ' એ રીતે પ્રાણિઓ તેની પ્રશંસા કરવા લાગ્યા. ઇન્દ્રના સરખું અર્જુનનું કર્મ જોઇ માધવ ભગવાને પરમ આશ્ચર્ય પામી હાથ જોડી કહ્યું કે—હે પાર્થ ! આજ જે કર્મ સંગ્રામમાં કર્યું તે કર્મ ઇન્દ્ર, યમરાજા તથા કુબેર પણ કરી શકે નહિ, એક કાળાવચ્છિન્ન સંગ્રામમાં હજારો સંશપ્તક મહારથિઓને પડેલા મેં જોયા

એ રીતે સંગ્રામમાં ઉભેલા ઘણાક સંશપ્તકોને હણી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે, હવે ભગદત્ત સામે રથને હાંકો.

> संशप्तकास्ततो हत्वा भूयिष्ठा ये व्यवस्थिता ॥
> भगदत्ताय याहीति कृष्ण पार्थोभ्यनोदयात् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि संशप्तकवधे गुर्जर-भाषायां सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

## અધ્યાય ૨૮ મો. ભગદત્ત સામે હલ્લો.

**संजय उवाच**—यियासतस्ततः कृष्णा पार्थस्याश्वान् मनोजवास् ।
सम्प्रैषीद्धेमसंछन्नान्द્रोणानीकाय सत्वरन् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! ભગદત્ત સામે જવા ઇચ્છતા અર્જુનના સુવર્ણથી શોભિતા મન સરખા વેગવાળા અશ્વને શ્રીકૃષ્ણે જલદી દ્રોણ સૈન્યપ્રત્યે ચલાવ્યા. દ્રોણે તપાવેલા પોતાના ભાઇઓ પ્રત્યે જતા, કુરૂશ્રેષ્ઠને જોઇ તેની સાથે યુદ્ધને ઇચ્છતો સુશર્મા ભાઇઓ સહિત પાછળ આવ્યો તેને જોઇ ધોળા ઘોડાવાળા અર્જુને, કોઇએ જીતેલા નહિ એવા શ્રીકૃષ્ણને કહ્યું કે, હે અચ્યુત! ભાઇઓ સહિત સુશર્મા સંગ્રામ વાસ્તે પાછળથી મને બોલાવે છે તેમ બીજી બાજુ મારા સૈન્યને ભગદત્ત વિદારણ કરે છે, માટે હે મધુસૂદન! વળી મારૂં મન બે પ્રકારે દોલાયમાન થાય છે, વાસ્તે હાલ શું સંશપ્તકોને મારૂં વા શત્રુઓથી પીડિત થએલા પોતાનાઓની રક્ષા કરૂં? મારા મનને પણ તમો જાણો છો માટે આ વખતે શું કરવાથી મારૂં સુકૃત થાય તે કહો. અર્જુનના વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને જ્યાંથી ત્રિગર્તાધિપતિ સુશર્મા, પાંડુપુત્ર તેને યુદ્ધ વાસ્તે બોલાવતો હતો, તે માર્ગે પાછો રથને ચલાવ્યો. અર્જુને સાત બાણે કરી સુશર્માને વિંધી ક્ષુર નામના બે બાણે કરી એનો ધ્વજ તથા ધનુષ પણ કાપી બીજા છ બાણે કરી ત્રિગર્તાધિપતિના ભાઇને અશ્વ તથા સારથિ સહિત જલદી યમલોકમાં મોકલી દીધો. તે સમયે સુશર્માએ સર્પ સરખી લોહમય શક્તિ અર્જુન ઉપર તથા વાસુદેવ ઉપર નાખી. તે વખતે ત્રણથી શક્તિને તથા ત્રણ બાણથી ભાલાને છેદી બાણ સમુદાયથી સુશર્માને મોહ પમાડી અર્જુન ત્યાંથી પાછો વળ્યો. હે રાજન્! ઇન્દ્રની પેઠે બાણના ઓઘ નાખતા આવતા ઉગ્ર અર્જુનને તમારા સૈન્યમાંથી કોઇપણ વારી શક્યો નહિ. અર્જુન, અગ્નિ જેમ સુકા ઘાસના સમુદાયને બાળે તેમ બાણે કરી કૌરવ તરફના સર્વ મહારથિઓને હણતા સમીપ આવ્યો. તે સમે બુદ્ધિમાન કુંતિપુત્રના અસહ્ય વેગને જેમ અગ્નિના સ્પર્શને પ્રજા સહન કરી શકે નહિ તેમ તમારી તરફના સહન કરી શક્યા નહિ. હે રાજન્! એ રીતે બાણના વરસાદથી સૈન્યોને વિંટતા પાંડુપુત્રે ગરૂડના પડવાની પેઠે ભગદત્ત ભણી આવી જે ધનુષ ગ્રહણ કર્યું તે નિષ્પાપ એવા ભરતોનું કલ્યાણ કરનાર અને શત્રુઓને અશ્રુ વધારનાર હતું. પણ દ્યૂત રમનાર તમારા પુત્રનિમિત્ત ક્ષત્રિયોનો નાશ કરનાર થયું. હે મહારાજ! એ રીતે આવી, અર્જુને ક્ષોભ પમાડેલી તમારી સેના, સમુદ્ર મધ્યે

પર્વતને પ્રાપ્ત થઈ જેમ નાવ વિખરાય તેમ વિખરાવા લાગી તેમાંથી ધનુષ ધરનાર તથા જય પરાજય વિષે ભય રહિત હૃદયવાળા ગંભીર દશહજાર મહારથિઓએ ક્રૂર મતિ કરી સંગ્રામમાં અર્જુનને વિંટી લીધો. તે સમયે સર્વ ભાર સહન કરનાર મોટા ભારને પ્રાપ્ત થયેલો અર્જુન, ક્રોધાયમાન થયેલો મદ ઝરતો સાઠ વરસનો હસ્તિ, નલ નામના તૃણ વનને દહન કરે તેમ તમારી સેનાને મર્દન કરવા લાગ્યા એ રીતે અર્જુને સૈન્યનું મથન કર્યું. તે જોઇ ભગદત્ત રાજા હસ્તિએ કરી તત્કાળ અર્જુન સામે દોડયા. પુરૂષમાં સિંહરૂપ અર્જુન પણ રથે કરી તેની સામે આવ્યો. તે સમે રથ તથા હસ્તિનો ભયંકર સંગ્રામ થયો. શાસ્ત્ર પ્રમાણે કલ્પેલા રથ તથા હસ્તિએ કરી થતા તે સંગ્રામમાં ગંભીર એવા ભગદત્ત તથા અર્જુન બેઉ પરસ્પર વિચરતા હતા. મેઘ સરખા તે હસ્તિ ઉપર બેઠેલા સમર્થ ઇન્દ્રની પેઠે ભગદત્તે અર્જુન ઉપર બાણનો વરસાદ કર્યો. તે સમયે પરાક્રમી ઇન્દ્રપુત્ર અર્જુને પોતાના સામે આવતા બાણના વરસાદને, પ્રાપ્ત થયાથી અગાઉજ બાણ વરસાદે કરી કાપી નાખ્યો. ત્યાર પછી, હે મારિષ! પ્રાગ્જ્યોતિષ રાજાએ તેની બાણ વૃષ્ટિને વારી રાખી, બાણે કરી મહાબાહુ પાર્થ તથા કૃષ્ણને વિંધ્યા વળી મોટા બાણ સમૂહથી તે બેઉને ઢાંકી તેમના નાશ વાસ્તે પોતાના હસ્તિને તેમની સામે દોડાવ્યો. ક્રોધાયમાન થયેલા કાળ સરખા તે હસ્તિને જોઇ રથ હાંકવામાં ચતુર જનાર્દન ભગવાને રથને તેની જમણી બાજુ કર્યો. તે વખતે પાસે ફરેલો મોટો હસ્તિ સામે થયો તોપણ ભગદત્ત સહિત તેને મૃત્યુને આધીન કરવા સારૂ ધર્મને યાદ કરતા અર્જુને તેને મારવાની ઇચ્છા ન કરી. હે મારિષ! તે સમયે હસ્તિએ હસ્તિ, રથ તથા ઘોડાઓને મર્દન કરી તેમને મૃત્યુલોકમાં મોકલી આપ્યા, તેથી અર્જુન ક્રોધાક્રાંત થયો.

स तु नागोद्विपरथान् हयांश्चामृद्य मारिष ।
प्राहिणोन्मृत्युलोकाय तत. क्रुद्धो धनंजय ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि भगदत्तयुद्धे गुर्जरभाषायामष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

## અધ્યાય ૨૯ મો. અર્જુને કરેલો ભગદત્ત વધ.

धृतराष्ट्र उवाच—तथा क्रुद्धः किमकरोद्भगदत्तस्य पांडवः ॥
प्राग्ज्योतिषो वा पार्थस्य तन्मे शंस यथातथ ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! તે રીતે ક્રોધાક્રાંત થયેલા પાંડુપુત્ર અર્જુને ભગદત્તને શું કર્યું તથા પ્રાગ્જ્યોતિષે અર્જુનને શું કર્યું તે યથાર્થ મને કહે. સંજય કહે છે—પ્રાગ્જ્યોતિષની સમીપે આવી તેની સાથે યુદ્ધ કરતા શ્રીકૃષ્ણ તથા પાંડુપુત્ર અર્જુનને સર્વ પ્રાણિઓ આ બેઉ, જરૂર મૃત્યુની દાઢ પાસે પ્રાપ્ત થયા છે એમ માનવા લાગ્યા. તેટલામાં હસ્તિના સ્કંધ ઉપર બેઠેલા ભગદત્તે, રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ તથા અર્જુન ઉપર બાણનો વરસાદ કરી વળી શીલા ઉપર તીક્ષ્ણ કરેલા પૂર્ણ ધનુષમાંથી નીકળેલા લોહમય બાણે કરી દેવકી પુત્રને વિંધ્યા. ભગદત્તના મૂકેલા અગ્નિસ્પર્શ સરખા, પીંછ બાંધેલા બાણ, દેવકી પુત્રને ભેદી પૃથ્વીમાં

ગયા અર્જુન તેનુ ધનુષ કાપી પરિવારને હણી ભગદત્તને લડાવતા હોય નહિ જાણે, તેમ તેને યુદ્ધ કરાવવા લાગ્યા તે વખતે ભગદત્તે સૂર્યકિરણ સરખા તીક્ષ્ણ ચૌદ ભાલા અર્જુન ઉપર નાખ્યા તે એક એકના અર્જુને બે બે કડકા કર્યા ત્યાર પછી વળી ઇન્દ્રપુત્ર અર્જુને મોટા બાણ સમુદાયથી હસ્તિનુ કવચ ભેદ્યુ તે વિખરાઇ પૃથ્વી ઉપર પડી ગયુ, તે સમે વિખરાઇ ગયેલા કવચવાળો બાણે કરી અત્યન્ત પીડિત થયેલો હસ્તિ, અંધારાથી વ્યાપ્ત વાદળ વગરનો મોટો પર્વત શોભે તેમ શોભતો હતો તે વખતે પ્રાગ્જ્યોતિષના અધિપતિ ભગદત્તે, સુવર્ણના દાંડાવાળી લોહમય શક્તિ વાસુદેવ ઉપર નાખી તેના તે જ સમયે બે કડકા કરી હાસ્ય કરતા અર્જુને એ રાજાના છત્ર તથા ધ્વજ કાપી દશ બાણે કરી જલદી પર્વતના પતિ તેને પણ વીંધ્યો એ રીતે સુંદર પુંખવાળા ગીધના પિંછ બાંધેલા બાણવડે અર્જુને વિંધેલા ક્રોધાવિષ્ટ ભગદત્ત રાજાએ શ્વેત ઘોડાવાળા અર્જુનના મસ્તક વિષે ભાલાથી ફરી ગયેલા મુકુટને સામો રાખી પાંડુપુત્ર અર્જુને તેને કહ્યુ કે, હવે લોકને સારી રીતે તુ જોઈ લે એવા તેના વચન સાંભળી અત્યન્ત ક્રોધાવિષ્ટ થયેલા ભગદત્તે સુંદર ધનુષ ગ્રહણ કરી ગોવિંદ સહિત અર્જુન ઉપર બાણનો વરસાદ કર્યો અર્જુને પણ તેનુ ધનુષ તથા બાણ નાખવાના ભાથાઓને કાપી જલદી બોતેર બાણે કરી સર્વ મર્મસ્થાનમા તેને વિંધ્યો એ રીતે વિંધાવાથી અત્યંત વ્યથા પામવાને લીધે ક્રોધાવિષ્ટ થયેલા તેણે, અંકુશને અભિમંત્રણ કરી અર્જુનના વક્ષસ્થળમા વૈષ્ણવાસ્ત્ર નાખ્યુ સર્વનો ઘાત કરનાર ભગદત્તે નાખેલા અસ્ત્રને, અર્જુનને આચ્છાદન કરી કેશવ ભગવાને પોતાના વક્ષસ્થળમા ગ્રહણ કર્યું તે અસ્ત્ર કેશવ ભગવાનના વક્ષસ્થળમા વૈજયન્તીમાળા થઈ ગયુ કમળના કોશથી વિચિત્ર પ્રકારની, સુગંધિ પુષ્પ યુક્ત, અગ્નિ, સૂર્ય તથા ચંદ્ર સરખા વર્ણવાળી, ઉજ્વળ પત્રથી શોભિતી, કમળપત્રથી મનોહર, તથા વાયુએ ચલાયમાન કરેલા પત્રવાળી તે માળાએ કરી અળશિઆના પુષ્પ સરખા ઘનશ્યામ મૂર્તિ ભગવાન અત્યંત શોભવા લાગ્યા તે વખતે ગ્લાનિયુક્ત થયુ છે મન જેનુ એવા અર્જુને કેશવ ભગવાનને કહ્યુ કે, હે અનઘ ! હે પુંડરીકાક્ષ ! યુદ્ધ ન કરતા હુ કેવળ ઘોડાઓને હાંકીશ, એમ કહી કરેલી પોતાની પ્રતિજ્ઞાને હાલ પાળતા નથી પણ કદાચ હું દુઃખિત વા તેને વારવામા અશક્ત થાઉં તો તમારે એમ કરવુ અન્યથા હું વિદ્યમાન છતા તમારે તેમ ન કરવુ જોઇએ તેમ બાણ તથા ધનુષ સહિત હુ સુર, અસુર તથા મનુષ્ય સહિત સર્વ લોકને જીતવા સમર્થ છુ, તે તમે પણ જાણો છો અર્જુનના એવા વચન સાંભળી વાસુદેવ ભગવાન આવી રીતે અર્થયુક્ત વચન અર્જુન પ્રત્યે કહેવા લાગ્યા કે, હે અનઘ ! હે પાર્થ ! ગુહ્ય એવુ આ પ્રાચીન વૃત્તાન્ત જેવી રીતે છે તેવી રીતે હુ કહુ તે તુ સાંભળ હુ નિરંતર લોકના કલ્યાણ વાસ્તે મારા આત્માનો વિભાગ કરી ચાર મૂર્તિથી લોકનુ કલ્યાણ કરૂ છુ તેમા એક મારી મૂર્તિ પૃથ્વી વિષે રહી બદ્રિકાશ્રમમા તપશ્ચર્યા કરે છે બીજી પરમાત્મરૂપ મારી મૂર્તિ જગતના શુભાશુભ કર્મને જુવે છે ત્રીજી ક્ષત્રરૂપ મારી મૂર્તિ મનુષ્ય લોકનો આશ્રય કરી કર્મ કરે છે ચોથી જળશાયિની નારાયણરૂપ મારી મૂર્તિ હજારો વર્ષ સુધી નિદ્રા કરે છે, તેમાથી મારી જે મૂર્તિ હજારો વર્ષને અંતે ઉઠે છે તે, તે વખતે વર આપવા લાયકને શ્રેષ્ઠ એવા વર આપે છે પ્રાપ્ત થયેલા તે વખતને જાણી પોતાના પુત્ર નરકાસુર વાસ્તે પૃથ્વીએ મારી પાસેથી જે વરની યાચના કરી તે કહુ છુ સાંભળ આવી રીતે તેણે કહ્યુ કે, દેવ તથા દાનવોએ અવધ્ય તથા વૈષ્ણવાસ્ત્રે કરી પ્રસન્ન મારો પુત્ર થાઓ એ વર તમો મને આપવા યોગ્ય છો એવી પોતાના પુત્ર વાસ્તે પૃથ્વીની માગણી સાંભળી અમોઘ એવુ વૈષ્ણવાસ્ત્ર આપી

મે તેને પૂર્વે કહ્યું હતું કે તારા પુત્ર નરકાસુરની રક્ષા વાસ્તે આ અસ્ત્ર અમોઘ થાઓ, અને આને કોઇ નહિ મારે, ને આ અસ્ત્રે રક્ષા કરેલો પારકા સૈન્યને હણનાર તારો પુત્ર સર્વ લોકમા કોઇ સહન કરી શકે નહિ એવો બળવાન થશે, એવો વર મારાથી પામી 'ઠીક તેમ હો,' એમ કહી કાર્યસિદ્ધ થયેલી મનસ્વિની તે ગઇ શત્રુને તપાવનાર નરકાસુર મારા કહેવા પ્રમાણે કોઇ સહન કરી શકે નહિ તેવો થયો હતો. હે પાર્થ! લોકમા ઇન્દ્ર, રૂદ્રાદિક, પણ અવધ્ય નથી એવુ એ મારૂ પરમાસ્ત્ર પ્રાગ્જ્યોતિષ રાજને પ્રાપ્ત થયુ હતું તે તારે વાસ્તે મે લઇ લીધુ, માટે મે જેમ લોકના હિત વાસ્તે પૂર્વે નરકાસુરને માર્યો હતો તેમ દેવતાના દ્વેષિ, કોઇથી સહન થાય નહિ એવા પરમાસ્ત્ર રહિત, મોટા વૈરી અસુર ભગદત્તને તુ માર. મહાત્મા કેશવ ભગવાને એ રીતે અર્જુનને કહ્યુ તે જ વખતે ભગદત્ત ઉપર તીક્ષ્ણ બાણનો વરસાદ કરી સભ્રાંત થયેલા નહિ એવા ઉદાર મનવાળા મહાબાહુ તેણે, હસ્તિના કુંભસ્થળના મધ્યમા નારાચ નામનુ બાણ નાખ્યુ જે પુંખ સહિત વજ્ર જેમ પર્વતમા પેસે તથા સર્પ જેમ રાફડામા જાય તેમ તે હસ્તિના શરીરમા પેઠુ તે વખતે ભગદત્તે વારવાર પ્રેરણા કરેલો તે હસ્તિ દરિદ્ર પુરૂષની સ્ત્રી જેમ પોતાના સ્વામિનુ વચન માને નહિ તેમ તેનુ કહ્યું માન્યું નહિ. પછી તે મોટો હસ્તિ તો શરીર સ્તભન કરી બે દાતવડે પૃથ્વીને સ્પર્શ કરી આર્ત-સ્વર કરતો પ્રાણ ત્યાગ કરવા લાગ્યો તે વખતે કેશવ ભગવાને ગાંડીવ ધનુષ ધરનાર અર્જુ-નને આવી રીતે વચન કહ્યુ કે, હે પાર્થ! પલિત શરીરવાળો, અત્યત મોટો દુર્જય, શૂરવીર, વાળથી ઢકાઇ ગયેલા નેત્રવાળો તથા નેત્ર ઉઘાડવા વાસ્તે ઉપર બાધેલો છે પટ્ટ જેણે એવો એ રાજા છે શ્રીકૃષ્ણના વચન સાભળી અર્જુને બાણે કરી નેત્ર ઉપર બાધેલું તે પટ્ટ વસ્ત્ર કાપી નાખ્યુ, તેથી વાળથી રૂધાયેલા નેત્રવાળો પ્રતાપવાન ભગદત્ત રાજા આ જગતને તમો-મય માનવા લાગ્યો તેટલામા પાડુપુત્ર અર્જુને ગ્રથિ વગરના અર્ધચદ્રાકૃતિ બાણેકરી ભગ-દત્ત રાજાનુ હૃદય ભેદ્યુ શિથિલ અગ થવાને લીધે તેના હાથમાથી ધનુષ તથા બાણ પડી ગયા. તેમજ નાળવામા મારવાથી ભ્રષ્ટ થયેલુ પાદડુ કમળમાથી પડે તેમ તેના મસ્તક ઉપરથી ભ્રષ્ટ થયેલું શ્રેષ્ઠ વસ્ત્ર પણ નીચે પડી ગયુ, સુવર્ણની માળા પહેરેલો તે રાજા વાયુના વેગથી ભાગેલો, સુદર પુષ્પથી શોભિતો કર્ણિકારનો વૃક્ષ, જેમ પર્વતના શિખર ઉપરથી પડે તેમ સુવર્ણના આભરણ પહેરેલા પર્વત સરખા તે હસ્તિ ઉપરથી તરત પૃથ્વી ઉપર પડયો. એ રીતે ઇન્દ્રપુત્ર અર્જુન, ઇન્દ્ર સરખા પરાક્રમવાળા, તથા ઇન્દ્રના સરખા એવા તે રાજાને સગ્રામમા હણી બળવાન વાયુ જેમ વૃક્ષોને ભાગે તેમ જયને ઇચ્છતા તમારી તરફના બીજા પુરૂષોને હણવા લાગ્યો

**निहत्य तं नरपतिमिंद्रविक्रम सखायमिंद्रस्य तथैंद्रिराहवे।**
**ततो परांस्तवजयकांक्षिणो नरान् बभंज वायुर्बलवान् द्रुमानिव**

**इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि भगदत्तवधे गुर्जरभाषाया-मेकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥**

## અધ્યાય ૩૦ મો. શકુનિનું પલાયન.

**संजय उवाच—प्रियमिंद्रस्य सततं सखायममितौजसं ॥**
**हत्वा प्राग्ज्योतिषं पार्थः प्रदक्षिणमवर्तत ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! નિરંતર ઇન્દ્રના સરખા તથા તેના પ્રિય એવા ઘણા તેજવાળા પ્રાગ્જ્યોતિષને હણી અર્જુને પ્રદક્ષિણા કરી, એટલામાં પારકા શહેરને જીતનાર, શૂરવીર, ધનુષ ધરનાર, વૃષક તથા અચળ નામના ગાંધાર રાજાના પુત્ર બે ભાઇઓ, અર્જુન સામે આવી એક આગળ અને બીજો પાછળ એ રીતે ઉભા રહી અત્યંત તીક્ષ્ણ તથા વેગવાન બાણે કરી તેને વિંધવા લાગ્યા અર્જુને પણ સુબળપુત્ર વૃષકના અશ્વ, સારથિ, ધનુષ, છત્ર, રથ તથા ધ્વજના, તીક્ષ્ણ બાણવડે તિલ તિલ જેટલા કટકા કરી બાણ સમુદાય તથા નાના પ્રકારના આયુધથી શકુનિ આદિ ગાંધારોને આકુળ કરતા વળી ક્રોધાવિષ્ટ થયેલા તેણે ઉગામેલા આયુધવાળા શૂરવીર એવા પાંચસો ગાંધારોને યમલોકમાં મોકલી દીધા. મહાબાહુ વૃષક, હણાએલા અશ્વવાળા રથમાંથી નીચે ઉતરી અચળ નામના પોતાના ભાઇના રથમાં ચઢી બેઠો અને બીજું ધનુષ ગ્રહણ કર્યું એ રીતે એક રથમાં બેઠેલા વૃષક તથા અચળ નામના બેઉ ભાઇઓ બાણના વરસાદથી વારંવાર અર્જુનને વિંધવા લાગ્યા હે મહારાજ! એ રીતે વૃષક તથા અચળ નામના મહાત્મા તમારા સાળાઓ વૃત્ર તથા બળ નામના દૈત્ય જેમ ઇન્દ્રને હણે તેમ અર્જુનને હણવા લાગ્યો વળી પ્રાપ્ત થયું છે નિશાન જેમને એવા તે બેઉ ગાંધાર, ગ્રીષ્મઋતુ સંબંધિ બે માસ તીક્ષ્ણ કિરણે કરી જેમ લોકને પીડે તેમ પાંડુપુત્ર અર્જુનને પીડવા લાગ્યા હે રાજન્! પુરૂષમાં સિંહરૂપ રથમાં બેઠેલા વૃષક તથા અચળ નામના રાજાઓને એક બાણે કરી અર્જુને હણ્યા હે રાજન્! તે વખતે સિંહ સરખા લાલ નેત્ર તથા મોટી ભુજાવાળા, સરખા લક્ષણવાળા, શૂરવીર તે બેઉ ભાઇઓ રથમાંથી નીચે પડ્યા બંધુજન છે પ્રિય જેમને એવા દશે દિશાઓમાં યશને વિસ્તારી પલાયન ન કરતા સંગ્રામમાં સામા ઉભા રહેનાર અર્જુનના બાણથી હણાઇ, રણભૂમિમાં પડેલા તે બેઉ મામાને જોઇ, હે વિશાંપતે! તમારા પુત્રોના નેત્રમાંથી અત્યંત અશ્રુ પડવા લાગ્યા એ રીતે સંગ્રામમાં હણાયેલા પોતાના ભાઇઓને જોઇ ઘણીક માયા જાણનાર શકુનિએ શ્રીકૃષ્ણ તથા અર્જુનને મોહ પમાડવા સારૂ માયાનો વિસ્તાર કર્યો તે કેવી રીતે કે લોઢાના સોટા, લોહના ગોળા, પાષાણ, તોપો, શક્તિઓ, ગદા, ભાલા, ખડ્ગ, ત્રિશૂળ, મોદાલિયો, પટા, લાકડિઓ, તલવાર, નખ, મુસલ, પરશુ, શૂલ સરખા ફળવાળા બાણ ક્ષુરપ્ર, નાલીક, વત્સદંત, તથા અસ્થિસંધ નામના બાણ ચક્ર, બાણ, ગુરજ તથા વિવિધ પ્રકારના બીજા સેંકડો આયુધ દિશા તથા વિદિશાઓમાંથી અર્જુન ઉપર પડવા લાગ્યા તેમજ ખર, ઉષ્ટ્ર, મહિષ, સિંહ, વ્યાઘ્ર, ગવય, ચિત્રા રીંછ, શ્વાન, ગૃધ્ર, વાનર, જલજંતુઓ, ભૂખ્યા થયેલા વિવિધ પ્રકારના રાક્ષસ તથા ક્રોધ પામેલા વિવિધ પ્રકારના પક્ષિઓ ચોતરફથી અર્જુન સામે દોડવા લાગ્યા તેમને જોઇ દિવ્યાસ્ત્ર જાણનાર, શૂરવીર કુંતિપુત્ર અર્જુને બાણ સમુદાયથી તત્કાળ તેમને હણ્યા એ રીતે શૂરવીર અર્જુને શ્રેષ્ઠ એવા દૃઢ બાણ કરી હણવા માંડેલા તે, મોટા શબ્દ કરતા ચોતરફ ભાગવા લાગ્યા વળી અર્જુનના રથ પ્રત્યે અંધકાર ઉત્પન્ન થયો તે અંધકારમાંથી ક્રૂર વાણી અર્જુનને તિરસ્કાર કરવા લાગી મહા સંગ્રામમાં ભય કરનાર તે ઘોર અંધકારને જ્યોતિષ નામના

મોટા ઉત્તમાસ્ત્રે કરી અર્જુને ટાળી નાખ્યો, તે વખતે અર્જુનના રથ ઉપર ભયંકર જળના ઓઘ ઉત્પન્ન થયા તેનો નાશ કરવા સારૂ અર્જુને આદિત્યાસ્ત્ર સાંધ્યુ, જેણે બહુધા કરી તે જલ શોષણ કરી લીધુ એ રીતે શકુનિએ બહુ પ્રકારની જે જે માયા કરી તે તે માયા અસ્ત્રબળે કરી હસતા હોય નહિ તેની પેઠે અર્જુને તત્કાળ નાશ કરી ત્રાસ પામેલો તથા અર્જુનના બાણથી હણાયલો શકુનિ વગવાન અશ્વકરી સાધારણ માણસની પેઠે પલાયન કરી ગયો તે સમયે શત્રુઓને પોતાનુ જલદી બાણ નાખવાપણુ દેખાડતા અર્જુને કૌરવોની સેના ઉપર ઘણાક બાણ નાખ્યા હે મહારાજ ! એ રીતે અર્જુને મારવા માડેલી તમારા પુત્રની સેના પર્વતને પ્રાપ્ત થઇ જેમ ગગા બે તરેહથી વિભાગને પામે, તેમ વિભાગને પ્રાપ્ત થઇ તે વખતે પુરૂષમા શ્રેષ્ઠ કેટલાક યોદ્ધાઓ દ્રોણની પાછળ અને કેટલાક દુર્યોધનની પાછળ જતા હતા રજથી વિટાયલા સૈન્યમા અર્જુનને અમે દેખતા પણ ન હતા. દક્ષિણ દિશામા સભળાતો ગાડીવનો શબ્દ, શખ, દુદુભિ તથા બીજા વાદિત્રોના શબ્દને અતિક્રમણ કરી ઠેઠ સ્વર્ગ પર્યંત જતો હતો, વળી દક્ષિણ બાજુમા વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર યોદ્ધાઓનું અર્જુન સાથે ભયકર યુદ્ધ થતુ હતુ હું તો દ્રોણની પાછળ જતો રહ્યો. હે ભારત ! એ રીતે યુધિષ્ઠિરના સૈન્ય, તે તે ઠેકાણે નાના પ્રકારના તમારા પુત્રના સૈન્યોને પ્રહાર કરતા હતા. અર્જુન પણ વખત જોઇ વાયુ જેમ વાદળાને નસાડે તેમ તમારા સૈન્યને નસાડતો હતો. ઘણા બાણનો વરસાદ કરતા ઇન્દ્રની પેઠે સામે આવતા ઉગ્ર પરાક્રમવાળા ને પુરૂષમા સિંહરૂપ તમારી તરફના કોઇપણ તેને વારી શક્યા નહિ એ રીતે અર્જુને મારવા મારેલા તેથી અત્યત વ્યથા પામેલા તે તે ઠેકાણે દોડતા તમારી તરફના ઘણાક યોદ્ધાઓ પોતાનાઓનેજ હણતા હતા. તે વખતે ગૃધ્રના પિછ બાધેલા, શત્રુના શરીરને છેદનાર, તીડ નામના જતુની પેઠે દશે દિશાઓમા જતા અર્જુનના મૂકેલા બાણ, તુરગ, રથિ, હસ્તિ તથા પદાતિને પણ ભેદી સર્પ જેમ રાફડામા જાય તેમ પૃથ્વીમા જતા હતા તે કુજરાદિક વિષે તેને બીજુ બાણ નાખવુ પડ્યું નહિ. કેવળ એક બાણથીજ પ્રાણ રહિત થઇ તે જુદા જુદા પૃથ્વીમા પડતા હતા અર્જુનના બાણવડે હણાયલા મનુષ્ય, હસ્તિ તથા અશ્વે કરી પરિપૂર્ણ અને શ્વાન તથા શૃગાલના કોલાહલે કરી વિચિત્ર પ્રકારનું રણાગણ શોભતુ હતુ વળી અર્જુનના બાણથી પીડાવાને લીધે પિતા પુત્રનો, પુત્ર પિતાનો તથા સુહૃદ, સુહૃદનો ત્યાગ કરતો હતો તેમ પોતાના રક્ષણ વિષે કરી છે મતિ જેમણે એવા અર્જુને પીડેલા તે, પોતાના વાહનનો પણ ત્યાગ કરતા હતા.

पितासुतं त्यजंति सुहृद्वर सुहृद् तथैव पुत्र पितरं शरातुरः ।
स्वरक्षणे कृतमतयस्तदाजनास्त्यजंति वाहनापि पार्थपीडितः ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि शकुनिपलायने गुर्जर-भाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥

## અધ્યાય ૩૧ મો. નીલનો વધ.

धृतराष्ट्र उवाच—तेष्वनीकेषु भग्नेषु पांडुपुत्रेण संजय ॥
चलितानां द्रुतानां च कथमासीन्मनो हि वः ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! એ રીતે પાંડુપુત્ર અર્જુને તે સૈન્યોમાં ભંગાણુ પાડયું તે વખતે ભાગતા તથા ચલાયમાન થયેના તમારૂં મન કેવું થયું હતું અને પાછા સ્થિતિને ઇચ્છતા ભંગાણુ પડેલા સૈન્યોનું પાછું સંધાન થવું પણ દુષ્કર છે માટે તે પણ કેમ થયું, તે મને કહે ? સંજય કહે છે—હે વિશાંપતે ! તે રીતે ભંગાણુ પડયું તોપણુ તમારા પુત્રનું પ્રિય કરવા ઇચ્છના તથા લોક વિષે પોતાના યશનું રક્ષણુ કરનાર કેટલાક દ્રોણુની પાછળ જતા હતા યુધિષ્ઠિર રાજા સમીપ આવ્યા અને અસ્ત્ર ઉદ્યુક્ત થયા તેને જોઇ ભયંકર એવા તે સંગ્રામમાં નિર્ભયની પેઠે આર્ય પુરૂષોના સરખા કર્મ કરતા લાગ જોઇ ઘણા તેજવાળા ભીમસેન, શૂરવીર સાત્યકિ તથા ધૃષ્ટદ્યુમ્ન સામે જવા લાગ્યા તે વખતે ક્રૂર બુદ્ધિવાળા પંચાલ યોદ્ધાઓ ‘ દ્રોણુને આક્રમણુ કરો ’ એમ કહી સૈન્યને પ્રેરણા કરવા લાગ્યા તમારા પુત્ર પણુ ‘ જાઓ દ્રોણુને આક્રમણુ મા કરો ’ એમ કહી સર્વ કૌરવોને પ્રેરણા કરવા લાગ્યા એ રીતે કેટલાક ‘ દ્રોણુને આક્રમણુ કરો, દ્રોણુને આક્રમણુ કરો ’ એમ કહેનાર તથા બીજા કેટલાક એને આક્રમણુ મા કરો, એમ બોલનાર કૌરવ તથા પાંડવોનું દ્રોણુને વાસ્તે યુદ્ધરૂપ દ્યૂત પ્રવર્તમાન થયું હતું તેમાં જે જે પંચાલોના રથ સમુદાયને દ્રોણાચાર્ય મંથન કરતા હતા. તે તે ઠેકાણે પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, સામે આવી ઉભો રહેતો હતો એ રીતે વિભાગથી વર્તતા દારૂણુ સંગ્રામમાં બેઉ સૈન્યમાના શૂરવીર ભયંકર શબ્દ કરતા પરસ્પર સામે જઈ યુદ્ધ કરતા હતા જેમાં શત્રુથી કંપાયમાન થયેલા પાંડવ, પૂર્વે તન્નિમિત્ત પ્રાપ્ત થયેલા, નાના પ્રકારના ક્લેશને સ્મરણુ કરી કૌરવ સૈન્ય ધ્રુજાવતા હતા ક્રોધવશ થયેલા લજ્જાવાન, દૈવે પ્રેરેલા મહા સંગ્રામમાં દ્રોણુને હણુતા તે, પ્રાણુનો ત્યાગ કરી ભય રહિત થઇ રણે વિચરતા હતા ભયંકર યુદ્ધમાં પ્રાણુનો ત્યાગ કરી ક્રીડા કરતા ઘણા તેજ-વાળાઓને લોહ તથા શિલાના સરખો ભયંકર સંપાત થતો હતો હે મહારાજ ! વૃદ્ધોને પણુ તેવો સંગ્રામ પૂર્વે જોયેલો તથા સાંભળેલો સ્મરણુ આવતો ન હતો શૂરવીરોનો છે ક્ષય જેમાં એવા તે મોટા સંગ્રામમાં, સૈન્ય સમુદાયના અતિ ભારથી પીડિત થયેલી પૃથ્વી જાણે કંપતી હોય નહિ તેવી થતી હતી ચોતરફ ઘૂર્ણાયમાન થયેલા કૌરવ સૈન્યનો અત્યંત ભયંકર શબ્દ, સ્વર્ગને સ્તબ્ધ કરી યુધિષ્ઠિરના સૈન્યમાં પ્રવેશ કરતો હતો તે વખતે સંગ્રા-મમાં વિચરતા દ્રોણાચાર્યે, તીક્ષ્ણુ બાણોએ કરી પાંડવ સૈન્યનું ભંગાણુ કરવા માંડયું, તે જોઇ સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ને ત્યાં આવી સૌને વારી રાખ્યા દ્રોણુ તથા પાંચાલ્યનું, જેની કોઇને ઉપમા અપાય નહિ એવું આશ્ચર્યરૂપ યુદ્ધ થયું બાણુરૂપી તણુખા તથા ધનુષરૂપી જ્વાળાવાળો અનળ સરખો નીલરાજા, શુષ્ક તૃણુના ઢગને જેમ અગ્નિ બાળે તેમ કૌર-વની સેનાને બાળવા લાગ્યો એવી રીતે સૈન્યને બાળતા તેને પ્રતાપવાન દ્રોણુપુત્રે આવી રીતે વચન કહ્યું કે, હે નીલ ! તારા યોદ્ધાઓએ બાણુરૂપી જ્વાળાથી ઘણાકને બાળ્યા, તેણે કરી શું ? મારી સાથે યુદ્ધ કર અને ક્રોધાયમાન થઈ જલદી મને પ્રહાર કર એવા તેના વચન સાંભળી પ્રફુલ્લિત કમળ સરખા નેત્રવાળા નીલે, પદ્મપત્ર સરખા નેત્ર તથા પદ્મ સમુદાય સરખા આકારવાળા તેને બાણે કરી વિંધ્યો અશ્વત્થામાએ પણુ તીક્ષ્ણુ કરેલા ભલ્લ નામના ત્રણુ બાણેકરી શત્રુનું ધનુષ, ધ્વજ તથા છત્ર કાપી નાખ્યું હાથમાં શ્રેષ્ઠ ખડ્ગ તથા ઢાલ ગ્રહણુ કરી પક્ષિની પેઠે વેગે કરી રથમાંથી નીચે કૂદી અશ્વત્થામાનું મસ્તક કાપવા તૈયાર થયો. એટલામાં તો હે અનઘ ! આશ્ચર્યને પ્રાપ્ત થયા હોય નહિ તેની પેઠે અશ્વત્થામાએ ભલ્લ નામના બાણે કરી ઉન્નત ખભા તથા સુંદર નાસિકાથી શોભતું કુંડળ સહિત તેનું મસ્તક કાપી

નાખ્યુ તે જ વખતે પૂર્ણ ચદ્ર સરખુ મુખ અને કમળપત્ર સરખા નેત્રે કરી શોભતો પદ્મ-પત્ર સરખી કાંતિવાળો, ઉચ્ચ શરીર તથા પ્રજ્વલિત તેજવાળો તે પૃથ્વી ઉપર પડ્યો, તેને જોઇ અત્યત આકુળ થયેલી પાડવ સેના, ઘણીજ વ્યથા પામવા લાગી તે વખતે હે મારિષ ! પાડવોમાના સરવે મહારથિઓ આવી રીતે વિચાર કરવા લાગ્યા કે આ સમે અર્જુન, સેનાની દક્ષિણ બાજુમા બાકી રહેલા સશપ્તક તથા નારાયણ સૈન્યનો નાશ કરે છે માટે શત્રુઓ થકી આપણી કેવી રીતે રક્ષા કરશે

दक्षिणेन तु सेनाया कुरुते कदनबली ॥
संशप्तकावशेषस्य नारायणबलस्य च ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि नीलवधे गुर्जरभाषाया-मेकत्रिंशोऽध्याय: ॥ ३१ ॥

## અધ્યાય ૩૨ મો. સંકુલ યુદ્ધ.

संजय उवाच—प्रतिघात तु सैन्यस्य नामृष्यत वृकोदर: ॥
सोऽभ्याहनद्गुरु षष्ठ्या कर्णं च दशभि शरै ॥

સજય કહે છે —હે ધૃતરાષ્ટ્ર ! તે વખતે પોતાના સૈન્યના થતા પ્રતિઘાતને ન સહન કરી શકતા ભીમસેને સાઠ ગુરૂ ઉપર તથા દશ બાણ કર્ણ ઉપર નાખ્યા અને તેના જીવિ-તના અતને ઇચ્છતા દ્રોણે પણ તીક્ષ્ણ ધારવાળા સરળ બાણ એના મર્મસ્થાન વિષે નાખ્યા તે પછી તરત બાણ ફેકવા ઇચ્છતા કર્ણે બાર, અશ્વત્થામાએ સાત, તથા દુર્યોધને છ બાણ નાખ્યા મહા બળવાન ભીમસેન પણ પચાસથી દ્રોણને, દશથી કર્ણને, બારે કરી દુર્યોધનને તથા આઠે કરી અશ્વત્થામાને વિધી મોટો શબ્દ કરી સગ્રામમા તેમની સામે ઉભો રહ્યો તે સમયે સગ્રામમા પ્રાણ ત્યાગ કરતા મરણતુલ્ય અવસ્થાને પ્રાપ્ત થયેલા ભીમસેનને જોઇ યુધિષ્ઠિરે પોતાની તરફના યોદ્ધાઓને કહ્યુ કે, ભીમસેનની રક્ષા કરો એવા તેમના વચન સાભળી અત્યત ક્રોધયમાન થયેલા પુરૂષમા શ્રેષ્ઠ સાત્યકિ આદિ લઇ મહા પરાક્રમી તે યોદ્ધાઓ તથા નકુળ સહદેવ પણ ભીમસેન સમીપ ગયા એટલામા મોટા શ્રેષ્ઠ ધનુષોએ રક્ષા કરેલા મહા પરાક્રમી ભીમસેનાદિક રથિઓ દ્રોણ સૈન્યને ભેદવા સમે આવવા લાગ્યા સગ્રા-મમા યુદ્ધ કરનાર, શૂરવીર સામે આવતા તે મહારથિઓને રથિમા શ્રેષ્ઠ દ્રોણાચાર્યે અવ્યગ્ર ચિત્તથી વારી રાખ્યા પાડવ તરફના યોદ્ધાઓ મૃત્યુનો ભય મૂકી કૌરવ સૈનિકોની સામે જવા લાગ્યા તે વખતે ઘોડેસ્વાર ઘોડેસ્વારને, તથા રથિઓ રથિઓને મારતા હતા પુરૂષ શબ્દ જેમા સભળાય છે એવુ શક્તિ, ખડ્ગ, તથા ફરશીનુ અત્યત ભયકર યુદ્ધ થતુ હતુ, અને પરસ્પર હસ્તિઓ સામે આવ્યા ત્યારે પણ અત્યત દારૂણ યુદ્ધ થયુ હે મારિષ ! બાણથી હણાયલો પુરૂષ, એક હસ્તિ ઉપરથી, બીજો અશ્વ ઉપરથી તથા ત્રીજો રથમાથી એ રીતે નીચે મસ્તકે પડતા હતા વળી યુદ્ધમા કવચ રહિત થઇ પડતા પુરૂષને વક્ષ સ્થળથી પકડી હસ્તિઓ હણતા ને કાયા ઉપરથી મસ્તકનુ છેદન કરતા હતા. તેમ કેટલાક હસ્તિઓ સગ્રામમા પડતા

પુરૂષોને મર્દન કરતા હતા કેટલાક હસ્તિઓ દાંતવડે પૃથ્વીનો સ્પર્શ કરી ઘણાક રથિઓને ભેદતા હતા બીજા કેટલાક દાંતમા વળગી રહ્યા છે મનુષ્યના અંત્ર જેમને એવા હસ્તિઓ સેકડો મનુષ્યોને મર્દન કરતા સંગ્રામમા ભમતા હતા કેટલાક હસ્તિઓ સંગ્રામમા પડેલા લોહના કવચવાળા નર, અશ્વ, રથ તથા કુંજરોને નળ નામના સ્થળ તૃણને જેમ ફેંકે તેમ ફેંકતા હતા કેટલાક લજ્જાવાન રાજાઓ ગૃધ્ર પક્ષિઓ પિછરૂપી વસ્ત્રવાળા અત્યંત દુ:ખરૂપ શયનોમા સૂતા હતા વળી સંગ્રામમા રથે કરી સામે આવી પિતા પુત્રને તથા મોહને લીધે પુત્ર પિતાને મારતો હતો, એ રીતે નિર્મર્યાદ યુદ્ધ થતુ હતુ કોઇ સ્થાનકે ભંગેલો રથ, ધ્વજ તથા ભાંગેલુ છત્ર પણ પૃથ્વીપર પડતુ હતુ કોઇ સ્થાનકે એક ધુંસરી ભાગી ગયેલા રથને ખેંચી ઘોડા દોડયા જતા હતા કોઇ સ્થાનકે ખડ્ગ સહિત હસ્ત તથા કુંડલ સહિત શૂરવીરોના મસ્તક પડતા હતા કોઇ સ્થાનકે બળવાન હસ્તિએ આક્ષેપ કરી અત્યંત ચૂર્ણ કરેલો હસ્તિ તથા રથિએ નારાચ નામના બાણે કરી મારેલો હસ્તિ રણભૂમિ પર પડતો હતો કોઇ ઠેકાણે હસ્તિએ અત્યંત હણેલા સવાર સહિત અશ્વ પડતા હતા એ રીતે અત્યંત દારૂણ મર્યાદ વગરનુ યુદ્ધ થતુ હતુ

કોઇ ઠેકાણે હે તાત ! હે પુત્ર ! હે સખે ! અરે તુ ક્યા છુ ? ઉભો રહે ક્યા દોડો છો ? હાસ્ય ક્રીડા તથા ગર્જના કરી ' આને માર આને માર ' એ રીતે ઉચ્ચારણવાળી વિવિધ પ્રકારની વાણી સંભળાતી હતી તેમ નર, અશ્વ તથા હસ્તિનું રૂધિર વહેતાને પ્રાપ્ત થયુ ને તે રૂધિરને લીવે પૃથ્વી સંબંધી રજ શાંત થઈ આવા ભયંકર યુદ્ધાંગણને જોઇ ભીરૂ પુરૂષોને મોહ પ્રાપ્ત થતો હતો તે વખતે મહા સંગ્રામમા શૂરવીર પુરૂષ, સામેના શૂર-વીરના ચક્ર સાથે પોતાના રથનુ ચક્ર લગાડી બાણ નાખવાનો તેનો વખત ખોઇ, ગદાથી તેનુ મસ્તક કાપી નાખતા હતા તેમજ નિરાશ્રય એવા તે મહા સંગ્રામમા આશ્રયને ઇચ્છતા શૂરવીરોનુ દાંત તથા નખે કરી દારૂણ યુદ્ધ, મુષ્ટિયુદ્ધ તથા કેશપરામર્ષ થતો હતો જેમા શૂર વીરનો ઉગામેલો ખડ્ગ સહિત બાહુ કપાઈ ગયો હતો તેમજ કોઇનો ધનુષ સહિત, કોઇનો બાણ સહિત તથા કોઇનો અંકુશ સહિત હણાઇ જતો હતો કોઈ કોઇને આક્રોશ કરતો હતો તથા કોઇ વિમુખ થઇ ભાગતો હતો કોઇ શૂરવીર સામે આવેલા બીજા શૂરવીરનુ કાયા ઉપરથી મસ્તક પાડતો હતો કોઇ મોટેથી શબ્દ કરી ભાગતો હતો બીજો તેનો શબ્દ સાંભળી ત્રાસ પામતો હતો બીજા કેટલાક તીક્ષ્ણ બાણે કરી પોતાના તથા પારકાઓને મારતા હતા, અને કોઇ શૂરવીરે નારાચ નામના બાણે કરી હણેલો પર્વત સરખો હસ્તિ ગ્રીષ્મઋતુમા જેમ નદીનો તટ પડે તેમ પડતો હતો કોઈ ઠેકાણે પર્વત સરખો મદ ઝરતો હસ્તિ, અશ્વ તથા સારથિ સહિત રથને પગે હણતો સામે આવી ઉભો રહેતો હતો એવા મહા સંગ્રામમાં અસ્ત્ર શીખેલા શૂરવીર, રૂધિરથી વ્યાપ્ત અંગવાળા, પ્રહાર કરતા શૂરવીરોને જોઈ ઘણાક દુર્બળ હૃદયવાળા ભીરૂ પુરૂષોને મોહ પ્રાપ્ત થતો હતો એવી રીતે થતા સંગ્રામમા કોઈ પણ જણાતુ ન હતુ સૈન્યમાથી ઉડતી રજે કરી મર્યાદા પણ રહેતી ન હતી તેટલામા સેનાપતિએ ' આ કાળ છે ' એમ કહી જલદી પાંડવોને ઉતાવળા કર્યા તેની આજ્ઞાથી બાહુશાળી પાંડવો તળાવ પ્રત્યે જેમ હંસ જાય તેમ પ્રહાર કરત દ્રોણના રથ પ્રત્યે દોડયા, તે વખતે દ્રોણ રથ પ્રત્યે ' એને ગ્રહણ કરો, દોડો, ભય પમાડો તથા મારો, ' એ રીતે ભયંકર શબ્દ થતો હતો દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, રાજા જયદ્રથ, અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ તથા શલ્યે એઓને વારી રાખ્યા કોઇથી દુ:ખે કરી મર્દન થાય નહિ તથા વારી શકાય નહિ એવા આર્યધર્મે કરી યુક્ત પાંડવ

સહિત બાણથી પીડાયલા પચાલોએ દ્રોણનો ત્યાગ ન કર્યો, તેથી અતિ ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્યે સેકડો બાણે કરી ચેદિ પચાલ તથા પાડવોનો ક્ષય કર્યો હે મારિષ ! તે વખતે તેની પ્રત્યચા તથા મોજાનો વજ્ર સરખો શબ્દ ઘણાક માણસોને ત્રાસ પમાડતા સર્વ દિશાઓમા સભળાતો હતો, એટલામા અર્જુન ઘણાક સશપ્તકોને જીતી જે ઠેકાણે દ્રોણાચાર્ય પાડવોને મર્દન કરતા હતા ત્યા આવ્યો માણના ઓઘરૂપી મોટા આવર્ત્તવાળા રૂધિરરૂપી છે ઉદક જેમા એવા મોટા દ્રહરૂપી સશપ્તકોને તરી અર્જુન દેખાયા, તે વખતે સૂર્ય સરખા તેજવાળા, કીર્તિમાન, અર્જુનના વાનરધ્વજરૂપી દેદિપ્યમાન ચિન્હને અમે જોતા હતા એ રીતે અસ્રોત કિરણોવડે સશપ્તક સમુદ્રને શોષણ કરી પાડવરૂપી પ્રલય સમયનો સૂર્ય કૌરવોને પણ તપાવવા લાગ્યો પ્રલય સમય વિષે ઉદય પામેલા ધૂમકેતુનો તારો જેમ સર્વ પ્રાણિઓને બાળે તેમ અર્જુન, શસ્ત્રના તેજે કરી સર્વ કૌરવોને બાળવા લાગ્યો તેણે કરી બાણના ઓઘથી મારવા માડતા ગજ, અશ્વ, તથા રથ ઉપરથી યુદ્ધ કરનારા, છૂટા છે કેશ જેમના એવા થઇ પૃથ્વી ઉપર પડવા લાગ્યા બાણથી પીડિત થયેલા કેટલાક, આર્ત્ત શબ્દ કરી પ્રાણ રહિત થઇ રણભૂમિમા શયન કરતા હતા એમાથી કોઇ પાછા ઉઠતા હતા તેમને, વિમુખ થયેલા તથા પડેલાઓને શૂરવીરના વ્રતનુ સ્મરણ કરાવી તે મારતો ન હતો વળી વિખરાઇ ગયા છે વિચિત્ર પ્રકારના રથ જેમના એવા વિમુખ થયેલા કેટલાક કૌરવો ‘ હે કર્ણ ! હે કર્ણ ! ’ એ રીતે આક્રોશ કરતા હતા શરણ ઇચ્છતા તેમનો પીડિત સ્વર સાભળી રથિમા શ્રેષ્ઠ, સર્વ ભારતને હર્ષ કરાવનાર અધિરથ પુત્ર કર્ણે, ‘ અરે તમે બીઓ મા ’ એમ પ્રતિજ્ઞા કરી અર્જુન સામે આવી અસ્ત્ર જાણનારમા શ્રેષ્ઠ તેણે આગ્નેયાસ્ત્ર સાધ્યુ તેમાથી આવતા બાણ સમુદાયને અર્જુને સામા બાણ નાખી ખડિત કર્યો તેમજ કર્ણે પણ પ્રજ્વલિત તેજવાળા તેના બાણને ખડિત કરી અસ્ત્રવડે અસ્ત્રને વારી તેની ઉપર બાણ નાખતાં મોટો સિહનાદ કર્યો તે વખતે ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન તથા મહારથિ સાત્યકિએ કર્ણ સામે આવી ત્રણ ત્રણ બાણે કરી એને વિધ્યો રાધાપુત્ર કર્ણે પણ બાણના વરસાદથી અર્જુનના અસ્ત્રને વારી ત્રણ બાણે ધૃષ્ટદ્યુમ્નાદિ ત્રણેના ધનુષ કાપી નાખ્યા કપાયેલા ધનુષવાળા નિર્વિષ સર્પ સરખા તે ત્રણે શૂરવીરોએ સિહનાદ કરી કર્ણ ઉપર શક્તિઓ નાખી મોટા વેગવાળી સર્પ સરખી દેદિપ્યમાન પોતાના સામે આવતી તે મોટી શક્તિઓને ત્રણ ત્રણ બાણથી કાપી અર્જુન ઉપર બીજા બાણ નાખી બળવાન કર્ણે સિહનાદ કર્યો અર્જુને પણ સાત બાણથી રાધાપુત્ર કર્ણને વિધી તીક્ષ્ણ કરેલા બાણે કરી તેના નાના ભાઇને હણ્યો પછી બાણે કરી શત્રુજયને મારી ભલ્લ નામના બાણવડે રથમાથી વિપાટનુ મસ્તક પણ તત્કાલ કાપી નાખ્યુ એ રીતે અર્જુને તમારા પુત્રો જોતા કર્ણની સન્મુખ તેના ત્રણ ભાઇઓને માર્યા તે પછી ભીમસેને ગરૂડની પેઠે પોતાના રથમાથી નીચે કૂદી શ્રેષ્ઠ ખડ્ગે કરી કર્ણ પક્ષના પદર યોદ્ધાઓને માર્યા

વળી રથમા બેસી બીજુ ધનુષ લઇ દશથી કર્ણને તથા પાચ બાણે કરી તેના સારથિ તથા અશ્વને વિધ્યા ધૃષ્ટદ્યુમ્ને પણ શ્રેષ્ઠ ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી રથમાથી નીચે ઉતરી ચદ્રવર્મા તથા નૈષધ બૃહત્ક્ષત્રને હણી પાછા પોતાના રથમા બેસી બીજુ ધનુષ લેઇ સિહનાદ કરી તોતેર બાણે કરી કર્ણને વિધ્યો ચદ્ર સરખી કાતિવાળા સાત્યકિએ પણ બીજુ ધનુષ ગ્રહણ કરી સિહનાદ કરતા ચોસઠ બાણે કરી કર્ણને વિધી સારી રીતે મૂકેલા ભલ્લ નામના બાણ વડે તેનુ ધનુષ કાપી વળી ત્રણ બાણ, એના બે બાહુ તથા વક્ષસ્થળ પર નાખ્યા

દુર્યોધન, દ્રોણ તથા જયદ્રથ રાજાએ સાત્યકિરૂપ સમુદ્રમા બૂડતા કર્ણનો ઉદ્ધાર કર્યો, તે સમયે તમારી તરફના પાયદલ અશ્વ, રથ તથા સેકડો માતંગ ભયભીત થઇ કર્ણની પાછળ દોડવા લાગ્યા ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન, સુભદ્રા પુત્ર અભિમન્યુ અર્જુન, નકુળ તથા સહદેવ એ પાંડવ તરફના યોદ્ધાઓ સંગ્રામમા સાત્યકિની રક્ષા કરતા હતા એ રીતે પ્રાણનો ત્યાગ કરી યુદ્ધ કરતા તમારા તથા પારકાઓનો સર્વ યોદ્ધાઓના ક્ષય વાસ્તે મહા ભયંકર સંગ્રામ થતો હતો જેમા પાયદળ, રથ હસ્તિ તથા અશ્વ, ગજ, અશ્વ રથ તથા પાયદલ સાથે યુદ્ધ કરતા હતા કોઇ ઠેકાણે રથિઓ, હસ્તિ, પાયદલ તથા અશ્વ સાથે, તેમજ રથ તથા પાયદળ, રથ તથા હસ્તિ સાથે યુદ્ધ કરતા હતા કોઇ ઠેકાણે અશ્વ સાથે અશ્વ, હસ્તિ સાથે હસ્તિ, તથા રથિ સાથે રથિઓ યુદ્ધ કરતા હતા. કોઇ સ્થાનકે પાયદળ સાથે મળેના પાયદળો દેખાતા હતા એ રીતે માંસ ખાનાર પ્રાણિઓને હર્ષ કરનાર મોટાઓ સાથે સન્મુખ આવેલા આપણા તરફનાઓનુ યમના દેશને વધારનાર એવુ સંકુલ યુદ્ધ થતુ હતુ તેમા કેટલાક પાયદળ, રથ, અશ્વ, તથા હસ્તિઓએ અનેક હસ્તિ, રથ, પાયદળ તથા અશ્વોને હણ્યા હસ્તિઓએ હસ્તિઓને, ઉગામેલા આયુધવાળા રથિઓએ રથિઓને, ઘોડેસ્વારોએ ઘોડેસ્વારોને, તથા પાયદળના ગણોએ પાયદળોને માર્યા તેમજ રથો હસ્તિને, શ્રેષ્ઠ હસ્તિઓએ મોટા અશ્વોને, અશ્વો પાયદળોને તથા શ્રેષ્ઠ રથિઓ શ્રેષ્ઠ અશ્વોને મારતા હતા. મથન થયેલા છે કવચ તથા ભૂષણ જેમના એવા જીહા, દાત તથા નેત્ર વિનાના તે પૃથ્વીમા પ્રાણ વગરના થઇ પડયા હતા વળી મહા સંગ્રામમા કેટલાક અનેક તરેહના શ્રેષ્ઠ આયુધથી નાશ પામ્યા કેટલાક ઘોડા તથા હસ્તિના પગથી કચરાઇ મરણ પામ્યા તથા કેટલાક રથના પાટાથી ચગદાઇ ગયા એ રીતે માંસ ખાનાર પશુ, પક્ષિ તથા રાક્ષસોને આનંદ આપનાર તે દારૂણ સંગ્રામમા, પરસ્પર નાશ કરતા કોપેલા બળવાન યોદ્ધાઓ વિચરતા હતા પછી અસ્ત થનાયમાન પરસ્પર સામે જોતા રૂધિરના ઓઘથી વ્યાપ્ત એવા બેઉ સૈન્ય, સૂર્ય અસ્તાચળ પ્રત્યે ગયો તે સમે ધીરેધીરે પોતપોતાના તંબુ પ્રત્યે ગયા

> ततो बले भृशलुलिते परस्परं निरीक्षमाणे रुधिरौघसंप्लुते ॥
> दिवाकरेस्त गिरिमास्थितं शनैरुभे प्रयाते शिबिराय भारत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संशप्तकवधपर्वणि द्वितीयदिवसावहारे गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

## અધ્યાય ૩૩ મો. અભિમન્યુ વધ પર્વ.

### अभिमन्युवध पर्व

> संजय उवाच—पूर्वमस्मासु भग्नेषु फाल्गुने नामितौजसा ॥
> द्रोणे च माघसकल्पे रक्षिते च युधिष्ठिर ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! અમિત તેજવાળા અર્જુને પૂર્વે અમારા લોકમા ભગ્ગાણ

પાડયુ અને દ્રોણનો સંકલ્પ ફોગટ થયો તથા યુધિષ્ઠિરનો બચાવ ગયો. યુદ્ધમા વિધ્વસ્ત થયા છે કવચ જેમના, પરાજય પામેલા, રજે કરી વ્યાપ્ત, અત્યત ઉદ્વિગ્ન, દશે દિશાઓ સામે જોતા, પાડવના બાણથી હણાયેલા, સગ્રામમા ઉપહાસ્ય પામેલા અને અર્જુન વિષે રહેલા ઘણાક ગુણ તથા તે વિષે રહેલુ શ્રીકૃષ્ણનુ સૌહાર્દ પણ સૈનિકજનના મુખથી સાભળી, ધ્યાને કરી મુગાપણાને પ્રાપ્ત થયેલા, લોકાપવાદ યુક્ત તમારી તરફનાઓએ દ્રોણાચાર્યના સમતથી સૈન્યનો અવહાર કર્યો પછી પ્રાતકાળમા ઉઠી સ્નેહ, અભિમાન તથા દ્વેષિઓની વૃદ્ધિથી ખેદ યુક્ત મનવાળા, વાકય બોલવામા ચતુર દુર્યોધને સર્વ યોદ્ધાઓ સાભળતા દ્રોણાચાર્યને કહ્યુ કે, હે દ્વિજસત્તમ! જરૂર અમે તમારા વધ્યપક્ષમા છીએ, એમા સશય નહિ, નહિ તો સમીપ પ્રાપ્ત થયેલા યુધિષ્ઠિરને તમે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે કેમ ગ્રહણ ન કરો? તેમજ તમો, સગ્રામમા ચક્ષુગોચર થયેલા શત્રુને પકડવા તથા મારવા ઇચ્છો તો તેને દેવના સહિત પાડવો પણ રક્ષણ કરવા સમર્થ થાય નહિ, માટે તમે પૂર્વે પ્રસન્ન થઇ મને વર આપી પછી અન્યથા કર્યું, પણ તમોને એમ કરવુ ઘટે નહિ. કારણ શ્રેષ્ઠ પુરૂષો પોતાના ભક્તની આશાનો ભગ કરતા નથી એવા દુર્યોધનના વખાણ સાભળી અપ્રસન્ન થયેલા દ્રોણાચાર્ય, દુર્યોધન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે દુર્યોધન! તારૂ પ્રિય કરવા ઇચ્છના મને તું આવી રીતે કહેવા યોગ્ય નથી હુ તો શુ પણ સુર, અસુર, ગધર્વ, યક્ષ, રાક્ષસ તથા સર્પ સહિત તમામ લોકો પણ અર્જુને રક્ષા કરેલાને જીતવા સમર્થ થઇ શકે નહિ. જ્યા વિશ્વના સરજનાર ગોવિંદ ભગવાન વિરાજમાન છે તથા સેનાપતિ અર્જુન છે ત્યા સમર્થ મહાદેવ વિના બીજા કોનુ બળ તેને અતિક્રમણ કરે? હે તાત! વળી જો આજ એક સત્ય પ્રતિજ્ઞા કરૂં છુ કે આજ કોઇ એક પણ અત્યત શ્રેષ્ઠ મહારથિને હુ પાડીશ. એ વચન અન્યથા નહિ થાય. તેમ દેવતાઓ પણ ભેદી શકે નહિ એવો વ્યૂહ રચીશ, તથાપિ હે રાજન્! કોઇ ઉપાયે કરી અર્જુનને દૂર લેઇ જજો. કારણ સગ્રામમા તેણે અસાધ્ય તથા ન જાણેલુ એવુ કઇ પણ છે નહિ મારાથી તથા બીજેથી કળા સહિત સર્વ સૈનિક જ્ઞાન તેણે મેળવેલુ છે દ્રોણના વચન સાભળી બાકી રહેલા સશપ્તકગણે દક્ષિણ દિશામા જઈ અર્જુનને યુદ્ધ વાસ્તે બોલાવ્યો. શત્રુઓ સાથે અર્જુનનો કદી જોએલો નહિ તથા સાભળેલો પણ નહિ એવો અતિ દારૂણ સગ્રામ થયો હે રાજન્! તે વખતે દ્રોણે રચેલો વ્યૂહ દુખિત દૃષ્ટિવાળાને અત્યત તપાવતો મધ્યાન્હનો સૂર્ય શોભે તેમ શોભતો હતો હે ભારત! દુખેકરી ભેદાય નહિ એવા તે ચક્રવ્યૂહને યુધિષ્ઠિરના કહેવાથી અનેક પ્રકારે અભિમન્યુએ ભેદ્યો એ રીતે તેણે દુષ્કર કર્મ કરી હજારો શૂરવીરને હણી દ્રોણ, અશ્વત્થામા, કૃપ, કર્ણ, ભોજ તથા શલ્ય એ છ મહાવીર સાથે યુદ્ધ કરી દુશાસનના પુત્રને વશ થઇ પોતાના પ્રાણ ત્યાગ કર્યા. પરમ સતુષ્ટ થયેલા આપણે તથા શોકકર્શિત પાડવોએ સૈન્યનો અવહાર કર્યો સંજયના વચન સાભળી ધૃતરાષ્ટ્રે પૂછયુ કે, હે સજય! નથી પ્રાપ્ત થઇ યુવાવસ્થા જેને એવા પુરૂષમા સિંહરૂપ અર્જુનના પુત્રને હણ્યો સાભળી મારૂ મન વિદીર્ણ થાય છે તેમ ધર્મના કર્તાઓએ આ ક્ષાત્રધર્મ પણ અતિદારૂણ કહેલો છે, કારણ કે ધર્મને આચરી રાજ્યને ઇચ્છતા શૂરવીરો, બાળક ઉપર અસ્ત્ર નાખે છે હે ગાવલ્ગણે! અત્યત સુખી તથા નિર્ભયની પેઠે વિચરતા બાળકને, અસ્ત્ર શીખેલા ઘણાકે કેમ માર્યો? તેમ હે સજય! રથ સૈન્યને ભેદવા ઇચ્છતા ઘણા તેજવાળા સુભદ્રા પુત્રે સગ્રામમા કેવી રીતે ક્રીડા કરી તે પણ મને કહે ધૃતરાષ્ટ્રના વચન સાભળી સજયે કહ્યું કે, હે રાજન્! સુભદ્રાપુત્રનું પડવુ કેવી રીતે થયુ તે તમો મને પૂછો છો વાસ્તે

સાવધાન થઇ સમગ્ર વૃત્તાંત કહું તે સાભળો સૈન્યને ભેદવા ઇચ્છતા કુમારે જે રીતે યુદ્ધમા ક્રીડા કરી તથા નાશ સમયે દુ સાધ્ય એવા શૂરવીરો જે રીતે કલેશને પ્રાપ્ત થયા તે કહું તે સાભળો ઘણાક છે ગુચ્છ, તૃણ તથા દ્રુમ જેમા એવા અરણ્યમા ચોતરફથી ઉઠેલા દાવાનળે કરી પ્રાપ્ત વનવાસિઓના જેવો ભય તમારી તરફનાઓને ઉત્પન્ન થયો

दावाग्न्यभिपरीतानां भूरि गुल्मतृणद्रुमे ।
वनौकसामिवारण्ये त्वदीयानामभूद्भय ॥

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणिण्यभिमन्युवधसंक्षेपकथने गुर्जरभाषाया त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥**

## અધ્યાય ૩૪ મો. ચક્રવ્યૂહ નિર્માણ.

**संजय उवाच—समरेत्युग्रकर्माण कर्माभिर्व्यजितश्रमा ।**
**सकृष्णाः पाडवा पचदैवेरपि दुरासदाः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! અતિ ઉગ્ર કર્મવાળા, જીતેલો છે શ્રમ જેણે એવા કૃષ્ણ સહિત પાચ પાડવોને દેવતાઓ પણ દુ ખે કરી સહન કરી શકે નહિ, તેમ બળ, કર્મ, વશ, બુદ્ધિ, કીર્તિ, યશ તથા શોભાએ કરીને પણ એમના સરખા ગુણવાળો કોઇ પુરૂષ થયો નથી અને થશે પણ નહિ સત્યધર્મમા તત્પર, ઇંદ્રિયોને નિયમમા રાખનાર યુધિષ્ઠિર રાજા તો વિપ્ર પૂજાદિક ગુણેકરી નિરતર સ્વર્ગનેજ પ્રાપ્ત થયા છે તેમ હે રાજન્ ! પ્રલય સમયનો કાળ, પરાક્રમી પરશુરામ તથા રથમા બેઠેલા ભીમસેન એ ત્રણેય સરખા છે સગ્રામમા પ્રતિજ્ઞા કરવા વિષે ચતુર ગાડિવ ધનુષ ધરનાર અર્જુનની ઉપમા આપવા લાયક પૃથ્વી વિષે હુ કોઇને જોતો નથી ગુરૂ વાત્સલ્ય કૃત તથા કર્તવ્ય કર્મનુ અપ્રકાશન, વિનય, ઇન્દ્રિયોનો નિગ્રહ, સૌંદર્ય તથા શૌર્ય, એ છ ગુણ નકુળ વિષે નિરતર રહેલા છે શ્રુત, ગાંભીર્ય, માધુર્ય, સત્ય, રૂપ તથા પરાક્રમે કરી શૂરવીર સહદેવ અશ્વિનીકુમાર સરખો છે એ રીતે પાચ પાડવો વિષે તથા શ્રીકૃષ્ણ વિષે જે જે મહાગુણો રહેલા છે તે સર્વ એક અભિમન્યુ વિષે દેખાતા હતા અભિમન્યુ પરાક્રમે કરી, યુધિષ્ઠિર ચરિતે કરી, શ્રીકૃષ્ણ કર્મેકરી, ભીમસેન રૂપ તથા પરાક્રમે કરી અને અર્જુન શ્રુતે તથા વિનયેકરી, નકુલ તથા સહદેવ સરખો હતો

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સૂત ! કોઇ સ્થાનકે પરાજય પામેલો નહિ એવો અભિમન્યુ સગ્રામમા કેમ હણાયો ? એ સમગ્ર વૃત્તાત હુ સાભળવાને ઇચ્છુ છુ સંજય કહે છે—હે મહારાજ ! તે વૃત્તાત વિષે થયેલો મોટો બધુઓનો નાશ હુ કહુ તે સાભળો સ્થિર થઇ દુ ખે કરી ધારી શકાય નહિ એવા શોકને ધારણ કરો હે મહારાજ ! આચાર્યે ચક્રવ્યૂહ રચેલો હતો તેમા ઇન્દ્રની જેમને ઉપમા અપાય એવા રાજાઓને ઉભા રાખ્યા હતા તેના આરાસ્થાન વિષે સૂર્ય સરખા કાતિવાળા સર્વ રાજકુમાર ઉભેલા હતા સુવર્ણથી શોભિતા ધ્વજ

વાળા રક્તવસ્ત્ર, રક્ત આભરણુ તથા રક્ત પતાકાવાળા સુવર્ણની માળાથી દિપાયમાન, ચદન તથા અગરચંદને કરી લીપાએલ અગવાળા, સૂક્ષ્મ વસ્ત્ર ધરેલા, તેઓ હતા તેઓ અભિમન્યુ સાથે યુદ્ધ કરવા સારૂ એકઠા મળી સજ્જ થઈ ઉભેલા હતા તેમા દઢ ધનુષવાળા દશ હજાર, પ્રિય છે દર્શન જેનુ એવા તમારા પૌત્ર લક્ષ્મણુને આગળ કરી એક બીજાના હિતમા તત્પર, સમાન છે પરસ્પરનુ દુ ખ જેમને એવા સ્પર્ધા કરનાર યુદ્ધ વાસ્તે તૈયાર થઇ ઉભા હતા હે રાજેદ્ર ! શ્વેત છે છત્ર જેની ઉપર, કર્ણ, દુ શાસન, તથા કૃપાદિક મહારથિથી વિંટાયલો ઇન્દ્ર સમાન શોભિતો દુર્યોધન તો ચામર તથા વ્યજનના આપેક્ષે કરી ઉગતા સૂર્યની પેઠે સૈન્યના મધ્યમા શોભતો હતો સેનાના મુખમા સૈન્યના નાયક દ્રોણુ તથા અચળ એવા મેરૂ પર્વતની પેઠે શોભિતો સિધુરાજ ઉભો હતો તેની પડખે અશ્વત્થામા છે મુખ્ય જેમા એવા દેવતા સરખા તમારા ત્રીસ પુત્રો ઉભા હતા ગાધારરાજ, શકુનિ, શલ્ય તથા ભૂરિશ્રવા, એટલા મહારથિ સિધુરાજને બીજે પડખે ઉભા હતા એ રીતે વ્યૂહ રચના કરી ઉભા રહ્યા પછી મૃત્યુનો ભય મૂકી તમારા તથા પારકાઓનુ રૂવા ઉભા કરે એવુ ભયકર યુદ્ધ પ્રવર્ત્તમાન થયુ

तत प्रववृत्ते युद्ध तुमुल लोमहर्षणं ।
तावकानां परेषां च मृत्युं कृत्वा निवर्तन ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि चक्रव्यूहनिर्माणे गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

## અધ્યાય ૩૫ મો. અભિમન્યુની પ્રતિજ્ઞા.

**सजय उवाच—तदनीकमनाधृष्य भारद्वाजेन रक्षित ।**
**पार्थाः समभ्यवर्तत भीमसेन पुरोगमा ॥ १ ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! દ્રોણે રક્ષા કરેલા કોઇથી સહન થાય નહીં એવા સૈન્ય સામે ભીમસેનાદિક પાડવો આવ્યા તેમજ સાત્યકિ, ચેકિતાન, પૃષતગોત્રમા ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન, પરાક્રમી કુતિભોજ, મહારથિ દ્રુપદ, અર્જુન પુત્ર, ક્ષત્રધર્મા, પરાક્રમી બૃહત્ક્ષત્ર, ચેદિપ, ધૃષ્ટકેતુ, માદ્રિપુત્ર નકુળ, તથા સહદેવ, ઘટોત્કચ, પરાક્રમી યુધામન્યુ, પરાજય પામેલો નહિ એવો શિખડિ, કોઇથી સહન થાય નહી એવો ઉત્તમૌજા મહારથિ વિરાટ, અત્યત ક્રોધાક્રાત દ્રૌપદીના પુત્રો, પરાક્રમી શિશુપાળ પુત્ર, મહા પરાક્રમી કેકય, તથા હજારો સૃજય એટલા અને પોતાના ગણુ સહિત અસ્ત્ર શીખેલા યુદ્ધમા દુર્મદ, યુદ્ધ કરવા ઇચ્છતા બીજા પણુ તત્કાળ દ્રોણુ સામે દોડયા પાસે આવતા તેમને અસભ્રાત ચિત્તવાળા અતિ પરાક્રમી દ્રોણાચાર્યે બાણુના ઓઘે કરી વારી રાખ્યા, પણ પાણીનો મોટો ઓઘ પર્વત આગળ જઇ તેને જેમ દુ ખેકરીને ભેદી શકે કે ઉલઘી શકે નહિ તથા જળાશયો જેમ પોતાના કિનારાને ઉલઘી શકે નહિ તેમ તેઓ દ્રોણુને ઉલઘી શકયા નહિ, તેથી હે રાજન્ ! દ્રોણુના ધનુષમાથી નીકળેલા બાણુકરો પીડિત થયેલા સૃજય સહિત પચાલ તથા પાડવો તેની સામે ઉભા રહેવા

સમર્થ થઇ શક્યા નહિ આશ્ચર્યરૂપ દ્રોણના બાહુ બળને અમો જોતા હતા એ વખતે અત્યત ક્રોધાયમાન થઇ સામે આવતા દ્રોણને જોઇ તેમને વારવા વિષે અનેક તરેહથી તેઓ વિચાર કરવા લાગ્યા પછી યુધિષ્ઠિરે બીજો કોઇ દ્રોણને વારવા સમર્થ નથી એમ વિચારી કોઇથી સહન થાય નહિ એવો મોટો ભાર અભિમન્યુ ઉપર નાખી, વાસુદેવ તથા અર્જુન સરખા ઘણા પરાક્રમવાળા પારકા શૂરવીરને હણનાર તેને આવી રીતે વચન કહ્યુ કે—હે તાત ! અર્જુન આવીને જે રીતે આપણને નિદે નહિ તે રીતે કર, તેમજ ચક્રવ્યૂહ ભેદવા વિષે કઇ પણ અમો જાણતા નથી હે મહાબાહો ! તુ, અર્જુન શ્રીકૃષ્ણ ભગવાન તથા પ્રદ્યુમ્ન તમો ચાર ચક્રવ્યૂહને ભેદો એવા છો તે વિના પાચમો છે નહિ હે અભિમન્યો ! આ વખતે તારી પાસે વર માગતા પિતૃઓ, માતુલ તથા સર્વ સૈન્યોને વર આપવા તુ યોગ્ય છે નહિ તો સગ્રામમા આવી અર્જુન આપણને નિદશે માટે જલદી અસ્ત્ર ગ્રહણ કરી દ્રોણના સૈન્યનો નાશ કર

યુધિષ્ઠિરના વચન સાભળી અભિમન્યુએ કહ્યુ કે, દ્રોણનુ શ્રેષ્ઠ સૈન્ય દૃઢ તથા અતિ ઉગ્ર છે તથાપિ પિતૃઓના જય વાસ્તે જલદી હુ તેમા અવગાહન કરીશ મારા પિતાએ તે• રીતે રચેલા સૈન્ય, ભેદવા વિષે મને ઉપાય બતાવેલો છે તથાપિ કોઇ આપદ્ આવ્યે તે વિષેથી પાછો નિકળવાનો ઉપાય મને આવડતો નથી તેના વચન સાભળી યુધિષ્ઠિરે કહ્યુ કે, હે તાત ! હે યુદ્ધ કરનારાઓમા શ્રેષ્ઠ ! તેના સૈન્યને ભેદી તુ રસ્તો કર એટલે જે માર્ગે તુ જઇશ તે માર્ગે અમે તારી પાછળ આવીશુ હે તાત ! યુદ્ધમા અર્જુન સરખા તને માહે પ્રવેશ કરાવી ચોતરફથી તારી રક્ષા કરતા અમો પાછળ આવીશુ ભીમસેન કહે છે કે હુ, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, પચાલ, કેકય, મત્સ્ય, તથા સર્વ પ્રભદ્રકો પણ તારી પાછળ આવીશુ ભેદેલા વ્યૂહમા તે તે ઠેકાણે પાછળ આવી તને મારવા આવતા શ્રેષ્ઠ યોદ્ધાઓને અમો મારીશુ એવા તેમના વચન સાભળી અભિમન્યુ કહેવા લાગ્યો કે, દુઃખે કરી કોઇથી સહન થાય નહિ એવા દ્રોણસૈન્યમા ક્રોધાયમાન થયેલો હુ પતગ નામનો જતુ જેમ પ્રજ્વલિત અગ્નિમા પ્રવેશ કરે તેમ પ્રવેશ કરીશ અને માતુલ તથા પિતા, એ બેઉને પ્રીતિ કરનાર તથા હિતરૂપ એવુ કર્મ કરીને આજ સગ્રામમા એકલો બાળક હુ શત્રુના સૈન્યને હણીશ, તે તમે સર્વ જોશો આજ સગ્રામમા મારી સામે કોઇ પુરુષ પાછો જીવતો જાય તો હુ સુભદ્રા તથા અર્જુનનો પુત્ર નહિ તેમ યુદ્ધમા એકરથે કરી સમગ્ર ક્ષાત્રમડળને આઠ પ્રકારે જુદુ ન કરૂ તો હુ અર્જુન પુત્ર નહિ એવા તેના વચન સાભળી યુધિષ્ઠિરે કહ્યુ કે, હે સુભદ્રાપુત્ર ! મોટા ધનુષવાળા, મહા બળવાન, સાધ્ય, રૂદ્ર, વાયુ, વસુ, અગ્નિ તથા આદિત્ય સરખા પરાક્રમવાળા, પુરૂષમા સિહરૂપ, શૂરવીરોએ રક્ષા કરેલા, કોઇથી સહન થાય નહિ એવા દ્રોણસૈન્યને તુ ભેદવાનો ઉત્સાહ કરે છે તથા આવી રીતે ભાષણ કરે છે માટે તારૂ બળ વૃદ્ધિ પામો સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવા તેમના વચન સાભળી તેણે સારથિને કહ્યુ કે, હે સુમિત્ર ! જલદી દ્રોણસૈન્ય સામે મારા ઘોડાઓ ચલાવ

**तस्य तद्वचन श्रुत्वा सयतारमचोदयत् ।**
**सुमित्राश्वान् रणे क्षिप्र द्रोणानीकाय चोदय ॥**

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वण्यभिमन्युप्रतिज्ञायां गुर्जरभाषायां पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥**

## અધ્યાય ૩૬ મો. અભિમન્યુનું પરાક્રમ.

**संजय उवाच—सौभद्रस्तद्वच श्रुत्वा धर्मराजस्य धीमत. ।**
**अचोदयत यतार द्रोणानीकाय भारत ॥**

સંજય કહે છે—હે ભારત ! સુભદ્રાપુત્ર અભિમન્યુએ બુદ્ધિમાન ધર્મરાજાનુ એવુ વચન સાંભળી દ્રોણસૈન્ય સામે જવાની સારથિને આજ્ઞા આપી હે રાજન્ ! એ રીતે તેણે દ્રોણસૈન્ય પ્રત્યે જા, એમ કહેવાથી સારથિએ અભિમન્યુને આવી રીતે કહ્યુ કે, હે આયુષ્મન્ ! પાંડવોએ તમારી ઉપર આ અતિ ભાર નાખ્યો છે માટે ક્ષણ માત્ર બુદ્ધિથી વિચાર કરી પછી તમે આગળ વધો દ્રોણાચાર્ય યુદ્ધ કરવામા કુશળ તથા અસ્ત્રવિદ્યામા કરલો છે શ્રમ જેણે એવા છે અને તમે સુખથી વૃદ્ધિ પામેલા તથા આવા યુદ્ધમા વિશારદ નથી સારથિના વચન સાંભળી હાસ્ય કરી તેણે સારથિને કહ્યુ કે, હે સારથે ! આ દ્રોણ કોણ માત્ર અને સમગ્ર ક્ષત્રિયો પણ કોણ માત્ર છે ? ઐરાવત ઉપર બેસી દેવગણ સહિત ઇન્દ્ર તથા સર્વ ભૂતગણે પૂજેલા મહાદેવ સાથે પણ રણસગ્રામમા હું યુદ્ધ કરૂ ત્યારે આ ક્ષત્રિય સાથે યુદ્ધ કરૂ તેમા શુ આશ્ચર્ય ! આ શત્રુ સૈન્ય મારી સોળમી કળાને પણ યોગ્ય નથી હે સૂત ! વિશ્વને જીતનાર માતુલ વિષ્ણુ તથા પિતા અર્જુન સામે થતા પણ સગ્રામમા મને ભય પ્રાપ્ત થાય નહિ, એ રીતે અભિમન્યુએ સારથિની તે વાણીને ન ગણકારી અને એને કહ્યુ કે જલદી દ્રોણસૈન્ય પ્રત્યે જા એવા તેના વચન સાંભળી નથી અતિશય પ્રસન્ન મન જેનુ એવા સારથિએ સુવર્ણના છે આભરણ તથા ઉપસ્કર જેમના એવા ત્રણ વર્ષના અશ્વને જલદી દ્રોણ સૈન્ય પ્રત્યે હાંકયા સુમિત્ર નામના સારથિએ દ્રોણસૈન્ય સામે હાંકેલા તે અશ્વ, મહાવેગ તથા પરાક્રમ-વાળા દ્રોણ સામે દોડયા તે રીતે સામે આવતા તેને જોઇ દ્રોણાદિક સર્વ કૌરવ તેની સામે આવ્યા અને પાંડવો તેની પાછળ ચાલ્યા કર્ણિકાર વૃક્ષના ચિન્હવાળી ઉંચી શ્રેષ્ઠ ધજાવાળો, સુવર્ણનુ કવચ પહેરેલા અર્જુનથી શ્રેષ્ઠ અર્જુનપુત્ર સિંહનુ બચ્ચુ જેમ હસ્તિઓ સામે થાય તેમ યુદ્ધ કરવાની ઇચ્છાથી દ્રોણાદિક મહારથિઓ સામે થયો વ્યૂહના રક્ષણમા સાવ-ધાન તેઓ અભિમન્યુને પ્રહાર કરવા લાગ્યા તે વખતે બે ઘડી તો સમુદ્ર તથા ગગાના આવર્તની પેઠે સૈન્ય ફરવા લાગ્યુ હે રાજન્ ! પરસ્પર હણતા તથા યુદ્ધ કરતા શૂરવીરોનો અત્યત દારૂણ સગ્રામ પ્રવર્તમાન થયો એ રીતે વર્તતા અતિ ભયકર સગ્રામમા દ્રોણ જોતા તે વ્યૂહને ભેદી અર્જુનપુત્ર અભિમન્યુ તેમા પેઠો અત પ્રવિષ્ટ થયેલા શત્રુસમુદાયને હણતા મહા બળવાન તેને ઉગામેલા છે આયુધ એવા હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળે ચોતરફથી ઘેરી લીધો વળી નાના પ્રકારના યુદ્ધવાદ્યના શબ્દ સાથે ક્રીડા કરવી મોટેથી પોકારવુ, ગર્જના કરવી, હોકારા, સિંહનાદ, 'અરે ઉભો રહે, ઉભો રહે,' એ રીતના શબ્દ ઘોર એવા હલહલા શબ્દ, 'નહિ જા, ઉભો રહે, મારી સામે આવ, હે શત્રો ! આ હુ' એ પ્રમાણે વારવાર બોલતા યોદ્ધાઓ હસ્તિઓનુ બોલવુ, આભરણનો શબ્દ, ગર્જના, હસ્ત તથા પાદના શબ્દે કરી પૃથ્વીને શબ્દાયમાન કરતા અર્જુનપુત્ર અભિમન્યુ સામે દોડયા પોતા સામે આવતા તેમને જલદી યુદ્ધ કરનાર, તથા તત્કાળ અસ્ત્ર સાધનાર, મર્મજ્ઞ, મહા બળવાન, તે મર્મ ભેદનાર બાણેકરી હણવા લાગ્યો એ રીતે નાના પ્રકારના તીક્ષ્ણ બાણે કરી તેણે હણવા માંડેલા પરવશ થયેલા ઘણાક યોદ્ધાઓ શલભ નામના જતુઓ જેમ અગ્નિમા પડીને નાશ પામે

તેમ તેને પ્રાપ્ત થઇ નાશને પામતા હતા તેણે યજ્ઞમા વેદિ ઉપર જેમ દર્ભ પાથરે તેમ નાશ પામેલાઓના શરીર તથા અવયવ રણભૂમિમા પાથરી દીધા બાધેલા છે ઘોના ચર્મના મોજા જેમણે એવા ધનુષ બાણ, ખડ્ગ, ઢાલ, અકુશ, તોમર, ફરશી, ગદા, લોહના ગોળા, પ્રાસ, ઋષ્ટિ, તોમર, પટ્ટા, ગોફણ પરિઘ, શક્તિ, શ્રેડ, કપન, પ્રતોદ, કુત, અકુશ, મુદ્ગર, ક્ષેપણીય, પાશ, તથા ઉપલ સહિત અને કેયર તથા અગરેકરી શોભિતા, સુદર ચદન ચોપડેલા હસ્તિની સૂઢ સરખા તમારી તરફનાઓના હજારો હાથ અભિમન્યુએ કાપી નાખ્યા હે મહારાજ ! રૂધિરથી અત્યત લાલ રફુરાયમાન બાહુએકરી રણભૂમિ, ગરૂડે મારેલા પાચ મુખવાળા નાગેકરી શોભે તેમ શોભતી હતી સુદર છે નાસિકા મુખ તથા કેશના અગ્રભાગ જેમા, વ્રણ રહિત, સુદર કુડળવાળા ક્રોધથી સારી રીતે ડસ્યા છે ઓષ્ઠપુટ જેમણે, સ્રવે છે ઘણુ રૂધિર જેમાથી, મણિ તથા રત્નથી શોભિતા અત્યત સુદર છે મુકુટ તથા સગ્રામમા પહેરવાની ટોપી એવા, નાળ વગરના કમળ સરખા, સૂર્ય તથા ચદ્ર સરખી કાન્તિવાળા, પવિત્ર ગધ યુક્ત તથા વખત ઉપર મિત્રોનુ પ્રિય બોલનાર, મુખથી શોભિતા શત્રુઓના મસ્તકોએ કરી અર્જુનપુત્રે રણભૂમિને ભરી દીધી ગધર્વનગર સરખા આકારવાળા, વિધિથી રચેલા હળના દાડા સરખા મુખવાળા, બે ત્રણ વાસ જેમા રહ્યા છે એવા દાડાએ કરી ઉંચી જઘા તથા કુબડા રહિત નેમિરૂપી દાત વગરના ભાગી ગયા છે ચક્ર, ઉપસ્કર તથા બેસવાની જગાઓ જેમા, પાડી નાખ્યા છે આસ્તરણ જેમાથી તથા હણાયા છે યોદ્ધા જે ઉપરથી એવા હજારો રથના કડકા કરતો તે, સર્વ દિશાઓમા દેખાતો હતો તેમજ શત્રુઓના હસ્તિઓ, માવત, ભાલા, અકુશ, ધ્વજ, ભાથા, કવચ, હાથીના તગ કમર સહિત હાથીના ગ્રીવાભરણ, ઘટા, શુડ દાતના અગ્રભાગ, છત્ર, ભાલા તથા પાછળ ચાલનારાઓને પણ તીક્ષ્ણ છે ધારના અગ્રભાગ જેમના એવા બાણોએ કરી છેદતો હતો તથા વનાયુ દેશમા ઉત્પન્ન થયેલા પાર્વતીય કામોજ, બાહ્લિક, સ્થિર છે પુચ્છાગ્રભાગ, કર્ણ તથા નેત્ર જેમના, વેગવાન, સારી રીતે રથ વહેનાર, શક્તિ, ખડ્ગ, તથા ભાલાથી યુદ્ધ કરનાર, શીખેલા યોદ્ધાઓએ આરોહણ કરેલા, વિધ્વસ્ત થયા છે ચામર, મુખ, ચમરી, જીભ્ડા તથા નેત્ર જેમના, બહાર નીકળ્યા છે અત્ર જેમને, ભેદાયેલા કાળજાવાળા, હણાયા છે માથે બેસનાર તથા ઘટા જેમના, ક્રવ્યાદ ગણને હર્ષ કરનાર, કપાઇ ગયા છે ઢાલ તથા કવચ જેમના, વિષ્ઠા મુત્ર તથા રૂધિરે કરી વ્યાપ્ત થયેલા એવા તમારી તરફના અશ્વોને પાડતો તે અત્યત શોભતો હતો એ રીતે એકલા અભિમન્યુએ વિષ્ણુની પેઠે અચિત્ય એવુ દુષ્કર કર્મ કરી ભયકર એવા અસુર સૈન્યને જેમ મહાદેવજી મથન કરે તેમ ત્રણ છે અગ જેના એવા તમારા મોટા સૈન્યને મર્દન કર્યું મહા સગ્રામમા અર્જુન પુત્ર શત્રુથી સહન થાય નહિ એવુ કર્મ કરી ચોતરફથી તમારી તરફના પાયદળ સમૂહોને ભેદવા લાગ્યો કાર્તિકસ્વામી જેમ અસુરની સેનાને હણે તેમ તે એક તીક્ષ્ણ બાણે કરી અત્યત હણેલી તે સેનાને જોઇ સુકાઇ ગયેલા મુખવાળા, ચલાયમાન છે નેત્ર જેમના, પરશેવા વળેલા રૂવા ઉભા થયા છે અગમા જેમને, એવા, દ્વેષિને જીતવા વિષે ઉત્સાહ, રહિત, પલાયન કરવામા ઉત્સાહવાળા જીવવાને, ઇચ્છતા, નામ તથા ગોત્રે કરી પરસ્પર બોલાવતા એવા તમારી તરફના તથા તમારા પુત્રો, સગ્રામમા હણાયેલા પુત્રો, પિતૃઓ, ભાઇઓ, બધુ તથા સબધિઓને મૂકી અશ્વ તથા હસ્તિઓને ઉતાવળા ચલાવી ભાગવા લાગ્યા

गोत्रनामभिरन्योन्य क्रदतो जिवीतैषिण: ।
हतान् पुत्रान् पितृन् भ्रातृन् बधून् सबंधिनस्तथा ॥
प्रतिष्ठत समुत्सृज्य त्वरयतो हयाद्विपान् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वण्यभिमन्युपराक्रमे गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

## અધ્યાય ૩૭ મો. ચક્રવ્યૂહ ભંગ.

सजय उवाच—तां प्रभग्नां चमू दृष्ट्वा सौभद्रेणामितौजसा ।
दुर्योधनो भृश क्रुद्धः स्वयं सौभद्रमभ्ययात् ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ઘણા તેજવાળા અભિમન્યુએ નસાડેલી પોતાની સેનાને જોઇ અત્યત ક્રોધાયમાન થયેલો દુર્યોધન પોતે તેની સામે દોડચો તેને જોઇ દ્રોણાચાર્ય યોદ્ધાઓને કહ્યુ કે, પરાક્રમી અભિમન્યુ આપણા દેખતા લક્ષ થયેલાને હણે છે વાસ્તે તેની સામે દોડી ભય રહિત થઇ જલદી દુર્યોધનની રક્ષા કરો એવા તેમના વચન સાભળી કૃતજ્ઞ, બળવાન, જયશીલ તથા હિત ઇચ્છનાર તે શૂરવીરો, તમારા પુત્રને ચોતરફથી વેગે લઇ તેની રક્ષા કરવા લાગ્યા તેટલામા દ્રોણ, દ્રૌણિ, કૃપ, કર્ણ, કૃતવર્મા, શકુનિ, બૃહદ્બળ, મદ્રરાજ, ભૂરિ, ભૂરિશ્રવા, શલ, પૌરવ, તથા વૃષસેન એટલા શૂરવીરોએ અભિમન્યુ સામે આવી મોટા બાણના વરસાદથી એને મોહ પમાડી દુર્યોધનને મુકાવ્યો તે એવી રીતે કે જેમ મુખમાથી કોળીયો પડી જાય તેમ તેના હાથમાથી તેને છોડાવ્યો તે સહન નહિ કરી શકતા અભિમન્યુએ મોટા બાણના ઓઘવડે અશ્વ તથા સારથિ સહિત મહારથિઓને વિમુખ કરી સિંહ નાદ કર્યો હે મારિષ ! સિહના સરખો તેનો શબ્દ સાભળી તેને ન સહન કરી શક્તા તેના નાશને ઇચ્છતા તથા અત્યત કોપાયમાન થયેલા દ્રોણાદિક રથિઓએ રથ સમુદાયે કરી એને ઘેરી લેતા અનેક પ્રકારના સેકડો બાણ તેની ઉપર નાખ્યા આવતા બાણને અતરિક્ષમાથીજ કાપી તમારા પુત્રે તીક્ષ્ણ બાણવડે તેમને પણ વિધ્યા, ક્રોધાયમાન થયેલા અને મારવા ઇચ્છતા તેમણે પરાજય પામેલા નહીં એવા સુભદ્રાપુત્ર અભિમન્યુને સર્પ સરખા બાણે કરી ચોતરફથી પીડવા માડચો હે ભરતર્ષભ ! તે વખતે સમુદ્રને જેમ તેનો કિનારો રોકે તેમ મૂકી છે મર્યાદા જેણે એવા તમારા સૈન્યસમુદ્રને એકલા અર્જુનપુત્રે વારી રાખ્યો તેમા યુદ્ધ કરતા તથા પરસ્પર મારતા યોદ્ધાઓમાથી કોઇપણ વિમુખ થતો ન હતો એવી રીતે વર્તતા તે ભયકર સગ્રામમા દુ સહે નવેકરી, દુ શાસને બારથી, શરદ્વાનના પુત્ર કૃપાચાર્યે ત્રણવડે, દ્રોણે સર્પ સરખા સત્તરથી, વિવિંશતીએ સિત્તેરે કરી, કૃતવર્માએ સાતથી બૃહદ્બળે આઠથી, અશ્વત્થામાએ સાતેકરી, ભૂરિશ્રવાએ ત્રણથી, મદ્રેશે છએકરી, શકુનિએ બેથી, તથા દુર્યોધને ત્રણ બાણેકરી અભિમન્યુને વિધ્યો હે મહારાજ ! ધનુષ છે હાથમા જેને, અભ્યાસ કૃત તથા સ્વાભાવિક મોટુ બળ દેખાડતા અત્યત કોપાયમાન થયેલા પ્રતાપવાન અભિમન્યુએ જાણે નૃત્ય કરતો હોય નહિ તેમ ત્રણ ત્રણ બાણેકરી તેમને વિંધ્યા તે વખતે અશ્મકેશ્વરે ગરૂડ

તથા વાયુ સરખા વેગવાળા અશ્વેકરી એને વારી ' અરે ઉભો રહે, ઉભો રહે, ' એમ કહી દશ બાણેકરી તેને વિધ્યો. અભિમાની અભિમન્યુએ પણ દશ બાણેકરી તેના સારથિ, ધ્વજ, બાહુ તથા ધનુષ કાપી મસ્તક પણ પૃથ્વી ઉપર પાડી નાખ્યું એ પ્રમાણે સુભદ્રાપુત્રે શૂરવીર અશ્મકેશ્વરને માર્યો તેને જોઇ પલાયન કરવામા તત્પર એવુ તમારૂ સર્વ સૈન્ય ચલાયમાન થયુ તે સમયે કર્ણ, કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા, ગાધાર રાજા શકુનિ, શલ, શલ્ય, ભૂરિશ્રવા, ક્રાથ, સોમદત્ત, વિવિંશતિ, વૃષસેન, સુષેણ, કુડભેદી, પ્રતર્દન, વૃદારક, લલિત્થ, પ્રબાહુ, દીર્ઘલોચન, તથા અત્યત કોપાયમાન થયેલો દુર્યોધન એટલા શૂરવીરોએ અભિમન્યુ ઉપર બાણોનો વરસાદ કર્યો અત્યત વિધાયલા તેણે કવચ તથા કાયા ભેદનાર બાણ કર્ણ ઉપર નાખ્યુ, તે, તેના કવચ તથા કાયાને ભેદી સર્પ જેમ રાફડામા જાય તેમ પૃથ્વીમા પેઠું તે અતિ પ્રહારે કરી વ્યથા પામેલો કર્ણ વિહ્વળ થતો હોય નહિ તેની પેઠે પૃથ્વી કપથી જેમ પર્વત ચલાયમાન થાય તેમ સગ્રામમા ચલાયમાન થયો વળી અત્યત ક્રોધાવિષ્ટ થયેલા બળવાન તેણે સુષેણ, દીર્ઘલોચન તથા કુડભેદી એ ત્રણને તીક્ષ્ણ કરેલા બીજા ત્રણ બાણેકરી હણ્યા તે વખતે કર્ણે નારાચ નામના પચ્ચીશ, અશ્વત્થામાએ વીશ, તથા કૃતવર્માએ સાત બાણ તેની ઉપર નાખ્યા બાણેકરી વ્યાપ્ત છે સર્વ અગ જેનુ એવો ક્રોધાવિષ્ટ થયેલો સૈન્યમા વિચરતો તે, હાથમા પાશગ્રહણ કરેલો કાળ જરખો દેખાતો હતો વળી અસ્ત્ર જાણનાર પ્રબાહુએ પાસે ઉભેલા શલ ઉપર બાણનો વરસાદ કરી તમારા સૈન્યને ભય પમાડતા મોટો શબ્દ કર્યો, તે સમયે મર્મ ભેદનાર બાણ વરસાદથી વિંધાયેલો શલ, મૂર્છિત થઇ રથમા બેસી ગયો તેને જોઇ દ્રોણાચાર્યના દેખતા તમારી સર્વ સેના જેમ સિંહથી પીડાયલા મૃગો ભાગે તેમ ભાગવા લાગી તે વખતે ઉપરથી પિતૃ, દેવ, ચારણ, સિદ્ધ તથા યક્ષોએ અને પૃથ્વીતલ ઉપર રહેલા પ્રાણિઓએ સ્તુતિ કરેલો સગ્રામના યશયુક્ત અભિમન્યુ તો જેમ આજ્યે સિંચન કરેલો અગ્નિ શોભે તેમ અત્યત શોભતો હતો

स तु रणयशसाभिपूज्यमानः पितृसुरचारणसिद्धयक्षसघैः ।
अवनितलगतैश्च भूतसघैरतिविबभौ हुतभुग्यथाज्यसिक्तः ॥

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वण्यभिमन्युपराक्रमे गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥**

## અધ્યાય ૩૮ મો. સૌભદ્રનું શૂરાતન.

**धृतराष्ट्र उवाच—तथा प्रमथमानं तं महेष्वासानजिह्मगैः ॥**
**आर्जुनिं मामकाः संख्ये के त्वेनं समवारयन् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! તે રીતે સગ્રામમા મોટા ધનુષવાળાઓને મથન કરતા અર્જુનપુત્રને મારી તરફના કયા યોદ્ધાઓએ વારી રાખ્યો ? સજય કહે છે—હે રાજન્ ! દ્રોણે રક્ષા કરેલા રથસૈન્યને ભેદવા ઇચ્છતા અર્જુનકુમારે સગ્રામમા જે રીતે મોટી ક્રીડા કરી તે હવે કહુ છુ સાભળો સગ્રામમા સુભદ્રાપુત્રે બાણે કરી પીડેલા મદ્રેશ શલ્યને જોઈ ક્રોધાયમાન

થયેલા તેના નાના ભાઇને બાણ ફેકતા તેની સામે જઇ દશ બાણવડે અશ્વ તથા સારથિ સહિત અર્જુન પુત્રને વિધી મોટો શબ્દ કરી ' અરે ઉભો રહે, ઉભો રહે,' એમ તેને કહ્યુ, એટલામા બાણ નાખવામા ચતુર અર્જુનપુત્રે પણ તેનુ મસ્તક તથા ગ્રીવા, હાથ, પગ, ધનુષ, અશ્વ, છત્ર, ધ્વજ, સારથિ, ત્રિવેણુ રથગતસ્થંભા, ચક્ર, ભાથો, રથના નીચેનો ભાગ, પતાકા, ચક્રરક્ષકો અને સર્વ ઉપસ્કર પણ બાણે કરી કાપી નાખ્યા તથાપિ તેને કોઇએ જોયો નહિ. પછી વિખાયા છે આભરણ તથા વસ્ત્ર જેના એવો ક્ષીણ થયેલો તે, ઘણા બળવાન વાયુએ ભાગેલુ મોટુ વૃક્ષ પડે તેમ પૃથ્વી ઉપર પડ્યો તેને તથા અભિમન્યુના તે કર્મને જોઇ ત્રાસ પામેલા તેની પાછળ ચાલનારાઓ શબ્દ કરતા સર્વ દિશાઓમા ભાગવા લાગ્યા. તેમનો શબ્દ સાભળી સર્વ પ્રાણિ ' સાધુ, સાધુ ' એ રીતે કહેવા લાગ્યા એવી રીતે શલ્યનો નાનો ભાઇ હણાયો તે વખતે વિવિધ પ્રકારના આયુધ છે હાથમા જેમના એવા ઘણાક સૈનિકો પોતાનુ કુળ, નિવાસ તથા નામ અર્જુન પુત્રને સભળાવતા રથ, અશ્વ, તથા હસ્તિએ કરી, કેટલાક પગે કરી તેની સામે દોડ્યા અને બીજા કેટનાક સૈનિકો બાણનો શબ્દ, રથના પાટાનો શબ્દ, હુકાર, ઉચ્ચેથી પોકાર, ગર્જના, સિહનાદ, પ્રત્યચાનો શબ્દ, તથા મોજાના શબ્દે કરી પૃથ્વીને શબ્દાયમાન કરતા તથા અર્જુન પુત્રને ' અમારા જીવતા તુ જીવતો જઇશ નહિ ' એવી રીતે કહેતા તેની સામે દોડ્યા તે રીતે બોલતા તથા સામે આવતા તેમને જોઇ સુભદ્રાપુત્ર અભિમન્યુ હસતો હોય તેની પેઠે જે જે યોદ્ધો પ્રથમથી પોતા ઉપર પ્રહાર કરતો હતો તે તે યોદ્ધાને પોતે બાણે કરી વિધતો હતો વળી શૂરવીર અર્જુનપુત્ર, વિચિત્ર પ્રકારના અસ્ત્ર દેખાડતો, મૃદુતા છે આરભમા જેના એવુ યુદ્ધ કરતો હતો વાસુદેવ તથા અર્જુન પાસેથી પોતે જે અસ્ત્ર મેળવેલા હતા તેનુ પરાક્રમ દેખાડતા તે બેઉ સરખુ પોતે એકલો યુદ્ધ કરતો હતો પોતાવિષે રહેલા ઘણા ભારને તથા ભયને દૂર કરી નિરતર બાણ નાખતોજ દેખાતો હતો. એનુ ધનુષમડળ શરદૃઋતુમા અત્યત પ્રકાશમાન સૂર્યનુ મડળ દેખાય તેવુ સ્ફુરાયમાન દિશાઓમા દેખાતુ હતુ તથા વખતસર મોટુ વજ્ર મૂકતા મેઘનો શબ્દ સભળાય તેવો દારૂણ તેની પ્રત્યચા તથા મોજાનો શબ્દ સભળાતો હતો એ પ્રમાણે લજ્જાવાન, ક્રોધી, માન કરનાર, તથા પ્રિય છે દર્શન જેનુ એવો અર્જુનપુત્ર અભિમન્યુ શૂરવીરોનુ શૌર્ય જોવા સારૂ બાણ તથા અસ્ત્રે કરી યુદ્ધ કરતો હતો હે મહારાજ ! ભગવાન સૂર્ય, જેમ વર્ષાઋતુમા મૃદુ થઇ પછી શરદૃઋતુમા દારૂણ થાય છે તેમ અર્જુનપુત્ર પણ પ્રથમ મૃદુ થઇ પછી દારૂણ થતો હતો અને તે મહા સગ્રામમા સૂર્ય જેમ કિરણોને વિસ્તારે તેમ ક્રોધાક્રાત અભિમન્યુ, વિચિત્ર પ્રકારના, સુવર્ણની પુખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા ઘણાક બાણ મૂકતો હતો મોટા યશવાળો તે, ક્ષુરપ્ર, વત્સદત, વિપાઠ, નારાચ, અર્ધચદ્ર તથા અજલિક નામના વિચિત્ર બાણ દ્રોણ જોતા રથસૈન્ય ઉપર નાખવા લાગ્યો ત્યારે બાણથી પીડિત થયેલુ તમારૂ સૈન્ય વિમુખ થયુ

अवाकिरद्रथानीकं भारद्वाजस्य पश्यत ।
ततस्तत्सैन्यमभवाद्विमुख शरपीडित ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वण्यभिमन्युपराक्रमे गुर्जरभाषायामष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

# અધ્યાય ૩૯ મો. અભિમન્યુ ને દુઃશાસન.

**धृतराष्ट्र उवाच—द्वैधीभवति मे चित्तं भिया तुष्ट्या च संजय ।**
**मम पुत्रस्य यत्सैन्यं सौभद्रः समवारयत् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! સુભદ્રાપુત્રે મારા પુત્રના સૈન્યને વારી રાખ્યું તેથી ભય તથા તુષ્ટિએ કરી મારૂં ચિત્ત દ્વિધા થાય છે. હે ગાવલ્ગણે ! ફરીથી અસુર સાથે કાર્તિક સ્વામીએ જેવું યુદ્ધ કર્યું હતું તેવું કુમારનું સર્વ યુદ્ધ વિસ્તારથી મને કહે. સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એકનું ઘણા સાથે અત્યંત દારૂણ યુદ્ધ થયું તે કહું છું માટે સાંભળો. ઉત્સાહવાન રથમાં બેઠેલા અભિમન્યુએ, કર્યો છે ઉત્સાહ જેમણે એવા શત્રુને દમન કરનાર, રથમાં બેઠેલા તમારી તરફના સર્વ યોદ્ધાઓ ઉપર બાણનો વરસાદ કર્યો. અને અગ્નિચક્રની પેઠે સંગ્રામમાં વિચરતા તેણે, દ્રોણ, કૃપ, શલ્ય, અશ્વત્થામા, ભોજ, બૃહદ્બળ, દુર્યોધન, સોમદત્ત પુત્ર ભૂરિશ્રવા, મહા બળવાન શકુનિ, નાના દેશથી આવેલા રાજાઓ, રાજકુમારો, તથા વિવિધ પ્રકારના સૈન્ય ઉપર બાણ નાખ્યાં. હે ભારત ! તેજસ્વી તથા પ્રતાપવાન સુભદ્રાપુત્ર અભિમન્યુ, પરમાસ્ત્રે કરી એ રીતે શત્રુને મારતા સર્વ દિશાઓમાં પોતાનું પરાક્રમ દેખાડતો હતો. ઘણા તેજવાળા તેનું તે ચરિત્ર જોઇ તમારી તરફના સર્વ સૈન્ય કંપવા લાગ્યાં. તે વખતે એવું અભિમન્યુનું પરાક્રમ જોઇ હર્ષે કરી પ્રફુલ્લિત નેત્રવાળા મહા પરાક્રમી પ્રતાપવાન દ્રોણાચાર્યે, કૃપાચાર્યને બોલાવી તેને તમારા પુત્રના મર્મસ્થાનને ભેદે એવું આવી રીતનું વચન કહ્યું કે—હે કૃપ ! યુવાવસ્થાવાળો પાંડવોમાં વિખ્યાત સુભદ્રાપુત્ર અભિમન્યુ સર્વ સંબંધિઓ, યુધિષ્ઠિર રાજા, નકુળ, સહદેવ, પાંડુપુત્ર ભીમસેન, બંધુઓ તથા મધ્યસ્થ માણસોને આનંદ આપતો સંગ્રામમાં વિચરે છે, તેના સરખો પરાક્રમી બીજા કોઇપણ ધનુષ ધરનારને હું માનતો નથી. તે ઇચ્છા કરે તો આપણી આ સમગ્ર સેનાનો નાશ કરે. પણ કોણ જાણે શા વાસ્તે તેની તે ઇચ્છા કરતો નથી. હે ભારત ! અભિમન્યુ પર પ્રીતિ યુક્ત એવા દ્રોણના વાક્ય સાંભળી અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા તમારા પુત્રે ગર્વ કરતો હોય નહિ તેની પેઠે દ્રોણ સામે જોઈ કર્ણ, બાલ્હિક, દુઃશાસન, શલ્ય તથા બીજા મહારથિઓને કહ્યું કે, બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ સર્વ રાજાઓના ગુરૂ આ આચાર્ય અર્જુનના મંદ પુત્ર અભિમન્યુને હણવા ઇચ્છતા નથી. નહિ તો સંગ્રામમાં શસ્ત્ર લેઇ ઉભેલા આ દ્રોણની સામે સાક્ષાત કાળ પણ યુદ્ધ કરી શકે નહિ તો બીજો સાધારણ મનુષ્ય તો શું કરી શકે ? એ હું તમોને સત્ય કહું છું. ગુરૂને શિષ્યો પોતાના પુત્ર સરખા પ્રિય હોય છે તેમ આ અર્જુન પુત્ર છે માટે પોતાના શિષ્યનો પુત્ર જાણી આચાર્ય તેની રક્ષા કરે છે. દ્રોણે રક્ષા કરેલો અભિમન્યુ 'હું પરાક્રમી છું' એમ માને છે, માટે તમે એને જલદી મારો. દુર્યોધનના વચન સાંભળી અત્યંત ક્રોધાયમાન થયેલા તથા અભિમન્યુને મારવા ઇચ્છતા તે સર્વ, દ્રોણાચાર્ય જોતા અભિમન્યુ સામે દોડ્યા. તે વખતે હે કુરૂશાર્દૂલ ! દુઃશાસન પણ દુર્યોધનના તે વચન સાંભળી આવી રીતે તેને કહેવા લાગ્યો કે, હે મહારાજ ! પાંડવ તથા પંચાલો જોતાં હું એને હણીશ તથા રાહુ જેમ સૂર્યને ગળે તેમ સુભદ્રાપુત્રને આજ હું ગળીશ. વળી મોટેથી પોકારી ફરીથી તે કુરૂરાજને આવી રીતે કહેવા લાગ્યો કે, હે મહારાજ ! મેં ગળેલા સુભદ્રાપુત્રને સાંભળી અતિમાની એવા અર્જુન તથા કૃષ્ણ બે જણ જીવ લોકમાંથી પ્રેત લોક પ્રત્યે જશે, એમાં સંશય નહીં. તે બેઉનું મરણ સાંભળી સુહૃદ્વર્ગ સહિત પાંડવો એક દિવસમાંજ ક્લીબપણાથી જીવિતનો

ત્યાગ કરશે, વાસ્તે હે રાજન્ ! સુભદ્રાપુત્ર હણાવાથી તમારા સર્વ શત્રુ હણાયા છે એમાં સંશય નહીં, માટે હું આ તમારા શત્રુઓને હણું છું મારા કલ્યાણનું ચિન્તન કરો હે રાજન્ ! એવી રીતે કહી ક્રોધાયમાન થયેલો તમારો પુત્ર દુઃશાસન સિંહનાદ કરી બાણુનો વર્ષાદ કરતો સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે દોડ્યો અભિમન્યુએ પણ ક્રોધથી પોતાની સામે આવતા શત્રુને દમન કરનાર તમારા પુત્રને તીક્ષ્ણ એવા છવીસ બાણે કરી વિંધ્યો મદ ઝરતા હસ્તિની પેઠ અત્યંત ક્રોધાયમાન થયેલો દુઃશાસન સંગ્રામમાં તેની સામે યુદ્ધ કરવા લાગ્યો રથે કરીને ડાબા તથા દક્ષિણ બાજુએ વિચિત્ર પ્રકારના મંડળાકારે વિચરતા રથશિક્ષામાં ચતુર તે બેઉ પરસ્પર યુદ્ધ કરતા હતા તે વખતે ત્યાં મનુષ્યોએ કરેલ શંખના શબ્દ તથા સિંહનાદ સાથે મળેલા પણવ, મૃદંગ દુંદુભિ, ક્રકચ, આનક, ભેરિ તથા ઝર્ઝર નામના યુદ્ધવાદ્યના શબ્દ થતા હતા

अथ पणवमृदङ्गदुन्दुभीनां क्रकचमहानकभेरिझर्झराणाम् ।
निनदमतिभृशं नराः प्रचक्रुर्लवणजलोद्भवसिंहनादमिश्रम् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि दुःशासनयुद्धे गुर्जरभाषायामेकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

## અધ્યાય ૪૦ મો. દુઃશાસનની મદદે કર્ણ.

संजय उवाच—शरविक्षतगात्रस्तु प्रत्यमित्रमवस्थितं ।
अभिमन्युः स्मयन् धीमान् दुःशासनमथाब्रवीत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! બાણે કરી ક્ષત થયું છે શરીર જેનું એવો બુદ્ધિમાન અભિમન્યુ સામે ઉભેલા દુઃશાસનને ગર્વથી આવી રીતે કહેવા લાગ્યો શૂરવીર, માની, કઠોર વચન બોલનાર, ત્યાગ કર્યો છે ધર્મ જેણે, દોષારોપ કરનાર, સંગ્રામમાં સામે આવેલા તને હું જોઉં છું એ ઘણું સારૂં થયું અને ધૃતરાષ્ટ્ર રાજા સાંભળતા તે સભામાં પરૂષ વાક્યે કરી ધર્મરાજ યુધિષ્ઠિરને કોપાવ્યા હતા તેમ શકુનિના કપટથી જૂઠા પાસાનો આશ્રય કરી જયથી ઉન્મત્ત એવા તે ભીમસેનને પણ ઘણાં અસદ્ વચન સંભળાવ્યાં હતાં પણ હવે હે દુર્મતિવાળા ! પારકા ધનનો અપહાર, તે મહાત્માના ક્રોધનું અશમન, લોભ, અજ્ઞાન, દ્રોહ સાહસ, તથા ઉગ્ર ધનુષ્યવાળા મહાત્મા મારા પિતૃઓનું રાજ્યહરણ ઇત્યાદિ રૂપ પૂર્વે કરેલા ઉગ્ર અધર્મના નજીક આવેલા ફળને પ્રાપ્ત થા આજ સર્વ સૈન્ય જોતા બાણે કરી હું તને જ્યારે શિક્ષા કરીશ ત્યારે, તમે ક્રોધ પમાડેલી દ્રૌપદી, તને મારવા ઇચ્છતા મારા પિતા ભીમસેન તથા તે મહાત્માને થયેલા આપના ઋણથી હું મુક્ત થઇશ તેમ એટલું પણ કહું છું કે, સંગ્રામનો ત્યાગ નહિ કરે તો મારી આગળથી જીવતો પણ નહીં જાય એમ કહી શૂરવીરને હણનાર મહાબાહુએ કાલ, અગ્નિ તથા વાયુ સરખું દુઃશાસનનો નાશ કરે એવું બાણ તેની ઉપર નાખ્યું જે, જલદી તેના જત્રુદેશને એટલે હાંસડીને ભેદી સર્પ જેમ રાફડામાં પેસે તેમ પુંખ સહિત પૃથ્વીમાં પેઠું વળી કર્ણપર્યંત ધનુષ ખેંચી અગ્નિ સરખા સ્પર્શવાળા પચ્ચીશ

બાણુ તેની ઉપર નાખ્યા તેથી અત્યત વિંધાવાને લીધે વ્યથા પામેનો દુ શાસન મૂર્છા પામી રથમા ઢળી પડયો તે વખતે તેનો સારથિ અચેતન થયેલા એને જલદી સગ્રામમાથી બ્હાર લઇ ગયો તેને જોઇ દ્રૌપદ વિરાટ, પચાલ તથા કેકય સિહનાદ કરવા લાગ્યા અને પાડવ તરફના બીજા સૈનિકો પણ નિર્ભય થઇ વિચિત્ર પ્રકારના યુદ્ધવાદ્ય વગાડવા લાગ્યા અત્યત વૈરિ, મદોન્મત્ત, પરાજય પામેના તે શત્રુને જોઇ ધર્મ, વાયુ, ઇન્દ્ર, તથા અશ્વિનીકુમારની પ્રતિમા છે ધ્વજાગ્ર ભાગમા જેના એવા મહારથિ દ્રૌપદીના પુત્ર સાત્યકિ, ચેકિતાન, ધૃષ્ટદ્યુમ્ન, શિખડિ, કેકય, ધૃષ્ટકેતુ, મત્સ્ય, પચાલ, સૃજય તથા હર્ષ યુક્ત યુધિષ્ઠિરાદિક પાડવો દ્રોણ સૈન્યને ભેદવાની ઇચ્છાથી જલદી તેની સામે દોડયા તે વખતે જયને ઇચ્છતા પાછા ન ફરનાર શૂરવીર તમારી તરફનાઓનુ પારકાઓ સાથે મોટુ યુદ્ધ થયુ તે રીતે વર્તતા ભયકર સગ્રામમા હે મહારાજ ! તમારા પુત્ર દુર્યોધને રાધાપુત્ર કર્ણને આવી રીતે કહ્યુ કે, હે વીર ! સૂર્યની પેઠે અત્યત ઘોર સગ્રામમા શત્રુને હણતા અભિમન્યુને વશ થએલા દુ શાસનને જો અત્યત ક્રોધાક્રાત સિહ સરખા ખડિત ઉગામેલ આયુધવાળા પાડવ, અભિમન્યુની રક્ષા કરવા દોડયા જાય છે માટે તુ આ સમે યોગ્ય હોય તે કર દુર્યોધનના વચન સાભળી તમારા પુત્રનુ હિત કરનાર ક્રોધાવિષ્ટ થયેલા શરીર કર્ણે તીક્ષ્ણ કરેલા બાણુનો અભિમન્યુ ઉપર વર્ષાદ કરી એના અનુચરોને અવજ્ઞાપૂર્વક તેનાજ બાણેકરી વિંધ્યા દ્રોણ સામે જવા ઇચ્છતા ઉદાર મનવાળા અભિમન્યુએ પણ તોતેર બાણે કરી રાધાપુત્રને વિંધ્યો એ રીતે દ્રોણ સામે જતા રથસમુદાયને નાશ કરતા અભિમન્યુને તમારી તરફનો કોઇપણ રથિ વારવા સમર્થ થયો નહી. તે સમયે જયને ઇચ્છનાર સર્વ ધનુષ ધરનારમા માની, પ્રતાપવાન, પરશુરામના શિષ્ય અસ્ત્ર જાણનારમા શ્રેષ્ઠ કર્ણે પરમાસ્ત્ર દેખાડતા અસ્ત્રવડે શત્રુઓએ દુખે કરી સહન થાય નહી એવા અભિમન્યુને પીડિત કર્યો તે રીતે સગ્રામમા કર્ણે પીડિત કરેલા દેવ સરખા અભિમન્યુએ ખેદ ન પામતા તીક્ષ્ણ કરેલા ભલ્લ નામના સર્પ સરખા સરલ બાણે કરી છત્ર, ધ્વજ, સારથિ તથા અશ્વ સહિત કર્ણને તત્કાળ પીડિત કર્યો કર્ણે પણ ગ્રથી વગરના બાણુ એની ઉપર નાખ્યા અસભ્રાત ચિત્તવાળા પરાક્રમી અર્જુનપુત્રે આવતા બાણુને રોકી મુહૂર્તમાત્રમા એક બાણેકરી ધ્વજ સહિત કર્ણનુ ધનુષ કાપી પૃથ્વી ઉપર પાડી નાખ્યુ એ રીતે કષ્ટને પ્રાપ્ત થયેલા કર્ણને જોઇ તેનો નાનો ભાઇ દૃઢ ધનુષ ઉગામી જલદી અભિમન્યુ સામે દોડયો તે સમયે પાડવ તથા તેમના અનુચર મોટેથી પોકાર કરી વાદિત્ર વગાડતા અભિમન્યુની સ્તુતિ કરવા લાગ્યા

तत उच्चुक्रुशु' पार्थास्तेषा चानुचराजना ।
वादित्राणि च सदघ्नु सौभद्र चापि तुष्टुवु ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि कर्णदुःशासनपराक्रमे गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

## અધ્યાય ૪૧ મો. અભિમન્યુનું ઘોર યુદ્ધ.

संजय उवाच—सोऽभिगर्जन् धनुष्पाणि ज्यांविकर्षन् पुन पुनः ।
तयोर्महात्मनोस्तूर्णं रथांतरमवापतत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે ધનુષ છે હાથમા જેના એવા કર્ણના નાના ભાઈએ વારવાર ધનુષ ખેચી અતિ ગર્જના કરતા, જલદી તે બેઉ મહાત્માના રથના મધ્યમા આવી, પોતાના બાપ તથા દાદાની પેઠે અતિમાનુષ કર્મ કરનાર, ક્રોધથી સહન નહી થાય એવા અભિમન્યુને દશ બાણે કરી તેના છત્ર, ધ્વજ, સારથિ તથા અશ્વ સહિત વિંધ્યો તે જોઈ તમારી તરફના પ્રસન્ન થવા લાગ્યા અભિમન્યુએ ધનુષ ખેચી એક બાણે કરી પર્વત ઉપરથી વાયુ જેમ કર્ણિકારના વૃક્ષને પાડે તેમ તેનુ મસ્તક રથમાથી પૃથ્વી ઉપર પાડી નાખ્યુ હે રાજન્ ! એવી રીતે અભિમન્યુએ હણેલા પોતાના ભાઈને જોઈ કર્ણ વ્યથાને પ્રાપ્ત થયો અને સુભદ્રા પુત્ર અભિમન્યુ તો ગર્દના પિછ બાંધેલા બાણે કરી કર્ણને વિમુખ કરી જલદી મોટા ધનુષવાળા બીજા સૈનિક સામે દોડી ઘણાક છે હસ્તિ, અશ્વ, રથ તથા પાયદલ જેમા એવા તમારી તરફના મોટા સૈન્યને તીક્ષ્ણ તેજવાળો મહારથિ ક્રોધથી ભેદવા લાગ્યો તે વખતે અભિમન્યુના ઘણાક બાણેકરી પીડિત થયેલો કર્ણ સગ્રામમાથી વેગવાન અશ્વે કરી પલાયન કરી ગયો ત્યાર પછી તમારૂ સૈન્ય ભાગવા લાગ્યુ હે રાજન્ ! શલભ નામના પ્રાણીએ કરી તથા વર્ષાદની ધારાએ કરી વિટાઈ ગયેલા આકાશમા જેમ કઈ દેખાય નહી તેમ અભિમન્યુના બાણથી ઢંકાઈ ગયેલા સૈન્યમા કાંઈપણ દેખાતુ ન હતુ એવી રીતે અભિમન્યુના તીક્ષ્ણ બાણે કરી હણાતા તમારી તરફનાઓમાથી સિંધુરાજા વગર બીજો કોઈ પણ ઉભો રહ્યો નહિ હે ભરતર્ષભ ! પુરૂષમા શ્રેષ્ઠ સુભદ્રાપુત્ર અભિમન્યુ તો શખ વગાડી જલદી તમારા સૈન્ય સામે દોડી શુષ્ક તૃણના ઢગલા પર મૂકેલો અગ્નિ જેમ તેને બાળે તેમ વેગે કરી શત્રુઓને બાળતો સૈન્યના મધ્ય ભાગમા વિચરતો હતો જેણે તીક્ષ્ણ બાણે કરી રથ, હસ્તિ, અશ્વ તથા મનુષ્યોને પીડિત કરી કબધના ગણે કરી સકુલ રણભૂમિને કરી અને જેના ધનુષમાથી નિકળેલા શ્રેષ્ઠ બાણેકરી હણાતા, જીવિતને ઇચ્છનાર, પોતાનાઓનેજ હણતા ચોતરફ ભાગતા હતા તેના તીક્ષ્ણ કરેલા ભયકર કર્મ કરનાર ભયંકર બાણો તો રથ, હસ્તિ તથા અશ્વને હણી તત્કાલ પૃથ્વીમા પેસતા હતા સુવર્ણના ભૂષણથી શોભિતા આયુધ, મોજા, ગદા તથા બાજુબધ સહિત કપાઈ ગયેલા ઘણાક બાહુ રણભૂમિમાં દેખાતા હતા તેમ બાણ, ધનુષ, ખડ્ગ, શરીર તથા માળા પહેરેલા કુડળ સહિત હજારો મસ્તક પણ રણભૂમિમા શોભતા હતા તેમ રણભૂમિમા પડેલા ઉપસ્કર સહિત બેસવાના સ્થાનક લાગલ, દડ, મુગટ મથન થયા છે આરા જેના એવા ચક્ર, અનેક તરેહથી પાડેલ ધુસરીઓ, શક્તિ, મોટા ધ્વજ, ઢાલ, ધનુષ, બાણ તથા હણાએલ ક્ષત્રિય અશ્વ અને હસ્તિએ કરી અતિ દારૂણ રણભૂમિ ક્ષણમાત્રમાં અગમ્ય થઈ પડી અને નાશ પામતા તથા પરસ્પર પોકારતા રાજપુત્રોનો ભીરૂ પુરૂષોને ભય વધારનાર સર્વ દિશાઓને શબ્દાયમાન કરતો મોટો શબ્દ થવા લાગ્યો સુકા તૃણના ઢગને જેમ અગ્નિ બાળે તેમ વેગે કરી શત્રુઓને બાળતો, શ્રેષ્ઠ અશ્વ, રથ તથા હસ્તિઓને હણતો અભિમન્યુ સૈન્યના મધ્યમા દેખાતો હતો હે ભારત ! તે વખતે રજેકરી ઝાંખા સૈન્યમા સર્વ દિશા તથા વિદિશાઓમા વિચરતા તેને અમે દેખતા ન હતા હે ભારત ! ગજ, અશ્વ, તથા મનુષ્યોના આયુષ્યને ગ્રહણ કરનાર, શત્રુગણને તપાવતા, મધ્યાન્હના સૂર્ય સરખા તેને ક્ષણમાત્રમા પાછો અમે જોવા લાગ્યા હે મહારાજ ! સગ્રામમા ઇન્દ્ર સરખો ઇન્દ્રના પુત્રનો પુત્ર અભિમન્યુ સૈન્યના મધ્યમા શોભતો હતો

स वासवसमः सख्ये वासवस्यात्मजात्मजः ।
अभिमन्युर्महाराज सैन्यमध्ये व्यरोचत ॥

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वण्यभिमन्युपराक्रमे गुर्जर भाषायामेकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥**

## અધ્યાય ૪૨ મો. અભિમન્યુ અને જયદ્રથ.

**धृतराष्ट्र उवाच—बालमत्यन्तसुखिनं स्वबाहुबलदर्पितं ।**
**युद्धेषु कुशलं वीरं कुलपुत्रं तनुत्यजं ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! અત્યંત સુખી, પોતાના બાહુબળથી ગર્વિષ્ઠ, યુદ્ધમાં કુશળ, શૂરવીર, કુળપુત્ર શરીર ત્યાગ કરનાર ત્રણ વર્ષના રૂડા અશ્વે કરી સૈન્યને વહન કરનાર બાળકની પાછળ યુધિષ્ઠિરના સૈન્યમાંથી કોઇ બળવાન આવ્યો ? સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! યુધિષ્ઠિર, ભીમસેન, શિખંડિ, સાત્યકિ નકુળ, તથા સહદેવ, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, દ્રુપદ કેકય, ધૃષ્ટકેતુ તથા મત્સ્ય, એટલા અત્યંત ક્રોધાયમાન થયેલા યોદ્ધાઓ અભિમન્યુની પાછળ સંગ્રામમાં આવ્યા હતા તથા તેજ માર્ગે વ્યૂહ રચનાથી ઉભેલા પ્રહાર કરનાર માતુલ સહિત પિતૃઓ પણ તેના રક્ષણ વાસ્તે ત્યાં આવ્યા દોડતા શૂરવીરોને જોઇ તમારી તરફના વિમુખ થયા એ રીતે વિમુખ થયેલા તમારા પુત્રના મોટા સૈન્યને સ્તંભન કરી રાખવા ઇચ્છતા તેજસ્વી તમારા જમાઇ મોટા ધનુષવાળા સિંધુપુત્ર જયદ્રથે દિવ્ય અસ્ત્રેકરી નિમ્નદેશથી જેમ હસ્તિ રોકાય તેમ સાભદ્રના રક્ષણને ઇચ્છતા સૈન્ય સહિત પાંડવોને વારી રાખ્યા ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! એટલા જયદ્રથે પુત્રના રક્ષણને ઇચ્છતા ક્રોધાયમાન થયેલા પાંડવોને વારી રાખ્યા એ તેણે અતિભાર સહન કર્યો તથા તેનું બળ અને પરાક્રમ પણ આશ્ચર્યરૂપ છે એમ હું માનું છું મહાત્માનું શ્રેષ્ઠ કર્મ તથા પરાક્રમ મને કહે જેના બળથી તેણે એકલે પાંડવોને વારી રાખ્યા એવું શું દાન, શું હોમ, શું યજન અને શું તપ તેણે કર્યું છે ? તે પણ મને કહે સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! જ્યારે તેણે દ્રૌપદીનું હરણ કર્યું ત્યારે ભીમસેને તેને પરાજય પમાડયો હતો, તેથી ક્લેશ પામેલા, માની, વરને ઇચ્છતા તેણે પ્રિય વિષયોમાંથી ઇંદ્રિયોને નિવૃત્ત કરી ક્ષુધા તથા તૃષા સહન કરી સનાતન બ્રહ્મનો જપ કરતો મહાદેવજી ઉપર મોટી તપશ્ચર્યા કરી તેથી પ્રસન્ન થયેલા ભક્તવિષે દયાવાન ભગવાન મહાદેવજીએ સિંધુપુત્રને સ્વપ્ન વિષે કહ્યું કે, હે જયદ્રથ ! હું તારી ઉપર પ્રસન્ન થયો છું તું શું ઇચ્છે છે ? એવા મહાદેવજીના વચન સાંભળી નિયમમાં રાખ્યું છે અંતઃકરણ જેણે એવા સિંધુદેશના રાજા જયદ્રથે હાથ જોડી પ્રણામ કરી ભગવાન રૂદ્રને કહ્યું કે, ભયંકર પરાક્રમવાળા સર્વ પાંડવોને સંગ્રામમાં હું એકલો રથેકરી વારી શકું, એવી મારી ઇચ્છા છે જયદ્રથના વચન સાંભળી દેવના ઇશ મહાદેવે કહ્યું કે, હે સૌમ્ય ! હું તને વર આપું છું જે અર્જુન વિના ચાર પાંડુપુત્રને તું સંગ્રામમાં વારી શકીશ 'ઠીક તેમ હો' એમ કહી શંકર અંતર્ધાન થયા હે ધૃતરાષ્ટ્ર ! તે વરદાનથી તથા દિવ્ય અસ્ત્રબળેકરી તેણે એકલે પાંડવની સેનાને વારી રાખી તે વખતે તેની પ્રત્યંચા તથા મોજાના શબ્દેકરી પાંડવ તરફના ક્ષત્રિયોને ભય પ્રાપ્ત થયો અને તમારા સૈન્યને પરમ હર્ષ થયો હે રાજન્ ! તે સમે ક્ષત્રિયો સિંધુરાજા વિષે રહેલા સર્વ ભારને જોઇ મોટેથી શબ્દ કરી યુધિષ્ઠિરના સૈન્ય સામે દોડવા લાગ્યા

दृष्ट्वा तु क्षत्रियाभार सैंधवे सर्वमाहित ।
उत्क्रुश्याभ्यद्रवन् राजन् येन यौधिष्ठिर बलं ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि जयद्रथयुद्धे गुर्जरभाषाया द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

ooo✱ooo

## અધ્યાય ૪૩ મો. જયદ્રથનું પરાક્રમ.

संजय उवाच—यन्मांपृच्छसि राजेंद्र सिंधुराजस्य विक्रम ॥
श्रुणु तत्सर्वमाख्यास्ये यथा पांडुनयोधयत् ॥ १ ॥

સંજય કહે છે—હે રાજેંદ્ર ! તમો સિંધુરાજાનું પરાક્રમ મને પૂછો છો વાસ્તે જેવી રીતે તેણે પાંડવ સાથે યુદ્ધ કર્યું તે કહું તે સાંભળો વાયુ સરખા વેગવાળા, પ્રસન્નતા યુક્ત, સારી રીતે વહેનાર, વશ, સિંધુ દેશના અશ્વ જોડેલા ગંધર્વનગર સરખો વિધિથી રચેલો જેનો રથ, સુવર્ણથી શોભિતા વરાહના ચિન્હવાળા મોટા ધ્વજે કરી અત્યંત શોભતો હતો અને તે રાજા પણ શ્વેત છત્ર, પતાકા, ચામર તથા વ્યજનરૂપ રાજ્ય ચિન્હેકરી આકાશમાં તારાપતિ ચંદ્ર શોભે તેમ શોભતો હતો મૌક્તિક, રત્ન, મણિ તથા સુવર્ણથી શોભિત લોહમય તેના રથનું આવરણ તારામંડળે કરી આકાશ શોભે તેમ શોભતું હતું મોટું ધનુષ ગ્રહણ કરી ઘણાક બાણ સમુદાય નાખતો તે જે ટુકડીને અર્જુનપુત્ર અભિમન્યુ વિદારણ કરતો હતો તે તે ટુકડી પુરી દેતો પછી તેણે ત્રણથી સાત્યકિને, આઠેકરી ભીમસેનને, સાઠવડે ધૃષ્ટદ્યુમ્નને, દસથી વિરાટને, તીક્ષ્ણ એવા પાંચથી દ્રુપદને, સાતથી શિખંડિને, પચ્ચીસથી કેકયને, ત્રણે કરી દ્રૌપદિના પુત્રને, સીત્તેરે કરી યુધિષ્ઠિરને તથા મોટા બાણના સમુદાયથી બાકીનાઓને પણ વિંધ્યા તે આશ્ચર્ય સરખું થયું તે સમે પ્રતાપવાન ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાએ હાસ્યકરી તીક્ષ્ણ એવા પાએલ ભલ્લ નામના બાણેકરી 'આ હું કાપું છું' એમ કહી એનું ધનુષ કાપી નાખ્યું ધનુષનો ત્યાગ કરી ચક્ષુના નિમિષમાત્રમાં બીજું ધનુષ ગ્રહણ કરી દશ બાણેથી યુધિષ્ઠિરને વિંધી ગજાઓને પણ ત્રણ ત્રણ બાણેકરી તેણે વિંધ્યા તેનું લાઘવ જોઇ ભીમસેને ભલ્લ નામના ત્રણ બાણેકરી તેનું ધનુષ ધ્વજ તથા છત્ર જલદી પૃથ્વીપર પાડી નાખ્યા હે મારિષ ! બળવાન એવા તેણે બીજું ધનુષ લેઇ મજાજ કરી ભીમસેનનો ધ્વજ, ધનુષ તથા અશ્વોને પણ પાડયા. કપાઇ ગયું છે ધનુષ જેનું એવો ભીમસેન, હણાએલ અશ્વવાળા ઉત્તમ રથમાંથી નીચે કૂદી પર્વતના અગ્રભાગ ઉપર જેમ કેશરી ચઢી જાય તેમ તે સાત્યકિના રથમાં ચઢી બેઠો સિંધુરાજનું અશ્રદ્ધેય તથા આશ્ચર્યરૂપ એવું કર્મ જોઇ અત્યંત પ્રસન્ન થયેલા તમારી તરફના 'સાધુ, સાધુ,' એ રીતે તેના વખાણ કરવા લાગ્યા અત્યંત ક્રોધ પામેલા પાંડવોને તેણે એકલે વારી રાખ્યા, તેથી તેના કર્મ સર્વ પ્રાણિઓ વખાણવા લાગ્યા અંતગાયભૂત હસ્તિઓને પૂર્વે જે માર્ગ અભિમન્યુએ પાંડવોને દેખાડયો હતો તે માર્ગને સિંધુ રાજાએ રોકયો તે વખતે યત્ન કરતા શૂરવીર મત્સ્ય, પાંચાલ, કેકય તથા પાંડવો એકઠા થઇને સિંધુરાજને પાછા હઠાવવા સમર્થ થયા નહિ વરને પ્રાપ્ત થયેલો સિંધુરાજા તો જે જે તમારો શત્રુ, દ્રોણસૈન્યને ભેદવા યત્ન કરતો હતો તેને પોતે વારતો હતો

यो यो हि यतते भेत्तुं द्रोणानीकं तवाहित: ।
तं तमेव वरंप्राप्य सैंधव: प्रत्यवारयत् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि अभिमन्युवधपर्वणि जयद्रथयुद्धे गुर्जर-भाषायां त्रिचत्वारिंशोऽध्याय: ॥ ४३ ॥

## અધ્યાય ૪૪ મો. અભિમન્યુએ ચલાવેલું ઘોર યુદ્ધ.

संजय उवाच—सैंधवेन निरुद्धेषु जयगृद्धिषु पांडुषु ।
सुघोरमभवद्युद्धं त्वदीयानां परै: सह ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે સિંધુરાજાએ જયને ઇચ્છતા પાંડવોને રૂંધ્યા, તે વખતે તમારી તરફનાઓને પારકાઓ સાથે અત્યંત ભયંકર યુદ્ધ થયું. કોઇથી સહન થાય નહિ એવો, સત્ય પ્રતિજ્ઞાવાળો તેજસ્વી અર્જુનપુત્ર અભિમન્યુ, સૈન્યમાં પ્રવેશ કરી મોટો મગરમચ્છ જેમ સમુદ્રને ક્ષોભ પમાડે તેમ તેને ક્ષોભ પમાડવા લાગ્યો. એ રીતે બાણના વરસાદે કરી ક્ષોભ પમાડતા શત્રુને દમન કરનાર તેને જોઇ રથિમાં શ્રેષ્ઠ મુખ્ય યોદ્ધાઓ તેની સામે દોડ્યા. તે સમયે બાણની વૃષ્ટિ કરતા ઘણા તેજવાળા તેમનો તથા તેનો અત્યંત દારૂણ સંમર્દ થયો. શત્રુઓએ રથના સમુદાયથી રૂંધેલા અર્જુનપુત્ર અભિમન્યુએ વૃષસેનના સારથિને મારી એનું ધનુષ કાપી વળી બાણેકરી એના અશ્વને પણ વિંધ્યા. વાયુ સરખા વેગવાન તે અશ્વ, સંગ્રામમાંથી દૂર તેને લેઇ ગયા. એટલામાં અભિમન્યુના સારથિએ પોતાના રથને બીજે ચલાવ્યો. તેને જોઈ પ્રસન્ન થયેલા રથિસમુદાય 'સાધુ, સાધુ' એ રીતે મોટેથી શબ્દ કરવા લાગ્યો. અત્યંત ક્રોધે ભરાયેલા સિંહની પેઠે બાણેકરી શત્રુઓને મથન કરતા તથા સમીપ આવતા તેને જોઇ વસાતિએ સામે આવી સુવર્ણના પુંખવાળા સાઠ બાણ અભિમન્યુ ઉપર નાખી તેને કહ્યું કે, હું જીવતાં સંગ્રામમાંથી તું જીવતો નહિ જાય. તેનાં એવાં વચન સાંભળી સુભદ્રાપુત્ર અભિમન્યુએ લોહમય કવચવાળા તેને દુરજનાર બાણેકરી હૃદયમાં વિંધ્યો, તેથી તે પ્રાણરહિત થઇ પૃથ્વીપર પડી ગયો. હે રાજન્ ! એવી રીતે હણાયલા વસાતિયને જોઇ તમારા પૌત્રને મારવા ઇચ્છતા તથા ક્રોધાયમાન થયેલા શ્રેષ્ઠ ક્ષત્રિયોએ ચોતરફથી તેને વેરી લીધો. એ રીતે નાના પ્રકારના ધનુષના ટંકાર કરતા શત્રુઓ સાથે સુભદ્રાપુત્ર અભિમન્યુને ભયંકર યુદ્ધ થયું. જેમાં ક્રોધાયમાન થયલો અર્જુનપુત્ર અભિમન્યુ, તેમના બાણ, ભાથા, શરીર અને માળા તથા કુંડળ સહિત મસ્તકોને કાપતો હતો. કેટલાક તો ખડ્ગ, મોજા, પટ્ટા તથા ફરસી સહિત સુવર્ણના આભરણથી શોભિતા કપાઇ ગયેલા હાથ રણભૂમિમાં દેખાતા હતા. અભિમન્યુએ પાડેલા ભાલા, આભરણ, વસ્ત્ર, મોટા દાંથ, કવચ, ઢાલ, હાર, મુકુટ, છત્ર, ચામર, ઉપસ્કર, બેસવાના સ્થાનક, લાગત દડ મુકુટ, મથન થયેલા અક્ષવાળા ચક્ર, અનેક તરેહથી ભાંગેલી ધુંસરીઓ, રથના નીચેના ભાગ, પતાકા, સારથિ, અશ્વ ભાંગેલા રથ તથા હણાયેલા હસ્તિએ કરી સંકીર્ણ છે ભૂમિ જેમાં એવું રણસ્થાન થઇ ગયું. તેમજ નાના દેશના અધિપતિ જયને ઇચ્છતા શૂરવીર હણાયલા ક્ષત્રિયોએ કરી ત્રિટા

ચલી રણભૂમિ અત્યંત ભયંકર દેખાવા લાગી સર્વ દિશા તથા વિદિશાઓમાં વિચરતા ક્રોધા-યમાન થયેલા અભિમન્યુનું રૂપ સંગ્રામમાં અંતર્ધાન થઇ ગયું હતું કવચ, આભરણ તથા ધનુષ બાણ સંબંધી એનું જે જે સુવર્ણમય હતું તે કેવળ અમે જોતા હતા બાણેકરી યોદ્ધા-ઓને ગ્રહણ કરતા તથા સૂર્યની પેઠે સંગ્રામના મધ્યમાં ઉભેલા તેને ચક્ષુએ કરી જોવા પણ કોઇ સમર્થ થતું ન હતું

त तदानीं शक्नुकश्चिच्चक्षुर्भ्यामभिवीक्षितु ।
आददान शरैर्योधान् मध्ये सूर्यमिवस्थित ॥

इति श्री महाभारते द्रोणपर्वणयभिमन्युवधपर्वण्यभिमन्युपराक्रमे गुर्जर-भाषायां चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

## અધ્યાય ૪૫ મો. અભિમન્યુએ કરેલો દુર્યોધનપરાજય.

संजय उवाच—आददानस्तु शूराणामायुष्य भवदार्जुनि ।
अंतकः सर्वभूतानां प्राणान् काल इवागते ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! કાળ આવ્યે સર્વ ભૂતના પ્રાણોને જેમ અંતક ગ્રહણ કરે તેમ અર્જુનપુત્ર અભિમન્યુ શૂરવીરોના આયુષ્યને ગ્રહણ કરતો હતો ઇંદ્ર સરખો પરાક્રમી ઇંદ્રના પુત્રનો પુત્ર મહા બળવાન ઉત્તમ ક્ષત્રિયને કાળ સરખા અભિમન્યુએ સૈન્યના મધ્યમાં પ્રવેશ કરી બળવાન વાઘ જેમ મૃગને ગ્રહણ કરે તેમ સત્યશ્રવાને ગ્રહણ કર્યો તેને જોઇ શ્રેષ્ઠ ક્ષત્રિયો સ્પર્ધાથી 'પ્રથમ હું, પ્રથમ હું' એમ કહી અર્જુનપુત્રને મારવાની ઇચ્છાથી મોટા શસ્ત્ર લેઇ તેની સામે દોડયા અભિમન્યુ તો સમુદ્રમાં જેમ તિમિ નામનો મોટો મત્સ્ય ક્ષુદ્ર મત્સ્યોને ગ્રહણ કરે તેમ ક્ષત્રિયોના સૈન્યને ગ્રહણ કરતો હતો તે વખતે પલાયન ન કરતા ક્ષત્રિયો તેની પાસે ગયા સર્વ સમુદ્રમાંથી નદિયો જેમ પાછી ન જાય તેમ તે પાછા જતા ન હતા, અને મોટા ગ્રાહે ગ્રહણ કરી હોય તેની પેઠે તથા સમુદ્રમાં વાયુના વેગથી ભ્રષ્ટ થયેલી નૌકાની પેઠે તમારી સેના કંપવા લાગી એ રીતે ત્રાસ પામેલી સેનાને આશ્વાસના આપી રૂકમ-રથ છે નામ જેનું એવો મદ્રેશ્વરનો બલવાન પુત્ર આવી રીતે કહેવા લાગ્યો કે, હે શૂરવીરો ! ત્રાસ પામવાથી હવે ઘણું થયું હું વિદ્યમાન છતા તેમ ન થાઓ, હું જીવતો એને ગ્રહણ કરીશ એમાં સંશય નહિ એમ કહી પરાક્રમી, તે સારી રીતે રથેના શોભિતા રથેકરી સુભદ્રના પુત્ર અભિમન્યુ સામે દોડી ત્રણ બાણ સવ્ય તથા દક્ષિણ બાહુ ઉપર નાંખી ત્રણ બાણથી તેનું વક્ષસ્થળ વીંધી સિંહનાદ કરવા લાગ્યો ફાલ્ગુન પુત્ર અભિમન્યુએ તેનું ધનુષ કાપી સવ્ય તથા દક્ષિણ બે ભુજ અને સુંદર છે નેત્ર તથા ભ્રકુટી જેમાં એવું તેનું મસ્તક પૃથ્વી ઉપર પાડી નાખ્યું એ રીતે શલ્યના માની પુત્રને અભિમન્યુએ હણ્યો તે જોઇ હે રાજન્ ! સંગ્રામમાં દુર્મદ પ્રહાર કરનાર, સુવર્ણથી શોભિતી ધ્વજવાળા અવસ્થાએ શલ્યપુત્ર સમાન મહા બળવાન રાજપુત્રોએ તાડ જેવડા મોટા ધનુષ ખેંચી બાણનો વરસાદ કરતા ચોતરફથી અર્જુનપુત્ર અભિમન્યુને ઘેરી લીધો શૂરવીર, શિક્ષાબળ સંપન્ન, તરૂણ, અત્યંત

ક્રોધાક્રાંત એવા તે રાજકુમારોએ કોઇ સ્થાનકે પરાજય પામેલા નહિ એવા શૂરવીર સુભદ્રાપુત્રને બાણુ સમુદાયથી ઢાકી દીધો તે જોઇ પ્રસન્ન થયેલો દુર્યોધન રાજા આ યમપુરીમા ગયેલોજ છે, એમ માનવા લાગ્યો તેમ તે રાજકુમારોએ પણ નિમિષ માત્રમા સુવર્ણના પુખ-વાળા સારી રીતે ચકચકિત કરેલા નાના પ્રકારના બાણેકરી અર્જુનપુત્ર અભિમન્યુને અદશ્ય કરી દીધો હે મારિષ ! તે વખતે સારથિ, અશ્વ તથા ધ્વજ સહિત તેના રથને તથા તેને પણ શલભ નામના કાળ સરખા પીંછથી ઢકાઇ ગયેલો અમે જોતા હતા હે ભારત ! અકુ-શથી પીડાયેલા હસ્તિની પેઠે અત્યત વિધાવાથી ક્રોધાયમાન થયેલા અર્જુનપુત્ર અભિમન્યુએ કોઇના જાણવામા આવે નહિ એવી રથશિક્ષા દેખાડતા અર્જુને તપશ્ચર્યા કરી તુબરૂ આદિ ગધર્વ પાસેથી જે ગધર્વાસ્ત્ર મેળવ્યુ હતુ તેનો પ્રયોગ કરી શત્રુઓને મોહિત કર્યા જેથી સગ્રા-મમા અગ્નિચક્રની પેઠે જલદી અસ્ત્ર દેખાડનાર પોતે એક પ્રકારથી સો પ્રકારથી તથા હજાર પ્રકારે કરી સગ્રામમા દેખાતો હતો હે રાજન્ ! એ રીતે અભિમન્યુ રથચર્યા તથા અસ્ત્રમાયાવડે કરી શત્રુઓને મોહ પમાડી સેકડો રૂપથી રાજાઓના શરીરને ભેદવા લાગ્યો હે રાજન્ ! અભિ-મન્યુએ તીક્ષ્ણ બાણેકરી મોકલેલા પ્રાણિઓના પ્રાણ પરલોકમા ગયા અને શરીરો પૃથ્વી ઉપર પડવા લાગ્યા તેમજ ફાલ્ગુનપુત્ર અભિમન્યુ તેમના ધનુષ, અશ્વ, સારથિઓ, ધ્વજ, બાજુબધ સહિત બાહુ તથા મસ્તકોને તીક્ષ્ણ બાણે કરી છેદતો હતો ફળ થવાના વખતમા પાચ વરસના આબાનો બગીચો જેમ ભાગી પડે તેમ સુભદ્રાપુત્રે સેકડો રાજકુમારોને જમીન પર પાડયા ક્રોધ પામેલા સર્પ સરખા, સુકુમાર છે અગ જેમના, સુખને લાયક એવા રાજકુમારોને એકલા અભિમન્યુએ માર્યા, તે જોઇ ભયભિત થયેલો દુર્યોધન રાજા દુખિત એવા રથિ, કુજર, અશ્વ તથા પાયદળોને જોઇ ક્રોધથી જલદી તેની પાસે આવ્યો તે વખતે તે બેઉનો મહા ક્ષયકારક અપૂર્ણ સગ્રામ થયો જેમા સેકડો બાણેથી હણાયેલો તમારો પુત્ર વિમુખ થયો

तयो' क्षणमिवापूर्ण संग्राम' समपद्यत ।
अथाभवत्ते विमुखः पुत्र शरशताहत ॥

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि दुर्योधनपराजये गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥**

## અધ્યાય ૪૬ મો. અભિમન્યુએ કરેલો લક્ષ્મણવધ.

**धृतराष्ट्र उवाच—यथा वदसि मे सूत एकस्य बहुभि सह ॥
सग्राम तुमुल घोर जय चैव महात्मन ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સૂત ! એકનો ઘણાક સાથે ભયકર એવો સગ્રામ થયો તથા તે મહાત્માનો જય થયો, એ સર્વ સૌભદ્રનુ પરાક્રમ આશ્ચર્યરૂપ તથા અશ્રદ્ધેય સરખુ લાગે છે, તથાપિ જેમને ધર્મનો આશ્રય છે તેમનુ એવુ પરાક્રમ હોય એમા કઇ આશ્ચર્ય નથી દુર્યોધન વિમુખ થયો, સેકડો રાજપુત્ર હણાયા ત્યાર પછી સુભદ્રાપુત્ર સામે મારી તરફના કોણ જણને ઉભા ? સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! સુકાઇ ગયા છે મુખ જેમના એવા ચનાયમાન નેત્રવાળા

સ્વેદયુક્ત, રૂવા ઉભા થયેલા એવા, પલાયન કરવામા તત્પર, શત્રુઓને જીતવા વિષે ઉત્સાહ રહિત તમારી તરફના યોદ્ધાઓ હણાયેલા ભાઇ, પિતૃઓ, પુત્ર સુહૃદ સબધી તથા બાંધવજનને મૂકી અશ્વ તથા હસ્તિઓને જલદી ચલાવતા રણમાથી નાસવા લાગ્યા. તેમને જોઇ દ્રોણ, અશ્વથામા, બૃહદ્બળ, કૃપ, દુર્યોધન, કર્ણ, કૃતવર્મા, તથા શકુનિ અત્યત ક્રોધાયમાન થયેલા એટના યોદ્ધાઓ, પરાજય પામેલા નહિ એવા સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે દોડયા હે રાજન્ ! તેમને પણ તમારા પૌત્ર અભિમન્યુએ વિમુખ કર્યા, તે વખતે મોટા તેજવાળો સુખથી અત્યત વૃદ્ધિ પામેલો બાળકપણાથી તથા ગર્વને લીધે નિર્ભય, બાણ તથા અસ્ત્રવિદ્યા જાણનાર, એકલો લક્ષ્મણ અર્જુનપુત્ર અભિમન્યુ સામે દોડયો પુત્રના રક્ષણને ઇચ્છતો તેનો પિતા દુર્યોધન તેની પાછળ પાછો આવ્યો તેની પાછળ બીજા મહારથિઓ પણ પાછા આવ્યા તે સર્વ મેઘો જેમ પર્વત ઉપર જળનો વરસાદ કરે તેમ તેની ઉપર બાણનો વરસાદ વરસાવવા લાગ્યા, તોપણ એકલો તે, સર્વ દિશાઓમા વાયુ જેમ મેઘને વિખેરે તેમ સર્વને વિખેરવા લાગ્યો પછી અર્જુનપુત્ર અભિમન્યુ મદોન્મત્ત હસ્તિ સામે જાય તેમ દુ ખે કરી સહન થાય નહિ એવા સુદર રૂપવાળા પિતાની પાસે ઉભેલા શૂરવીર, ઉગામેલ છે ધનુષ જેણે, અત્યત સુખથી વૃદ્ધિ પામેલા કુબેરપુત્ર સરખા તમારા પૌત્ર લક્ષ્મણ સામે આવ્યો. તે વખતે લક્ષ્મણે પાસે આવી શત્રુ શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુના બે બાહુ તથા વક્ષસ્થળ વિષે અત્યત તીક્ષ્ણ બાણ માર્યા તેથી લાકડીથી મારેલા સર્પની પેઠે અત્યત ક્રોધાયમાન થયેલો તમારો પૌત્ર અભિમન્યુ, તમારા પૌત્ર લક્ષ્મણને કહેવા લાગ્યો કે, બાધવો જોતા હુ તને યમપુરીમા મોકલીશ માટે આ લોકને સારી રીતે જોઈ લે એમ કહી શત્રુના શૂરવીરને હણનાર મહાબાહુ સુભદ્રાપુત્રે સર્પ સરખુ ભલ્લ નામનુ બાણ તેની ઉપર નાખ્યુ તેથી લક્ષ્મણનુ સુન્દર નાસિકા તથા ભ્રકુટીવાળુ કેશથી મનોહર કુડળસહિત મસ્તક કપાઇ ગયુ એ રીતે લક્ષ્મણ હણાયો તે જોઇ સૈન્ય હાહાકાર કરવા લાગ્યુ અને પોતાનો પ્રિય પુત્ર પડવાથી ક્રોધાયમાન થયેલો ક્ષત્રિયોમા શ્રેષ્ઠ દુર્યોધન પણ પોતાની તરફના ક્ષત્રિયોને, હે ક્ષત્રિયો ! ‘ આને મારો, મારો ’ એમ પોકાર કરવા લાગ્યો તે સાભળી દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, કૃતવર્મા તથા હાર્દિક્ય એ છ રથિઓએ ચોતરફથી તેને ઘેરી લીધો, ક્રોધાયમાન થયેલો અર્જુનપુત્ર અભિમન્યુ તીક્ષ્ણ બાણવડે તેમને વિમુખ કરી વેગથી સિધુરાજાના મોટા સૈન્ય સામે દોડયો તે વખતે કવચ પહેરેલા કલિગ, નિષાદ તથા પરાક્રમી ક્રાથપુત્રે હસ્તિસૈન્યે કરી તેના માર્ગને રૂંધી લીધો હે વિશાપતે ! તેથી ત્યા પાસે પાસેનુ અત્યત મોટુ યુદ્ધ થયુ. જેમા આકાશ વિષે સદા ગતિમાન, વાયુ જેમ સેકડો મેઘનો નાશ કરે તેમ અર્જુનપુત્રે તે મોટા હસ્તિસૈન્યનો નાશ કર્યો, તેટલામા ક્રાથે બાણ સમુદાયથી અર્જુનપુત્રને ઢાકી દીધો તે જોઇ બીજા દ્રોણાદિક રથિઓ પણ પરમાસ્ત્ર હલાવતા પાછા અભિમન્યુ સામે આવ્યા તેમને બાણથી વારી રાખી અર્જુનપુત્ર અભિમન્યુએ ઉતાવળથી ઘણાક બાણના સમુદાયે કરી ક્રાથપુત્રના છત્ર, ધ્વજ, સારથિ, રથ તથા, ઘોડાઓને પાડી ધનુષ બાણ અને બાજુબધ સહિત એના બાહુ તથા મુકુટ સહિત મસ્તક ભૂમિપર પાડી નાખ્યુ એ રીતે કુલ, શીલ, શાસ્ત્ર, બળ, કીર્તિ તથા અસ્ત્રબળે કરી યુક્ત એવો તે હણાયો તે જોઇ તમારી તરફના ઘણાક શૂરવીર વિમુખ થઇ ગયા

कुलशीलश्रुतिबलै कीर्त्या चास्त्रबलेन च ।
युक्ते तस्मिन् हते वीरा. प्रायशो विमुखाभवन् ॥

इति श्री महाभारते द्रोणपर्व्वण्यभिमन्युवधपर्व्वणि लक्ष्मणवधे गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

---

## અધ્યાય ૪૭ મો. અભિમન્યુએ કરેલો બૃહદ્બલ વધ.

धृतराष्ट्र उवाच—तथा प्रविष्टं तरुणं सौभद्रमपराजितं ।
कुलानुरूपं कुर्वाणं सग्रामेष्वपराजितं ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! એ રીતે સૈન્યમા પ્રવિષ્ટ થયેલા તરૂણ, પરાજય પામેલા નહિ, પોતાના કુળને યોગ્ય કર્મ કરનાર સુભદ્રાપુત્ર અભિમન્યુને કયા શૂરવીરોએ વારી રાખ્યો ? તેમજ કુળવાન, અત્યંત બળવાળા ત્રણ વર્ષના અશ્વેકરી આકાશમા જાણે ઉડતા હોય તેની પેઠે જતા તેને કયા શૂરવીરોએ વારી રાખ્યો તે મને કહે ? સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! પાડુનંદન અભિમન્યુએ સૈન્યમા પ્રવેશ કરી તીક્ષ્ણ બાણવડે તમારી તરફના સર્વ રાજાઓને વિમુખ કર્યા તે વખતે દ્રોણ, કૃપ, બૃહદ્બળ સહિત દ્રૌણિ, કૃતવર્મા તથા હાર્દિક્ય એ ૭ રથિઓએ તેને વારી રાખ્યો હે મહારાજ ! તમારૂ સૈન્ય તો સિંધુરાજા વિષે રહેલા ઘણા ભારને જોઇ યુધિષ્ઠિર સામે દોડયુ અને બીજા મહા બળવાન શૂરવીરો તો તાડ જેવડા મોટાં ધનુષ ખેંચતા શૂરવીર અભિમન્યુ ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા સંગ્રામમા પર શૂરવીરને હણનાર સુભદ્રાપુત્રે બાણેકરી મોટા ધનુષવાળા સર્વ વિદ્યા જાણનાર એવા તે સર્વને સ્તંભન કરી પચાસથી દ્રોણને, વિશથી બૃહદ્બળને, એંશીથી કૃતવર્માને, સાઠે કૃપાચાર્યને, સુવર્ણના પુંખવાળાં મહા વેગવાન દશથી અશ્વત્થામાને તથા પાયેલા એવા તીક્ષ્ણ કર્ણિ નામના એક બાણેકરી કર્ણને વિંધી, કૃપાચાર્યના ઘોડા તથા પાછળ ચાલનાર સહિત સારથિને પાડી, દશ બાણેકરી સ્તનના મધ્યમા તેને વિંધ્યો, ત્યાર પછી શૂરવીર એવા તમારા પુત્રો જોતા બળવાન એવા તેણે કૌરવોની કીર્ત્તિ વધારનાર શૂરવીર વૃંદારકને હણ્યો એ રીતે નિર્ભયની પેઠે શ્રેષ્ઠ શ્રેષ્ઠ યોદ્ધાઓને મારતા તેની ઉપર અશ્વત્થામાએ પચાસ બાણ નાખ્યા હે મારિષ ! અર્જુનપુત્રે પણ તમારા પુત્રો જોતા તીક્ષ્ણ બાણેકરી અશ્વત્થામાને વિંધ્યા અશ્વત્થામાએ પણ સારી રીતે તીક્ષ્ણ કરેલા ઉગ્ર તીક્ષ્ણ અગ્ર ભાગવાળા સાઠ બાણેકરી તેને વિંધ્યો, તોપણ મૈનાક પર્વતની પેઠે તે કપાયમાન થયો નહિ મહા બળવાન તેજસ્વી તેણે પણ સુવર્ણના પુંખવાળા તોત્તેર બાણેકરી પોતાને અપકાર કરનાર અશ્વત્થામાને વિંધ્યો પુત્રના રક્ષણને ઇચ્છતા દ્રોણાચાર્યે સો અને પિતાના રક્ષણને ઇચ્છતા અશ્વત્થામાએ આઠ બાણ તેની ઉપર નાખ્યા કર્ણે ભલ્લ નામના બાવીશ, કૃતવર્માએ વિશ, બૃહદ્બળે પચાસ તથા કૃપાચાર્યે દસ બાણ તેની ઉપર નાખ્યા, ચોતરફથી તેમણે તીક્ષ્ણ બાણેકરી પીડિત કરેલા સુભદ્રાપુત્ર અભિમન્યુએ દસ દસ બાણેકરી તે સર્વને વિંધ્યા એટલામા કોસળદેશના અધિપતિએ કર્ણિ નામના બાણેકરી હૃદયમા તેને વિંધ્યો તેણે પણ કોસળ રાજાના અશ્વ, ધ્વજ, તથા ધનુષ સહિત સારથિને પૃથ્વીપર પાડ્યો, તે વખતે વિરથ થયેલો કોસલરાજા હાથમા ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી કાયા ઉપરથી કુંડલ સહિત અભિમન્યુનુ મસ્તક કાપવા તૈયાર થયો, તેટલામા તો અર્જુનપુત્ર અભિમન્યુએ કોસળદેશના અધિપતિ બૃહદ્બળ નામના રાજપુત્રને બાણેકરી

વિંધ્યો, તેથી ભેદાયેલા હૃદયવાળો તે પૃથ્વી પર પડી ગયો ખડ્ગ તથા ધનુષ ધારણ કરનાર તથા અમંગળ વાણી બોલનાર મહાત્મા દશ હજાર રાજા ભાગ્યા મોટા ધનુષવાળો સુભદ્રાપુત્ર અભિમન્યુ તો તે રીતે બૃહદ્બળને મારી બાણરૂપી જાળથી તમારી તરફના યોદ્ધાઓને સ્તંભન કરી સંગ્રામમા ધન્ય બોલાવવા લાગ્યો

तथा बृहद्बल हत्वा सौभद्रो व्यचरद्रणे ।
व्यष्ट भयन् महेष्वासो योधास्तव शरावृभि ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि बृहद्बलवधे गुर्जरभाषाया सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७॥

## અધ્યાય ૪૮ મો. અભિમન્યુનું વિરથ થવું.

सजय उवाच—सकर्ण कर्णिना कर्णे पुनर्विव्याधफाल्गुनि ।
शरै पचाशनाचैनमाविध्यत् कोपयन् भृश ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! પછી અર્જુનપુત્ર અભિમન્યુએ કર્ણિ નામના બાણેકરી કર્ણને કર્ણ દેશમા વિંધી વળી બીજા પચાસ બાણથી વિંધી અત્યંત કોપાવ્યો રાધાપુત્ર કર્ણે પણ તેટલાજ બાણેકરી તેને વિંધ્યો હે ભારત! બાણેકરી વ્યાપ્ત છે સર્વ અંગ જેના એવો અભિમન્યુ સંગ્રામમા અત્યંત શોભતો હતો તેમજ તેના બાણેકરી ભેદાએલા અંગવાળો રૂધિરથી વ્યાપ્ત કર્ણ પણ શોભતો હતો શરીરમા રહેલા બાણેકરી વિચિત્ર પ્રકારના અંગવાળા, રૂધિરથી વ્યાપ્ત મહાત્મા તે બેઉ ફુલ ઉગેલા ખાખરાના બે વૃક્ષ શોભે તેમ શોભતા હતા. સુભદ્રાપુત્ર અભિમન્યુએ વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, શૂરવીર કર્ણના છ પ્રધાનોને અશ્વ, સારથિ, ધ્વજ તથા રથ સહિત હણી, અસંભ્રાંત છે ચિત્ત જેનું એવા તેણે મોટા ધનુષવાળા બીજા શૂરવીરોને પણ દશ દશ બાણેકરી વિંધ્યા વળી છ બાણેકરી માગધના પુત્રને હણી અશ્વ તથા સારથિ સહિત તરુણ અશ્વકેતુને પાડી ક્ષુરપ્ર નામના બાણેકરી હસ્તિ ઉપર બેઠેલા માર્તિકાવત ભોજને મંથન કરી બાણ નાખતા સિંહનાદ કર્યો તે વખતે દુઃશાસનપુત્રે ચાર બાણેકરી ચાર અશ્વને તથા એકે કરી સારથિને વિંધી દશ બાણેકરી અર્જુનપુત્ર અભિમન્યુને વિંધ્યો ક્રોધથી લાલ છે નેત્ર જેના એવા અર્જુનપુત્ર અભિમન્યુએ સાત બાણથી દુઃશાસન પુત્રને વિંધી ઉંચે સ્વરે તેને કહ્યું કે, તારો પિતા કુત્સિત પુરૂષની પેઠે સંગ્રામનો ત્યાગ કરી નાસી ગયો એ ઘણું સારૂ થયું તું પણ યુદ્ધ કરી જાણે છે માટે આજ સંગ્રામમાથી પાછો જઈશ નહિ પછી સરાણીયાએ સજેલું નારાચ નામનું બાણ એની ઉપર નાખ્યું તેને ત્રણ બાણે કરી અશ્વત્થામાએ કાપી નાખ્યો અર્જુનપુત્રે પણ તેનો ધ્વજ કાપી ત્રણ બાણેકરી શલ્યને વિંધ્યો હે રાજન્! શલ્યે ગૃધના પિંછ બાંધેલા નવ બાણેકરી અસંભ્રાંતની પેઠે તેને હૃદયમા વિંધ્યો અર્જુનપુત્રે તેનો ધ્વજ કાપી પાછળ ચાલનાર સહિત સારથિને હણી લોહમય છ બાણેકરી શલ્યને વિંધ્યો ત્યારે તે બીજા રથમા ચઢી બેઠો સુભદ્રાપુત્ર અભિમન્યુએ શત્રુંજય ચંદ્રકેતુ, મેઘવેગ, સુવર્ચા તથા સૂર્યભાસ નામના પાંચ યોદ્ધા-

એને હણી સુબળપુત્ર શકુનિને વિંધ્યો શકુનિએ પણ ત્રણ બાણુથી તેને વિંધી દુર્યોધનને કહ્યુ કે, આપણામાના એક એકને આ હણે છે માટે સર્વ મળીને એકદમ એને મારીએ સૂર્યપુત્ર કર્ણે પણ દ્રોણાચાર્યને કહ્યુ કે, આપણ સર્વને આ તપાવે છે માટે એને મારવાનો ઉપાય જલદી અમને કહો કર્ણના વચન સાભળી મોટા ધનુષવાળા દ્રોણાચાર્ય તે સર્વ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, ધનુષમા બાણ સાધી જલદી બાણ મૂકતા તથા સર્વ દિશાઓમા વિચરતા પુરુષમા સિંહરૂપ આ પાડવેયની શીઘ્રતા જુવો આ કુમારનુ અણમાત્ર છિદ્ર છે તે પણ જુઓ રથમાર્ગ વિષે આનુ ધનુષ મંડળાકારજ દેખાય છે તેમ અત્યત ક્રોધાયમાન થયેલા મહારથિઓ પણ જેનુ છિદ્ર નથી જોતા આપણા શરીરને હણનાર સગ્રામમા વિચરતો અભિમન્યુ મારા પ્રાણને પીડિત કરે છે અને બાણેકરી મોહ પમાડે છે તોપણ મને અત્યત હર્ષ સાથે આનદ ઉપજે છે હસ્ત લાઘવીથી સર્વ દિશાઓમા મોટા બાણ નાખતા આ કુમારથી સગ્રામમા ગાડીવ ધનુષ ધરનાર અર્જુનની કઇ પણ હુ વિશેષતા જોતો નથી એ રીતે કહેતા દ્રોણાચાર્ય પ્રત્યે અભિમન્યુના બાણથી હણાયલા કર્ણે વળી આવી રીતે કહ્યુ કે અભિમન્યુના બાણથી પીડાયલા મારે સગ્રામમા ઉભુ રહેવુ જોઇએ, વાસ્તે ઉભો છુ, તથાપિ તેજસ્વી કુમારના અગ્નિ સરખા તેજવાળા અત્યત દારુણ એવા ભયકર બાણ આજ મારા હૃદયને ભેદે છે કર્ણના વચન સાભળી હસતા હોય નહિ તેની પેઠે ધીરેથી દ્રોણાચાર્યે કહ્યુ કે આ કુમારના પિતાને મે કવચ ધારણા શીખવેની છે તે સમગ્ર ધારણાને, મોટા શહેરને જીતનાર આ કુમાર જરૂર જાણે છે એથી આનુ કવચ અભેદ્ય છે અને યુવાવસ્થાવાળો પોતે પણ જલદી પરાક્રમ કરનાર છે, માટે હે રાધેય ! સાવધાન બાણેકરી બની શકે તો આનુ ધનુષ, પ્રત્યચા, બાણ, અશ્વ તથા પાછળ ચાલનાર સહિત સારથિને મારી તે વિમુખ થાય એવો પ્રહાર કર ધનુષ સહિત એને તો દૈત્ય તથા અસુર પણ જીતવા સમર્થ થઇ શકે તેમ નથી આચાર્યના એવા વચન સાભળી સૂર્યપુત્ર કર્ણે બાણેકરી ઉતાવળા થઇ હસ્ત લાઘવીથી બાણ નાખનાર અભિમન્યુનુ ધનુષ કાપી નાખ્યુ ભોજે અશ્વને માર્યા, ગૌતમે પાછળ ચાલનાર સહિત સારથિને હણ્યો જલદી બાણ નાખનાર, કપાઇ ગયેલા ધનુષવાળા એકલા તે બાળક ઉપર બાકીના તમારી તરફના યોદ્ધાઓ સહિત નિર્દય એવા છ મહારથિઓ એકદમ બાણનો વરસાદ કરવા લાગ્યા તોપણ કપાઇ ગયુ છે ધનુષ જેનુ એવો વિરથ થયેલો, શોભિતા અગવાળો અર્જુનપુત્ર ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી સ્વધર્મ ન છોડતા આકાશ માર્ગે કુદી લાઘવી તથા બળથી કૌશિકાદિક માર્ગેકરી ગરૂડની પેઠે આકાશમા વિચરવા લાગ્યો તે વખતે ખડ્ગ સહિત 'આ મારી ઉપરજ જરૂર પડશે' એમ જાણી ઉંચી છે દૃષ્ટિ જેની એવા સગ્રામમા છિદ્ર જોનાર તમારી તરફનાઓ મોટા ધનુષવાળા તેને વિંધવા લાગ્યા તેમાથી શત્રુને જીતનાર દ્રોણે તો ઉતાવળે એની મુષ્ટિમા રહેલુ મણિમય મુઠવાળુ ખડગ પાડી નાખ્યુ રાધાપુત્ર કર્ણે તીક્ષ્ણ બાણવડે ઉત્તમ એવી એની ઢાલ છેદી નાખી ત્યારે ઢાલ તથા ખડ્ગ રહિત બાણથી વિંધાઇ ગયેલો પૂર્ણ અગવાળો તે, આકાશમાથી પાછો પૃથ્વી ઉપર આવી ચક્ર ઉગામી ક્રોધથી દ્રોણ સામે દોડયો તે વખતે રથના ચક્રોમાથી ઉડતી રજેકરી ઉજ્વળ અને શોભિતુ છે અગ જેનુ તથા ઉજ્વળ ચક્ર છે હાથમા જેના, વાસુદેવ ભગવાનનુ અનુકરણ કરતો ક્ષણમાત્રમા ભયકર રૂપ ધારણ કરી અભિમન્યુ સગ્રામમા શોભતો હતો વળી શરીરમાથી સ્રવતા રૂધીરે કરી લાલ રગવાળા થયા છે વસ્ત્ર જેના, ક્રોધથી ચઢા

વેલી ભ્રકુટીએ કરી આકુળ, મોટા સિંહનાદ કરતો, સમર્થ, ઘણા બળવાળો, રાજાઓના મધ્યમા ઉભેલો અભિમન્યુ સંગ્રામમા અત્યંત શોભતો હતો

स्रुतरुधिरकृतैकरागवक्त्रो भ्रुकुटिपुटाकुलितोऽति सिंहनाद ।
प्रभुरमितबलो रणेऽभिमन्युर्नृपवरमध्यगतो भृशं व्य राजन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि अभिमन्युविरथकरणे गुर्जरभाषायामष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥

## અધ્યાય ૪૯ મો. અભિમન્યુ વધ.

संजय उवाच—विष्णो स्वसुर्नन्दकर सविष्णवायुधभूषण ।
रराजातिरथ संख्ये जनार्दन इवापर ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! વિષ્ણુ એવા શ્રીકૃષ્ણની બેનને આનંદ આપનાર વિષ્ણુના સરખા આયુધ તથા ભૂષણવાળો અતિરથ તે, સંગ્રામમા બીજા જનાર્દન ભગવાન સમ શોભતો હતો તે સમયે વાયુએ ઉડાડેલા કેશે કરી મનોહર, ઉગામેલ છે શ્રેષ્ઠ ચક્ર જેણે, અને દેવતાઓ પણ દુઃખે કરી જેની સામુ જોઇ શકે નહિ એવા અભિમન્યુને જોઇ, અત્યંત ઉદ્વિગ્ન થયેલા તમારી તરફના રાજાઓએ અનેક પ્રકારથી તે ચક્ર કાપી નાખ્યુ એ રીતે શત્રુઓએ ધનુષ, રથ, ખડ્ગ તથા ચક્ર રહિત કરેલો મહારથિ અર્જુનપુત્ર અભિમન્યુ, મોટી ગદા ગ્રહણ કરી અશ્વત્થામા સામે દોડયો પુરૂષમા શ્રેષ્ઠ અશ્વત્થામા પણ પ્રજ્વલિત વજ્ર સરખી ઉગામેલી ગદાને જોઇ રથમાં બેસવાના સ્થાનકથી ત્રણ પગલા દૂર ખસી ગયા તોપણ ગદાએ કરી તેમના અશ્વ તથા પાછળ ચાલનાર સહિત સારથિને મારી બાણે કરી વ્યાપ્ત સર્વ અંગવાળો સુભદ્રાપુત્ર અભિમન્યુ શિમોળિઆ સરખો દેખાતો હતો ત્યાર પછી તેણે સુબળપુત્ર કાલિકેયને મારી એના અનુચર સિત્યોત્તેર ગાંધારને માર્યા પછી રથિ એવા દશ વસાતિઓને મારી તેમજ કેકયોના સાત રથ તથા દશ હસ્તિઓને મારી, ગદાએ કરી અશ્વ સહિત દુઃશાસનપુત્રના રથને ભાગી નાખ્યો કોપાયમાન થયેલા દુઃશાસનપુત્રે ગદા ઉગામી સુભદ્રાપુત્ર અભિમન્યુ સામે દોડી ' અરે ઉભો રહે ઉભો રહે ' એમ તેને કહ્યુ ત્યાર પછી ઉગામેલ ગદાવાળા અન્યોન્ય વધને ઇચ્છતા શત્રુ એવા તે બેઉ, પૂર્વે મહાદેવજી તથા અંધકાસુરનુ જેવુ યુદ્ધ થયુ હતુ તેવુ યુદ્ધ કરવા લાગ્યા જેમ ગદાના અગ્રભાગથી પરસ્પર હણતા શત્રુને તપાવનાર તે બેઉ રણસંગ્રામના મધ્યમા બે ઇન્દ્રધ્વજ પડયા હોય તેમ નીચે પડી ગયા તેઓમાથી કૌરવોની કીર્તિને વધારનાર દુઃશાસનપુત્રે જલદી ઉઠી ઉભા થતા સુભદ્રાપુત્રના મસ્તકમા ગદા મારી તે વખતે મોટા ગદાના વેગથી તથા મહેનતથી મોહ પામેલો પર શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુ બેભાન થઇ પૃથ્વી પર પડી ગયો

હે રાજન્ ! એ રીતે ઘણાકે મળી સંગ્રામમા એકલા અભિમન્યુને માર્યો તે સમયે સર્વ સેનાને.ક્ષોભ પમાડી ઘણાકવડે હણાએલો શૂરવીર અભિમન્યુ કમલિનીને ક્ષોભ પમાડી

પારધિયો વડે હણાયેલો વનહસ્તિ શોભે તેમ શોભતો હતો વસતઋતુમા વનને બાળી શાંત થયેલા અગ્નિની પેઠે રણભૂમિમા પડતા તેને, તમારી તરફના સર્વ યોદ્ધાઓએ ઘેરી લીધો, પર્વતના શિખરોને મર્દન કરી મારી રીતે નિવૃત્ત થયેલા વાયુ સરખા અસ્તાચળ પ્રત્યે ગયેલા સૂર્ય સરખા, રાહુગ્રસ્ત ચન્દ્ર જેવા તથા સુકાએલા સમુદ્ર સરખા, પૂર્ણ ચદ્ર સરખા મુખથી શોભિતા, કાન આગળ રાખેલા કેશથી વિટાઇ ગયેલ નેત્રવાળા તમારી સેનાને તપાવી રણભૂમિમા પડેલા તેને જોઇ પરમ હર્ષયુક્ત થયેલા તમારી તરફના મહારથિઓ વારવાર સિંહનાદ કરવા લાગ્યા હે વિશાપતે ! એ રીતે હણાએલા અભિમન્યુને જોઇ તમારી તરફનાઓને પરમ હર્ષ થયો અને બીજા શૂરવીરોના નેત્રમાથી અશ્રુ પડવા લાગ્યા અતરિક્ષમા રહેલા પ્રાણિઓ આકાશમાથી પડેલો પૂર્ણચદ્ર હોય તેની પેઠે પૃથ્વી પર પડેલા તે શૂરવીરને જોઇ આક્રોશ કરવા લાગ્યા કે, ધૃતરાષ્ટ્ર તરફના દ્રોણ કર્ણાદિક છ મહારથિઓએ મળી એકલા બાળક અભિમન્યુને માર્યો, એ મોટો અધર્મ થયો એમ અમે માનીએ છીએ તે શૂરવીર હણાવાથી રણભૂમિ નક્ષત્રગણ સહિત આકાશ જેમ પૂર્ણ ચદ્રેકરી શોભે તેમ શોભતી હતી અને સુવર્ણના પુખવાળા બાણથી સપૂર્ણ, રુધિરના ઓઘથી વ્યાપ્ત, તેમજ શૂરવીરોના કુડળ સહિત શોભિતા મસ્તક, વિચિત્ર પ્રકારની હાથીની ઝુલ તથા પતાકાથી વિટાયેલી અને પડેલા ચામર, ઉત્તમ વસ્ત્ર, અશ્વ, નર તથા નાગના સુદર અલકાર, તીક્ષ્ણ ખડ્ગ, સર્પ સરખા બાણ, વિવિધ પ્રકારના કપાઇ ગયેલા ધનુષ, શક્તિ, ખડ્ગ, ભાલા, કપન તથા વિવિધ પ્રકારના બીજા આયુધેકરી યુક્ત ભયકર દેખાતી હતી તેમજ અભિમન્યુએ પાડેલા કેટલાએક નિર્જીવ તથા રુધિરથી વ્યાપ્ત શ્વાસોચ્છ્વાસ કરતા કેટલાક સવાર સહિત અશ્વ, અને બાણેકરી તેણે હણેલા અકુશ, મોટા માવત, કવચ આયુધ તથા ધ્વજ સહિત પડેલા પર્વત સરખા હસ્તિઓ, તથા નાશ પામ્યા છે અશ્વ, સારથિ તથા યુદ્ધ કરનાર જેમાથી એવા ક્ષોભ પામેલા હૃદય સરખા ઉત્તમ રથ તમજ વિવિધ પ્રકારના છે આયુધ તથા ભૂષણ જેમના એવા રણસગ્રામમા હણાયેલા પાયદળ સમૂહથી ભયકર રણભૂમિ ભીરુ પુરુષોને ત્રાસ ઉત્પન્ન કરતી થઇ પડી હે રાજન્ ! ચદ્ર તથા સૂર્ય સરખી કાંતિવાળા રણભૂમિમા પડેલા તેને જોઇ તમારાઓને અત્યત હર્ષ થયો અને પાડવ તરફનાઓને અત્યત વ્યથા થઇ એ રીતે નથી પ્રાપ્ત થઇ યુવાવસ્થા જેને એવો બાળક અભિમન્યુ હણાયો તે વખતે ધર્મરાજ જોતા તેની સર્વ સેના નાસવા લાગી, તે સમયે વિદીર્ણ થતા સૈન્યને જોઇ યુધિષ્ઠિર રાજાએ તે શૂરવીરોને આવી રીતે કહ્યુ કે, હણાયો તોપણ શૂરવીર અભિમન્યુ સગ્રામથી વિમુખ થયો નહિ, માટે એ તો સ્વર્ગમા ગયો હવે ભયનો ત્યાગ કરી નાસતા સૈન્યને ઉભુ રાખો સગ્રામમા શત્રુઓને આપણે જીતીશુ એ રીતે મોટા તેજવાળા યુદ્ધ કરનારાઓમા શ્રેષ્ઠ ધર્મરાજા, દુખિત થયેલા પોતાના તરફનાઓને કહી તેમનુ દુખ દૂર કરતા હતા હે રાજન્ ! સગ્રામમા કૃષ્ણ તથા અર્જુન સરખો પરાક્રમી અભિમન્યુ સર્પ સરખા આકારવાળા પોતાના શત્રુ એવા દશ હજાર રાજપુત્રોને તથા મહારથિ કૌશલ્ય, બૃહદ્બળને પણ પૂર્વે હણી પછી પોતે સ્વર્ગમા ગયો, એમા સશય નહિ રથ, અશ્વ, નર તથા હજારો હસ્તિઓને મારી સગ્રામથી તૃપ્ત થયેલો નહિ માટે શોચ કરવા યોગ્ય નહિ એવા પવિત્ર કર્મ કરનાર તે, પુણ્યથી સપાદન કરેલા પુણ્ય કરનારાઓના શાશ્વત લોકને પ્રાપ્ત થયો

अवितृप्त स सग्रामादशोच्य पुण्यकर्मकृत् ।
गत पुण्यकृतां लोकान् शाश्वतान् पुण्यनिर्जितान् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वण्यभिमन्युवधे गुर्जरभाषायामेकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

## અધ્યાય ૫૦ મો. શોકાકુલ રણભૂમિ.

संजय उवाच—वयं तु प्रवरं हत्वा तेषां ते शरपीडिताः ।
निवेशायाभ्युपायाम सायाह्ने रुधिरोक्षिताः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે શ્રેષ્ઠને મારી તેના બાણથી પીડિત તથા રૂધિરે કરી વ્યાપ્ત એવા અમે તો સાયંકાળ વખતે પોતાના તંબુ પર ગયા હે મહારાજ ! એ રીતે ગ્લાનિને પ્રાપ્ત થયેલા બેભાન સરખા અમે તથા મામાવાળા સંગ્રામને જોઇ ધીરેથી પોતપોતાને સ્થાનકે ગયા તે વખતે રક્ત કમળના રંગ સરખો લાલ સૂર્ય અસ્તાચળ પર્વત પ્રત્યે જવાથી રાત્રિ તથા દિવસોનો, શિયાળના રોવાથી અમંગળ તથા આશ્ચર્યરૂપ છે સંધિ જેમાં એવો સંધ્યાકાળ થયો રથાવરણ, ઢાલ તથા આભરણોની પ્રભાનો સંહાર કરતો સૂર્ય, આકાશ તથા પૃથ્વીની જાણે એકતાને પમાડતો હોય નહિ તેની પેઠે પ્રિય એવા પાવકરૂપ તનુને પ્રાપ્ત થતો હતો મોટા વાદળના સમુદાય તથા પર્વતના શિખર સરખા જાણે વજ્રથી પડતા હોય નહિ તેની પેઠે ભાલા, અંકુશ, કવચ, તથા મહાવત સહિત અભિમન્યુએ પાડેલા હસ્તિઓએ કરી રણભૂમિ અગમ્ય થઇ પડી હતી વળી હે નરાધિપ ! હણાયા છે સ્વામિ, અશ્વ તથા સારથિ જેમના એવા ચૂર્ણ થયા છે પાયદળ તથા ઉપસ્કર જેમાથી, પતાકા તથા ધ્વજ વગરના ચૂર્ણ કરેલા મોટા રથોએ કરી સંગ્રામમાં શત્રુઓએ હણેલા શહેરથી શોભે તેવી, તેમજ વિધાયા છે ઉપસ્કર તથા આભરણ જેમના એવા તથા વિખરાઈ ગયા છે જિહ્વા, દાંત, આંતરડા તથા નેત્ર જેમના એવા નાશ પામેલા અશ્વ સમુદાયેકરી ભયંકર છે દર્શન જેનું એવી થઇ હતી વિંધાયા છે કવચ, આભરણ, વસ્ત્ર તથા આયુધ જેમના અને નાશ પામ્યા છે હસ્તિ, અશ્વ, રથ તથા પાછળ ચાલનાર જેઓના, એવા અમૂલ્ય શય્યા તથા આસ્તરણને ઉચિત પુરૂષો, અભિમન્યુએ હણવાથી અનાથની પેઠે રણભૂમિ પર પડેલા દેખાતા હતા શ્વાન, શિયાળિયા, કાગડા, બગલા, ગરૂડ, વૃક, તરક્ષુ, રૂધિર પાન કરનાર પક્ષિયો, રાક્ષસોના ગણ તથા અત્યંત દારૂણ પિશાચના સમુદાય, અત્યંત પ્રસન્ન થઇ મરેલાની ત્વચાને ભેદી રૂધિર, વસા તથા મજ્જાનું પાન કરતા માંસને ખાતા તથા અનેક ધડને ઘસડતા અને ગ્રહણ કરતા, હસતા અને ગાતા હતા શરીર સમુદાયને વહેનાર રૂધિરરૂપી જલવાળી રથરૂપી છે હોડિઓ જેમા, હસ્તિરૂપી પર્વતથી સંકટરૂપ, માણસના મસ્તકરૂપી પાષાણ તથા માંસરૂપી કાદવવાળી, ભાગેલા નાના પ્રકારના શસ્ત્રરૂપ માળાવાળી, ભય વહેનારી, વૈતરણીની પેઠે દુસ્તર એવી નદી, યોદ્ધાઓએ રણસંગ્રામના મધ્યમાં પ્રવર્ત્તમાન કરી હે રાજન્ ! ઉગ્ર છે દર્શન છે જેનું, યમના દેશને વધારનાર ઉભા થઈ નૃત્ય કરતા કબંધેકરી સંકુલ, તે સંગ્રામને જોઇ સાયંકાલ વખતે ધીરેથી મનુષ્યો તેનો ત્યાગ કરી પોતપોતાને સ્થાનકે જવા લાગ્યા નાશ પામ્યા છે અમૂલ્ય ભૂષણ જેના એવા ઇન્દ્ર સરખા મહા બલવાન, સંગ્રામમાં પાડેલા સભામાં રહેલા હવ્ય વગરના અગ્નિ સરખા અભિમન્યુને તે વખતે મનુષ્યો દેખતા ન હતા

अपेतविध्वस्त महार्हभूषण निपातित शत्रुसम महाबल ॥
रणेऽभिमन्यु ददृशुस्तदाजना व्यपोढहव्य सदसीव पावक ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि तृतीयदिवसावहारे समरभूमिवर्णने गुर्जरभाषाया पंचाशत्तमोऽध्यायः ॥५०॥

## અધ્યાય ૫૧ મો. યુધિષ્ઠિરને થયેલો શોક.

संजय उवाच—हते तस्मिन् महावीर्ये सौभद्रे रथयूथपे ।
विमुक्त रथसन्नाहा. सर्वे निक्षिप्तकार्मुका ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! રથના યૂથને પાળનાર મહા પરાક્રમી સુભદ્રાપુત્ર હણાયો ત્યારે મૂકયા છે રથ, કવચ તથા ધનુષ જેમણે એવા અભિમન્યુ વિષે ગયુ છે મન જેમનુ એવા પાડવો તરફના સર્વ યોદ્ધાઓ યુદ્ધનુજ ધ્યાન કરતા યુધિષ્ઠિરને વિંટી તેમની પાસે બેઠા. એ રીતે શૂરવીર મહારથિ ભાઇનો પુત્ર અભિમન્યુ હણાયો તેથી અત્યત દુખિત યુધિષ્ઠિર રાજા આવી રીતે વિલાપ કરવા લાગ્યા કે, યુદ્ધમા, દુર્મદ, મોટા ધનુષવાળા, શૂરવીર, શત્રુ સૈન્યના યોદ્ધાઓ પણ જેની સામે ઉભા રહી શકતા ન હતા અને જેણે મારૂ પ્રિય કરવાની ઇચ્છાથી કોઈથી બાધ થઈ શકે નહિ એવા દ્રોણ સૈન્યને ભેદી, ગાયોના મધ્યમા જેમ કેસરી પ્રવેશ કરે તેમ વ્યૂહમા પ્રવેશ કર્યો, જેણે સન્મુખ ઉભેલા અમારા શત્રુ દુશાસનને પણ સગ્રામમા સજ્ઞા રહિત તથા વિમુખ કર્યો, શૂરવીર એવા આ અર્જુનપુત્ર દુસ્તર એવા દ્રોણ સૈન્યરૂપી મોટા સમુદ્રને તરી દુશાસનના પુત્રને મારી રણમા પડયો, એટલે હવે અર્જુન તથા પ્રિય પુત્રને ન જોતી મોટા ભાગ્યવાળી સુભદ્રાને હુ કેવી રીતે મુખ દેખાડી શકીશ ? તેમ શ્રી કૃષ્ણ તથા અર્જુનને પણ, તેઓ પૂછશે ત્યારે શો ઉત્તર આપીશ ? જયની આકાક્ષાવાળા પોતાનુ પ્રિય કરનાર મે જ સુભદ્રા, શ્રીકૃષ્ણ તથા અર્જુનનુ અપ્રિય કર્યું લોભી પુરૂષ જેમ લોભ તથા મોહથી કાર્યમા પ્રવર્તમાન થાય પણ તેમા રહેના દોષને જાણે નહિ તેમ રાજ્યના લોભી એવા મે આવા અનર્થરૂપ પ્રપાતને જોયો નહિ. જેને લીધે મે ભોજન, વાહન, શયન, તથા ભૂષણ ધારણ કરવા યોગ્ય એવા તરુણ કુમારને યુદ્ધમા મરાવ્યો પણ બાળક, તરૂણ તથા યુદ્ધમા અવિશારદ એવો અભિમન્યુ રૂડા અશ્વની પેઠે મોટા યુદ્ધમા ક્યાથી કુશળ રહે ? માટે હવે જો એની પાછળ આપણે પૃથ્વીમા શયન નહિ કરીએ તો ક્રોધેકરી પ્રદીપ્ત થયેલા અર્જુનના નેત્રેકરી બળી જઇશુ અલુબ્ધ, મતિમાન, લજ્જાવાન, ક્ષમાવાન, રૂપવાન, બળયુક્ત, ઉત્તમ શરીરવાળા, માનનીય શૂરવીર, સત્ય પરાક્રમવાળા તથા ઉત્તમ કર્મ કરનાર અર્જુનના કર્મની દેવતાઓ પણ પ્રશસા કરે છે તેમ પરાક્રમી એવા જેણે નિવાતકવચ તથા કાલકેય દૈત્યોને માર્યા હતા તેમજ જેણે મહેદ્રના શત્રુ હિરણ્યપુરવાસી ગણ સહિત પૌલોમને ચક્ષુના નિમિષમાત્રમા હણ્યા હતા સમર્થ એવા અભયની પ્રાર્થના કરતા શત્રુઓને પણ અભય આપનાર અર્જુનના બળવાન પુત્રને પણ આપણે રક્ષણ કરવા સમર્થ થઇ શક્યા નહિ તેમ મહા બળવાન કૌરવોને પણ અત્યત મોટો ભય પ્રાપ્ત થયો, કારણ પુત્ર વધથી ક્રોધાયમાન થયેલો અર્જુન કૌરવોને શિક્ષા કરશે ક્ષુદ્ર સહાયતાવાળો, ક્ષુદ્ર, પોતાના પક્ષનો

ક્ષય કરનાર દુર્યાધન પણ અર્જુનને જોઇ શોચ કરતો પોતાના જીવિતનો ત્યાગ કરશે હવે મને તો જેના પરાક્રમ કે પૌરૂષની ઉપમા આપવા લાયક બીજો કોઇ નથી એવા ઇન્દ્રના પુત્રના પુત્ર અભિમન્યુને પાડેલો જોઇ જય, રાજ્ય, અમરપણ તથા દેવલોકમા જઇ રહેવુ, એ કઇ પણ પ્રીતિ ઉપજાવશે નહિ

न मे जय प्रीतिकरो न राज्य न चामरत्व न सुरै' सलोकता ॥
इमं समीक्ष्या प्रतिवीर्यपौरुष निपातित देववरात्मजात्मज ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि युधिष्ठिरप्रलापे गुर्जरभाषायामेकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

## અધ્યાય ૫૨ મો. વ્યાસે આપેલું આશ્વાસન.

सजय उवाच—अथैन विलपन त कुंतीपुत्र युधिष्ठिर ।
कृष्णद्वैपायनस्तत्र आजगाममहानृषि' ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે કુંતિપુત્ર યુધિષ્ઠિર વિલાપ કરતા હતા, ત્યા કૃષ્ણદ્વૈપાયન એ નામ જેમનુ એવા મોટા ઋષિ વ્યાસજી પધાર્યા તેમની ઘટતી રીતે પૂજા કરી આસન ઉપર બેસાડી ભાઇના પુત્રના વધથી શોકસતપ્ત થયેલા યુધિષ્ઠિર રાજા આવી રીતે કહેવા લાગ્યા બાળક બુદ્ધિવાળો બાળક, પારકા શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુ બીજો ઉપાય ન ચાલતા સગ્રામમા યુદ્ધ કરવા ગયો હતો, તેને મોટા ધનુષવાળા અસ્ત્રમર્મયુક્ત ઘણાક મહારથિઓએ ચોતરફથી ઘેરી લઇ સગ્રામમા યુદ્ધ કરતા માર્યો, તેમ ઉપાયાતર ન મળતા મેં જ તેને કહ્યુ કે, આપણે જવા સારૂ ચક્રવ્યૂહમા તુ દ્વાર ઉત્પન્ન કર મારા વચન સાભળી તે વ્યૂહમા પ્રવિષ્ટ થયો કે પાછળ પ્રવેશ કરનાર અમોને સિધુરાજાએ વારી રાખ્યા. તેમ યુદ્ધથી જીવનાર પુરૂષોએ સરખે સરખા સાથે યુદ્ધ કરવુ જોઇએ, પણ શત્રુઓએ જે કર્યું એ કાંઇ સમાન યુદ્ધ કહેવાય નહિ. શોકાશ્રુએ વ્યાપ્ત તથા અત્યત સતપ્ત થયેલો હુ વારવાર વિચાર કરૂ છુ તોપણ શાંતિ પામતો નથી

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે વિલાપ કરતા તથા શોકે કરી વ્યાકુળ મનવાળા યુધિષ્ઠિરને ભગવાન વ્યાસજીએ આવી રીતે કહ્યુ કે, હે યુધિષ્ઠિર ! હે મહાપ્રાજ્ઞ ! હે સર્વ શાસ્ત્રમા વિશારદ ! હે ભરતર્ષભ ! વ્યસન આવ્યેથી તમારા જેવા પુરૂષ મોહને પ્રાપ્ત થતા નથી પુરૂષમા ઉત્તમ આ શૂરવીર બાળક અભિમન્યુ તો સગ્રામમા ઘણાક શત્રુઓને મારી બાળકથી ન થઇ શકે એવુ મોટુ કર્મ કરી સ્વર્ગમા ગયો હે યુધિષ્ઠિર ! હે ભારત ! મૃત્યુ તો દેવ દાનવ તથા ગધર્વને પણ મારે છે, માટે આ વિધિ કોઇથી અતિક્રમણ થઇ શકે તેમ નથી વ્યાસજીના વચન સાભળી વળી યુધિષ્ઠિર આવી રીતે પૂછવા લાગ્યા કે, સેનાના મધ્યમા નાશ પામેલા આ મહા બળવાન રાજાઓ મૃત એવુ નામ ધારણ કરી પૃથ્વીતલ વિષે સુતા છે દશ હજાર હસ્તિ સરખા બળવાળા, કેટલાક વાયુના વેગ સરખા બળવાળા, તુલ્યરૂપ

ધારણ કરનાર પુરુષોને સંગ્રામમાં બીજા પુરુષોએ હણ્યા કેટલાક પરાક્રમ સંપન્ન તપોબળે યુક્ત અને આપણે જીતવું એ રીતે અન્યોન્ય જેમના હૃદયમાં રહ્યું છે એવા, આયુષ્ય વગરના પ્રાપ્ત પણ નાશને પ્રાપ્ત થઈ રણભૂમિમાં સુતા છે તે બહુધા ભયંકર પરાક્રમવાળા રાજાઓ પણ મરણ પામ્યા તેમજ ક્રોધાયમાન થયેલા શરીર રાજપુત્રો પણ ચેષ્ટા તથા અભિમાન રહિત થઇ વૈશ્વાનરના મુખમાં મયા પણ સંગ્રામમાં પ્રાણિઓના હણનારને કદી હું દેખતો નથી સર્વ મૃત થયા એટલે કે પુરૂષ મરણ પામ્યો એમ કહેવાય છે, માટે મૃત શબ્દેકરી ધાતુનો અર્થ જોતા પ્રાણ ત્યાગ વિષે પુરૂષને સ્વતંત્રતા જણાય છે, માટે મને સંશય થાય છે કે પુરૂષને શું બીજો કોઇ મારે છે ? વા પોતેજ પોતાના આત્માને મારે છે ? તેમાં પણ જો બીજો મારનાર છે તો કેણ કોને મારનાર છે અને પોતે પોતાના આત્માને મારે છે તો શા કારણ માટે પોતે પોતાને મૃત્યુરૂપ થાય છે ? હે પિતામહ ! તે વૃત્તાંત મને કહો

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! તે રીતે પૂછતા કુંતિપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે ભગવાન વ્યાસજી આશ્વાસનપૂર્વક આવી રીતે કહેવા લાગ્યા હે નૃપ ! પૂર્વે અકંપન નામના રાજાને નારદજીએ કહેલો પ્રાચીન ઇતિહાસ હું તને કહું તે સાંભળ હે રાજેન્દ્ર ! તે રાજા પણ લોકવિષે સહન• થાય નહિ એવા પુત્રમરણરૂપિ દુ:ખને પ્રાપ્ત થયો હતો જે સાંભળવાથી સ્નેહમૂલક દુ:ખથી તું મુક્ત થઇશ મૃત્યુ શું છે તે વિષેનું સમસ્ત પાપ સમુદાય ટાળનાર, ધન તથા આયુષ્ય આપનાર શોકને ટાળનાર, પુષ્ટિ વધારનાર, પવિત્ર, શત્રુ સમુદાયને હણનાર, મંગલોનું પણ મંગલરૂપ, હે મહારાજ ! વેદાધ્યયન તથા ભારતાખ્યાનની પેઠે હમેશા શ્રવણ કરવા લાયક, નિરંતર પ્રાતઃકાળે સાંભળવાથી આયુષ્યમાન પુત્ર, રાજ્ય તથા લક્ષ્મીને આપનાર એવું ધન્ય આખ્યાન કહું તે તું સાંભળ હે તાત ! પૂર્વે સતયુગમાં અકંપન એવા નામે એક રાજા હતો તે રણસંગ્રામના મધ્યમાં શત્રુને વશ થયો અને બળમાં નારાયણ સરખો, શોભિતો, અસ્ત્ર શીખેલો, મેધાવી, યુદ્ધમાં ઇન્દ્ર સરખો તથા બળવાન હરિ નામે તેનો એક પુત્ર હતો, તે પણ સંગ્રામના મધ્યમાં ઘણાક શત્રુથી વિંટાઇ ગયો તોપણ યોદ્ધાઓ તથા હસ્તિઓ ઉપર હજારો બાણ ફેંકતો શત્રુને તપાવનાર સંગ્રામમાં દુષ્કર કર્મ કરી શત્રુઓના હાથથી મરણ પામ્યો શોકયુક્ત અકંપન રાજા મરણ પામેના પુત્રના પ્રેતકૃત્ય કરી રાત્રિ દિવસ શોચ કરતો હતો, પણ સુખને પ્રાપ્ત થતો ન હતો, ત્યારે દેવર્ષિ નારદ, પુત્રના દુ:ખથી થયેલા તેના શોકને જાણી એની પાસે આવ્યા, તેમને જોઇ મોટા ભાગ્યવાળો તે રાજા ઘટતી રીતે દેવર્ષિની પૂજા કરી બનેલું સર્વ વૃત્તાંત કહેવા લાગ્યો હે દેવર્ષિસત્તમ ! ઇન્દ્ર તથા વિષ્ણુ સરખી કાંતિવાળા મહા પરાક્રમી બળવાન મારા પુત્રને સંગ્રામમાં પરાક્રમ કરી ઘણાક શત્રુઓએ માર્યો, માટે હે મતિમાનમાં શ્રેષ્ઠ ! હે ભગવન્ ! મૃત્યુ એટલે શું ? અને તેનું વીર્યબળ તથા પૌરૂષ શું છે તે બધું તમારા થકી હું સાંભળવાને ઇચ્છુ છું

અકંપન રાજાના વચન સાંભળી વર આપનાર સમર્થ નારદજી પુત્રનો શોક ટાળનાર એવું તે મોટું આખ્યાન કહેવા લાગ્યા હે વસુધાધિપ ! હે મહાબાહો ! ઘણાક વિસ્તારવાળું આ આખ્યાન મેં પણ જે રીતે સાંભળ્યું છે તે પ્રમાણે કહું તે તું સાંભળ મોટા તેજવાળા, સમર્થ પિતામહ બ્રહ્માએ પ્રથમ સ્વર્ગના આરંભે પ્રજાને ઉત્પન્ન કરી, પણ પાછો આ જગતનો સંહાર ન થયો તે જોઇ, સંહાર કેવી રીતે કરવો, તેનો વિચાર કરવા લાગ્યા તોપણ તેમ કરવાનો ઉપાય તેમના જાણવામાં આવ્યો નહિ તેમથી તેને ક્રોધ ઉત્પન્ન થયો તેમના શ્રોત્રા-

દિક છિદ્રમાંથી અગ્નિ ઉત્પન્ન થયો બાળવાને ઇચ્છતા તેણે સર્વ દિશાઓ વ્યાપ્ત થઇ ગઇ ચરાચર સર્વ જગત, આકાશ તથા પૃથ્વી પણ જ્વાળારૂપી માળાઓકરી આકુળ થઇ એવી રીતે સમર્થ બ્રહ્મા સર્વનો સંહાર કરવા લાગ્યા એ રીતે બ્રહ્માના ક્રોધના વેગથી સ્થાવર જંગમ સર્વ પ્રાણી નાશ પામવા લાગ્યા તે જોઇ નિશાચરના પતિ જટાધારણ કરેલા, દુઃખ હરણ કરનાર રૂદ્ર-સ્થાણુ, પ્રજાના હિત વાસ્તે પરમેષ્ઠિ એવા બ્રહ્મદેવને શરણે આવ્યા તે જોઇ મહામુનિ પરમદેવ બ્રહ્માજીએ જ્વલાયમાન થતા હોય નહિ તેની પેઠે આવી રીતે તેમને કહ્યું કે, હે પુત્રક ! હે સ્થાણો ! હે ઇચ્છા કરવા યોગ્ય ! મારી ઇચ્છાથી તું ઉત્પન્ન થયો છું શું તારી ઇચ્છા અમે પૂર્ણ કરીએ ? તારી ઇચ્છા હોય તે તું કહે તારૂં સર્વ હું પ્રિય કરીશ.

किं कुर्मकाम कामार्हकामाज्जातोसि पुत्रक ।
करिष्यामि प्रिय सर्वं ब्रूहि स्थाणो यदिच्छसि ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

## અધ્યાય ૫૩ મો. મૃત્યુ તે શું ?

स्थाणुरुवाच—प्रजासर्गनिमित्तं हि कृतो यत्नस्त्वया विभो ।
त्वया सृष्टाश्च वृद्धाश्च भूतग्रामा पृथग्विधा ॥ १ ॥

સ્થાણુ કહે છે—હે વિભો ! પ્રજાના સર્ગ વાસ્તે તમે યત્ન કર્યો, તેથી જુદા જુદા ભૂતગ્રામ તમે ઉત્પન્ન કર્યા અને તે વૃદ્ધિગત થયા તે સર્વ પ્રજા પછી તમારા ક્રોધથી બળી જાય છે તેને જોઇ મને દયા આવે છે, માટે હે પ્રભો ! હે ભગવન્ ! મારા ઉપર પ્રસન્ન થાઓ, એવા સ્થાણુના વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે, મારે આ જગત ' આ રીતે થાય ' એમ સંહાર કરવાની કામના હતી નહિ, પરંતુ પૃથ્વીના હિત વાસ્તે મને ક્રોધ ઉત્પન્ન થયો, કારણ ભારથી પીડાયેલી પૃથ્વીએ સંહાર વાસ્તે મારી પ્રાર્થના કરી તોપણ અનંત એવા આ જગતના અનેક તરેહના સંહારને હું સમજી શકયો નહતો તેથી મને ક્રોધ પ્રાપ્ત થયો. બ્રહ્માના વચન સાંભળી વળી મહાદેવજીએ કહ્યું કે, સંહાર વાસ્તે તમારે ક્રોધ કરવો નહિ અને પ્રસન્ન થાઓ, કારણ સ્થાવર જંગમાત્મક પ્રજાનો નાશ ન થાઓ હે ભગવન્ ! તમારા પ્રસાદથી ભૂત, ભવિષ્ય, વર્તમાનરૂપ જગત સર્વદા રહો હે ભગવન્ ! તમારા ક્રોધથી ઉત્પન્ન થયેલો અગ્નિ, પર્વતના શિખર, વૃક્ષ, નદીઓ, સર્વ નાના જળાશય, તૃણ સમુદાય તથા સ્થાવર જંગમાત્મક સર્વ જગતને નિઃશેષ કરે છે, માટે હે ભગવન્ ! તમને રોષ ન થાય એજ મને વર આપો કારણ કોઇ રીતે તમે સૃજેલી સર્વ પ્રજા નાશ થાય છે આ તેજ નિવૃત્ત થઇ તમારે વિષેજ લીન થાઓ હે દેવ ! પ્રજાના હિત વાસ્તે સારી રીતે જુઓ આ સર્વ પ્રાણી જે રીતે નિવૃત્તિ પામે તે રીતે કરો. હે આદિદેવ ! લોકની વૃદ્ધિ કરવામાં મને જોડી, કેમ લોકનો નાશ કરો છો ? હે જગન્નાથ ! જે રીતે આ સ્થાવર જંગમાત્મક જગત નાશ ન પામે તે રીતે કરો. દેવ એવા તમોને પ્રસાદમાં સુમુખ જોઇ આ રીતે હું કહું છું

નારદ કહે છે—હે અકંપન રાજા ! પ્રજાના હિતરૂપ મહાદેવજીના વચન સાંભળી બ્રહ્માજીએ બહાર નીકળેલું તેજ પાછું પોતાના અંતરાત્મા વિષે ધારણ કર્યું લોકે સત્કાર કરેલા ભગવાન સમર્થ બ્રહ્માએ એ રીતે અગ્નિનો ઉપસંહાર કરી સૃષ્ટિ તથા મોક્ષના હેતુરૂપ પ્રવૃત્ત અને નિવૃત્ત નામના બે પ્રકારના કર્મ કહી દેખાડયા એવી રીતે રોષથી ઉત્પન્ન થયેલા અગ્નિને સંહાર કર્તા મહાત્મા બ્રહ્માના સર્વ ઇંદ્રિય છિદ્રમાંથી કાળો, લાલ તથા પીંગળો છે વર્ણ જેનો અને લાલ છે જીભ્હા, મુખ તથા નેત્ર જેના એવી અને તપ્ત એવા કુંડળ ધારણ કરેલી તપ્ત ભૂષણવાળી એક નારી ઉત્પન્ન થઈ એવી રીતે ઇંદ્રિય છિદ્રમાંથી નિકળેલી તે, આદિદેવ બ્રહ્મા રૂદ્રને જોઇ હાસ્ય કરી દક્ષિણ દિશાનો આશ્રય કરી ઉભી રહી તે વખતે આદિદેવ એવા બ્રહ્મા તેને બોલાવી કહેવા લાગ્યા કે, હે મૃત્યો ! તું સંહારરૂપ બુદ્ધિએ કરી મારા રોષથી ઉત્પન્ન થઇ છે માટે જડ તથા પંડિતરૂપ સર્વ પ્રજાનો મારી આજ્ઞાથી તું સંહાર કર, નહિ તો તું કલ્યાણને પ્રાપ્ત થઇશ નહિ બ્રહ્માના વચન સાંભળી કમળ સરખા નેત્રવાળી મૃત્યુરૂપી નારી ઘણોજ વિચાર કરી રૂડા સ્વરથી અત્યંત રોવા લાગી તે વખતે પિતામહ એવા બ્રહ્મા બે હાથથી તેના અશ્રુ લોહી સર્વ ભૂતના કલ્યાણ વાસ્તે તેને આ પ્રમાણે સમજાવવા લાગ્યા •

> **पाणिभ्यां प्रतिजग्राह तान्यश्रूणि पितामह ।**
> **सर्वभूतहितार्थाय तां चाप्यनुनयत्तदा ॥**

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि मृत्युकथने गुर्जर भाषायां त्रिपंचाशत्तमोऽध्यायः॥ ५३ ॥**

## અધ્યાય ૫૪ મો. મૃત્યુ અને પ્રજાપતિ સંવાદ.

> **नारद उवाच—विनीय दुःखमबला आत्मन्येव प्रजापतिं ।**
> **उवाच प्रांजलिर्भूत्वा लतेवावर्जितापन ॥ १ ॥**

નારદ કહે છે—હે અકંપન ! પછી તે અબળા પોતાને વિષેજ દુઃખ શમાવી કર્માએલી લતાની પેઠે બે હાથ જોડી બ્રહ્માને કહેવા લાગી કે, બોલનારાઓમાં શ્રેષ્ઠ, આ સ્ત્રી તમે શું કરવા મને ઉત્પન્ન કરી ? તે અહિતરૂપ એવું ક્રૂર કર્મ હું શું જાણી કરૂં ? હે ભગવન્ ! હે પ્રભો ! અધર્મથી હું બીહું છું માટે મારી ઉપર પ્રસન્ન થાઓ હે દેવ ! પુત્ર, વયસ્ય, ભાઇઓ, માતાઓ, પિતાઓ તથા પતિઓને જો હું મારૂં તો તેમના સંબંધિઓ મારૂં અનિષ્ટ ચિંતન કરે, તેથી હું બીહું છું હે સર્વોત્તમ ! મરનારના રૂદન કરતા કૃપણ બંધુઓના જે અશ્રુબિંદુ પડે તેથી અત્યંત ભય પામતી હું તમારે શરણે આવી છું હે દેવ ! યમ રાજાના ઘર પ્રત્યે જઇશ નહિ હે લોકપિતામહ ! કાયાથી, મસ્તકથી તથા અંજલિએ કરી હું તમારે શરણે આવી છું, અને મારે એ કામ ન કરવું પડે, એજ કામના તમારા થકી ઇચ્છું છું હે પ્રભો ! હે ભગવન્ ! હે પ્રજેશ્વર ! તમારા પ્રસાદથી હું તો તપ કરવા ઇચ્છું છું માટે એવું તમે મને આપો હે ભગવન્ ! તમે આજ્ઞા આપેલી હું ઉત્તમ ધેનુકાશ્રમમાં જઈ ત્યાં પણ તમારા આરાધનમાં તત્પર રહી તીવ્ર તપ કરીશ, પણ હે દેવેશ ! વિલાપ કરતા

પ્રાણિયોના પ્રિય પ્રાણને હરણ કરવા હું સમર્થ નહિ થાઉં, માટે હે ભગવન્! અધર્મથી મારી રક્ષા કરો. મૃત્યુરૂપ તે સ્ત્રીનાં વચન સાંભળી બ્રહ્માએ તેને કહ્યું કે, હે મૃત્યો! પ્રજા સંહારના હેતુએ કરીનેજ મેં તને સંકલ્પિત કરી છે, વાસ્તે તું જા અને વિચાર ન કર, સર્વ પ્રજાનો સંહાર કર. મેં કહેલું તે એમજ થશે, અન્યથા નહિ થાય માટે મારા વચન પ્રમાણે કર. તારી લોકમાં નિંદા નહિ થાય. નારદ કહે છે, હે અકંપનરાજા! બ્રહ્માએ કહ્યું તોપણ પ્રસન્નતાથી બ્રહ્મા સામે હાથ જોડી ઉભેલી તે મૃત્યુરૂપી સ્ત્રીએ પ્રજાના હિત વાસ્તે સંહાર વિષે બુદ્ધિ ન કરી, ત્યારે પ્રજાના ઇશ્વરેશ્વર પ્રજાપતિ બ્રહ્મા તૂષ્ણીભાવને પ્રાપ્ત થઇ પોતાની મેળેજ જલદી પોતે પ્રસન્ન થયા, પ્રસન્નતાથી સર્વ લોકને પોતે જોયા, એટલે એ રીતે ક્રોધ રહિત તેણે જોયેલા લોક જેવા પૂર્વે હતા તેવા પાછા થઇ રહ્યા. પરાજય પામેલા નહિ તથા ભગવાન એવા તે બ્રહ્મા રોષ રહિત થયા તેને જોઇ કન્યારૂપી મૃત્યુ પ્રજા સંહારને અનંગીકાર કરી જલદી બુદ્ધિમાન બ્રહ્મા પાસેથી ધેનુકાશ્રમમાં ગઇ. ત્યાં જઇ તેણે એક પગે ઉભા રહી સોળ પદ્મ સુધી તીવ્ર એવું ઉત્તમ તપ કર્યું, વળી દયાને લીધે પ્રજાના હિત વાસ્તે પ્રિય વિષયોમાંથી ઇન્દ્રિયોને નિવૃત્ત કરી એક પગે કરી બીજા એકવીશ પદ્મ સુધી તપશ્ચર્યા કરી ત્યાર પછી દશ હજાર પદ્મ મૃગ સાથે વિચરતાં તપશ્ચરણ કર્યું. પછી નિર્મળ તથા શીત છે ઉદક જેમાં એવી પવિત્ર નંદાનદી પ્રત્યે જઇ આઠ હજાર વર્ષ સુધી જળમાં તપશ્ચર્યા કરી એ રીતે નિયમ ધારણ કરનાર પાપ રહિત તેણે પવિત્ર એવી કૌશિકી નદી પ્રત્યે જઇ વાયુ તથા જળનો આહાર કરી ત્યાં પણ તપ કર્યું. પંચગંગામાં તથા વેતસક તીર્થમાં તપશ્ચર્યાથી તેણે પોતાનું શરીર કૃશ કર્યું. ત્યારપછી ગંગા પ્રત્યે જઇ ત્યાંથી મહામેરૂમાં જઇ પ્રાણાયામ કરી પાષાણની પેઠે ચેષ્ટા રહિત થઇ તપશ્ચર્યા કરી. પછી જ્યાં પૂર્વે દેવતાઓએ યજન કર્યું હતું ત્યાં હિમાલયના શિખર ઉપર એક અંગુઠા ઉપર શરીરનો ભાર દઇ ઘણાં વર્ષ તપશ્ચર્યા કરી ત્યાંથી પુષ્કરતીર્થ ગોકર્ણમાં, નૈમિષારણ્યમાં તથા મલયપર્વત વિષે જઇ મનને પ્રિય એવા નિયમે કરી પોતાના દેહને આકર્ષણ કરતી રહી, નથી બીજો દેવ જેને એવી પિતામહ વિષે દૃઢ ભક્તિવાળી તેણે ધર્માચરણે કરી બ્રહ્માને પ્રસન્ન કર્યાં. હે રાજન્! એ રીતે તપશ્ચર્યાએ કરી તેને પ્રસન્ન થયેલા પ્રસન્ન મનવાળા લોકને ઉત્પન્ન કરનાર અવિનાશી બ્રહ્માએ આવી રીતે તેને કહ્યું કે, હે મૃત્યો! આ અતિ તપશ્ચર્યા તું શામાટે કરે છે? બ્રહ્માના વચન સાંભળી તેણે ભગવાન એવા પિતામહ બ્રહ્માને કહ્યું કે હે પ્રભો! હે દેવ! સ્વસ્થ તથા આક્રોશ કરતી પ્રજાને હું ન હણું, હે સર્વેશ! એ વરને તમારાથી હું ઇચ્છું છું. હે મહાભાગ! અધર્મથી બનેલી હું તપશ્ચર્યા કરૂં છું માટે હે અવ્યય! ભયભીત થયેલી મને અભય આપો. પીડિત તથા નિરપરાધી નારી એવી હું તમારી પાસે યાચના કરૂં છું માટે મારી ગતિરૂપ થાઓ. તેના એવા વચન સાંભળી ભૂત, ભવ્ય તથા ભવિષ્ય જાણનાર બ્રહ્માએ આવી રીતે તેને કહ્યું કે, હે ભદ્રે! હે મૃત્યો! આ પ્રજાનો સંહાર કરવાથી તને અધર્મનો સ્પર્શ નહિ થાય પણ મેં જે કહ્યું છે તે મિથ્યા નહિ થાય, માટે હે કલ્યાણિ! ચાર પ્રકારની સર્વ પ્રજાનો તું સંહાર કર. તને સનાતન એવો ધર્મ પવિત્ર કરશે અને લોકપાલ યમ તથા વ્યાધિયો તને સહાય થશે. તેમ હું તથા દેવતાઓ તને વર આપશું તેથી પાપ રહિત નિર્મળ તું ખ્યાતિને પ્રાપ્ત થઇશ. હે મહારાજ! બ્રહ્માના વચન સાંભળી હાથ જોડી મસ્તકથી સમર્થ બ્રહ્માને પ્રણામ કરી મૃત્યુરૂપી સ્ત્રી આવી રીતે વચન કહેવા લાગી કે, હે પ્રભો! એ કાર્ય મારા વગર ન જ બનતું હોય તો તમારી આજ્ઞાને હું મસ્તક ઉપર ચઢાવું છું, પણ હું કહું તે સાંભળો. લોભ, ક્રોધ,

અસૂયા, ઇર્ષ્યા, દ્રોહ, મોહ, લજ્જારહિતપણુ, તથા પરસ્પર પરૂષ વાણી જુદાં જુદા એટલા પ્રાણિઓના દેહને ભેદે છે મૃત્યુના વચન સાભળી બ્રહ્મા આવી રીતે કહેવા લાગ્યા કે, હે મૃત્યો ! તારા અશ્રુબિંદુ મારા હાથમા રહ્યા છે તે વ્યાધિરૂપ થઇ પ્રાણિઓને પીડશે અને ગયા છે પ્રાણ જેમના એવા માણસોને મારશે, પણ તેજ માટે તને અધર્મ નહિ થાય, વાસ્તે ભય ન ધર તુ ધર્મની નિયતા ધર્મરૂપ એવી ધર્મભૂત થઇને પ્રાણિઓના પ્રાણને હરણ કર એ રીતે કામ તથા રોષનો ત્યાગ કરી સર્વ પ્રાણિયોના જીવને તુ હરણ કર, એમ કરવાથી તો અનત એવો ધર્મ તને થશે મિથ્યા વૃત્તિવાળાઓને અધર્મ મારશે ને તુ કામ, ક્રોધ રહિત આત્માએ કરી તારા આત્માને પાવન કર પ્રાણિઓ અસત્યને લીધે પોતાના આત્માને પાપવિષે ડૂબાવશે માટે તુ તો અતરમા આવલા કામ તથા રોષનો ત્યાગ કરી જીવોનો સહાર કર

નારદ કહે છે—હે અકપનરાજા ! બ્રહ્માના વચન સાભળી તેમના શાપથી ભયભીત થયેલી તે મૃત્યુસજ્ઞક નારી 'ઠીક ઘણુ સારૂ, તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ' એમ કહી આસક્તિ રહિત કામ તથા ક્રોધનો ત્યાગ કરી અતકાળે પ્રાણિઓના પ્રાણને હરણ કરવા લાગી એ રીતે મૃત્યુ થકી ઉત્પન્ન થયેના અનેક વ્યાધિઓ જીવને પીડે છે તે પછી આયુષ્ય કર્મને અને મૃત્યુ પ્રાણિઓના પ્રાણને હરણ કરે છે, માટે વૃથા શોક કરવો એ યોગ્ય નથી હે રાજસિંહ ! સર્વ ઇન્દ્રિયો પણ જીવ સહિત આયુષ્ય કર્મને અતે પરલોકમા પણ યાતાયાત કરે છે અને ભયકર તથા ઘોર શબ્દવાળો મોટા પરાક્રમ યુક્ત પ્રાણવાયુ પ્રાણીના દેહનો હમેશ નાશ કરે છે પણ કઇ ચેતનનો નાશ કરતો નથી કારણ તે ચેતન પ્રાણિ તો સર્વ વ્યાપક છે માટે આ વૃદ્ધાદિ રહિત છે હે રાજસિંહ ! બ્રહ્માદિક દેવતાઓને પણ મૃત્યુ તો સ્વાભાવિક છે પોતાના દોષને લીધે પોતેજ પોતાના મૃત્યુરૂપ થવાય છે વાસ્તે તુ પુત્રનો શોક કર મા તેમ તારો પુત્ર વીરલોકોને પામવા લાયક એવા સ્વર્ગલોકને પ્રાપ્ત થઇ ત્યા નિરતર હર્ષ પામે છે એ રીતે યદ્યપિ પુરૂષ પોતે પોતાનો મૃત્યુ છે તથાપિ અત સમયે પ્રાણ હણનાર મૃત્યુરૂપી દેવતા પ્રજાના પ્રાણ હરણ કરે છે સર્વ પ્રાણિયો પોતાના આત્માને પોતે હણે છે, પણ મૃત્યુ કઇ હાથમા દડ લેઇ તેમને મારતો નથી, માટે ધીર પુરૂષો બ્રહ્માનુ સૃજેલ મૃત્યુ નિશ્ચય થવાનુ છેજ એમ માની મરનારનો શોચ કરતા નથી તુ પણ આજ રીતે દેવની કલ્પેલી સૃષ્ટિ છે એમ જાણી તત્કાળ શોકનો ત્યાગ કર વ્યાસજી કહે છે—હે યુધિષ્ઠિર રાજા ! એ રીતે નારદે કહેલા ગભીર અર્થવાળા વચન સાભળી અકપન નામનો તે રાજા પોતાના સખા નારદ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો હે ભગવન્ ! હે ઋષિસત્તમ ! તમારા મુખથકી આ ઇતિહાસ સાભળી હુ શોકરહિત તથા કૃતાર્થ થયો છુ, અને આપને પ્રણામ કરૂ છુ તેના વચન સાભળી ઋષિયોમા અત્યત ઉત્તમ દેવર્ષિ એવા આત્મવેત્તા નારદજી તત્કાળ નદન નામના ઇન્દ્રવન પ્રત્યે પધાર્યા પવિત્ર, યશ તથા સ્વર્ગ, ધન તથા આયુષ્યને આપનાર એવા આ ઇતિહાસનુ શ્રવણ તને મારે કરાવવુ છે, માટે હે યુધિષ્ઠિર રાજા ! તમે પણ એ વાત સાભળી ક્ષાત્રધર્મ તથા શૂરવીરોની પરમગતિને તથા આ મહારથિ અને મહા પરાક્રમી અભિમન્યુ પણ સર્વ ધનુષ ધરનારની આગળ શત્રુઓને મારી મોટા ધનુષવાળો મહારથિ તે સામે ચાલી ખડ્ગ, શક્તિ, ગદા તથા ધનુષે કરી હણાયો તેથી સ્વર્ગલોકને પ્રાપ્ત થયો છે નિર્મળ ચદ્રમાના અશમાથી ઉત્પન્ન થયેલો તે પાછો

તે સ્થાનકે ગયો એમ જાણી, ભાઇઓ સહિત ધીરજ રાખી તૈયાર થયેલા સાવધાન તમો હે યુધિષ્ઠિર ! જલદી પાછા યુદ્ધ કરવા તૈયાર થાઓ.

तस्मात्परां धृतिं कृत्वा भ्रातृभिः सहपांडव ।
अप्रमत्तः सुसन्नद्धः शीघ्रं योद्धुमुपाक्रम ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि मृत्युप्रजापतिसंवादे गुर्जरभाषायां चतुष्पंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

## અધ્યાય ૫૫ મો. સોળ રાજાઓનાં આખ્યાન.

संजय उवाच—श्रुत्वा मृत्युसमुत्पत्तिं कर्माण्यनुपमानि च ।
धर्मराजः पुनर्वाक्यं प्रसाद्यैनमथाब्रवीत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! મૃત્યુની ઉત્પત્તિ તથા અનુપમ એવા કર્મ સાંભળી ધર્મ-રાજા વ્યાસજીને પ્રસન્ન કરી ફરી આવી રીતે કહેવા લાગ્યા કે, હે ગુરો ! પૂર્વના રાજાઓ પવિત્ર કર્મવાળા ઇન્દ્ર જેવા પરાક્રમી, નિષ્પાપ તથા સત્યવાદિ હતા માટે તે પ્રાચીન રાજર્ષિયોના કર્મે કરી તમારી સત્યવાણીથી ફરી મને આશ્વાસના કરો. કેટની દક્ષિણા અને પુણ્ય કરનારા કયા મહાત્મા રાજર્ષિઓએ તે આપી એ સર્વ મને કહો. યુધિષ્ઠિરના વચન સાંભળી વ્યાસજી કહેવા લાગ્યા કે હે યુધિષ્ઠિર રાજા ! પર્વત તથા નારદ નામના બે ઋષિ એક બીજાના સખા હતા એવો એક શૈબ્ય રાજાનો સૃંજય નામે પુત્ર હતો. તે બેઉ ઋષિ એક વખતે પોતાના મિત્રને જોવાની ઇચ્છાથી તેને ઘેર ગયા. તેમની વિધિપૂર્વક પૂજા કરી તેથી પ્રસન્ન થયેલા તે સુખે કરી ત્યાં રહ્યા. એકવાર સૃંજય રાજા તે બેઉ ઋષિયો સહિત સુખે કરી બેઠો હતો તેટલામાં પવિત્ર છે હાસ્ય જેનું એવી ઉપવર થયેલી તેની કન્યા સૃંજય પાસે આવી તેને વિધિથી પ્રણામ કર્યા ત્યારે પાસે ઉભેલી તે કન્યાને ઘટતી રીતે તેણે ઇષ્ટ એવી આશિષ આપી. કન્યાને જોઇ પર્વતમુનિ જાણે હસતા હોય નહિ તેમ આવી રીતે કહેવા લાગ્યા કે, સર્વ લક્ષણ સંપન્ન ચંચળ કટાક્ષવાળી આ કન્યા કોની છે ? વા સૂર્યની પ્રભા, અગ્નિની શિખા, શ્રી, લજ્જા, કીર્ત્તિ, ધૃતિ, પુષ્ટિ, સિદ્ધિ વા ચંદ્રની પ્રભા છે ? એવી રીતે પૂછતા પર્વત દેવર્ષિને તે સૃંજય રાજાએ કહ્યું કે, હે ભગવન્ ! આ મારી કન્યા છે ને મારી પાસે વરની માગણી કરે છે. એવા એના વચન સાંભળી નારદજીએ કહ્યું કે હે નૃપ ! જો મોટા કલ્યાણને પામવા ઇચ્છતો હોય તો આ કન્યા મને આપ. એવા નારદના વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયેલા સૃંજયે 'ઠીક આપું છું' એમ તેને કહ્યું. તેથી અત્યંત ક્રોધાયમાન થયેલા પર્વતમુનિ નારદજીને કહેવા લાગ્યા કે, મેં હૃદયથી પૂર્વે વરેલી તું વરે છે માટે તું ઇચ્છા પ્રમાણે સ્વર્ગમાં જઇ શકીશ નહિ. એવા તેના વચન સાંભળી નારદજી તેને પ્રત્યુત્તરરૂપ વચન કહેવા લાગ્યા કે, મન, વાણી, બુદ્ધિ તથા ભાષાથી દાન, ઉદક પૂર્વકદાન તથા પાણિગ્રહણના મંત્રથી પણ સપ્તપદી વિના ભાર્યાત્વ સિદ્ધ થતું નથી, માટે એ તારી ભાર્યા ન છતાં તેં મને શાપ આપ્યો માટે તું પણ મારા વિના સ્વર્ગમાં જઇ શકીશ નહિ. એ રીતે બેઉ ઋષિ પરસ્પર શાપ

દઇ ત્યાજ રહ્યા તે પવિત્ર એવો સૃંજયરાજા પણ પુત્રની કામના વાસ્તે પાન આચ્છાદન તથા ભોજનેકરી શક્તિ પ્રમાણે યત્નવડે બ્રાહ્મણોની સેવા કરવા લાગ્યો એક વખતે પ્રસન્ન થયેલા, સ્વાધ્યાયમા તત્પર, વેદ તથા વેદાગમા પારગત એવા બ્રાહ્મણોએ એકઠા મળી નારદજીને કહ્યુ કે આ રાજાને ઇચ્છિત એવો પુત્ર આપો બ્રાહ્મણોના વચન સાભળી ' ઠીક બહુ સારૂ, ' એમ કહી નારદજી સૃંજય રાજાને કહેવા લાગ્યા કે, હે રાજર્ષે ! પ્રસન્ન થયેલા બ્રાહ્મણો તારે વાસ્તે પુત્રને ઇચ્છે માટે તુ જેવો પુત્ર જોઇતો હોય તેવો વર માગ, તારૂ કલ્યાણ થાઓ એવા નારદના વચન સાભળી બે હાથ જોડી સૃંજયરાજાએ ગુણસપન્ન, યશસ્વી, કીર્તિમાન, તેજસ્વી, શત્રુને દમન કરનાર અને જેનુ મૂત્ર પુરીષ, કલેદ તથા સ્વેદ પણ સુવર્ણ થાય એવો પુત્ર માગ્યો નારદે તે વર આપવાથી સુવર્ણષ્ઠીવી જેનુ નામ છે એવો પુત્ર તેને થયો એ નામથી તે કોગળા કરે તોપણ બહુ સુવર્ણ થાય એમ સૂચના કરી વરદાનથી થયેલા એવા પુત્રેકરી રાજાને ઘણાક ધનની વૃદ્ધિ થઇ, તેથી તે રાજાએ પોતાનુ ઘર, કિલ્લો, બ્રાહ્મણોના ઘર, શય્યા, આસન, સ્થાન, પાટલા, પાત્ર ઇત્યાદિ પોતાનુ ઇચ્છિત સુવર્ણનુ કરાવ્યુ પછી કાળે કરીને તેણે બહારના સર્વ ઉપસ્કર પણ સુવર્ણના કરાવ્યા ઘણાક દિવસે ચોરના ગણ એવો એને ધનવાન જાણી એકઠા મળી લૂટવાને કેટલાક તૈયાર થયા તેમાથી કેટલાક તો આવી રીતે કહેવા લાગ્યા કે, સુવર્ણની ખાણરૂપ હોવાથી આપણે રાજપુત્રનેજ ગ્રહણ કરવા વિષે યત્ન કરીએ એવી રીતે વિચાર કરી લોભી એવા ચોર રાજાના ઘરમા પ્રવેશ કરી સુવર્ણષ્ઠીવી નામના તે રાજપુત્રને બલાત્કારથી હરણ કરી ગયા નથી ઠેકાણે ચિત્ત જેમનુ એવા ઉપાય ન જાણનાર તેઓ તેને અરણ્યમા લઇ જઇ લોભથી મારી નાખીને જુવે છે તો કઇ પણ દેખાયુ નહિ, કારણ પ્રાણથી વિમુક્ત થયેલા તેનુ વરથી મળેલુ ધન નાશ થઇ ગયુ પછી મૂર્ખ એવા તે ચોરો પણ આશ્ચર્યરૂપ એવા રાજકુમારને મારી ખેદયુક્ત થઇ પોતે પણ પરસ્પર એક બીજાને મારી દુષ્ટ કર્મ કરનાર ઘોર એવા નરકને પ્રાપ્ત થયા એ રીતે વરથી મળેલો ઉત્તમ પુત્ર હણાયો તેને જોઇ અત્યત દુખથી પીડાયલો મોટા તપવાળો તે રાજા દયા આવે તે રીતે અત્યત વિલાપ કરવા લાગ્યો એ રીતે વિલાપ કરતા પુત્ર શોકથી હણાયલા, દેવર્ષિ એવા નારદે તેની પાસે જઇ દુખે કરી પીડિત બેભાન સરખા અને વિલાપ કરતા સૃંજય રાજાને જે કહ્યુ તે હે યુધિષ્ઠિર રાજા ! મારાથી તુ સાભળ હે સૃંજય ! તારા ઘરમા બ્રહ્મવાદી એવા બ્રાહ્મણો અમે રહ્યા છીયે તોપણ કામથી તૃપ્ત થયેલો નહિ એવો તુ અહિ મરણ પામીશ અમે તો અવિક્ષિતનો પુત્ર મરૂતરાજા પણ મૃત્યુગ્રસ્ત થયો એમ સાભળ્યુ છે, તે હુ કહુ તે સાભળ બૃહસ્પતિની સ્પર્ધાથી સવર્ત્તે જેને યજન કરાવ્યુ હતુ અને વિવિધ પ્રકારના યજ્ઞેકરી યજન કરવા ઇચ્છતા જે રાજર્ષિને ભગવાન સમર્થ મહાદેવજીએ હિમાલય પર્વતનો સુવર્ણમય એક પર્વત ભાગ આપ્યો હતો તેમ જેમા યજનને અતે બૃહસ્પતિ છે મુખ્ય જેમા એવા ઇન્દ્રાદિક સર્વ દેવગણ આવ્યા હતા યજ્ઞવાટ સર્વ ઉપસ્કર સુવર્ણમય રચેલા હતા તેમ અન્નાર્થિ એવા દ્વિજ પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ જાતનુ પવિત્ર અન્ન પ્રીતિથી જમતા હતા દૂધ, દહી, ઘૃત, મધુ તથા ભક્ષ્ય ભોજ્યાદિ અન્ન પણ સર્વને ઇચ્છા પ્રમાણે મળતા હતા તેમજ જેના સર્વ યજ્ઞોમા વસ્ત્ર તથા આભરણ પણ પ્રસન્ન થયેલા વેદ ભણનાર બ્રાહ્મણોને ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થતા હતા મરૂતના ઘરમા વાયુદેવતા તો પરિવેષણ કર્મ કરતા હતા અને વિશ્વેદેવ દેવતાઓ જેના સભાસદો હતા, ને જેના રાજ્યમા સુવૃષ્ટિએ કરી ધાન્ય સપત્તિ વગીજ થતી હતી તેમ જેણે સારી રીતે આપેના હવિષથી દેવતાઓને તૃપ્ત

કર્યા હતા પિતૃઓ તથા ઋષિઓને પણ બ્રહ્મચર્ય, વેદાધ્યયન તથા સારી રીતે આપેલા દાને કરી તૃપ્ત કર્યા હતા તેમ શયન, આસન, પાન તથા દુસ્ત્યજ એવા સુવર્ણના ઉપસ્કર હતા તે સર્વ ધન, ઇચ્છા પ્રમાણે બ્રાહ્મણોને જેણે આપી દીધુ હતુ વળી ઇન્દ્રે યાદ કરેલો શ્રદ્ધાવાન જે, પ્રજાને નિર્ભય કરી પ્રજા, અમાત્ય, સ્ત્રિયો તથા બાંધવ સહિત પુણ્યથી સંપાદન કરેલા એવા અક્ષયલોક પ્રત્યે ગયો હતો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યેકરી તારાથી ઉત્તમ, યૌવન અવસ્થામા હજાર વર્ષ રાજ્ય કરનાર, તારા પુત્રથી અત્યંત પુણ્યવાન તે પણ મરણ પામ્યો હતો, માટે હે શ્વૈત્ય ! યજન કરનાર નહિ તથા સરળતા રહિત એવા પુત્ર મરણથી તપાયમાન થા નહિ

पुत्रात्पुण्यतरस्तुभ्य मा पुत्रमनुतप्यथाः ।
अयज्वानमदक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडशराजकीये गुर्जर-भाषायां पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥**

## અધ્યાય ૫૬ મો. યાજ્ઞી સુહોત્ર.

**नारद उवाच—सुहोत्र नामराजान मृत सृजय शुश्रुम ।**
**एकवीरमशक्य तममरैरभिवीक्षितु ॥ १ ॥**

નારદ કહે છે–હે સૃંજય ! એકવીર, તથા દેવતાઓ પણ જેની સામે જોઇ શકે નહિ એવા સુહોત્ર રાજાને પણ અમે મૃત્યુગ્રસ્ત થયો એમ સાભળ્યુ છે જેણે ધર્મથી રાજ્યને પામી પોતાના ઋત્વિજ બ્રહ્મા તથા પુરોહિતને પૂછ્યુ કે મારૂ શ્રેય કેમ થાય ? ત્યારે તેમણે જે રીતે કહ્યું તે પ્રમાણે પ્રજાનુ પાલન કરવુ, દાન કરવુ, યજન કરવુ તથા શત્રુઓને જીતવા એજ ધર્મ શ્રેયસ્કર છે એમ જાણી સુહોત્ર રાજા ધર્મથીજ ધનાગમની ઇચ્છા રાખતો હતો. પછી બાણેકરી શત્રુઓને જીતી ધર્મથી દેવતાઓનુ આરાધન કરતા તેણે મ્લેચ્છ તથા આટવિક જન વગરની આ પૃથ્વીને ભોગવી, પોતાના ગુણેકરી સર્વ પ્રાણીને રંજન કર્યા હતા જેને વાસ્તે કેટલાક વર્ષ સુધી સુવર્ણનો વરસાદ થયો હતો તેથી નદીઓ પણ સુવર્ણમય થઇ હતી, તેમા રહેલા ગ્રાહ, કર્કટક તથા વિવિધ પ્રકારના ઘણાક મત્સ્ય પણ સુવર્ણના થઇ ગયા હતા, ઇચ્છા પ્રમાણે સુવર્ણના પદાર્થનો વરસાદ થતો હતો કોશ પર્યંતની સુવર્ણમય વાવ્યો હતી. એ રીતે સુવર્ણમય હજારો વામન તથા કુબ્જ એવા નક્ર, મકર તથા કચ્છપોને જોઇ પોતે પણ આશ્ચર્યને પ્રાપ્ત થયો પછી કુરૂ જાંગલ દેશમા મોટા યજ્ઞથી યજનકર્તા તે રાજર્ષિએ ઘણુક સુવર્ણ બ્રાહ્મણોને આપી દીધુ હતુ તે સુહોત્ર રાજા હજાર અશ્વમેધ યજ્ઞ તથા સેંકડો રાજસૂય નામે યજ્ઞ તથા પવિત્ર એવા ઘણીક દક્ષિણાવાળા કામ્ય તથા નૈમિત્તિક યજ્ઞો કરી ઇચ્છિત એવી ગતિને પ્રાપ્ત થયો હે સૃંજય ! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, તથા ઐશ્વર્યેકરી તારાથી શ્રેષ્ઠ અને તારા પુત્રથી અત્યંત પવિત્ર એવો તે પણ મૃત્યુગ્રસ્ત થયો, માટે હે શ્વૈત્ય ! યજન તથા દાક્ષિણ્ય રહિત પુત્રને જાણી તે નિમિત્ત શોક મા કર; એમ નારદે સૃંજયને કહ્યુ

**पुत्रात् पुण्यतरस्तुभ्य मा पुत्रमनुतप्यथाः ।**
**अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥**

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जर-भाषायां षट्पचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥**

## અધ્યાય ૫૭ મો. પૌરવનું પુણ્યકર્મ.

**नारद उवाच—राजान पौरव वीर मृत सृजय शुश्रुम ।**
**सहस्र य सहस्राणा श्वेतानश्वानवासृजत् ॥ १ ॥**

નારદ કહે છે—હે સૃજય ! જેણે શ્વેતવર્ણવાળા દશલક્ષ અશ્વ દાનમા આપ્યા હતા, અને જે રાજર્ષિના અશ્વમેધમા નાના પ્રકારના દેશમા રહેનાર શિક્ષાક્ષરની વિધિ જાણનાર પડિતોની તો સખ્યા પણ ન હતી વળી જેણે વેદવિદ્યા તથા વ્રતમા સ્નાત, વદાન્ય અને પ્રિય છે દર્શન જેમનુ એવાઓને સુભિક્ષા, આચ્છાદન, ઘર, સુશય્યા, આસન, ભોજન તથા નર્તક અને ગધર્વાદિકે કરી પરમ હર્ષિત કર્યા હતા યજ્ઞ વાટવિષે ઘટતે વખતે તેમને દક્ષિણા પણ આપી હતી મદોન્મત્ત સુવર્ણથી શોભિતા દશ હજાર હસ્તિ, ધ્વજ તથા પતાકા સહિત સુવર્ણમય રથ, સુવર્ણથી શોભિતી વાહન ઉપર બેઠેલી હજારો કન્યાઓ, ધન, ઘર, ક્ષેત્ર અને સુવર્ણની માળા પહેરેલી સુવર્ણના શૃગવાળી રૂપાની છે ખરી જેમની, કાસ્યના દોહન પાત્ર સહિત વાછડાવાળી હજારો ગાયો દાસી, દાસ, ખર, ઉષ્ટ્ર, ઘણાક બકરા, વિવિધ પ્રકારના રત્ન તથા અન્નના પર્વત પણ યજ્ઞવિષે આપ્યા હતા એની પુરાણ જાણનાર પુરૂષો આવી રીતે કથા ગાય છે પૌરવના જેવા સર્વ કામિક યજ્ઞ કોઇના પણ થયા નથી હે સૃજય ! ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યેકરી તારાથી શ્રેષ્ઠ તારા પુત્રથી અત્યત પવિત્ર એવો તે પણ મરણ પામ્યો માટે વેદાધ્યયન તથા યજનહીન તારા પુત્રને જાણી હે શ્વૈત્ય ! તે નિમિત્ત તુ શોચ કરવા યોગ્ય નથી, એવી રીતે સૃજયને નારદે કહ્યુ

**पुत्रात् पुण्यतरस्तुभ्य मा पुत्रमनुतप्यथाः ।**
**अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥**

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जर-भाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥**

## અધ્યાય ૫૮ મો. શિબિચરિત્ર.

**नारद उवाच—शिबिमौशीनर चापि मृत सृजय शुश्रुम ।**
**य इमापृथिवीं सर्वां चर्मवत्पर्यवेष्टयत् ॥**

નારદ કહે છે—જેણે આ સમગ્ર પૃથ્વીને ચર્મની પેઠે વિંટી લીધી હતી તે ઉશીનર પુત્ર શિબિ પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાંભળ્યું છે શત્રુને જીતનાર શિબિ, પર્વત, દ્વીપ, સમુદ્ર તથા વન સહિત પૃથ્વીને રથના શબ્દે કરી શબ્દાયમાન કરતા નિરંતર મુખ્ય શત્રુઓને હણતો હતો પ્રથમ તેણે ઘણીક છે દક્ષિણા જેમાં એવા વિવિધ પ્રકારના યજ્ઞેકરી યજન કર્યું, પછી પરાક્રમી બુદ્ધિમાન તે રાજાએ ઘણું ધન પામી સર્વ રાજાઓમાં સંમત થયો ત્યારે આ પૃથ્વીને જીતી કાઇને જેમાં અર્ગળા નથી એવા ઘણા ફળવાળા અશ્વમેધ યજ્ઞ કરી ભગવાનનું યજન કર્યું, તેમાં કરોડો મોહોરો ને આપનારા તેણે હસ્તિ, અશ્વ પશુ, ધાન્ય, મૃગ, ગાયો, બકરીઓ તથા ગાડરાઓથી વિવિધ પ્રકારની પૃથ્વી બ્રાહ્મણને આધીન કરી દીધી જેટલી વરસાદની ધારા, જેટલા આકાશમાં તારા, જેટલી ગંગાની રેતી, જેટલા મેરૂના મોટા પાષાણ, સમુદ્રમાં જેટલા રત્ન તથા પ્રાણિયો તેટલી ગાયો તે ઉશીનર પુત્ર શિબિએ યજ્ઞમાં આપી હતી પ્રજાપતિએ પણ શિબિની ધુસરીને વહનાર ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં પોતાની સૃષ્ટિ વિષે બીજા કોઈ રાજાને જોયો નહિ જેણે સુવર્ણના છે યજ્ઞસ્તંભ, આસન, ગૃહપ્રાકાર તથા તોરણ જેમાં એવા, સર્વ કામ પૂર્ણ કરનાર વિવિધ પ્રકારના યજ્ઞ કર્યા હતા જેના યજ્ઞમાર્ગમાં શુચિ તથા સ્વાદિષ્ઠ અન્નપાન, અપરિમિત બ્રાહ્મણોને નાના પ્રકારના ભક્ષ્ય, પ્રિય કથા દૂધ તથા દહીંના છે મોટા હ્રદ જેમાં એવી શુભ અન્નના પર્વતવાળી રસની નદીયો પ્રવર્તમાન થઇ હતી જયાં ગાન કરો, 'ખાઓ, પીઓ,' એવા શબ્દ થતા હતા જેના પુણ્ય કર્મેકરી પ્રસન્ન થયેલા મહાદેવજીએ તેને આવી રીતે વર આપ્યો હતો કે, દાન કરનાર આ રાજાનું વિત્ત, શ્રદ્ધા, કીર્તિ, ક્રિયા, સર્વ ભૂતનું પ્રિયપણું તથા ઉત્તમ સ્વર્ગ પણ અક્ષય થજો એવી રીતે શ્રેષ્ઠ વરને પામેલો શિબિ પણ કાળેકરી સ્વર્ગને પ્રાપ્ત થયો માટે હે સૃંજય! તારાથી જ્ઞાનાદિકે કરી શ્રેષ્ઠ તારા પુત્રથી અત્યંત પવિત્ર એવો તે પણ જ્યારે મરણ પામ્યો ત્યારે હે શ્વૈત્ય! યજન તથા વેદાધ્યયન રહિત તારા પુત્રને જાણી તે સંબંધી તું શોક કર મા, એ રીતે નારદે સૃંજયને કહ્યું

पुत्रात्पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथा ।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायामष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

## અધ્યાય ૫૯ મો. રામના દાનનું કીર્તન.

नारद उवाच—रामं दाशरथिं चैव मृतं सृंजय शुश्रुम ।
यं प्रजा अन्वमोदंत पितापुत्रानिवौरसान् ॥

નારદ કહે છે—હે સૃંજય! પિતા જેમ ઔરસ પુત્રને અનુમોદન કરે તેમ જે પ્રજાને અનુમોદન કરતા હતા એવા દશરથના પુત્ર શ્રીરામચંદ્રજી પણ મૃત્યુગ્રસ્ત થયા એમ અમે સાંભળ્યું છે ઘણા તેજવાળા રામચંદ્રજી વિષે અસંખ્યાત મહદ્ગુણો રહ્યા હતા તે અચ્યુત એવા

રામચંદ્રે પિતાની આજ્ઞાથી સ્ત્રી તથા લક્ષ્મણ સહિત ચૌદ વર્ષ સુધી વનમા નિવાસ કર્યો હતો મનુષ્યમા શ્રેષ્ઠ તે જનસ્થાનમા વસતા હતા ત્યારે ત્યા તપસ્વિઓના રક્ષણ વાસ્તે ચૌદ હજાર રાક્ષસોને માર્યા હતા તે જ સ્થાનકે વસતા ભાઇ સહિત રામચંદ્રજીને મોહ પમાડી રાવણ નામનો રાક્ષસ એમની વૈદેહી નામે સ્ત્રીને હરણ કરી ગયો અપરાધ કરનાર, પારકાઓએ જીતેલા નહિ, દેવ તથા અસુરોએ અવધ્ય, દેવ તથા બ્રાહ્મણને કંટકરૂપ એવા ગણ સહિત પૌલસ્ત્ય રાવણને ક્રોધાયમાન થયેલા મહાબાહુ તેણે પૂર્વે મહાદેવજીએ જેમ અંધકાસુરને માર્યો હતો તેમ સગ્રામમા માર્યો દેવતાઓએ પૂજેલા તથા સુરર્ષિગણે સેવિત રામચંદ્રજી પ્રજાને અનુગ્રહ કરી સર્વ જગતમા રૂડી કીર્તિનો વિસ્તાર કરી સર્વ પ્રાણી વિષે દયા કરનાર સમર્થ, વિવિધ પ્રકારના રાજ્યને પ્રાપ્ત થઇ ધર્મે કરી પ્રજાનુ પાલન કરતા, મોટા યજ્ઞ કરી, નથી કોઇને અટકાવ જેમા એવા જારૂથ્ય નામના યજ્ઞ સહિત અશ્વમેધયજ્ઞ તથા ઘણા ગુણવાળા બીજા પણ વિવિધ પ્રકારના યજ્ઞેકરી તેમણે યજન કર્યું પછી પોતાના તેજે કરી દેદિપ્યમાન, નિરંતર ગુણસંપન્ન શ્રીરામચંદ્રજી દેહિઓનો ક્ષુધા, તૃષા તથા સર્વ રોગને જીતી સર્વ પ્રાણિઓને અતિક્રમણ કરનાર તે શોભતા હતા એ રીતે ધર્મેકરી શ્રીરામચંદ્રજી જ્યારે રાજ્યશાસન કરવા લાગ્યા ત્યારે ઋષિઓ, દેવતાઓ તથા મનુષ્યો પૃથ્વીમા એકઠા મળી રહેતા હતા, અને પ્રાણિયોનુ બળ પણ હણાતુ ન હતુ અતિ શ્વાસાદિક રોગો પણ મનુષ્યોને થતા ન હતા સર્વના તેજ પ્રદીપ્ત થતા હતા કોઇ સ્થાનકે અનર્થ થતો ન હતો સર્વ પ્રજા મોટા આયુષ્યવાળી થતી હતી યુવાવસ્થામા કોઇ મરણ પામતુ ન હતુ. ચાર વેદેકરી પ્રસન્ન થયેલા દેવતાઓ વિવિધ પ્રકારનુ હવ્ય, કવ્ય, કૂપ, તળાવ તથા ઇષ્ટ એવા હુતદ્રવ્યને પ્રાપ્ત થતા હતા દંશ તથા મશક રહિત નાશ થયા છે સર્પ તથા જળજંતુ જેમાથી એવા દેશો થયા હતા તેમ જળમા પ્રાણિયોને મૃત્યુ થતુ ન હતુ અકાળે અગ્નિ પણ પ્રાણિયોને બાળતો ન હતો તે વખતે અધર્મમા રૂચિવાળા લોભી તથા મૂર્ખ કોઇપણ પ્રાણિયો ન હતા વળી શુભ કર્મમા છે આસક્તિ જેમની એવા સર્વ વર્ણ પણ હતા જનસ્થાનમા રાક્ષસોએ નાશ પમાડેલી સ્વધા તથા પૂજા પણ તેમને મારી સમર્થ એવા શ્રીરામચંદ્રજીએ પિતૃ તથા દેવતાઓને પાછી આપી હતી જેના રાજ્યમા હજારો છે પુત્ર જેમને એવા હજાર વર્ષના આયુષવાળા પુરૂષો હતા મોટાઓ, નાનાઓના શ્રાદ્ધ કરતા ન હતા અર્થાત્ કે મોટા જીવતા નાના મરતા ન હતા શ્યામ, યુવાવસ્થાવાળા લાલ છે નેત્ર જેના એવા મદોન્મત્ત હસ્તિ સરખા પરાક્રમ યુક્ત, ઘુટણ પર્યંત લાબા બાહુવાળા, સુંદર ભુજથી શોભિતા તથા સિંહ સરખા છે ખભા જેના એવા મહા બળવાન સર્વ ભૂતને આનંદ આપનાર રામચંદ્રજી અગિયાર હજાર વર્ષ રાજ્ય કરી પોતાની પ્રજા વિષે 'રામ, રામ, રામ,' એવી કથાનો પ્રચાર કરી આઠ પ્રકારે પોતાના રાજ્ય વંશને સ્થાપન કરી ચાર પ્રકારની પ્રજાને સ્વર્ગમા મોકલી પોતે સ્વર્ગમા ગયા. હે સૃંજય ! જ્ઞાનાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અત્યંત પુણ્યવાન તે પણ જ્યારે મરણ પામ્યા ત્યારે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજન રહિત તારા પુત્રનો શોક તુ કર મા, એ રીતે નારદે સૃંજયને કહ્યુ.

पुत्रात्पुण्यतरस्तुभ्य मा पुत्रमनुतप्यथाः ।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायामेकोनषष्ठितमोऽध्यायः ॥ ५९ ॥

## અધ્યાય ૬૦ મો. ભગીરથ રાજાનો મહિમા.

नारद उवाच—भगीरथं च राजानं मृतं सृंजय शुश्रुम ।
येन भागीरथी गंगा च यनैः कांचनैश्चिता ॥ १ ॥

નારદ કહે છે—હે સૃંજય ! જેણે પક્ષીની આકૃતિ સરખા સુવર્ણના કુંડેકરી ભાગીરથી ગંગાને વ્યાપ્ત કરી હતી તે ભગીરથ રાજા પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાંભળ્યું છે જેણે સુવર્ણથી શોભિતી દશલક્ષ કન્યાઓ રાજા તથા રાજપુત્રોને અતિક્રમણ કરી બ્રાહ્મણોને આપી હતી, તે સર્વ કન્યાઓ રથમા બેઠેલીઓ હતી અને તે રથને ચાર ચાર ઘોડાઓ જોડેલા હતા અને એક એક રથની પાછળ સુવર્ણની માળાવાળા સો સો હસ્તિ હતા એક એક હસ્તિની પાછળ હજાર હજાર અશ્વ હતા અને એક એક અશ્વની પાછળ સો સો ગાયો અને ગાયોની પાછળ અજ તથા મેષ હતા એવી રીતે જેણે દાન આપ્યા હતા પાસે ઉભો રહી રાજા ઘણી દક્ષિણા આપતો હતો તેથી તેના ભારેકરી તીર દેશમા નમી ગયેલી ગંગા તેના ખોળામા બેઠી પૂર્વે ઉર્વશી અપ્સરા હતી એવી તે ભાગીરથી ગંગા એ રીતે રાજાની દુહિતા થઇ પુત્રપણાને પામી એટલે કે નરકથી તેનું રક્ષણ કર્યું મનોહર વચન બોલનાર, સૂર્ય સરખી કાંતિવાળા ગંધર્વ, પ્રસન્ન થઇ પિતૃ, દેવ તથા મનુષ્યો જે રીતે સાંભળે તે રીતે ગાથાને ગાતા હતા જે ઇક્ષ્વાકુના વંશમા ઉત્પન્ન થયેલા ઘણી દક્ષિણા આપનાર યજમાન ભગીરથને સમુદ્રમા જનારી દેવી ગંગા પિતારૂપે વરી, તે ભગીરથ રાજાનો ઇન્દ્રાદિક દેવતાઓએ કરી શોભિતો યજ્ઞ નિર્વિઘ્ન તથા નિરામયપણાએ કરી સારી રીતે પૂર્ણ થયો હતો જે યજ્ઞમા પોતાને પ્રિય એવી જે જે વસ્તુની બ્રાહ્મણો ઇચ્છા કરે તે તે વસ્તુ, જીતેંદ્રી એવો પ્રસન્ન થયેલો ભગીરથ, બ્રાહ્મણોને આપતો હતો પ્રિય એવા ધન સહિત બ્રાહ્મણોને ન અપાય એવુ તો જેને કાંઇ પણ હતુ નહિ. તે રાજા પણ બ્રાહ્મણના પ્રસાદથી બ્રહ્મલોક પ્રત્યે ગયો. મરીચીપા ઋષિયો કર્મ, યજ્ઞ તથા યોગયજ્ઞે કરી પ્રાપ્ય સૂર્ય તથા તદર્યામિને જે કારણ માટે ઉપસ્થાન કરવાને ઇચ્છે છે તેજ પ્રયોજન વાસ્તે ભગીરથને પણ ઉપસ્થાન કરવા ઇચ્છે છે હે સૃંજય ! તારાથી જ્ઞાનાદિકે કરી ઉત્તમ તારા પુત્રથી અત્યંત પવિત્ર તે પણ મૃત્યુગ્રસ્ત થયો માટે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજન હીન એવા તારા પુત્રનો શોક કર મા, એ રીતે નારદે સૃંજયને કહ્યું.

पुत्रात् पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथाः ।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायां षष्टितमोऽध्यायः ॥ ६० ॥

## અધ્યાય ૬૧ મો. દિલીપનું પુણ્યદાન.

नारद उवाच—दिलीपचैवैलविल मृत सृजय शुश्रुम ।
यस्य यज्ञशतेष्वासन्प्रयुतायुतशो द्विजा ।

નારદ કહે છે—હે સૃજય ! જેના સેકડો યજ્ઞમાં ક્રિયા, જ્ઞાન તથા અર્થ સંપન્ન યજન કરનાર પુત્ર તથા પૌત્રવાળા અસખ્યાત બ્રાહ્મણો હતા એવો એલવિલ પુત્ર દિલિપ પણ મૃત્યુ ગ્રસ્ત થયો એમ અમે સાભળ્યુ છે વળી વિસ્તૃત યજ્ઞેકરી યજન કરતા રાજાએ ધને કરી સપૂર્ણ એવી આ પૃથ્વી બ્રાહ્મણોને આપી હતી એ દિલિપના યજ્ઞવિષે હિરણ્યમય સર્વ સામગ્રી હતી, અને ઇન્દ્રાદિક દેવતાઓ પણ ત્યા આવી પુણ્યની ઉત્પત્તિ સારૂ જાણે હોય નહિ તેમ તેને અલકાર કરતા હતા, અને જે યજ્ઞમા પર્વતની જેમને ઉપમા અપાય એવા હજારો હસ્તિઓ જતા હતા તેમ સભા આદિક સર્વ સ્થાનો પણ સુવર્ણથી રચેલા હતા રસોની તો નાની કૃત્રિમ નદીઓ ચાલી હતી, ભક્ષ્ય વસ્તુના પર્વતો થયા હતા હજારો વામ લાબા સુવર્ણમય યજ્ઞસ્તભ રચેલા હતા જેના હિરણ્યમય સ્તભમા ચષાલ તથા પ્રચષાલ નામે અગ્રભાગવિષે કાગરા કર્યા હતા ત્યા છ હજાર તો અપ્સરાઓ સાત પ્રકારથી નૃત્ય કરતી હતી જ્યા વિશ્વાવસુ ગધર્વ પોતે હર્ષથી વીણા વગાડતો હતો, સર્વ પ્રાણિઓ રાજાને સત્ય છે શીલ જેનુ એવો માનતા હતા ગોળ, ચોખા તથા ભોજ્ય પદાર્થે કરી મત્ત સ્ત્રીઓ પતિ નિમિત્ત શયન કરતી હતી આ એક મોટુ આશ્ચર્ય માનુ છુ જે બીજા રાજાઓ સરખો એ ન હતો કારણ જળ ઉપર રહી યુદ્ધ કરતા એના રથના ચક્ર જળમા ડૂબતા ન હતા સત્યવાદિ, દૃઢ ધનુષવાળા ઘણી દક્ષિણા આપનાર દિલીપ રાજાને જેમણે જોયા હતો તે પણ સ્વર્ગમા ગયો તેમજ દિલીપના ઘરમા સ્વાધ્યાય શબ્દ, પ્રત્યચાનો શબ્દ, પીઓ, જમો, આવો, એ પાચ શબ્દ જીર્ણ થતા ન હતા હે સૃજય ! તારાથી જ્ઞાનાદિકેકરી શ્રેષ્ઠ, તારા પુત્રથી અત્યત પુણ્યવાન તે રાજા પણ મૃત્યુગ્રસ્ત થયો, ત્યારે હે શ્વૈત્ય ! યજન તથા વેદાધ્યયન રહિત તારા પુત્ર સબધી શોક કર નહિ એ રીતે નારદે સૃજયને કહ્યુ

पुत्रात्पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथा ।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वाणि षोडषराजकीये गुर्जरभाषायामेकषष्ठितमोऽध्यायः ॥ ६१ ॥

## અધ્યાય ૬૨ મો. માંધાતાની મહત્તા.

नारद उवाच—मांधाता चेद्यौवनाश्वो मृत सृजय शुश्रुम ।
देवासुरमनुष्याणा त्रैलोक्यविजयी नृप ॥ १ ॥

નારદ કહે છે—હે સૃજય ! દેવ, અસુર, મનુષ્ય, તથા ત્રૈલોક્યને પણ જીતનાર યુવનાશ્વપુત્ર માંધાતા મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાભળ્યુ છે કોઇ વખતે મૃગયા કરવા ગયેલો

થાકી ગયા છે વાહન જેના, તૃષાથી પીડાયલો યુવનાશ્વ રાજા ધૂમ દેખી સત્રમા જઈ યાજ્ઞીય એવા પૃષદાજ્યનુ પાન કરી ગયો, તેથી તે રાજાના પેટમા ગર્ભ રહ્યો વૈદ્યમા શ્રેષ્ઠ, દેવવૈદ્ય અશ્વિનીકુમારે પેટમાથી તે ગર્ભને ખેચી લીધો ત સમે પિતાના ખોળામા સુતેલા દેવ સરખી કાંતિવાળા તે ગર્ભને જોઈ દેવતાઓ ' આ કુમાર કોને ધાવશે ' એમ પરસ્પર કહેવા લાગ્યા તે સમયે ઇન્દ્રે દયાથી ' મને ધાવશે ' એમ કહી તેના મુખમા પોતાની અગુલિ આપી કે આગળીયોમાથી અમૃત સરખી દુગ્ધધારા ઉત્પન્ન થઇ તેથી આશ્ચર્યરૂપ માધાતા એવુ તેનુ નામ પડ્યુ એ રીતે મહાત્મા ઇન્દ્રનો હાથ માધાતાના મુખમા દુગ્ધ તથા ઘૃતની ધારાને સ્રવવા લાગ્યો ઇન્દ્રના હસ્તને પાન કરતો પરાક્રમી તે, બાર દિવસમા બાર વર્ષ જેવડો થયો ધર્માત્મા ધૃતિમાન, શૂરવીર, સત્ય પ્રતિજ્ઞાવાળો જીતેદ્રિય તે, એક દિવસમા આ સમગ્ર પૃથ્વીને જીત્યો હતો તેમજ જનમેજય, સુધન્વા, ગય, પુરૂ બૃહદ્રથ, અસિત તથા નૃગને પણ જીત્યો હતો જેટલા દેશમા સૂર્ય ઉદય થઇ અસ્ત થાય છે તે બધુ યુવનાશ્વપુત્ર માધાતાનુજ ક્ષેત્ર કહેવાતુ હતુ તે રાજાએ સો અશ્વમેધ તથા તેટલાજ રાજસૂયજ્ઞથી યજન કરી, લાલ છે અવયવ જેમના એવા સુવર્ણમય સો યોજન લાબા એક યોજનમા વિસ્તીર્ણ એવા રોહિત નામના મત્સ્ય તથા અત્યત સ્વાદિષ્ઠ અનેક પ્રકારના ભક્ષ્ય ભોજ્ય અન્નના પદાર્થો બ્રાહ્મણોને આપ્યા હતા, કારણ બ્રાહ્મણથી અતિશય ખાનાર જન હણાય છે એવી રીતે ભક્ષ્ય અન્ન તથા પાનના છે ઢગલા જેમા, એવા અન્નના પર્વત શોભતા હતા તેમને ઘૃતરૂપી છે દ્રહ જેમા દાળરૂપી પાકવાળી, દહિરૂપી ફેણથી શોભિતી, ગોળરૂપી ઉદકવાળી, મધુ તથા ક્ષીરને વહેનારી નદીઓએ રૂધી લીધા હતા, અને ત્યા દેવ, અસુર, નર, યક્ષ, ગધર્વ, ઉરગ તથા પક્ષીઓ આવ્યા હતા, અને ત્યા આવેલા બ્રાહ્મણ તથા ઋષિયો પણ વેદ તથા તેના અગમા પારગત હતા, અને ત્યા અવિદ્વાન તો કોઇ હતાજ નહિ. પછી તે રાજા ધને કરી સપૂર્ણ સમગ્ર પૃથ્વી બ્રાહ્મણોને આધીન કરી પોતાના યશથી દિશાઓને વ્યાપ્ત કરી પુણ્ય કરનારાઓને પ્રાપ્ય એવા ઉત્તમ લોક પ્રત્યે ગયો હે સૃજય ! જ્ઞાનાદિકે કરી તારાથી અત્યત ઉત્તમ અને તારા પુત્રથી અતિશય પવિત્ર તે રાજા પણ મૃત્યુગ્રસ્ત થયો, માટે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજનેકરી હીન એવા તારા પુત્ર નિમિત્ત તુ શોચ કર મા, એ રીતે નારદે સૃજયને કહ્યુ

> पुत्रात्पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथाः ।
> अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायां द्विषष्ठितमोऽध्यायः ॥ ६२ ॥

## અધ્યાય ૬૩ મો. યયાતિના યજ્ઞો.

नारद उवाच—ययातिं नाहुषं चैव मृत सृजय शुश्रुम ।
राजसूयशतैरिष्ट्वा सोऽश्वमेधशतेन च ॥ १ ॥

નારદ કહે છે—હે સૃંજય ! જેણે સો રાજસૂય અને સો અશ્વમેધ તથા હજાર પુંડરીક, સો વાજપેય, હજાર અતિરાત્ર, ચાતુર્માસ્ય વિવિધ પ્રકારના અગ્નિષ્ટોમ તથા ઘણીક દક્ષિણાવાળા સત્રેકરી યજન કર્યું હતુ તે નહુષપુત્ર યયાતિ પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાભળ્યુ છે અને જેણે બ્રાહ્મણના દ્વેષી મ્લેચ્છોનુ જે કાંઈ ધન પૃથ્વીમા હતુ તે હરણ કરી બ્રાહ્મણોને આધીન કર્યું હતુ નદી માત્રમા અતિશય પવિત્ર સરસ્વતી, સમુદ્ર, નદીઓ તથા પર્વતો યજન કરનાર અતિ પવિત્ર યયાતિને ઘૃત તથા દુગ્ધ આપતા હતા વળી જેણે દેવાસુર યુદ્ધમા દેવતાઓની સહાયતા કરી આ સમગ્ર પૃથ્વીના ચાર ભાગ કરી, ચાર ઋત્વિજોને આપ્યા હતા એ રીતે નાના પ્રકારના યજ્ઞથી યજન કરી શુક્રાચાર્યની પુત્રી દેવયાની તથા શર્મિષ્ઠાને વિષે ધર્મથી ઉત્તમ એવી પ્રજાને ઉત્પન્ન કરી દેવ સરખો તે, સર્વ દેવતાઓના બગીચામા બીજા ઇન્દ્રની પેઠે પોતાની ઇચ્છા પ્રમાણે વિહાર કરીને સર્વ વેદ જાણનાર કામની શાન્તિને પ્રાપ્ત ન થયો, ત્યારે પૃથ્વી વિષે જે કઇ ધાન્ય, સુવર્ણ, પશુ તથા સ્ત્રીયો, એ સર્વ એકને મળે તોપણ તેમા તેને પરિપૂર્ણ બુદ્ધિ થાય નહિ એવી ગાથા ગાઇ, શાત થઇ કામનાઓનો ત્યાગ કરી, ધૈર્ય રાખી, પુત્રને રાજ્ય આપી સ્ત્રી સહિત વનમા ચાલી નીકળ્યો હે સૃંજય ! જ્ઞાનાદિકે કરી તારાથી શ્રેષ્ઠ અને તારા પુત્રથી અતિ પુણ્યવાન તે પણ મૃત્યુગ્રસ્ત થયો માટે વેદાધ્યયન તથા યજન રહિત તારા પુત્રનો હે શ્વૈત્ય ! તુ શોક કર મા, એ રીતે નારદે સૃંજયને કહ્યુ

**पुत्रात् पुण्यतरस्तुभ्य मा पुत्रमनुतप्यथा ।**
**अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥**

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडशराजकीये गुर्जरभाषाया त्रिःषष्टितमोऽध्यायः ॥ ६३ ॥**

## અધ્યાય ૬૪ મો. નાભાગનો અંબરીષ.

**नारद उवाच—नाभागमवरीष च मृत सृजय शुश्रुम ।**
**य सहस्र सहस्राणा राज्ञा चैकस्त्वयोधयत् ॥ १ ॥**

નારદ કહે છે—હે સૃંજય ! જેણે દશલક્ષ રાજાઓ સાથે એકલા યુદ્ધ કર્યું હતુ તે નાભાગપુત્ર અબરીષ પણ મૃત્યુગ્રસ્ત થયો, એમ અમે સાભળ્યુ છે જેની સામે સગ્રામમા જીતવાને ઇચ્છતા, અસ્ત્ર યુદ્ધમા ચતુર, ભયકર વૈરીઓ અમગળરૂપ વાણી સર્જતા આવ્યા ત્યારે વ્યથા રહિત તેણે બળ, લાઘવ, શિક્ષા તથા અસ્ત્રબળે કરી શત્રુઓના છત્ર, આયુધ, ધ્વજ, રથ તથા ભાલા પણ કાપી નાખ્યા ભયભીત થયેલા, કવચ વગરના જીવવાને ઇચ્છતા 'તમારા છીએ ' એમ બોલતા તેઓ તેને શરણે આવ્યા તેમને વશ કરી આ સમગ્ર પૃથ્વીને જીતી તે રાજાએ ઇષ્ટ એવા શાસ્ત્રાજ્ઞા પ્રમાણે સકડો યજ્ઞ કરી પરમેશ્વરનુ યજન કર્યું તેમા પૂજેલા બ્રાહ્મણો અત્યત તૃપ્ત થયા અને સર્વગુણ સપન્ન બીજા માણસો પણ અન્નનુ સદા ભોજન કરતા હતા વળી જે યજ્ઞમા મોદક, પૂરી, માલપૂવા, સ્વાદિષ્ટ શષ્કુલી કરભ, દ્રાક્ષા, સારી

રીતે રચેલા અન્ન, દાળ, ધાન્ય, મદિરા મિશ્ર માલપૂવા, લાટા, ખાંડવ, યાનક, કોમળ સુગંધી, સારી રીતે યોજના કરેલા મધુર અન્ન, ઘૃત, મધુ, દુગ્ધ, જળ, સ્વાદિષ્ઠ દહી, ફળ તથા અત્યંત સ્વાદિષ્ટ મૂળ ઇત્યાદિ બ્રાહ્મણભોજન થતા હતા પાન કરનારા કેટલાક પુરૂષો ગીત તથા વાદિત્રના શબ્દ સાંભળી મદ કરનાર સુરાદિને આ પાપરૂપ છે એમ જાણવા છતા પણ પોતાના સુખ વાસ્તે પીતા હતા તે ઠેકાણે મદોન્મત્ત એવા હૃષ્ટ થયેલા પુરૂષો ગાથા ગાતા હતા, ભણતા હતા અને નાભાગની સ્તુતિ કરતા હજારો નૃત્ય કરતા હતા જે અંબરીષ રાજાએ તે તે યજ્ઞોને વિષે યજન કરનાર સુવર્ણના કવચવાળા શ્વેત છે છત્ર જેમના, સુવર્ણના રથમા બેઠેલા એવા મૂર્ધ્નાભિષિક્ત દશ કોશ સહિત લાખો રાજાઓ તથા રાજપુત્રો દક્ષિણામા બ્રાહ્મણોને આપ્યા હતા જીતેલા રાજાઓ તથા તેમના રાજ્ય બ્રાહ્મણોને આધીન કર્યા હતા એવા તેના કર્મ જોઇ પ્રસન્ન થયેલા મહર્ષિઓ આવી રીતે તેના વખાણ કરવા લાગ્યા કે, વધુંક દક્ષિણા આપનાર અંબરીષ રાજાએ જે કર્યું તે પૂર્વે કોઇએ કીધુ નથી, અને બીજા કોઇ કરશે પણ નહિ હે સૃંજય ! તારાથી જ્ઞાનાદિક કરી અધિક અને તારા પુત્રથી અતિ પવિત્ર તે પણ મૃત્યુગ્રસ્ત થયો માટે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજન રહિત તારા પુત્રનો તુ શોક કર મા, એ રીતે નારદે સૃંજયને કહ્યુ

पुत्रात्पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथा ।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायां चतुःषष्ठित्तमोऽध्यायः ॥ ६४ ॥

## અધ્યાય ૬૫ મો. શશબિંદુનાં યજ્ઞદાન.

नारद उवाच—शशबिंदु च राजानं मृतं सृंजय शुश्रुम ।
ईजे स विविधैर्यज्ञैः श्रीमान् सत्यपराक्रमः ॥ १ ॥

નારદ કહે છે—હે સૃંજય ! લક્ષ્મિવાળા સત્ય પરાક્રમવાળા જેણે વિવિધ પ્રકારના યજ્ઞે કરી યજન કર્યું તે શશબિંદુ રાજા પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાંભળ્યુ છે તે મહાત્મા રાજાને એક લક્ષ સ્ત્રીયો હતી, અને તે એક એક સ્ત્રીને હજાર હજાર પુત્ર થયા હતા. તે શશબિંદુના સર્વ કુમાર મુખ્ય યજ્ઞે કરી યજન કરનાર વેદના પાર પામેલા, સુવર્ણના કવચવાળા, ઉત્તમ ધનુષ ધરનાર, તથા અશ્વમેધે કરી યજન કરનાર હતા શશબિંદુએ અશ્વમેધ યજ્ઞમા સર્વ કુમારનુ બ્રાહ્મણોને દાન આપ્યુ ને તે એક એક કુમારની પાછળ સો સો રથ અને સો સો હસ્તિ આપ્યા અને સુવર્ણથી શોભિતી અસંખ્ય કન્યાઓ પણ આપી તે એક એક કન્યા પાછળ સો સો હસ્તિ અને એક એક હસ્તિ પાછળ સો સો રથો, તેમજ એક એક રથની પાછળ સુવર્ણની માળાવાળા બળવાન એવા સો સો અશ્વ તથા એક એક અશ્વની પાછળ હજાર હજાર ગાયો અને એક એક ગાયની પાછળ પચાસ પચાસ બકરા એટલુ ધન મોટા ભાગ્યવાળા શશબિંદુએ મહામખ અશ્વમેધમા બ્રાહ્મણોને આપ્યુ હતુ વળી જેના મોટા અશ્વ-

મેધ યજ્ઞમાં જેટલા વૃક્ષના યજ્ઞ સ્તંભ હતા તેટલા બીજા સુવર્ણના થયા હતા તેના તમામ યજ્ઞ પૂરા થયા ત્યારે અન્નપાનાદિકના તેર નિચય બાકી રહ્યા એવી રીતે યજ્ઞ કરી શશબિંદુ રાજાએ પુષ્ટ જનેકરી સંકીર્ણ, શાન્ત છે વિઘ્ન જેમાં, રોગાદિક રહિત એવી આ પૃથ્વીને ઘણાક કાળ સુધી ભોગવી અંતે પોતે સ્વર્ગમાં ગયો હે સૃંજય ! જ્ઞાનાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અત્યંત પવિત્ર એવો તે પણ જ્યારે મૃત્યુગ્રસ્ત થયો ત્યારે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજન રહિત પુત્રનો તું શોક કર મા, એ રીતે નારદે સૃંજયને કહ્યું

पुत्रात् पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथाः ।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

**इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडशराजकीये मृत्युप्रजापतिसंवादे गुर्जरभाषायां पंचषष्टितमोऽध्यायः ॥ ६५ ॥**

## અધ્યાય ૬૬ મો. ગયરાજાનાં દાન.

**नारद उवाच—गयं चामूर्तरयसं मृतं सृंजय शुश्रुम ।**
**यो वै वर्षशतं राजाहुतशिष्टाशनो भवत् ॥ १ ॥**

નારદ કહે છે—હે સૃંજય ! જે રાજાએ સો વરસ સુધી હોમતાં અવશેષ રહેલું ભક્ષણ કર્યું હતું એવો અમૂર્તરયાનો પુત્ર ગય પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાંભળ્યું છે, જે ગય રાજાના નિયમથી પ્રસન્ન થયેલો અગ્નિ, તેને વર આપવા ઉદ્યુક્ત થયો ત્યારે તેને તેણે કહ્યું કે હે અગ્ને ! મને પ્રસન્ન થઇ વર આપતા હો તો હું એટલો વર માગું છું કે, તપ, બ્રહ્મચર્ય, વ્રત, નિયમ તથા ગુરૂઓના પ્રસાદેકરી હું વેદને જાણું, સ્વધર્મમાં રહી અહિંસ્ય એવા ધર્મ પાળું અને અક્ષય એવું ધન મને પ્રાપ્ત થાય બ્રાહ્મણોને નિરંતર દાન આપ્યા કરૂં તોય અશ્રદ્ધા થાય નહિ મારી સવર્ણ સ્ત્રીને પુત્રજન્મ થાય, શ્રદ્ધાથી નિરંતર અન્નદાન આપ્યા કરૂં, તેમ મારૂં મન નિરંતર ધર્મમાં રહે અને હે અગ્ને ! મારા ધર્મકાર્યમાં કદી પણ વિઘ્ન થાય નહીં એવી તેની માગણી સાંભળી 'ઠીક તેમ થાઓ' એમ કહી અગ્નિ અંતર્ધાન થઇ ગયો. પછી ગય રાજાએ અગ્નિના પ્રસાદથી તે સર્વને પ્રાપ્ત થઇ ધર્મથી શત્રુને જીતી, દર્શ, પૌર્ણમાસી, આગ્રયણ, ચાતુર્માસ્ય તથા ઘણીક દક્ષિણાવાળા બીજા પણ વિવિધ પ્રકારના યજ્ઞથી શ્રદ્ધાએકરી સો વર્ષ સુધી યજન કરી એક લક્ષ અને છ અયુત ગાયો તથા દશ હજાર અશ્વ તથા એક લાખ નિષ્ક, એટલાં દાન નિત્ય ઉઠી સો વર્ષ સુધી આપ્યાં હતાં અને સર્વ નક્ષત્ર વિષે નક્ષત્રવિહિત દક્ષિણા દેનાર જેણે વિવિધ પ્રકારના યજ્ઞેકરી સોમ તથા અંગિરા જેમ યજન કરે તેમ યજન કર્યું હતું તેજ રાજાએ મણિના છે કાંગરા જેમાં એવી સુવર્ણની પૃથ્વી કરી મોટા અશ્વમેધ નામના યજ્ઞમાં બ્રાહ્મણોને આપી હતી જેના યજ્ઞસ્તંભ પણ સર્વ ભૂતના મનને હરનાર રત્નજડીત સુવર્ણમય હતા વળી જે રાજા સર્વ ગુણયુક્ત અન્ન, પ્રસન્ન થયેલા બ્રાહ્મણોને તથા બીજા પ્રાણીઓને પણ આપતો હતો સમુદ્ર, વન, દ્વીપ, નદી, નદ, જળ, નગર, દેશ તથા આકાશમાં જે જે વિવિધ પ્રકારનાં પ્રાણીઓ વસતાં

હતા એની યજ્ઞ સંપત્તિથી અત્યંત તૃપ્ત થયા હતા એના તે પણ ગયના સરખો બીજો કોઇ પણ યજ્ઞ થયો નથી એમ કહેતા હતા યજ્ઞ કરનાર યજમાન ગયની, છત્રીસ યોજનમા છે આયામ જેનો ને ત્રીસ યોજનમા વિસ્તૃત તેમા આગળ પાછળ ચોવીસ યોજન સુવર્ણની અને બાકી મૌક્તિક તથા મણિથી જડિત એવી તો વદી હતી તેમ ઘણી દક્ષિણા આપનાર તે રાજા, બ્રાહ્મણોને વસ્ત્ર આભરણ તથા શાસ્ત્રોના પ્રમાણે બીજી દક્ષિણાઓ પણ આપતો હતો અને જેના યજ્ઞમા ભોજન કરતા વધેના અન્નના પચ્ચીસ પર્વત થયા હતા રસોની નાની નદીઓ થઇ હતી તેમજ વસ્ત્ર, આભરણ તથા સુગંધી પદાર્થોના પણ જુદા જુદા મોટા ઢગલા થયા હતા જેના પ્રભાવથી ગયરાજા ત્રણ લોકમા વિખ્યાત થયો તેમજ અક્ષય કરણવટ તથા પવિત્ર એવુ બ્રહ્મસર પણ ત્રણ લોકમા વિખ્યાત થયુ હે સૃંજય ! જ્ઞાનાદિકે કરી તારાથી અધિક અને તારા પુત્રથી અત્યંત પવિત્ર તે રાજા પણ મૃત્યુગ્રસ્ત થયો, માટે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજન રહિત એવા તારા પુત્ર સંબંધી તુ શોક કર મા, એ રીતે નારદે સૃંજય પ્રત્યે કહ્યુ

पुत्रात् पुण्यतरस्तुभ्य मा पुत्रमनुतप्यथा. ।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जर-भाषायां षट्षष्टितमोऽध्यायः ॥ ६६ ॥

## અધ્યાય ૬૭ મો. રતિદેવની પુણ્ય પ્રણાલી.

नारद उवाच—सांकृतिं रतिदेव च मृत सृजय शुश्रुम ।
यस्य द्विशतसाहस्रा आसन् सूदामहात्मन ॥ १ ॥

નારદ કહે છે—હે સૃંજય ! જે મહાત્માના ઘરમા બે લાખ તો રસોઇ કરનારા હતા, તે સંકૃતિપુત્ર રતિદેવ પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાભળેલુ છે જેના ઘરમા પીરસનારાઓ અભ્યાગત બ્રાહ્મણ તથા અતિથિને પક્વ તથા અપક્વ એવુ અમૃત સરખુ શ્રેષ્ઠ અન્ન રાત્રિદિવસ આપ્યા કરતા હતા, અને જે રાજા, ધર્મથી વેદ ભણી શત્રુઓને વશ કરી ન્યાયથી સંપાદન કરેલુ ધન બ્રાહ્મણોને આપતો હતો તેમ વિધિથી મંત્રકરી યજન કરનાર તીક્ષ્ણ વ્રતવાળા તે રાજા પાસે સ્વર્ગને ઇચ્છતા ઘણાક પશુઓ પોતાની મેળે આવતા હતા. જેના પાકસ્થાનમાથી પડેલા પશુના ચર્મથી નદી પ્રવર્તમાન થઇ હતી, તેથી ચર્મણ્વતિ એવુ તેનુ નામ વિખ્યાત થયુ બ્રાહ્મણોને સુવર્ણના નિષ્કનુ દાન આપતો તે રાજા 'તને નિષ્ક, તને નિષ્ક' એ રીતે હમેશ ભાષણ કરતો તેમની આશ્વાસના કરી વારવાર તેમને હજારો નિષ્ક આપતો હતો 'આજ મે સ્વલ્પ આપ્યુ છે' એમ કહી એક દિવસમા જે કરોડો નિષ્ક આપતો હતો તેના સરખુ બીજો કોણ આપી શકશે ? બ્રાહ્મણના હાથના વિયોગથી મને મોટુ દુ ખ થશે, એમા સદેહ નહિ એમ કહી નિરતર તેમને ધન આપતો હતો, અને સેંકડો વરસ સુધી તો જે એકસો આઠ સુવર્ણની મોહોરરૂપ નિષ્કધન, સેંકડો ગાયો તથા

સુવર્ણથી શોભિતા સેકડો બળદ, અગ્નિહોત્ર તથા યજ્ઞના સાધનભૂત કરક, કુંભ, સ્થાળી, પીડર, શયન, આસન, પ્રાસાદ, ગૃહ, વિવિધ પ્રકારના વૃક્ષ, અન્ન તથા ધન, પક્ષે પક્ષે બ્રાહ્મણોને આપતો હતો તે બુદ્ધિમાન રતિદેવનું જે કંઇ હતું તે સર્વ સુવર્ણમય હતું, અને પુરાણને જાણનાર પુરૂષો પણ તેની અતિમાનુષી એવી તે સમૃદ્ધિને જોઇ આવી રીતે ગાથા ગાતા હતા—જે આ રીતનું ભરેલું ધન કુબેરના ઘરમાં પણ અમે પૂર્વે જોયું નથી ત્યારે મનુષ્યના ઘરમાં તો ક્યાંથીજ જોઇએ સુવર્ણમય છે ગૃહાદિક સર્વ જેનું એવા સંકૃત પુત્ર રતિદેવને જોઇ રાત્રિવિષે નિવાસ કરનાર અતિથિ પણ આશ્ચર્ય પામી આ બધું સુવર્ણમય છે એમ કહેતા હતા એકવીશ હજાર તો ગાયો પ્રાપ્ત થતી હતી સદા મણિના કુંડળ ધારણ કરેલા સૂદ લોકો આવી રીતે આક્રોશ કરતા હતા કે "સૂપાદિક આજ ઘણું ખાજો, પૂર્વની પેઠે માંસ નહીં" સુવર્ણના છે ઉપસ્કર જેના એવા રતિદેવે વિસ્તૃત એવા પોતાના મોટા યજ્ઞમાં પોતાનું સુવર્ણમય તે સર્વ બ્રાહ્મણોને આપી દીધું હતું તેમ તેના યજ્ઞમાં દેવતાઓ પ્રત્યક્ષ આવી હવ્યને અને પિતૃઓ કવ્યને ગ્રહણ કરતા હતા ઉત્તમ બ્રાહ્મણો સર્વ કામનાઓને પ્રાપ્ત થતા હતા હે સૃંજય! જ્ઞાનાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અત્યંત પુણ્યવાન તે રાજા પણ મૃત્યુગ્રસ્ત થયો ત્યારે હે શ્વૈત્ય! વેદાધ્યયન તથા યજન રહિત તારા પુત્રનો તું શોક કર મા એ રીતે નારદે સૃંજયને કહ્યું

पुत्रात्पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथा॰।
अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वणिअभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायां सप्तषष्टितमोऽध्यायः ॥ ६७ ॥

## અધ્યાય ૬૮ મો. ભરતરાજાનો મહિમા.

नारद उवाच—दौष्यंतिं भरतं चापि मृतं सृंजय शुश्रुम।
कर्माण्यसुकराण्यन्यै कृतवान् य. शिशुर्वने ॥ १ ॥

નારદ કહે છે—હે સૃંજય! બાળક એવા જેણે વનમાં બીજાઓથી ન બને એવા કર્મ કર્યાં હતા એવો દુષ્યંતપુત્ર ભરત પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાંભળ્યું છે બળવાન એવો ભરત, હીમ સરખા સ્વચ્છ નખ તથા દંષ્ટ્રારૂપી છે આયુધ જેમને એવા સિંહોને વેગથી પરાક્રમ વગરના કરી ખેંચી અને બાંધતો હતો ક્રૂર, અત્યંત ઉગ્ર, રક્તપીત વર્ણવાળા વ્યાઘ્રોને પણ દમન કરી પોતાને વશ કરતો હતો તેમજ ક્રૂર એવા સર્પાદિ તથા દિગ્ગરાજ એવા હસ્તિયોને પણ પકડી પોતાને વશ કરતો હતો, અને મહા બળવાન એવા મહિષોને ખેંચી ઉભા રાખતો હતો એ રીતે અત્યંત મદોન્મત્ત એવા સેકડો સિંહોને તેણે બળથી આકર્ષણ કર્યાં હતા એવી રીતે બળવાન મૃગ, ગેંડા તથા બીજા નાના પ્રકારના પ્રાણિઓને પણ કષ્ટ થાય તે રીતે બાંધી દમન કરી પાછા છોડી દેતો હતો એવા એના કર્મ જોઇ બ્રાહ્મણો 'સર્વદમન' એવા નામથી તેને બોલાવવા લાગ્યા તે વખતે તેની માતા હે પુત્ર! પ્રાણિયોની હિંસા

કર મા, એમ તેને વારતી હતી પરાક્રમી તે ભરત રાજાએ સો અશ્વમેધથી યમુનાના તીર ઉપર, ત્રણસો અશ્વમેધે કરી સરસ્વતીના તટ ઉપર, તથા ચારસો અશ્વમેધથી ગંગાને કાંઠે યજન કરી, વળી હજાર અશ્વમેધ, સેંકડો રાજસૂય અગ્નિષ્ટોમ, અતિરાત્ર વિશ્વજિત્ તથા અપરિમેય વાજપેય યજ્ઞથી યજન કરી શકુંતલાપુત્ર તે ભરતે ધનથી બ્રાહ્મણોને તૃપ્ત કરી જ્યાં મહર્ષિ એવા કણ્વને સહસ્ત્ર પદ્મ સુવર્ણ મુદ્રાની દક્ષિણા આપી હતી જેનો મોટા યશવાળો ચારસો હાથ લાંબો શુદ્ધ સુવર્ણનો યજ્ઞસ્તંભ બ્રાહ્મણો સાથે મળી ઇન્દ્રાદિક દેવતાઓએ ઉભો કર્યો હતો વળી તે ભરતે અપરિમિત મનોહર એવા સર્વ રત્ને કરી શોભિતા સુવર્ણમય અશ્વ, હસ્તિ, રથ, ઉષ્ટ્ર, અજ, ગાડર, દાસી, દાસ, ધન, ધાન્ય, દુઝણી વાછડાવાળી ગાયો, ગ્રામ, ગૃહ, ક્ષેત્ર તથા વિવિધ પ્રકારના ઉપસ્કરો પણ બ્રાહ્મણોને આપ્યા હતા પારકાઓએ જીતેલો નહીં અને જીત્યા છે શત્રુ જેણે એવો ઉદાર મનવાળો ચક્રવર્તિ ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અતિ પવિત્ર, તે પણ જ્યારે મૃત્યુગ્રસ્ત થયો ત્યારે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજન રહિત એવા તારા પુત્રનો તું શોક કર મા, એવી રીતે નારદે સૃંજયને કહ્યું

> पुत्रात्पुण्यतरस्तुभ्य मा पुत्रमनुतप्यथा. ।
> अयज्वानमदाक्षिण्यमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायामष्टषष्ठितमोऽध्यायः ॥ ६८ ॥

## અધ્યાય ૬૯ મો. પૃથુરાજાનાં પુણ્ય.

> नारद उवाच—पृथु वैन्यं च राजान मृत सृंजय शुश्रुम ।
> यमभ्यषिंचन् साम्राज्ये राजसूये महर्षय: ॥ १ ॥

નારદ કહે છે—હે સૃંજય ! જેને મોટા રાજસૂયમાં મહર્ષિઓએ સામ્રાજ્યનો અભિષેક કર્યો હતો એવો વેનપુત્ર તે પૃથુ પણ મૃત્યુગ્રસ્ત થયો એમ અમે સાંભળ્યું છે જે પૃથ્વીને વિખ્યાત કરવાથી પૃથુ અને ક્ષતથી આપણા સર્વની રક્ષા કરવાથી ક્ષત્રિય થયો હતો, અને જે પૃથુને જોઇ પ્રજા ' અમે તમારા વિષે રક્ત છીએ ' એમ કહેતી હતી, તેથી તેના અનુરાગને લીધે રાજા એવું એનું નામ પડ્યું હતું તેમજ જે પૃથુને નથી કષ્ટથી પરિપાક જેનો એવી પૃથ્વી કામદુધા થઇ હતી તેમ સર્વ ગાયો પણ કામદુધા હતી પાદડે પાદડે મધ અને સુખરૂપ છે સ્પર્શ જેમનો એવા સુખને વહેનાર સુવર્ણમય દર્ભ થતા હતા તેનાજ ચીરવસ્ત્ર પહેરી તેમાં પ્રજા શયન કરતી હતી વૃક્ષાદિક વિષે ફળો પણ અમૃત સરખા મધુર તથા સ્વાદિષ્ટ થતા હતા તે વખતે પ્રજાને આહાર પણ વિશેષ કરી તેમનોજ હતો, પ્રજા બધી રોગ રહિત તથા સિદ્ધ છે સર્વ અર્થ જેમને એવી અતિ નિર્ભય હતી ઇચ્છા પ્રમાણે વૃક્ષ તથા પર્વતાદિકની ગુહામાં રહેતી હતી તે વખતે દેશ તથા નગરોનો વિભાગ ન હતો વળી તે પૃથુએ સમુદ્ર પ્રત્યે જતા જળને સ્તંભન કરી રાખ્યું અને પર્વતોએ તેને માર્ગ આપ્યો

તોપણ જેનો ધ્વજ ભંગ થયો ન હતો કોઇ વખતે વનસ્પતિ, શૈલ, દેવ, અસુર, નર, નાગ, સપ્તર્ષિઓ, પુણ્યજન, ગંધર્વ, અપ્સરા તથા પિતૃઓ સુખેકરી બેઠેલા તે પૃથુ પાસે આવી આ પ્રમાણે તેને કહેવા લાગ્યા કે હે મહારાજ ! તું ચક્રવર્ત્તિ ક્ષત્રિય રાજા, રક્ષણ કરનાર પિતા તથા સમર્થ છે વાસ્તે જેણે કરી અમે શાશ્વત તૃપ્તિને પામી સુખેથી વર્ત્તિએ એવા ઇચ્છિત વર અમોને આપ એવા તેમના વચન સાભળી 'ઠીક બહુ સારૂં' એમ કહી વેનપુત્ર પૃથુરાજા શ્રેષ્ઠ એવા ધનુષબાણ ગ્રહણ કરી વિચાર કરી પૃથ્વીને આવી રીતે કહેવા લાગ્યા કે, હે વસુધે ! 'જલદી આવ, જલદી આવ' આ બધી પ્રજા વાસ્તે ઇચ્છિત એવું દુગ્ધ રક્ષણ કર, એટલે સર્વને ઇચ્છિત એવું અન્ન હું આપીશ 'તારૂં કલ્યાણ થાઓ' એવા પૃથુના વચન સાભળી તેને પૃથ્વીએ કહ્યું કે, હે વીર ! મને દુહિતાપણાથી કલ્પના કરવા તું યોગ્ય છે 'ઠીક ઘણું સારૂં' એમ તેને કહી સ્વતંત્ર એવા પૃથુએ સર્વ વિધાન કર્યું ત્યાર પછી ભૂત સમૂહોએ પૃથ્વીને દોહી તેમા તેને પ્રથમ દોવાની ઇચ્છાથી વનસ્પતિ ઉભા થયાં ત્યારે વત્સ તથા દોહનપાત્રને ઇચ્છતી તે પૃથ્વી ઉભી રહી ત્યારે પુષ્પિત એવું શાલવૃક્ષ વત્સ, પ્લક્ષનું વૃક્ષ દોગ્ધા, કપાઇ ગયેલ અંકુર થવારૂપી દૂધ તથા સુંદર ઔદુમ્બરરૂપી પાત્ર થયું પર્વતોએ રત્ન તથા ઓષધિરૂપી દૂધ પોતાના પાષાણરૂપી પાત્રમા દોહી લીધું ત્યારે ઉદય પર્વત, વત્સ તથા મહાગિરી મેરૂ દોગ્ધા થયો હતો. દેવગણે ઇન્દ્રને વત્સ કરી હિરણ્યમય પાત્રમા અમૃતરૂપી દૂધ દોહી લીધું અસુરોએ આમપાત્રમા મદ્ય તથા માયારૂપી દૂધ દોહ્યું ત્યારે દ્વિમુર્ધ્ના દોગ્ધા અને વીરોચન વત્સ થયો હતો મનુષ્યોએ પૃથ્વીતળ વિષે કૃષિ તથા સસ્યરૂપ દૂધ દોહી લીધું ત્યારે સ્વાયંભુવ મનુ વત્સ અને પૃથુ પોતે દુગ્ધા થયા હતા. નાગગણે અલાબુ પાત્રમા વિષરૂપી દૂધ દોહી લીધું ત્યારે ધૃતરાષ્ટ્ર દોગ્ધા તથા તક્ષક વત્સ થયો હતો રૂડા કર્મવાળા સપ્તર્ષિઓએ જ્યારે વેદનું દોહન કર્યું ત્યારે બૃહસ્પતિ દોગ્ધા, છંદપાત્ર તથા સોમરાજ વત્સ થયા હતા યક્ષોએ આમપાત્રમા અંતર્ધ્યાન દોહન કર્યું ત્યારે કુબેર દોગ્ધા તથા વૃષધ્વજ વત્સ થયા હતા અપ્સરા અને ગંધર્વોએ પદ્મરૂપી પાત્રમા પવિત્ર ગંધરૂપી દૂધ દોહી લીધું ત્યારે ચિત્રરથ વત્સ અને વિશ્વરૂચિ દોગ્ધા થયો હતો પિતૃગણે રજતપાત્રમા સ્વધારૂપી દૂધ દોહ્યું ત્યારે વૈવસ્વત વત્સ અને અંતક દોગ્ધા થયો હતો એ રીતે જે વડે કરી પોતપોતાનું અભિષ્ટ દૂધ દોહી લીધું તે વત્સ પાત્રાદિકકરી તેઓ આજદિન સુધી નિરંતર વર્તે છે એવા પ્રતાપવાન વેનપુત્ર પૃથુરાજાએ વિવિધ પ્રકારના યજ્ઞથી યજન કરી મનને પ્રિય એવી સર્વ કામનાઓથી પ્રાણીયોને સંતુષ્ટ કરી પૃથ્વી સંબંધી જે કોઇ પદાર્થ હતા તેમને સુવર્ણમય રચી મોટા યજ્ઞ અશ્વમેધમા તે સર્વ પદાર્થ બ્રાહ્મણોને આપ્યા વળી જેણે સુવર્ણથી શોભિતા છાસઠ હજાર તો હસ્તિયો બ્રાહ્મણોને આપ્યા હતા આ સમગ્ર પૃથ્વીને પણ મણિરત્નથી શોભિતી સુવર્ણમય કરી તેણે બ્રાહ્મણોને આપી હતી હે સૃંજય ! ઐશ્વર્યાદિકે કરી તારાથી અધિક તારા પુત્રથી અત્યંત પુણ્યવાન તે પણ પંચત્વને પ્રાપ્ત થયો માટે હે શ્વૈત્ય ! વેદાધ્યયન તથા યજન રહિત એવા તારા પુત્રનો શોક કર નહી, એ રીતે નારદે તેને કહ્યું

पुत्रात्पुण्यतरस्तुभ्यं मा पुत्रमनुतप्यथाः ।

अयज्वानमदक्षिणमभिश्वैत्येति व्याहरन् ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जर-भाषायामेकोनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥

## અધ્યાય ૭૦ મો. પરશુરામનાં પરાક્રમ.

नारद उवाच—रामो महातपाः शूरो वीरलोकनमस्कृत ।
जामदग्न्योप्यतियशा अवितृप्तोमरिष्यति ॥ १ ॥

નારદ કહે છે—હે સૃંજય ! મહા તપસ્વી, શૂરવીર લોકોએ નમસ્કાર કરેલા અતિયશવાળા જમદગ્નિપુત્ર પરશુરામ પણ મરણ પામશે જે પરશુરામે આ પૃથ્વીને નિરૂપદ્રવ કરી તે વિષે સત્યયુગાદિકનો ધર્મ પ્રવર્તાવી તથા અનુત્તમ એવી લક્ષ્મીને પ્રાપ્ત થઇને પણ વિક્રિયાને પ્રાપ્ત થયા નહિ વળી સહસ્ત્રાર્જુનના પુત્રોએ વધ તથા પોતાના પિતાને પરાભવ પમાડયા તેને જોઇ ક્રોધ ન ખમનના તેણે સંગ્રામમાં પારકાઓએ જીતેલો નહીં એવા સહસ્ત્રાર્જુનને માર્યો પછી જેણે એકઠા મળેલા અપરિમિત ક્ષત્રિયોને મૃત્યુને આધીન કરી એક ધનુષવડે જીત્યા હતા તેમાંના બીજા ચૌદ હજાર બ્રહ્મદ્વેષિને નિગ્રહ કરી તે દેશના અધિપતિ દંતક્રૂરને માર્યો જે પરશુરામે હજારોને મુશળથી, હજારોને ખડ્ગથી, હજારોને બંધનથી તથા હજારોને જળમાં માર્યા હતા તેમજ બ્રાહ્મણના દ્વેષિ ક્ષત્રિયોને જોઇ કેટલાકના દાંત ભાગી નાખ્યા, કેટલાકના નાક કાપી લીધા અને સાત હજારને તો કડુ ધૂમ્રનુ પાન કરાવ્યુ હતુ. કેટલાક શિષ્ટ ક્ષત્રિયોને તો મારી મારી તેમના મસ્તક કાપી નાખ્યા હતા એ રીતે ગુણવતીની ઉત્તર બાજુ અને ખાંડવની દક્ષિણ તરફ પર્વત સમીપ સેંકડો તથા હજારો હૈહયો સંગ્રામમાં માર્યા હતા એ પ્રમાણે પિતાના વધથી ક્રોધ પામેલા બુદ્ધિમાન પરશુરામે હણેલા તે શૂરવીર, રથ, અશ્વ તથા ગજ સહિત રણભૂમિમાં સુતા હતા આશ્રમવાસિઓએ કહેલી વાણી જ્યારે પોતાથી સહન થઇ નહિ ત્યારે વળી તેણે ફરસી મેં કરી દશહજાર ક્ષત્રિયોને હણ્યા જ્યારે બ્રાહ્મણો 'હે રામ ! તમે દોડજો,' એમ દીનવાણીથી પોકારવા લાગ્યા ત્યારે પ્રતાપવાન જમદગ્નિ પુત્રે કાશ્મીર, દરદ, કુંતિ, ક્ષુદ્રક, માલવ, અંગ, બંગ કલિંગ, વિદેહ, તામ્ર, લિપ્તક, રક્ષોવાહ, વીતિહોત્ર, ત્રિગર્ત્ત માર્ત્તિકાવત, શિબિ તથા બીજા પણ દેશ દેશના હજારો રાજાઓને તીક્ષ્ણ બાણે કરી હણ્યા એ રીતે અસંખ્ય રાજાઓને મારી ઇન્દ્રગોપ નામના જંતુ તથા બંધુજીવ નામના વૃક્ષ સરખા, તેમના લાલ એવા રૂધિરના પૂરેકરી તળાવો ભરી સર્વ અષ્ટાદશ દ્વીપ પોતાને વશ કરી પછી તેણે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે બત્રીસ હાથ ઉંચી સુવર્ણની વેદી કરાવી, સમાપ્તિ વિષે છે શ્રેષ્ઠ દક્ષિણા જેમાં એવા સેંકડો યજ્ઞેકરી યજન કર્યું હતુ તેમજ સુવર્ણની શોભિતા લાખ હસ્તિ તથા સર્વ રત્નેકરી પૂર્ણ, ગ્રામ્ય તથા આરણ્ય એવા પશુ ગણેકરી સંપૂર્ણ, ઇજિજને કરી સંકુલ તથા જેમાં ચોર નથી એવી સમગ્ર પૃથ્વીને મહાયજ્ઞ અશ્વમેધમાં કશ્યપને આપી હતી એ રીતે સમર્થ એવા પરશુરામે એકવીશ વાર નિઃક્ષત્રિય પૃથ્વી કરી સેંકડો યજ્ઞથી યજન કરી બધુ બ્રાહ્મણોને આપ્યુ મારીચ કશ્યપે સપ્તદ્વીપવતી પૃથ્વી તે થકી ગ્રહણ કરી રામને કહ્યું કે, મારી આજ્ઞાથી તમે પૃથ્વી પરથી જાઓ. કશ્યપના વચન સાંભળી યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ તેણે બ્રાહ્મણની આજ્ઞા પાળી સમુદ્રને ઓળંગી

મહેદ્ર નામના શ્રેષ્ઠ પર્વતમા જઇ નિવાસ કર્યો એ રીતે સેકડો ગુણકરી યુક્ત ભૃગુકુળની કીર્ત્તિ વધારનાર, મોટી કાન્તિ તથા યશવાળા ઐશ્વર્યાદિકેકરી તમારાથી અધિક તમારા પુત્રથી અત્યત પુણ્યવાન જમદગ્નિપુત્ર પરશુરામ પણ મૃત્યુગ્રસ્ત થશે માટે વેદાધ્યયન તથા યજન રહિત તારા પુત્રનો તુ શોક કર મા હે મનુષ્યમા શ્રેષ્ઠ ! હે સૃજય ! તારાથી અતિશય ઐશ્વર્યાદિમાન તથા સેકડો ગુણેકરી અધિક એકલા એ પણ મૃત્યુગ્રસ્ત થયા તથા થશે

एते चतुर्भद्रतरास्त्वया भद्र शताधिका ।
मृता नरवरश्रेष्ठमरिष्यति च सृजय ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषाया सप्ततित्तमोऽध्याय: ॥ ७० ॥

## અધ્યાય ૭૧ મો. સૃજય શોકશમન.

व्यास उवाच—पुण्यमाख्यानमायुष्य श्रुत्वा षोडषराजिक ।
अव्याहरन्नरपतिस्तूष्णीमासीत्स सृजय ॥ १ ॥

વ્યાસજી કહે છે—હે યુધિષ્ઠિર રાજા ! આયુષને આપનાર પવિત્ર એવા આ ષોડષ રાજિક આખ્યાનને સાભળી કઇ ન બોલનો એવો સૃજય રાજા ચુપ થઇ બેસી રહ્યો તે રીતે બેઠેલા તેને ઋષિ એવા ભગવાન નારદે કહ્યુ કે હે મહાદ્યુને ! મે જે ષોડષરાજિક આખ્યાન તને કહ્યુ તે તે શ્રવણ કર્યું તથા ગ્રહણ કર્યું વા શદ્રિપતિના શ્રાદ્ધની પેઠે કહેવુ નિષ્ફળ થયુ ? નારદના વચન સાભળી બે હાથ જોડીને સૃજયે કહ્યુ કે, હે મહાબાહો ! પ્રાચીન યજન કરનાર તથા દક્ષિણા દેનાર રાજર્ષિયોનુ ઉત્તમ એવુ ધન્યરૂપ આખ્યાન તમારા મુખથી સાભળી જેમ સૂર્યના તેજથી અધકાર ટળે તેમ મારો શોક ટળી ગયો, અને હુ પાપ તથા વ્યથા રહિત થયો આજ્ઞા કરો કે હવે હુ શુ કરૂ ? એવા તેના વચન સાભળી નારદે કહ્યુ કે હે રાજન્ ! તુ શોક રહિત થયો તે ઘણુ સારૂ થયુ હજી તારે જે જે ઇચ્છા હોય તે તે તુ વર માગ તો તે તે સર્વ તને માગથી પ્રાપ્ત થશે અમે મિથ્યા બોલનાર નથી નારદના વચન સાભળી સૃજયે કહ્યુ કે, હે ઋષે ! તમે મારી ઉપર પ્રસન્ન છો એથીજ હુ સતુષ્ટ છુ, કારણ કે ભગવાન એવા તમો જેની ઉપર પ્રસન્ન થાઓ તેને કયી વસ્તુ દુર્લભ રહે છે ? કઇજ પણ નથી રહેતી એવા સૃજયના વચન સાભળી વળી નારદે કહ્યુ કે હે રાજન્ ! ચોરોએ વૃથા પમાડેલો તારો પુત્ર પ્રોક્ષણ કરેલા પશુની પેઠે કષ્ટરૂપ નરકમાથી પાછો ઉદ્ધાર કરી તને આપુ છુ

વ્યાસજી કહે છે—હે યુધિષ્ઠિર ! એ રીતે નારદે કહ્યુ તેટલામા અદ્ભુત છે કાન્તિ જેની એવો કુબેરપુત્ર સરખો તે સૃજયનો પુત્ર તત્કાળ ત્યા પ્રગટ થયો, તેને મળી અત્યત પ્રસન્ન થયેલા સૃજયરાજાએ સમાપ્તિ વિષે શ્રેષ્ઠ છે દક્ષિણા જેમા એવા પવિત્ર યજ્ઞેકરી યજન કર્યું હે યુધિષ્ઠિર ! એ સ્વર્ણષ્ઠીવી સૃજયપુત્ર કૃતાર્થ થયો ન હતો તેમ યુદ્ધમા ઉદ્યુક્ત થઇને પણ હણાયો ન હતો તેમજ નથી કર્યું યજન જેણે એવો તથા અનાપત્ય હતો તેથી એને પાછો

જીવતો કર્યો તમારો પુત્ર અભિમન્યુ તો શૂરવીર હજારો ક્ષત્રિય શત્રુઓને મારી કૃતાર્થ થયેલો સેનાની સન્મુખ હણાયો તેથી બ્રહ્મચર્ય, પ્રજ્ઞા, શ્રુત તથા ઇષ્ટ એવા યજ્ઞેકરી જે લોકોને પ્રાપ્ત થવાય છે તે અક્ષય લોકોને પ્રાપ્ત થયો તેમજ વિદ્વાન પુરૂષો પવિત્ર કર્મેકરી નિરંતર સ્વર્ગને ઇચ્છે છે પણ સ્વર્ગવાસી સ્વર્ગમાથી આ લોકમા આવવાની ઇચ્છા નથી કરતા, માટે સંગ્રામમા નાશ પામી સ્વર્ગમા ગયેના અર્જુનપુત્રને અહિં લેઇ આવવા શકય થવુ કઇ યોગ્ય નથી યોગી પુરૂષો યોગે કરીને ઉત્તમ યજન કરનાર યોગેકરી તથા તપસ્વી પુરૂષો વૃદ્ધિ પામેલા તપેકરી જે ગતિને પ્રાપ્ત થાય છે તે ગતિને તમારો પુત્ર પ્રાપ્ત થયો છે શૂરવીર અભિમન્યુ મરણ થવાથી સંપત્તિને પ્રાપ્ત થઇ અમૃતમય પોતાના કિરણોએ કરી જેવો ચંદ્રમા શોભે તેવો શોભે છે એ રીતે બ્રાહ્મણોએ અભિમત એવા પોતાના ચંદ્રરૂપ તનુને તે તો પ્રાપ્ત થયો માટે અભિમન્યુ શોક કરવા યોગ્ય નથી વાસ્તે હે અનઘ! એ રીતે જાણી સ્થિર થઇ શત્રુને મારો અને ધૈર્યને પ્રાપ્ત થાઓ હવેથી જીવતાઓનોજ શોક કરવો સ્વર્ગમા ગયેલાઓનો કરવો નહીં હે મહારાજ! શોચ કરનાર પુરૂષને ઉલટું દુઃખજ વૃદ્ધિ પામતુ જાય છે, માટે શોકનો ત્યાગ કરી બુધ પુરૂષ, પ્રહર્ષ, અભિમાન તથા સુખ પ્રાપ્તિનુ ચિંતન કરતા પોતાના કલ્યાણને વિષેજ યત્ન કરે છે એવી રીતે સમજી બુધ પુરૂષો શોક કરતા નથી તેમ કઇ શોક શોકરૂપ નથી, આત્માજ શોકરૂપ છે, અને હે વિદ્વાન્! મૃત્યુની ઉત્પત્તિને અનુપમ એવા એના તપ પણ તમે સાભળ્યા તેમજ મરણ પામેલો સૃંજયનો પુત્ર પાછો જીવતો થયો વિભૂતિ પણ ચચળ છે એ પણ તમે સાભળ્યુ, માટે સાવધાન થઇ ઉભા થાઓ અને શોક કરો મા એમ કહી ભગવાન વ્યાસજી ત્યાજ અંતર્ધ્યાન થઇ ગયા એ રીતે યુધિષ્ઠિરની આશ્વાસના કરી વાદળ વગરના આકાશ સરખી કાંતિવાળા, મતિમાનમા શ્રેષ્ઠ, વાણીના સ્વામિ ભગવાન વ્યાસજી ગયા પછી ન્યાયથી સંપાદન કર્યુ છે વિત્ત જેણે, ઇંદ્ર સરખા પરાક્રમી પૂર્વના રાજાઓની સાભળી છે યજ્ઞ સંપત્તિ જેણે, એવા વિદ્વાન યુધિષ્ઠિર રાજા મનથી તેમની પ્રશંસા કરી શોક રહિત થયેલા દીન એવા અર્જુનને હુ શુ કહીશ? એ રીતે વારવાર વિચાર કરવા લાગ્યા

संपूज्य मनसा विद्वान् विशोकोभूद्युधिष्ठिर ।
पुनश्चाचिंतयद्दीन किंस्विद्वक्ष्ये धनंजय ॥

इति श्री महाभारते द्रोणपर्वण्यभिमन्युवधपर्वणि षोडषराजकीये गुर्जरभाषायामेकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

## અધ્યાય ૭૨ મો. પ્રતિજ્ઞાપર્વ આરંભ.

संजय उवाच—तस्मिन्नहनि निर्वृत्ते घोरे प्राणभृतांक्षये ।
आदित्येस्तंगते श्रीमान् सध्याकाल उपस्थिते ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! પ્રાણીઓનો ક્ષય કરનાર ભયંકર તે દિવસ નિવૃત્ત થયો અને સૂર્ય અસ્ત થવાથી સંધ્યાકાળ સમીપ આવ્યો, અને યુદ્ધ કરનાર સર્વ યોદ્ધાઓ નિવાસસ્થાન પ્રત્યે ગયા તે વખતે હનુમાન છે ધ્વજા વિષે જેને એવા અર્જુન દિવ્ય અસ્ત્રે કરી, સંશપ્તકગણને હણી, જયને આપનાર, એવા પોતાના રથમાં બેસી પોતાના શિબિર પ્રત્યે જતા, નેત્રમાં અશ્રુ ભરી ગોવિંદ એવા ભગવાન પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હે અચ્યુત ! હે કેશવ ! મારૂં હૃદય ત્રાસ પામે છે, બરાબર બોલાતું નથી, શરીર ભેદાય છે, અપશુકન થાય છે અને મારી સાથે બંધાઇ ગયેલું અનિષ્ટ હૃદયમાંથી ખસતું નથી પૃથ્વી તથા દિશાઓમાં થતા ઉત્પાતો મને ત્રાસ પમાડે છે એ રીતે જેટલા પ્રકાર દેખાય છે તે સર્વ અનિષ્ટસૂચક દેખાય છે, માટે અમાત્ય સહિત મારા ગુરૂ યુધિષ્ઠિર રાજાનું તો કલ્યાણ હશે ને ? અર્જુનનું બોલવું સાંભળી વાસુદેવ ભગવાને તેને કહ્યું કે હે અર્જુન ! અમાત્ય સહિત તારા ભાઇનું જરૂર કલ્યાણ હશે તે નિમિત શોક કર મા, પણ ત્યાં કંઇક બીજું અનિષ્ટ થયું હશે સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! તે દિવસે અત્યંત દુષ્કર કર્મ કરી તે રીતે વૃત્તાંત કરતા પોતાના નિવાસ ભણી જતા શૂરવીર વાસુદેવ તથા અર્જુન સંધ્યાની ઉપાસના કરી રથમાં બેસી આનંદ તથા કાંતિ રહિત એવા પોતાના શિબિર પ્રત્યે ગયા ત્યાં જઇ પારકા શૂરવીરને હણનાર, નથી સ્વસ્થ હૃદય જેમનું એવા અર્જુન, વિભ્રમ છે આકાર જેનો એવા શિબિરને જોઈ શ્રીકૃષ્ણ ભગવાનને આવી રીતે કહેવા લાગ્યા કે, હે જનાર્દન ! દુંદુભિના શબ્દ સાથે મળેલા શંખના શબ્દ તથા મંગળ એવા તૂર્યના શબ્દ પણ આજ થતા નથી શમ્યા તથા તાલના શબ્દ સાથે આજ વીણાઓ પણ વાગતી નથી, તેમ આજ મારા સૈન્યમાં બંદિજનો મંગળ ગીત ગાતા નથી અને સ્તુતિ યુક્ત મનોહર પાઠ પણ કરતા નથી યોદ્ધાઓ પણ મને દેખી નીચું મુખ કરી પાછા વળે છે, અને કરેલા કર્મ પૂર્વની પેઠે મને કહેતા પણ નથી, માટે હે માધવ ! આજ મારા ભાઇઓનું તો કલ્યાણ હશે ? હે માનદ ! આજ આકુળ થયેલા સ્વજનને જોઇ મારા હૃદયનો ભાવ શુદ્ધ થતો નથી દ્રુપદ, વિરાટ તથા મારા સર્વ યોદ્ધાઓની સામગ્રી તો કાયમ હશે ? આજ ભાઇઓ સહિત પ્રમન્ન થયેલો સુભદ્રા પુત્ર અભિમન્યુ પણ જાણે હસતો હોય નહિ તેની પેઠે સંગ્રામમાંથી આવતા મારી સામે આવતો નથી

સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે પરસ્પર બોલતા પોતાના શિબિર પ્રત્યે આવતા તે બેઉએ અત્યંત અસ્વસ્થ તથા નષ્ટ થયા છે ચિત્ત જેમના એવા પાડવોને જોયા એવી રીતે કચવાયેલા ભાઇઓ તથા પુત્રોને જોઇ સુભદ્રાપુત્રને ત્યાં ન જોવાથી ખેદયુક્ત મનવાળો વાનરધ્વજ અર્જુન આવી રીતે કહેવા લાગ્યો કે, તમારા સર્વની મુખમુદ્રા અપ્રસન્ન દેખાય છે, તેમ અભિમન્યુને હું જોતો નથી અને તે વિષે મને તમે કંઇ કહેતા નથી મે સાંભળ્યું હતું જે દ્રોણે ચક્રવ્યૂહ નિર્માણ કર્યો હતો તેનો ભેદનાર તમારાઓમાં બાળક એવા સુભદ્રાપુત્ર અભિમન્યુ વિના બીજો કોઇ હતો નહિ, પણ તેને ચક્રવ્યૂહમાંથી નીકળવાનો વિધિ મે યથાર્થ બતાવ્યો ન હતો તમે પારકા સૈન્યમાં પ્રવેશ કરાવેલો, મોટા ધનુષવાળો, પારકા શૂરવીરને હણનાર સુભદ્રાપુત્ર અભિમન્યુ પારકાઓના સૈન્યને ભેદી શું સંગ્રામમાં હણાયો તો નથી ? લાલ છે નેત્ર જેના, પર્વતમાં ઉત્પન્ન થયેલા સિંહના બચ્ચા સરખો, ઉપેંદ્ર સમાન, સુકુમાર છે અંગ જેના, મોટા ધનુષવાળો, ઇન્દ્રના પુત્રનો પુત્ર, નિરંતર મને પ્રિય એવો તે સંગ્રામમાં કેમ હણાયો ? તે મને કહે સુભદ્રાનો પ્રિયપુત્ર તેમજ દ્રૌપદી, કેશવ ભગવાન તથા કુંતીને

પણ અત્યંત પ્રિય એવા અભિમન્યુને કાળે મેહ પમાડનાર કોણ હણ્યો ? પરાક્રમ, શ્રુત તથા માહાત્મ્યે કરી વૃષ્ણિકુળમાં શૂરવીર મહાત્મા કેશવ ભગવાન સરખો અભિમન્યુ, સંગ્રામમાં કેમ હણાયો ? સુભદ્રાને અત્યંત પ્રિય, શૂરવીર, મેં હમેશ લાડવના પુત્રને જો ન દેખું તો હું યમપુરીમાં જાઉં મૃદુ અને વક્ર એવા ખીટકાયવાળા કેશવી મનોહર બાળક, બાળમૃગ સરખા નેત્રવાળા, મદોન્મત્ત હસ્તિ સરખું છે પરાક્રમ જેનું, થેડતા સિંહના બચ્ચા સરખા, હાસ્યથી બોલનારા, ઇન્દ્રિયો નિયમમાં રાખનારા, ગુરૂજનનું વાક્ય માનનાર બાળકપણામાં પણ અતુલ્ય છે કર્મ જેના એવા પ્રિય વચનવાળા, મત્સર રહિત, મોટો છે ઉત્સાહ જેને, મહાબાહુ, મોટા ને કમળ સરખા છે નેત્ર જેના, ભક્ત ઉપર દયા રાખનાર, નીચને નહિ અનુસરનાર, કરેલા ઉપકારને જાણનાર, જ્ઞાનસંપન્ન, અસ્ત્રવિદ્યામાં કુશળ, સંગ્રામમાં પાછો નહિ ફરનાર, યુદ્ધમાં આનંદ પામનાર, દ્વેષિયોને ભય વધારનાર, પોતાનાઓને પ્રિય તથા હિતમાં યુક્ત, પિતૃઓના જયને ઇચ્છનાર, પૂર્વ પ્રહાર નહિ કરનાર, સંગ્રામમાં નષ્ટ થયો છે સંભ્રમ જેને એવા પુત્ર અભિમન્યુને જો ન દેખું તો હું જરૂર યમપુરીમાં જાઉં રથિયોની ગણનામાં ગણેલા, મહારથિ, મારાથી અધિક ગુણવાન, તરૂણ, બાહુશાલિ, નિરંતર પ્રદ્યુમ્નને પ્રિય, કેશવ ભગવાન તથા મને પણ અત્યંત પ્રિય એવા પ્રિય પુત્રને જો ન દેખું તો હું યમપુરીમાં જાઉં સુંદર છે નાસિકા તથા લલાટ જેના એવા સુંદર નેત્ર, ભ્રકુટિ, દંત તથા ઓષ્ઠવાળા તેના મુખને ન દેખું તો મારા હૃદયને શાંતિ કેમ થાય ? વીણાના શબ્દ સરખું મધુરવચને સુખ દેનાર, મનોહર કોકિલ સરખા તેના શબ્દને ન સાંભળતો એવો હું તેના હૃદયને શાંતિ કેમ થાય ? જેની ઉપમા લાયક બીજો કોઇ નથી, દેવતાઓને પણ દુર્લભ એવા તેના રૂપને ન દેખતો એવો હું તેના હૃદયને શાંતિ કેમ થાય ? ગુરૂજનને પ્રણામ કરવામાં દક્ષ અને તેમના વચન પાળવામાં તત્પર એવા તે પુત્રને જ્યારે હું આજ જોતો નથી ત્યારે મારા હૃદયને શાંતિ કેમ થાય ? સુકુમાર અંગવાળો, અમૂલ્ય શય્યામાં શયન કરવા યોગ્ય સનાથોમાં શ્રેષ્ઠ, શૂરવીર તે આજ અનાથની પેઠે પૃથ્વી ઉપર સૂતો છે પૂર્વે શયન કરેલા જેને પરમ સ્ત્રિયો સેવતી હતી, આજ અત્યંત વિંધાયેલા અંગવાળા તેને અમંગળ છે રૂપ જેમના એવી શિયાળ સ્ત્રિયો સેવે છે પૂર્વે સૂતેલા જેને સૂત, માગધ તથા બંદિજન જગાડતા હતા તેને આજ શિકારી પશુઓ વિકૃત એવા શબ્દેકરી જગાડે છે છત્રની છાયાને યોગ્ય એવા તેના સુંદર વદનને જરૂર આજ રણ રેણુ રજોધ્વસ્ત કરશે હે પુત્ર ! ભાગ્યહીન એવો હું પુત્રના દર્શનથી હજી તૃપ્ત થયો નથી, તેટલામાં બળાત્કારથી કાળ તને યમપુરીમાં લઇ જાય છે તેથી સુકૃતની ગતિરૂપ સંયમની નગરી પણ અત્યંત શોભતી હશે તેમ જરૂર યમરાજા, વરૂણ, ઇંદ્ર તથા કુબેર એ ચાર લોકપાલ પણ નિર્ભય એવા પ્રિય અતિથિરૂપ તને જોઇ તારો સત્કાર કરશે એ રીતે અનેક પ્રકારથી વિલાપ કરી ભાગ્યું છે નાવ જેનું એવા વ્યાપારીની પેઠે અત્યંત દુઃખાવિષ્ટ અર્જુન યુધિષ્ઠિરને આવી રીતે પૂછવા લાગ્યા કે, હે કુરૂનંદન ! શ્રેષ્ઠ પુરૂષો સાથે યુદ્ધ કરતો અભિમન્યુ સંગ્રામમાં પારકાઓનો નાશ કરી શત્રુની સન્મુખ શું સ્વર્ગમાં ગયો ? ઘણા સાથે યુદ્ધ કરનાર સહાયતા રહિત સહાયતાને ઇચ્છતા અલ્પ ચેતનવાળા મારા પુત્રને કર્ણ, દ્રોણ, તથા કૃપાદિકે તીક્ષ્ણ કરેલા નાના પ્રકારના બાણેકરી જે વખતે પીડિત કર્યો હશે તે વખતે તેણે જરૂર મારૂં ધ્યાન પણ કર્યું હશે, અને આવી રીતે વારવાર કહ્યું પણ હશે કે મારો પિતા હોય તો મારૂં રક્ષણ થાય, તેટલામાં તો ક્રૂર બુદ્ધિવાળાઓએ પૃથ્વી ઉપર તેને પાડયો હશે, એમ હું માનું છું અથવા મારો પુત્ર, માધવ એવા શ્રીકૃષ્ણનો ભાગિનેય, સુભદ્રા વિષે ઉત્પન્ન

થયેલો તે કદી પણ એમ બોલવાને યોગ્ય થાય નહિ, ને લાલ છે નેત્ર જેના એવા દીર્ઘ બાહુવાળા પુત્રને ન જોતો એવો હુ તેનુ હૃદય આ વખતે વિદીર્ણ થતુ નથી, માટે જરૂર તે કાળમીંઢ પાષાણ સરખુ અત્યત કઠોર થયુ છે, એમા સશય નહિ મોટા ધનુષવાળા, ક્રૂર, મર્મ ભેદનાર કર્ણાદિકે વાસુદેવ ભગવાનના ભાગિનેય તથા બાલક એવા મારા પુત્ર ઉપર બાણ કેમ નાખ્યા ? ઉદાર ચિત્તવાળો જે શત્રુઓને મારી નિવાસ પ્રત્યે આવતા મારી સામે આવી મને આનદ આપતો હતો તે આજ કેમ મને જોતો નથી ? માટે જરૂર શત્રુઓએ રણભૂમિમા પાડેલો રૂધિરથી વ્યાપ્ત છે અગ જેનુ એવો તે સૂર્યની પેઠે પોતાના અગેકરી પૃથ્વીને શોભાવતો હશે મને તો સુભદ્રાનો પણ શોચ થાય છે, કારણ કે પલાયન નહી કરનાર એવા પુત્રને સગ્રામમા હણાયો સાભળી શોકથી પીડિત થઇ પોતે નાશ પામશે તેમ પુત્રને ન જોતી તે તથા દ્રૌપદી મને શુ કહેશે, અને દુ ખથી પીડિત તે બેઉને હુ શુ કહીશ ? શોકથી કૃશ થયેલી, રૂદન કરતી વધૂને જોઇ સહસ્ત્ર પ્રકારે વિદીર્ણ થતુ નથી એવુ મારૂ હૃદય પણ જરૂર વજ્ર સરખુ છે તેમ તે વખતે મદોન્મત્ત એવા ધૃતરાષ્ટ્રના પુત્રોનો મે સિંહનાદ સાભળ્યો હતો, અને કૌરવોના શૂરવીરોને તિરસ્કાર કરતા યુયુત્સુનો શબ્દ શ્રીકૃષ્ણે સાભળ્યો હતો, તે. કેવી રીતે કે, હે મહારથિ ! આ બાળકને હણી અર્જુનને ન સહન કરી શકનાર તમો હે અધર્મજ્ઞ ! શુ હર્ષ પામો છો ? પાડવોનુ બળ તો જુઓ, તેમ કેશવ તથા અર્જુનનુ સગ્રામમા અપ્રિય કરી પ્રસન્ન થઇ શોક કાળ પાસે આવ્યો છે તે ન જાણતા શુ સિંહની પેઠે શબ્દ કરો છો ? થોડા વખતમા તમારા પાપ કર્મનુ ફળ તમોને પ્રાપ્ત થશે અરે તમોએ મહા અધર્મ કર્યો માટે તે તરત તમને ફળિત થયા વગર કેમ રહેશે ? એ રીતે તેઓને કહી દુ ખ તથા કોપ સયુક્ત મહામતિ વૈસ્યા પુત્ર શસ્ત્ર છોડી દઇ નાસી ગયો કૃષ્ણે એ બધુ શ્રવણ કર્યુ હતુ ત્યારે સગ્રામમા મને કેમ ન કહ્યુ ? નહિ તો ક્રૂર એવા તે સર્વ મહારથિઓને તે જ વખતે હુ બાળી નાખત.

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે પુત્રના શોકથી પીડાયલા, ધ્યાન કરતા, અશ્રુ છે નેત્રમા જેના અને પુત્ર સબધી આધિથી વ્યાપ્ત તથા તીવ્ર શોકેકરી સયુક્ત એવા અર્જુનને નિગ્રહ કરી વાસુદેવ એવા કૃષ્ણ એમ ન કરવુ એમ કહી તેને કહેવા લાગ્યા કે હે પાર્થ ! સર્વનો એજ માર્ગ છે તેમા પણ જેમની યુદ્ધેકરી જીવિકા છે એવા સગ્રામમા પાછા ન ફરનાર શૂરવીર ક્ષત્રિયોનો તો વિશેષે કરીને છે હે મતિમાનમા શ્રેષ્ઠ ! યુદ્ધ કરનાર, સગ્રામમા પાછા ન ફરનાર શૂરવીરોની સર્વ શાસ્ત્ર જાણનાર પુરૂષોએ એજ ગતિ કહી છે તેમ સગ્રામમા પાછા ન ફરનાર શૂરવીરોનું તો જરૂર કરી યુદ્ધમાજ મરણ થાય માટે અભિમન્યુ પણ પુણ્ય કરનારને પ્રાપ્ય થવા જેવા શુભ લોક પ્રત્યે ગયો એમા સશય નહિ હે ભરતર્ષભ ! હે માનદ ! સગ્રામમા શત્રુઓની સન્મુખ મરણની તો સવ શૂરવીરો નિરતર ઇચ્છાજ રાખે છે તેમજ તે પણ સગ્રામમા શૂરવીર, મહા બળવાન રાજપુત્રોને હણી શૂરવીરોએ આકાક્ષિત એવા સન્મુખ મરણને પ્રાપ્ત થયો માટે હે પુરૂષમા સિંહરૂપ ! શોક કર મા કારણ ધર્મના કર્તા પ્રાચીન પુરૂષોએ સગ્રામમા મરણ પામવુ એજ ક્ષત્રિયોનો સનાતન એવો પરમ ધર્મ કહેલો છે હે ભરતસત્તમ ! તું શોકે કરી વ્યાપ્ત છે તેથી આ તારા સર્વ ભાઇઓ, રાજાઓ તથા સબધીઓ પણ દીન થઇ રહ્યા છે માટે હે માનદ ! સામરૂપ વચને કરી એ સર્વની તુ આશ્વાસના કર, તેમ જાણવા લાયક સર્વ તે જાણ્યુ છે, વાસ્તે તુ શોચ કરવા યોગ્ય નથી એ રીતે અદ્ભુત છે કર્મ જેના એવા

શ્રીકૃષ્ણે આશ્વાસના કરેલા અર્જુન, ગદ્‌ગદ્ કંઠ થઇ જઈ સર્વ ભાઈઓને આવી રીતે કહેવા લાગ્યા કે, દીર્ઘબાહુ તથા વિસ્તીર્ણ ખભાવાળો તથા લાંબાં અને કમળ સરખાં છે નેત્ર જેનાં એવા અભિમન્યુનું વૃત્તાંત હું સાંભળવા ઇચ્છું છું તે તમો કહો. મારા પુત્રના વૈરિઓને હસ્તિ, રથ, અશ્વ તથા પરિવાર સહિત સંગ્રામમાં મેં હણેલા જોશો. તેમ એક મને આશ્ચર્ય થાય છે જે અસ્ત્ર શીખેલા શસ્ત્ર ગ્રહણ કરી ઉભેલા તમારા સર્વના મધ્યમાં કદી સાક્ષાત ઇન્દ્ર આવે તોપણ સુભદ્રાપુત્ર મરણ કેમ પામે? મારા પુત્રના રક્ષણમાં પાંડવ તથા પંચાલ અશક્ત છે એમ જો મેં જાણ્યું હોત તો હું એના રક્ષણમાં તત્પર રહેત. પણ રથમાં બેસી બાણનો વરસાદ કરતાં છતાં તમને તુચ્છ કરી પારકાઓએ કેમ અભિમન્યુને માર્યો? પણ હું એમ જાણું છું કે, તમારા કોઇમાં પૌરૂષ કે પરાક્રમ છેજ નહિ, નહિ તો તમારા જોતાં સંગ્રામમાં અભિમન્યુ કેમ પડે? પણ તે વિષે કંઇ પણ હું તમોને કહેતો નથી. મારા આત્માને નિંદુ છું, જે અત્યંત દુર્બળ, ભીરૂ તથા નથી કર્યો નિશ્ચય જેણે એવા તમોને આજ્ઞા આપી હું બીજે ગયો, અને મારા પુત્રને ન રક્ષણ કરનાર તમોએ કવચ, શસ્ત્ર તથા આયુધ, શોભા વાસ્તે ધારણ કર્યાં છે. માત્ર તમારી વાણી સભામાં બોલવા સારૂ છે. એટલાં વચન કહી ધનુષ તથા શ્રેષ્ઠ ખડ્ગ ધારણ કરી ઉભેલા કાળની પેઠે ક્રોધાયમાન થયેલા, વારંવાર શ્વાસોશ્વાસ કરતા, પુત્રના શોકથી અત્યંત તપેલા, અશ્રુએકરી પૂર્ણ છે મુખ જેનું એવા, અર્જુનને જોઇ તેની સાથે ભાષણ કરવા તથા સામે જોવા વાસુદેવ ભગવાન તથા મોટા પાંડુપુત્ર યુધિષ્ઠિર વિના બીજા કોઇ પણ સબંધિ સમર્થ થતા ન હતા. તે બેઉ તો સર્વ અવસ્થા વિષે અર્જુનના મનને અનુસરનાર અને ઘણું માન તથા પ્રિયપણાને લીધે એને કહેવા યોગ્ય છે તેથી પુત્રના શોકેકરી અત્યંત પીડિત મનવાળા, કમળ સરખાં છે નેત્ર જેનાં એવા ક્રોધાયમાન થયેલા અર્જુનને યુધિષ્ઠિર રાજા આવી રીતે કહેવા લાગ્યા.

ततस्तं पुत्रशोकेन भृशं पीडितमानसं ।
राजीवलोचनं क्रुद्धं राजा वचनमब्रवीत् ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वण्यर्जुनकोपे गुर्जरभाषायां द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥**

## અધ્યાય ૭૩ મો. અર્જુનની પ્રતિજ્ઞા.

**युधिष्ठिर उवाच—त्वयि याते महाबाहो संशप्तकबलं प्रति ।**
**प्रयत्नमकरोत्तीव्रमाचार्यो ग्रहणे मम ॥ १ ॥**

યુધિષ્ઠિર કહે છે—હે મહાબાહો! તમે સંશપ્તકના સૈન્ય પ્રત્યે ગયા પછી દ્રોણાચાર્યે મને પકડવાનો અત્યંત યત્ન કર્યો. તે વખતે સામે વ્યૂહ કરી તે યત્ન કરતા દ્રોણને વ્યૂહ રચના કરેલા અમો ચોતરફથી વારતા હતા. એ રીતે રથિઓ વારતા હતા અને મારી પણ સારી રીતે રક્ષા કરતા હતા તોપણ તીક્ષ્ણ બાણે કરી અમને પીડતા તે તત્કાળ અમારી સામે આવ્યા. એ રીતે દ્રોણે પીડિત કરેલા આપણી તરફના રથિયો સંગ્રામમાં દ્રોણ સૈન્ય સામે

જોવા પણ સમર્થ થતા ન હતા ત્યારે ભેદવાને તો ક્યાંથીજ સમર્થ થાય ? તે સમે, અમે સર્વેએ બીજાને જેની ઉપમા અપાય નહિ એવા સુભદ્રાપુત્ર અભિમન્યુને કહ્યું કે, હે તાત ! હે પ્રભો ! દ્રોણસૈન્યને તું ભેદ એ રીતે અમારા કહેવાથી ઉડા અશ્વની પેઠે પરાક્રમી એવો તે અસહ્ય એવા ભારને વહન કરવા તૈયાર થઇ તારો કહેલો અસ્ત્રનો ઉપદેશ તથા પરાક્રમ સંપન્ન ગરૂડ જેમ સમુદ્રમા પેસે તેમ તેના સૈન્યમા પેઠો તે વખતે જે માગે કરી તેણે સેનામા પ્રવેશ કર્યો તેજ માર્ગે કરી તેની પાછળ જવાની જેની ઇચ્છા છે એવા અમે ચાલ્યા તે સમયે હે તાત ! ક્ષુદ્ર એવા સિંધુદેશના જયદ્રથ રાજાએ મહાદેવના વરદાનથી અમને સર્વને વારી રાખ્યા ત્યારે દ્રોણ, કૃપ, કર્ણ, અશ્વત્થામા, કોશલ્ય તથા કૃતવર્મા એ ૭ રથિઓએ સુભદ્રાપુત્રને ચોતરફથી વિટી લીધો એ રીતે સર્વ મહારથિએ વિંટી ઘણાકે મળી શક્તિ પ્રમાણે યત્ન કરતા તે બાળકને વિરથ કર્યો તે સમયે દુઃશાસનપુત્રે પરમ સંશયને પ્રાપ્ત થયેલા તેને પાડયો અભિમન્યુ પણ હજારો હજાર મનુષ્ય, અશ્વ, રથ, તથા હસ્તિઓને મારી વળી બીજા આઠ હજાર રથ, નવસો હસ્તિ, બે હજાર રાજપુત્ર, દેખાએલા નહિ એવા બીજા કેટલાક વીર તથા બૃહદ્‍બળરાજાને સ્વર્ગમા મોકલી સ્વર્ગને પ્રાપ્ત થયો અમોને શોક વધારનાર એજ વૃત્તાંત બન્યું અને પુરૂષમા સિંહરૂપ તે એવી રીતે સ્વર્ગલોકને પ્રાપ્ત થયો

આ પ્રમાણે ધર્મરાજના વચન સાભળી ' હા પુત્ર એમ કહી નિઃશ્વાસ મૂકી વ્યથિત થયેલો અર્જુન, પૃથ્વી ઉપર પડી ગયો તે સમે ખેદયુક્ત છે મુખ જેમના એવા સર્વ દીન થઈ નિમિષ વગરના નેત્રે કરી પરસ્પર એક બીજા સામે જોવા લાગ્યા તેટલામા ક્રોધથી મૂર્છિત થયેલો ઇન્દ્રપુત્ર અર્જુન સંજ્ઞા પામી જ્વરથી જાણે કંપતો હોય નહિ તેની પેઠે કંપાયમાન થઇ વારવાર નિઃશ્વાસ મૂકી હાથમા હાથ પીસી અશ્રુ છે નેત્રમા જેના એવો તે ઉન્મત્તની પેઠે જોઈ આવી રીતે કહેવા લાગ્યો કે, આ હુ પ્રતિજ્ઞા કરી તમોને સત્ય કહુ છુ કે જયદ્રથ, વધના ભયથી ધૃતરાષ્ટ્રના પુત્રોને છોડી દેઇ નાસી નહિ જાય તો કાલ હું તેને મારીશ હે મહારાજ ! તેમજ મારી કે તમારી તથા પુરૂષોત્તમ એવા શ્રીકૃષ્ણની શરણે નહિ થાય તો કાલ હુ જરૂર તેને મારીશ દુર્યોધનનુ પ્રિય કરનાર મારા વિષે વિસ્મરણ કર્યું છે સુહૃદ્‍પણુ જેણે એવા બાલ વધના હેતુભુત પાપરૂપ જયદ્રથને જરૂર હું કાલે મારીશ સંગ્રામમા તેના રક્ષણ વાસ્તે કોઇ મારી સાથે સામે આવી યુદ્ધ કરશે તે કદી દ્રોણ તથા કૃપાચાર્ય હશે તોપણ બાણે કરી તેમને હુ આચ્છાદન કરી દઇશ હે પુરૂષર્ષભ ! એ રીતે જો હુ સંગ્રામમા ન કરૂ તો પુણ્ય કરનારને પ્રાપ્ય એવા શૂરસંમત લોકને હુ પ્રાપ્ત ન થાઉં કાલ જો જયદ્રથને મારૂ નહિ તો માતા તથા પિતાને હણનાર, ગુરૂસ્ત્રી પ્રત્યે જનાર, પારકી ચાડી કરનાર, સાધુ પુરૂષની ઇર્ષ્યા કરનાર, પારકી નિંદા કરનાર, થાપણ ઓળવનાર, વિશ્વાસઘાત કરનાર, બીજાએ ભોગવેલી સ્ત્રીને સ્વીકાર કરનાર, પારકુ પાપ કહી દેનાર, બ્રાહ્મણને હણનાર, ગોહત્યા કરનાર, તેમજ પાયસ, યવાન્ન, શાક, કંસર, ચૂરમુ, પૂરી, માંસ ઇત્યાદિ ચીજને ફોગટ ખાનારાઓને જે લોક પ્રાપ્ત થાય છે તે લોકને પામુ કાલ જો જયદ્રથને મારૂ નહિ તો વેદ ભણનાર તીક્ષ્ણ વ્રતવાળા ઉત્તમ બ્રાહ્મણને અને વૃદ્ધ સાધુ તથા ગુરૂજનને અપમાન કરનાર તેમજ બ્રાહ્મણ, ગાય તથા અગ્નિને પગે કરી સ્પર્શ કરનાર અને જળમા શ્લેષ્મ, વિષ્ઠા તથા મુત્ર નાખનારાઓની જે ગતિ થાય તે કષ્ટરૂપ ગતિને પામુ કાલ જો જયદ્રથને હુ ન મારૂ તો નગ્ન થઇ સ્નાન કરનાર, અતિથિનો અનાદર કરનાર, અસત્ય બોલનાર, પારકાનો

છેતરનાર, પોતાની જાતિ ઢાંકનાર, ખોટો દોષારોપ કરી પારકાઓને દૂષણુ આપનાર, બાળક તથા વૃદ્ધને વિભાગ કરી આપવા લાયક મિષ્ટ અન્ન વડેરથી આપ્યા વગર ખાઇ જનાર, ક્ષુદ્ર માણુસોની જે દુઃખરૂપ ગતિ થાય તે ગતિને હુ પામુ કાલ જો જયદ્રથને હું ન મારૂં તો પોતાના આશ્રિત એવા સાધુજનનો ત્યાગ કરી તેનુ પોષણુ ન કરનાર, ક્રૂર બુદ્ધિવાળો, ઉપકારીની નિંદા કરનાર, યોગ્ય એવા પાસેના સગાનુ શ્રાદ્ધ ન કરનાર અને અયોગ્ય તથા વૃષલીપતિનું શ્રાદ્ધ કરનાર, મદિરાપાન કરનાર મર્યાદા તોડનાર, કરેલા ઉપકારને ન જાણુનાર, તથા પોતાના સ્વામિની નિંદા કરનારની જે ગતિ થાય તે ગતિને હુ પામુ કાલ જો જયદ્રથને મારૂ નહિ તો ડાબે હાથે જમનાર, ખોળામા ખાનાર, પ્રાતઃકાળે શયન કરનાર, ટાઢથી બીનેલ બ્રાહ્મણુ અને સંગ્રામથી બીનેલ ક્ષત્રિય, જેમા એક કૂવો છે એવા વેદધ્વનિ રહિત ગામમા ષણ્માસ રહેનાર, શાસ્ત્રને નિંદનાર, દિવસે મૈથુન કરનાર, દિવસે શયન કરનાર, પારકા ઘરમા અગ્નિ મૂકનાર, પારકાને છૂપાવીને વિષ આપનાર, અગ્નિ તથા અતિથિએ કરી હીન, ગાયોના પિયાવામા વિઘ્ન કરનાર, રજસ્વલા સ્ત્રીને સેવનાર, પલ્લુ લેઇ કન્યા આપનાર, ઘણાકને યજન કરાવનાર, બ્રાહ્મણુ થઇ નીચની સેવા કરનાર, મુખમૈથુન કરનાર, બ્રાહ્મણુને 'હુ તને આપીશ' એમ કહી લોભથી પછી નહિ આપનાર, એવાની જે ગતિ થાય છે તે ગતિને હુ પ્રાપ્ત થાઉં આ રાત્રિ ગયા પછી સવારે જયદ્રથને ન મારૂ તો ધર્મ રહિત જે પુરૂષોનુ મે અહિં કીર્તન નથી કર્યું અને જેમનુ કીર્તન કર્યું છે તેમની ગતિને હુ જલદી પામુ વળી આ ફરીથી મારી બીજી પ્રતિજ્ઞા પણુ સાભળો કાલે પાપરૂપ જયદ્રથને હણ્યા વગર જો સૂર્યાસ્ત થાય તો અહિજ હુ પ્રજ્વલિત અગ્નિમા પ્રવેશ કરૂ તેમ સુર, અસુર, મનુષ્ય, પક્ષિ, ઉરગ, પિતૃ, રાક્ષસ, બ્રહ્મર્ષિ, દેવર્ષિ, ચરાચર આ જગત અને તેથી કદી બીજુ કોઇ હોય તો તેઓ પણુ મારા શત્રુને રક્ષણુ કરવા સમર્થ થઇ શકશે નહીં કદી પાતાળમા જાય કે તેથી આગળ થાય અથવા આકાશમા જાય, ગમે તો દૈત્યના પૂરમા જાય, સ્વર્ગમા જાય તોપણુ કાલ સવારે સેંકડો અત્યંત બાણે કરી અભિમન્યુના શત્રુનુ મસ્તક કાપીશ. એમ કહી ડાબી તથા દક્ષિણુ બાજુ ધનુષ ખેંચ્યુ તેનો શબ્દ તેના શબ્દનેં અતિક્રમણુ કરી સ્વર્ગ સુધી ગયો એ રીતે અર્જુને પ્રતિજ્ઞા કરી તે સમયે જનાર્દન ભગવાને પાંચજન્ય શંખ અને ક્રોધ પામેલા અર્જુને પોતાનો દેવદત્ત નામનો શંખ વગાડયો અચ્યુત ભગવાનના મુખના વાયુએ કરી અત્યંત પૂર્ણ, ઉદરમાથી નિકળ્યો છે શબ્દ જેના એવો પાંચજન્ય, પાતાળ, આકાશ તથા દિશાના ઇશ્વર સહિત જગતને પ્રલય સમયને વિષે જેમ કંપાવે તેમ કંપાવતો હતો એ રીતે મહાત્માએ પ્રતિજ્ઞા કરી તે સમયે હજારો વાદિત્રના શબ્દ તથા પાંડવોના સિંહનાદ થવા લાગ્યા

**ततो वादित्रघोषाश्च प्रादुरासन् सहस्रश ।**
**सिंहनादश्च पांडूनां प्रतिज्ञाते महात्मना ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वण्यर्जुनप्रतिज्ञायां गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥**

## અધ્યાય ૭૪ મો. જયદ્રથને આશ્વાસન.

सञ्जय उवाच—श्रुत्वा तु तं महाशब्दं पाण्डूनां जयगृद्धिनाम् ।
चारैः प્રवेदिते तत्र समुत्थाय जयद्रथः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! જયને ઇચ્છતા પાંડવાનો તે મોટો શબ્દ સાભળી ચારના નિવેદન કરવાથી તે વાત પણ સાભળી ઉભો થઇ, શોકથી અત્યંત મૂઢ છે હૃદય જેનું, દુઃખે કરી વ્યાપ્ત જયદ્રથરાજા, અગાધ મોટા શોકસાગરમાં જાણે ડૂબનો હોય નહિ તેની પેઠે ઘણોક વિચાર કરી અભિમન્યુના પિતાથી ભય પામેલો તેથી લજ્જિત થયેલો રાજાઓની પાસે જઇ તેમની આગળ આવી રીતે કહેવા લાગ્યો પાંડુઓના ક્ષેત્રમાં કામી એવા ઇન્દ્રથી જે ઉત્પન્ન થયેલો છે એવો દુર્બુદ્ધિવાળો તે, મને એકલાને જરૂર યમલોક પ્રત્યે મોકલવા ઇચ્છે છે, માટે તમારૂં કલ્યાણ થાઓ અને હું તો જીવવા સારૂ ઘેર જઇશ, અથવા હે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ રાજાઓ ! અસ્ત્રના બળેકરી પાર્થે પ્રાર્થના કરેલા મારી રક્ષા કરો, અને મને અભય આપો તેમ દ્રોણ, દુર્યોધન, કૃપ, કર્ણ, મદ્રેશ, બાલ્હિક, તથા દુઃશાસનાદિક સાક્ષાત્ કાળે પીડેલા મને રક્ષા કરવા સમર્થ થઇ શકે ત્યારે મારવા ઇચ્છતા અર્જુનથી મારી રક્ષા કરે તેમાં શું આશ્ચર્ય, તોપણ તમે પૃથ્વીના પતિ મારી રક્ષા ન કરો તો હું જતો રહું, કારણ પાંડવોનો પ્રહર્ષ સાભળી મને મોટો ભય લાગે છે હે પાર્થિવો ! નજીક મરણ આવેલાની પેઠે મારા અંગ કંપે છે તેમ ગાંડીવ ધનુષ ધરનાર અર્જુને પણ મારો વધ કરવાની જરૂર પ્રતિજ્ઞા કરેલી હોય તેમ લાગે છે, કારણ પાંડવો શોક કરવા વખતે પણ પ્રસન્ન થઇ જે રીતે આક્રોશ કરે છે, તેમ તેની કરેલી પ્રતિજ્ઞાને દેવ, ગંધર્વ, અસુર, ઉરગ તથા રાક્ષસો પણ અન્યથા કરવાનો ઉત્સાહ કરે નહિ ત્યારે રાજાઓ તો કયાથીજ ઉત્સાહ કરે ? માટે હે મનુષ્યમાં શ્રેષ્ઠ રાજાઓ ! તમારૂં કલ્યાણ થાઓ અને મને આજ્ઞા આપો એટલે જે રીતે પાંડવો દેખે નહિ તે રીતે અદર્શનને પ્રાપ્ત થાઉં એ રીતે ભયથી બોલતા વ્યાકુળ ચિત્તવાળા તેને પોતાને ઘણા કામ લેવા છે તેને સારૂ દુર્યોધન રાજા નીચે પ્રમાણે કહેવા લાગ્યો

હે પુરૂષર્ષભ ! હે નરવ્યાઘ્ર ! તારે બ્હીવું નહિ, કારણ યુદ્ધમાં શૂરવીર ક્ષત્રિયોના મધ્યમાં ઉભેલા તારી કોણ પ્રાર્થના કરી શકે એમ છે ? તેમ હું, સૂર્યપુત્ર કર્ણ, ચિત્રસેન, વિવિંશતિ, ભૂરિશ્રવા, શલ, શલ્ય ક્રોધથી સહન થાય નહિ એવો વૃષસેન, પુરૂમિત્ર, જય, ભોજ, કાંબોજ, એવો સુદક્ષિણ, મહાબાહુ, સત્યવ્રત, વિકર્ણ, દુર્મુખ, દુઃશાસન, સુબાહુ, ઉગામેલા આયુદ્ધવાળો કલિંગ, અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ, દ્રોણ, અશ્વત્થામા, શકુનિ એટલા એ અને નાના દેશના પતિ સૈન્ય સહિત ઘણાક બીજા પણ તારી પાસે આવશે, માટે તારા મનનો સંતાપ દૂર થાઓ હે અમિતદ્યુતે ! હે સૈંધવ ! તેમ રથિમાં શ્રેષ્ઠ એવો તું પોતે પણ શૂરવીર થઇ પાંડવ તરફના યોદ્ધાઓના ભયને કેમ જુવે છે ? મારી અગિયાર અક્ષૌહિણીરૂપ આ સેના તારા રક્ષણ વાસ્તે સાવધાન થઇ યુદ્ધ કરશે હે સૈંધવ ! તું ભય કર મા અને તારો ભય દૂર થાઓ

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! એ રીતે તમારા પુત્રે આશ્વાસના કરેલો સિંધુદેશનો રાજા દુર્યોધન સહિત રાત્રિએ દ્રોણ પાસે જઇ તેના ચરણમાં પ્રણામ કરી પાસે બેસી નમ્ર થઇ આવી રીતે કહેવા લાગ્યો કે, લક્ષ્ય ભેદ કરવામાં ને દૂર બાણ નાખવામાં,

લઘુતામા, તથા દૃઢ એવા વેધ કરવામા, મારાથી અર્જુનમા શુ વિશેષ છે ? તે ભગવાન એવા તમે મને કહો હે આચાર્ય ! અર્જુન તથા હુ એ બેમાથી વિદ્યાએકરી વિશેષ કાણુ છે ? એ તત્વથી હુ જાણુવા ઇચ્છુ છુ, વાસ્તે યથાર્થ મને કહો એવા તેના વચન સાભળી દ્રોણાચાર્યે તેને કહ્યુ કે, હે તાત ! તને તથા અર્જુનને ગુરૂ દીક્ષા તો બેઉને સમાન છે તથાપિ તારે સગ્રામમા અર્જુનથી કાઇ રીતે પણ ત્રાસ પામવો નહિ, કારણ સગ્રામમા ભયથી હુ તારી રક્ષા કરીશ, એમા સશય નહિ, કેમકે મારા બાહુથી રક્ષણ કરેલાને દેવતાએ પણ પરાભવ કરી શકે નહિ ત્યારે બીજા તો ક્યાથીજ કરી શકે ? તેમ જેને અર્જુન તરી શકશે નહિ એવી વ્યૂહ રચના પણ કરીશ, માટે હે મહારથિ ! ભયનો ત્યાગ કરી સ્વધર્મનુ પાલન કરતા બાપદાદાના માર્ગને અનુસરણ કર તેમ તે વિધિથી વેદાધ્યયન કરી સારી રીતે અગ્નિમા હોમ કર્યો છે તેમજ વિવિધ પ્રકારના યજ્ઞેકરી યજન પણ કરેલુ છે વાસ્તે તારે મૃત્યુનો ભય રાખવો યોગ્ય નથી યુદ્ધ કરવાથી આળસુ માણસને દુર્લભ એવા મહાભાગ્યને પામી બાહુવીર્યથી સપાદન કરેલા દિવ્ય એવા ઉત્તમ લોકને પ્રાપ્ત થઇશ તેમ કૌરવ, પાડવ, યાદવ, બીજા માણસ તથા પુત્ર સહિત હુ એ સર્વ પણ અચળ નથી એમ તારે જાણવુ કમેકરી બળવાન, કાળે હણેના આપણે સર્વ પોતપોતાના કર્મસહિત પરલોક પ્રત્યે જઇશુ અને ક્ષાત્રધર્મનો આશ્રય કરેલા શૂરવીર ક્ષત્રિયો તો તપસ્વી પુરૂષો તપેકરી જે લોકને પ્રાપ્ત થાય તે લોક પ્રત્યે જાય છે એ રીતે દ્રોણાચાર્યે આશ્વાસન કરેલા સિધુ રાજાએ અર્જુનથી થતા ભયનો ત્યાગ કરી યુદ્ધવિષે મનથી યોજના કરી હે વિશાપતે ! તે વખતે તમારા સૈન્યમા પણ મોટા હર્ષ તથા સિહનાદ સાથે મળેલો ઉગ્ર એવા વાદિત્રનો શબ્દ થયો

तत प्रहर्षः सैन्यानां तवाप्यासीद्विशांपते ।
वादित्राणां ध्वनिश्चोग्र सिंहनादरवै सह ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि जयद्रथाश्वासने गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

## અધ્યાય ૭૫ મો. સાહસ માટે કૃષ્ણની શીખ.

सजय उवाच—प्रतिज्ञाते तु पार्थेन सिंधुराजवधे तदा ।
वासुदेवो महाबाहुर्धनंजयमभाषत ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે સિધુરાજના વધવિષે અર્જુને પ્રતિજ્ઞા કરી તે વખતે મહાબાહુ વાસુદેવ ભગવાન અર્જુનને આવી રીતે કહેવા લાગ્યા કે, ભાઇઓનો મત જાણ્યા વગર હુ સિધુરાજાને મારીશ, એમ જે વાણીએ કરી તે પ્રતિજ્ઞા કરી, એ સાહસ કામ કર્યુ તેમ મારી સાથે પણ વિચાર કર્યા વગર અતિ ભાર ઉપાડયો માટે મને એમ થાય છે કે, સર્વ લોકને આપણે હાસ્ય કરવા લાયક કેમ નહિ થઇએ ? અને તે પ્રતિજ્ઞા કરી તેજ સમયે દુર્યોધનના શિબિર પ્રત્યે મે ચારને મોકલ્યા હતા તેમણે જલદી આવી તેમની પ્રવૃત્તિ નિવેદન કરી જે સિધુરાજના વધની તે પ્રતિજ્ઞા કરી અને વાદિત્રના શબ્દ સાથે મોટો

સિંહનાદ થયો, તે સાભળી તેથી ત્રાસ પામેલા સૈંધવ સહિત ધૃતરાષ્ટ્રના પુત્રો આ અકસ્માત્ સિંહનાદ કેમ થયો ? એમ જાણી ઉભા રહ્યા અને તેમણે એમ જાણ્યુ કે અભિમન્યુનો વધ સાભળી પીડિત થયેલો અર્જુન ક્રોધથી રાત્રિએજ આવશે તેથી તૈયારી રાખો, એમ કહી સજ્જ થઇ ઉભા, તેટલામા તો યત્ન કરતા તેમણે, હે કમળ સરખા નેત્રવાળા ! સિંધુરાજના વધ વિષે તે કરેલી સત્ય પ્રતિજ્ઞા સાભળી તેથી ક્ષુદ્ર મૃગની પેઠે સુયોધનાદિક સર્વ ખેદયુક્ત મનવાળા થઇ ત્રાસ પામ્યા અને જયદ્રથ રાજા પણ ત્રાસને પ્રાપ્ત થયો તેથી અત્યત દુખિત, દીન એવો સિંધુ સૌવીરનો પતિ તે, ઉભો થઇ મારૂ કલ્યાણ કેવી રીતે થાય, એ વિષે વિચાર કરી દુર્યોધન પાસે આવી રાજાની સભામા તેને આવી રીતે કહેવા લાગ્યો કે-આ મારા પુત્રને હણનાર છે એમ જેને બુદ્ધિ છે એવો અર્જુન કાલ મારી સામે આવશે તેમ સેનાના મધ્યમા મારા વધની તેણે પ્રતિજ્ઞા પણ કરેલી છે અર્જુનની પ્રતિજ્ઞાને દેવ, ગંધર્વ, અસુર, ઉરગ તથા રાક્ષસ પણ અન્યથા કરવા સમર્થ થઇ શકે નહી ત્યારે બીજા તો ક્યાથીજ થઇ શકે ? વાસ્તે તમે સર્વ મળી સગ્રામમા મારી રક્ષા કરો, અને તમારા મસ્તક ઉપર પગ દઇ જે રીતે અર્જુન લક્ષ્યને પ્રાપ્ત ન થાય તે રીતે કરો હે કુરુનદન ! જો સગ્રામમા મારી રક્ષા તમો ન કરી શકો તો મને આજ્ઞા આપો એટલે હુ મારે ઘેર જાઉં એવા તેના વચન સાભળી દુર્યોધન તો ખેદયુક્ત છે મન જેનુ એવો થઇ નીચુ જોઇ અર્જુનની તે પ્રતિજ્ઞા સાભળી વિચારમા પડી ગયો એ રીતે પીડિત મનવાળા તેને જોઈ સિંધુદેશનો રાજા પોતાના હિત વાસ્તે આવી રીતે કહેવા લાગ્યો કે, આ મહા સગ્રામમા તમારી તરફના સર્વ યોદ્ધાઓમા અસ્ત્રેકરી અર્જુનના અસ્ત્રને હણે એવા પરાક્રમવાળા કોઈ પણ ધનુષ ધરનારને હુ જોતો નથી. વાસુદેવ છે સહાય જેને એવા ગાડીવ ધનુષ ધરનાર અર્જુનની આગળ સાક્ષાત ઇન્દ્ર હોય તોપણ કોણ ઉભો રહી શકે ? તેમ આવી રીતે સભળાય છે કે, પૂર્વે હિમવાન પર્વતમા સમર્થ એવા મહાદેવજી સાથે પણ પાયદળ એવા અર્જુને યુદ્ધ કર્યું હતુ વળી ઇન્દ્રે પ્રેરણા કરેલા જેણે એક રથે કરી હિરણ્યપુરવાસી હજારો દાનવને હણ્યા હતા માટે બુદ્ધિમાન વાસુદેવ યુક્ત કુંતિપુત્ર અર્જુન, દેવ સહિત ત્રિલોકને પણ મારી નાખે એવી મારી મતિ છે માટે કા તો મને જવાની આજ્ઞા આપો અને કા તો પુત્ર સહિત શૂરવીર એવા મહાત્મા દ્રોણ મારી રક્ષા કરો હે અર્જુન ! એ રીતે રાજાએ પોતે આચાર્યની અત્યત પ્રાર્થના કરી તેથી તેઓએ પ્રતિવિધાન કર્યું અને રથ પણ સજ્જિત કર્યો તેમ કર્ણ, ભૂરિશ્રવા, અશ્વત્થામા દુર્જય એવો વૃષસેન, કૃપ, તથા મદ્રરાજ એ સહુ એની આગળ રહેશે અને પૂર્વાર્ધમા શકટાકાર અને પાછળના અર્ધમા પદ્માકાર અને મધ્યમા સૂચી જેનુ નામ છે એવો અભેદ વ્યૂહ દ્રોણાચાર્ય નિર્માણ કરશે તેની વચમા શૂરવીરોએ રક્ષા કરેલો અત્યત દુર્મદ સિંધુરાજ રહેશે તેમ ધનુષ, અસ્ત્ર, વીર્ય, પ્રાણ તથા બળે કરી કોઇથી સહન થાય નહિ એવા એ કર્ણાદિક છ રથિઓને જીત્યા વગર જયદ્રથને પ્રાપ્ત થવાશે નહિ તે છમાથી એક એકનુ પરાક્રમ કેટલુ છે તે વિષેનો વિચાર કર ત્યારે હે નરવ્યાઘ્ર ! એકઠા મળેલા તેઓને તો અનાયાસે જીતવા સમર્થ થઇ શકાય નહિ માટે આપણા કલ્યાણ વાસ્તે તથા કાર્ય સિદ્ધ થવા સારૂ ફરીથી મત્રજ્ઞ એવા સચિવ તથા સબધિઓ સાથે હવે કેમ કરવુ ? તે વિષે નીતિનો વિચાર કરીશ

भूयस्तु मन्त्रयिष्यामि नीतिमात्महिताय वै ।
मन्त्रज्ञैः सचिवैः सार्धं सुहृद्भिः कार्यसिद्धये ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

## અધ્યાય ૭૬ મો. અર્જુનનો પ્રત્યુત્તર.

**अर्जुन उवाच—षड्यान् धार्तराष्ट्रस्य मन्यसे यान् बलाधिकान् ।**
**तेषां वीर्यं ममार्द्धेन न तुल्यमिति मे मतिः ॥ १ ॥**

અર્જુન કહે છે—હે કૃષ્ણ! દુર્યોધન નરેન્દ્રના જે છ રથિયોને બળેકરી અધિક તમો માનો છો તેમનુ પરાક્રમ મારા અરધા પરાક્રમ સરખુ પણ નથી, એમ હું સમજુ છુ હે મધુસૂદન! જયદ્રથના વધને ઇચ્છતા મે અસ્ત્રેકરી ભેદેના મર્મના અસ્ત્રને તમો જોશો તમજ ગણ સહિત દ્રોણાચાર્ય જોતા વિલાપ કરતા સિધુરાજાના મસ્તકને હુ પૃથ્વી ઉપર પાડીશ કદી સાધ્ય, રૂદ્ર, અશ્વિનિકુમાર સહિત વસુ ઇન્દ્ર સહિત વાયુ, ઇશ્વર સહિત વિશ્વેદેવ, ગધર્વ સહિત પિતૃઓ, સુપર્ણ, સાગરાદિક, સ્વર્ગ, આકાશ, પૃથ્વી, પોતપોતાના ઇશ્વર સહિત દિશાઓ, ગ્રામ્ય તથા આરણ્ય એવા સ્થાવર જગમ, ભૂત, એટલા કદી સિધુરાજાનુ રક્ષણ કરવાવાળા હોય તોપણ કાલ મારા બાણેકરી હણાયેલા તેને તમે જોશો હે કૃષ્ણ! આયુદ્ધ હાથમા લેઇ શપથ ખાઇ એ હુ સત્ય કહુ છુ કે હે કેશવ! પાપરૂપ દુર્મતીના રક્ષણ કરનાર મોટા ધનુષવાળા દ્રોણ છે, માટે પ્રથમ તેની સામેજ હુ જઇશ, જે દ્રોણવિષે યુદ્ધરૂપ દ્યૂત જય વાસ્તેજ બધાયુ છે એમ દુર્યોધન માને છે વાસ્તે તેનીજ સેનાના અગ્રભાગને ભેદી સિધુરાજા પાસે હુ જઇશ વજ્રેકરી વિદારણ કરેલા પર્વતના શિખરની પેઠે તીક્ષ્ણ કરેલા બાણેકરી યુદ્ધમા મે વિદારણ કરેલા મોટા ધનુષવાળાઓને કાલ તમો જોશો અસત તીક્ષ્ણ કરેલા બાણેકરી ભેદ પામેલા તેથી પડતા તથા પાડેલા નર, નાગ તથા અશ્વના શરીરોમાથી રૂધિર સ્ત્રવશે ગાડીવ ધનુષમાથી નિકળેલા મન તથા વાયુ સરખા વેગવાળા બાણ હજારો મનુષ્ય, હસ્તિ, તથા અશ્વોને પ્રાણ રહિત કરશે અને યમ, કુબેર, વરૂણ, ઇન્દ્ર, તથા રૂદ્ર પાસેથી જે જે ભયકર અસ્ત્ર મે ગ્રહણ કર્યા છે તે તે અસ્ત્રને કાલે સવારે યુદ્ધમા પુરૂષો દેખશે, અને સિધુરાજાનુ રક્ષણ કરનાર સર્વ યોદ્ધાઓના, બ્રહ્માસ્ત્રે કરી મે હણેલા અસ્ત્રોને સગ્રામમા કાલ તમો જોશો હે કેશવ! બાણના વેગથી કપાઇ ગયેલા રાજાઓના મસ્તકે કરી વ્યાપ્ત એવી રણભૂમિને કાલ તમો જોશો કાલે માસ ખાનારા પ્રાણિઓને તૃપ્ત કરીશ, શત્રુઓને નસાડીશ, સબધિઓને આનદયુક્ત કરીશ, અને સિધુરાજાને મથન કરીશ, ઘણો અપરાધ કરનાર કુત્સિત સબધી, પાપદેશમા ઉત્પન્ન થયેલો મે હણેલો સિધુરાજા પોતાનાઓને શોચ પમાડશે સર્વ સહિત ક્ષીરાન્ન જમનાર, પાપરૂપ આચરણવાળા સિધુરાજાને રણાગણવિષે બાણેકરી મે ભેદેલો તમો જોશો હે કૃષ્ણ! જે કર્મ જોઇ દુર્યોધન સગ્રામમા મારા સરખો બીજા ધનુષ ધરનારને નહિ માને તે કામ સવારે હુ કરીશ હે નરર્ષભ! જે ઠેકાણે દિવ્ય એવુ ગાડિવ ધનુષ, યુદ્ધ કરનાર હુ અને હ્રષિકેશ, તમે રથ હાકનાર તે ઠેકાણે મે નહિ જીતેલુ એવુ શુ બાકી રહે? હે ભગવન્! હે હ્રષિકેશ! તમારા પ્રસાદથી સગ્રામમા કોઇથી સહન થાય નહિ એવી કયી વસ્તુ મને પ્રાપ્ત થઇ નહીં, માટે શુ જાણી તમો મને નિદો છો? હે જનાર્દન! જેમ ચદ્રમાવિષે સ્થિર એવુ ચિન્હ, અને સમુ-

દ્રમા જળ એ સત્ય છે તેમજ આ મારી પ્રતિજ્ઞાને પણ તમો સત્ય જાણો હે ભગવન્! મારા અસ્ત્રને, દૃઢ એવા ધનુષને, મારા બાહુબળને તથા મને પણ તમો તિરસ્કાર કરો મા, અને આજ દિવસ સુધી કોઇએ જીતેનો નહિ એવો હુ સગ્રામમા જઇ જય પામુ છુ એ જો સત્ય હોય તો જયદ્રથને પણ સગ્રામમા મે હણેલોજ છે એમ તમો જાણો જેમ જરૂર બ્રાહ્મણવિષે સત્યતા રહી છે, સાધુ પુરૂષોવિષે નમ્રતા રહી છે યજ્ઞોવિષે લક્ષ્મી રહી છે, તેમ નારાયણ વિષે જય રહ્યો છે સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે ઇન્દ્રપુત્ર અર્જુને કેશવ એવા ઋષિકેશ ભગવાનને કહી શબ્દ કરી આવી રીતે કહ્યુ કે હે કૃષ્ણ! કાલે સવાર થાય કે, મારો રથ જે રીતે તૈયાર રહે તેમ કરજો, કારણ કાલે આપણે મોટુ કામ કરવાનુ છે

**यथा प्रभातांरजनीं कल्पित: स्याद्रथो मम ।**
**तथा कार्यं त्वया कृष्ण कार्यं हि महदुत ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वण्यर्जुनवाक्ये गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥**

## અધ્યાય ૭૭ મો. સુભદ્રાને આશ્વાસન.

**सजय उवाच—तां निशां दु खशोकार्त्तौ नि'श्वसताविवोरगौ ।**
**निद्रां नैवोपलेभाते वासुदेवधनजयौ ॥ १ ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! દુ ખ તથા શોકે કરી પીડિત, સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતા વાસુદેવ તથા અર્જુન રાત્રિવિષે નિદ્રાને પ્રાપ્ત થયા નહિ એ રીતે કોપાયમાન થયેલા નરનારાયણને જાણી પીડિત થયેલા ઇન્દ્ર સહિત દેવતાઓ આમાથી શુ થશે? એ રીતે ચિંતા કરવા લાગ્યા રૂક્ષ ભયસૂચક દારૂણ વાયુ વાવા લાગ્યા કબધ સહિત સૂર્યને ઢાકી દે એવા વાદળા દેખાવા લાગ્યા વિજળી તથા કડાકા સહિત વજ્રપાત થવા લાગ્યા પર્વત, જળ તથા વન સહિત પૃથ્વી કપવા લાગી હે મહારાજ! મકરાલય એવા સાગર ક્ષોભ પામવા લાગ્યા નદીઓ પ્રતિસ્રોતથી જવાને પ્રવર્ત્તમાન થઇ અને વાહનો વિષ્ઠા તથા મુત્ર કરતા રૂદન કરવા લાગ્યા એ રીતે ઉઠેલા દારૂણ એવા રૂવા ઉભા કરનાર તે સર્વ ઉત્પાતને જોઇ હે ભરતર્ષભ! તેમજ મહા બળવાન અર્જુનની તે ઉગ્ર એવી પ્રતિજ્ઞા સાભળી તમારી તરફના સર્વ સૈનિકો વ્યથાયુક્ત થયા તેટલામા ઇન્દ્ર પુત્ર મહાબાહુ અર્જુને શ્રીકૃષ્ણને આવી રીતે કહ્યુ કે સ્નુષા સહિત તમારી બેન સુભદ્રાને તમે આશ્વાસના કરો, અને હે માધવ! એની વયસ્ય એવી બીજી સ્ત્રીઓને પણ સામ તથા સત્યયુક્ત વાક્યે કરી આશ્વાસના કરી શોક રહિત કરો એવા અર્જુનના વચન સાભળી અત્યત ખેદયુક્ત છે મન જેનુ એવા વાસુદેવ ભગવાન, અર્જુનના ઘરમા જઇ પુત્રના શોકથી પીડિત તથા દુ ખિત બેનને આવી રીતે આશ્વાસના કરવા લાગ્યા

હે બહેન! હણાએલા કુમારનો તુ શોક કર મા, કારણ સર્વ પ્રાણીની કાલે નિર્માણ કરેલી એજ નિષ્ઠા છે આ તારા પુત્રનુ મરણ કુળમા ઉત્પન્ન થયેલા ક્ષત્રિય સરખુ થયુ

છે વાસ્તે એનો તુ શોચ કર મા તેમ મહારથિ, ધીર, પિતા સરખા પરાક્રમવાળો, ક્ષત્રિવિધિએ કરી શૂરવીરોની અભિલષિત ગતિને પ્રાપ્ત થયો એ કઈ નઠારૂ કહેવાય નહિ. એ રીતે તારો પુત્ર ઘણાક શત્રુઓને જીતી તેમને મૃત્યુના ઘર પ્રત્યે મોકલી પુણ્ય કરનારને પ્રાપ્ય એવા સર્વ કામના આપનાર અક્ષય લોકને પ્રાપ્ત થયો, માટે તેનો તુ શોચ કર મા હે ભગિની ! તપ, બ્રહ્મચર્ય, શાસ્ત્ર તથા પ્રજ્ઞાએ કરી સત્પુરૂષો જે ગતિને ઇચ્છે છે તે ગતિને પ્રાપ્ત થયો, તેમ હે ભદ્રે ! તુ વીરની માતા, વીરની સ્ત્રી, વીરની કન્યા તથા વીર છે બાધવ જેના એવી છે વાસ્તે પરમ ગતિને પ્રાપ્ત થયેલા પુત્રનો શોચ કર મા તેમ બાળકને હણનાર પાપરૂપી સૈંધવ, સુહૃદ તથા બાધવ ગણ સહિત એ અપરાધના ફળને પ્રાપ્ત થશે હે વરારોહે ! આ રાત્રિ ગયા પછી સવારે પાપકર્મ કરનાર જયદ્રથ અમરાવતીમા પ્રવેશ કરશે તોપણ અર્જુન તેને માર્યા વગર નહિ મેલે કાલ સવારે તે સિંધુરાજાનુ મસ્તક સમત પચકમાથી બાણે હણાયુ તુ સાભળીશ, માટે શોક રહિત થા, અને રૂદન કર મા હે વરારોહે ! મોટી છાતિવાળો, મહાબાહુ, સગ્રામમા પાછો નહિ ફરનાર, રથિઓને મારનાર, તારો પુત્ર શસ્ત્રથી જીવનાર બીજા પુરૂષો જે ગતિને પામે તે ગતિરૂપ સ્વર્ગને પ્રાપ્ત થયો છે માટે તુ સતાપને છોડી દે પરાક્રમી, મહારથિ તથા શૂરવીર, પિતા તથા માતૃપક્ષને અનુસરનાર તારો પુત્ર હજારો શત્રુઓને મારી પછી હણાયો માટે હે રાજ્ઞિ ! હે ક્ષત્રિયા ! તુ અત્યત શોચ કર મા અને સ્નુષાને આશ્વાસના આપ કાલ સવારે જયદ્રથના વધરૂપી પ્રિય વાત સાભળીશ, વાસ્તે શોક રહિત થા હે નદિની ! અર્જુને જે પ્રતિજ્ઞા કરી છે તે તેમજ થશે, અન્યથા નહિ થાય, કારણ તારા સ્વામિનુ ચિકિર્ષિત કદી પણ નિષ્ફળ જતુ નથી તેમ મનુષ્ય, સર્પ, પિશાચ, રાક્ષસ, પતગ, સુર તથા અસુરો, પણ સગ્રામમા આવેલા સિંધુરાજની રક્ષા કરશે તોપણ કાલ સવારે તેઓ સહિત તે હશે નહિ તેમ થશે

**यदि च मनुजपन्नगा पिशाचा रजनिचरा: पतगा: सुरासुराश्च ।**
**रणगतमभियांति सिंधुराजं नसभविता सहतैरपि प्रभाते ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि सुभद्राश्वासने गुर्जरभाषायां सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥**

## અધ્યાય ૭૮ મો. સુભદ્રાએ કરેલો વિલાપ.

**संजय उवाच—एतच्छ्रुत्वा वचस्तस्य केशवस्य महात्मन: ।**
**सुभद्रापुत्रशोकार्ता विललाप सुदु:खिता ॥ १ ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવી રીતના મહાત્મા કેશવ ભગવાનના વચન સાભળી પુત્ર શોકથી પીડિત થયેલી અત્યત દુઃખિત સુભદ્રા આવી રીતે વિલાપ કરવા લાગી કે હા પુત્ર ! હા તાત ! મદભાગ્યવાળી એવી હુ તેને ઘેર આવી સગ્રામમા જઇ પિતા સરખા પરાક્રમવાળો તું મરણને કેમ પ્રાપ્ત થયો ? હે વત્સ ! નીલકમળ સરખુ શ્યામ, રૂડી દાઢવાળુ, સુદર છે નેત્ર જેમા, સગ્રામની ઉડેલી રજે કરી વ્યાપ્ત તારૂ મુખ હવે કેમ દેખીએ ?

સર્વ અંગેકરી સુંદર, રૂડાં છે નેત્ર જેનાં તથા શસ્ત્રેકરી ક્ષત થયેલા ઉદય પામેલા ચંદ્ર સરખા તને લોકો જોતા હશે? હે પુત્ર! અમૂલ્ય આસ્તરણથી વિંટાયલી શૈય્યામાં શયન કરનાર, સુખને ઉચિત તું, બાણથી અત્યંત વિદ્ધ થઇ આજ પૃથ્વીપર કેમ સુતો છે? પૂર્વે શૂરવીર એવા જે મહાબાહુને શ્રેષ્ઠ સ્ત્રીયો સેવન કરતી હતી તે આજ શિયાળની સ્ત્રીઓએ વિંટાઇ પૃથ્વી વિષે પડયો છે પૂર્વે હૃષ્ટ થયેલા સૂત, માગધ, તથા બંદિજનો જેની સ્તુતિ કરતા હતા તેને આજ માંસ ખાનાર ભયંકર શબ્દ કરતા શિકારી પશુઓ સેવે છે હે વિભો! શૂરવીર પંચાલ, શ્રેષ્ઠ વૃષ્ણિયો તથા પાંડવરૂપ નાથ છતાં અનાથની પેઠે તને કોણે હણ્યો? હે અનઘ! હે પુત્ર! તારા દર્શનથી તૃપ્ત ન થયેલી મંદ ભાગ્યવાળી હું જરૂર યમપુરીમાં જઇશ હે પુત્ર! મોટા નેત્રવાળું, સુંદર કેશથી મનોહર, સુંદર વાક્યથી શોભિતું સુગંધ યુક્ત, વ્રણ રહિત તારૂં મુખ ફરી ક્યારે દેખીશ? અરે ભીમસેનના બળને ધિક્કાર છે! પાર્થની ધનુષ્મત્તાને ધિક્કાર છે! તમ શૂરવીર વૃષ્ણિયોના વીર્યને તથા પંચાલોના બળને પણ ધિક્કાર છે! અને કેકય, ચેદી, મત્સ્ય, તથા સૃંજયોને પણ ધિક્કાર છે કેમકે સંગ્રામમાં ગયેલા શૂરવીર એવા તારી તેઓ રક્ષા કરી શક્યા નહિ આજ અભિમન્યુને ન જોતી અને શોકથી આકુળ છે ચિત્ત જેનું એવી કાંતિ વગરની હું બધી પૃથ્વીને શૂન્ય સરખી દેખું છું વાસુદેવના ભાગિનેય, ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનના પુત્ર, શૂરવીર, અતિરથિ એવા તને આજ પાડેલો હું કેમ જોઉં છું? હે વત્સ! તું તૃષિત થયો હઇશ વાસ્તે જલદી 'આવ આવ,' અને તારા દર્શનથી તૃપ્ત નહિ થયેલી એવી મંદભાગ્યવાળી જે હું તેના ખોળામાં બેસી સ્તન્યે કરી પૂર્ણ એવા સ્તનનું પાન કર હા વીર! સ્વપ્નમાં જેમ ધન દેખીએ અને પાછું ટળી જાય તેની પેઠે તું પણ ટળી ગયો આ મનુષ્ય શરીર જળના પરપોટા સરખું ચંચળ છે હે પુત્ર! તારા વિયોગની આધિથી વ્યાપ્ત યુવાવસ્થાવાળી એવી આ તારી ભાર્યાને વત્સ વગરની ગાયની પેઠે કેવી રીતે હું સાચવી શકીશ? હે પુત્ર! તારૂં મુખ જોવાની અત્યંત ઇચ્છા રાખનારી મને ફળ થવા વખતે છોડી દઇ વિના વખતે તેં પ્રયાણ કર્યું પણ કાળની ગતિ પ્રાજ્ઞ પુરૂષોથી પણ દુઃખે કરી જણાતી નથી, નહિ તો કેશવ એવા નાથ છતાં સંગ્રામમાં અનાથની પેઠે તું કેમ નાશને પ્રાપ્ત થાય? માટે હે પુત્ર! યજન કરનાર, દાનશીલ, જ્ઞાનસંપન્ન બ્રાહ્મણ, બ્રહ્મચર્ય વ્રત પાળનાર, પુણ્ય તીર્થમાં અવગાહન કરનાર, કૃતજ્ઞ, વદાન્ય, ગુરૂ શુશ્રૂષા કરનાર, તથા હજારો દક્ષિણા આપનારને જે ગતિ થાય છે તે ગતિને તું પ્રાપ્ત થા હે પુત્ર! યુદ્ધ કરનાર, શૂરવીર, સંગ્રામમાં પાછા ન ફરનાર, શત્રુઓને મારી સંગ્રામમાં હણાએલાઓની જે ગતિ થાય છે તે ગતિને તું પ્રાપ્ત થા હજારો ગોપ્રદાન કરનાર, યજ્ઞ કરનાર, ઉપસ્કર સહિત ઘરનું દાન આપનાર, શરણાગત બ્રાહ્મણને ભંડાર આપનાર, તથા અભિમાન ત્યાગ કરનાર પુરૂષોની જે ગતિ થાય છે તે ગતિને તું પ્રાપ્ત થા તીક્ષ્ણ છે વ્રત જેમનું એવા બ્રહ્મચારિઓ, પતિવ્રતા સ્ત્રિયો, સારા આચરણવાળા રાજાઓ, ચાર આશ્રમમાં રહેનાર, દીન ઉપર દયા કરનારા તથા નિરંતર વિભાગ કરી જમનારની જે ગતિ થાય છે તે ગતિને તું પ્રાપ્ત થા હે પુત્રક! પારકી ચાડી ન કરનાર, વ્રત કરનાર, ધર્મશીલ, વડીલ જનની શુશ્રૂષા કરનાર, તથા અતિથિનું સન્માન કરનારની જે ગતિ થાય છે તે ગતિને તું પ્રાપ્ત થા કષ્ટ તથા દુઃખવિષે આત્માને ધારણ કરનાર, તથા શોકાગ્નિએ કરી દગ્ધની જે ગતિ થાય છે તે ગતિને તું પ્રાપ્ત થા હે પુત્રક! સદા માતાપિતાની શુશ્રૂષા કરનાર, સ્વદારાને વિષેજ તત્પર, ઋતુકાળ વિષે પોતાની સ્ત્રી પ્રત્યે ગમન કરનાર, પરસ્ત્રીથકી નિવૃત્ત થયેલા પુરૂષો જે ગતિને પામે તે ગતિને પ્રાપ્ત

આ અહંકાર રહિત થઇ સમતાથી સર્વ પ્રાણિને જોનાર, પારકાને દુ:ખ થાય એવું વચન ન બોલનાર, તથા ક્ષમા કરનારની જે ગતિ થાય તે ગતિને તું પ્રાપ્ત થા હે પુત્રક ! મદ્ય તથા માંસ ન ખાનાર, મદ, દંભ તથા અનૃતથી પારકાને સંતાપ ન કરનાર, લજ્જાવાન, સર્વ શાસ્ત્ર જાણનાર, જ્ઞાનથી તૃપ્ત તથા જિતેન્દ્રિય જે ગતિને પામે તે ગતિને તું પ્રાપ્ત થા.

આમ વિલાપ કરતી શોકથી કૃશ થયેલી દીન બનેલી સુભદ્રા પ્રત્યે ઉત્તરા સહિત દ્રૌપદી આવી તે વખતે તે સર્વ મળી રૂદન તથા વિલાપ કરી અત્યંત દુ:ખિત થયેલી તેઓ ઉન્મત્તની પેઠે બેભાન થઇ પૃથ્વી ઉપર પડી ગઇ તેમને જોઇ અત્યંત દુ:ખિત થયેલા કમળ સરખા નેત્રવાળા શ્રીકૃષ્ણ દુ:ખિત, સંજ્ઞા રહિત, રૂદન કરતી, મર્મમાં વિંધાયલી, અત્યંત કંપતી એવી પોતાની બેન સુભદ્રાને જળથી સિંચન કરી તે તે હિતરૂપ વચનથી આશ્વાસના કરી આપી તેને આ પ્રમાણે કહેવા લાગ્યા કે, હે સુભદ્રે ! હે પાંચાલિ ! તમો પુત્રનો શોક કરો મા, અને ઉત્તરાને આશ્વાસના કરો કારણ ક્ષત્રિયમાં શ્રેષ્ઠ અભિમન્યુ તો વિખ્યાત એવી ગતિને પ્રાપ્ત થયો હું તો એમ કહું છું કે, હે વરાનને ! બીજા પણ આપણા કુળમાં જે પુરુષો છે તે સર્વ યશસ્વી એવા અભિમન્યુની ગતિને પ્રાપ્ત થાઓ આજ એકલા મહારથિ તારા પુત્રે જે કર્મ કર્યું તેવું કર્મ અમે કરીયે અને આપણા સંબંધિઓ પણ કરો એ રીતે શત્રુને દમન કરનાર મહાબાહુ શ્રીકૃષ્ણ, પોતાની બેન સુભદ્રા, દ્રૌપદી તથા ઉત્તરાને પણ આશ્વાસના આપી અર્જુન પાસે જઇ હે રાજન્ ! રાજાઓ, બંધુઓ તથા અર્જુનને આજ્ઞા આપી પોતે અંત:પુરમાં પધાર્યા, અને બીજા સર્વ પોતપોતાને સ્થાનકે ગયા.

ततोऽभ्यनुज्ञाय नृपान् कृष्णो बंधूंस्तथार्जुनं ।
विवेशांतःपुरे राजंस्ते च जग्मुर्यथालयं ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि सुभद्राविलापे गुर्जरभाषायामष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

## અધ્યાય ૭૯ મો. કૃષ્ણદારૂક સંવાદ.

संजय उवाच—ततोर्जुनस्य भवनं प्रविश्याप्रतिमं विभु ।
स्पृष्ट्वांभः पुंडरीकाक्षः स्थंडिले शुभलक्षणे ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી કમળ સરખા નેત્રવાળા સમર્થ ભગવાને નિરૂપમ એવા અર્જુનના ઘરમાં પ્રવેશ કરી, જળના સ્પર્શ પૂર્વક શુભ લક્ષણવાળા સ્થંડિલમાં, વૈદૂર્યમણિ સરખા દર્ભની સુંદર શય્યા સ્થી, માલ્ય માંગલિક સુગંધી, દ્રવ્ય તથા લાજાદિકે કરી તેને શણગારી ચોતરફ ઉત્તમ આયુધ મૂકી અર્જુનને જળસ્પર્શ કર્યો, તે સમે વિનયવાન પરિચારકોએ રાત્રિએ કર્ત્તવ્ય એવું ત્ર્યંબક સંબંધિ બલિદાન તૈયાર કર્યું, તેથી પ્રસન્ન થયેલા અર્જુને, ગંધમાલ્યેકરી માધવ ભગવાનની પૂજા કરી તે નિશા સંબંધિ ઉપહાર તેની આગળ નિવેદન કર્યો તે સમે માનથી ગોવિંદ એવા ભગવાન અર્જુન પ્રત્યે કહેવા લાગ્યો કે, હે

પાર્થ ! કલ્યાણ વાસ્તે શયન કર 'તારૂ કલ્યાણ થાઓ, હુ જાઉં છુ,' એમ કહી દ્વારપાળ તથા ગ્રહણ કર્યા છે આયુધ જેમણે એવા રક્ષણ કરનાર પુરૂષોને સ્થાપન કરી દારૂકની પાછળ શ્રીમાન્ એવા ભગવાને પોતાના શિબિર પ્રત્યે જઈ ઘણાક કૃત્યને ચિંતન કરતા શુભ્ર એવી શય્યામા શયન કર્યુ એ રીતે યોગી, સર્વના ઇશ્વરના ઇશ્વર, મોટા યશવાળા, અર્જુનનુ પ્રિય કરનાર, કલ્યાણ કરનાર વિષ્ણુ એવા ભગવાને, અર્જુન વાસ્તે શોક તથા દુખને ટાળનાર અને તેજ તથા કાંતિને વધારનાર સર્વ વિધિ કર્યો હે વિશાંપતે ! રાત્રિ પ્રત્યે પાડવના શિબિરમા કોઇને પણ નિદ્રા આવી નહિ અને સર્વને ઉજાગરો થયો કારણ તેઓ રાત્રિવિષે ચિંતા કરતા હતા, તે કેવી રીતે કે, પુત્રના શોકથી સતપ્ત થયેલા મહાત્મા ગાડીવ ધનુષ ધરનાર અર્જુને એકદમ સિંધુરાજના વધની પ્રતિજ્ઞા કરી પણ પારકા વીરને હણનાર મહાબાહુ ઇન્દ્રપુત્ર કેવી રીતે તે પ્રતિજ્ઞાને સફળ કરશે ? મહાત્મા એવા પાડુપુત્ર અર્જુને એ તો કષ્ટરૂપ વિચાર કર્યો, કેમકે તે રાજા મહા પરાક્રમી છે, તથાપિ અર્જુન તે કરેલી પ્રતિજ્ઞાના પારને પામો પુત્રના શોકને લીધે અર્જુને મોટી પ્રતિજ્ઞા કરી છે ભાઇઓ વિક્રાંત છે, સૈન્ય ઘણા છે તથાપિ ધૃતરાષ્ટ્રના પુત્રે સર્વ વૃત્તાંત તેને નિવેદન કરી દીધુ તોપણ તે સગ્રામમા સિંધુરાજને હણી શત્રુગણને જીતી પોતાની કરેલી પ્રતિજ્ઞાનો પાર પામી પાછા આવો તેમ કાલ જો સિંધુરાજા મરે નહિ તો તે અગ્નિમા પ્રવેશ કરશે કારણ અર્જુન, અનૃત ભાષણ ક્યારેય કરેજ નહિ અને અર્જુન, એ રીતે પ્રતિજ્ઞા ન થવાથી નાશ પામે તો ધર્મપુત્ર યુધિષ્ઠિર કેમ રહે ? વાસ્તે આપણે કઇ દત્ત કર્યું હોય, હોમેલુ હોય વા જે કઈ સત્કર્મ કર્યું હોય તે બધાના ફળરૂપ પુણ્યેકરી અર્જુન શત્રુઓને જીતજો અને એનો જય થજો હે રાજન્ ! એ રીતે કહેતા, પાડવોના જયને ઇચ્છતા તેમની એ રીતે મોટા કષ્ટેકરી તે રાત્રિ વ્યતીત થઈ તે રાત્રિના મધ્યમા જાગ્રત થયેલા જનાર્દન ભગવાન, અર્જુને કરેલી પ્રતિજ્ઞાનુ સ્મરણ કરી દારૂક નામના પોતાના સારથિ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યા કે, હણાયો છે બધુ જેનો એવા પીડિત થયેલા અર્જુને 'કાલ સવારે જયદ્રથને હુ મારીશ' એ રીતે પ્રતિજ્ઞા તો કરી પણ તે વૃત્તાંત સાભળી સગ્રામમા જે રીતે અર્જુન જયદ્રથને ન મારી શકે, તે રીતે દુર્યોધન, મત્રિયો સાથે વિચાર કરશે, અને એ સર્વ અને તેની અક્ષૌહિણી જયદ્રથની રક્ષા કરશે, તેમ પુત્રસહિત દ્રોણ, અસ્ત્રના પાર પામેલા છે માટે તેને રક્ષણ કરેલા જયદ્રથને દેવ તથા દાનવનો દર્પ હરનાર ઇન્દ્ર હોય તોપણ હણવા સમર્થ થાય નહિ માટે હે દારૂક ! કાલ સવારે સૂર્યાસ્ત થવાથી અગાઉ જે રીતે અર્જુન જયદ્રથને મારે તેમ હુ કરીશ, કારણ કુંતિપુત્ર અર્જુનથી મને સ્ત્રીયો, મિત્ર, જ્ઞાતિ, બાધવ તથા બીજો કોઇ પણ વધારે પ્રિય નથી હે દારૂક ! અર્જુન વિનાના આ લોકને હુ મુહૂર્ત્ત માત્ર પણ જોવા સમર્થ નથી, માટે તેમ તે થાય પણ નહિ હુ પોતે અશ્વ તથા હસ્તિ સહિત એકદમ તે સર્વને જીતી અર્જુન વાસ્તે કર્ણ તથા દુર્યોધન સહિત તેમને મારી પણ નાખીશ હે દારૂક ! કાલ સવારે અર્જુન વાસ્તે પરાક્રમ કરતા મારા વીર્યને ત્રિલોકી બધી જોશે કાલ સવારે હજારો રાજાઓ તથા સેંકડો રાજકુમારોને અશ્વ, હસ્તિ તથા રથ સહિત હુ નમાડીશ હે દારૂક ! કાલે સવારે પાડવ વાસ્તે ક્રોધ પામેલા મે ચક્રે કરી મથન કરેલી તથા પીડેલી દુર્યોધનની સેનાને તુ દેખીશ હે દારૂક ! દેવ સહિત, ગધર્વ, પિશાચ, ઉરગ, રાક્ષસ, તથા સર્વ લોક અર્જુનનો હુ સુહૃદ્ છુ એ વાત કાલ જાણશે. અને જે અર્જુનનો દ્વેષ કરે છે તે મારો દ્વેષ કરે છે અને જે તેને અનુસરે છે તે મને અનુસરે છે હે દારૂક ! એ રીતે તારે જરૂર કરી જાણવુ કારણ અર્જુન તો મારૂ અરધુ

શરીર છે હે દારૂક ! આ રાત્રિ જાય અને સવાર થાય એટલે તારે સાવધાન થઈ શાસ્ત્ર પ્રમાણે કલ્પેલો ઉત્તમ મારો રથ લેઇ તેમા કૌમોદકી ગદા, દિવ્યશક્તિ, ચક્ર, ધનુષ-બાણ તથા બીજા પણ સર્વ ઉપસ્કર મૂકી, ગરૂડ છે ધ્વજવિષે જેની એવા તે છત્ર સહિત રથમા, સૂર્ય તથા અગ્નિ સરખી છે કાંતિ જેમની એવી વિશ્વકર્માની કરેલી દિવ્ય સુવર્ણમય જાળે કરી શોભિતા શૈબ્ય, સુગ્રિવ, મેઘપુષ્પ તથા બલાહક નામના શ્રેષ્ઠ અશ્વ જોડી, કવચ પહેરેલો તુ ઋષભ સ્વરે કરી પૂરેલો ભયંકર પાંચજન્યનો શબ્દ જ્યારે સાભળે તે જ વખતે વેગથી મારી પાસે આવી ઉભો રહેજે એટલે એકજ દિવસમા ફોઈના દીકરા, ભાઇ અર્જુનનો ક્રોધ તથા તેના સર્વ દુઃખ હુ ટાળી નાખીશ અને ધૃતરાષ્ટ્રના પુત્રો જોતા જે રીતે અર્જુન જયદ્રથને મારશે તે રીતે સર્વ ઉપાયે કરી હુ યત્ન કરીશ હે સારથે ! જેના વધનો અર્જુન યત્ન કરશે તેના તેના વધની હુ પણ ઇચ્છા રાખીશ માટે જરૂર આજ અર્જુનનો જય થશે એવા શ્રીકૃષ્ણના વચન સાભળી દારૂકે કહ્યુ કે, હે પુરુષમા સિંહરૂપ ! જેના સારથિપણાને તમો પ્રાપ્ત થયા છો તે અર્જુનનો જરૂર જય થશે એનો પરાજય કેમ થાય ? અને હે ભગવન્ ! પ્રાતઃકાલ થશે એટલે અર્જુનના જય વસ્તે જે રીતે તમે આજ્ઞા કરો છો તે રીતે હુ કરીશ

एवं चैतत्करिष्यामि यथा मामनुशास्मि ।
सुप्रभातामिमां रात्रिं जयाय विजयस्य हि ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि कृष्णदारुकसंभाषणे गुर्जरभाषायामेकोनसप्ततितमोऽध्यायः ॥ ७९ ॥

## અધ્યાય ૮૦ મો. અર્જુનને આવેલું સ્વપ્ન.

संजय उवाच—कुंतीपुत्रस्तु तं मंत्र स्मरन्नेव धनंजय ।
प्रतिज्ञामात्मनो रक्षन् मुमोहाचिंत्य विक्रमः ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! અચિંત્ય છે પરાક્રમ જેનુ એવા પોતાની પ્રતિજ્ઞાની રક્ષા કરનાર કુંતિપુત્ર અર્જુન, તે મંત્રનુ સ્મરણ કરતા નિદ્રાવશ થયા શોકેકરી સતપ્ત અને હનુમાન છે ધ્વજામા જેની એવા ધ્યાન કરતા અર્જુનને સ્વપ્નમા મોટા તેજવાળા વાસુદેવ ભગવાન સમીપ પધાર્યા તેને જોઇ સામે પ્રત્યુત્થાન કરી અર્જુને તેમને આસન આપ્યુ કારણ ધર્માત્મા અર્જુન, ભક્તિ તથા પ્રેમને લીધે નિરંતર શ્રીકૃષ્ણને પ્રત્યુત્થાન કરતાજ હતા તેણે આપેલા આસન ઉપર બેઠેલા, અર્જુનના નિશ્ચયને જાણનાર, મોટા તેજવાળા શ્રીકૃષ્ણ પોતા પાસે બેઠેલા તેને વચન કહેવા લાગ્યા કે, હે પાર્થ ! મનમા ખેદ કર મા કારણ અવશ્ય ભાવિકાર્યમા સર્વ ભૂતને પ્રવર્ત્તાવનાર કાળ દુર્જય છે હે દ્વિપદાવર ! શુ કરવા તુ ખેદ કરે છે તે મને કહે હે વિદ્વાનમા શ્રેષ્ઠ ! શોક કરવો નહિ કારણ તે કરવાથી કાર્યનો નાશ થાય છે, માટે જે કરવાનુ હોય તે કર હે ધનંજય ! શોકથી જે ચેષ્ટા રહિત થાય છે તેને તે શત્રુરૂપ થાય છે શોચ કરનારના શત્રુઓ આનંદ પામે છે બંધુઓ

દુઃખ પામે છે અને તે પોતે ક્ષય પામે છે વાસ્તે તુ શોચ કરવા યોગ્ય નથી એવા વાસુદેવના વચન સાભળી પરાજય પામેલો નહિ એવા વિદ્વાન અર્જુન આવી રીતનુ યથાર્થ વચન કહેવા લાગ્યો કે હે કેશવ ! મારા પુત્રને હણનાર છે માટે બુદ્ધિએ કરીને એ દુરાત્માને હુ કાલ મારીશ એ રીતે જયદ્રથના વધની મોટી પ્રતિજ્ઞા મે કરી, પણ હે અચ્યુત ! તે મારી પ્રતિજ્ઞાનો વિઘાત કરવા સારૂ, ધૃતરાષ્ટ્રના પુત્રોએ તથા સર્વ મહારથિઓએ રક્ષા કરેલા સિંધુરાજાને સર્વની પાછળ રાખવો એમ વિચાર કરેલો છે માટે હુ એકલી જીતી શકાય નહિ એવી બાકી રહેલી અગિયાર અક્ષૌહિણી સેનાથી તથા સર્વ મહારથિઓથી વિંટાયલા દુરાત્મા સિંધુરાજા સામે જોવા પણ કેમ સમર્થ થઇશ ? માટે હે કૃષ્ણ ! હે કેશવ ! દીર્ઘદૃષ્ટિથી જોતા પ્રતિજ્ઞા પાર નહિ પડે અને તેમ થાય તો મારા સરખો કેમ જીવે ? હે વીર ! દુઃખના દ્વારભૂત પ્રતિજ્ઞાનુ જાણ બોલવુ થયુ એમ ભાસે છે તેમ દક્ષિણાયન હોવાથી સૂર્ય પણ જલદી અસ્ત થશે અર્જુનનુ શોકસ્થાનરૂપ એવુ વૃત્તાત સાભળી ગરૂડ છે ધ્વજવિષે જેની એવા મોટા તેજવાળા કમળ સરખા નેત્રથી શોભિતા શ્રીકૃષ્ણ પૂર્વાભિમુખે બેસી, જળનો સ્પર્શ કરી, સિંધુરાજાના વધ વાસ્તે પાંડુપુત્રને તેના હિત સારૂ આવી રીતે વચન કહેવા લાગ્યા

હે પાર્થ ! જેણેકરી મહાદેવજીએ સગ્રામમા સર્વ દૈત્યોને માર્યા હતા તે સનાતન એવા પાશુપત નામના પરમાસ્ત્રને જો તુ જાણતો હોત તો કાલ જયદ્રથને મારીશ અને વિસ્મરણ થયો હોઉ તો મનેકરી તે વૃષભધ્વજ મહાદેવને શરણે જા, અને તે દેવનુ મનથી ધ્યાન કરીશ તો ભક્ત એવો તુ તેના પ્રસાદથી તે મોટા અસ્ત્રને પ્રાપ્ત થઇશ એવા શ્રીકૃષ્ણના વચન સાભળી પૃથ્વી ઉપર બેઠેલા અર્જુને જળનો સ્પર્શ કરી એકાગ્ર મનેકરી મહાદેવજીનુ સ્મરણ કર્યું ત્યાર પછી શુભ છે લક્ષણ જેના એવુ બ્રાહ્મમુહૂર્ત્ત થયુ અર્જુને પોતાના આત્માને કેશવ ભગવાન સહિત ગગનમંડળમા જોયો તે પછી પુણ્યવાન હિમપર્વતની પાસે સિદ્ધ તથા ચારણે સેવિત એવો દેદિપ્યમાન મણિમાન પર્વત જોયો ત્યાથી વાયુ સરખો છે વેગ તથા ગતિ જેની એવા કેશવ સહિત અર્જુન આકાશમંડળને પ્રાપ્ત થયા પછી સમર્થ એવા કેશવ ભગવાને દક્ષિણ ભુજવિષે ગ્રહણ કરેલા અર્જુન, અદ્ભુત છે દર્શન જેમના એવા વણાક પદાર્થોને જોતા જવા લાગ્યા ત્યાર પછી ધર્માત્મા એવા અર્જુને ઉત્તર દિશામા શ્વેત પર્વત જોયો, પછી કુબેરના વિહાર કરવાના સ્થાનમા કમળથી શોભિતી કમલિની જોઇ, અને નદીમા શ્રેષ્ઠ એવી સ્ફટિક સરખા કાંકરાવાળી, સદા છે પુષ્પ તથા ફળ જેમા એવા વૃક્ષથી શોભિતી, પવિત્ર એવા આશ્રમ છે સમીપ જેની, મનોહર પક્ષિઓએ સેવેલી, આસપાસ રહ્યા છે સિંહ, વ્યાઘ્ર તથા મૃગકુળ જેની એવી ભદ્રકા ગંગા જોઇ વળી પુષ્પિત એવા કલ્પવૃક્ષ તથા સુવર્ણ અને રૌપ્યમાન શિખરેકરી શોભિત, નાના પ્રકારની ઔષધિથી પ્રકાશમાન, કિન્નરના ગાનેકરી શબ્દાયમાન એવા મંદરાચળના પ્રદેશ જોયા ત્યાથી સ્નિગ્ધ એવા અંજન સમુદાય સરખા આકારવાળા કાળપર્વત પ્રત્યે પ્રાપ્ત થયો ત્યાથી બ્રહ્મતુંગ, ત્યાર પછી બીજી નદી પ્રત્યે, ત્યાથી બીજા દેશપ્રત્યે, ત્યાથી ઉંચા એવા શતશૃંગ પ્રત્યે, પછી શર્યાતિના વનપ્રત્યે, ત્યાર પછી પવિત્ર એવા અશ્વશિરસ્થાન પ્રત્યે, ત્યાથી આથરવણ મુનિના સ્થાનમા, ત્યાથી વૃષદશશૈલેન્દ્રમા, ત્યાર પછી અપ્સરાઓએ કરી સંકીર્ણ તથા કિન્નરોએકરી શોભિત એવા મંદળાચળ પ્રત્યે ગયો તે પર્વતવિષે કૃષ્ણ સહિત જતા અર્જુને શુભ એવા ઝરણાએ સેવિત, સુવર્ણાદિ ધાતુથી શોભિતી, ચંદ્રકિરણ સરખો છે પ્રકાશ તથા અંગ જેનુ એવી, નગરોની માળા પહેરેલી, પૃથ્વી

તથા અદ્ભુત જેમનો આકાર છે એવા સમુદ્રોને પણ જોયા. એ રીતે વિસ્મય પામેલા અર્જુન કૃષ્ણ સહિત, કે કના બાણની પેઠે વળી આકાશ મડળ પ્રત્યે ગયા, ત્યા ગ્રહ, નક્ષત્ર, ચદ્ર, સૂર્ય, તથા અગ્નિના સરખી છે કાન્તિ જેની એવા પ્રકાશમાન પર્વતને જોયો તે પર્વત પ્રત્યે જઇ પર્વતના અગ્રભાગવિષે વિરાજમાન, નિરતર તપોનિષ્ઠ, પોતાના તેજેકરી હજારો સૂર્ય સરખા દેદિપ્યમાન, ત્રિશૂળ તથા જટા ધારણ કરેના, ગોર છે વર્ણ જેનો, વલ્કલ તથા મૃગચર્મના વસ્ત્ર પહેરેલા, હજારો નેત્રેકરી વિચિત્ર અગવાળા, મહા પરાક્રમી, પાર્વતી તથા ભાસ્વર એવા ભૂત સઘસહિત હાસ્ય, નૃત્ય, હસ્ત પાદનુ ચાલન તથા કોઇ વખતે શબ્દ કરતા બ્રહ્મવાદિ એવા ઋષિઓએ, દિવ્ય એવા સ્તવનેકરી સ્તુતિ કરેલા મહાત્મા વૃષભધ્વજને અર્જુને જોયા

સર્વ ભૂતના રક્ષક ધનુષ ધરનાર અચ્યુત એવા તે વૃષભધ્વજને જોઈ ધર્માત્મા એવા વાસુદેવ ભગવાને અર્જુન સહિત સનાતન બ્રહ્મનુ ઉચ્ચારણ કરતા લોકના આદિ વિશ્વ છે કર્મ જેનુ, એવા ઇશાન, અવિકાર, પ્રવૃત્તિ તથા નિવૃત્તિના કારણરૂપ, ઉત્પત્તિ સ્થાન, આકાશ, વાયુ તથા તેજના અધિષ્ઠાનરૂપ, પૃથ્વ્યાદિકના સૃજનાર પ્રધાનરૂપ દેવ, દાનવ, યક્ષ તથા માનવને સિદ્ધિનુ નિધાન, ચરાચરના સ્રષ્ટા, સહાર કરતા, કાળ સરખો છે કોપ જેનો, મહાત્મા શુક્ર તથા સૂર્યના જાણતો છે ઉદય જે થકી એવા તેને, વાણી, મન, બુદ્ધિ તથા કર્મેકરી સાષ્ટાગ પ્રણામ કર્યા પછી સૂક્ષ્મ એવા અધ્યાત્મપદની છે ઇચ્છા જેમને એવા વિદ્વાનો જેને પ્રાપ્ત થાય છે તે અજન્મા એવા કારણાત્મા મહાદેવની, શ્રીકૃષ્ણ તથા અર્જુન બેઉ શરણે ગયા, અને અર્જુન પણ સર્વ ભૂતના આદિ, ભૂત, ભવિષ્ય, વર્તમાનના ઉત્પન્ન કરનાર તેમને જાણી વારવાર પ્રણામ કરવા લાગ્યા ત્યારપછી પ્રસન્ન છે મન જેનુ એવા મહાદેવજી આવ્યા અને તે બેઉને ' આ નરનારાયણ છે' એમ જાણી હસતા હોય નહિ તેની પેઠે આવી રીતે કહેવા લાગ્યા કે, હે નરશ્રેષ્ઠો ! ભલે તમે આવ્યા ખેદ, રહિત થઇ બેઠા થાઓ. હે વીરો ! શુ તમારા મનનુ ઇચ્છિત છે ? તે જલદી કહો કારણ માટે તમે અહિ આવ્યા હો તે તમારૂં કામ હુ કરૂ, તમારૂ જે શ્રેય હોય તે માગો, તે બધુ હુ તમને આપુ એવા વૃષભધ્વજના વચન સાભળી મોટી બુદ્ધિવાળા વાસુદેવ તથા અર્જુન બેઉ ઉઠી હાથ જોડી મહાદેવજીની, ભક્તિએ કરી તથા દિવ્યસ્તવને કરી અનિદિત એવા મહાત્મા તે બેઉ સ્તુતિ કરવા લાગ્યા

ભવ, શર્વ, રૂદ્ર, વર આપનાર પશુના પતિ, ઉગ્ર, કપર્દિ, મહાદેવ, ભીમ, ત્ર્યબક, શાતિરૂપ ઇશાન, મખને હણનાર, અધકાસુરને હણનાર, કુમારના ગુરૂ, નીલ છે ગ્રીવા જેની, વેધા, પિનાક ધનુષ ધરનાર, હવિષ્યરૂપ, સત્યસ્વરૂપ, તથા વ્યાપક એવા તમોને અમે નમસ્કાર કરીએ છીએ વિલોહિત, ધૂમ્ર, વ્યાધ, અનપરાજિત, નીલ શિખડ, ત્રિશૂળ ધારણ કરનાર, દિવ્ય છે નેત્ર જેને, હોતા, પોતા, ત્રણ છે નેત્ર જેને, વસુરેતા, અચિત્ય, અબિકાના સ્વામિ, સર્વ દેવતાઓએ સ્તુતિ કરેલા, વૃષભધ્વજ, મુંડ, જટા ધારણ કરનાર, બ્રહ્મચારી, નિરતર તપશ્ચર્યા કરનાર, સલિલરૂપ, બ્રહ્મણ્ય, અજિત, વિશ્વના આત્મા, વિશ્વના સૃષ્ટા, વિશ્વમા વ્યાપ્ત થઇ વિરાજમાન, સેવન કરવા લાયક, ભૂત પ્રાણિના ઉત્પન્ન કરનાર, બ્રહ્મ છે મુખ જેનુ, સર્વરૂપ, મોક્ષના હેતુ, કલ્યાણરૂપ, વાણીના પ્રવર્તક, પ્રજાના પતિ, વિશ્વના પતિ, મોટાઓના પતિ, સહસ્ર છે મસ્તક તથા ભુજા જેને, મૃત્યુરૂપ, સહસ્ર છે નેત્ર તથા પાદ જેને, અસખ્ય છે કર્મ જેના હિરણ્યવર્ણ, હિરણ્યનું છે કવચ જેને, ભક્તને દયા કરનાર એવા તમને અમે વારવાર પ્રણામ કરીએ છીએ, અને હે પ્રભો ! અમને વર આપો સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે અર્જુન સહિત વાસુદેવ ભગવાને અસ્ત્રની પ્રાપ્તિ માટે મહાદેવજીની સ્તુતિ કરી તેને પ્રસન્ન કર્યા

पवस्तुत्वा महादेव वासुदेवः सहार्जुन ।
प्रसादयामास भवंतदाह्यस्त्रोपलब्धये ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वण्यर्जुनस्वप्ने गुर्जरभाषायां अशितितमोऽध्यायः ॥ ८० ॥

## અધ્યાય ૮૧ મો. શંકર સ્તુતિ-પાશુપતાસ્ત્ર પ્રાપ્તિ.

सजय उवाच—तत पार्थः प्रसन्नात्मा प्राजलिर्वृषभध्वज ।
ददर्शोत्फुल्लनयन समस्त तेजसांनिधिं ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! પ્રસન્ન છે આત્મા જેનો એવા પ્રફુલ્લિત નેત્રવાળા, બે હાથ જોડેલા અર્જુને તેજના નિધિરૂપ સર્વવ્યાપક વૃષભધ્વજને જોયા અને વાસુદેવે નિવેદન કરેલા તે રાત્રિ સબધી ત્ર્યબકબલિને પણ મહાદેવજીની સમીપ જોયુ ત્યારપછી પાડુપુત્ર અર્જુને મનેકરી શ્રીકૃષ્ણ તથા મહાદેવજીની પૂજા કરી મહાદેવજીને કહ્યુ કે, હે શકર! હુ દિવ્ય અસ્ત્રની ઇચ્છા રાખુ છુ વરને ઇચ્છના અર્જુનના એવા વચન સાભળી પ્રસન્ન થયેલા મહાદેવજીએ વાસુદેવ તથા અર્જુનને આવી રીતે કહ્યુ કે, હે નરશ્રેષ્ઠો! તમો ભલે આવ્યા, અને જે કામનાથી તમો અહિ આવ્યા છો તે તમારા મનનુ ઇચ્છિત મે જાણ્યુ, તે હુ આપુ છુ હે શત્રુસૂદનો! અહિ સમીપે અમૃતમય દિવ્ય સરોવર છે ત્યા જેણે કરી સર્વ દૈત્યોને મે યુદ્ધમા પાડ્યા છે એ દિવ્ય ધનુષ તથા બાણ પૂર્વે મે રાખેલા છે ત્યાથી હે કૃષ્ણો! બાણ સહિત ઉત્તમ ધનુષ લેઇ આવો. 'ઠીક બહુ સારૂ,' એમ કહી શૂરવીર તે બેઉ સર્વ પારિષદ સહિત દિવ્ય એવા ઐશ્વર્ય સત્નેકરી યુક્ત એવા તે દિવ્ય સરોવર પ્રત્યે જવા લાગ્યા વૃષાક એવા મહાદેવજીએ જે કહ્યુ હતુ, તે સર્વ અર્થ સાધનાર પવિત્ર એવા સરોવર પ્રત્યે અસભ્રાત એવા નરનારાયણ ઋષિ તે બેઉ ગયા સૂર્યમડળ સરખા તે સરોવરમા વાસુદેવ તથા અર્જુને જળની અદર એક ભયકર સર્પ જોયો તેટલામા તેઓએ મોટી જ્વાળાઓનુ વમન કરતો, અગ્નિ સરખી કાંતિવાળો, હજાર છે મસ્તક જેને, એવો બીજો શ્રેષ્ઠ સર્પ ત્યા જોયો તે વખતે વેદ જાણનાર એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન હાથ જોડી વૃષભધ્વજને નમસ્કાર કરી શતરૂદ્રિયવેદ ભણતા તે નાગોનુ ઉપસ્થાન કરવા લાગ્યા તે વખતે તે મોટા સર્પ રૂદ્રના માહાત્મ્યથી તે રૂપનો ત્યાગ કરી શત્રુને હણનાર એવા ધનુષબાણરૂપ થઇ ગયા ત્યારે પ્રસન્ન થયેલા મહાત્મા તે બેઉએ રૂડી કાંતિવાળુ તે ધનુષ ગ્રહણ કરી મહાત્માને આપ્યુ તેટલામા પિનાક, તપના આધારભૂત બળવાન મહાદેવજીની બીજી મૂર્તિરૂપ બ્રહ્મચારિએ મહાદેવજીના પાર્શ્વ ભાગમાથી ઉત્પન્ન થઇ તે શ્રેષ્ઠ ધનુષ ગ્રહણ કરી સાવધાન થઇ બાણ સહિત તે ઉત્તમ ધનુષ વિધિથી આકર્ષણ કર્યુ તેની મૌર્વીનુ આકર્ષણ તથા ધનુષ ધારણ જોઇ મહાદેવજીએ કહેલો મત્ર સાભળી અચિંત્ય પરાક્રમવાળા તેણે તે ગ્રહણ કરી લીધો તેટલામા અતિ બળવાન શૂરવીર, તથા સમર્થ એવા તે બ્રહ્મચારીએ ધનુષબાણ પાછા તળાવમા નાખી દીધા તે સમે સ્મૃતિમાન અર્જુને પ્રસન્ન થયેલા મહાદેવજીને જાણી વિચાર કર્યો કે, પૂર્વે અરણ્યમા મહાદેવજીએ જે વર આપ્યો છે તેજ આ વર પ્રાપ્ત થયો, કારણ મહાદેવનુ દર્શન

નિષ્ફળ નહિ જાય એવો અર્જુનનો મત જાણી પ્રસન્ન થયેલા મહાદેવજીએ ઘોર એવું તે પાશુપત તથા પ્રતિજ્ઞાને પણ તું પાર પામીશ એમ વરદાન આપ્યું એ રીતે મહાદેવજી થકી ફરીથી દિવ્ય એવા પાશુપતને પામી, થયા છે રૂવા ઉભા જેના એવો દુર્ધર્ષ અર્જુન, પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો પછી અત્યંત પ્રસન્ન થયેલા, પરમ હર્ષયુક્ત, મહાદેવે રક્ષણ કરેલા, શૂરવીર અર્જુન તથા કૃષ્ણ તે જ ક્ષણે પોતાના શિબિર પ્રત્યે પ્રાપ્ત થયા મહા અસુરને મારનાર મહાદેવજીએ અનુમત એવા અર્જુન તથા કેશવ, જંભાસુરના વધને ઇચ્છના ઇન્દ્ર તથા વિષ્ણુ જેવા પ્રસન્ન થયા હતા તેવા પ્રસન્ન થયા

तथा भवेनानुमतौमहासुरविघातिना ।
इंद्राविष्णू यथा प्रीतौजंभस्य वधकांक्षिणौ ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वण्यर्जुनस्य पुनःपाशुपतास्त्रप्राप्तौ गुर्जरभाषायामेकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥

## અધ્યાય ૮૨ મો. યુધિષ્ઠિરની તૈયારી.

संजय उवाच—तयोः संवदतोरेव कृष्णदारुकयोस्तथा ।
सात्यगाद्रजनीराजन्नथ राजान्वबुध्यत ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! એ રીતે શ્રીકૃષ્ણ તથા દારૂક બેઉને વાતો કરતા તે રાત્રિ વ્યતિત થઇ ગઇ ત્યારપછી રાજા પણ જાગૃત થયા તે વખતે હાથથી તાલનો શબ્દ કરનાર, મધુપર્ક સમયે સ્વસ્તિ ભણનાર માગધ લોક મંગળ ગાવા લાગ્યા વૈતાલિક તથા સૂત પુરૂષમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરની સ્તુતિ કરતા હતા, નર્તક લોકો નૃત્ય કરતા હતા, અને રંજક છે સ્વર જેમનો એવા ગાયક લોકો કુરૂવંશની સ્તુતિવાળા મધુર ગાન ગાતા હતા તેમ મૃદંગ, ઝરઝર, ભેરી, પણવ, આનક, ગોમુખ, આડંબર, શંખ તથા દુંદુભિ એટલા એ અને બીજા પણ મોટા શબ્દવાળા સર્વ શુદ્ધવાદ્યને સારી રીતે શીખેલા કુશળ પુરૂષો અત્યંત પ્રસન્નતાથી વગાડતા હતા તેમનો એકઠો મળેલો મેઘ સરખો મોટો શબ્દ, સ્વર્ગને સ્પર્શ કરતો હતો અને તેના શ્રવણેકરી ઉત્તમ એવી અમૂલ્ય શય્યામાં સુખેકરી સુતેલા યુધિષ્ઠિર રાજા પણ જાગ્રત થઈ ઉઠી પોતાનું નિત્ય કર્મ કરવા સારૂ સ્નાન ગૃહપ્રત્યે પધાર્યા, તેમને જોઇ શ્વેત વસ્ત્ર પહેરેલા, કર્યું છે સ્નાન જેમણે એવા તરૂણ અવસ્થાવાળા સ્નાન કરાવનારા અષ્ટોત્તરશતપુરૂષ, જળથી ભરેલા સુવર્ણના કુંભ લઇ સમીપ આવી ઉભા તે સમયે નાનું વસ્ત્ર પહેરી ભદ્રાસન ઉપર સારી રીતે બેઠેલા યુધિષ્ઠિરે ચંદન સંયુક્ત અભિમંત્રણ કરેલા જળેકરી સ્નાન કર્યું તે સમયે સારી રીતે શીખેલા બળવાન પુરૂષોએ સર્વૌષધ્યાદિકના કલ્કેકરી મર્દન કર્યાં છે સર્વ અવયવ જેના એવા અને સુવાસિત દ્રવ્યયુક્ત સુગંધી જળેકરી ન્હાએલા યુધિષ્ઠિર રાજાએ મસ્તક સુકાવવા વાસ્તે રાજહંસ સરખી ધોળી ટોપી મસ્તક વિષે વીંટી લીધી ત્યારપછી મહાબાહુ તે, હરિચંદનનો શરીરમાં લેપ કરી, માળા પહેરી, અહત વસ્ત્ર ધારણ કરી, પૂર્વાભિમુખે બેસી, હાથ જોડી, સત્પુરૂષના માર્ગનું અનુષ્ઠાન કરતા કુંતિપુત્ર તે, જપવા યોગ્યનો જપ કરી, નમ્રતાથી

અગ્ન્યાગારમા પ્રવેશ કરી પવિત્ર સમિધ તથા મંત્રથી પવિત્ર એવી આહુતિએ કરી અગ્નિની પૂજા કરી તે ગૃહમાંથી બહાર નિકળ્યા પછી પુરૂષમા સિંહરૂપ તે રાજા, બીજી ઓઢીમા આવી, ત્યા બેઠેલા વેદ જાણનાર, વૃદ્ધ, ઇન્દ્રિયો નિયમમા રાખનાર, વેદના વ્રતમા સ્નાત, અવભૃથ સ્નાન કરેલા, હજારો જે અનુચર જેમને, સૂર્યના ઉપાસક એવા અષ્ટ સહિત સહસ્ર શ્રેષ્ઠ બ્રાહ્મણોએ જોઇ અક્ષત તથા પુષ્પેકરી સ્વસ્તિવાચન કરી પછી મંત્ર, ઘૃત તથા અત્યન્ત મંગળરૂપ એવા શ્રેષ્ઠ ફળ સહિત તે બ્રાહ્મણોને એક એક નિષ્ક સુવર્ણ આપી શણગારેલા સો અશ્વ, વસ્ત્ર, ઇષ્ટ એવી દક્ષિણા તથા દુઝણી વત્સસહિત, સુવર્ણના શૃંગવાળી રૂપાની ખરીવાળી કપિલા ગાયો આપી, તેમને પ્રદક્ષિણા કરી પછી સ્વસ્તિકશરાવ નામના પાત્ર, સુવર્ણના સંપુટિત અર્ઘપાત્ર, સુગંધિ પુષ્પની માળાઓ, જળેકરી પૂર્ણ કુંભ, પ્રજ્વલિત અગ્નિ, પૂર્ણ એવા અક્ષતપાત્ર, રૂચિકર પદાર્થ, મનોપકારક વસ્તુ, શણગારેલી સુંદર કન્યાઓ, દધિ, ઘૃત, મધુ, ઉદક, મંગળરૂપ પક્ષિઓ, બાકી પણ પૂજિત એવી વસ્તુઓને જોઇ તે સર્વને સ્પર્શ કરી કુંતિપુત્ર યુધિષ્ઠિર ત્યાંથી બહારને દરવાજે ગયા તેમને જોઇ ચાકર લોકોએ મુક્તા તથા વૈડૂર્યમણિથી શોભિતુ અમૂલ્ય આસ્તરણે કરી આસ્તીર્ણ વિશ્વકર્માનુ કરેલુ દિવ્ય શ્રેષ્ઠ સિંહાસન લેઇ આની બીછાવ્યુ તે ઉપર વિરાજમાન થયેલા મહાત્મા યુધિષ્ઠિર વાસ્તે પ્રષ્ય લોકો અમૂલ્ય સ્વચ્છ ભૂષણો લેઇ આવ્યા મુક્તાના અલંકારણેકરી સુંદર વેષવાળા કુંતિપુત્ર ધર્મરાજાનુ દ્વેષિયોને શોક વધારનાર એવુ સુંદરરૂપ થયુ તે વખતે જેમના દાંડા સુવર્ણના છે, એવા અત્યંત સુશોભિત ચંદ્રકિરણ સરખા બે બાજુ થતા ચમરે કરી જેમ વિદ્યુલ્લતાએ કરી મેઘ શોભે તેવા શોભતા હતા સૂત લોકોએ સ્તુતિ કરેલા કુરૂનંદન યુધિષ્ઠિરને માગધજન વંદન કરતા હતા અને ગંધર્વ ગાન કરતા હતા ત્યાર પછી એક મુહૂર્તે રથોનો, રથના પાટાઓનો તથા અશ્વની ખરીઓનો મોટો શબ્દ થવા લાગ્યો તે શબ્દ સાથે મળેલા હસ્તિયોના ઘંટાઓના શબ્દ, શંખના શબ્દ તથા મનુષ્યોના પગના શબ્દેકરી પૃથ્વી કંપવા લાગી કુંડળ તથા કવચવાળા બાંધ્યા છે ખડ્ગ જેમણે એવા તરૂણ દ્વારપાળે ઓઢીમા આવી પૃથ્વીપર ઘુંટણભર થઇ વંદન કરવા લાયક રાજાને મસ્તકથી પ્રણામ કરી મહાત્મા ધર્મરાજાને નિવેદન કર્યું કે ઋષિકેશ ભગવાન તમારી પાસે આવે છે તે વાત સાંભળી પુરૂષમા સિંહરૂપ તેમણે 'ભલે પધાર્યા,' એમ કહી, માધવને અર્ઘ્ય તથા પરમ એવુ આસન આપો એમ કહ્યુ ત્યારપછી વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણને પ્રવેશ કરાવી શ્રેષ્ઠ આસન ઉપર બેસાડી ધર્મરાજ યુધિષ્ઠિરે વિધિપુરઃસર તેમની પૂજા કરી

तत: प्रवेश्य वार्ष्णेयमुपवेश्यवरासने ।
पूजयामास विधिवद्धर्मराजो युधिष्ठिर ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि युधिष्ठिरसज्जतायां गुर्जरभाषायां द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥

## અધ્યાય ૮૩ મો. અર્જુન પ્રશંસા

संजय उवाच—ततो युधिष्ठिरो राजा प्रतिनंद्य जनार्दन ।
उवाच परमप्रीत: कौंतेयो देवकीसुत । १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી અત્યંત પ્રસન્ન ચયના કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજાએ દેવકીપુત્ર જનાર્દન ભગવાનને વખાણી આવી રીતે પૂછ્યું કે, હે મધુસૂદન ! હે અચ્યુત ! સુખેકરી તમારી રાત્રિ ગઇ અને તમારું સર્વ જ્ઞાન પ્રસન્ન છે ? યુધિષ્ઠિરના વચન સાંભળી વાસુદેવે પણ યુક્ત હતું તે યુધિષ્ઠિરને પૂછ્યું એટનામાં દ્વારપાળે સર્વ રાજવર્ગ આવેલા છે, એમ નિવેદન કર્યું તે સાંભળી રાજાએ આજ્ઞા આપેલા તેણે તે સર્વ જનને પ્રવેશ કરાવ્યો ત્યારે વિરાટ, ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, સાત્યકિ, ચેદિરાજ, ધૃષ્ટકેતુ, મહારથિ દ્રુપદ, શિખંડિ નકુળ, તથા સહદેવ, ચેકિતાન, કેકય, કારન્ય એવો યુયુત્સુ, પાંચાલ્ય, ઉત્તમૌજા, યુધામન્યુ, સુબાહુ, દ્રૌપદીના પુત્ર, એટના એ અને બીજા પણ વણાક ક્ષત્રિયો, ક્ષત્રિયમાં શ્રેષ્ઠ, મહાત્મા યુધિષ્ઠિરનું ઉપસ્થાન કરી એટલે તેમને નમી સુંદર એવા આસન ઉપર સર્વ વિરાજમાન થયા તેમાં મોટી કાંતિવાળા મહાત્મા મહા બળવાન શૂરવીર શ્રીકૃષ્ણ તથા સાત્યકિ યાદવ એ બેઉ એક આસન ઉપર વિરાજમાન થયા એ રીતે બેઠેલા તે સર્વ સાંભળે તે રીતે યુધિષ્ઠિરરાજા કમળ સરખા નેત્રવાળા મધુસૂદન શ્રીકૃષ્ણને સંબોધન કરી આવી રીતે મધુર વચન કહેવા લાગ્યા કે, દેવતાઓ જેમ ઇન્દ્રનો આશ્રય કરે તેમ અમે એક તમારો આશ્રય કરી યુદ્ધમાં જય તથા શાશ્વત સુખની પ્રાર્થના કરીએ છીએ હે કૃષ્ણ ! અમારા રાજ્યનો વિનાશ, શત્રુઓએ કરેલું અમારૂં નિરાકરણ તથા અમને થયેલા વિવિધ પ્રકારના કલેશને તમે જાણો છો હે ભક્તવત્સલ ! હે મધુસૂદન ! હે સર્વેશ ! અમારૂં સર્વનું સુખ તથા સ્થિતિ પણ તમારે વિષે રહી છે, માટે હે વાર્ષ્ણેય ! જે રીતે મારૂં મન તમારે વિષે રહે અને અર્જુને કરેલી પ્રતિજ્ઞા સત્ય થાય તે રીતે કરો હે માધવ ! તમો તે દુઃખરૂપી મોટા સમુદ્રથકી અમને તારો અને સમુદ્રના પારને ઉતરવા ઇચ્છતા અમોને નાવરૂપ થાઓ હે કૃષ્ણ ! સંગ્રામમાં યત્ન કરતો સારથિ જે કામ કરી શકે, તે કામ શત્રુના વધવાસ્તે ઉદ્યુક્ત થયેલો રથિ પણ કરી શકે નહિ. હે જનાર્દન ! હે મહાબાહો ! જે રીતે સર્વ આપદ્ વિષે વૃષ્ણિઓને પાળો છો તેજ રીતે દુઃખ થકી અમારી પણ રક્ષા કરવા તમે યોગ્ય છો, હે શંખ, ચક્ર, અને ગદાધર ! અગાધ સમુદ્રમાં નાવ વગરના ડૂબેલા પાંડવોના નાવરૂપ થઇ ઉદ્ધાર કરો હે દેવ ! હે ઇશ ! હે સનાતન ! હે સંહાર કરનાર ! હે વિષ્ણો ! હે જિષ્ણો ! હે કૃષ્ણ ! હે વૈકુંઠપતિ ! હે પુરૂષોત્તમ ! હું તમને નમસ્કાર કરૂં છું હે માધવ ! નારદે તમને પુરાણરૂપ, ઋષિમાં શ્રેષ્ઠ, વર આપનાર, શાર્ઙ્ગ ધનુષ ધરનાર એવા શ્રેષ્ઠ કહ્યા છે માટે તે સત્ય કરો એ રીતે સભામાં ધર્મરાજાએ જેને કહ્યું એવા કમળ સરખા નેત્રવાળા બોલવામાં ચતુર ભગવાન મેઘ સરખી વાણીએકરી યુધિષ્ઠિરને આ પ્રમાણે કહેવા લાગ્યા

હે યુધિષ્ઠિર ! દેવતાઓ સહિત સર્વ લોકમાં જેવો અર્જુન ધનુષ ધરનાર છે તેવો બીજો કોઈ નથી તેમ વીર્યવાન, અસ્ત્રસંપન્ન પરાક્રમી, મહા બળવાન, યુદ્ધમાં પ્રવીણ, સદા અમર્ષવાન, તેજેકરી સર્વથી અધિક, યુવાવસ્થાવાળો, બેલ સરખા ખભાથી શોભિતો, મહાબાહુ, શ્રેષ્ઠ સિંહ સરખી ગતિવાળો, અત્યંત શોભિતો અર્જુન, તમારા દ્વેષિઓને હણશે કુંતિપુત્ર તે અગ્નિ જેમ કાષ્ઠને બાળે તેમ દુર્યોધનના સૈન્યને બાળે તેમ હું કરીશ આજ અર્જુન પાપકર્મ કરનાર, ક્ષુદ્ર, અભિમન્યુને મારનાર સિંધુરાજાને બાણેકરી પાછો દેખાય નહિ એવે માર્ગે મોકલી દેશે આજ ગૃધ્ર, શ્યેન, ચડ એવા શિયાળ તથા પુરૂષને ખાનાર બીજા રાક્ષસો તેના માંસને ખાશે ઇન્દ્ર સહિત દેવતાઓ તેના રક્ષક થશે તોપણ યુદ્ધમાં હણાયલો તે આજ

યમની રાજધાનીને પ્રાપ્ત થશે આજ અર્જુન, સિંધુરાજાને મારી તમારી પાસે આવશે માટે હે રાજન્! ઐશ્વર્યને આગળ કરી શોક તથા જ્વર રહિત થાઓ.

निहत्य सैंधवं जिष्णुरद्य त्वामुपयास्यति ।
विशोको विज्वरो राजन् भव भूतिपुरस्कृत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वणि श्रीकृष्णवाक्ये गुर्जर-भाषायां त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

## અધ્યાય ૮૪ મો. અર્જુનનું રણે ચઢવું.

**संजय उवाच—तथा तु वदतां तेषां प्रादुरासीद्धनंजयः ।**
**दिदृक्षुर्भरतश्रेष्ठ राजानं ससुहृद्गणः ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! તે રીતે તેઓ વાતો કરે છે એટલામાં સુહૃદ્‌ગણ સહિત ભરતકુળમાં શ્રેષ્ઠ રાજાને જોવાને ઇચ્છતા અર્જુન ત્યાં આવ્યા. સુંદર દેઢીમાં આવી યુધિષ્ઠિરને અભિવંદન કરી આગળ ઉભેલા અર્જુનને પાંડવમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજા, બે હાથથી મળી તેમનું મસ્તક સુંઘી કલ્યાણયુક્ત આશિષ આપી આવી રીતે કહેવા લાગ્યા કે, હે અર્જુન! તારી શેભા ઘણી સારી લાગે છે તથા જનાર્દન એવા ભગવાન પ્રસન્ન છે, તેથી હું એમ જાણું છું કે જરૂર સંગ્રામમાં તારો આજ જય થશે. યુધિષ્ઠિરના વચન સાંભળી અર્જુને કહ્યું કે, કેશવ ભગવાનના પ્રસાદથી ઉત્તમ એવું મહા આશ્ચર્ય મેં જોયું. એમ કહી જેવી રીતે જોયું હતું તેવી રીતે મહાદેવ સાથે સમાગમાદિકનું વૃત્તાન્ત સંબંધિઓને આશ્વાસના કરવા સારૂ યથાર્થ કહી બતાવ્યું. તે સાંભળી વિસ્મય પામેલા સર્વ રાજાઓએ મસ્તકથી પૃથ્વીનો સ્પર્શ કરી મહાદેવજીને નમસ્કાર કરી 'ઘણું સારૂં' 'ઘણું સારૂં' એમ કહ્યું. ત્યારપછી ધર્મરાજાએ આજ્ઞા કરેલા સર્વ સંબંધીઓ તૈયાર થઇ પ્રસન્નતાથી જલદી યુદ્ધ વાસ્તે નિકળ્યા. તેમજ સાત્યકિ, અચ્યુત ભગવાન તથા અર્જુન પણ યુધિષ્ઠિરને પ્રણામ કરી પ્રસન્ન થઇ તેમના શિબિરથી બહાર નિકળ્યા. ત્યારપછી કોઇથી સહન થાય નહિ એવા શૂરવીર સાત્યકિ, યાદવ તથા જનાર્દન ભગવાન એક રથેકરી અર્જુનના નિવાસસ્થાન પ્રત્યે ગયા. ત્યાં જઇ ઋષિકેશ એવા ભગવાને સૂતની પેઠે રથિમાં શ્રેષ્ઠ અર્જુનનો હનુમાનનું ચિન્હ છે જેમાં એવો રથ સંગ્રામમાં જવા તૈયાર કર્યો. તપાવેલા સુવર્ણ સરખી છે પ્રભા જેની એવો મેઘ સરખા શબ્દવાળો તૈયાર કરેલો તે શ્રેષ્ઠ રથ પ્રાતઃકાલનો સૂર્ય શોભે તેમ શોભતો હતો. તે પછી સજ્જ કરી છે સામગ્રી જેણે એવા પુરુષમાં સિંહરૂપ ભગવંતે કર્યું છે આન્હિક જેણે એવા અર્જુનની સમીપ તે રથ નિવેદન કર્યો. સુવર્ણનું કવચ તથા ધનુષ્યબાણ ધારણ કરેલા, લોકમાં શ્રેષ્ઠ અને તપ, વિદ્યા તથા વયે કરી વૃદ્ધ, ક્રિયાવાન, અને જિતેંદ્રિય પુરુષોએ જયરૂપ આશિષ સાથે સ્તુતિ કરેલા તેજસ્વી અર્જુને જૈત્ર એવા સાંગ્રામિક મંત્રે કરી અભિમંત્રણ કરેલા તે રથને પ્રદક્ષિણા કરી સૂર્ય જેમ ઉદયાચળ પર આરોહણ કરે, તેમ મહારથ પ્રત્યે આરોહણ કર્યું. તે સમયે સુવર્ણના રથમાં બેઠેલો, સુવર્ણના કવચાદિકથી વિંટા-

ચેલો, રથિમા શ્રેષ્ઠ અર્જુન, મેરૂ પર્વત પર ચડેલો સૂર્ય શોભે તેમ શોભતો હતો તે પછી શર્યાતિના યજ્ઞમા આવેલા ઇન્દ્રદેવની પાછળ જેમ અશ્વિનીકુમાર આરોહણ કરે તેમ સાત્યકિ, યાદવ તથા જનાર્દન ભગવાને આરોહણ કર્યું પછી ઘોડા હાંકવામા ચતુર ગોવિંદ ભગવાને વૃત્રાસુરને મારવા જતા ઇન્દ્રના ઘોડાઓની રાશ તે જેમ તેનો સારથિ માતલિ ગ્રહણ કરે તેમ અર્જુનના ઘોડાઓની રાશ ગ્રહણ કરી સાત્યકિ તથા જનાર્દન ભગવાન સહિત શ્રેષ્ઠ રથમા બેઠેલો અર્જુન, બુધ તથા શુક્ર સહિત આકાશમા રહેલા અંધકાર ટાળનાર ચંદ્ર શોભે તેમ શોભતો હતો વરૂણ તથા મિત્ર સહિત ઇન્દ્ર જેમ તારકમય સંગ્રામમા ગયો હતો, તેમ શત્રુ સમુદાયને હણનાર સૈંધવના વધને ઇચ્છતો સાત્યકિ તથા જનાર્દન સહિત અર્જુન સંગ્રામ કરવા ગયો તે વખતે સંગ્રામ પ્રત્યે જતા ગંભીર અર્જુનની માગધ લોકો વાદિત્રના શબ્દ તથા શુભ એવા માંગલિક સ્તવને કરી સ્તુતિ કરતા હતા જયરૂપ આશિષ તથા પુણ્યાહયુક્ત વાદિત્રના શબ્દ સાથે મળેલો સૂત તથા માગધનો શબ્દ, તેમને હર્ષ વધારનાર થતો હતો તેની પાછળ પવિત્ર ગંધને વહેનાર સુખકર વાયુ અર્જુનને હર્ષ કરતો તથા શત્રુઓને શોષણ કરતો હતો તે જ ક્ષણે જયને આપનાર શુભ એવા વિવિધ પ્રકારના ઘણાક શકુન પાંડવોને થવા લાગ્યા તમારાઓને તેથી વિપરીત થવા માંડયા તે સમયે જયને આપનાર તે નિમિત્તને જોઇ અર્જુને પોતાની ઇચ્છા પ્રમાણે વરતનાર મોટા ધનુષવાળા સાત્યકિને કહ્યું કે, હે શિનિપુંગવ ! હે યુયુધાન ! જેવા આ ચિન્હ દેખાય છે તે જોતા તો આજ યુદ્ધમા આપણો જરૂર કરી જયજ દેખાય છે માટે જે ઠેકાણે યમલોક પ્રત્યે જવા ઇચ્છતો સિંધુરાજા મારૂ પરાક્રમ જોવાની વાટ જુવે છે ત્યા હુ જઇશ પણ સિંધુરાજાનો વધ જેમ મારે તેમ પરમ કૃત્ય છે તેમજ ધર્મરાજાનુ રક્ષણ પણ અત્યંત મોટુ કૃત્ય છે વાસ્તે હે મહાબાહો ! આજ તુ રાજાનુ પરિપાલન કર. કારણ જેવી મારાથી રક્ષા બને તેવીજ તારાથી બની શકે તેમ છે સાક્ષાત્ ઇન્દ્ર હોય તોપણ શુ ? યુદ્ધમા વાસુદેવ સરખા તને પરાજય પમાડે એવા કોઇ પણ યોદ્ધાને લોકમાં હુ જોતો નથી હે નરર્ષભ ! મહારથી તુ અથવા પ્રદ્યુમ્ન એમાથી એક યુધિષ્ઠિરની રક્ષાનો ભાર ગ્રહણ કરો તો હુ નિશ્ચિંત થઇ સિંધુરાજાને હણવા સમર્થ થાઉં હે સાત્વત ! કોઈ રીતે બીજાની અપેક્ષા ન રહે તે રીતે સર્વ પ્રયત્નથી તારે રાજાની રક્ષા કરવી તેમ જ્યા મહાબાહુ વાસુદેવ રહ્યા છે અને જ્યા હુ છુ ત્યા કોઈ જાતની વિપત્તિ થાયજ નહિ, એમ જ્યારે અર્જુને કહ્યુ કે, એવો પારકા વીરોને હણનાર સાત્યકિ 'ઠીક તેમ કરીશ,' એમ કહી જ્યા યુધિષ્ઠિર હતા ત્યા તેમની રક્ષા વાસ્તે ગયો

**एवमुक्तस्तु पार्थेन सात्यकि परवीरहा ।**
**तथेत्युक्त्वा गमत्तत्र यत्र राजा युधिष्ठिर ।**

**इति श्री महाभारते द्रोणपर्वणि प्रतिज्ञापर्वण्यर्जुनवाक्ये गुर्जरभाषायां चतुरशीतितमोऽध्यायः ॥८४ ॥**

## અધ્યાય ૮૫ મો. ધૃતરાષ્ટ્રની ચિંતાતુરતા.

### जयद्रथवधपर्व

**धृतराष्ट्र उवाच—श्वोभूते किमकार्षुस्ते दु खशोकसमन्विता ।**
**अभिमन्यौ हते तत्र के वा युद्ध्यत मामका' ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! અભિમન્યુ હણાયા પછી દુઃખ તથા શોક સંયુક્ત પાંડવોએ બીજે દિવસે પ્રાતઃકાલ થયા પછી શું કર્યું ? અને મારી તરફના કોણ યુદ્ધ કરતા હતા, અર્જુનના કર્મને સારી રીતે જાણનાર કૌરવો તેનો અપરાધ કરી પછી નિર્ભય કેમ રહ્યા, તે તું મને કહે ? પુત્રના શોકથી સંતપ્ત, મૃત્યુની પેઠે ક્રોધાયમાન, પુરુષમાં સિંહરૂપ સંગ્રામ વિષે આવતા અર્જુનને મારી તરફના કેમ જોઇ શક્યા ? હનુમાન છે ધ્વજા વિષે એવો, મોટા ધનુષને હલાવતો, પુત્રના વધથી દુઃખિત થયેલા તેણે મારી તરફનાઓને શું કર્યું ? હે સંજય ! આજ સંગ્રામમાં દુર્યોધનને મોટો ક્લેશ છે, એમ સાંભળ્યું છે તેથી મને આનંદ થતો નથી વાસ્તે દુર્યોધનનું શું વૃત્તાંત છે તે પણ મને કહે ? મનને ગ્રહણ કરવા લાયક શ્રવણેંદ્રિયને સુખ દેનાર એવા સિંધુરાજાના શિબિર પ્રત્યે જે શબ્દ થતા હતા તે બધા આજ સંભળાતા નથી તેમ મારા પુત્રના શિબિર પ્રત્યે આજ સ્તુતિ કરનાર સૂત તથા માગધ સમુદાય તથા નૃત્ય કરનારના શબ્દ પણ સંભળાતા નથી જે શબ્દે કરી નિરંતર મારા કાન શબ્દાયમાન થતા હતા તે ધૈર્યવાન સોમદત્તના શિબિર પ્રત્યે થતા દીન જનોના શબ્દને પણ આજ હું સાંભળતો નથી હે તાત ! પૂર્વે જ્યાં ઉત્તમ એવા શબ્દ સાંભળતો હતો તે મારા પુત્રના શિબિરને આજ પુણ્યહીન હું આર્તસ્વરે કરી શબ્દાયમાન તથા ઉત્સાહ રહિત હોય એવા અનુમાનું છું તેમજ વિવિંશતિ, દુર્મુખ, ચિત્રસેન, વિકર્ણ તથા બીજા મારા પુત્રોનો પણ પૂર્વના જેવો આજ ઉત્તમ શબ્દ સંભળાતો નથી અને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ જાતિના શિષ્ય જેની સેવા કરે છે, તેમ વિતંડા એટલે પોતાનો પક્ષ જુઠો હોય તોપણ તેનું સ્થાપન કરવું પરસ્પર ભાષણ જનકી વાદિત્રનું વાદન, તથા વિવિધ પ્રકારના ઇષ્ટ એવા ગાનેકરી રાત્રિ દિવસ જે ક્રીડા કરે છે, અને ઘણાક એવા કૌરવો પાંડવ તથા સાત્વતોએ સેવન કરેલા મારા પુત્રના આશ્રયભૂત, મોટા ધનુષવાળા દ્રોણપુત્રના ઘર વિષે પણ પૂર્વના જેવો આજ ઉત્તમ શબ્દ સંભળાતો નથી તેમ તેની પાસે ગાન કરનાર તથા નૃત્ય કરનારનો પણ શબ્દ સંભળાતો નથી તેમજ વિંદ, અનુવિંદ તથા કેકયના શિબિર પ્રત્યે પણ સાયંકાળે જે મોટો ઉત્સવ સંભળાતો હતો તે આજ સંભળાતો નથી હે તાત ! નિરંતર પ્રમુદિત એવા નૃત્ય કરતા ગણોનો તાલ તથા ગીતનો મોટો શબ્દ સંભળાતો હતો તે આજ સંભળાતો નથી સાત વંશનો વિસ્તાર કરનાર, યજન કરાવનાર, શાસ્ત્રના નિધિરૂપ બ્રાહ્મણો, સોમદત્ત પુત્રની પ્રશંસા કરતા હતા, તેમનો પણ આજ શબ્દ સંભળાતો નથી દ્રોણના તંબુમાં નિરંતર પ્રત્યંચાનો શબ્દ, વેદઘોષ અને તોમર, ખડ્ગ તથા રથનો શબ્દ થતો હતો તેને પણ આજ હું સાંભળતો નથી તેમ નાના પ્રકારના દેશના સંગીત તથા વાદિત્રોનો જે મોટો શબ્દ સંભળાતો હતો તે પણ આજ સંભળાતો નથી એ બધું તારા કહેવાથી તેમજ છે, એમ હું જાણું છું હે સૂત ! જ્યારે શાંતિને ઇચ્છતા અચ્યુત એવા જનાર્દન સર્વ ભૂતને દયા કરવા વાસ્તે ઉપપ્લવ્યથી પધાર્યા હતા તેજ વખતે મંદ એવા દુર્યોધનને મેં કહ્યું હતું કે હે પુત્ર ! વાસુદેવે

કહેલા ઉપાયે કરી પાડવ સાથે શાતિ કરવાને વાસુદેવનુ કહ્યુ કરવુ એ યોગ્ય છે એમ હુ માનુ છુ હે દુર્યોધન ! તે તુ અતિક્રમણ કર મા અને કરી હિત વાસ્તે શાતિની યાચના કરતા કેશવ ભગવાનનો અનાદર કરી તેમ તુ કરીશ નહીં તોપણ સગ્રામમા તારો જય નહિ થાય, એમ મે કહ્યુ, તોપણ અનુકૂળ એવા વાક્ય ભાષણ કરતા સર્વ ધનુષ ધરનારમા શ્રેષ્ઠ એવા દાશાર્હ ભગવાનના વચન માનવામા આવ્યા નહિ એ રીતે કાળે આકર્ષણ કરેલો દુર્મતિવાળો તે, મારા વચનનો અનાદર કરી દુઃશાસન તથા કર્ણના મતને અનુસર્યો તેમ હે સજય ! દ્યૂત વખતે પણ મે કહ્યુ કે હુ દ્યૂતને નથી ઇચ્છતો, વિદુર પણ તેને નિંદે છે તેમજ સૈંધવ, ભીષ્મ, શલ્ય, ભૂરિશ્રવા, પુરુમિત્ર, જય અશ્વત્થામા, કૃપ તથા દ્રોણ પણ દ્યૂતને ઇચ્છતા ન હતા, માટે હે સજય ! એટલાના મતને અનુસરી અને દુષ્ટ બુદ્ધિવાળા પુત્રે જો દ્યૂત ક્રીડા ન કરી હોત તો જ્ઞાતિ, મિત્ર તથા સુહૃદ્ સહિત ઘણા કાળ સુધી પોતે સુખે કરી જીવતે, અને હવે તો સરળ, મધુર સભાષણ કરનાર, જ્ઞાતિ તથા બધુનુ પ્રિય બોલનાર, કુલીન, સમત તથા પ્રાજ્ઞ એવા પાડવ સુખને પ્રાપ્ત થશે કારણ નિરતર ધર્મની અપેક્ષા રાખનાર પુરુષ, આ લોક તથા પરલોકમા સર્વ ઠેકાણે કલ્યાણને પ્રાપ્ત થાય છે તેમ તે પાડવ પૃથ્વી લેવામા સમર્થ છે અને તેને ભોગવવા પણ તે યોગ્ય છે કારણ સમુદ્ર પર્યંત પૃથ્વી તેમના બાપદાદાનીજ છે તેમ પાડવો કહેલા પ્રમાણે ધર્મમાર્ગમા પ્રવર્તમાન છે શલ્ય, સોમદત્ત, મહાત્મા ભીષ્મ, દ્રોણ, વિકર્ણ બાહ્લીક, કૃપ, એટલા મારા સબધી એ અને બીજા પણ જે વૃદ્ધ એવા મહાત્મા ભરતો છે તારે વાસ્તે તેમના કહેવા પ્રમાણે વરતશેજ એમા સશય નહિ. કારણ તેઓમાથી તેમને અન્યથા કહે એવો તુ કોને માને છે ? કોઇ પણ તેવો નથી પ્રથમ તો શ્રીકૃષ્ણ કદી પણ ધર્મનો ત્યાગ કરે નહિ બીજા પણ તેમનેજ અનુસરનાર છે તેમ ધર્માત્મા એવા શૂરવીર પાડવો તો ધર્મ સહિત મારા વચનને પણ અન્યથા કરે નહિ હે સૂત ! એ રીતે કહી પુત્રને મે ઘણી રીતે સમજાવ્યો તોપણ મૂઢ એવા તેણે મારા વચન સાભળ્યા નહિ, તેથી કાળજ વિપરીત છે એમ હુ માનુ છુ જે ઠેકાણે ભીમસેન, અર્જુન, વૃષ્ણિવીર સાત્યકિ, ઉત્તમૌજા, પાચાલ્ય, દુર્જય એવો યુધામન્યુ, દુર્ધર્ષ એવો ધૃષ્ટદ્યુમ્ન પરાજય પામેલો નહિ એવો શિખડિ, અશ્મક, કેકય, ક્ષત્રધર્મા સૌમકિ, ચૈદ્ય ચેકિતાન, કાશિરાજાનો પુત્ર અભિભૂ, દ્રૌપદિના પાચ પુત્ર, વિરાટ, મહારથિ દ્રુપદ, પુરુષમા સિહરૂપ નકુળ સહદેવ એટલા યોદ્ધાઓ અને મધુસૂદન ભગવાન સહાય મત્રિ છે, દિવ્ય અસ્ત્ર જાણનાર એટલાઓ સાથે આ લોકમા દુર્યોધન, કર્ણ, શકુનિ, તથા દુઃશાસન વિના જીવવાને ઇચ્છતો બીજો કોણ પુરુષ યુદ્ધ કરે ? અથવા તેમને સહન પણ કરે ? આ ચારજ કરે પાચમાને હુ જોતો નથી જ્યા હાથમા ચાબુક લેઇ વિશ્વરૂપેન ભગવાન સારથિપણુ કરે છે અને કવચ પહેરેલો અર્જુન યોદ્ધો છે તેમનો પરાજય હોયજ નહિ તેમ પુરુષમા સિહરૂપ ભીષ્મ તથા દ્રોણ એવે હણાયા એ રીતે તુ કહે છે, માટે તેમ થવાથી વિદુરના કહેલા વાક્ય યાદ કરી મારા પુત્ર શોચ કરતા હશે એમ હુ માનું છુ તેમજ અર્જુન તથા સાત્યકિએ પરાભવ પમાડેલી સેનાને જોઇ તથા રથ ઉપર બેસવાના સ્થાનકોને શુન્ય જોઇને મારા પુત્ર શોચ કરતા હશે, એમ હુ માનુ છુ હવે તો વસતઋતુમા વાયુએ વૃદ્ધિ પમાડેલો મોટો અગ્નિ જેમ સુકા ઘાસના સમુદાયને બાળે તેમ અર્જુન મારી સેનાને બાળશે હે સજય ! તુ કુશળ છે, વાસ્તે તે બધુ મને કહે હે તાત ! અભિમન્યુ હણાયા પછી કર્યો જે અર્જુનનો અપરાધ જેમણે એવા તમો સાયકાળે તેણ પ્રત્યે આવ્યા તે વખતે તમારૂં મન કેવુ થતુ હતુ ? ને મને કહે હે તાત ! યુદ્ધમા અમ-

રાધ કરેલા મારા પુત્ર, ગાડીવ ધનુષ ધરનાર અર્જુનના કર્મને કેમ સહન કરી શકશે? અને આ સમયે તેઓમાથી દુર્યોધન શુ કૃત્ય કરે છે? કર્ણ શુ કહે છે? દુશાસન શુ કહે છે અને શકુનિ શુ કહે છે? તે પણ મને કહે હે સજય! મન્દબુદ્ધિવાળા દુર્યોધનના અત્યત અન્યાયથી એકઠા મળેના મારા સર્વ પુત્રેનુ જે વૃતાત હોય તે મને કહે હે સજય! લોભ કરનાર, દુર્બુદ્ધિવાળા, ક્રોધાવિષ્ટ છે ચિત્ત જેનુ, રાજ્યકામુક, મૂઢ, માત્સર્યથી હણાયુ છે ચિત્ત જેનુ એવા મારા પુત્રનુ સારૂ વા નરસુ જે બન્યુ હોય તે મને કહે

राज्यकामस्य मूढस्य रागोपहत चेतस ।
दुर्नीत वा सुनीत वा तन्मानाचक्ष्व सजय ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि धृतराष्ट्रवाक्ये गुर्जरभाषायां पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥

०००※०००

## અધ્યાય ૮૬ મો. ધૃતરાષ્ટ્રને સજયે દીધેલો ઠપકો.

सजय उवाच—हत ते सप्रवक्ष्यामि सर्व प्रत्यक्षदर्शिवान् ।
शुश्रूषस्व स्थिरो भूत्वा तव ह्यपनयो महान् ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! પ્રત્યક્ષ જોનાર હુ તમારૂ પૂછેનુ સર્વ કહુ તથા તમારો જે મોટો પરાજય કહુ તે પણ સ્થિર થઇ સાભળો હે રાજન્! હે ભરતર્ષભ! પાણી ગયા પછી જેમ પાળ બાધવી નકામી તેમ હવે આ તમારો વિલાપ નિષ્ફળ છે વાસ્તે શોચ કરો નહિ હે ભરતશ્રેષ્ઠ! કાળનો અદ્‌ભુત એવો આ વિધિ હવે અતિક્રમણ થઇ શકે તેમ નથી વા પૂર્વનુ આ રીતનુજ આપણુ દૈવ, એમ જાણી શોચ કરો મા જો પૂર્વે તમે કુતિપુત્ર યુધિષ્ઠિરને તથા તમારા પુત્રોને દ્યૂતથી નિવૃત્ત કર્યા હોત તો તમને આ વ્યસન પ્રાપ્ત થાત નહિ તેમજ પાછો જ્યારે યુદ્ધ વખત પ્રાપ્ત થયો તે સમે પણ યુદ્ધમા પ્રવર્તમાન થયેનાઓને તમે જોઇને નિવૃત્ત કર્યા હોત તોપણ તમોને દુખ પ્રાપ્ત થાત નહિ દુર્યોધને જે વખતે તમારૂ માનતો નહોતો તે સમયે તમે કૌરવોને કહ્યુ હોત જે દુર્યોધનને બાધી મૂકો તોપણ તમને દુખ પ્રાપ્ત ન થાત. તેમ તમારી બુદ્ધિના વિચારને પાડવ, પાચાલ, સર્વ વૃષ્ણિઓ તથા બીજા રાજાઓ પણ ન જાણત, અને તમે પિતાની પેઠે પુત્રને સન્માર્ગે પ્રવર્તમાન કરી ધર્મથી વરત્યા હોત તો તમોને દુખ પ્રાપ્ત થાત નહી પણ લોકમા અતિશય પ્રાજ્ઞ એવા તમો સનાતન ધર્મનો ત્યાગ કરી દુર્યોધન, કર્ણ તથા શકુનિના મતને અનુસર્યા હે રાજન્! તેમ સ્વાર્થમા પચેલા એવા તમારૂ તે બધુ બોલવુ નીચે વિષ અને ઉપર મધ હોય તેવુ કપટ ભરેલુ મે સાભળ્યુ હતુ તેમ પૂર્વે અચ્યુત શ્રીકૃષ્ણ પણ પાડુપુત્ર યુધિષ્ઠિરને આ રાજા છે એમ માનતા ન હતા, તેમજ જેવી રીતે તમને માનતા હતા તેવી રીતે ભીષ્મ તથા દ્રોણને પણ માનતા ન હતા પછી જ્યારથી શ્રીકૃષ્ણે રાજધર્મથી ભ્રષ્ટ થયેલા તમને જાણ્યા ત્યારથી તે તમને ઘણુ કરી નથી માનતા હે રાજ્યની કામના કરનાર! કહ્યા છે કઠોર વચનો જેમને એવા પાડવોની તમે ઉપેક્ષા કરો છો તેનુ આ ફળ તમને તથા તમારા પુત્રને પ્રાપ્ત થયુ તેમ હે અનઘ! એમના બાપદાદાનુ રાજ્ય હતુ અને તે

પાડવોએ પણ સમગ્ર પૃથ્વી જીતી હતી, તે તમે લેઇ લેધ છો જે રીતે પાડુરાજાએ રાજ્ય મેળવ્યુ હતુ અને કૌરવોનુ યશ સપાદન કર્યું હતુ તેથી પણ ધર્માચરણ કરનાર પાડવોએ ફરીથી અધિક મેળવ્યુ હતુ એવા તેમના કર્મ સર્વ તમે નિષ્ફળ કયા કારણ રાજ્યરૂપ માસને ઇચ્છતા તમે તેમના પિતાના રાજ્યથી તેમને ભ્રષ્ટ કર્યા હવે હે નૃપ ! યુદ્ધ વખતે ફોગટ પુત્રોને નિંદો છો, તથા તેમના ઘણાક દોષ નિરૂપણ કરો છો પણ પોતાની ભૂલ વિચારી તેમને ન કહેવુ જોઇએ આ સમયે પાડવની સેનામા જઇ યુદ્ધ કરનાર શ્રેષ્ઠ ક્ષત્રિયો તથા રાજાઓ સગ્રામમા જીવિતનો બચાવ નહિ કરે તેમ જે સેનાની શ્રીકૃષ્ણ, અર્જુન, સાત્યકિ તથા ભીમસેન રક્ષા કરે છે તે સેના સાથે કૌરવ વિના બીજા કોણ યુદ્ધ કરે ? તેમજ જેમની તરફ યુદ્ધ કરનાર ગુડાકેશ અર્જુન, મત્રી જનાર્દન અને સાત્યકિ તથા ભીમસેન સરખા યોદ્ધાઓ, તેમની સાથે યુદ્ધ કરવામા કૌરવ તથા તેમની પાછળ ચાલનારાઓ વિના મરણ ધર્મવાન બીજો કોણ સમર્થ થાય ? તોપણ અવસર જાણનાર, ક્ષાત્રધર્મમા તત્પર, શરીર રાજાઓવડે જેટલુ કરી શકાય તેટલુ પરાક્રમ કૌરવો કરે છે હવે પુરુષમા સિંહરૂપ એવા પાડવો સાથે કૌરવોનુ પરમ સકટરૂપ યુદ્ધ જે રીતે થયુ તે સઘુ હુ યથાર્થ કહુ તે તમો સાભળો

यथा तु पुरुषव्याघ्रैर्युद्ध परमसकट ।
कुरुणांपांडवै सार्द्ध तत्सर्व शृणु तत्वत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि संजयवाक्ये गुर्जरभाषाया षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

## અધ્યાય ૮૭ મો. દ્રોણે કરેલી અદ્ભુત વ્યૂહ રચના.

संजय उवाच—तस्यांनिशायां व्युष्टायां द्रोण शस्त्रभृतांवर. ।
स्वान्यनीकानि सर्वाणि प्राक्रामद्व्यूहितु तत: ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! તે રાત્રિ ગયા પછી શસ્ત્રધારણ કરનારાઓમા શ્રેષ્ઠ દ્રોણાચાર્યે પોતાના સર્વ સૈન્યની વ્યૂહ રચના કરવાનો આરભ કર્યો હે રાજન્ ! પરસ્પર વધને ઇચ્છતા ક્રોધાયમાન થયેલા ગર્જના કરતા શૂરવીરોની વિચિત્ર પ્રકારની વાણીઓ સભળાતી હતી શ્વાસોચ્છ્વાસ કરતા કેટલાક ધનુષ તથા કેટલાક પ્રત્યચા ખેચી ‘ અર્જુન ક્યા છે ’ ? એ રીતે આક્રોશ કરતા હતા બીજા કેટલાક કોશમાથી બહાર કાઢેલી તેજ વગેરે પાયેલી, આકાશ સરખી તલવાર કાઢી ઉભા હતા સગ્રામમા છે મન જેમનુ એવા હજારો શૂરવીર શિક્ષાને અનુસારે ખડ્ગ તથા ધનુષના માર્ગ પ્રત્યે વિચરતા દેખાતા હતા શરીરમા ચદન ચોપડેલા સ્વર્ણ તથા મણિના આભરણથી શોભિતા ઘટા સહિત યોદ્ધાઓ ગનાઓ ઉભામી ‘ પાડુપુત્ર અર્જુન ક્યા છે ? ’ એમ પૂછતા હતા બળ તથા મજબૂતી ઉન્મત્ત બાહુમળવાળા કેટલાક યોદ્ધાઓ ઉંચા કરેલા ઇન્દ્રધ્વજ સરખા ભાલાથી આકાશને પૂરી દેતા હતા વિચિત્ર પ્રકારની માળાથી શણગારેલા, સગ્રામમા છે ચિત્ત જેમનુ એવા કેટલાક શૂરવીર, નાના પ્રકારના આયુધ ગ્રહણ કરી તે તે સ્થાનકે ઉભા રહ્યા હતા કેટલાક યોદ્ધાઓ ‘ અર્જુન ક્યા છે ? ’ અને ‘ ગોવિંદ

ક્યા છે ' ' માની ભીમસેન ક્યા છે ' ' અને ' તેમના બીજા સબંધિયો ક્યા છે ' ' એ રીતે પોકારતા સંગ્રામમા તે તે ઠેકાણે વિચરતા હતા વેગવાન દ્રોણાચાર્ય શંખ વગાડી ઘોડાઓને ઉતાવળા કરી સર્વ ઠેકાણે તે સર્વને ઉભા રાખતા હતા સંગ્રામ જોઇ આનંદ પામનાર તે સર્વ સૈન્ય ઉભુ રહ્યા પછી હે મહારાજ ! દ્રોણાચાર્યે જયદ્રથને કહ્યું કે, હે સિંધુરાજ ! તુ, સૌમદત્તિ, મહારથિ કર્ણ, અશ્વત્થામા, શલ્ય, વૃષસેન તથા કૃપાચાર્ય એક લાખ અશ્વ, સાઠ હજાર રથ, મદઝરતા ચૌદ હજાર હસ્તિ અને કવચવાળા એકવીશ હજાર પાયદળને લઇ છ કોશ દૂર જઇ સ્થિતિ કરો, તેમ કરવાથી ત્યા ઉભેલા તમને ઇન્દ્ર સહિત દેવતાઓ પણ સહન કરવા સમર્થ થશે નહિ, ત્યારે સર્વ પાડવો તો ક્યાથી થાય ? હે સૈંધવ ! તુ સ્વસ્થ થા દ્રોણાચાર્યના વચન સાભળી સિંધુરાજ, જયદ્રથ કવચવાળા આયુધ સહિત ઘોડે સ્વાર આધાર તથા યોદ્ધાઓ સહિત તે સ્થાનકે ગયો હે રાજેન્દ્ર ! ચમરી છે શિરોભૂષણે જેમને એવા સુવર્ણથી શોભિતા, જયદ્રથના સર્વ અશ્વ સાત હજાર હતા, અને બે હજાર બીજા સિંધુદેશના અશ્વ હતા, ચતુર માવત જેમની ઉપર બેઠેલા છે એવા મહોન્મત્ત ભયંકર રૂપવાળા, કવચવાળા, ભયંકર છે કર્મ જેમનુ એવા પંદરસો હસ્તિ લેઇ તમારો પુત્ર દુર્મર્ષણ સર્વ સૈન્યના અગ્રભાગમા યુદ્ધ વાસ્તે ઉભો હતો ત્યારપછી દુ શાસન તથા વિકર્ણ નામના તમારા બે પુત્ર સિંધુરાજાની અર્થસિદ્ધિ વાસ્તે સેનાના અગ્રભાગમા ઉભા રહ્યા હતા, અને ત્યા દ્રોણાચાર્યે ચક્રવ્યૂહ છે ગર્ભમા જેને એવો શકટવ્યૂહ, નાના પ્રકારના શૂરવીર રાજાઓ, રથ, અશ્વ, ગજ તથા પાયદળના ઓઘ તે તે સ્થાનકે ઉભા રાખી રચેલો હતો એની દીર્ઘતા ચોવીશ કોશમા હતી અને પશ્ચાદ્ધનો વિસ્તાર દશ કોશમા હતો તે વ્યૂહના પશ્ચાર્દ્ધમા કોઇથી ભેદી શકાય નહિ એવો પદ્મવ્યૂહ રચેલો હતો અને તે પદ્મવ્યૂહના ગર્ભમા ગૂઢ એવો સૂચિવ્યૂહ કર્યો હતો એ રીતે મોટો વ્યૂહ રચી દ્રોણાચાર્ય ઉભા હતા મોટા ધનુષવાળો કૃતવર્મા તે સૂચિમુખ નામના વ્યૂહમા ઉભો હતો હે મારિષ ! તે પછી ક્રમે કરી કાંબોજ, જલસંધ, દુર્યોધન તથા કર્ણ ઉભેલા હતા ત્યારપછી પાછા ન ફરનાર એવા એક લક્ષ યોદ્ધાઓ શકટવ્યૂહના અગ્રભાગમા તેની રક્ષા વાસ્તે ઉભા હતા તેમની પાછળ સૂચિવ્યૂહની પાસે મોટા સૈન્યથી વિંટાયલો જયદ્રથ રાજા ઉભો હતો હે રાજેન્દ્ર ! તે શકટવ્યૂહના મુખ વિષે પોતે દ્રોણાચાર્ય ઉભા, એની પાછળ ભોજ ઉભો, એ રીતે એ વ્યૂહની પોતે રક્ષા કરતો હતો શ્વેત છે કવચ, વસ્ત્ર તથા સંગ્રામમા પહેરવાની ટોપી જેમની એવા મોટી છાતી તથા હાથવાળા દ્રોણાચાર્ય, ધનુષ ખેંચી ક્રોધાયમાન થયેલા કાળની પેઠે ઉભા હતા તે વખતે પતાકાથી શોભિતા લાલ ઘોડાવાળા અને વેદી તથા કાળિયાર મૃગનુ ચર્મ છે ધ્વજા વિષે જેને એવા દ્રોણના રથને જોઇ કૌરવો અત્યંત પ્રસન્ન થતા હતા ક્ષોભ પામેલા સમુદ્ર સરખા દ્રોણે રચેલા તે વ્યૂહને જોઇ સિદ્ધ તથા ચારણના સમુદાયને અત્યંત વિસ્મય થતો હતો સર્વ પ્રાણિયો પણ દ્રોણે રચેલા એ વ્યૂહને પર્વત, સમુદ્ર તથા વન સહિત નાના દેશે કરી આકુલ સમગ્ર પૃથ્વીને ગળે એવો છે, એમ માનતા હતા ઘણાક છે રથ, મનુષ્ય, અશ્વ, પાયદળ તથા હસ્તિઓ જેમા શત્રુઓને ભય આપનાર જે શબ્દ જેનો, આશ્ચર્યરૂપ, શત્રુઓના હૃદયને ભેદનાર એવા દ્રોણે રચેલા મોટા શકટવ્યૂહને જોઈ દુર્યોધન રાજા આનંદને પ્રાપ્ત થયો હતો

**बहुरथमनुजाश्वपत्तिनाग प्रतिभयनिस्वनमद्भुतानुरूप ।**
**अहितहृदयभेदन महच्छकटमवेक्ष्य कृत ननन्द राजा ।**

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि कौरवव्यूहनिर्माणे गुर्जरभाषायां सप्ताशीतितमोऽध्यायः ॥ ८७ ॥

## અધ્યાય ૮૮ મો. અર્જુનનો રણ પ્રવેશ.

**सञ्जय उवाच—ततो व्यूढेष्वनीकेषु समुत्क्रुष्टेषु मारिष ।**
**ताड्यमाना सुभेरीषु मृदङ्गेषु नदत्सु च ॥ १ ॥**

સંજય કહે છે—હે મારિષ ! પછી વ્યૂહ રચનાથી ઉભેલા સૈન્ય મોટેથી પોકાર કરવા લાગ્યા અને ભેરી તથા મૃદંગના શબ્દ શરૂ થયા તેમજ સૈન્ય તથા વાદિત્રોનો **શબ્દ થવા** માડયો અને રૂવાં ઉભાં થાય એવા શંખના શબ્દ પ્રવર્ત્તમાન થયા યુદ્ધ કરવા ઇચ્છતા ભરતો પ્રહાર કરવા લાગ્યા રૌદ્ર મુહૂર્ત્ત પ્રાપ્ત **થયુ** તે વખતે સંગ્રામમાં **અર્જુન** દેખાયો હે ભારત ! તે વખતે અર્જુનની આગળ હજારો કાગ તથા બગલા ક્રીડા કરતા હતા **ભયંકર શબ્દ** સહિત પ્રજ્વલિત હજારો ઉલ્કાઓ પડતાં હતાં સમગ્ર પૃથ્વી પણ ચલાયમાન **થતી હતી**, અને કુંતિપુત્ર અર્જુન સંગ્રામમાં આવ્યો તે વખતે કાંકરાનો છે વરસાદ જેમાં એવા **શબ્દ** સહિત રૂક્ષવાયુ ચોતરફ વાવા લાગ્યા પ્રાજ્ઞ નકુળ પુત્ર શતાનિક અને પૃષતગોત્રમાં ઉત્પન્ન થયેલા વૃષ્ટદ્યુમ્ન એ બેઉ પાંડવના સૈન્યની વ્યૂહ રચના કરતા હતા તે વખતે **તમારો પુત્ર** દુર્મર્ષણ, હજાર રથ, સો હસ્તિ, ત્રણ હજાર અશ્વ અને દશ હજાર પાયદળ **સહિત સાર્દ્ધ** સહસ્ત્ર ધનુષ પરિમિત ભૂભાગ વિષે સર્વ સૈન્યની આગળ આવી રીતે કહેવા લાગ્યો કે, આજ યુદ્ધમાં દુર્મદ તપતા ગાંડીવ ધનુષ ધરનાર અર્જુનને, કિનારો જેમ સમુદ્રને વારે તેમ હું વારીશ આજ સંગ્રામમાં કોઇથી સહન થાય નહિ એવા અર્જુનને પાષાણ વિષે જેમ પાષાણ ભટકાય તેમ મારી સાથે યુદ્ધ કરતા તમે જોજો આજ યુદ્ધને ઇચ્છના રથિ એવા તમે જોયા કરો તમારે યુદ્ધ કરવુ નહિ, કારણ યશ તથા માન વધારતો હું એકઠા મળેલા તે સર્વ સાથે એકલો યુદ્ધ કરીશ હે મહારાજ ! એ રીતે ભાષણ કરતો મોટા ધનુષવાળા યોદ્ધાઓથી વિંટાયલો મોટા ધનુષવાળો મહાત્મા તે, ઉભો રહ્યો તેટલામાં કાળની પેઠે ક્રોધાયમાન થયેલા વજ્ર સહિત જાણે ઇન્દ્ર હોય તેવા દંડપાણિ સરખા અસહ્ય, મહાદેવની પેઠે અક્ષોભ્ય, પાશવાન વરૂણ સરખા, પ્રલય સમયના પ્રજ્વલિત અગ્નિની પેઠે પ્રજાને બાળતા ક્રોધ, અમર્ષ તથા બળેકરી વૃદ્ધિ પામેલા નિવાત કવચને મારનાર, સત્ય વિષે રહેલા મોટા વ્રતનો પાર પામનાર, કવચ પહેરેલા, ખડ્ગવાન, સુવર્ણનો મુગુટ પહેરેલા શ્વેત મોતીની માળા તથા વસ્ત્ર ધારણ કરેલા, રૂડા બાજુબંધ તથા સુંદર કુંડલથી શોભિતા, નારાયણને અનુસરનાર શ્રેષ્ઠ રથમાં બેસી ગાંડીવ ધનુષને હલાવતો નર એવો અર્જુન, સંગ્રામમાં ઉદય પામેલો સૂર્ય શોભે તેમ શોભતો હતો હે રાજન્ ! જયાંથી બાણ નખાય એટલે છેટે, મોટા સૈન્યની આગળ રથને સ્થાપન કરી પ્રતાપવાન અર્જુને શંખ વગાડયા હે મારિષ ! પછી શ્રીમાન કૃષ્ણે બળેકરી અર્જુન સાથે પાંચજન્ય નામનો પોતાનો શ્રેષ્ઠ શંખ વગાડયો હે વિશાંપતે ! તે બેઉના શંખના શબ્દે કરી તમારા સૈન્યમાં થયા છે રૂવાં ઉભાં જેમનાં એવા અને કંપયુક્ત બેભાન સરખા યોદ્ધાઓ વ્યાકુળ થઇ ગયા હે રાજન્ ! વજ્રના શબ્દથી સર્વ પ્રાણિયો જેમ ત્રાસ પામે તેમ શંખના શબ્દે કરી તમારા સૈનિકો ત્રાસ પામ્યા વાહનો પણ મળ તથા મૂત્ર કરવા લાગ્યા એ રીતે

વાહન સહિત તમારૂ સર્વ સૈન્ય ઉદ્વિગ્ન થયુ હે રાજન્! હે મારિષ! શખના શબ્દે કરી કેટલાક ખેદયુક્ત મનવાળા થયા, કેટલાક બેભાન થયા અને કેટલાક ત્રાસ પામવા લાગ્યા અર્જુનની ધજામા રહેલો હનુમાન પોતાની સગાથે રહેલા ભૂતો સહિત મોઢુ ફાડી મોટો શબ્દ કરી તમારા સૈનિકોને ભય પમાડતો હતો, તેટલામા તમારા સૈન્યમા પણ શખ, ભેરી, મૃદગ તથા આનક નામના યુદ્ધવાદ્ય વાગવા લાગ્યા એ રીતે થતા વાદિત્રના શબ્દ, યોદ્ધાઓના શબ્દ, હાથીના ખડખડાટ, સિહનાદ, તથા મનુષ્યના પાકાર સાથે ચાલતા કરેલા મોટા રથે કરી બીકને ભય વધારનાર મોટો શબ્દ થયો પછી અત્યત પ્રસન્ન થયેલા અર્જુને આવી રીતે દાશાર્હ ભગવાન પ્રત્યે કહ્યુ

> तस्मिंस्तु तुमुले शब्दे भीरूणा भयवर्धने ॥
> अतीवहृष्टो दाशार्हमब्रवीत्पाकशासनि ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वण्यर्जुनरणप्रवेशे गुर्जरभाषायामष्टाशीतितमोऽध्याय: ॥ ८८ ॥

## અધ્યાય ૮૯ મો. જયદ્રથવધાર્થે અર્જુને માંડેલું યુદ્ધ.

> अर्जुन उवाच—चोदयाश्वान् हृषिकेश यत्र दुर्मर्षण स्थित ।
> पतद्भिरवागजानीक प्रवेक्ष्याम्यरिवाहिनीं ॥ १ ॥

અર્જુન કહે છે—હે હૃષિકેશ! જ્યા દુર્મર્ષણ ઉભો છે ત્યા ઘોડાઓને હાકો, એટલે ગજસૈન્યને ભેદી શત્રુની સેના પ્રત્યે હુ પ્રવેશ કરૂ સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે અર્જુને કહ્યુ એટલે મહાબાહુ કેશવ ભગવાને જે સ્થાનકે દુર્મર્ષણ ઉભો હતો તે સ્થાનકે અશ્વને ચલાવ્યા તે વખતે એકલા અર્જુનને ઘણાક સાથે રથ, હસ્તિ તથા મનુષ્યનો ક્ષય જેમા થતો હતો એવો અત્યત દારૂણ સપ્રહાર પ્રવર્તમાન થયો અર્જુને વૃષ્ટિમાન મેઘની પેઠે બાણના વરસાદે કરી પર્વતોને મેઘ આચ્છાદન કરે તેમ શત્રુઓને ઢાકી દીધા સર્વ રથિઓએ ઉતાવળે હસ્તલાઘવીએ કરી બાણ સમુદાયથી શ્રીકૃષ્ણ તથા અર્જુનને ઢાકી દીધા એ રીતે યુદ્ધમા શત્રુઓએ વારવા માડેલા તેથી ક્રોધાયમાન થયેલા મહાબાહુ અર્જુને બાણેકરી રથિઓના મસ્તક કાયા ઉપરથી નીચે પાડવા માડ્યા ઉદ્ભ્રાત છે નેત્ર જેમા એવા મુખવાળા, કરડ્યા છે ઓષ્ટપુટ જેણે એવા કુડળ તથા શિરસ્ત્રાણ સહિત પડેલા સુદર મસ્તકેકરી રણભૂમિ વ્યાપ્ત થઇ રહી તે વખતે ચોતરફ પૃથ્વીમા પડેલા યોદ્ધાઓના મુખ, કમળના વન શોભે તેમ શોભતા હતા રૂધિરેકરી વ્યાપ્ત સુવર્ણના કવચ વિજળી સહિત મેઘ સમુદાય સરખા દેખાતા હતા હે રાજન્! પૃથ્વીતલ વિષે પડતા મસ્તકોનો, કાળેકરી પરિપકવ એવા પડતા તાલ ફળોનો જેવો શબ્દ થાય તેવો શબ્દ થતો હતો કોઇ મસ્તક વગરનુ ધડ, કઇ ધનુષ ખેચી ઉભેલુ દેખાતુ હતુ કોઇ એક ધડ ખડ્ગ ખેચી હાથથી તેને ઉગામી ઉભેલું જોવામા આવતુ હતુ કુતિપુત્ર અર્જુનને સગ્રામમા ન સહન કરી શકતા, જયને ઇચ્છતા, શ્રેષ્ઠ પુરૂષો મસ્તકો નીચે પડી જાય છે તેને પણ જાણતા ન હતા તે વખતે ઘોડાઓના મસ્તક, હસ્તિની શુડ અને શૂરવીરોના બાહુ તથા મસ્તકેકરી રણભૂમિ વ્યાપ્ત થઇ ગઇ હતી હે પ્રભો! તમારા સૈન્યમા

યોદ્ધાઓને "આ અર્જુન ક્યાથી આવ્યા ' અરે આ અર્જુન, આ અર્જુન," એ રીતે અર્જુનમય બધુ દેખાતુ હતુ. કાળે મોહ પમાડેના તમારી તરફના યોદ્ધાઓ જગતને અર્જુનરૂપ માની પરસ્પર એક બીજાને મારતા હતા કેટલાક તો અર્જુન જાણી પોતાના આત્માનેજ હણતા હતા, અને પોકાર કરતા, રૂધિરે કરી વ્યાપ્ત છે અગ જેમના એવા બેભાન સરખા અત્યત વેદનાયુક્ત રણશય્યામા સુતેલા કેટલાક શૂરવીરો પોતાના બાધવોને બોલાવતા હતા ગોફણ, ભાના, શક્તિ, ખડ્ગ, ફરશી, નિ ર્યૂહ, નિસ્ત્રિંશ, ધનુષ, તોમર, બાણ, વર્મ, આભરણ, ગદા તથા બાજુબધ સહિત બાણથી કપાયલા ભુગળ સરખા મોટા સર્પની જેમને ઉપમા અપાય એવા શૂરવીરોના બાહુ ચોતરફ વેગથી ચેષ્ટા કરતા દેખાતા હતા વોર સગ્રામમા જે જે પુરૂષ અર્જુન સામે જતો હતો તે તે કાળ સરખા અર્જુનના બાણેકરી નાશ પામતો હતો રથમાર્ગમા નૃત્ય કરતા તથા ધનુષ ખેચતા અર્જુનનુ અણુમાત્ર પણ છિદ્ર કોઇ જોતુ ન હતુ સાવધાન, ઉતાવળથી બાણ નાખતા પાડુપુત્રની લાઘવી જોઇ બીજા લોક વિસ્મય પામતા હતા વળી અર્જુન માવત સહિત હસ્તિને, ઉપર બેસનાર સહિત અશ્વને અને સારથિ સહિત રથને બાણેકરી ભેદતો હતા આકાશમા ઉદય થતો સૂર્ય જેમ મોટા અધકારને હણે તેમ અર્જુન બાણેકરી હસ્તિસૈન્યને હણતો હતો અતકાળે પર્વતોએ કરી વ્યાપ્ત પૃથ્વી દેખાય તેવુ પડેલા હસ્તિઓએ કરી તમારૂ સૈન્ય દેખાતુ હતુ મધ્યાન્હના સૂર્યને પ્રાણીઓ દુખેકરી જોઇ શકે તેમ સગ્રામમા ક્રોધાક્રાત અર્જુન સામે દુખ કરીને પણ શત્રુઓ જોઇ શકતા ન હતા હે પરતપ ! એ રીતે અત્યત બાણથી પીડાયલુ તમારા પુત્રનુ સૈન્ય ભયભીત થઇ મોટા વાયુથી વિખરાઈ વાદળા ભાગે તેમ ભાગવા લાગ્યુ એ રીતે તેણે નસાડેલુ તમારા પુત્રનુ સૈન્ય તેની સામે જોવા પણ સમર્થ થતુ ન હતુ તે વખતે તમારી તરફના યોદ્ધાઓ ચાબુક, ધનુષની કોટી, હુકાર શબ્દ, લાકડી તથા પાનીના આઘાતે કરી ઘોડાઓને જલદી હાકતા પલાયન કરવા લાગ્યા એ રીતે અર્જુને પીડિત કરેલા ઘોડેસ્વાર, રથિયો તથા પાયદળ પણ પલાયન થવા લાગ્યા બાકી કેટલાક પાની, અગુઠા તથા અકુશેકરી હસ્તિઓને જલદી ચલાવતા પલાયન કરવા લાગ્યા બાણેકરી સમોહિત થયેના તમારા યોદ્ધાઓ ઉત્સાહ રહિત તથા વિભ્રાત છે મન જેમનુ એવા થઇ તેનીજ સામે જવા લાગ્યા

> शरैः समोहिताश्चान्ये तमेवाभिमुखा ययुः ।
> तव योधाहतोत्साहा विभ्रांतमनसस्तदा ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वण्यर्जुनयुद्धे गुर्जरभाषाया-मेकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥**

## અધ્યાય ૯૦ મો. દુઃશાસન પલાયન.

धृतराष्ट्र उवाच—तस्मिन् प्रभग्ने सैन्याग्रे वध्यमाने करीटिना ।
के नु तत्र रणे वीराः प्रत्युदीयुर्धनंजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! અર્જુને મારવા માડેલા સૈન્યના અગ્રભાગમા ભગાણ

પડ્યુ, તે વખતે સગ્રામમા અમારી તરફના કયા શૂરવીર અર્જુન સામે ગયા ? અથવા ફોગટ છે નિશ્ચય જેમનો એવા તે સર્વ શકટવ્યૂહમા પ્રવેશ કરી નિર્ભય કિલ્લારૂપ દ્રોણનો આશ્રય કરી બધા ઉભા રહ્યા ? સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે અનઘ ! તે રીતે અર્જુને ભગાણુ પાડેલા અને હણાયા છે વીર જેમાથી, એવા મોટા ઉત્સાહ રહિત પલાયન કરવામા તત્પર એવા તમારા સૈન્યમા અર્જુન સામે જોવા પણ કોઇ સમર્થ થતો ન હતો હે રાજન્ ! તેટલામા અત્યત ક્રોધાયમાન થયેલા સુવર્ણના વિચિત્ર પ્રકારના કવચે કરી વિટાયેલા, સુવર્ણની સગ્રામમા લડવાની ટોપી પહેરેલા સર્વોત્તમ પરાક્રમવાળા તમારા પુત્ર દુ શાસને, તે રીતે ભગાણુમા પાડેલા પોતાના સૈન્યને લેઇ યુદ્ધ વાસ્તે અર્જુન સામે આવી મોટા હસ્તિના સૈન્યેકરી આ પૃથ્વીને જાણે ગળતો હોય નહિ તેની પેઠે તેને વિટી લીધો તે વખતે હસ્તિઓની ઘટાઓનો શબ્દ શખનો શબ્દ, પ્રત્યચાનો શબ્દ તથા હસ્તિઓના શબ્દે કરી પૃથ્વી, દિશાઓ તથા અતરિક્ષ વ્યાપ્ત થઇ ગયુ ક્રૂર મુહૂર્તમા અકુશથી પ્રેરણા કરેલા મોટી શુડવાળા ક્રોધાયમાન પક્ષ રહિત પર્વત સરખા પોતા સામે આવતા હસ્તિઓને જોઇ પુરુષમા સિહરૂપ અર્જુન મોટો સિહનાદ કરી શત્રુઓના તે હસ્તિસૈન્યને બાણેકરી ચોતરફથી મારવા લાગ્યો વાયુએ વૃદ્ધિ પમાડેલા, મોટી લહેરવાળા મહા સમુદ્ર પ્રત્યે જેમ મગરમચ્છ પ્રવેશ કરે તેમ અર્જુને તે હસ્તિ સૈન્યમા પ્રવેશ કર્યો પ્રલય સમયે અતિક્રમણ કર્યો છે દિશાઓનો નિયમ જેણે એવો અત્યત તપતો સૂર્ય જેમ સર્વ દિશાઓમા દેખાય તેમ પારકા શહેરને જીતનાર અર્જુન સર્વ દિશાઓમા દેખાતો હતો અશ્વની ખરીના શબ્દ, રથના પૈડાનો શબ્દ, મનુષ્યનો પોકાર, પ્રત્યચાનો શબ્દ, નાના પ્રકારના વાદિત્રના શબ્દ, પાચજન્યનો શબ્દ દેવદત્તનો શબ્દ તથા ગાડીવના શબ્દે કરી મદ છે વેગ જેમનો એવા નર તથા હસ્તિઓ બેભાન સરખા થઇ ગયા સર્પ સરખો છે સ્પર્શ જેમનો એવા બાણે કરી અર્જુને ભેદેલા હસ્તિઓ મોટો શબ્દ કરી પાખ કાપેલા પર્વતોની પેઠે પૃથ્વી વિષે પડતા હતા અર્જુને બાણે કરી દાતના મૂળમા તથા કટિ વિષે હણેલા કેટલાક હસ્તિઓ વારવાર ક્રૌચ પક્ષીની પેઠે શબ્દ કરતા હતા હસ્તિના સ્કધ ઉપર બેઠેલા પુરુષોના મસ્તકોને પણ ભલ્લ નામના સરળ બાણે કરી અર્જુન કાપતો હતો એ રીતે અર્જુન કુડલ સહિત ધરણી તલવિષે પડતા મસ્તકોના સમુદાયે કરી કમળ સમૂહે કરી, જેમ નિવેદન કરે તેમ નિવેદન કરતા હતા કવચ વગરના વ્રણે કરી પીડિત રૂધિરે કરી વ્યાપ્ત પુરુષો, યુદ્ધમા ભમતા હસ્તિઓ વિષે લટકતા દેખાતા હતા અર્જુને સારી રીતે યોજના કરેલા સારા પિછ બાધેલા એક બાણે કરી એક વખતે ભેદેલા બે તથા ત્રણ યોદ્ધાઓ ધરણી તલવિષે પડતા હતા નારાચ નામના બાણેકરી અત્યત વિધેલા મુખમાથી રૂધિર વમન કરતા, મહાવત સહિત કેટલાક હસ્તિઓ દ્રુમવાન પર્વત પડે તેમ પૃથ્વી વિષે પડતા હતા તેમજ રથિઓના પણ પ્રત્યચા, ધ્વજ, ધનુષ, ધુસરી તથા દડને ભલ્લ નામના બાણેકરી ભાગતા હતા સગ્રામમા નૃત્ય કરતા અર્જુનનુ ધનુષ મડળાકારજ દેખાતુ હતુ પણ તેને તે ક્યારે સાધે છે, ક્યારે ખેચે છે, ક્યારે મૂકે છે અને ક્યારે વહન કરે છે તે કોઇના જોવામા આવતુ ન હતુ નારાચ નામના બાણથી અત્યત વિધાયેલા બીજા હસ્તિઓ રૂધિરનુ વમન કરી મુહૂર્ત માત્રમા પૃથ્વીતલ વિષે પડતા હતા હે મહારાજ ! પરમ સકુલ એવા તે યુદ્ધમા ઉભા થતા એવા અગણિત માથા વગરના ધડ ચોતરફ દેખાતા હતા તેમજ ધનુષ, મોજા, ખડ્ગ, બાજુબધ, તથા સુવર્ણના આભરણયુક્ત કપાઇ ગયેલા અનેક બાહુ ચોતરફ જોવામા આવતા હતા ઉપસ્કર તથા બેસવાના સ્થાનક સહિત ભાગેલા

છે ઘડા જેમાથી, ભાંગેલા છે ચક્ર તથા આગ અને ધુમ્ર જેમની એવા પડેલા રથ, ઢાલ, તથા ધનુષ ધરનાર, પડેલા પુરુષ, માળાઓ, આભરણ પડેલા શસ્ત્ર, મોટા ધ્વજ હણેલા હસ્તિ, અશ્વ તથા પાડેલા ક્ષત્રિયોએ કરી ભયંકર છે દેખાવ જેનો એવી રણભૂમિ દેખાતી હતી હે મહારાજ ! એ રીતે અર્જુને મારવા માંડેલું દુ શાસનનુ સૈન્ય વ્યથાયુક્ત થઇ નાયક સહિત ભાગવા લાગ્યુ અર્જુનના બાણથી પીડિત થયેલો સૈન્ય સહિત દુ શાસન પણ મનમા ત્રાસ પામી દ્રોણ મારુ રક્ષણ કરશે, એવી ઇચ્છાથી શકટ વ્યૂહમા જતો રહ્યો.

ततो दु शासनस्त्रस्त सहानीक शरार्दित ।
द्रोण त्रातारमाकांक्षन शकटव्यूहमभ्यगात् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुःशासनसैन्य पराभवे गुर्जरभाषाया नवतितमोऽध्यायः ॥ ९० ॥

## અધ્યાય ૯૧ મો. આચાર્ય સામે અર્જુન.

सजय उवाच—दु शासनबल हत्वा सव्यसाची महारथ ।
सिंधुराज परीप्सन् वै द्रोणानीकमुपाद्रवत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે દુ શાસનના સૈન્યને હણી સિંધુરાજને પ્રાપ્ત થવા ઇચ્છતો મહારથિ અર્જુન, દ્રોણસૈન્ય સામે દોડયો વ્યૂહના અગ્રભાગ વિષે ઉભેલા દ્રોણ પાસે જઇ બે હાથ જોડી શ્રીકૃષ્ણના અનુમત પ્રમાણે આવી રીતે તેમને કહેવા લાગ્યો કે હે બ્રહ્મન્ ! મારા કલ્યાણનુ ચિંતન કરો અને તે થાય તેમ કરો તમારા પ્રમાદથી દુ ખેકરી ભેદાય નહિ એવી તમારી સેનામા હુ પ્રવેશ કરવા ઇચ્છુ છુ તમને પિતા ધર્મરાજ તથા શ્રીકૃષ્ણ સરખા હુ માનુ છુ હે અનઘ ! જે રીતે તમારે અશ્વત્થામા રક્ષણ કરવા લાયક છે તે જ રીતે નિરંતર હું પણ રક્ષણ કરવા લાયક છુ હે દ્વિજશ્રેષ્ઠ ! હે પ્રભો ! તમારા પ્રમાદથી સંગ્રામમા સિંધુરાજને હુ મારવા ઇચ્છુ છુ, વાસ્તે મારી પ્રતિજ્ઞાની રક્ષા કરો

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! અર્જુનના વચન સાંભળી ગર્વથી દ્રોણાચાર્યે આવી રીતે કહ્યુ કે, હે અર્જુન ! મને જીત્યા વગર તારાથી જયદ્રથને જીતી શકાય તેમ નથી એમ કહી તે જ સમયે તેમણે અત્યંત હાસ્ય કરી રથ, અશ્વ, ધ્વજ, તથા સારથિ સહિત તેની ઉપર ઘણાક બાણ નાખ્યા હે વિશાંપતે ! અર્જુને પણ બાણેકરી આવતા દ્રોણના બાણ સમુદાયને વારી રાખી તેમની સામે દોડી અત્યંત મોટા ભયંકર બાણેકરી માન આપી દ્રોણને ચરણમા વિંધી ક્ષાત્રધર્મનો આશ્રય કરી, નવ બાણેકરી વિંધ્યા દ્રોણે પણ તેના બાણને પોતાના બાણથી કાપી વિષ તથા અગ્નિ સરખા બાણેકરી શ્રીકૃષ્ણ તથા અર્જુનને વિંધ્યા તે વખતે મહાત્મા પાંડુપુત્ર અર્જુને ધનુષ કાપવાનો વિચાર કર્યો, તેટલામા તો અસંભ્રાંત એવા પરાક્રમી દ્રોણાચાર્યે બાણેકરી અર્જુનની પ્રત્યંચા કાપી તેના અશ્વ, ધ્વજ, તથા સારથિને વિંધી ગર્વથી તેની ઉપર ઘણાક બાણ નાખ્યા સર્વ અસ્ત્ર જાણનારાઓમા શ્રેષ્ઠ અર્જુને મોટુ ધનુષ સજ્જ કરી આચાર્યને વિશેષ જણાવવા સારૂ એકની પેઠે જલદી છસો અને બીજાં

સાતસો બાણુ નાખ્યા પછી પાછા વળે નહિ એવા હજાર, ત્યાર પછી બીજા દશહજાર નાખ્યા વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર બલવાન અર્જુને સારી રીતે નાખેલા તે બાણેકરી વિધાયલા મનુષ્ય, અશ્વ, તથા હસ્તિઓ પ્રાણ રહિત થઇ સગ્રામમા પડતા હતા તેમજ નાશ થયા છે સારથિ, અશ્વ, ધ્વજ તથા આયુદ્ધ જેમના એવા અર્જુનના બાણથી પીડિત થયેલા રથિઓ પ્રાણ રહિત થઇ રથોમાથી નીચે પડતા હતા વજ્રથી ચૂર્ણ થયેલા પર્વતના અગ્રભાગ, વાયુએ નસાડેલા મેઘ તથા અગ્નિએ બાળેલા ઘર સરખા હસ્તિઓ રણભૂમિમા પડતા હતા હિમાલયના પૃષ્ઠભાગમા બરફના પાણીથી હણાયલા હસો જેમ પડે તેમ અર્જુનના બાણથી હણાયલા હજારો અશ્વ પડતા હતા પ્રલય સમયના સૂર્યકિરણો સરખા પાડવના અસ્ત્ર તથા બાણે કરી હણાયલા રથ, અશ્વ, હસ્તિ તથા પાયદળના ઓઘ આશ્ચર્યરૂપ એવા જળના ઓઘની પેઠે પડતા હતા શ્રેષ્ઠ કૌરવોને યુદ્ધમા તપાવતા પાડવરૂપી સૂર્યના બાણરૂપી કિરણજાળને દ્રોણરૂપી મેઘ બાણરૂપી વૃષ્ટિના વેગેકરી, મેઘ જેમ સૂર્યકિરણોને ઢાકે તેમ ઢાકતા હતા વળી દ્રોણાચાર્યે શત્રુઓના પ્રાણનુ ભોજન કરનાર, સારી રીતે મૂકેલા નારાચ નામના બાણેકરી અર્જુનને વક્ષસ્થળમા વિધ્યો પૃથ્વીને કપ થવાથી જેમ પર્વત વિહ્વળ થાય તેમ તે બાણે કરી વિહ્વળ થયુ છે મર્મ અગ જેનુ એવા અર્જુને ધૈર્ય રાખી બાણેકરી દ્રોણાચાર્યને વિધ્યા દ્રોણાચાર્યે પણ પાચ બાણ વાસુદેવ ઉપર તથા તેતેર બાણ અર્જુન ઉપર નાખી ત્રણ બાણેકરી એનો ધ્વજ વિધ્યો હે રાજન્! વળી શિષ્યથી વિશેષ પરાક્રમ દેખાડતા દ્રોણાચાર્યે નિમિષ માત્રમા બાણવતી વરસાદથી અર્જુનને અદૃશ્ય કર્યો તે વખતે એક બીજા પાછળ લાગેલા દ્રોણાચાર્યના બાણનેજ અમે દેખતા હતા અદ્ભુત થાય તે રીતે એમનુ ધનુષ પણ મડળાકારજ દેખાતુ હતુ પણ ક્યારે તે ધનુષ સાધે છે અને ક્યારે નાખે છે તે કોઇના જાણવામા આવતુ ન હતુ એ રીતે દ્રોણે નાખેલા ગરુડના પીછ બાધેલા ઘણાક બાણ સગ્રામમા વાસુદેવ તથા અર્જુન સામે જતા હતા દ્રોણ તથા અર્જુનના યુદ્ધને જોઇ મહા બુદ્ધિમાન વાસુદેવ ભગવાન, 'કામ હજી ઘણુ કરવુ છે' એમ વિચારી અર્જુન પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે હે પાર્થ! હે મહાબાહો! આપણો વખત નકામો જાય છે અને આ કામ ઘણુ મોટુ છે માટે દ્રોણને છોડી દઇ આપણે આગળ જઇએ શ્રીકૃષ્ણના વચન સાભળી અર્જુન પણ હે કેશવ! 'જેવી આપની ઇચ્છા' એમ કહી મહાબાહુ દ્રોણની પ્રદક્ષિણા કરી બીજી બાજુથી બાણ ફેકતો આગળ ચાલ્યો પોતે દ્રોણાચાર્યે તેને કહ્યુ કે હે પાડવ! શત્રુને જીત્યા વગર તારે નિવૃત્ત થવુ નહિ એવો નિયમ છે અને આ વખતે મને છોડીને ક્યા જાય છે? દ્રોણના વચન સાભળી અર્જુને કહ્યુ કે, હે આચાર્ય! તમે મારા ગુરુ છો, શત્રુ નથી, ને હુ તમારો શિષ્ય છુ તેથી તમારા પુત્ર સમો છુ તેમ યુદ્ધમા તમને પરાજય પમાડે એવો લોક વિષે કોઇ પણ પુરુષ છે નહિ

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે કહેતા જયદ્રથના વધ વિષે ઉત્સાહવાન મહાબાહુ અર્જુન ઉતાવળથી તમારા સૈન્ય સામે દોડ્યો એ રીતે તમારા સૈન્યમા પ્રવેશ કરતા તેની પાછળ તેના ચક્રરક્ષક મહાત્મા પાચાલ્ય, યુધામન્યુ ને ઉત્તમૌજા પણ ગયા તે સમયે હે મહારાજ! જય, સાત્વત એવા કૃતવર્મા કામ્બોજ તથા શ્રુતાયુધ અર્જુનને વારવા લાગ્યા તેમની પાછળ ચાલનાર દશ હજાર રથ, અભિષાહ, શૂરસેન, શિબિ, વસાતિયો, માવેલ્લક, લલિત્થ, કેકય, મદ્રક, નારાયણ એવા ગોપાળ, પૂર્વે સગ્રામમા કર્ણે જીતેલા શૂર સમસ્ત કામ્બોજગણ, પ્રસન્ન છે આત્મા જેમનો એવા તે બધા દ્રોણાચાર્યને આગળ કરી પુત્રના શોકેકરી સતપ્ત,

ક્રોધાયમાન થયેલા મૃત્યુ સરખા, યુદ્ધમા પ્રાણત્યાગ કરનાર, કવચ પહેરેલા, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર યૂથપતિ હસ્તિની પેઠે તમારા સૈન્યને વહન કરનાર મોટા ધનુષ્યવાળા, પુરૂષમા સિહરૂપ અર્જુનને વારવા લાગ્યા તે પરસ્પર પ્રાર્થના કરતા એવા તમારી તરફના યોદ્ધાઓનુ તથા અર્જુનનું રૂવા ઉભા કરનાર મોટુ યુદ્ધ પ્રવર્ત્તમાન થયુ જયદ્રથના વધને ઇચ્છતા સામે આવતા પુરૂષમા શ્રેષ્ઠ અર્જુનને, ઉત્પન્ન થયેલા વ્યાધિને જેમ ક્રિયા રોકે તેમ એકઠા મળેલા તેઓએ રોકી રાખ્યા

जयद्रथवधप्रेप्सुमायांत पुरुषर्षभ ।
न्यवारयत सहिता क्रियाव्याधिरिवोत्थित ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि द्रोणातिक्रमे गुर्जर भाषाया-मेकनवतितमोऽध्यायः ॥ ९१ ॥

## અધ્યાય ૯૨ મો. શ્રુતાયુધનો વધ.

संजय उवाच—सन्निरुद्धस्तुतै पार्थो महाबलपराक्रम ।
द्रुत समनुयातश्च द्रोणेन रथिनांवर ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! મોટુ છે બળ તથા પરાક્રમ જેનુ એવા રથિમા શ્રેષ્ઠ અર્જુનને તેઓએ રોકયા, અને જલદી દ્રોણ પણ તેમની પાછળ આવ્યા સૂર્ય જેમ કિરણોને ફેલાવે તેમ તીક્ષ્ણ એવા બાણગણનો ફેલાવ કરતા અર્જુન, વ્યાધિગણ જેમ દેહને તપાવે તેમ તમારા સૈન્યને તપાવવા લાગ્યા, તે કેવી રીતે ? અર્જુનના બાણથી વિધાયલા અશ્વ, રથ, તથા માવત સહિત હસ્તિ નીચે પડવા લાગ્યા છત્ર ઉડી ગયા, રથ ચક્ર વગરના થઇ ગયા, અને તેના બાણથી પીડાયલા સૈન્ય પણ ચોતરફ ભાગવા લાગ્યા એ રીતે થતા તે મોટા યુદ્ધમા કઇ પણ જાણવામા આવતુ ન હતુ હે રાજન્ ! એ રીતે પરસ્પર એક બીજાને સાચવવા છતા પણ અર્જુન બાણેકરી વારંવાર તમારી સેનાને કપાવા લાગ્યા સત્ય છે પ્રતિજ્ઞા જેની એવા અર્જુન, કરેલી પ્રતિજ્ઞાને સત્ય કરવાની ઇચ્છાથી રથિમા શ્રેષ્ઠ દ્રોણાચાર્ય સામે દોડયા. તે વખતે ગુરૂ દ્રોણાચાર્યે મોટા ધનુષ્યવાળા પોતાના શિષ્ય ઉપર મર્મ ભેદનાર પચ્ચીસ બાણ નાખ્યા સર્વ શસ્ત્ર ધરનારાઓમા શ્રેષ્ઠ અર્જુને પણ આવતા તેમના બાણના વેગને વિઘાતક એવા બાણ ફેંકતા જલદી તેની સામે દોડી સામા આવતા તેના ભલ્લ નામના બાણને બ્રહ્માસ્ત્ર સાધી ભલ્લ નામના સરળ બાણથી વિધ્યા દ્રોણની શિક્ષા પ્રત્યે આશ્ચર્ય અમે જોયુ, જે યત્ન કરતો યુવાવસ્થાવાળો અર્જુન એને વિધી ન શકયો મોટો મેઘ જેમ અપરિમિત જળધારાને મૂકે તેમ દ્રોણરૂપી મેઘ, અર્જુનરૂપી પર્વત ઉપર બાણવૃષ્ટિનો વરસાદ કરતો હતો હે મારિષ ! તેજસ્વી અર્જુને બ્રહ્માસ્ત્રે કરી બાણવૃષ્ટિને રોકી, બાણેકરી બાણનો નાશ કર્યો વળી દ્રોણે પચ્ચીસ બાણ અર્જુન ઉપર નાખી સિત્તેર બાણેકરી વાસુદેવને બે બાહુ તથા વક્ષ:સ્થળમા વિંધ્યા બુદ્ધિમાન અર્જુને પણ હાસ્ય કરી તીક્ષ્ણ એવા બાણના ઓઘ નાખતા દ્રોણાચાર્યને વારી રાખ્યા તે રીતે દ્રોણાચાર્યે વિંધેલા રથિમા શ્રેષ્ઠ વાસુદેવ તથા અર્જુન દુ ખેકરી

સહન થાય નહિ એવા પ્રલય સમયના અગ્નિ સરખા દ્રોણને અને તેમના ધનુષમાંથી નિકળેલા તીક્ષ્ણ એવા બાણને છોડી દઈ ભોજના સૈન્યને મારવા લાગ્યા એ રીતે મૈનાક પર્વત સરખા દ્રોણને મૂકી કૃતવર્મા તથા કાંબોજ સુદક્ષિણ સામે દોડયા પુરુષમાં સિંહરૂપ અવ્યગ્ર ભોજે ક્રોધથી સહન થાય નહિ એવા પુરુષમાં શ્રેષ્ઠ અર્જુનને ગૃધ્રના પીંછ બાંધેલા દશ બાણેકરી જલદી વિધ્યા હે રાજન્! અર્જુને સાત્વત એવા તેને સો બાણથી વિંધી વળી તેને મોહ પમાડતા હોય નહિ તેમ બીજા ત્રણ બાણેકરી વિંધ્યો ભોજે પણ અત્યંત હાસ્ય કરી માધવ વાસુદેવને તથા અર્જુનને પચ્ચીસ પચ્ચીસ બાણેકરી વિંધ્યા અર્જુને પણ તેનું ધનુષ કાપી અગ્નિની શિખા સરખા અને ક્રોધાયમાન થયેલા સર્પ સરખા એકવીસ બાણેકરી એને વિંધ્યો હે ભારત! મહારથિ કૃતવર્માએ બીજું ધનુષ ગ્રહણ કરી પાંચ બાણથી અર્જુનને વક્ષસ્થળમાં વિંધી વળી તીક્ષ્ણ કરેલા પાંચ બાણેકરી તેને વિંધ્યો અર્જુને પણ નવ બાણેકરી સ્તનના મધ્ય ભાગમાં તેને વિંધ્યો એ રીતે કૃતવર્માના રથ પ્રત્યે વળગી રહેલા અર્જુનને જોઈ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણે આપણો વખત જાય છે એવા મનમાં વિચાર કરી અર્જુનને કહ્યું કે, કૃતવર્મા ઉપર દયા કર મા અને સંબંધિપણું છોડી દઈ એને માર શ્રીકૃષ્ણના વચન સાંભળી અર્જુન બાણેકરી કૃતવર્માને મોહ પમાડી વેગવાન અશ્વ વડે કાંબોજની સેના સામે ગયો એ રીતે કાંબોજની સેનામાં પ્રવિષ્ટ થયેલા અર્જુનને જોઈ ક્રોધાયમાન થયેલા કૃતવર્માએ બાણ સહિત ધનુષ્યને હલાવી પાંચાલ્ય અર્જુનના ચક્રરક્ષક યુધામન્યુ તથા ઉત્તમૌજાને સમીપ નાખવાના બાણેકરી વારી રાખી તીક્ષ્ણ કરેલા ત્રણ બાણેકરી યુધામન્યુને અને ચારેકરી ઉત્તમૌજાને વિંધ્યો તે બેઉએ પણ દશ દશ બાણેકરી એને વિંધી ત્રણ ત્રણ બાણેકરી એનો ધ્વજ તથા ધનુષ કાપી નાખ્યા તે વખત ક્રોધે કરી મૂર્છિત કૃતવર્માએ બીજું ધનુષ ગ્રહણ કરી તે બેઉને ધનુષ્ય વગરના કરી એમની ઉપર બાણને વરસાદ કર્યો તે બેઉએ પણ બીજા ધનુષ સજ્જિત કરી તેને વિંધ્યો, તેટલામાં અર્જુન બીજા શત્રુની સેનામાં પેઠા પણ કૃતવર્માએ વારેલા તે બેઉ ચક્રરક્ષક પ્રવેશદ્વારને પ્રાપ્ત થતા ન હતા પુરુષમાં શ્રેષ્ઠ બેઉ તમારા સૈન્યમાં જવાનો યત્ન કરતા હતા, તે વખતે ઉતાવળથી તમારા સૈન્યને પીડતા શત્રુનો નાશ કરનાર અર્જુને સમીપ પ્રાપ્ત થયો તોપણ કૃતવર્માને માર્યો નહિ તે રીતે આવતા અર્જુનને જોઈ અત્યંત ક્રોધાયમાન થયેલા શૂરવીર શ્રુતાયુધ રાજાએ મોટું ધનુષ હલાવતા સામે દોડી ત્રણથી અર્જુનને તથા સિત્તેર બાણેકરી જનાર્દનને વિંધી અત્યંત તીક્ષ્ણ કરેલા ક્ષુરપ્ર નામના બાણેકરી અર્જુનનો ધ્વજ વિંધ્યો, અત્યંત કોપાયમાન થયેલા અર્જુને સરળ એવા નેવું બાણેકરી અંકુશેકરી મોટા હસ્તિને વિંધે તેમ તેને વિંધ્યો હે રાજન્! અર્જુનના પરાક્રમને શ્રુતાયુધ રાજા સહન કરી શક્યો નહિ તેથી તેણે નારાચ નામના સીત્તોતેર બાણ નાખ્યા, ક્રોધાયમાન થયેલા અર્જુને પણ તેનું ધનુષ કાપી ભાથો તોડી સરળ સાત બાણથી વક્ષસ્થળમાં તેને વિંધ્યો તે વખતે ક્રોધથી મૂર્છિત થયેલા તે રાજાએ બીજું ધનુષ ગ્રહણ કરી ઇન્દ્રપુત્ર અર્જુનને નવ બાણેકરી બે બાહુ તથા વક્ષસ્થળમાં વિંધ્યો શત્રુને દમન કરનાર અર્જુને ગર્વથી હજારો બાણેકરી શ્રુતાયુધને પીડિત કર્યો, અને મહા બળવાન તેણે જલદી એના ઘોડા તથા સારથિને વિંધી નારાચ નામના સિત્તેર બાણેકરી એને વિંધ્યો તે સમયે પરાક્રમી શ્રુતાયુધ રાજા હણાયેલા અશ્વવાળા રથનો ત્યાગ કરી ગદા ઉગામી સંગ્રામમાં અર્જુન સામે દોડ્યો શૂરવીર શ્રુતાયુધ રાજા વરુણનો પુત્ર હતો અને શીતળ છે જળ જેમાં એવી પર્ણાશા નામે મહાનદી તેની જનની હતી હે રાજન્! તેને પોતાના પુત્ર વાસ્તે વર

ણને કહ્યુ કે આ મારો પુત્ર લોક વિષે શત્રુઓએ અવધ્ય થાઓ તેના વચન સાભળી પ્રસન્ન થયેલા વરૂણે તેને કહ્યુ કે એને એટલો વર હુ આપુ છુ કે આ દિવ્ય અસ્ત્રથી એ અવધ્ય થશે બાકી અમરપણુ મનુષ્યોને છેજ નહિ હે સરિતાવરે! ઉત્પન્ન થયેલા સર્વને મરવુ તો અવશ્ય કરીને છેજ, તથાપિ આ હુ અસ્ત્ર આપુ છુ તેના પ્રભાવથી સગ્રામમા શત્રુઓએ અસહ્ય જરૂર થવાશે તારા મનનો સતાપ દૂર થાઓ એમ કહી મત્રેલી ગદા વરૂણે તે આપી જેને કરી થઇ સર્વ લોકમા શ્રુતાયુધ દુર્ધર્ષ થયો છે વળી પાછુ ભગવાન વરૂણે તેને કહ્યુ કે, જે યુદ્ધ ન કરતો હોય તેની ઉપર તારે આ મૂકવી નહિ કારણ તેમ કરીશ તો તારી ઉપરજ પડશે હે પ્રભો! ઉનટી રીતે નાખેલી આ મોકલનારને હણે છે પણ પોતાને કાળ પ્રાપ્ત થયો તેથી તેના કહેવા પ્રમાણે કર્યુ નહી શૂરવીરને હણનાર તેણે યુદ્ધ ન કરતા એવા જનાર્દન ઉપર તે નાખી તે પરાક્રમી શ્રીકૃષ્ણે સ્થૂલ એવા પોતાના ખભાપર તેને ગ્રહણ કરી પણ વાયુ જેમ વિધ્યાચળને કપાવી શકે નહિ, તેમ તે શૌરિ એવા ભગવાનને કપાવી શકી નહિ કૃત્યાની પેઠે પાછી આવતી તેણે શૂરવીર, ઉભેલા, ક્રોધી શ્રુતાયુધને હણ્યો એ રીતે તે ગદા શૂરવીર એવા શ્રુતાયુધને હણી પૃથ્વીપર પડી તે રીતે એ ગદા નિવૃત્ત થઇ અને પોતાના આયુધેકરી શત્રુને દમન કરનાર શ્રુતાયુધ હણાયો તે જોઇ સૈન્યોમા મોટો હાહાકાર થવા લાગ્યો હે નરાધિપ! યુદ્ધ ન કરતા એવા કેશવ ભગવાન ઉપર શ્રુતાયુધે ગદા નાખી તેથી તે ગદાએ તેને માર્યો એ રીતે વરૂણના કહ્યા પ્રમાણે મરણ પામેલો પ્રાણરહિત તે, સર્વ ધનુષ ધરનાર જોતા પૃથ્વીપર પડ્યો પર્ણાશાનો પ્રિય પુત્ર ભગાયેલ ઘણી શાખાવાળુ વૃક્ષ શોભે તેમ શોભતો હતો એવી રીતે શત્રુને દમન કરનાર શ્રુતાયુધ હણાયો તે જોઇ તમારી સર્વ સેનામા જે મુખ્ય હતા તે સર્વ ચોતરફ ભાગવા લાગ્યા એટલામા શૂરવીર એવો કામ્બોજ રાજાનો પુત્ર સુદક્ષિણ, વેગવાન અશ્વેકરી શત્રુને નાશ કરનાર એવા અર્જુન સામે આવ્યો તે વખતે હે ભારત! અર્જુને તેની ઉપર સાત બાણ નાખ્યા તેઓ તે શૂરવીરને ભેદી પૃથ્વીમા પેઠા સગ્રામમા ગાડીવમાથી નીકળેના તીક્ષ્ણ બાણેકરી અત્યત વિધાયેના તેણે ગૃધ્રના પિછ બાધેલા દશ બાણેકરી અર્જુનને વિધી, ત્રણથી વાસુદેવને વિધી વળી પાચથી અર્જુનને વિધ્યો હે મારિષ! પાડુપુત્ર અર્જુને પણ તેનુ ધનુષ તથા ધ્વજ કાપી અત્યત તીક્ષ્ણ કરેલા ભલ્લ નામના બાણેકરી તેને પણ વિધ્યો શૂરવીર એવા સુદક્ષિણે ત્રણ બાણથી અર્જુનને વિંધી સિહનાદ કરી ક્રોધથી સર્વ લોહમયી ઘટા સહિત ભયકર શક્તિ અર્જુન ઉપર નાખી પ્રજ્વલિત એવી શક્તિ મોટા ઉમાડિયાની પેઠે તે મહારથિને પ્રાપ્ત થઇ તેને ભેદી તણખા સહિત પૃથ્વીપર પડી એ રીતે શક્તિએ કરી અત્યત હણાયેલા, મૂર્ચ્છાએ કરી વ્યાપ્ત, મોટા તેજવાળા અત્યત પરાક્રમી અર્જુને ક્રોધથી બે ગલોફા ચાટી ગૃધ્રના પિછ બાધેલા નારાચ નામના ચૌદ બાણેકરી એના અશ્વ, ધ્વજ, ધનુષ તથા સારથિને વિધી બીજા ઘણાક બાણેકરી તેના રથના કડકા કરી, ફોગટ છે સકલ્પ તથા પરાક્રમ જેનુ એવા કામ્બોજ સુદક્ષિણને મોટી ધારવાળા બાણેકરી હૃદયમા ભેદ્યો, તેથી ભેદાયુ છે કવચ જેનુ, શિથિલ અગવાળો, ભ્રષ્ટ થયો છે મુકુટ તથા બાજુબધ જેના એવો શૂરવીર યત્રથી મૂકાયલો ઇન્દ્ર ધ્વજ જેમ પડે અને પર્વતના શિખર ઉપર ઉત્પન્ન થયેલુ, ઘણી શાખાવાળુ, શોભિતુ, વસંતઋતુના વાયુએ ભાગેલુ કર્ણિકારનુ વૃક્ષ જેમ ભૂમિપર પડે તેમ નીચે પડ્યો કામ્બોજના આસ્તરણને ઉચિત પૃથ્વી વિષે સૂતેલો અને મસ્તક વિષે અગ્નિ સરખી કાન્તિવાળી સુવર્ણની માળા પહેરેલો અમૂલ્ય આભરણયુક્ત સુદર અગવાળો લાલ છે નેત્ર જેના એવો અર્જુને પાડેલો કામ્બોજ

રાજાનો પુત્ર સુદક્ષિણ, તલેટી સહિત પડેલો પર્વત શોભે તેમ શોભતો હતો એ રીતે હણાયેલા શ્રુતાયુધ તથા કામ્બોજ સુદક્ષિણને જોઇ તમારા પુત્રના સર્વ સૈન્ય ભાગવા લાગ્યા

अशोभत महाबाहुर्व्यसुर्भूमौ निपातित ।
तत सर्वाणि सैन्यानि व्यद्रवत सुतस्य ते ॥
हत श्रुतायुध दृष्ट्वा कांबोज च सुदक्षिण ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि श्रुतायुधसुदक्षिणवधे गुर्जरभाषाया द्विनवतितमोऽध्यायः ॥ ९२ ॥**

## અધ્યાય ૯૩ મો. અમ્બષ્ઠનો વધ.

**संजय उवाच—हते सुदक्षिणे राजन् वीरे चैव श्रुतायुधे ।
जवेनाभ्यद्रवन् पार्थ कुपिता सैनिकास्तव ॥ १ ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! એ રીતે સુદક્ષિણ તથા ત્રણવીર શ્રુતાયુધ હણાયો ત્યારે કોપાયમાન થયેલા તમારા સૈનિકો વેગેકરી અર્જુન સામે દોડયા હે રાજન્ ! અભિષાહ, શૂરસેન, શિબિ તથા વસાતિયો અર્જુન ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા તેમના મધ્યમા બીજા ૭ હજાર યોદ્ધાઓને બાણેકરી અર્જુને મથન કર્યા, તેથી ભય પામેલા તે જેમ વ્યાઘ્રને જોઇ ક્ષુદ્ર મૃગ નાસે તેમ નાસવા લાગ્યા વળી પાછા ફરી તેઓએ સગ્રામમા શત્રુઓને હણવા તથા પારકાઓને જીતવા ઇચ્છતા અર્જુનને ચોતરફથી ઘેરી લીધો તે વખતે અર્જુને ગાંડીવમાથી નીકળેલા બાણેકરી જલદી, પોતા સામે આવતા તેમના મસ્તક તથા બાહુ કાપી નાખ્યા અર્જુને પાડેલા મસ્તક તથા બાહુએકરી રણભૂમિ અભ્ર છાયાની પેઠે કાગડા, ગૃધ્ર તથા બગલાઓએ કરી ઢકાઇ ગઇ એ રીતે અર્જુને મારવા માડેલા તેમને જોઈ બળવાન, સ્પર્ધા કરનાર શૂરવીર, બાહુબળ યુક્ત, ઉતાવળા મોટા યશને ઇચ્છતા તમારા પુત્ર વાસ્તે અર્જુનના વધની ઇચ્છા રાખનાર ધનુષ ધરનાર તથા ક્રોધાયુક્ત શ્રુતાયુ તથા અચ્યુતાયુએ સવ્ય તથા દક્ષિણ બાજુથી બાણનો વરસાદ કરતા વળી બીજા હજારો બાણેકરી મેઘ જેમ જળે કરી તળાવને ભરી દે, તેમ અર્જુનને ઢાકી દીવા ક્રોધ પામેલા રથિમા શ્રેષ્ઠ શ્રુતાયુએ તો પાયેલ તીક્ષ્ણ ભાલાએ કરી અર્જુનને વિધ્યો એ રીતે બળવાન, શત્રુએ અત્યત વિધેલા, શત્રુનો નાશ કરનાર અર્જુન, સગ્રામમા કેશવ ભગવાનને મોહ પમાડતા પોતે પરમ મોહને પ્રાપ્ત થયો એજ વખતે મહારથિ અચ્યુતાયુએ અત્યત તીક્ષ્ણ શૂળેકરી અર્જુનને વિધ્યો તેણે તો એવુ કર્યું કે, મહાત્મા પાડુપુત્ર અર્જુનને ક્ષત ઉપર ક્ષાર મૂકયો તેથી અત્યત વિધાએલા અર્જુન ધ્વજના દડને પકડી બેસી રહ્યા હે વિશાપતે ! તે વખતે અર્જુન હણાયા એમ માની તમારા સર્વ સૈન્યમા મોટા સિંહનાદ થવા લાગ્યો એ રીતે બેભાન થયેલા અર્જુનને જોઇ અત્યત સતપ્ત થયેલા શ્રીકૃષ્ણ મનોહર એવી વાણીએ કરી અર્જુનની આશ્વાસના કરવા લાગ્યા એટલામા વળી રથિમા શ્રેષ્ઠ, પ્રાપ્ત થયુ છે લક્ષ જેમને એવા શ્રુતાયુ તથા અચ્યુતાયુ, અર્જુન તથા વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા વાસુદેવ ઉપર ચોતરફથી બાણનો વરસાદ કરવા

લાગ્યા ચક્ર, કૂબડા, અશ્વ, ધ્વજ, તથા પતાકા સહિત અર્જુનના રથને પણ તેમણે અદૃશ્ય કર્યો એ મોટુ આશ્ચર્ય સરખુ થયુ હે ભારત ! યમરાજાના ઘર પ્રત્યે જઈ જેમ પાછો આવ્યો હોય તેમ ધીરેથી સજ્ઞા પામેલા અર્જુને, બાણના સમુદાયથી કવચ સહિત ઢકાઇ ગયેલા પોતાના રથને જોઇ તેમજ પ્રદીપ્ત અગ્નિ સરખા પોતા સામે ઉભેલા તે બેઉ શત્રુને જોઇ મહારથિ એવા તેણે ઇન્દ્રાસ્ત્ર સાધ્યુ તેમાથી ગ્રથિ વગરના હજારો બાણ ઉત્પન્ન થયા. તેઓ, મોટા ધનુષવાળા તેમને તથા તેમના મૂકેલા બાણોને હણવા લાગ્યા એ રીતે અર્જુનના બાણે વિદારણ કરેલા તેમના બાણ આકાશમા વિચરતા હતા પાડુપુત્ર અર્જુન બાણના વેગથી જલદી તેમના બાણને હણી મહારથિઓ સાથે યુદ્ધ કરતા તે તે ઠેકાણે પ્રસ્થાન કરતા હતા અર્જુનના બાણના ઓઘેકરી બાહુ તથા મસ્તક વગરના થયેલા તે શ્રુતાયુ તથા ચ્યુતાયુ વાયુએ પાડેલા બે વૃક્ષોની પેઠે રણભૂમિ ઉપર પડી ગયા એ રીતે શ્રુતાયુષ તથા ચ્યુતાયુષનુ મરણ સમુદ્રના શોષણની પેઠે લોકને વિસ્મયકારક લાગ્યુ તે બેઉની પાછળ ચાલનાર પચાસ રથને હણી એક એકને હણતા અર્જુન, ભારતી સેનાપ્રત્યે જવા લાગ્યા હે ભારત ! શ્રુતાયુષ તથા ચ્યુતાયુષ બેઉ હણાયા તે જોઇ અત્યત ક્રોધાયમાન થયેલા પુરુષમા શ્રેષ્ઠ પિતાના દુ ખથી કૃશ થયેલા નિયતાયુ તથા દીર્ઘાયુ નામે તેમના પુત્ર, વિવિધ પ્રકારના બાણ નાખતા કુતિપુત્ર અર્જુન સામે જવા લાગ્યા અત્યત ક્રોધાયમાન થયેલા અર્જુને ગ્રથિ વગરના બાણેકરી મુહૂર્ત્ત માત્રમા તે બેઉને યમલોક પ્રત્યે મોકલી દીધા કમળયુક્ત તળાવને જેમ હસ્તિ આલોડન કરે તેમ સૈન્યોને આલોડન કરતા અર્જુનને શ્રેષ્ઠ ક્ષત્રિયો વારવા સમર્થ થતા ન હતા હે રાજન્ ! હસ્તિ ઉપર બેઠેલા શિક્ષામા ચતુર ક્રોધાયમાન થયેલા હજારો અગ તેમજ દુર્યોધને આજ્ઞા આપેલા પ્રાચ્ય, દાક્ષિણાત્ય, કલિગાદિક રાજાઓએ પર્વત સરખા હસ્તિઓએ કરી પાડુપુત્ર અર્જુનને વિટી લીધા તે સમયે ઉગ્ર એવા અર્જુને ગાડીવમાથી નીકળેલા બાણેકરી પોતા સામે આવતા તેમના મસ્તક તથા સુદર ભૂષણથી શોભિતા બાહુ પણ કાપી નાખ્યા પડેલા તે મસ્તક તથા બાજુબધ સહિત પડેલા બાહુએકરી સકીર્ણ પૃથ્વી કનકના પાષાણ તથા સર્પથી વિટાયલી શોભે તેમ શોભતી હતી અર્જુનના બાણેકરી કપાતા બાહુ તથા મથન કરેલા પડતા મસ્તકો વૃક્ષમાથી જેમ પક્ષીઓ ઉડે તેમ નીચે પડતા હતા બાણેકરી વિંધાયલા તેથી સ્રવ છે રૂધિર જેમને એવા હજારો હસ્તિઓ ગેરીકધાતુયુક્ત ઝરણાવાળા પર્વત સરખા દેખાતા હતા અર્જુનના તીક્ષ્ણ બાણેકરી હણાયલા બીજા કેટલાક સગ્રામમા સૂતા હતા હે રાજન્ ! નાના પ્રકારનો વિકૃત છે દેખાવ જેમનો નાના પ્રકારનો વેષ ધારણ કરેલા, નાના પ્રકારના શસ્ત્રના ઓઘથી વિટાયલા તથા રૂધિરે કરી ભિન્ન છે અગ જેમના એવા વિચિત્ર પ્રકારના, બાણથી હણાયલા ગજપૃષ્ઠ ઉપર ઉભા રહેલા મ્લેચ્છ શોભતા હતા માવત તથા પાછળ ચાલનાર સહિત અર્જુનના બાણથી હણાયલા તથા કપાયા છે અગ જેમના એવા હજારો હસ્તિઓ રૂધિરનુ વમન કરતા હતા અત્યત ત્રાસ પામેલા કેટલાક હસ્તિઓ મોટેથી પોકારતા પડતા હતા અને કેટલાક દિશાઓમા ભમતા હતા ઘણાક હસ્તિઓ તો પોતાના-ઓનેજ મર્દન કરતા હતા તીક્ષ્ણ વિષની જેમને ઉપમા અપાય એવા આયુધ સહિત કેટલાક હસ્તિઓ ફરતા હતા આસુરી માયાને જાણનાર ઘોર ચક્ષુવાળા ભયકર યવન, પારદ, શક, બાલ્હિક, દુરાચાર, સ્ત્રીલોલ, કલહપ્રિય એવા કાકવર્ણ, ગોયોનિપ્રભવ, કાલકલ્પ પ્રહાર કરનાર મ્લેચ્છ, દાર્વાતિસાર, દરદ, હજારો પુડ, એકઠા મળેલા અસખ્યાત એવા નાના પ્રકારના યુદ્ધમા વિશારદ મ્લેચ્છો પાડુપુત્ર અર્જુન ઉપર તીક્ષ્ણ એવા બાણનો વરસાદ કરવા લાગ્યા.

તેમની ઉપર અર્જુને તીડનો જેવા આકાશમા ફેલાવા દેખાય તેવા બાણુના વરસાદનો ફેલાવ કર્યો એ રીતે અર્જુન વાદળની છાયાની પેઠે સૈન્યમા બાણુની વૃષ્ટિ કરી, મુડ, અર્ધમુડ, જટિલ, અશુચિ તથા જટિલ મુખવાળા એકઠા મળેલા સર્વ મ્લેચ્છને અસ્ત્રના તેજેકરી નાશ કરતા હતા અર્જુનના બાણેકરી વિધાયલા, પર્વતમા ફરનાર તેની ગુફામા રહેનાર કેટલાક મ્લેચ્છ ભયભીત થઇ ભાગવા લાગ્યા તીક્ષ્ણ બાણેકરી વાહન સહિત પૃથ્વીમા પડેલા મ્લેચ્છોના રૂધિર બક, કક તથા વૃક હર્ષેકરી પાન કરતા હતા પડેલા પાયદળ, અશ્વ, રથ, તથા હસ્તિ એકરી પ્રવર્ત્તમાન થયેલી બાણુના વરસાદરૂપી નૌકાવાળી, ભયકર, કેશરૂપી સેવાળથી શોભિતી, ઉગ્ર, રૂધિરના ઓઘરૂપી છે લહેર જેમા એવી કપાઇ ગયેલી આગળીરૂપી છે ક્ષુદ્ર મત્સ્ય જેમા, પ્રલય સમયના કાળ સરખી, હસ્તિરૂપી બેટવાળી, રૂધિરરૂપી જળથી ભરેલી નદી હસ્તિ, અશ્વ, રથ તથા ઘોડેસ્વાર અને રાજપુત્રોના શરીરમાથી અર્જુને પ્રવર્ત્તમાન કરી વરસાદ વરસે તે વખતે જેમ પૃથ્વી વિષે પાણીને લીધે ઉચા નીચા ભાગ જણાય નહી તેમ તે વખને પણ સર્વ પૃથ્વી રૂધિરેકરી વ્યાપ્ત થઇ હતી એ રીતે સગ્રામમા ક્ષત્રિય શ્રેષ્ઠ અર્જુને ૭ હજાર શૂરવીર ઘોડેસ્વાર અને હજાર શ્રેષ્ઠ ક્ષત્રિયોને યમલોક પ્રત્યે મોકલી દીધા તેણે બાણેકરી વિંધેલા હજારો હસ્તિઓ વજ્રથી હણાયલા પર્વતની પેઠે પૃથ્વી વિષે પડયા હતા એ રીતે અર્જુન, અશ્વ, રથ તથા હસ્તિઓને હણતા સગ્રામમા વિચરતા હતા મદ ઝરતો હસ્તિ જેમ ઘણાક છે દ્રુમ, લતા, ગુલ્મ, શુષ્ક, કાષ્ઠ તથા તૃણ જેમા એવા નલ નામના તૃણના વનને મર્દન કરે અને જેમ વાયુએ વધારેલ અગ્નિ અરણ્યને બાળે તેમ શ્રીકૃષ્ણરૂપી વાયુએ પ્રેરણા કરેલા, બાણરૂપી જ્વાળાવાળા, ક્રોધાયમાન થયેલા પાડુપુત્ર અર્જુનરૂપી અગ્નિ સેનારૂપી અરણ્યને બાળતા હતા રથ ઉપર બેસવાના સ્થાનકને શૂન્ય કરતા, મનુષ્યોએ કરી પૃથ્વીને પૂરી દેતા અર્જુન, હાથમા ધનુષ ગ્રહણ કરી અત્યત નૃત્ય કરતા હોય તેની પેઠે વજ્ર સરખા બાણેકરી રૂધિરથી વ્યાપ્ત એવી રણભૂમિને કરતા હતા એ રીતે ક્રોધાયમાન થયેલા અર્જુન ભારતી સેનામા પ્રવેશ કરતા હતા એવી રીતે તમારી સેનામા પ્રવેશ કરતા તેમને શ્રુતાયુ તથા અબષ્ઠે વારી રાખ્યા હે મારિષ ! તે સમયે અર્જુને ગૃધ્રના પીછ બાધેલા તીક્ષ્ણ બાણેકરી જલદી તેના ઘોડાઓને પાડયા બીજા બાણુથી એનુ ધનુષ કાપી નાખ્યુ તે વખતે ક્રોધેકરી આકુલ છે નેત્ર જેના એવા અબષ્ઠે હાથમા ગદા ગ્રહણ કરી મહારથિ કેશવ તથા અર્જુનની સામે સગ્રામમા દોડી રથને વારી રાખી તે ગદા કેશવ ભગવાન ઉપર નાખી તે સમયે ગદાએ કરી તેણે તાડન કરેલા કેશવ ભગવાનને જોઇ અત્યત કોપાયમાન થયેલા પારકા શૂર વીરને હણનાર અર્જુને સુવર્ણના પુખવાળા બાણેકરી ઉદય પામેલા સૂર્યને જેમ મેઘ આચ્છાદન કરે તેમ ગદા સહિત રથિમા શ્રેષ્ઠ એવા તેને આચ્છાદન કરી લીધો અને વળી બીજા બાણેકરી તે મહાત્માની ગદાનુ પણ ચૂર્ણ કરી નાખ્યુ એ મોટુ આશ્ચર્ય સરખુ થયુ એ રીતે નાશ પામેલી પોતાની ગદાને જોઈ બીજી મોટી ગદા ગ્રહણ કરી અર્જુન તથા વાસુદેવને તે વારવાર મારવા લાગ્યો અર્જુને પણ ક્ષુરપ્ર નામના બે બાણે કરી ગદા સહિત ઉગામેલા ઇન્દ્રધ્વજ સરખા તેના બે હાથ કાપી બીજા એક બાણેકરી મસ્તક પણ કાપી નાખ્યુ તે વખતે હે રાજન્ ! યત્રથી મુક્ત થયુ છે બધન જેનુ એવો ત્યાગ કરેલો ઇન્દ્રધ્વજ પડે તેમ પૃથ્વીને શબ્દાયમાન કરતો તે પડયો મેકડો હસ્તિ તથા અશ્વેકરી વિટાયલા રથ સૈન્યને વહન કરતા અર્જુન તો મેઘે કરી વિટાયલા સૂર્ય સરખા દેખાતા હતા

इंद्रध्वज इवोत्सृष्टो यन्त्रनिर्मुक्तबधनः ।
रथानीकायगाढश्च वारणाश्वशतैर्वृत ॥
अदृश्यत तदा पार्थो घनै सूर्यइवावृत. ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वण्यंबष्ठवधे गुर्जरभाषायां त्रिनवतितमोऽध्यायः ॥ ९३ ॥

## અધ્યાય ૯૪ મો. દુર્યોધનનું રણ ચઢવું.

सजय उवाच—तत प्रविष्टेकौंतेयेसिंधुराजजिघांसया ।
द्रोणानीक विनिर्भिद्य भोजानीक च दुस्तर ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! કુતિપુત્ર અર્જુન સિધુરાજને મારવાની ઇચ્છાથી દ્રોણુ સૈન્ય તથા દુસ્તર એવા ભોજ સૈન્યને ભેદી અત પ્રવિષ્ટ થયો તેમ તેણે કામ્બોજ પુત્ર સુદક્ષિણુને તથા પરાક્રમી શ્રુતાયુધને હણ્યો અને નાશ પામેલા તમારા સૈન્ય, ચોતરફ ભાગવા લાગ્યા તે સમયે ભગાણુ પડેલા પોતાના સૈન્યને જોઇ તમારા પુત્ર દુર્યોધન, જલદી એક રથેકરી દ્રોણુ પાસે જઇ તેને આવી રીતે કહેવા લાગ્યો કે, પુરૂષમા સિહરૂપ, આ અર્જુન મોટી સેનાને મથન કરી આગળ ગયો, માટે મનુષ્યનો છે ક્ષય જેમા એવા આ દારૂણુ સગ્રામમા અર્જુનને મારવા વાસ્તે શુ કરવુ ? તે વિષે બુદ્ધિએ કરી વિચાર કરો, અને પુરૂષમા સિહરૂપ જયદ્રથ જે રીતે હણાય નહિ તેમ કરો 'તમારૂ કલ્યાણુ થાઓ' અમારી પરમ ગતિ તમો છો વૃદ્ધિ પામેલો અગ્નિ જેમ શુષ્ક તૃણુના સમાજને બાળે તેમ કોપરૂપી મારૂતે પ્રેરેલો અર્જુનરૂપી અગ્નિ મારી સેનારૂપી શુષ્ક તૃણુ સમાજને બાળે છે હે પરતપ ! સૈન્યને ભેદી કુતિપુત્ર અર્જુન સર્વને અતિક્રમણુ કરે છે, તેથી જયદ્રથના રક્ષકો પણુ પરમ સશયને પ્રાપ્ત થાય છે હે બ્રહ્મવિદ્દાવર ! પ્રથમ રાજાઓની એવી રીતે સ્થિર બુદ્ધિ હતી કે, અર્જુન કદી જીવતા સુધી દ્રોણુને અતિક્રમણુ કરી શકશે નહિ પણ હે મહાદ્યુતે ! અર્જુન, તમારા જોતા અતિક્રમણુ કરી ગયો માટે આજ સર્વને હુ અનવસ્થિત માનુ છુ અને આ મારૂ બળ પણુ નથી હે મહાભાગ ! હે બ્રહ્મન્ ! તમે પણુ પાડવના હિતમા તત્પર છો, એમ હુ જાણુ છુ તેથી હજી કામ ઘણા છે તે વિષે વિચાર કરૂ છુ ત્યા મોહ પામુ છુ તેમ હે બ્રહ્મન્ ! યથાશક્તિ મારી ઉત્તમ વૃત્તિને હુ ચલાવતો હતો શક્તિ પ્રમાણે તમને પ્રસન્ન પણ રાખતો હતો, તે તો તમે સ્મરણુ પણુ કરતા નથી હે અમિતવિક્રમ ! તમારા સદા ભક્ત એવા અમને તમે ઇચ્છતા નથી અને અમારા અપ્રિયમા તત્પર એવા પાડવોને નિરતર પ્રસન્ન રાખો છો અમારાથી જીવિકા સપાદન કરી અમારા અપ્રિયમા તત્પર છો પણુ ઉપર છે મધ જેને એવા સજૈયા સરખા તમે છો એમ હુ જાણુતો નહોતો અને તમે પાડવને નિગ્રહ કરવાનો જો મને વર ન આપ્યો હોત તો પોતાને ઘેર જતા સિધુપતિને હુ વારત નહિ તમારા થકી તેના રક્ષણુની ઇચ્છા રાખતા બુદ્ધિ વગરના મે સિધુપતિની મોહથી આશ્વાસના કરી તેને મૃત્યુના મુખમા દીધો. યમરાજાની દષ્ટ્રા પ્રત્યે ગયેલો મનુષ્ય પણુ મૂકાય ત્યારે સગ્રામમા અર્જુનને વશ થયેલો જયદ્રથ ન મુકાય વાસ્તે હે શોણાશ્વ ! જે રીતે સૈંધવ મૃત્યુથી મુકાય તે રીતે

કરો આર્ત છે પ્રલાપ જેમનો એવા રાજાઓ તથા મારી ઉપર ક્રોધ રહિત થઇ સર્વે સિધુ-ગજાની રક્ષા કરો

દુર્યોધનના વચન સાભળી દ્રોણાચાર્યે કહ્યુ કે હે વિશાપતે ! તારા વાક્યને હુ નિંદતો નથી કારણ તુ મારે અશ્વત્થામા સમાન છે તથાપિ હુ સત્ય વચન કહુ તે સાભળ અર્જુનના અત્યત શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ તો મરથ છે તેમ શીઘ્ર છે ગતિ જેમની એવા એના અશ્વ પણ ઉત્તમ, તેમ તે પોતે પણ અલ્પ છિદ્ર કરી જલદી તેમા પ્રવેશ કર, જલદી જનાર અર્જુનના રથની પાછળ કોશ સુધી પડેલા તેના નાખેલ બાણના ઓઘને તુ શુ જોતો નથી ? તેમ પ્રાપ્ત થઇ છે અવસ્થા જેને એવો હુ શીઘ્ર વાહને કરી જવા સમર્થ થાઉં નહિ તેમ સેનાના મુખવિષે પાડવોનુ આ મોટુ સૈન્ય ઉભેલુ છે અને હે મહાભુજ ! ક્ષત્રિયના મધ્યમા મે પ્રતિજ્ઞા પણ કરેલી છે જે સર્વ ધનુષ ધરનાર જોતા અર્જુન વગરના યુધિષ્ઠિર સેનાના અગ્ર ભાગમા વરતતા હોય તો મારે ગ્રહણ કરવા વાસ્તે વ્યૂહના મુખને મૂકી હુ અર્જુન પ્રત્યે યુદ્ધ કરતો નથી કેટલાક સહાય ભેળા લઇ જગતનો પતિ તુ ભય રહિત થઇ તુલ્ય છે ચાકર તથા કર્મ જેના એવા એકના શત્રુ પ્રત્યે જઇ યુદ્ધ કર વળી તુ ગમ્ભીર, નીખેયો રાજા, પારકા શહેરને જીતવામા સમર્થ છે વાસ્તે જ્યા અર્જુન છે ત્યા તુ પોતે જા

દ્રોણના વચન સાભળી દુર્યોધન આવી રીતે વચન કહેવા લાગ્યો કે, સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ એવા તમને પણ જે અતિક્રમણ કરી ગયો તે અર્જુનને બાધ કરવા હુ કેમ સમર્થ થાઉં ? હાથમા છે વજ્ર જેને એવા ઇન્દ્રને સગ્રામમા જીતવા સમર્થ થવાય પણ પારકા શહેરને જીતનાર અર્જુનને જીતી શકાય નહિ હાર્દિક્ય એવા ભોજને તથા દૈવની જેને ઉપમા અપાય એવા તમને પણ અસ્ત્રના પ્રતાપે કરી જેણે જીતી લીધા, તેમજ સુદક્ષિણ, શ્રુતાયુધરાજ અને શ્રુતાયુ અને અચ્યુતાયુને પણ જેણે હણ્યા તેમજ હજારો મલેચ્છને માર્યા વાસ્તે શસ્ત્રને જાણનાર, કોઇથી સહન થાય નહિ એવા, યુદ્ધમા અગ્નિની પેઠે બાળનાર પાડુપુત્ર અર્જુન સાથે હુ યુદ્ધ કેમ કરૂ ? આજ તેની સાથે સગ્રામમા મારૂ યુદ્ધ યોગ્ય માનતા હો તો તમ થકી છે બળ જેનુ એવો હુ સેવક જાણી મારા યશની રક્ષા કરો દુર્યોધનના વચન સાભળી દ્રોણે કહ્યુ કે, હે કૌરવ્ય ! તુ સત્ય કહે છે અર્જુન દુર્ધર્ષ છે, તથાપિ જે રીતે એને તુ સહન કરે તેમ હુ તને કરી આપુ આજ લોક વિષે સર્વ ધનુષ ધરનાર તારૂ પરાક્રમ આશ્ચર્યથી જુવો, જે વાસુદેવ જોતા કુતિપુત્ર અર્જુન તારે વિષે સખ્ત થાય તોપણ તેને તુ સહન કરી શકે હે રાજન્ ! આ હુ સુવર્ણનુ કવચ તને પહેરાવુ છુ તેથી બાણ વા અસ્ત્ર તને સગ્રામમા પ્રહાર કરી શકશે નહિ અસુર, સુર, યક્ષ, ઉરગ, રાક્ષસ, મનુષ્ય તથા ત્રિલોકી તારી સાથે યુદ્ધ કરે તોપણ તને ભય નહિ થાય તારા કવચમા શ્રીકૃષ્ણ કુતિપુત્ર અર્જુન વા બીજો કોઇ શસ્ત્ર ધરનાર પણ બાણ અર્પણ કરવા સમર્થ નહિ થાય તે તુ કવચ ધારણ કરી ક્રોધાયમાન થયેલા અર્જુન પ્રત્યે જલદી જા એ તને સહન કરી શકશે નહિ સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એમ કહી ઉતાવળા દ્રોણાચાર્યે જળનો સ્પર્શ કરી વિધિ પ્રમાણે મત્ર જપ કરી અત્યત આશ્ચર્યરૂપ એવુ પ્રકાશમાન કવચ તમારા પુત્રના શરીરે પહેરાવ્યુ પછી અત્યત મોટા તે સગ્રામમા તમારા પુત્રના જય વાસ્તે વિદ્યાએ કરી લોકને વિસ્મય પમાડવા ઇચ્છતા, બ્રહ્મવેત્તાઓમા શ્રેષ્ઠ દ્રોણાચાર્ય તેને આવી રીતે આશિષ આપવા લાગ્યા કે, હે ભારત ! બ્રહ્મ તથા બ્રહ્મા તારૂ કલ્યાણ કરો અને દ્વિજાતિ તથા શ્રેષ્ઠ જળજતુ થકી પણ

તારૂં કલ્યાણ થાઓ તેમજ યયાતિ, નહુષ, ધુંધુમાર, તથા ભગીરથ એ સર્વ રાજર્ષિઓ પણ સદા તારૂં કલ્યાણ કરો તેમજ એકપાદ, બહુપાદ, તથા અપાદ ચકી, પણ મહા સંગ્રામમાં નિરંતર તારૂં કલ્યાણ થાઓ હે અનઘ ! સ્વાહા, સ્વધા, શચી, લક્ષ્મી, તથા અરૂન્ધતી તારૂં નિરંતર કલ્યાણ કરો હે નૃપ ! અસિત, દેવળ, વિશ્વમિત્ર, અંગિરા, વસિષ્ઠ, તથા કશ્યપ, એ ઋષિયો પણ તારૂં કલ્યાણ કરો. ધાતા, વિધાતા, લોકના ઇશ, દિશાઓ, રૂડા એવા દિશાઓના નાથ તથા છ છે મુખ જેના એવા કાર્તિકસ્વામી તારૂં કલ્યાણ કરો ભગવાન વિવસ્વાન સૂર્ય, ચોતરફથી તારૂં કલ્યાણ કરો ચાર દિગ્ગજ, પૃથ્વી, આકાશ તથા ગ્રહ તારૂં કલ્યાણ કરો હે નૃપ ! નીચે પૃથ્વીને જે મદા ધારણ કરે છે એવા સર્પમાં શ્રેષ્ઠ શેષ ભગવાન તારૂં શુભ કરો હે ગાંધારિના પુત્ર ! આ કવચ મને પ્રાપ્ત કેવી રીતે થયું છે તે વૃત્તાંત હું તને કહું તે તું સાંભળ પૂર્વે યુદ્ધમાં પરાક્રમ કરી વૃત્રાસુર નામના દૈત્યે જીતેના તેથી ભેદાયા છે દેહ જેમના એવા તેજ તથા બળ રહિત હજારો ઇન્દ્રાદિક દેવતાઓ, વૃત્રાસુર નામના મોટા દૈત્યથી ભય પામી બ્રહ્માને શરણે જઇ કહેવા લાગ્યા કે, હે દેવસત્તમ ! હે સુરશ્રેષ્ઠ ! વૃત્રાસુરે અત્યંત મર્દન કરેલા દેવતાઓની તમે ગતિ થાઓ મોટા ભયથી અમારી રક્ષા કરો દેવતાઓના વચન સાંભળી પાસે ઉભેના વિષ્ણુ તથા ખેદ પામેલા ઇન્દ્રાદિક દેવ પ્રત્યે આવી રીતનું સત્ય વચન તે કહેવા લાગ્યા મારે દ્વિજાતિ સહિત ઇન્દ્રાદિક દેવની રક્ષા કરવી યોગ્ય છે, પણ હે દેવતાઓ ! જેણે વૃત્રાસુરને નિર્માણ કર્યો છે, તે ત્વષ્ટાનું તેજ અત્યંત દુર્ધર્ષ છે હે દેવતાઓ ! ત્વષ્ટાએ પૂર્વે લાખો વર્ષ તપ કરી મહેશ્વરની આજ્ઞાથી વૃત્રાસુરને નિર્માણ કર્યો છે દેવના પ્રસાદથી તે બળવાન શત્રુ તમોને મારે છે તે શંકરના સ્થાન પ્રત્યે ગયા વગર મહાદેવના દર્શન થાય નહીં અને તેમના દર્શન વગર વૃત્રાસુરને તમે જીતશો પણ નહિ જ્યાં તપના નિધાન દક્ષના યજ્ઞનો વિનાશ કરનાર, સર્વ ભૂતના ઇશ, ભગના નેત્ર પાડનાર પિનાકી મહાદેવ રહે છે, તે મંદરાચળ પ્રત્યે તમે જાઓ

બ્રહ્માના વચન સાંભળી, દેવતાઓએ મંદરાચળ પ્રત્યે જઇ કરોડો સૂર્ય સરખી કાન્તિવાળા તેજ પુંજરૂપ મહાદેવજીના દર્શન કર્યાં તે વખતે તેમને જોઇ મહાદેવજી કહેવા લાગ્યા કે હે દેવતાઓ ! તમે ભલે આવ્યા કહો હું શું તમારૂં કામ કરૂં ? કારણ મારૂં દર્શન અમોઘ છે વાસ્તે તમારી કામના પરિપૂર્ણ થાઓ, મહાદેવના વચન સાંભળી વળી દેવતાઓએ કહ્યું કે, હે દેવ ! વૃત્રાસુરે અમારૂં તેજ હરણ કરી લીધું છે માટે અમારી ગતિરૂપ તમો થાઓ પ્રહારે કરી જર્જરિભૂત કરેલી અમારી મૂર્ત્તિઓને જોઇ હે મહેશ્વર ! અમારી ગતિરૂપ થાઓ. અમે તમારે શરણે આવ્યા છીએ દેવોના વચન સાંભળી મહાદેવજીએ તેમને કહ્યું કે હે દેવતાઓ ! તમારૂં સંકટ મેં જાણ્યું. ત્વષ્ટાના તેજથી ઉત્પન્ન થયેલી અત્યંત બળવાન આ અભિચાર નામે કૃત્યા મહા ભયંકર તથા અપુણ્યવાનોએ દુઃખે કરી વારી શકાય નહિ એવી છે, તથાપિ તમારી દેવતાઓની અવશ્ય કરી હું સહાય કરીશ હે શક્ર ! હે સુરેશ્વર ! મારા અંગથી ઉત્પન્ન થયેલું પ્રકાશમાન આ કવચ ગ્રહણ કરી આ માન સમંત્રે કરી બાંધ એટલે તેથી દેવતાઓને મારનાર અસુરમાં મુખ્ય વૃત્રાસુરનો વધ થશે

દ્રોણાચાર્ય કહે છે—હે દુર્યોધન ! એમ કહી વર આપનાર મહાદેવજીએ ઇન્દ્રને કવચ આપ્યું, અને મંત્ર પ્રદાન પણ કર્યું ત્યારપછી કવચે રક્ષા કરેલો ઇન્દ્ર વૃત્રાસુરની સેના સામે ગયો તે વખતે મહા સંગ્રામમાં પડતા એવા નાના પ્રકારના શસ્ત્રના ઓઘેકરીને પણ તે કવચ

બંધની સંધિ ભેદાતી ન હતી એ રીતે થતા તે સંગ્રામમા દેવપતિ ઇન્દ્રે વૃત્રાસુરને હણ્યો પછી ઇન્દ્રે મંત્રમય કવચ અંગિરાને આપ્યુ, અંગિરાએ મંત્રજ્ઞ બૃહસ્પતિને આપ્યુ બૃહસ્પતિએ બુદ્ધિમાન અગ્નિવેશ્યને કહ્યુ, અને અગ્નિવેશ્યે મને આપ્યુ છે હે નૃપસત્તમ! મંત્રે કરી તે કવચ તારા દેહની રક્ષા વાસ્તે આજ તને હુ બાંધુ છુ સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે આચાર્યમા શ્રેષ્ઠ એવા દ્રોણ મોટા કાન્તિવાળા તમારા પુત્રને કહી, વળી ધીરેથી આવી રીતે તેને કહેવા લાગ્યા કે, હે ભારત! પૂર્વે સંગ્રામમા હિરણ્યગર્ભે જે રીતે વિષ્ણુને બાંધ્યુ હતુ અને તારકામય સંગ્રામમા બ્રહ્માએ જે રીતે ઇન્દ્રને બાંધ્યુ હતુ, તે રીતે બ્રહ્મસૂત્રે કરી દિવ્ય કવચ હુ તને બાંધુ છુ એ રીતે મંત્રે કરી વિધિપૂર્વક કવચ બાંધી બ્રાહ્મણ એવા દ્રોણાચાર્યે દુર્યોધન રાજાને મોટા યુદ્ધ વાસ્તે મોકલ્યો મહાત્મા આચાર્યે કવચ બાંધેલો અને પ્રહાર કરનાર મહાત્મા ત્રિગર્તના હજાર રથ, એટલાજ હસ્તિ અને પરાક્રમી મત્ત એવા નિયુત અશ્વ તથા બીજા પણ મહારથિઓએ કરી વિંટાયલો મહાબાહુ દુર્યોધન નાના વાદિત્રના શબ્દ સાથે જેમ વિરોચન પુત્ર બલિરાજા આવે તેમ અર્જુનના રથ સામે આવ્યો હે ભારત! તે વખતે અગાધ સમુદ્રની પેઠે પ્રસ્થિત થયેલા કુરુકુળમા ઉત્પન્ન થયેલા દુર્યોધનને જોઇ તમારા સૈન્યમા મોટો કોલાહલ થવા લાગ્યો

**ततः शब्दो महानासीत्सैन्यानां तव भारत।**
**अगाधं प्रस्थितं दृष्ट्वा समुद्रमिव कौरव॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुर्योधनकवचबंधने गुर्जरभाषायां चतुर्नवतितमोऽध्यायः॥ ९४॥**

## અધ્યાય ૯૫ મો. દુર્યોધને મચાવેલો જંગ.

**संजय उवाच—प्रविष्टयोर्महाराज पार्थवार्ष्णेययो रणे।**
**दुर्योधने प्रयाते च पृष्ठतः पुरुषर्षभे॥ १॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ! અર્જુન તથા વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ સંગ્રામમા પેઠા પછી પુરુષમા શ્રેષ્ઠ દુર્યોધન પાછળથી ગયો તે વખતે સોમક સહિત પાંડવ મોટો શબ્દ કરતા વેગેકરી દ્રોણ સામે દોડ્યા ત્યાર પછી યુદ્ધ પ્રવર્ત્તમાન થયુ હે વિશાંપતે! હે રાજન્! મધ્યાન્હના સૂર્ય વખતે વ્યૂહના અગ્રભાગમા કૌરવ તથા પાંડવોનુ રુવા ઉભા કરનાર અત્યંત તીવ્ર યુદ્ધ થયુ એવુ યુદ્ધ પૂર્વે અમે જોયુ પણ ન હતુ તેમ સાંભળ્યુ પણ ન હતુ જેમા વ્યૂહ રચનાથી ઉભેલા, પ્રહાર કરનાર ધૃષ્ટદ્યુમ્ન જ મુખ્ય જેમા એવા સર્વ પાંડવો બાણના વરસાદે કરી દ્રોણના સૈન્યને ઢાંકી દેતા હતા તેમજ અમે પણ સર્વ શસ્ત્રધારણ કરનારાઓમા શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યને આગળ કરી ધૃષ્ટદ્યુમ્નાદિક પાંડવો ઉપર બાણનો વરસાદ કરતા હતા શિશિર ઋતુમા વાયુમિશ્ર મોટા બે મેઘ હોય તેની પેઠે રથેકરી શોભિતી બેઉ પ્રધાન સેનાઓ અત્યંત શોભતી હતી પછી પરસ્પર નજીક આવેલી તે બેઉ સેના વર્ષાઋતુમા ઉત્પન્ન છે જળ જેમા એવી ગંગા તથા યમુના નદી જેમ વેગ કરે તેમ મોટો વેગ કરવા લાગી શસ્ત્રરૂપી છે

પૂર્વ દિશાનો વાયુ જેમા, દ્વિપ, અશ્વ તથા રથે કરી વિટાયલો ગદારૂપી વિજળીવાળો, મહા ભયકર, દ્રોણરૂપી વાયુએ વૃદ્ધિ પમાડેલો બાણરૂપી મહત્ત્વ ધારાવાન, મહા સૈન્યરૂપી મહામેઘ, વૃદ્ધિ પામેલા પાડવની સેનારૂપી અગ્નિ પ્રત્યે વરસતો હતો વર્ષાઋતુમા ભયકર વાયુ જેમ સમુદ્રને ક્ષોભ પમાડે તેમ દ્રોણાચાર્ય પાડવના સૈન્યને ક્ષોભ પમાડતા હતા સર્વ પાડવો પણ મોટા સેતુને ભેદવા ઇચ્છતા પ્રબળ એવા જળના ઓઘની પેઠે પ્રયત્ન કરી દ્રોણ સામેજ દોડતા હતા દ્રોણાચાર્ય પણ પર્વત જેમ જળના ઓઘને વારે તેમ ક્રોધાયમાન થયેલા પાડવ, પાચાલ તથા કેકયને વારતા હતા તેમજ શૂરવીર મહા બળવાન બીજા રાજાઓ પણ ચોતરફથી ઘેરી લઇ પાચાલોને વારતા હતા તેટલામા પુરૂષમા સિહરૂપ શત્રુની સેનાને ભેદવા ઇચ્છતો પૃષત્-ગોત્રમા ઉત્પન્ન થયેલો ધૃષ્ટદ્યુમ્ન પાડવો સહિત વારવાર દ્રોણને મારવા લાગ્યો જે રીતે પૃષત્-ગોત્રમા ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ન ઉપર દ્રોણાચાર્ય બાણનો વરસાદ કરતા હતા તે જ રીતે તેમના ઉપર ધૃષ્ટદ્યુમ્ન પણ બાણનો વરસાદ કરતો હતો ખડ્ગરૂપી પૂર્વના વાયુવાળો, શક્તિ, પ્રાસ, તથા તરવારથી વિટાયલો પ્રત્યચારૂપી વિદ્યુત અને ધનુષરૂપી છે શબ્દ જેમા એવો, અને બાણની ધારારૂપી કરાના વરસાદને ચોતરફ મૂકતો ધૃષ્ટદ્યુમ્નરૂપી મેઘ, રથ તથા શ્રેષ્ઠ અશ્વના ઓઘને હણતો તમારી સેનાને નમાડવા લાગ્યો પાડવ તરફના જે જે રથસમુદાય ઉપર દ્રોણાચાર્ય બાણ નાખતા હતા તે તે તરફથી ધૃષ્ટદ્યુમ્ન સામ બાણ નાખી દ્રોણાચાર્યને ઉડાડતો હતો હે ભારત! યુદ્ધમા ધૃષ્ટદ્યુમ્નને પ્રાપ્ત થઇ દ્રોણાચાર્ય યત્ન કરતા હતા તોપણ તમારૂ સૈન્ય ત્રણ પ્રકારથી ભેદ પામ્યુ કેટલાક ભોજના તરફમા ગયા, કેટલાક જળસઘને અનુસર્યા, અને પાડ-વોએ હણવા માડેલા બીજા કેટલાક દ્રોણની પાછળ ગયા વળી રથિમા શ્રેષ્ઠ દ્રોણાચાર્ય સૈન્યોને એકઠા કરતા હતા, તેટલામા મહારથિ ધૃષ્ટદ્યુમ્ન તેમનુ ભગાણ કરી જુદા કરી નાખતો હતો. હે ભારત! જે રીતે અરણ્યમા ગોવાળ વગરના પશુઓને ઘણાક શિકારી પશુઓ હણે તેમ પાડવ તથા સૃજયો તમારી તરફનાઓને હણતા હતા ભયકર એવા તે મોટા સગ્રામમા ધૃષ્ટદ્યુમ્ને મોહ પમાડેલા યોદ્ધાઓને કાળજ ગળી જાય છે એમ મનુષ્યો માનતા હતા કુત્સિત રાજાનો દેશ જેમ દુર્ભિક્ષ, વ્યાધિ તથા તસ્કરે કરી પીડાય તેમ પાડવે કરી તમારી સેના પીડિત થતી હતી શસ્ત્ર તથા કવચમા સૂર્યના કિરણ મિશ્ર થવાથી તથા સૈન્યની ઉડતી રજે કરી નેત્ર અજાઇ જતા હતા એ રીતે પાડવોએ હણવા માડેલા ત્રણ પ્રકારના થયેલા પોતાના સૈન્યને જોઇ દ્રોણાચાર્ય બાણેકરી પાચાલોને વિંધવા લાગ્યા તે વખતે સેનાઓને મર્દન કરતા તથા બાણે કરી હણતા દ્રોણનુ રૂપ દેદિપ્યમાન કાળાગ્નિ સરખુ દેખાતુ હતુ હે વિશાપતે! એવી રીતે મહારથિ દ્રોણ, રથ, હસ્તિ અશ્વ તથા પાયદળોને એક એક બાણેકરી સગ્રામમા ભેદતા હતા હે ભારત! હે પ્રભો! તે વખતે દ્રોણના ધનુષમાથી નિકળેલા સુસવાટ કરતાબાણને ધારણ કરનાર કોઇપણ યોદ્ધા પાડવના સૈન્યમા દેખાતો ન હતો હે ભારત! તે સમયે દ્રોણના બાણથી પીડાએલુ, સૂર્યે સતપ્ત કરેલુ ધૃષ્ટદ્યુમ્નનુ સૈન્ય, તે તે ઠેકાણે ભમતુ હતુ તેમજ પૃષત્-ગોત્રમા ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ને પીડિત કરેલુ તમારૂ સૈન્ય અગ્નિએ બાળેલા શુષ્ક વન સમાન લાગતુ હતુ એવી રીતે દ્રોણ તથા ધૃષ્ટદ્યુમ્નના બાણે સૈન્યોને બાધ થયો તે વખતે યોદ્ધાઓ પ્રાણને ત્યાગ કરી પોતાની શક્તિ પ્રમાણે ચોતરફથી યુદ્ધ કરતા હતા હે ભરતર્ષભ! હે મહારાજ! તે સમયે યુદ્ધ કરતા તમારા તથા પારકાઓમા ભયથી સગ્રામમા ત્યાગ કરે એવો કોઈ પણ હતો નહિ અને કુતિપુત્ર ભીમસેનને વિવિંશતિ, ચિત્રસેન તથા વિકર્ણ એ ત્રણ ભાઇઓએ ચોતરફથી વિંટી લીધો તે સમયે અવતિપુરીના વિંદ તથા અનુવિંદ અને પરાક્રમી

ક્ષેમધુર્તિ, એ ત્રણ તમારા ત્રણ પુત્રના અનુયાયી હતા અમાત્ય તથા સેના સહિત તેજસ્વી એવા કુળપુત્ર મહારથિ બાહ્લિકે, દ્રૌપદીના પુત્રોને વારી રાખ્યા હતા હજારો યોદ્ધાઓથી વિંટાયલા શૈબ્ય રાજાએ અભિભૂ નામના કાશિરાજના પરાક્રમી પુત્રને વારી રાખ્યો પ્રજ્વલિત અગ્નિ સરખા કુંતિપુત્ર યુધિષ્ઠિર રાજાને મદ્રના અધિપતિ શલ્ય રાજાએ વારી રાખ્યા. શૂરવીર ક્રોધાયમાન થયેલો દુઃશાસન પોતાના સૈન્યને ઉભું રાખી રથિમા શ્રેષ્ઠ સાત્યકિ પ્રત્યે ગયો પોતાના સૈન્ય સહિત કવચ પહેરી તૈયાર થયેલા ને મોટા ધનુષવાળા ચારસો યોદ્ધાઓ સહિત ચેકિતાનને મે વારી રાખ્યો ધનુષ, શક્તિ, તથા ખડ્ગ છે હાથમા જેમને એવા સાતસો ગાધાર યોદ્ધાઓથી વિંટાયલા શકુનિએ માદ્રિપુત્ર નકુળને વારી રાખ્યો મિત્ર વાસ્તે ઉગામેલા છે આયુદ્ધ જેમણે એવા મોટા ધનુષવાળા અવંતિપુરીના વિંદ તથા અનુવિંદ પ્રાણનો ત્યાગ કરી મત્સ્ય દેશના વિરાટ રાજા સામે ગયા પરાજય પામેલા નહિ એવા પરાક્રમી શિખંડિને સાવધાન થયેલા બાહ્લિકે વારો રાખ્યો ક્રોધાક્રાંત પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્નને શૂરવીર તથા ક્રૂર એવા પ્રભદ્રક તથા સૌવીર સહિત આવંત્ય રાજાએ વારો રાખ્યો શૂરવીર, ક્રૂર છે કર્મ જેના એવા સંગ્રામમા સામે આવતા ઘટોત્કચ રાક્ષસ પ્રત્યે જલદી અનાયુધ દોડયો મોટા સૈન્ય યુક્ત મહારથિ કુંતિભોજે શ્રેષ્ઠ રાક્ષસ અલબુષને વારી રાખ્યો હે ભારત ! મોટા ધનુષવાળા કૃપાચાર્યાદિકે રક્ષા કરેલો સિંધુરાજા સર્વ સૈન્યના પૃષ્ઠ ભાગમા હતો હે રાજન્ ! અત્યંત મોટા એવા તેના ચક્રરક્ષક દક્ષિણ બાજુ અશ્વત્થામા તથા વામ તરફ સૂતપુત્ર કર્ણ હતો તેની પાછળથી રક્ષા કરનાર તો મોટા ધનુષવાળા યુદ્ધમા ચતુર તથા નીતિમાન એવા સોમદત્તિ આદિ લઈ કૃપ, વૃષસેન, શલ તથા દુર્જય એવો શલ્ય ઇત્યાદિ હતા એ રીતે સિંધુ રાજાની રક્ષા કરી પછી સર્વ યુદ્ધ કરતા હતા

**नीतिमंतो महेष्वासाः सर्वे युद्धविशारदा ।**
**सैंधवस्य विधायैवं रक्षां युयुधिरे तत ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां पंचनवतितमोऽध्यायः ॥ ९५ ॥**

## અધ્યાય ૯૬ મો. દ્વંદ્વ યુદ્ધારંભ.

**संजय उवाच—राजन् सग्राममाश्चर्यं शृणु कीर्तयतो मम ।**
**कुरुणां पांडवानां च यथा युद्धमवर्तत ।**

સંજય કહે છે—હે રાજન્ ! કૌરવ તથા પાંડવોનું જેવી રીતે યુદ્ધ પ્રવર્ત્તમાન થયું તેવી રીતે સવિસ્તર હું તમોને કહું તે સાભળો વ્યૂહના અગ્રભાગ વિષે ઉભેલા દ્રોણાચાર્યને પ્રાપ્ત થઈ તેના સૈન્યને ભેદવા ઇચ્છતા પાંડવો તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા પોતાના વ્યૂહનું રક્ષણ કરતા તથા મ્હોટા યશની પ્રાર્થના કરતા સૈનિક સહિત દ્રોણાચાર્ય પણ પાંડવો સાથે યુદ્ધ કરતા હતા એટલામા તમારા પુત્રના હિતેચ્છુક, અત્યંત ક્રોધાયમાન થયેલા અવંતિપુરીના વિંદ તથા અનુવિંદે દશ બાણ વિરાટ રાજા ઉપર નાખ્યા હે મહારાજ ! વિરાટ પણ પરાક્રમ કરી

સગ્રામમા ઉભેલા પાછળ ચાલનાર સહિત પરાક્રમી એવા તે બેઉ સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે વખતે વનમા મદ ઝરતા બે હસ્તિ તથા સિહનુ પરસ્પર જેવુ યુદ્ધ થાય તેવુ રૂધિરના ઉદકવાળુ તેમનુ અત્યત દારૂણુ યુદ્ધ થયુ વળી મહા બળવાન શિખડિએ વેગવાન બાલ્હિક ઉપર મર્મ તથા અસ્થિ ભેદનાર ભયકર તીક્ષ્ણુ બાણુ નાખ્યા અત્યત ક્રોધાયમાન થયેલા બાલ્હિકે પણુ શિલા ઉપર તીક્ષ્ણુ કરેલા, સુવર્ણુના પુખવાળા નવ બાણુ શિખડિ ઉપર નાખ્યા, તે સમયે તે બેઉનુ, બાણુ તથા શક્તિએ કરી સમાકુલ શૂર પુરૂષોને હર્ષ વધારનાર અને બીરૂ પુરૂષોને ભય ઉપજાવનાર એવુ ભયકર યુદ્ધ થયુ, અને તે બેઉએ પરસ્પર મૂકતા બાણેકરી દિશાઓ અતરીક્ષ તથા સર્વ સ્થળ વિટાઇ ગયા તેથી કઇ પણુ જણાતુ ન હતુ સૈન્ય સહિત શૈબ્ય રાજા હસ્તિ સામે જેમ હસ્તિ યુદ્ધ કરે તેમ મહારથિ કાસ્યપુત્ર સાથે યુદ્ધ કરવા લાગ્યો મહારથિ એવા દ્રૌપદીના પાચ પુત્રો સાથે યુદ્ધ કરતો બાલ્હિક રાજા પાચ ઇન્દ્રિયો સાથે યુદ્ધ કરતુ મન શોભે તેમ શોભતો હતો હે દેહવતાવર ! દ્રૌપદીના પુત્ર પણુ પાચ વિષય, જેમ નિરતર દેહ સાથે યુદ્ધ કરે તેમ ચોતરફ નાખેલા બાણુના ઓઘેકરી તેની સાથે યુદ્ધ કરતા હતા દુશાસન નામના તમારા પુત્રે વૃષ્ણિ-કુળમા ઉત્પન્ન થયેલા સાત્યકિને તીક્ષ્ણુ તથા સરળ એવા નવ બાણેકરી વિંધ્યો મોટા ધનુ-ષવાળા, ધનુષ ધરનાર, મહા બળવાન અત્યત વિંધેલો સત્ય પરાક્રમવાળો સાત્યકિ તત્કાળ કઇક મૂર્છાગત થયો પછી કઇક સજ્ઞા આવી ત્યારે વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા તેણે ગૃધ્રના પીંછ બાધેલા દશ બાણેકરી મહારથિ તમારા પુત્રને વિંધ્યો હે રાજન્ ! પરસ્પર વિંધાયેલા બાણુથી અત્યત પીડિત અંગવાળા તે બેઉ સગ્રામમા બે ખાખરાના પુષ્પિત વૃક્ષ શોભે તેમ શોભતા હતા કુતિભોજના બાણેકરી પીડિત તેથી અત્યત ક્રોધાયમાન થયેલો અલબુષ પુષ્પની લક્ષ્મીથી ખાખરાનુ વૃક્ષ શોભે તેમ અત્યત શોભતો હતો અલબુષ રાક્ષસે પણુ લોહમય ઘણાક બાણેકરી કુતિભોજને વિંધી તમારી સેનાના અગ્રભાગ વિષે મોટો સિહનાદ કર્યો એ રીતે પૂર્વે ઇન્દ્ર તથા જભાસુરે જેવી રીતે પરસ્પર યુદ્ધ કર્યુ હતુ, તેવી રીતે સગ્રામમા પર સ્પર યુદ્ધ કરતા શૂરવીર તે બેઉને સર્વ સૈન્ય હર્ષથી જોતા હતા હે ભારત ! કર્યુ છે વૈર જેણે એવા વેગવાન શકુનિને ક્રોધાયમાન થયેલા માદ્રિપુત્ર નકુલસહદેવ બાણેકરી અત્યત પીડવા લાગ્યા હે રાજન્ ! તમે ઉત્પન્ન કરેલો, કર્ણે વૃદ્ધિ પમાડેલો તથા તમારા પુત્રોએ રક્ષા કરેલો, મનુષ્યનો છે ક્ષય જેમા એવો, ક્રોધમૂલક મોટો ભયકર હુતાશન પ્રવર્તમાન થયો તે આ સમગ્ર પૃથ્વીને બાળવા તૈયાર થયો એ રીતે બાણેકરી પાડુપુત્ર નકુલ તથા સહદેવે વિમુખ કરેલો શકુનિ યુદ્ધમા કર્તવ્ય કે પરાક્રમને જાણતો ન હતો વિમુખ થએલો એને જોઇ મહારથિ માદ્રિપુત્ર નકુળ તથા સહદેવ બે મેઘ જેમ મોટા પર્વત ઉપર વરસે તેમ તેની ઉપર બાણુનો વરસાદ કરવા લાગ્યા એ રીતે ગ્રથિ વગરના ઘણા બાણેકરી વિંધાયલો તે, વેગ-વાન અશ્વેકરી દ્રોણુ સૈન્ય તરફ નાસી ગયો શૂરવીર તથા વેગવાન એવા તે અલાયુધ રાક્ષસ સામે મધ્યમ વેગનો આશ્રય કરી ઘટોત્કચ ગયો હે મહારાજ ! સગ્રામમા પરસ્પર તે બેઉનુ પૂર્વે રામ તથા રાવણુનુ જેવુ યુદ્ધ થયુ હતુ તેવુ આશ્ચર્યરૂપ યુદ્ધ થયુ યુધિષ્ઠિર રાજાએ પચાસ બાણુથી મદ્રરાજાને વિંધી વળી બીજા સાત બાણુથી તેને વિંધ્યો ત્યાર પછી હે નૃપ ! તે બેઉનુ પૂર્વે શબરાસુર તથા ઇન્દ્રનુ જેવુ મોટુ યુદ્ધ થયુ હતુ તેવુ અત્યત આશ્ચર્યરૂપ યુદ્ધ પ્રવર્તમાન થયુ. મોટી સેનાએ વિંટાએલા વિવિંશતિ, ચિત્રસેન તથા વિકર્ણ નામના તમારા પુત્ર ભીમસેન સાથે યુદ્ધ કરવા લાગ્યા

**विविंशतिश्चित्रसेनो विकर्णश्च तवात्मजः ।**
**अयोधयन् भीमसेनं प्रहस्तासेनयावृता ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि द्वंद्वयुद्धे गुर्जरभाषाया षण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥**

## અધ્યાય ૯૭ મો. દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધ.

**संजय उवाच—तथा तस्मिन् प्रवृत्ते तु संग्रामे लोमहर्षणे ।**
**कौरवेयांस्त्रिधाभूतान् पांडवा समुपाद्रवन् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! તેની રીતનો રૂવાં ઉભાં કરનાર સંગ્રામ પ્રવર્તમાન થયો તે સમયે ત્રણ તરેહથી જૂદા પડેલા તમારી તરફનાઓની સામે પાંડવો દોડયા મહાબાહુ જળસંધ સામે ભીમસેન આવ્યા સૂર્ય સરખા તેજસ્વી સૈન્ય સહિત યુધિષ્ઠિર રાજા કૃતવર્મા ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યા હે મહારાજ ! ધૃષ્ટદ્યુમ્ન દ્રોણ સામે દોડયો ત્યાર પછી ક્રોધાયમાન થયેલા, ઉતાવળા તથા ધનુષ ધરનાર સર્વ કૌરવ તથા પાંડવોનું પરસ્પર યુદ્ધ પ્રવર્તમાન થયું મોટો છે ભય જેમાં એવા અત્યંત ઘોર પ્રવર્તમાન થયો અને વ્યૂહીભૂત થયેલા સૈન્ય યુદ્ધમાં પ્રવર્તમાન થયા તે સમયે નિર્ભયની પેઠે બળવાન દ્રોણાચાર્યે, બળવાન એવા પાંચાલ પુત્ર સામે બાણના ઓઘને નાખવા લાગ્યા અને એવી રીતે દ્રોણ તથા ધૃષ્ટદ્યુમ્ને કાપેલા અનેક મસ્તકોએ કરી રણાંગણ કમળવન સરખું થઇ રહ્યું સૈન્યો વિષે ચોતરફ પડેલા શરીરોના વસ્ત્ર, આભરણ, શસ્ત્ર, કવચ, ધ્વજ, આયુધ તથા રૂધિરેકરી સંસિક્ત સુવર્ણના કવચ, વિદ્યુત સહિત મેઘ સમુદાય સરખા દેખાતા હતા બીજા કેટલાક મહારથિઓ તાડ જેવડા મોટા ધનુષ આકર્ષણ કરી કુંજર, અશ્વ તથા મનુષ્યોને બાણેકરી પાડતા હતા એવા તે મહાત્માના સંપ્રહાર વિષે શૂરવીરોના ખડ્ગ, ઢાલ, ધનુષ, મસ્તક તથા કવચો પડતા હતા હે મહારાજ ! અગણિત એવા ઉભા થયેલા મસ્તક વગરના ધડ અત્યંત સંકુલ એવા તે યુદ્ધમાં ચોતરફ દેખાતા હતા હે મારિષ ! ગૃધ્ર, કંક, બક, શ્યેન, વાયસ તથા જંબુક નામના માંસ ખાનાર ઘણાક જાનવરો, મરણ પામેલા નર, અશ્વ તથા હસ્તિ સંઘોના માંસનું ભક્ષણ કરતા, રૂધિરનું પાન કરતા, કેશ તથા મજ્જાને તોડતા શરીર તથા શરીરના અવયવને આકર્ષણ કરતા ત્યાં દેખાતા હતા રણ દીક્ષાએ કરી દીક્ષિત થયેલા અસ્ત્ર સંપન્ન, યુદ્ધમાં ચતુર, સંગ્રામમાં જયની પ્રાર્થના કરતા કેટલાક યોદ્ધાઓ અત્યંત યુદ્ધ કરતા હતા યુદ્ધરૂપ રંગમંડપમાં ગયેલા કેટલાક શૂરવીર પુરૂષો નાના પ્રકારના ખડ્ગ, માર્ગમાં વિચરતા હષ્ટિ, શક્તિ, પ્રાસ, શૂળ, તોમર, પટ્ટા, ગદા, પરિઘ, બીજા આયુધ તથા બાહુએ કરી ક્રોધથી પરસ્પર હણતા હતા તેમજ રથિ, રથિ સાથે ઘોડેસ્વાર, ઘોડેસ્વાર સાથે, હસ્તિ, હસ્તિ સાથે, તથા મદોન્મત્તની પેઠે પાયદળો, પાયદળો સાથે, મોટેથી પોકારતા યુદ્ધ કરતા હતા હે વિશાંપતે ! તેની રીતનું નિમર્યાદ યુદ્ધ પ્રવર્તમાન થયું ત્યારે ધૃષ્ટદ્યુમ્ને પોતાના રથના ઘોડા દ્રોણના અશ્વ સાથે લગભગ કરી દીધા તે વખતે વાયુ સરખા વેગવાળા, પરસ્પર મિશ્રિત થયેલા, પારાવતવર્ણ તથા લાલવર્ણવાળા અશ્વ વિદ્યુત્ સહિત મેઘ સમાન શોભતા હતા હે

ભારત ! તે સમયે શૂરવીર ધૃષ્ટદ્યુમ્ન સમીપ આવેલા દ્રોણને જોઇ ધનુષનો ત્યાગ કરી ખડ્ગ તથા ઢાલ ગ્રહણ કરી દુષ્કરકર્મ કરવાને ઇચ્છનો પારકા શૂરવીરને હણનાર પૃષતગોત્રમા ઉત્પન્ન થયેલો તે, રથ દંડને અતિક્રમણ કરી દ્રોણના રથમા ચઢી બેઠો પછી રથની ધુસરી તથા તેના બંધન અને લાલ ઘોડા ઉપર ઉભેલો ધૃષ્ટદ્યુમ્ન દ્રોણને મારવા વાસ્તે તે તે ઠેકાણે વિચરતો હતો એ રીતે ખડ્ગેકરી વિચરતા લાલ ઘોડા ઉપર ઉભેલા તેનું છિદ્ર દ્રોણના જોવામા આવતુ ન હતુ, તે આશ્ચર્ય સરખુ થયુ માસને ઇચ્છતો બાજપક્ષિ જેમ વન વિષે પડે તેમ દ્રોણને મારવા ઇચ્છતા ધૃષ્ટદ્યુમ્નનુ અભિસરણ થયા પછી દ્રોણાચાર્યે સો બાણથી શતચંદ્રાકૃતિ એની ઢાલ તથા દશ બાણેકરી ખડ્ગને ભેદી બીજા ચોસઠ બાણથી ઘોડાઓને હણી વળી ભલ્લ નામના બે બાણેકરી એના ધ્વજ, છત્ર, તથા પાછળ ચાલનાર અને સારથિને પણ હણી ઉતાવળા થયેલા તેણે કાનપર્યંત ધનુષ ખેચી ઇન્દ્ર જેમ વજ્ર ફેંકે તેમ જીવિતનો નાશ કરે એવુ બીજુ બાણ એની ઉપર ફેંક્યુ તેને સાત્યકિએ તીક્ષ્ણ કરેલા દશ બાણથી કાપી મુખ્ય આચાર્યે ગળેલા ધૃષ્ટદ્યુમ્નને મૂકાવ્યો હે મારિષ ! શિનિકુળમા શ્રેષ્ઠ એવા સાત્યકિએ, સિંહે ગળેલા મૃગની પેઠે મનુષ્યમા સિંહરૂપ દ્રોણે ગળેલા પાંચાલ્યને મૂકાવ્યો એવી રીતે તે મહા સંગ્રામમા પાંચાલ્યનુ રક્ષણ કરતા સાત્યકિને જોઇ શીઘ્રતાથી દ્રોણે તેની ઉપર છવ્વીસ બાણ નાખ્યા શિનિપુત્ર સાત્યકિએ પણ સૃંજયોને ગળતા દ્રોણને તીક્ષ્ણ એવા છવ્વીસ બાણેકરી સ્તનના મધ્ય ભાગમા વિંધ્યા એ રીતે દ્રોણાચાર્ય સાત્યકિ પાસે ગયા, એટલામા જયને ઇચ્છતા રથિ એવા સર્વ પાંચાલો જલદી ધૃષ્ટદ્યુમ્નને સંગ્રામમાથી દૂર લેઇ ગયા

**ततः सर्वे रथास्तूर्णं पांचाल्या जयगृद्धिन ॥**
**सात्वताभिसृते द्रोणे धृष्टद्युम्नमवाक्षिपन् ॥**

**इति श्री महाभारते द्रोणपर्वाणि जयद्रथवधपर्वणि द्रोणधृष्टद्युम्नयुद्धे गुर्जरभाषायां सप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥**

## અધ્યાય ૯૮ મો. દ્રોણ અને સાત્યકિ વચ્ચે યુદ્ધ.

**धृतराष्ट्र उवाच—बाणे तस्मिन्निकृत्ते तु धृष्टद्युम्ने च मोक्षिते ॥**
**तेन वृष्णिवीरेण युयुधानेन संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! યાદવમા શ્રેષ્ઠ એવા યુયુધાને દ્રોણાચાર્યે નાખેલુ બાણ કાપી ધૃષ્ટદ્યુમ્નને મૂકાવ્યો તેથી ક્રોધાયમાન થયેલા મોટા ધનુષવાળા સર્વ શસ્ત્ર ધરનારાઓમા શ્રેષ્ઠ, પુરૂષમા સિંહરૂપ તેમણે શિનિપૌત્ર સાત્યકિને શુ કર્યું ? સંજય કહે છે–હે ધૃતરાષ્ટ્ર ! ક્રોધરૂપી વિષવાળો, ધનુષરૂપી મુખ ફાડેલો તીક્ષ્ણ ધારવાળા બાણરૂપી છે દાંત જેના, શ્વેત એવા નારાચ નામના બાણરૂપી દંષ્ટ્રાવાળા, મોટો સર્પ હોય નહિ જાણે તેની પેઠે શ્વાસોશ્વાસ કરતા, ક્રોધથી લાલ નેત્રવાળા પુરૂષમા શ્રેષ્ઠ, હર્ષિત થયેલા, સુવર્ણના પુંખવાળા બાણને વરસાદ કરતા દ્રોણાચાર્ય જાણે આકાશમા ઉડતા પર્વતને આક્રમણ કરતા હોય નહિ એવા મહા

વેગવાન લાલ અશ્વેકરી સાત્યકિની પાછળ દોડયા સપાતરૂપી મોટી વૃષ્ટિવાળા રથના શબ્દરૂપી છે કડાકા જેમા, ધનુષના આકર્ષણરૂપી છે ધારા સપાત જેનો, નારાચ નામના બાણરૂપી છે ઘણીક વિદ્યુત જે વિષે, શકિત તથા ખડ્ગરૂપી વજ્ર ધરનાર, ક્રોધના વેગથી ઉઠેલા અશ્વરૂપી મારૂતે પ્રેરણા કરેલા, અનિવાર્ય, એવા સામે આવતા દ્રોણરૂપી મેઘને જોઇ પારકા શહેરને જીતનાર શૂરવીર, યુદ્ધમા દુર્મદ શિનિકુળમા ઉત્પન્ન થયેલા સાત્યકિએ અત્યત હાસ્ય કરી સારથિને આવી રીતે કહ્યુ કે, દુર્યોધનના આશ્રયભૂત તથા તેના દુખ અને ભયને ટાળનાર, રાજપુત્રોના આચાર્ય, શૂરતુ છે માન જેને, પોતાના કર્મ વિષે અનવસ્થિત એવા શૂરવીર આ બ્રાહ્મણ સામે પ્રસન્ન થઇ અત્યત વેગવાન અશ્વેકરી જલદી જા એવા સાત્યકિના વચન સાભળી સારથિએ તે તરફ હાકેલા રૌપ્ય સરખા વર્ણવાળા અને વાયુ સરખો છે વેગ જેમનો એવા માધવના તે ઉત્તમ અશ્વ જલદી દ્રોણની સન્મુખ ગયા તે વખતે શત્રુને તપાવનાર એવા દ્રોણ તથા સાત્યકિ હજારો બાણે પરસ્પર મારતા યુદ્ધ કરવા લાગ્યા તે સમયે પુરૂષમા શ્રેષ્ઠ, શૂરવીર એવા તે બેઉના અનેક સહસ્ત્ર બાણેકરી આકાશ વિટાઇ ગયુ અને શૂરવીર એવા તે બેઉએ વર્ષાઋતુમા બે મેઘ જેમ પરસ્પર ધારાએકરી દશે દિશાઓને પૂરી દે તેમ બાણેકરી દશે દિશાઓને પૂર્ણ કરી દીધી, તેથી સૂર્ય દેખાતો ન હતો તેમ વાયુ પણ વાતો ન હતો એ રીતે બાણ સમુદાયથી થયેલા અધકારે કરી બીજા શૂરવીરો મોહ પામતા હતા શીઘ્રાસ્ત્ર જાણનાર એવા દ્રોણ તથા સાત્વતના બાણેકરી અધકાર થવાથી થતી તે બેઉની બાણવૃષ્ટિનો અતર દેખાતો ન હતો ત્વરિત બાણના પડવાથી તેમની ધારાના અભિઘાતથી થયેલો શબ્દ ઇન્દ્રે મૂકેલા વજ્રના શબ્દ સરખો સભળાતો હતો હે ભારત ! નારાચ નામના બાણેકરી વિધાયલા બાણોનુ રૂપ આશીવિષ નામના સર્પોએ ડસેલા સર્પોના રૂપ સરખુ દેખાતુ હતુ નિરતર વજ્રેકરી હણાતા પર્વતના શિખરોનો જેવો શબ્દ થાય તેવો યુદ્ધમા ચતુર એવા તે બેઉની પ્રત્યચા તથા મોજાનો શબ્દ સભળાતો હતો હે રાજન્ ! સુવર્ણના પુખવાળા બાણેકરી છિન્નભિન્ન થયેલા વિચિત્ર રૂપવાળા તે બેઉના રથ, અશ્વ તથા સારથિ શોભતા હતા હે વિશાપતે ! નિર્મળ છૂટા મૂકેલા સર્પ સરખા, સરળ, નારાચ નામના બાણોનો અત્યત દારૂણ એવો સપાત થતો હતો તે મહા સગ્રામમા પડી ગયા છે ધ્વજ તથા છત્ર જેમના એવા રૂધિરથી ખરડાયલા અગવાળા, જયને ઇચ્છતા મદ ઝરતા બે હસ્તિ હોય નહિ તેની પેઠે સ્રવે છે અગમાથી રૂધિર જેમને એવા તે બેઉ જીવિતનો અત આણનાર એવા બાણેકરી પરસ્પર એક બીજાને વિધતા હતા

હે મહારાજ ! તે વખતે ગર્જના, મનુષ્યના પોકાર, સિહનાદ, તથા દુદુભિના શબ્દ પણ બધ થઇ ગયા અને તે યુદ્ધ જોઇ થયુ છે કૌતુહલ જેને એવા જન મૌનવ્રત રહી ગયા હતા તેમજ સૈન્ય પણ ચૂપ થઇ ગયા બીજા લડવૈયા યુદ્ધથી વિરામને પ્રાપ્ત થયા અને રથિયો હસ્તિના માવતો, ઘોડેસ્વાર તથા પાયદળો પુરૂષમા શ્રેષ્ઠ એવા તે બેઉને વિટી નિમિષ વગરના નેત્રે કરી તેમના દ્વદ્વયુદ્ધને જોતા હતા તેમજ હસ્તિ સૈન્ય અશ્વસૈન્ય, તથા રથસેનાઓ પણ વ્યૂહ રચનાથી ઉભેલી હતી, તેમજ મૌકિતક તથા વિદ્રુમેકરી વિચિત્ર પ્રકારના મણિ અને સુવર્ણથી શોભિતા ધ્વજ, વિચિત્ર પ્રકારના આભરણ, સુવર્ણમય કવચ, વિલક્ષણ એવી પતાકાઓ, હસ્તિની વિચિત્ર પ્રકારની ઝૂલ, સૂક્ષ્મ કબલ નિર્મળ એવા તીક્ષ્ણ શસ્ત્ર, મસ્તક વિષે શોભિતી સુવર્ણમયી અશ્વની ચમરીયો, હસ્તિઓના કુભસ્થળ તથા દતમાસે કરી બક, ખદ્યોત, ઇન્દ્ર ધનુષ તથા વિદ્યુત સહિત વર્ષાઋતુમા મેઘના સમહ જેવા દેખાય

તેવા દેખાતા અમારા તથા યુધિષ્ઠિર તરફના ઉભેલા યોદ્ધાઓ મહાત્મા દ્રોણ તથા સાત્યકિના યુદ્ધને જોતા હતા તેમજ બ્રહ્મા તથા ચદ્ર છે મુખ્ય જેમા એવા વિમાનના અગ્રભાગમા રહેલા દેવતાઓ સિદ્ધ, ચારણના સમુદાય, વિદ્યાધર તથા મોટા સર્પ પણ પુરૂષમા સિહરૂપ એવા તે બેઉનુ જવુ, પાછુ આવવુ, અસ્ત્રનો વિઘાત કરે એવા વિચિત્ર પ્રકારના પ્રહાર ઇત્યાદિ યુદ્ધકૌશલ્ય જોઇ વિસ્મય પામતા હતા અસ્ત્રમા પરસ્પર હસ્ત લાઘવી દેખાડતા મહા બળવાન દ્રોણ તથા સાત્યકિ બાણેકરી એક બીજાને વિધતા હતા એટલામા દાશાર્હ એવા સાત્યકિએ જલદી અત્યત દૃઢ એવા બાણેકરી મોટા તેજવાળા દ્રોણાચાર્યના બાણ તથા ધનુષ કાપી નાખ્યા દ્રોણાચાર્યે પણ નિમિષ માત્રમા બીજુ ધનુષ સજ્જ કર્યું તે પણ સાત્યકિએ કાપી નાખ્યુ વળી જલદી દ્રોણાચાર્યે નવુ ધનુષ હાથમા લીધુ તે પણ સાત્યકિએ કાપી નાખ્યુ એ રીતે જે જે ધનુષ દ્રોણાચાર્ય સજ્જ કરે તે તે ધનુષ સાત્યકિ કાપી નાખે એ રીતે દૃઢ ધનુષવાળા સાત્યકિએ દ્રોણાચાર્યના સો ધનુષ કાપી નાખ્યા તેમા તે બેઉનુ સધાન તથા કાપવા વિષે કોઇએ છિદ્ર જોયુ નહિ હે રાજેન્દ્ર! સગ્રામમા અતિમાનુષ્ય એવુ એ સાત્યકિનુ કર્મ જોઇ દ્રોણાચાર્યે મનમા વિચાર કર્યો જે સાત્વતમા શ્રેષ્ઠ એવા સાત્યકિ વિષે જે આ અસ્ત્રબળ છે તે પરશુરામ, સહસ્રાર્જુન, અર્જુન, તથા પુરૂષમા સિહરૂપ ભીષ્મ વિના બીજા વિષે સાભળ્યુ નથી એમ જાણી મનથી તેના પરાક્રમની પ્રશસા કરી હે વિશાપતે! બ્રાહ્મણમા અત્યત શ્રેષ્ઠ, અસ્ત્ર જાણનારાઓમા અત્યુત્તમ દ્રોણાચાર્ય ઇન્દ્રના સરખુ એનુ લાઘવ જોઇ પોતે સતુષ્ટ થયા અને ઇન્દ્રાદિક દેવતાઓ પણ પ્રસન્ન થયા શીઘ્રતાથી વિચરનાર સાત્યકિની તે લઘુતાને દેવ, ગધર્વ તથા સિદ્ધચારણના સમુદાયે પણ લક્ષ કરી શકાઇ નહિ. અને દ્રોણના તે કર્મને લક્ષ કર્યું હે ભારત! અસ્ત્ર જાણનારાઓમા શ્રેષ્ઠ ક્ષત્રિયોને મર્દન કરનાર દ્રોણાચાર્ય વળી બીજુ ધનુષ લઇ યુદ્ધ કરવા લાગ્યા. વળી સાત્યકિએ અસ્ત્રમાયાએ કરી તેના અસ્ત્રને હણી તીક્ષ્ણ બાણેકરી તેને વિધ્યા, તે મોટુ આશ્ચર્ય સરખુ થયુ સગ્રામમા બીજાને જેની ઉપમા અપાય નહિ એવુ યુક્તિયુક્ત અતિમાનુષ તેનુ કર્મ જોઇ યુક્તિ જાણનાર તમારી તરફના તેના વખાણ કરતા હતા એવા તે સગ્રામમા જે અસ્ત્ર દ્રોણાચાર્ય નાખતા હતા તે જ અસ્ત્ર સાત્યકિ પણ સામે નાખતો હતો તોપણ શત્રુને તપાવનાર અસભ્રાત એવા દ્રોણાચાર્ય તેની સાથે યુદ્ધ કરતા હતા હે મહારાજ! પછી ક્રોધાયમાન થયેલા, ધનુર્વેદનો પાર પામેલા દ્રોણાચાર્યે સાત્યકિના વધ વાસ્તે શત્રુને હણનાર મહા ભયકર દિવ્ય એવુ આગ્નેયાસ્ત્ર નાખ્યુ તેને જોઇ મોટા ધનુષવાળા સાત્યકિએ દિવ્ય એવુ વરૂણાસ્ત્ર સામે નાખ્યુ તે વખતે દિવ્યાસ્ત્ર ધરનાર એવા તે બેઉને જોઇ મોટો હાહાકાર થવા લાગ્યો અને આકાશમા રહેનાર પ્રાણિઓ પણ તેમા સચાર કરતા બધ પડી ગયા બાણ સહિત વારૂણ તથા આગ્નેય નામના બે બેઉના અસ્ત્રોએ એક બીજાનો પરાભવ કર્યો નહોતો તેટલામા સૂર્ય પણ અસ્તાચળ પ્રત્યે જવામા સમુખ થયા તેટલામા યુધિષ્ઠિર રાજા, પાડુપુત્ર ભીમસેન, નકુળ, તથા સહદેવ ત્યા આવી સાત્યકિની ચોતરફથી રક્ષા કરવા લાગ્યા, અને ધૃષ્ટદ્યુમ્નાદિક યોદ્ધાઓ તથા કેકય સહિત વિરાટ રાજા, મત્સ્ય તથા શલ્યેય સેનાઓ તત્કાળ દ્રોણ સામે આવી. અને દુ શાસનને આગળ કરી હજારો રાજપુત્રો શત્રુઓએ વિટાએલા દ્રોણની રક્ષા કરવા લાગ્યા. હે રાજન્! તે વખતે તમારી તરફના તથા તેમના ધનુષ ધરનારનુ મોટુ યુદ્ધ થયુ રજ તથા બાણની જાળથી વિટાએલા તે સગ્રામમા સર્વ ગ્લાનિયુક્ત થઇ ગયા અને કઇ પણ જાણ-

વામા આવતુ ન હતુ, અને સૈન્યની ઉડેલી રજેકરી ભગાણુ થવાથી રણુ સગ્રામમા મર્યાદા રહિત યુદ્ધ થવા લાગ્યુ

रजसा सवृते लोके शरजालसमावृते ॥
सर्वमाविज्ञमभवन्नप्राज्ञायत किंचन ॥
सैन्येन रजसा ध्वस्ते निर्मर्यादमवर्तत ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि द्रोणसात्यकियुद्धे गुर्जरभाषायामष्टनवतित्तमोऽध्यायः ॥ ९८ ॥**

ooo✕ooo

## અધ્યાય ૯૯ મો. વિદ અને અનુવિદનો વધ.

**सजय उवाच—विवर्तमानेत्वादित्ये तत्रास्ताशिखरं प्रति ॥
रजसा कीर्यमाणे च मदीभूते दिवाकरे ॥ १ ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! આદિત્ય અસ્તાચળ પ્રત્યે જવા તૈયાર થયા તથા રજ ઉડવાથી સૂર્યનુ તેજ મદ થયુ અને સગ્રામમા ઉભેલા યુદ્ધ કરતા, પાછા ફરતા, ભાગતા તથા જય પામતા પુરૂષોને તે દિવસ ધીરેથી પુરો થવા આવ્યો જયને ઇચ્છતા સૈન્યો તે રીતે યુદ્ધમા આસક્ત થઇ રહ્યા છે તે વખતે અર્જુન તથા વાસુદેવ સિધુરાજા પ્રત્યે જવા લાગ્યા જે તરફ જનાર્દન ભગવાન રથને ચલાવતા હતા તે તરફ કુતિપુત્ર અર્જુન તીક્ષ્ણ બાણેકરી રથ જઇ શકે તેટલો માર્ગ કરતા હતા હે વિશાપતે ! જે જે માર્ગે મહાત્મા પાડુપુત્ર અર્જુનનો રથ જતો હતો તે તે રસ્તે તમારા પુત્રની સેનાનુ મર્દન થતુ હતુ તે વખતે ઉત્તમ, અધમ તથા મધ્યમ એવા મડળાકારે વિચરતા પરાક્રમી દાશાર્હ એવા શ્રીકૃષ્ણ રથશિક્ષા દેખાડતા હતા અને નામાકિત પાયેલા, કાળાગ્નિ સરખા, સૂક્ષ્મ, ચર્મ બાધેલા, વિસ્તિર્ણ, દૂર જનાર, વાસના તથા લોહમય વિવિધ પ્રકારના, શત્રુઓને ગળતા અતિ ઉગ્ર એવા અર્જુને નાખેલા બાણુ સગ્રામમા પક્ષિઓ સાથે પ્રાણિઓના રૂધિરનુ પાન કરતા હતા અને રથમા બેઠેલા અર્જુન વાહનની આગળ કાશગામિ એવા જે બાણુ નાખતા હતા તે બાણુ કાશપર્યંત રથ ગયા પછી શત્રુઓને હણુતા હતા એવી રીતે ઋષિકેશ ભગવાન ગરૂડ તથા વાયુ સરખા વેગવાળા સારી રીતે વહેનાર અશ્વેકરી સમગ્ર જગતને વિસ્મય કરતા તમારા સૈન્ય પ્રત્યે જતા હતા હે રાજન્ ! મન સરખા વેગવાળો અર્જુનનો રથ જેવી રીતે જાય છે તેવી રીતે સૂર્યનો, ઇન્દ્રનો, રૂદ્રનો તથા કુબેરનો પણુ જતો નથી અને સગ્રામમા બીજાનો પણુ પૂર્વે તે રીતે ગયો નથી હે ભારત ! હે વિશાપતે ! પારકા શૂરવીરને હણુનાર કેશવ ભગવાન સગ્રામમા પ્રવેશ કરી સેનાના મધ્યમા જલદી ઘોડાઓને હાકતા હતા પછી ક્ષુધા તથા તૃષાએ કરી પીડિત થયેલા તે ઉત્તમ અશ્વ, તે રથ સમૂહના મધ્યમા પ્રાપ્ત થઇ કષ્ટેકરી રથ વહન કરતા હતા યુદ્ધમા ચતુર એવા અનેક યોદ્ધાઓએ ઘણાક શસ્ત્રથી ક્ષત કરેલા તે, વારવાર વિચિત્ર પ્રકારના મડળામારે વિચરતા હતા અને મનુષ્ય સહિત હણાયલા પર્વત સરખા હજારો અશ્વ, હસ્તિ તથા રથ ઉપર થઇ સગ્રામમા દોડયા જતા હતા હે નૃપ ! એટલામા શૂરવીર એવા અવતીપુરીના વિદ તથા અનુવિદ નામના બે

ભાઈઓએ સેના સહિત થાકી ગયા છે વાહન જેના એવા પાંડુપુત્ર અર્જુન સામે આવી હર્ષેકરી ચોસઠથી અર્જુનને, સિત્તેરથી જનાર્દન ભગવાનને તથા સો બાણેકરી એમના અશ્વને પણ વિંધ્યા હે મહારાજ! ધર્મજ્ઞ એવા ક્રોધાયમાન થયેલા અર્જુને પણ મર્મ ભેદનાર એવા નવ બાણેકરી તે બેઉજણને વિંધ્યા અત્યંત ક્રોધાયમાન થયેલા તેમણે પણ બાણના ઓઘેકરી કેશવ સહિત અર્જુનને આચ્છાદન કરી સિંહનાદ કર્યો શ્વેત છે વાહન જેના એવા અર્જુને ભલ્લ નામના બે બાણેકરી વિચિત્ર પ્રકારના તેમના ધનુષ કાપી જલદી કનક સરખા ઉજ્વળ એવા તેમના ધ્વજ પણ કાપી નાખ્યા હે રાજન્! અત્યંત ક્રોધાયમાન થયેલા તેઓ પણ બીજું ધનુષ ગ્રહણ કરી બાણથી પાંડુપુત્ર અર્જુનને પીડવા લાગ્યા અત્યંત ક્રોધાયમાન થએલા અર્જુને પણ વળી ફરીથી બે બાણેકરી જલદી તેમના ધનુષ કાપી નાખ્યા, અને સુવર્ણના પુંખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બીજા બાણેકરી તેમના અશ્વ, સારથિ તથા પાછળ ચાલ-નાર સહિત પૃષ્ટ રક્ષકોને પણ હણ્યા અને ક્ષુરપ્ર નામના બાણેકરી મોટા વિંદનું મસ્તક પણ કાપી નાખ્યું એ રીતે અર્જુને હણેલો તે, વાયુએ હણેલા વૃક્ષની પેઠે પૃથ્વી ઉપર પડ્યો.

એવી રીતે હણાયલા પોતાના ભાઈ વિંદને જોઈ પ્રતાપવાન મહા બળવાન અનુવિંદ, હણાયેલ અશ્વવાળા રથનો ત્યાગ કરી હાથમા ગદા ગ્રહણ કરી ભાઈના વધનું સ્મરણ કરતા રથિમા શ્રેષ્ઠ મહારથિ તે નૃત્ય કરતો હોય નહિ તેની પેઠે સગ્રામમા સામે દોડી મધુસૂદન ભગવાનના લલાટ વિષે ગદા મારી તેથી મૈનાક પર્વતની પેઠે તે કંઈ પણ કપાયમાન થયા નહિ તેટલામા તો અર્જુને છ બાણેકરી તેની ગ્રીવા, પગ, હાથ, તથા મસ્તક કાપી નાંખ્યા. એ રીતે કપાયેલા અગવાળો તે પર્વતના સમુદાયની પેઠે નીચે પડ્યો હે રાજન્! નાશ પામેલા તે બેઉને જોઈ અત્યંત ક્રોધાયમાન થયેલા તેમની પાછળ ચાલનારા સેકડો બાણ ફેંકતા અર્જુન સામે દોડ્યા હે ભરતર્ષભ! સામે આવતા તેમને બાણેકરી જલદી હણી નિદાઘ ઋતુમા વનને બાળી પછી અગ્નિ જેવો શોભે તેવા અર્જુન શોભતા હતા કષ્ટથીજ ઉલ્લંઘાય એવી તેમની સેનાને અતિક્રમણ કરી મેઘથી છુટી ઉદય પામેલો સૂર્ય શોભે તેવા અર્જુન શોભતા હતા હે ભરતર્ષભ! તેને જોઈ ત્રાસ પામેલા અને પાછા અત્યંત હૃષ્ટ થયેલા કૌરવોએ એને થાકેલ જાણી અને સિંધુરાજા દૂર છે એમ જાણી મોટા સિંહનાદ સાથે ચોતરફથી ઘેરી લીધા અત્યંત ક્રોધ પામેલા તેમને જોઈ પુરૂષમા શ્રેષ્ઠ અર્જુને કંઈક હાસ્ય કરી દાશાર્હ એવા ભગવાનને ધીરેથી જાણે કહેતા હોય તેમ આવી રીતે વચન કહ્યું કે, હે કૃષ્ણ! આપણા અશ્વ બાણેકરી પીડિત તથા ગ્લાનિયુક્ત થયલા છે, અને હજી સિંધુરાજા દૂર છે વાસ્તે આ વખતે મોટું શું કામ કરવું તમને રૂચે છે? તે અતિશય પ્રાજ્ઞ એવા તમો મને યથાર્થ કહો. કારણ તમો જેમને માર્ગદર્શક છો એવા પાંડવ સગ્રામમા શત્રુઓને જીતશે. માટે હવે પછી આપણું જે કર્ત્તવ્ય હોય તે કહો અને હે માધવ! ઘોડાઓને છોડી તે સુખી થાય તે રીતે શલ્ય રહિત કરો એવા અર્જુનના મધુર વચન સાભળી કેશવ ભગવાને તે પ્રત્યે કહ્યું કે હે પાર્થ! જે આ તે કહ્યું તે જ મારો પણ મત છે એવા શ્રીકૃષ્ણના વાક્ય સાભળી વળી તે પ્રત્યે અર્જુને કહ્યું કે હે કેશવ! સર્વ સૈન્યને હું વારી રાખીશ, અને તમે પણ ન્યાય પ્રમાણે જે કર્ત્તવ્ય હોય તે કરો

સંજય કહે છે —હે ધૃતરાષ્ટ્ર! શ્રીકૃષ્ણને એટના વચન કહી અસભ્રાંત એવો અર્જુન રથમા બેસવાના સ્થાનકેથી નીચે ઉતરી હાથમા ગાંડીવ ધનુષ ગ્રહણ કરી અચલ પર્વતની પેઠે ઉભો રહ્યો તે વખતે પૃથ્વી ઉપર ઉભેલા અર્જુનને જોઈ જયને ઇચ્છતા, મોટા ધનુષ

આકર્ષણ કરતા, બાણ નાખતા તથા આક્રોશ કરતા ક્રોધાયમાન થયેલા ક્ષત્રિયોએ મોટા રથના સમુદાયથી એકલા તેને વિટી, વિચિત્ર પ્રકારના શસ્ત્ર દેખાડતા બાણેકરી, વૃષ્ટિ વડે મેઘ જેમ સૂર્યને આચ્છાદન કરે તેમ તેને ઢાકી દીધો અને રથિમા શ્રેષ્ઠ કેટનાક ક્ષત્રિયો, મદોન્મત્ત હસ્તિઓ જેમ સિહ સામે દોડે તેમ પુરૂષમા સિહરૂપ ક્ષત્રિયમા શ્રેષ્ઠ એવા તેની સામે દોડયા તે વખતે અર્જુનના બે બાહુનુ મોટુ બળ દેખાતુ હતુ ક્રોધાયમાન થયેલો તે એકલો પોતે ચોતરફથી ઘણીક સેનાઓને વારી રાખતો હતો એ રીતે સમર્થ એવો અર્જુન, અસ્ત્રેકરી દ્વેષિઓના સર્વ અસ્ત્રને ચોતરફથી વારી રાખી ઘણા બાણેકરી જલદી સર્વને ઘેરી લેતો હતો હે વિશાપતે! તે તે ઠેકાણે શ્વાસોચ્છ્વાસ કરતા, રૂધિરે કરી વ્યાપ્ત ક્રોધ પામેલા, જયની પ્રાર્થના કરતા, મોટા ધનુષવાળા, શૂરવીર એક સ્થાનકે ઉભેલા, ઘણાક શત્રુઓને આકર્ષણ કરતા તથા શબ્દ કરતા મદઝરતા હસ્તિ તથા અશ્વની જેમ ગરમી ઉત્પન્ન થાય તેમ અતરીક્ષમા રહેલા તે ઘણાક બાણના સઘર્ષે કરી મોટો અગ્નિ ઉત્પન્ન થયો હતો બાણરૂપી ઉર્મિ, ધ્વજરૂપી આવર્ત્ત તથા નાગરૂપી છે નક્ર જેમા, પાયદળરૂપી મત્સ્યથી સકુલ, શખ તથા દુદુભિરૂપ શબ્દવાળા, અસખ્ય, અપાર, શૂરવીરની પાઘડી રૂપી છે કાચબા જેમા, છત્ર અને પતાકારૂપી ફીણની માળાવાળા, દુ:ખથી તરી શકાય નહિ, હસ્તિના અગરૂપ શિલાથી ખચિત એવા અક્ષોભ્ય રથ સમુદ્રને બાણથી વારણ કરતા અર્જુન તેની મર્યાદારૂપ થયા

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય! અર્જુન ધરણી વિષે પાસ થયો અને કેશવ ભગવાને હાથમા ઘોડાઓને ગ્રહણ કર્યા, એ છિદ્રને પામી કૌરવોએ અર્જુનને કેમ માર્યો નહીં? સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે પાર્થિવ! ધરણી ઉપર રહેલા અર્જુને રથમા બેઠેલા સર્વ રાજાઓને અવૈદિક વાકયને જેમ રૂધે તેમ તત્કાળ રૂધી લીધા એ રીતે પૃથ્વી વિષે રહેલા તેણે એકલે રથમા બેઠેલા સર્વ રાજાઓને એક લોભ જેમ સર્વ ગુણને વારે તેમ વારી રાખ્યા તે વખતે અસભ્રાત એવા મહાબાહુ જનાર્દન ભગવાને પુરૂષમા અત્યત શ્રેષ્ઠ એવા પ્રિય અર્જુનને સગ્રામમા આવી રીતે વચન કહ્યુ કે, હે અર્જુન! આપણા અશ્વ જળપાનની ઇચ્છા કરે છે, સ્નાનની નથી કરતા પણ આ સ્થાનકે પરિપૂર્ણ જળપાન થાય એવુ જળ પાન કરવાનુ ઠેકાણુ નથી એવા શ્રીકૃષ્ણના વચન સાભળી 'આ રહ્યુ, આ છે' એમ કહી અસભ્રાત એવા અર્જુને અસ્ત્રથી પૃથ્વીને ખોદી અશ્વ પાન કરે એવુ હસ તથા કારડવે કરી સકીર્ણ ચક્રવાકથી શોભિતુ, અત્યત વિસ્તીર્ણ, પ્રસન્ન છે જળ જેમા, પ્રફુલિત શ્રેષ્ઠ કમળવાળુ, કૂર્મ તથા મત્સ્ય ગણેકરી આકીર્ણ અગાધ ઋષિઓએ સેવન કરેલુ, સુદર સરોવર નિર્માણ કર્યું તેને જોવા સારૂ ક્ષણમાત્રમા નારદમુનિ ત્યા આવ્યા અને તે વખતે અદ્‌ભુત કર્મ કરનાર અર્જુને બાણ છે શાલાવાર કટ જેમા તથા બાણનો છે મધ્ય સ્તભ જે વિષે તેમજ બાણનુ છે આચ્છાદન જેનુ એવુ આશ્ચર્યરૂપ બાણનુ ઘર વિશ્વકર્માની પેઠે કર્યું એ રીતે મહાત્મા અર્જુને તે બાણનુ ઘર કર્યું તે વખતે ગોવિદ ભગવાને હાસ્ય કરી 'બહુ સારૂ, બહુ સારૂ,' એ રીતે તેને કહ્યુ

> ततः प्रहस्य गोविन्दः साधु साध्विति चाब्रवीत् ।
> शरवेश्मनि पार्थेन कृते तस्मिन् महात्मना ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि विंदानुविंदवधे अर्जुनसरोनिर्माणे च गुर्जरभाषायामेकोनशततमोऽध्यायः ॥ ९९ ॥

## અધ્યાય ૧૦૦ મો. અર્જુને સૈન્યને વિસ્મિત કર્યું.

**सजय उवाच—सलिल जनिते तस्मिन् कौंतेयेन महात्मना ।**
**निस्तारितैर्द्विषत्सैन्ये कृते च शरवेश्मनि ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવી રીતે મહાત્મા કુંતિપુત્ર અર્જુને તે જળ ઉત્પન્ન કર્યું તથા શત્રુ સૈન્યને વારી રાખી બાણનું ઘર રચ્યું તે સમયે મોટી કાન્તિવાળા વાસુદેવે જલદી રથમાંથી નીચે ઉતરી બાણથી વિંધાયલા ઘોડાઓને છોડયા અને પૂર્વે જોએલી નહિ એવી અર્જુનની કૃતિ જોઇ, સિદ્ધ ચારણના સંઘ તથા સૈનિકો મોટેથી 'સાધુ સાધુ' એ રીતે પોકારવા લાગ્યા તે વખતે યુદ્ધ કરતા પાયદળ એવા કુંતિપુત્ર અર્જુનને તમારી તરફના મહારથિઓ વારવા સમર્થ થયા નહિ એ આશ્ચર્ય સરખું થયું ઘણાક હસ્તિ તથા અશ્વ સહિત રથના ઓઘ આવવા લાગ્યા તેમજ તમારી તરફના રાજાઓ પાંડુપુત્ર અર્જુન પ્રત્યે બાણના ઓઘ નાખવા લાગ્યા તોપણ પારકા શરીરને હણનાર ધર્માત્મા અર્જુન વ્યથિત થયા નહિ અને પરાક્રમી તે પોતે સામે આવતા શત્રુઓના બાણ સમુદાય, ગદા તથા ભાલાઓને, સમુદ્ર જેમ નદીઓને ગળે તેમ ગળવા લાગ્યા એ રીતે અર્જુન, મોટા અસ્ત્રના વેગથી તથા બાહુબળે કરી સર્વ રાજાઓના તે ઉત્તમ બાણોને ગળતા હતા હે મહારાજ ! અર્જુન તથા વાસુદેવના મોટા આશ્ચર્યરૂપ પરાક્રમને જોઇ કૌરવો તેના વખાણ કરતા હતા અને પુરૂષમાં ઉત્તમ આપણાને ઘણો ભય દેખાડતા ઉગ્ર તેજ ધારણ કરેલા તથા ઉદ્યુક્ત એવા અર્જુન અને ગોવિંદે રણસંગ્રામના મધ્યમાં ઘોડાઓને છોડી મૂક્યા એવું અત્યંત આશ્ચર્યરૂપ કર્મ લોક વિષે કોઇથી થયું નથી, અને બીજા કોઇથી થશે પણ નહિ હે ભારત ! પછી સ્ત્રીના મધ્યમાં રહેલો જેમ ગર્વ કરે તેમ અર્જુનના કરેલા તે બાણગૃહમાં ગર્વ કરતા કમળ સરખા નેત્રવાળા, અવ્યગ્ર એવા ઋષિકેશ ભગવાન તમારી તરફના સર્વ સૈન્ય જોતા તે અશ્વોને પરિલોડન કરતા હતા એવી રીતે અશ્વવિદ્યામાં કુશળ એવા શ્રીકૃષ્ણે તેમનો શ્રમ, ગ્લાનિ, ફેન, કંપ તથા વ્રણ ઇત્યાદિ સર્વ ટાળી દઇ બે હાથથી શલ્યનો ઉદ્ધાર કરી પાછા તેમને સ્વચ્છ કરી ઘટતી રીતે તેમને હોશિયાર કરી જળપાન કરાવ્યું પછી અત્યંત સહૃષ્ટ થયેલા તેણે પ્રાપ્ત થયું છે ઉદક જેમને, સ્નાન કરેલા ખાધું છે અન્ન જેમણે એવા ગ્લાનિ રહિત તે અશ્વોને પાછા ઉત્તમ રથ વિષે જોડયા એ રીતે મોટા તેજવાળા સર્વ શસ્ત્ર ધરનારાઓમાં શ્રેષ્ઠ અર્જુન સહિત શૌરિ ભગવાન તે શ્રેષ્ઠ રથમાં આરોહણ કરી જલદી જવા લાગ્યા પ્રાપ્ત થયું છે ઉદક જેમને એવા અશ્વ જોડેલો અર્જુનનો ઉત્તમ રથ જોઈ તમારી તરફના શ્રેષ્ઠ સૈનિકો ખેદયુક્ત મનવાળા થયા

હે રાજન્ ! ભાગેલી દાઢવાળા સર્પ સરખા શ્વાસોચ્છ્વાસ કરતા તેઓ અરે ! શ્રીકૃષ્ણ તથા અર્જુન ગયા માટે આપણને 'ધિક્કાર છે ધિક્કાર છે,' એમ જુદા જુદા કહેવા લાગ્યા વળી રૂંવાટા ઉભા કરનાર આશ્ચર્યરૂપ તે સૈન્યને જોઇ, 'અરે જલદી કરો' એમ આક્રંદ કરતા, 'એ નથી,' એમ કહેતા હતા કવચ પહેરેલા, શત્રુને તપાવનાર તે બેઉ સર્વ ક્ષત્રિયો જોતા બાળક જેમ રમકડાનો તિરસ્કાર કરે તેમ આપણા બળને તુચ્છ કરી સર્વ રાજાઓને પોતાનું પરાક્રમ દેખાડી, આપણે આક્રોશ તથા યત્ન કરવા છતા પણ ગયા વળી તેમને જતા જોઇ બીજા સૈનિકો કહેવા લાગ્યા કે, હે કૌરવો ! સર્વ ધનુષ ધરનાર જોતા રથયુક્ત આ દાશાર્હ

ભગવાન આપણુને તુચ્છ કરી જયદ્રથ પ્રત્યે જાય છે માટે કૃષ્ણ તથા અર્જુનનો વધ કરવા માટે જલદી કરો હે રાજન્! તે વખતે કેટલાક સૈનિકો મહા આશ્ચર્યરૂપ પૂર્વે જોયેલા નહિ એવા તેના પરાક્રમને જોઈ પરસ્પર આવી રીતે ભાષણ કરતા હતા કે, દુર્યોધનના અપરાધે કરી સર્વ સૈન્ય, ધૃતરાષ્ટ્ર રાજા, બીજા ક્ષત્રિયો તથા સમગ્ર પૃથ્વી પણ નાશને પ્રાપ્ત થઈ પણ તે બનાવ રાજા જાણતો નથી

હે ભારત! વળી બીજા ક્ષત્રિયો આવી રીતે બોલતા હતા જે વૃથા દૃષ્ટિવાળો ઉપાયમાં અનભિજ્ઞ દુર્યોધન, યમલોક પ્રત્યે ગયેના સિંધુરાજાનુ જે કૃત્ય હોય તે કરો તેટલામા તો પાંડુપુત્ર અર્જુન, અસ્તાચળ સમીપ આવેલા સૂર્યને જોઇ પીધેલુ છે ઉદક જેમણે એવા હૃષ્ટ અશ્વે કરી જલદી સિંધુરાજા પ્રત્યે ગયા ક્રોધાયમાન થયેલા, કાળ સરખા, સર્વ શસ્ત્ર ધરનારમા શ્રેષ્ઠ સામે આવતા તે મહાબાહુને તમારી તરફના યોદ્ધાઓ વારવા સમર્થ થયા નહિ. તે સમયે શત્રુને તપાવનાર પાંડુપુત્ર અર્જુન સિંહ જેમ મૃગગણને નસાડે તેમ તમારા સૈન્યને નસાડી સિંધુરાજા વાસ્તે આગળ જતા હતા એ રીતે સૈન્ય પ્રત્યે જતા દાશાર્હ ભગવાને જલદી ઘોડાઓને હાંકી બગલા સરખા પોતાના પાંચજન્ય શંખને વગાડ્યો તે વખતે અત્યંત ઉતાવળા થયેલા, વાયુ સરખા વેગવાળા અશ્વ, સૈન્યને અતિક્રમણ કરી આગળ જવા લાગ્યા તેથી કુંતિપુત્ર અર્જુને આગળ નાખેલા બાણ, પાછળ પડતા હતા તેટલામા ક્રોધાયમાન થયેલા ઘણા ક્ષત્રિય રાજાઓએ જયદ્રથના વધને ઇચ્છતા અર્જુનને ચોતરફથી વિંટી લીધા એ વખતે તે મોટા સંગ્રામમા બરાબર અવસ્થિત નહિ એવા પુરુષમા શ્રેષ્ઠ અર્જુનની પાછળ ઉતાવળથી દુર્યોધન આવવા લાગ્યો વાયુથી ઉડે છે પતાકા જેની તથા હનુમાન છે ધ્વજા વિષે જેને એવા મેઘ સરખા શબ્દવાળા તે અર્જુનના રથને જોઇ તમારી તરફના રથિયો ખેદયુક્ત છે મન જેમના એવા થયા હતા અને ચોતરફથી ઉડતી રજે કરી સૂર્ય પણ અત્યંત ઢંકાઇ ગયો હતો તે વખતે બાણથી પીડાયલા તમારી તરફના યોદ્ધાઓ અર્જુન તથા શ્રીકૃષ્ણ સામે જોવા પણ સમર્થ થતા ન હતા

> दिवाकरेऽथरजसा सर्वत संवृते भृशं ।
> शरार्ताश्च रणेयोधा शेकुः कृष्णौ न वीक्षितु ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सैन्याविस्मये गुर्जरभाषायां शततमोऽध्यायः ॥ १०० ॥**

## અધ્યાય ૧૦૧ મો. અણીને વખતે દુર્યોધનનું વચ્ચે પડવું.

**संजय उवाच—त्रसंत इव मज्जानस्तावकानां भयान्नृप ।**
**तौ दृष्ट्वा समतिक्रांतौ वासुदेवधनंजयौ ॥ १ ॥**

સંજય કહે છે—હે નૃપ! અતિક્રમણ કરેલા તે વાસુદેવ તથા અર્જુનને જોઈ ભયથી ડૂબતા હોય નહિ તેની પેઠે ખસતા તમારી તરફનાઓ પછી સ્થિર થઇ અત્યંત ક્રોધાયમાન થયેલા, સત્વે પ્રેરણા કરેલા તે સર્વ મહાત્મા અર્જુન સામે જવા લાગ્યા પણ રોષ તથા

આમર્ષયુક્ત એવા જે યુદ્ધમા પાડુપુત્ર અર્જુન પ્રત્યે ગયા, તે સમુદ્ર થકી જેમ નદીઓ પાછી ન આવે તેમ આજ સુધી પાછા નથી આવતા, અને દેવતાઓ પાસેથી જેમ નાસ્તિક પાછા વળે તેમ પાછા હ્રેલા, નરકને સેવતા, દુષ્ટબુદ્ધિવાળા, પાતકી થતા હતા અને રથ સૈન્યને અતિક્રમણ કરી મૂકાયલા તે વાસુદેવ તથા અર્જુન રાહુના મુખથી મકાયલા સૂર્ય તથા ચદ્ર સરખા દેખાતા હતા મોટી જાળને વિદારણ કરી બે મોટા મત્સ્ય જેવા દેખાય તેવા તે, સેનાજાળને વિદારણ કરી વાસુદેવ તથા અર્જુન દેખાતા હતા દુઃખેકરી ભેદી શકાય નહિ એવા શસ્ત્રના પ્રહારવાળા, દ્રોણ સૈન્યથી મકાયના, મહાત્મા તે બેઉ, ઉદય પામેલા કાળસૂર્ય સરખા દેખાતા હતા અસ્ત્રના સબાધ તથા શત્રુ સકટથી મુક્ત થયેલા શત્રુને સબાધ કરનારા તે બેઉજ સગ્રામમા દેખાતા હતા અગ્નિ સરખો છે સ્પર્શ જેનો એવા મગરમચ્છના મોઢાથી મુક્ત થયેલા બે મત્સ્યની પેઠે દ્રોણ સૈન્યથી મકાયેલા તે બેઉ મગરમચ્છ જેમ સમુદ્રને ક્ષોભ પમાડે તેમ સેનાને ક્ષોભ પમાડતા હતા તે વખતે તમારી તરફના સૈનિક તથા તમારા પુત્ર દ્રોણના સૈન્યમા રહેલા તેમને જોઇ ' આ દ્રોણને તરી શકશે નહિ, ' એવી મતિ કરતા હતા તેટલામા તો દ્રોણ સૈન્યને અતિક્રમણ કરી ગયેલા મોટી કાંતિવાળા તે બેઉને જોઈ હે મહારાજ ! હવે સિધુરાજાના જીવિતનો બચાવ થશે નહિ એમ કહેતા હતા હે રાજન્ ! દ્રોણ તથા હાર્દિક્યને વાસુદેવ તથા અર્જુન અતિક્રમણ કરી શકશે નહિ એમ જાણી, સિધુ રાજાના જીવિતની મોટી આશા હતી પણ તે આશાને વિફળ કરી શત્રુને તપાવનાર તે બેઉ દ્રોણ સૈન્ય તથા દુસ્તર એવા ભોજ સૈન્યને તરી ગયા એ રીતે બેઉ સૈન્યને તરી ગયેલા પ્રજ્વલિત અગ્નિ સરખા તે બેઉને જોઇ તમારી તરફના સિધુરાજાના જીવિત વિષે આશા રહિત થયા, અને શત્રુને ભય વધારનાર પોતે નિર્ભય એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન જયદ્રથના વધ વિષે પરસ્પર યુક્ત વાણીથી ભાષણ કરતા હતા કે દુર્યોધન તરફના છ મહારથિઓએ સિધુરાજાને પોતાના મધ્યમા રાખેલો છે તથાપિ આપણી દૃષ્ટિગોચર થયો એટલે બચવાનો નથી અને કદી દેવગણ સહિત ઇન્દ્ર આવી સગ્રામમા એનુ રક્ષણ કરશે તોપણ એને મારીશું

એ રીતે શ્રીકૃષ્ણ તથા અર્જુન પરસ્પર ભાષણ કરતા હતા એવી રીતે પરસ્પર ભાષણ કરતા મહાબાહુ શ્રીકૃષ્ણ તથા અર્જુને સિધુરાજને જોયો તે સમે તમારા પુત્ર ઘણો પોકાર કરવા લાગ્યા તૃષાક્રાંત થયેલા બે હસ્તિઓ જેમ મરૂસ્થલને અતિક્રમણ કરી જળપાન કરવાથી સ્વસ્થ થાય તેમ દ્રોણ સૈન્યને અતિક્રમણ કરેલા શત્રુને દમન કરનાર તે બેઉ થયા હતા વ્યાઘ્ર, સિહ તથા હસ્તિએકરી સકીર્ણ એવા પર્વતોને અતિક્રમણ કરી મૃત્યુભય રહિત જેવા બે વ્યાપારી દેખાય તેવો એમના મુખનો વર્ણ દેખાય છે એમ મુક્ત થયેલા તેમને જોઇ તમારા પુત્ર માનતા હતા અને ચોતરફ આક્રોશ પણ કરતા હતા આશીવિષ સર્પ સરખા તથા પ્રજ્વલિત અગ્નિ સરખા દ્રોણ અને બીજા રાજાઓથી તથા સમુદ્ર સરખા દ્રોણ સૈન્યથી વિમુક્ત થયેલા, શત્રુને દમન કરનાર તે બેઉ, સમુદ્રને તરી જેવા હર્ષયુક્ત દેખાય તેવા દેખાતા હતા દ્રોણ તથા હાર્દિક્યના મોટા અસ્ત્ર સમુદાયથી મુકત થયેલા, શોભિતા, તે બેઉ સગ્રામમા ઇન્દ્ર તથા અગ્નિ સરખા દેખાતા હતા દ્રોણના તીક્ષ્ણ બાણેકરી ખચિત રૂધિરેકરી વ્યાપ્ત એવા વાસુદેવ તથા અર્જુન, કર્ણિકારના વૃક્ષોએ કરી બે પર્વત શોભે તેવા શોભતા હતા લોહમય બાણરૂપી છે ઉગ્ર મગરમચ્છ જેમાં, શ્રેષ્ઠ ક્ષત્રિયરૂપી જળવાળા, શક્તિરૂપી આશીવિષથી સકુલ તથા દ્રોણરૂપી છે ગ્રાહ જે વિષે એવા હ્રદથી મુકત થયેલા તેમજ પ્રત્યચાના શબ્દરૂપી કડાકાવાળા, ગદા તથા ખડ્ગરૂપી છે

વિદ્યુત્ જેમા એવા દ્રોણાગ્નમેઘથી મુક્ત થયેલા તે બેઉ, અધકારથી મુક્ત થયેલા સૂર્ય તથા ચદ્ર શોભે તેવા શોભતા હતા દ્રોણના અસ્ત્ર તથા બળનુ વારણ કરવાથી સિધુ છે છઠ્ઠી જેમા એવી વર્ષાઋતુમા પરિપૂર્ણ, મહાગ્રાહથી સકુલ, શતદ્રુ આદિ લેઇ સમુદ્રમા જનારી, દુસ્તર, નદીઓને બે હાથેકરી જાણે તરી ગયા હોય નહિ એવા મોટા ધનુષવાળા લોક વિખ્યાત તે બેઉને ' આ અત્યત શ્રેષ્ઠ છે ' એમ સર્વ પ્રાણિઓ માનતા હતા જલાશયની પાસે મૃગની ઇચ્છા રાખી જેમ બે વ્યાઘ્ર ઉભા હોય તેમ સમીપ રહેલા જયદ્રથને મારવાની ઇચ્છાથી સામે જોઇ વાસુદેવ તથા અર્જૂન બેઉ ઉભા હતા હે મહારાજ ! તમારી તરફના યોદ્ધાઓ પણ એ બેઉના મુખનો ચળકતો વર્ણ જોઇ જયદ્રથ હણાયોજ છે એમ માનતા હતા લાલ છે નેત્ર જેમના એવા એક રથ વિષે રહેલા મહાબાહુ શ્રીકૃષ્ણ તથા પાડવ સિધુરાજને જોઇ સહૃષ્ટ થઈ વારવાર શબ્દ કરતા હતા હે રાજન્ ! તે વખતે ઘોડાઓની રાશ છે હાથમા જેને, એવા વાસુદેવ તથા ધનુષ્માન અર્જુનની પ્રભા સૂર્ય તથા અગ્નિના સરખી દેખાતી હતી દ્રોણ સૈન્યથી વિમુક્ત થયેલા તે બેઉને, માસ જોઇ બે શ્યેન પક્ષિને જેમ હર્ષ થાય તેમ સૈધવને સમીપ જોઈ હર્ષજ થયો હતો ક્રોધ પામેલા તે બેઉ, સમીપજ હોય નહિ તેમ જાણે દેખાતા સિધુરાજાને જોઇ, જેમ માસને જોઇ જલદી બે શ્યેન પક્ષિ પડે તેમ પડતા હતા એ રીતે અતિક્રમણ કરી ગયેલા ઋષિકેશ તથા અર્જુનને જોઇ દ્રોણે બાધેલુ છે કવચ જેને એવો અશ્વ સરકાર જાણનાર તમારો પુત્ર દુર્યોધન સિધુરાજાની રક્ષા વાસ્તે એક રથેકરી સગ્રામ વિષે જઇ હે નરાધિપ ! હે પ્રભો ! મોટા ધનુષવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુનને અતિક્રમણ કરી કમળ સરખા છે નેત્ર જેના એવા શ્રીકૃષ્ણની સન્મુખ જઇને ઉભો રહ્યો એ રીતે તમારો પુત્ર, અર્જુનને અતિક્રમણ કરીને ગયો તે વખતે સર્વ સૈન્યમા મોટી ખુશીની સાથે વાદિત્ર વાગવા લાગ્યા અને શ્રીકૃષ્ણ તથા અર્જુનની સામે ઉભેલા દુર્યોધનને જોઇ એ સૈન્ય વિષે શખના શબ્દ સાથે મળેલા સિહનાદ પણ થવા લાગ્યા હે પ્રભો ! અગ્નિની જેમને ઉપમા અપાય એવા સિધુરાજના જે રક્ષક હતા, તે પણ સગ્રામમા ઉભેલા તમારા પુત્રને જોઇ અત્યત સતુષ્ટ થતા હતા હે રાજન્ ! પાછળ ચાલનાર સહિત એ રીતે અતિક્રમણ કરી આવેલા દુર્યોધનને જોઇ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન પ્રત્યે સમયને લગતુ આવી રીતનુ વચન કહ્યુ

**दृष्ट्वा दुर्योधन कृष्णो व्यतिक्रांत सहानुग ।**
**अब्रवीदर्जुन राजन् प्राप्तकालमिद वच ॥**

**इति श्रीमहाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुर्योधनागमे गुर्जरभाषायामेकाधिकशततमोऽध्यायः ॥ १०१ ॥**

## અધ્યાય ૧૦૨ જો. જયદ્રથની રક્ષા માટે દુર્યોધનનો યત્ન.

**वासुदेव उवाच—दुर्योधनमतिक्रांतमेनं पश्य धनंजय ।**
**अपत्यद्भुतमिम मन्ये नास्त्यस्य सदृशो रथ ॥**

વાસુદેવ કહે છે—હે ધનજય ! જેના સરખા બીજો રથિ નથી એવા અતિક્રમણ કરી

સન્મુખ આવેલા આ દુર્યોધનને જોઇ હું અત્યત આશ્ચર્ય પામુ છુ જે દૂર બાણ નાખનારો, મોટા ધનુષવાળો, અસ્ત્ર શીખેલો, યુદ્ધમા દુર્મદ, દઢ અસ્ત્રવાળો, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, મહા બળવાન, અત્યત સુખથી સારી રીતે વૃદ્ધિ પામેલો, મનાયેલો, મહારથિ, નિપુણ તથા હમેશ બાધવોનો દ્વેષ કરનાર, એવો આ ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધન છે માટે હે અનઘ ! તેની સાથે તારે યુદ્ધ કરવુ એ વખતને લગતુ છે, એમ હુ માનુ છુ તેમ તમારે દ્યૂત પણ વિજય તથા પરાજય વાસ્તે આની સાથે થયુ હતુ અને પાડવોને સર્વ અનર્થનુ મૂળ પણ આ છે તે આ વખતે તારી સન્મુખ આવ્યો વાસ્તે તારૂ યુદ્ધ સાફલ્ય થયુ એમ જાણ, કારણ રાજ્યને ઇચ્છતો રાજા તારી સાથે સગ્રામ કરવા કેમ આવે ? તેમ તે આ વખતે તારા બાણ વિષયને પ્રાપ્ત થયો તે ઘણુ સારૂ થયુ માટે ઘણા કાળથી એકઠુ કરેલુ ક્રોધરૂપી વિષ આને વિષે મૂકી જે રીતે આ જીવિતનો ત્યાગ કર તે રીતે કર હે ધનજય ! હે પુરૂષર્ષભ ! ઐશ્વર્યના મદેકરી મૂઢ એવો આ હજી દુ ખને પ્રાપ્ત થયો નથી તેમ સગ્રામ વિષે તારા પરાક્રમને જાણતો પણ નથી. હે પાર્થ ! તને અસુર, સુર તથા મનુષ્ય સહિત ત્રિલોકી પણ સગ્રામમા જીતવાનો ઉત્સાહ કરી શકે નહિ ત્યારે એકલો દુર્યોધન તો ક્યાથીજ ઉત્સાહ કરી શકે ? હે પાર્થ ! તે તારા રથની સમીપ આવ્યો તે ઘણુ સારૂ થયુ માટે હે મહાબાહો ! જે રીતે વૃત્રાસુરને ઇન્દ્રે માર્યો હતો તેમ તુ એને માર હે અનઘ ! તને સર્વ અનર્થ આપનાર આ છે, અને ધર્મરાજને છળે કરી દ્યૂતવિષે આણે છેતર્યા હતા હે માનદ ! પાપ બુદ્ધિવાળા આણે નિષ્પાપ એવા તમારે વિષે નિરતર ઘણાક અત્યત ક્રૂર કર્મ કર્યાં છે માટે હમેશ ક્રોધી, અનાર્ય, કામરૂપી તે પુરૂષને યુદ્ધવિષે આર્યમતિ કરી વિચાર ન કરતા જલદી માર. હે પાડવ ! જયદ્રથના વધરૂપ આપણા કાર્યનો પ્રતિઘાત કરવા સારૂ તારી આગળ આ યત્ન કરે છે એ ઘણુ સારૂ થયુ તેમ સગ્રામમા તારી સાથે યુદ્ધ કરવુ એમ જાણે છે તે પણ સારૂ થયુ હે પાર્થ ! આપણે કામના કરેલા નહિ એવા સર્વ કામ સફળ થયા, એ પણ ઘણુ સારૂ થયુ વાસ્તે હે પાર્થ ! છળેકરી રાજ્યનુ હરણ વનવાસ તથા દ્રૌપદીને થયેલો પરિકલેશ હૃદયમા યાદ કરી પરાક્રમથી પૂર્વે દેવાસુર સગ્રામમા ઇન્દ્રે જેમ જભાસુરને હણ્યો હતો તેમ કુળમા અધમ એવા દુર્યોધનને સગ્રામમા તુ માર હે અર્જુન ! એને હણવાથી અનાથ થયેલા સૈન્યને ભેદી દુરાત્માના મૂળને કાપ અને આ વૈરનો અવભૃથ થાઓ, એટલે કે વૈર સમાપ્ત થાઓ.

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવા શ્રીકૃષ્ણના વચન સાભળી તેને અર્જુને કહ્યુ કે, ‘ઠીક તેમ કરીશ,’ કારણ મારે પણ જરૂર એ કરવા લાયક છે વાસ્તે હે શ્રીકૃષ્ણ ! બીજા સર્વનો અનાદર કરી જ્યા દુર્યોધન છે ત્યા જાઓ જેણે ઘણા કાળ સુધી અમારૂ આ નિષ્કટક રાજ્ય ભોગવ્યુ, યુદ્ધમા પરાક્રમ કરી જ્યારે એનુ મસ્તક હુ કાપુ ત્યારે કેશ પ્રકર્ષણ વિષે તે કલેશને યોગ્ય નહિ એવી દ્રૌપદીના ક્લેશને ટાળવા હુ સમર્થ થાઉં એ રીતે બોલતા પ્રસન્ન એવા વાસુદેવ તથા અર્જુને પોતાના શ્વેત એવા ઉત્તમ ઘોડાઓ દુર્યોધન સમીપ ચલાવ્યા હે ભરતર્ષભ ! હે મારિષ ! તે એઉના સામીપ્યને પ્રાપ્ત થઇને તે મોટા ભય સ્થાન વિષે પણ તમારા પુત્રને ભય પ્રાપ્ત થયો નહિ એ રીતે ઉત્સુક્ત થયેલા હૃષિકેશ તથા અર્જુનને તેણે જે વારી રાખ્યા એ દુર્યોધનના કર્મને ક્ષત્રિયો તે વખતે વખાણતા હતા. હે વિશાપતે ! તે સમયે રાજાને સગ્રામમા જોઇ તમારા સર્વ સૈન્યનો મોટો શબ્દ થતો હતો એ રીતે મનુષ્યનો ભયકર એવો તે શબ્દ પ્રવર્ત્તમાન થયો, તે વખતે તમારા પુત્રે શત્રુ એવા અર્જુનને ન ગણકારતા વારી રાખ્યો ધનુષ ધરનાર તમારા પુત્રે વારણ કરેલા શત્રુને તપાવનાર

કુંતિપુત્ર અર્જુન, વળી તમારા પુત્ર વિષે અત્યંત ક્રોધને પ્રાપ્ત થયા. પરસ્પર અત્યંત ક્રોધાયમાન થયેલા તે દુર્યોધન તથા અર્જુનને જોઇ ભયંકર જેમના રૂપ છે એવા રાજાઓ ચોતરફથી સામે જોઇ ઉભા રહ્યા હે મારિષ ! અત્યંત ક્રોધાયમાન એવા વાસુદેવ તથા અર્જુનને જોઇ યુદ્ધની જેને કામના છે એવો તમારો પુત્ર અત્યંત હસતો હોય નહિ તેની પેઠે યુદ્ધ વાસ્તે તેને બોલાવા લાગ્યો તેથી અત્યંત પ્રસન્ન થયેલા દાશાર્હ ભગવાન તથા પાંડુપુત્ર અર્જુને મોટો શબ્દ કરી પોતાના ઉત્તમ એવા શંખ વગાડયા પ્રસન્ન છે રૂપ જેમના એવા વાસુદેવ તથા અર્જુનને જોઇ તમારા પક્ષના સર્વ યોદ્ધાઓ તમારા પુત્રના જીવિત વિષે નિરાશ થઇ રહ્યા અને બીજા કેટલાક તમારી તરફના શોકને પ્રાપ્ત થયા તેમ સર્વ કૌરવો પણ તમારા પુત્રને અગ્નિના મુખમા હોમાએલજ માનતા હતા એ રીતે અત્યંત હૃષ્ટ એવા કૃષ્ણ તથા અર્જુનને જોઇ તમારી તરફના ભયથી પીડાયલા કેટલાક યોદ્ધાઓ 'રાજા હણાયો, રાજા હણાયો,' એ રીતે પોકાર કરતા હતા એવો મનુષ્યોનો મોટો શબ્દ સાભળી દુર્યોધને કહ્યુ કે, વાસુદેવ તથા અર્જુનને હુ યમલોક પ્રત્યે મોકલી દઇશ વાસ્તે મારા નિમિત્ત તમારો ભય દૂર થાઓ જયની જેને ઇચ્છા છે એવો દુર્યોધન રાજા એ રીતે સર્વ સૈનિકોને કહી અર્જુનને બોલાવી ક્રોધથી તેને આવી રીતે વચન કહેવા લાગ્યો કે, હે પાર્થ ! જો તુ પાંડુપુત્ર હોય તો જે દિવ્ય તથા પાર્થિવ અસ્ત્ર તુ શીખેલો હોય તે જલદી મને દેખાડ, તેમ જે તારૂ બળ તથા પરાક્રમ હોય અને કેશવનુ પણ જે બળ તથા પરાક્રમ હોય તે જલદી મારે વિષે કરી દેખાડ એટલે તમારા પૌરૂષને અમે જોઇએ અમારી ગેરહાજરીમા આ વીર પ્રધાન છે, એમ બીજા જેથી સત્કાર કરે છે એવા કર્મ તે કર્યા છે એમ કહે છે માટે જે જે કર્મ કર્યા હોય તે મને દેખાડ

अस्मत्परोक्षकर्माणि कृतानि प्रवदन्तिते ।
स्वामिसत्कारयुक्तानि यानि तानीह दर्शय ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुर्योधनवचने गुर्जरभाषायां द्व्यधिकशततमोऽध्यायः ॥ १०२ ॥**

## અધ્યાય ૧૦૩ જો. દુર્યોધન પરાજય.

**संजय उवाच—एवमुक्त्वार्जुनराजास्त्रिभिर्मर्मागितैः शरैः ।**
**अभ्यविध्यन्महावेगैश्चतुर्भिश्चतुरो हयान् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એમ કહી દુર્યોધન રાજાએ મર્મને ભેદે એવા ત્રણ બાણેકરી અર્જુનને વિંધી મોટા વેગવાળા ચાર બાણેકરી ચાર ઘોડાઓને વિંધ્યા અને દશ બાણે કરી સ્તનના મધ્યમા વાસુદેવને પણ વિંધી ભલ્લ નામના બાણેકરી એમના ચાબુકને કાપી પૃથ્વી વિષે પાડી નાખ્યો અવ્યગ્ર એવા અર્જુને પણ શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, વિચિત્ર પ્રકારના પુંખવાળા ચૌદ બાણે કરી જલદી તેને વિંધ્યો પણ તે બાણ તેના કવચ વિષે નિષ્ફળ થયેલ જોઇ વળી ફરીથી અર્જુને તીક્ષ્ણ એવા તેટલાજ બાણ નાખ્યા, તે

પણ કવચથી ભ્રષ્ટ થયા એ રીતે નિષ્ફળ થયેલા તે અગ્રાનીમ બાણને જોઇ પારકા શૂરવીરને હણનાર શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે આવી રીતે વચન કહ્યુ કે, હે પાર્થ ! આ તો પૂર્વે જોએલુ નહી એવુ જોયામા આવે છે, જે તારા નાખેના બાણ કેવા પાષાણની પેઠે કાર્ય કરતા નથી હે ભરતર્ષભ ! ગાંડિવનુ તારી મુષ્ટિનુ, તથા તારા ભુજનુ બળ તો જેવુ પૂર્વે હતુ તેવુ જ છે વા આ છેવટનો વખત તો આવ્યો નથી તે મને કહે ? હે પાર્થ ! દુર્યોધનના રથ પ્રત્યે પડેલા આ તારા બાણ વ્યર્થ થયા તે જોઇ મને મોટુ આશ્ચર્ય ઉપજે છે જે વજ્ર સરખા સ્પર્શવાળા, પારકી કાયા ભેદનાર, ભયકર, તારા બાણ પોતાનુ કાર્ય કરતા નથી, માટે આ તે શુ વિડબના પ્રાપ્ત થઇ ? એવા શ્રીકૃષ્ણના વચન સાભળી અર્જુને કહ્યુ કે, હે કૃષ્ણ ! દુર્યોધનને દ્રોણાચાર્યે આ કવચ ધારણા એવી તો કરાવેલી છે કે મારા અસ્ત્રેકરી ભેદી શકાય નહિ તેમ હે કૃષ્ણ ! આ કવચ વિષે ત્રૈલોક્ય પણ રહ્યુ છે એ કવચને એક દ્રોણ જાણે છે અને તેમના કહેવાથી હુ જાણુ છુ હે ગોવિદ ! એ કવચને બાણેકરી કદી પણ ભેદવા સમર્થ થવાય એમ નથી તેમ પોતે ઇન્દ્ર વજ્રે કરીને પણ તેને ભેદી શકે નહિ. હે કૃષ્ણ ! એ બધુ તમે જાણો છો તોપણ મને કેમ મોહ પમાડો છો ? હે કેશવ ! ત્રિલોક વિષે જેટલુ વૃત્તાત વર્તે છે તથા જે થવાનુ છે તે સર્વ વૃત્તાત તમારૂ જાણેલુજ છે હે મધુસૂદન ! એ બધુ જે રીતે તમે જાણો છો તેવુ બીજો કોઇ જાણતો નથી હે કૃષ્ણ ! આ દુર્યોધન દ્રોણે બતાવેલી કવચ ધારણાને ધારણ કરી સગ્રામમા નિર્ભયની પેઠે ઉભો છે, પણ હે માધવ ! આ સ્ત્રીની પેઠે યુક્ત એવી દૃઢ કવચ ધારણાને ધારણ કરી રહ્યો છે, તથાપિ એ ધારણ કરવાથી શુ ? તે જાણતો નથી હે જનાર્દન ! મારા બાહુ તથા ધનુષના પરાક્રમને તો જૂવો કવચે રક્ષા કરેલા દુર્યોધનને પણ હુ પરાજય પમાડીશ પ્રકાશમાન એવુ મારૂ આ કવચ ગાહાદેવજીએ અગિરાને, અગિરાએ બૃહસ્પતિને બૃહસ્પતિએ ઇન્દ્રને અને ઇન્દ્રે ઉપદેશ સહિત આ કવચ મને આપ્યુ છે એનુ એ કવચ દેવતાઓનુ કરેલુ હોય વા પોતાનુ બ્રહ્માનુ કરેલુ હોય તોપણ આજ મારા બાણેકરી હણેલા એ દુર્બુદ્ધિવાળાની રક્ષા કરશે નહિ.

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એમ કહી અર્જુને બાણને અભિમત્રણ કરી આકર્ષણ કર્યા ધનુષના મધ્યમા રહેલા તે અર્જુનના બાણને સર્વાસ્ત્રઘાતિ અસ્ત્રેકરી અશ્વત્થામાએ કાપી નાખ્યા એ રીતે દૂરથી બ્રહ્મવાદીએ કાપેલા બાણને જોઇ વિસ્મય પામેલા અર્જુને કેશવ ભગવાનને કહ્યુ કે હે જનાર્દન ! અસ્ત્રનો બે વખત પ્રયોગ કરવા મારાથી સમર્થ થઇ શકાય તેમ નથી કારણ એમ કરવાથી તે અસ્ત્ર મને તથા મારા સૈન્યને હણે એમ અર્જુન કહે છે તેટલામા તો દુર્યોધને હે રાજન્ ! સર્પ સરખા નવ નવ બાણેકરી શ્રીકૃષ્ણ તથા અર્જુનને વિધી, વળી તેમની ઉપર ઘણા બાણનો વરસાદ કર્યો તે વખતે પ્રસન્ન થયેલા તમારી તરફનાઓ વાદિત્રના શબ્દ સાથે સિહનાદ કરવા લાગ્યા તેથી ક્રોધાયમાન થયેલા અર્જુને બે ગલોફા ચાટીને જોયુ તો કવચે રક્ષા કરેલુ નહીં એવુ તેનુ કોઇપણ અગ હતુ નહી તેથી યુદ્ધમા ચતુર અર્જુને સારી રીતે મૂકેલા, કાળ સરખા, તીક્ષ્ણ બાણેકરી એના ઘોડાઓ, પાછળ ચાલનારા તથા સારથિને પણ હણી એનુ ધનુષ તથા હાથના મોજાઓને કાપી રથના કકડા કરી બે બાણથી દુર્યોધનના બે હાથના બે તળા વિધ્યા વળી પ્રયત્ન જાણનાર કુતિપુત્ર અર્જુને એના નખના મધ્યભાગ પણ બાણેકરી વિધ્યા તેની વેદનાએ કરી ઉદ્વિગ્ન એવો તે, પલાયન કરવામા તત્પર થયો તે વખતે કષ્ટરૂપ આપદને પ્રાપ્ત થયેલા તેને જોઇ પરમ ધનુષ ધરનાર તમારી

તરફના યોદ્ધાઓએ અર્જુનના બાણથી પીડાયલા દુર્યોધનના રક્ષણ વાસ્તે ક્રોધાયમાન થયેલા હજારો રથ, હસ્તિ અશ્વ તથા પાયદળના ઓઘેકરી ચોતરફથી અર્જુનને વિટી લીધો તે સમયે મોટા બાણના વરસાદેકરી તથા મોટા જનના સમુદાય કરી વિંટાયલા અર્જુન તથા ગોવિંદ અને તેમનો રથ પણ દેખાતો નહોતો તેટલામા અર્જુન અસ્ત્રના બળેકરી તમારી સેનાને મારવા લાગ્યા તે સમે અર્જુનના બાણેકરી અંગરહિત થયેના સેંકડો રથ તથા હસ્તિઓ સંગ્રામમા પડતા હતા તેથી હણેના તથા હણવા માંડેના યોદ્ધાઓ તે ઉત્તમ રથને મારવા લાગ્યા એવી રીતે ન્તભન કરેલો તે રથ સિંધુરાજાથી ચોતરફ કોશ જેટલે દૂર ઉભો રહ્યો તે સમયે વૃષ્ણિકુળમા શૂરવીર શ્રીકૃષ્ણે આવી રીતે અર્જુનને વાક્ય કહ્યું કે તું આ વખતે ધનુષને આકર્ષણ કર અને હું શંખ વગાડું છું એવા શ્રીકૃષ્ણના વચન સાભળી અર્જુન, બળવાન એવા ગાંડીવ ધનુષને ખેંચી મોટા બાણના વરસાદથી તથા મોજાના શબ્દે કરી શત્રુઓને મારવા લાગ્યો એટલે રજેકરી વ્યાપ્ત છે પાંપણના અગ્રભાગ જેના મુખ વિષે, થયો છે અત્યંત પ્રસ્વેદ જેને એવા બળવાન કેશવ ભગવાને ઉંચે સ્વરેકરી પોતાનો પાંચજન્ય વગાડ્યો તે શંખના શબ્દથી તથા અર્જુનના ધનુષના શબ્દથી બળવાન તથા નિર્બળ એવા જન પૃથ્વી વિષે પડી જતા હતા અને તેમણે મૂકેલો રથ પણ વાયુએ પ્રેરેલા મેઘ સમાન શોભતો હતો જયદ્રથના રક્ષણ કરનાર મોટા ધનુષવાળા મહાત્મા યોદ્ધાઓ એકદમ અર્જુનને જોઇ પાછળ ચાલનાર સહિત તેઓ ક્ષોભયુક્ત થઇ પૃથ્વીને કંપાવતા બાણના શબ્દ તથા શંખના શબ્દ સાથ મોટો સિંહનાદ કરવા લાગ્યા તમારી તરફના ઉઠેલા તે મોટા શબ્દને સાભળી વાસુદેવ તથા અર્જુન પણ પોતાના ઉત્તમ શંખ વગાડવા લાગ્યા હે વિશાંપતે! તે મોટા શબ્દેકરી પર્વત સમુદ્ર દ્વીપ તથા પાતાળ સહિત સમગ્ર પૃથ્વી પૂરાઇ ગઇ હે ભરતશ્રેષ્ઠ! તે શબ્દ દશે દિશાઓમા વ્યાપ્ત થઇ ત્યા કુરૂપાંડવના સૈન્યમા પ્રતિધ્વનિ કરતો હતો તમારી તરફના રથિ તથા મહારથિઓ ત્યા આવેલા શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇ પરમ સંભ્રમને પ્રાપ્ત થયા કવચ પહેરેલા મોટા ભાગ્યવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇ અત્યંત ક્રોધાયમાન થયેલા તમારી તરફના તેમની સામે દોડ્યા, તે મોટું આશ્ચર્ય સરખું થયું

अथकृष्णो महाभागौ तावका वीक्ष्य दंशितौ ।
अभ्यद्रवत संक्रुद्धास्तदद्भुतमिवाभवत् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुर्योधनपराजये गुर्जरभाषाया त्र्यधिकशततमोऽध्यायः ॥ १०३ ॥

## અધ્યાય ૧૦૪ થો. જયદ્રથ માટે મહા ઘમસાણ.

संजय उवाच—तावका हि समीक्ष्यैव वृष्ण्यंधककुरूत्तमौ ।
प्रागत्वरन् जिघांसन्तस्तथैव विजयः परान् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! વૃષ્ણિ અંધક તથા કુરૂકુળમા ઉત્તમ એવા વાસુદેવ તથા અર્જુનનેનજીક આવેલા જોઇ તેમને મારવા ઇચ્છતા તમારી તરફના ઉતાવળા યોદ્ધા થયા

તેમજ શત્રુઓને મારવા ઇચ્છતા અર્જુન પણ ઉતાવળા થયા તેટલામા અત્યત કોપાયમાન થયેલા ભૂરિશ્રવા શલ્ય, કર્ણ, વૃષસેન, જયદ્રથ કૃપ મદ્રરાજ, તથા રથિમા શ્રેષ્ઠ અશ્વત્થામા, એ આઠ કવચ પહેરેલા મહારથિઓ, મવાણ્ તથા વ્યાઘ્રના ચર્મથી વિચિત્ર પ્રકારના, મેઘના ઓઘ સરખા શબ્દવાળા પ્રજ્વલિત અગ્નિ સરખા મોટા રથેકરી સર્વ દિશાઓને પ્રકાશ કરતા અને સુવર્ણના પુખવાળા બાણ તથા કોપાયમાન થયેલા તુરગની પેઠે મોટા શબ્દ કરતા દર્ભેકરી સામુ જોવાય નહિ એવા ધનુષેકરી દશે દિશાઓને શોભાવતા અન્તરની આકાશનુ જાણે પાન કરતા હોય નહિ તેની પેઠે અર્જુનના તીક્ષ્ણ બાણેકરી વ્યાપ્ત એવી દશ દિશાઓને ઘેરી લેતા હતા તે વખતે મહારથિઓને વહન કરતા નીલવર્તિ ઇત્યાદિ, કુન્ત દેશમા ઉત્પન્ન થયેલા વિચિત્ર પ્રકારના અશ્વ દશે દિશાઓને શોભાવતા અત્યન્ત શોભતા હતા ઇન્દ્રિય તથા ક્રોધને જીતેલા, મનોહર કાતિવાળા, ક્ષુધા, તૃષા સબધી દુ ખને કઈ કરી ન જાણનાર આજાનેય નામના અશ્વ નાના દેશથી ઉત્પન્ન થયેલા મોટા વેગવાળા બળવાન, મનોહર કેશવાળા, વૃત્તાકાર ખરી, દૃઢ પાદ જેમના છે એવા પાર્વતીય અશ્વ, તેમજ પૂર્વભાગમા ઉંચા અને પાછળથી નીચા નદીતીરજ અશ્વ તથા ઉત્તમ એવા સિંધવ અશ્વેકરી તમારા પુત્રના રક્ષણને ઇચ્છતા કૌરવ તરફના શ્રેષ્ઠ યોદ્ધાઓ અર્જુનના રથ પ્રત્યે ચોતરફથી દોડી, હે રાજન્ ! પુરુષમા અત્યત શ્રેષ્ઠ તેમણે મોટા શખ ગ્રહણ કરી વગાડ્યા તેના શબ્દેકરી સમુદ્ર સહિત પૃથ્વી તથા આકાશ પૂરાઈ ગયુ તેજ વખતે સર્વ દેવમા અત્યત શ્રેષ્ઠ એવા વાસુદેવ તથા અર્જુને પૃથ્વી વિષે સર્વ શખમા શ્રેષ્ઠ એવા પોતાના શખ વગાડ્યા કુતિપુત્ર અર્જુને દેવદત્ત નામનો પોતાનો શખ અને કેશવ ભગવાને પાચજન્ય નામનો પોતાનો શખ વગાડ્યો અર્જુને પ્રેરેલા દેવદત્ત નામના શખના શબ્દે પૃથ્વી, અતરિક્ષ તથા દિશાઓને પ્રતિધ્વનિત કરી તેમજ વાસુદેવે પ્રેરેલા પાચજન્યના શબ્દે સર્વ શબ્દને અતિક્રમણ કરી દ્યાવાપૃથ્વીને પૂરી દીધી બીકણને ભય ઉત્પન્ન કરનાર તથા શૂરવીરને હર્ષ વધારનાર તે દારુણ એવો નાદ પ્રવર્તમાન થયો તેમજ હે રાજેન્દ્ર ! ભેરી, ઝર્ઝર, આનક તથા મૃદગ નામના અનેક યુદ્ધવાદ્ય પણ વાગવા લાગ્યા તે શબ્દ ન સહન કરી શકનાર દુર્યોધનના હિતેચ્છુક, ક્રોધાયમાન થયેલા, પરમ ધનુષ ધરનાર, નાના દેશમાથી આવેલા, પોતાના સૈન્યનુ રક્ષણ કરનાર મહારથિ રાજાઓ પણ પોતપોતાના મોટા શખ વગાડવા લાગ્યા એ રીતે કેશવ તથા અર્જુનને તેમના કરેલાનો બદલો આપનાર ઉદ્વિગ્ન છે રથ, હસ્તિ તથા અશ્વ જેમા એવુ તમારૂ સૈન્ય અસ્વસ્થની પેઠે ઉભુ હતુ આક્ષિપ્ત થયેલા આકાશ સરખુ, વજ્ર સરખા શૂરવીરના શખના શબ્દેકરી શબ્દાયમાન તમારૂ સૈન્ય અત્યત ઉદ્વિગ્ન થયુ હતુ સમયે પ્રલય સમયના સરખો સર્વ દિશાઓને શબ્દાયમાન કરતો તે અત્યત મોટો શબ્દ, તે સૈન્યને ત્રાસ પમાડતો હતો તેટલામા દુર્યોધન તથા તે આઠ મહારથિ રાજાઓએ જયદ્રથની રક્ષા વાસ્તે પાડુપુત્ર અર્જુનને ચોતરફથી વિટી લીધો તેટલામા અશ્વત્થામાએ તો તેરથી વાસુદેવને, ભલ્લ નામના ત્રણથી અર્જુનને તથા પાચ બાણથી એના ધ્વજ તથા અશ્વને પણ વિધ્યા એ રીતે જનાર્દન ભગવાનને વિધ્યા તેથી અત્યત સક્રુદ્ધ થયેલા અર્જુને છસો બાણેકરી તેને વિધ્યો વળી પરાક્રમી તેણે દશેકરી કર્ણને, ત્રણથી વૃષસેનને વિધી શલ્યની મુષ્ટિમા રહેલુ બાણ સહિત ધનુષ કાપી નાખ્યુ શલ્યે પણ બીજુ ધનુષ ગ્રહણ કરી પાચ બાણેકરી પાડુપુત્ર અર્જુનને વિધ્યો સુવર્ણના પુખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, ત્રણ બાણેકરી ભૂરિશ્રવાએ, બત્રિસથી કર્ણે સાતે વૃષસેને, તોતેરથી જયદ્રથે, દશે કૃપાચાર્યે, તથા મદ્રરાજાએ પણ દશેકરી અર્જુનને વિધ્યો એટલામા વળી અશ્વ-

ત્થામાએ સાઠ બાણ અર્જુન ઉપર નાખી વીસ વાસુદેવ ઉપર નાખી, વળી પાચ બાણ અર્જુન ઉપર નાખ્યા શ્રીકૃષ્ણ છે સારથિ જેના એવા પુરૂષમા સિહરૂપ શ્વેત અશ્વવાળા અર્જુને અત્યત હાસ્યકરી હસ્તલાઘવી દેખાડતા તે સર્વને પાછા વિધ્યા તે આ રીતે કે બારથી કર્ણને, ત્રણેકરી વૃષસેનને વિધી શલ્યનુ મુષ્ટિદેશમા રહેલુ બાણ સહિત ધનુષ કાપી નાખ્યુ પછી ત્રણથી સૌમદત્તિને, દશેકરી શલ્યને, તીક્ષ્ણ એવા અગ્નિની શિખા સરખા આઠ બાણેકરી અશ્વત્થામાને, પચ્ચીસથી ગૌતમને તથા સોથી સિધુરાજાને વિધી વળી સીત્તેર બાણેકરી અશ્વત્થામાને વિધ્યા અત્યત ક્રોધાયમાન થયેલા ભૂરિશ્રવાએ હરિ એવા ભગવાનનો ચાબખો કાપી તોત્તેર બાણ અર્જુન ઉપર નાખ્યા તે વખતે ક્રોધ પામેલા અર્જુને તીક્ષ્ણ એવા સેકડો બાણેકરી મહાવાયુ જેમ મેઘોને રૂધે તેમ તે શત્રુઓને રૂધી લીધા

**तत शरशतैस्तीक्ष्णैस्तानरीन् श्वेतवाहन ।**
**प्रत्यषेधद्द्रुतक्रुद्धोमहावातोघनानिव ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषाया चतुरधिकशततमोऽध्यायः ॥ १०४ ॥**

## અધ્યાય ૧૦૫ મો. રથધ્વજ વર્ણન.

**धृतराष्ट्र उवाच—ध्वजान् बहुविधाकारान् भ्राजमानानतिश्रिया ।**
**पार्थानां मामकानां च तन्मामाचक्ष्व सजय ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! પાડવોના તથા મારી તરફનાઓના અતિ શોભાથી શોભિતા વિવિધ પ્રકારના ધ્વજ મને કહે સજય કહે છે–તે મહાત્માઓના બહુ પ્રકારના આકારવાળા ધ્વજ, રૂપ, વર્ણ તથા નામથી હુ કહુ તે સાભળો હે રાજેદ્ર ! રથિમા મુખ્ય એવા તે મહાત્માઓના રથ વિષે રહેલા વિવિધ પ્રકારના ધ્વજ પ્રજ્વલિત અગ્નિ સરખા દેખાતા હતા જેમનો શિરોભાગ સુવર્ણનો અને સુવર્ણની માળાથી શોભિતા, કાચન સરખા, મેરૂ પર્વતના શિખરની જેમને ઉપમા અપાય એવા પરમ શોભાયમાન તથા ચોતરફથી નાના વર્ણની પતાકાઓએ કરી વિટાયલા, અનેક વર્ણવાળા, વિવિધ પ્રકારના ધ્વજ શોભતા હતા. વાયુએ પ્રેરણા કરેલા ઇન્દ્રાયુધ સરખા મહારથિઓના રથને શોભાવતી પતાકાઓ પણ રગના મધ્યમા નૃત્ય કરતી વિલાસિકાઓ સરખી દેખાતી હતી અર્જુનના ધ્વજ વિષે સિંહ લાગુલધારી, ઉગ્ર મુખવાળો, ભયકર વાનરવર સગ્રામમા દેખાતો હતો હે રાજન્ ! પતાકાઓથી શોભિતો તે તમારા સૈન્યોને ત્રાસ પમાડતો હતો તેમજ હે ભારત ! સિહના લાગુલનું છે ચિન્હ જેમા એવા બાળસૂર્ય સરખી કાતિવાળા, કાચનમય, પવને પ્રેરેલા, ઇન્દ્રધ્વજ સરખા, કૌરવોને આનદ આપનાર અશ્વત્થામાના ઉચા ધ્વજને અમે જોતા હતા સુવર્ણમય હસ્તિકક્ષાનુ છે ચિન્હ જેમા એવો કર્ણનો ધ્વજ આકાશને પૂરી દેતો હોય નહિ જાણે એવો સંગ્રામમા દેખાતો હતો તેમજ વાયુએ પ્રેરણા કરેલી, સુવર્ણમય માળાથી શોભીતી કર્ણની પતાકા રથ સમીપ નૃત્ય કરતી હોય તેવી દેખાતી હતી પાડવોના આચાર્ય તપસ્વી

બ્રાહ્મણ એવા કૃપાચાર્યનો અત્યંત શોભિતો વૃષના ચિન્હવાળો ધ્વજ હતો હે રાજન્! શોભિતા વૃષેકરી ત્રિપુરઘ્ન એવા મહાદેવજી શોભે તેમ ગોવૃષેકરી તે મહારથિ બહુ શોભતા હતા વૃષસેનના ધ્વજવિષે મણિરત્ન જડિત સુવર્ણમય, સેનાના અગ્રભાગને શોભાવતો જાણે બોલતો એવો મયૂર શોભતો હતો તેથી તે મહાત્માનો રથ શોભિતા મયૂરે કરી જેવો કાર્તિકસ્વામિનો રથ શોભે તેમ શોભતો હતો મદ્રરાજ એવા શલ્યના ધ્વજ વિષે અગ્નિની શિખા સરખા સુવર્ણમય લાંગુલના ચિન્હને અમે જોતા હતા હે મારિષ! સિંધુરાજના ધ્વજાગ્ર વિષે સ્ફટિક મણિ સરખી કાંતિવાળો સુવર્ણની જાળથી શોભિતો વરાહ હતો તે ધ્વજેકરી જયદ્રથ રાજા પૂર્વે દેવાસુર યુદ્ધમા જેમ સૂર્ય શોભતા હતા તેમ શોભતો હતો યજ્ઞશીલ એવા બુદ્ધિમાન સૌમદત્તિના ધ્વજવિષે રહેલો સુવર્ણમય યૂપ, રાજસૂયયજ્ઞમા ઉચા ઉભા રહેલા યૂપ સરખો શોભતો હતો હે મહારાજ! શલ્યના ધ્વજ વિષે મોટું હસ્તિનુ ચિન્હ હતુ સુવર્ણેકરી વિચિત્ર પ્રકારના જેના અંગ છે એવા મયૂર ચિત્રેકરી શોભિતો તે ધ્વજ, તમારા સૈન્યને શોભાવતો હતો. જેમ શ્વેત એવો મોટો હસ્તિ ઇન્દ્રની સેના પ્રત્યે શોભે તેમ સુવર્ણથી વિંટાયલો, મણિમય, સેકડો ઘુઘરીયોથી શબ્દાયમાન, વિચિત્ર પ્રકારનો હસ્તિ રાજા દુર્યોધનના ઉત્તમ રથ વિષે શોભતો હતો એ નવ તમારી સેનામા અત્યંત ઉચા, પ્રલય સમયના અગ્નિ સરખા, પરમ ધ્વજ તમારી સેનાને શોભાવતા હતા અને દશમો કપિના ચિન્હવાળો મોટો ધ્વજ અર્જુનનો હતો. જેણેકરી અગ્નિવી હિમાચળ શોભે તેવા અર્જુન શોભતા હતા તેટલામા શત્રુને તપાવનાર તમારી તરફના મહારથિઓ અર્જુન વાસ્તે જલદી અત્યંત મોટા શુભ્ર એવા વિચિત્ર પ્રકારના ધનુષ ગ્રહણ કરતા હતા તેમજ હે રાજન્! દિવ્ય છે કર્મ જેના એવા શત્રુનો નાશ કરનાર અર્જુને પણ પોતાનુ ગાંડીવ ધનુષ ગ્રહણ કર્યું હે રાજન્! તમારા ખરાબ વિચારથી અને તમારા અપરાધથી નાના પ્રકારની દિશાઓમાથી બોલાવેલા અશ્વ રથ તથા હસ્તિ સહિત ગર્જના કરતા રાજાઓનો પરસ્પર અભિઘાત થયો તેમજ દુર્યોધનાદિક તથા પાંડવોમા શ્રેષ્ઠનો પરસ્પર સંપ્રહાર થતો હતો જેમા કૃષ્ણ છે સારથિ જેના એવા કુંતિપુત્ર અર્જુને પરમ અદ્‌ભુત કર્મ કર્યું જે એકલા પોતે ભય રહિતની પેઠે ઘણાક સામે ગયા વળી ગાંડીવ ધનુષને હલાવતા, જયદ્રથને મારવા ઇચ્છતા, પુરૂષમા સિંહરૂપ, શત્રુને તપાવનાર, મહાબાહુ અર્જુને હજારો બાણેકરી તમારી તરફના યોદ્ધાઓને અદશ્ય કર્યા પુરૂષમા શ્રેષ્ઠ મહારથિ એવા તે સર્વેએ પણ બાણના ઓઘેકરી અર્જુનને અદશ્ય કર્યા પુરૂષમા સિંહરૂપ એવા તેમણે કૌરવોમા શ્રેષ્ઠ અર્જુનને ઘેરી લીધો તે વખતે સૈન્યમા મોટો શબ્દ થતો હતો

**सवृत्ते नरसिंहैस्तु कुरूणामृषभेऽर्जुने ।**
**महानासीत्समुद्भूतस्य सैन्यस्य निःस्वन ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि ध्वजवर्णने गुर्जरभाषायां पंचाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥**

## અધ્યાય ૧૦૬ ઠ્ઠો. યુધિષ્ઠિર પલાયન.

**धृतराष्ट्र उवाच—अर्जुने सैंधवं प्राप्ते भारद्वाजेन संवृताः ।**
**पंचालाः कुरुभिः सार्धं किमकुर्वत संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! સિધુરાજા સમીપ અર્જુન પ્રાપ્ત થયા ત્યારે દ્રોણાચાર્યથી વિટાયેલા પાચાલોએ કૌરવો સાથે શુ કર્યું તે મને કહે ? સજય કહે છે—હે મહારાજ ! અપરાન્હ વખતે રૂવા ઉભા કરનાર તે સગ્રામમા પચાલ તથા કૌરવોને દ્રોણદ્યૂત પ્રવર્ત્તમાન થયુ, જેમા હે મારિષ ! દ્રોણને મારવા ઇચ્છતા અત્યત પ્રસન્ન ચિત્તવાળા પાચાલ ગર્જના કરતા બાણનો વરસાદ કરવા લાગ્યા તે વખતે પચાલ તથા કારવોનો દેવાસુર સગ્રામની જેને ઉપમા અપાય એવો અત્યત ભયકર આશ્ચર્યરૂપ સગ્રામ પ્રવર્ત્તમાન થયો વળી તે મોટા સગ્રામમા પાડવ સહિત સર્વ પાચાલ દ્રોણના રથને પ્રાપ્ત થઇ તેના સૈન્યને ભેદવાની ઇચ્છાથી મોટા અસ્ત્રોનો પ્રકાશ કરતા હતા એ રીતે રથમા બેઠેલા રથિઓ મધ્યમ વેગનો આશ્રય કરી પૃથ્વીને કપાવતા દ્રોણના રથ પર્યંત ઉભેલા હતા તેટલામા કેકયોમા મહારથિ બૃહત્ક્ષત્ર વજ્ર સરખા તીક્ષ્ણ બાણ ફેકતો દ્રોણાચાર્ય સામે આવ્યો ત્યારે મોટા યશવાળો ક્ષેમધૂર્તિ સેકડો તથા હજારો તીક્ષ્ણ બાણ નાખતો જલદી તેની સામે આવ્યો ચેદિમા અતિ શ્રેષ્ઠ બળે પ્રેરણા કરેલો ધૃષ્ટકેતુ મહેદ્ર જેમ જલદી શબરાસુર સામે દોડે તેમ દ્રોણ સામે દોડયો મોટુ ફાડેલા કાળ સરખા આવતા તેને જોઇ મોટા ધનુષવાળો વીરધન્વા જલદી તેની સામે દોડયો જીતવા ઇચ્છતા સૈન્ય સહિત ઉભેલા મહારાજ યુધિષ્ઠિરને પરાક્રમી દ્રોણાચાર્યે વારી રાખ્યા હે પ્રભો ! યુદ્ધમા કુશળ આવતા પરાક્રમી નકુળને વિકર્ણ નામે તમારો પુત્ર સામે આવ્યો તેમજ આવતા સહદેવને, શત્રુને આકર્ષણ કરનાર તમારા પુત્ર દુર્મુખ હજારો બાણથી વારી રાખ્યો પુરૂષમા સિહરૂપ આવતા સાત્યકિને અત્યત તીક્ષ્ણ એવા બાણેકરી વારવાર કપાવતા વ્યાઘ્રદત્તે વારી રાખ્યો ઉત્તમ બાણ નાખતા, પુરૂષમા સિહરૂપ, અત્યત ક્રોધાયમાન થયેલા, રથિમા શ્રેષ્ઠ દ્રૌપદી પુત્રોને શલ્યે વારી રાખ્યા ક્રોધાયમાન થયેલા આવતા ભીમસેનને ભયકર એવા મહારથિ ઋષ્યશૃગના પુત્રે વારી રાખ્યો હે નૃપ ! તે સમયે પૂર્વે રામ તથા રાવણનુ જેવુ યુદ્ધ થયુ હતુ તેવુ નર તથા રાક્ષસ એવા તે બેઉનુ યુદ્ધ થયુ હે ભારત ! તેટલામા ભરતકુળમા શ્રેષ્ઠ યુધિષ્ઠિરે નત છે પર્વ જેમના એવા નેવુ બાણેકરી સર્વ મર્મસ્થાનમા દ્રોણને વિધ્યા એ રીતે તેણે કપાવેલા દ્રોણે પચ્ચીસ બાણેકરી એના સ્તનનો મધ્યભાગ વિધી વળી બીજા વીશ બાણ સર્વ ધનુષ ધરનાર જોતા એના અશ્વ ધ્વજ તથા સારથિ ઉપર નાખ્યા દ્રોણના મૂકેલા તે બાણને ધર્માત્મા એવા પાડુપુત્ર યુધિષ્ઠિરે હસ્તલાઘવી દેખાડતા બાણના વરસાદથી વારી નાખ્યા તેથી અત્યત ક્રોધાયમાન થયેલા ધનુષ ધરનાર દ્રોણાચાર્યે સગ્રામના મધ્યમા મહાત્મા ધર્મરાજનુ ધનુષ કાપી નાખ્યુ પછી કપાઇ ગયેલા ધનુષવાળા તેમને ઉતાવળા થયેલા મહારથિ દ્રોણે હજારો બાણેકરી ચોતરફથી ઢાકી દીધા એ રીતે દ્રોણના બાણે કરી અદૃશ્ય થયેલા રાજાને જોઇ સર્વ પ્રાણિઓ યુધિષ્ઠિર રાજા હણાયા એમ માનવા લાગ્યા

હે રાજેદ્ર ! કેટલાક વિમુખ થયેલા એમને જોઇનેજ મહાત્મા બ્રાહ્મણે રાજાને હણ્યો એમ માનતા હતા તે વખતે પરમ કષ્ટને પ્રાપ્ત થયેલા ધર્મરાજ યુધિષ્ઠિરે દ્રોણે કાપેલા ધનુષનો ત્યાગ કરી અત્યત વેગવાન તથા પ્રકાશમાન એવુ બીજુ દિવ્ય ધનુષ ગ્રહણ કરી તેના નાખેલા હજારો બાણને કાપી નાખ્યા તે આશ્ચર્ય સરખુ થયુ હે રાજન્ ! તે બાણને કાપી, ક્રોધથી અત્યત લાલ છે નેત્ર જેના એવા બળવાન યુધિષ્ઠર રાજાએ સુવર્ણના દાડાવાળી મહા ભયકર, આઠ છે ઘટા જેમા એવી તથા પર્વતને પણ વિદારણ કરનારી શક્તિ ગ્રહણ કરી તેને દ્રોણ ઉપર ફેકી, સર્વ ભૂતને જાણે ત્રાસ પમાડતા હોય નહિ તેની પેઠે

મોટો શબ્દ કર્યો સગ્રામમા ધર્મરાજએ નાખેલી તે શક્તિને જોઇ સર્વ પ્રાણિઓ 'દ્રોણનુ કલ્યાણ થજો' એમ કહેવા લાગ્યા રાજાના હાથથી મૂકાયલી, છૂટા મૂકેલા સર્પ સરખી, આકાશ, દિશા તથા વિદિશાઓને પ્રજ્વલિત કરતી, પ્રદિપ્ત મુખવાળી સર્પિણી સરખી તે દ્રોણ ઉપર આવી હે વિશાપતે! પોતાની પાસે આવતી તેને જોઇ, તે જ વખતે અસ્ત્ર જાણનારા ઓમા શ્રેષ્ઠ દ્રોણાચાર્યે તેની સામે બ્રહ્માસ્ત્ર પ્રગટ કર્યું તે અસ્ત્ર, ભયકર છે દર્શન જેનુ એવી તે શક્તિને બાળી યશસ્વી એવા યુધિષ્ઠિરના રથ પ્રત્યે જલદી ગયુ હે મારિષ! મહા-પ્રાજ્ઞ એવા યુધિષ્ઠિર રાજાએ પણ આવતા દ્રોણના અસ્ત્રની સામે બ્રહ્માસ્ત્ર નાખી શમાવી દીધુ. વળી સગ્રામના મધ્યમા નતપર્વ એવા પાચ બાણેકરી દ્રોણને વિધી અત્યત તીક્ષ્ણ એવા ક્ષુરપ્ર નામના બાણેકરી એનુ મોટુ ધનુષ પણ કાપી નાખ્યુ હે મારિષ! કપાઇ ગયેલા તે ધનુષનો ત્યાગ કરી ક્ષત્રિયને મર્દન કરનાર એવા દ્રોણાચાર્યે ધર્મપુત્ર યુધિષ્ઠિર ઉપર તત્કાળ ગદા નાખી આવતી તે ગદાને જોઇ ક્રોધાયમાન એવા યુધિષ્ઠિરે પણ ગદા ગ્રહણ કરી તેની સામે નાખી આકાશમા તે ગદા પરસ્પર પ્રાપ્ત થઇ અન્યોન્ય ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન કરી બેઉ પૃથ્વીતલ વિષે પડી હે મારિષ! તેથી અત્યત ક્રોધાયમાન થયેલા દ્રોણા-ચાર્યે તીક્ષ્ણ એવા ચાર બાણેકરી ધર્મરાજના ચાર ઘોડાઓને હણી ભલ્લ નામના એક બાણથી એમનુ ધનુષ તથા બીજા એક બાણેકરી ઇન્દ્રધ્વજ સરખા ધ્વજને પણ કાપી, ત્રણ બાણેકરી પાડુપુત્ર યુધિષ્ઠિરને વિધ્યા હણાએલા અશ્વવાળા રથમાથી નીચે ઉતરી આયુધ રહિત ઊંચા છે હાથ જેના એવા યુધિષ્ઠિર રાજા ઉભા રહ્યા હે ભરતર્ષભ! હે વિભો! વિરથ તથા આયુધ રહિત તેમને જોઇ બીજા શત્રુઓ તથા સર્વ સૈન્યને મોહ પમાડતા દૃઢ વ્રતવાળા હસ્તલાઘવીથી તીક્ષ્ણ બાણ મૂકતા દ્રોણાચાર્ય, સિહ જેમ મૃગ સામે દોડે તેમ યુધિષ્ઠિર રાજા સામે દોડયા હે મારિષ! એ રીતે શત્રુને હણનાર દ્રોણાચાર્ય તેમની સામે દોડયા તે જોઇ તે જ વખતે પાડવના સૈન્યમા હાહાકાર શબ્દ સાથે દ્રોણાચાર્યે 'રાજાને હણ્યો રાજાને હણ્યો' એ રીતે અત્યત મોટો શબ્દ થવા લાગ્યો એટલામા તો કુતિપુત્ર યુધિ-ષ્ઠિર રાજા જલદી સહદેવના રથમા આરોહણ કરી વેગવાન અશ્વેકરી દૂર જતા રહ્યા

ततस्त्वरितमारुह्य सहदेवरथं नृप
अपायाज्जवनैरश्वैः कुतीपुत्रो युधिष्ठिर ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि युधिष्ठिरापयाने गुर्जर-भाषायां षडधिकशततमोऽध्यायः ॥ १०६ ॥**

## અધ્યાય ૧૦૭ મો. સકુલ યુદ્ધ.

सजय उवाच—बृहत्क्षत्रमथायातकैकेय दृढविक्रम ।
क्षेमधूर्तिर्महाराज विव्याधोरसिमार्गणै ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! હે મહારાજ! આવતા કૈકેય એવા દૃઢ પરાક્રમવાળા બૃહત્ક્ષ-ત્રને ક્ષેમધૂર્તિએ બાણેકરી વક્ષ સ્થળમા વિધ્યો હે રાજન્! બૃહત્ક્ષત્ર રાજાએ પણ દ્રોણના

સૈન્યને ભેદવાની ઇચ્છાથી નેવુ બાણેકરી તે ક્ષેમધૂર્ત્તિને જલદી વિધ્યો અત્યત ક્રોધાયમાન થયેલા ક્ષેમધૂર્ત્તિએ પણ પાયેલા, તીક્ષ્ણ એવા ભલ્લ બાણુથી માહાત્મા દ્રોણ એવા બૃહત્ક્ષત્રનુ ધનુષ પણ કાપી કપાઇ ગયેલા ધનુષવાળા સર્વ ધનુષ ધરનારમા અત્યત શ્રેષ્ઠ એવા એને પણ જલદી નતપર્વ એવા બાણેકરી વિધ્યો બૃહત્ક્ષત્રે પણ બીજુ ધનુષ ગ્રહણ કરી હસતો હોય નહીં તેની પેઠે મહારથિ ક્ષેમધૂર્ત્તિને અશ્વ, સારથિ તથા રથ રહિત કરી પાયેલા તીક્ષ્ણ એવા બીજા ભલ્લ બાણેકરી ક્ષેમધૂર્ત્ત રાજાનુ પ્રજ્વલિત કુડલ સહિત મસ્તક કાયા ઉપ રથી કાપી નાખ્યુ કુચિત છે કેશ જેમા એવુ કપાઇ ગયેલુ મુકુટ સહિત તે મસ્તક પૃથ્વીને પ્રાપ્ત થઇ આકાશમાથી પડેલા તારા સરખુ શોભતુ હતુ સગ્રામમા તેને મારી પ્રસન્ન થયેલા મહારથિ બૃહત્ક્ષત્ર, યુધિષ્ઠિર વાસ્તે તત્કાળ તમારા સૈન્ય સામે આવ્યો

હે ભારત ! આવતા ધૃષ્ટકેતુને પરાક્રમી મોટા ધનુષવાળા વીરધન્વાએ વારી રાખ્યો બાણરૂપી દાઢવાળા વેગવાન તે બેઉ પરસ્પર પ્રાપ્ત થઇ હજારો બાણેકરી એક બીજાને મારતા હતા પુરૂષમા સિહરૂપ તે બેઉ મોટા વનમા તીવ્ર મદવાળા યૂથના પતિ બે હસ્તિ પરસ્પર યુદ્ધ કરે તથા પર્વતની ગુહાને પ્રાપ્ત થઇ ક્રોધાયમાન થયેલા બે સિહ જેમ યુદ્ધ કરે તેમ મહા પરાક્રમી તે બેઉ પરસ્પર મારવાની ઇચ્છાથી યુદ્ધ કરતા હતા હે વિશાપતે ! સિદ્ધ, ચારણના સઘને આશ્ચર્યકારક અદ્ભુત છે દેખાવ જેનો એવુ જોવા લાયક ભયકર તે યુદ્ધ થયુ હતુ વળી જે યુદ્ધમા કોપાયમાન થયેલા વીરધન્વાએ હસતો હોય નહિ તેની પેઠે ભલ્લ નામના બાણેકરી ધૃષ્ટકેતુના ધનુષના બે કકડા કરી નાખ્યા કપાઇ ગયેલા તે ધનુષનો ત્યાગ કરી મહારથિ ચેદિરાજ ધૃષ્ટકતુએ સુવર્ણના દાડાવાળી લોહમયી, મોટી શક્તિ ગ્રહણ કરી બે હાથે પકડી સાવધાનપણાથી વીરધન્વાના રથ પ્રત્યે નાખી શત્રુને હણનાર એવી તે શક્તિ એકરી અત્યત હણાયો, તેથી ભેદાયુ છે હૃદય જેનુ એવો તે તત્કાળ રથ ઉપરથી પૃથ્વી ઉપર પડયો હે વિભો ! ત્રૈગર્તોમા મહારથિ શરવીર વીરધન્વા હણાયો તેને જોઇ તમારૂ સૈન્ય પાડવ તરફના યોદ્ધાઓથી ભય પામી ચોતરફ ભાગવા લાગ્યુ તેટલામા દુર્મુખ નામના તમારા પુત્રે પાડુપુત્ર સહદેવને તિરસ્કાર કરતા તેની ઉપર સાઠ બાણ નાખી મોટો સિહનાદ કર્યો ક્રોધાયમાન થયેલા માદ્રિપુત્ર સહદેવે પણ સામે આવતા પિતરાઇભાઈ દુર્મુખને હસતો હોય નહિ તેની પેઠે તીક્ષ્ણ બાણેકરી વિધ્યો હે ભારત ! દુર્મુખે પણ સગ્રામ વિષે વેગ વાન એવા મહા બળવાળા સહદેવને જોઈ નવ બાણેકરી તેને વિધ્યો મહા બળવાન એવા સહદેવે પણ ભલ્લ નામના બાણથી દુર્મુખના ધ્વજને કાપી તીક્ષ્ણ એવા ચાર બાણેકરી એના ચાર અશ્વને હણ્યા વળી પાયેલા, તીક્ષ્ણ એવા ભલ્લ બાણેકરી પ્રજ્વલિત કુડ ળવાળા એના સારથિનુ મસ્તક કાપી તીક્ષ્ણ એવા ક્ષુરપ્ર નામના બાણથી તે કૌરવ્યનુ મોટુ ધનુષ કાપી પાચ બાણેકરી તેને પણ વિધ્યા તે વખતે હણાયેલ અશ્વવાળા રથનો ત્યાગ કરી ખેદયુક્ત મનવાળો દુર્મુખ નિરમિત્રના રથમા ચઢી બેઠો તેથી ક્રોધાયમાન થયેલા પારકા શૂરવીરને હણનાર સહદેવે તે મોટા સગ્રામમા સેનાના મધ્યવિષે ભલ્લ નામના બાણેકરી તે નિરમિત્રને પણ હણ્યા એ રીતે સહદેવના પ્રહારથી હણાયેલા ત્રિગર્તરાજના પુત્ર તે નિરમિત્ર રાજા તમારી સેનાને વ્યથા કરતો રથમા બેસવાના સ્થાન- ઉપરથી રણભૂ- મિમા પડયો તેને મારી મહાબાહુ સહદવ મહા બળવાન ખર રાક્ષસને મારી, જેવા દશરથ પુત્ર રામચદ્ર શોભે તેમ શોભતા હતો હે જનેશ્વર ! એ રીતે હણાએલા મહારથિ એવા રાજ

પુત્ર નિરમિત્રને જોઇ ત્રિગર્તોના મધ્યમા મોટો હાહાકાર થવા લાગ્યો હે રાજન્ ! નકુળે વિસ્તૃત લોચનવાળા તમારા પુત્ર વિકર્ણને મુહૂર્ત માત્રમા જીતી લીધો એ તે વખતે મોટુ આશ્ચર્ય સરખુ થયુ સેનાના મધ્યમા વ્યાઘ્રદત્તે સન્નત છે પર્વ જેના એવા બાણેકરી અશ્વ, સારથિ તથા ધ્વજ સહિત સાત્યકિને અદૃશ્ય કર્યો શિનિકુળમા ઉત્પન્ન થયેલા શૂરવીર સાત્યકિએ પણ બાણ નાખવાની ચાતુરીથી સામે આવતા તેના બાણને વારી રાખી બાણેકરી અશ્વ, સારથિ તથા ધ્વજ સહિત વ્યાઘ્રદત્તને રણભૂમિમા પાડ્યો હે પ્રભો ! એ રીતે માગધપુત્ર હણાયો તેને જોઇ સાવધાન થયેલા માગધો હજારો બાણ, તોમર, ભિંદિપાળ, પ્રાસ, મુદ્ગર, તથા મુશળોને નાખતા ચારતરફથી સાત્યકિ સામે દોડી તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. પછી યુદ્ધમા દુર્મદ, બળવાન પુરૂષમા શ્રેષ્ઠ સાત્યકિએ હસતો હોય નહિ તેની પેઠે કષ્ટ વગર તે સર્વને જીતી લીધા તે વખતે હણાતા બાકી રહેલા ચોતરફ ભાગતા માગધોને જોઇ સાત્યકિના બાણથી પીડાયલુ તમારૂ સૈન્ય ભાગવા લાગ્યુ એ રીતે શ્રેષ્ઠ ધનુષ હલાવતો મધુકુળમા શ્રેષ્ઠ, મોટા યશવાળો સાત્યકિ સગ્રામ વિષે તમારા સૈન્યને નસાડી પોતે શોભતો હતો એવી રીતે મહાબાહુ એવા મહાત્મા સાત્યકિએ ભગાણમા પાડેલુ અને ત્રાસ પમાડેલુ તમારૂ સૈન્ય પાછુ યુદ્ધ વાસ્તે સામે ધસતુ ન હતુ તેથી અત્યત કોપાયમાન થયેલા દ્રોણાચાર્ય, તત્કાળ નેત્ર ફાડી સત્ય છે કર્મ જેનુ એવા સાત્યકિ સામે દોડયા

ततो द्रोणो भृशं क्रुद्ध सहसोद्धत्य चक्षुषी ।
सात्यकिं सत्यकर्माण स्वयमेवाभिदुद्रुवे ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां सप्ताधिकशततमोऽध्यायः ॥ १०७ ॥

## અધ્યાય ૧૦૮ મો. અલંબુષનો પરાજય.

संजय उवाच—द्रौपदेयान् महेष्वासान् सौमदत्तिर्महायशाः ।
एकैकं पचभिर्विध्वा पुनर्विव्याधसप्तभिः ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! મોટા ધનુષવાળા દ્રોપદીના પુત્રોને મોટા યશવાળા સૌમદત્તિએ એક એકને પાચ બાણથી વિધી વળી સાતેકરી વિધ્યા હે વિભો ! એ રીતે ભયકર એવા તેણે અત્યત પીડેલા મૂઢ એવા તે સગ્રામમા શુ કરવુ તે જાણતા ન હતા. તેટલામા શત્રુને આકર્ષણ કરનાર એક નકુળપુત્ર શતાનિક પુરૂષમા શ્રેષ્ઠ સૌમદત્તિને બે બાણથી વિધી પ્રસન્નતાથી મોટો સિહનાદ કર્યો તેટલામા તો સાવધાન થયેલા બીજા ચારે પણ સગ્રામ વિષે ત્રણ ત્રણ બાણેકરી ક્રોધી એવા સૌમદત્તિને જલદી વિધ્યો હે મહારાજ ! મોટા યશવાળા તેણે પણ તે પ્રત્યે પાચ બાણ નાખી, એક એકને એક એકે કરી હૃદયમા વિધ્યા. એ રીતે તે મહાત્માએ પાચ બાણેકરી વિધેલા તે પાચ ભાઇઓ શૂરવીર એવા તેને સગ્રામમા ઘેરી બાણેકરી અત્યત વિધવા લાગ્યા તેમા ક્રોધ પામેલા અર્જુનપુત્રે તો તીક્ષ્ણ એવા ચાર બાણેકરી તેના ચાર ઘોડાઓને યમનોક પ્રત્યે મોકલી દીધા અને ભીમસેનપુત્રે

મહાત્મા સૌમદત્તિનુ ધનુષ કાપી મોટો સિહનાદ કરી તીક્ષ્ણ બાણેકરી તેને વિધ્યો યુધિષ્ઠિર-પુત્રે તેનો ધ્વજ કાપી પૃથ્વી વિષે પાડી નાખ્યો નકુળપુત્રે રથ ઉપરથી સારથિને પાડ્યો હે રાજન્ ! સહદેવપુત્રે તો ભાઇઓએ વિમુખ કરેલો તેને જાણી ક્ષુરપ્ર નામના બાણેકરી તે મહાત્માનુ મસ્તક કાપી નાખ્યુ સુવર્ણથી શોભિતુ બાળસૂર્ય સરખી કાન્તિવાળુ મસ્તક તેટલા રણપ્રદેશને શોભાવતુ ત્યા પૃથ્વી પર પડ્યુ હે રાજન્ ! મહાત્મા સૌમદત્તિના હણાયેલા તે મસ્તકને જોઇ ત્રાસ પામેલા તમારી તરફના અનેક તરેહથી ભાગવા લાગ્યા અત્યત ક્રોધા-યમાન થયેલો તે અલબુષ રાક્ષસ તો રાવણપુત્ર જેમ લક્ષ્મણ સાથે યુદ્ધ કરે તેમ બળવાન ભીમસેન સાથે યુદ્ધ કરતો હતો યુદ્ધ કરતા મનુષ્ય તથા રાક્ષસ એવા તે બેઉને જોઇ સર્વ પ્રાણિયોને વિસ્મય સાથે અત્યત હર્ષ થતો હતો હે રાજન્ ! ભીમસેને હાસ્ય કરી ઋષ્યશૃગ પુત્ર રાક્ષસેદ્ર, ક્રોધી અલબુષને તીક્ષ્ણ એવા નવ બાણેકરી વિધ્યો એ રીતે સગ્રામમા વિધાયલો તે રાક્ષસ ભયકર શબ્દ કરી ભીમસેન સામે દોડ્યો તેમજ તેની પાછળ ચાલના રાઓ પણ દોડ્યા પછી તેણે સન્નત છે પર્વ જેના એવા પાચ બાણેકરી ભીમસેનને વિધી તેની પાછળ ચાલનારા ત્રણસો રથને સગ્રામમા હણ્યા વળી ચારસો બીજા રથને હણી એક બાણેકરી ભીમસેનને વિધ્યો એ રીતે રાક્ષસે વિધેલા મહા બળવાન ભીમસેન મૂર્ચ્છિત થઇ રથમા પડી ગયા પછી સજ્ઞા પામી ક્રોધથી મૂર્ચ્છિત થયેલા વાયુપુત્ર તેણે ભાર સહન કરે એવુ ઉત્તમ મોટુ ધનુષ ખેચી તીક્ષ્ણ બાણેકરી ચોતરફથી અલબુષને પીડિત કર્યો

હે રાજન્ ! એવી રીતે ચોતરફથી ઘણાક બાણે વિધાયલો નીલ અજનના પર્વત સરખો તે, પ્રફુલ્લિત થયેલુ ખાખરાનુ વૃક્ષ જેમ શોભે તેમ શોભતો હતો એવી રીતે મહાત્મા પાડ-વના ધનુષમાથી નીકળેલા બાણેકરી અત્યત વિધાયલો તે, તેણે કરેલા ભાઇના વધને સ્મરણ કરી ભયકર રૂપવાન થઇ ભીમસેનને આવી રીતે કહેવા લાગ્યો કે હે પાર્થ ! આજ સગ્રા-મમા ઉભો રહે, અને મારા પરાક્રમને જો હે અત્યત દુર્બુદ્ધિવાળા ! રાક્ષસમા શ્રેષ્ઠ, બળવાન એવા, મારા ભાઇ બકાસુરને તે મારી ગેરહાજરીમા હણ્યો છે તેના ફળને તુ આજ પ્રાપ્ત થા એમ કહી તે અતર્ધ્યાન થઇ ભીમસેન ઉપર બાણનો મોટો વરસાદ કરવા લાગ્યો હે રાજન્ ! ભીમસેને પણ સગ્રામમા તે રાક્ષસ અદશ્ય થયો તે વખતે સન્નત છે પર્વ જેના એવા બાણેકરી આકાશને પૂરી દીધુ એ રીતે ભીમે મારવા માડેલો તે, નિમિષ માત્રમા રથમા બેસી ધરણી પ્રત્યે આવતો હતો, અને ક્ષણમાત્રમા આકાશમા જતો રહેતો હતો વળી નાના પ્રકારના અનેક રૂપ ધારણ કરતો તે મેઘની પેઠે નાના પ્રકારના શબ્દ કરતો હતો તેમજ ચોતરફથી નાના પ્રકારની વાણી પણ ઉચ્ચારણ કરતો હતો આકાશમાથી હજારો બાણની ધારાઓ, શક્તિઓ, કુણપ, પ્રાસ, શળ, પટ્ટા, તોમર, શતધ્નિઓ, પરિઘ, ગોફણ, ફરશિઓ, શિલા, ખડ્ગ, ગોળા, ઋષ્ટિઓ, તથા વજ્ર નાખતો હતો રાક્ષસે કરેલી અતિ દારૂણ એવી એ શસ્ત્રોની વૃષ્ટિ પાડુપુત્રના સૈનિકોને હણતી હતી એવી રીતે તે રાક્ષસે શસ્ત્રની વૃષ્ટિએકરી નાશ પમાડેલા હસ્તિઓ, અશ્વ, ઘણાક પાયદળ તથા રથ ઉપરથી રથિઓ સગ્રામમા પડતા હતા. એ રીતે અલબુષ રાક્ષસે રૂધિરરૂપી જળવાળી રથરૂપી છે આવર્ત જેમા, હસ્તિરૂપી ગ્રાહેકરી સકુલ, છત્રરૂપી હસથી શોભિતી, માસરૂપી ગારાવાળી, બાહુરૂપી સર્પથી સકુલ, રક્ષોગણેકરી વ્યાપ્ત, બહુધા કરી ચેદિ, પાચાલ તથા સૃજયને વહન કરનારી નદી પ્રવર્તમાન કરી હે રાજન્ ! એ રીતે નિર્ભયની પેઠે સગ્રામમા વિચરતા તેના પરાક્રમને ઉદ્વિગ્ન થયેલા પાડવ

જોતા હતા તે વખતે તમારા સૈન્યમા મોટા હર્ષ સાથે રૂવા ઉભા કરનાર એવા ઉગ્ર, અત્યંત મોટો વાદિત્રનો શબ્દ થતો હતો ભયકર એવા તમારા સૈન્યના તે શબ્દને સાભળી તાલીના શબ્દને જેમ નાગ સહન કરી ન શકે તેમ ભીમસેન સહન કરી શક્યો નહીં અત્યત ક્રોધેકરી લાલ નેત્રવાળા બળતા અગ્નિ સરખા વાયુપુત્ર ભીમસેને સાક્ષાત ત્વષ્ટાની પેઠે ત્વષ્ટ્રાનુ અસ્ત્ર સાધ્યુ, તેથી ચોતરફ હજારો બાણુ ઉત્પન્ન થયા તેણેકરી તમારા સૈન્યનો મોટો નાશ થવા લાગ્યો અને ભીમસેનનુ મૂકેલુ અસ્ત્ર તે રાક્ષસી માયાને હણી રાક્ષસને પણ પીડવા લાગ્યુ. એ રીતે ભીમસેને મારવા માડેલો તે રાક્ષસ સગ્રામમા ભીમસેનને મૂકી દ્રોણ સૈન્ય પ્રત્યે જતો રહ્યો હે રાજન્! એવી રીતે મહાત્મા ભીમસેને રાક્ષસેદ્ર એવા અલબુષને જીત્યો, ત્યારે પાડવ ચોતરફથી સિહનાદ કરવા લાગ્યા પ્રસન્ન થયેલા તે સગ્રામમા પ્રલ્હાદને જીતેલા દેવરાજ ઇન્દ્રને જેમ મરૂદ્ગણ વખાણે તેમ મહા બળવાન, ભીમસેનના વખાણ કરવા લાગ્યા

अपूजयन्मारुतिं च सहृष्टास्ते महाबल ।
प्रल्हादं समरे जित्वा यथाशक्रमरुद्गणा ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वण्यलंबुषपराजये गुर्जरभाषायामष्टाधिकशततमोऽध्यायः ॥ १०८ ॥

## અધ્યાય ૧૦૯ મો. અલબુષનો વધ.

सजय उवाच—अलबुष तथा युद्धे विचरतमभीतवत् ।
हैडिंबि. प्रययौ तूर्ण विव्याधनिशितै: शरै ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! એ રીતે યુદ્ધમા નિર્ભયની પેઠે વિચરતા અલબુષ પ્રત્યે હિડિબાપુત્ર ઘટોત્કચે સામે જઇ તીક્ષ્ણ બાણેકરી જલદી તેને વિધ્યો તે વખતે રાક્ષસમા સિહરૂપ અને વિવિધ પ્રકારની માયા કરતા તે બેઉનુ ઇન્દ્ર તથા શબરાસુરના જેવુ તથા પૂર્વે થયેલા રામરાવણના સરખુ મહા ભયકર યુદ્ધ થયુ જેમા અત્યત ક્રોધ પામેલા અલબુષે ઘટોત્કચને વિધ્યો તેમજ ઘટોત્કચ પણ વીસ બાણેકરી અલબુષને સ્તનના મધ્ય ભાગમાં વિધી વારવાર સિહનાદ કરવા લાગ્યો હે રાજન્! વળી અલબુષે પણ યુદ્ધમા દુર્મદ એવા હિડિબાપુત્રને વારવાર વિધી પ્રસન્ન થઇ આકાશ પુરાઈ જાય તે રીતે શબ્દ કરવા લાગ્યો. પછી અત્યત ક્રોધાયમાન થયેલા, મહા બળવાન, રાક્ષસમા શ્રેષ્ઠ, સેંકડો માયાને સ્રજતા પરસ્પર મોહ કરતા, માયાયુદ્ધમા કુશળ, તે બેઉ માયાવડે પરસ્પર માયાયુદ્ધ કરતા હતા હે નૃપ! યુદ્ધમા જે જે માયા ઘટોત્કચ દેખાડતો હતો તે તે માયાને અલબુષ માયાએ કરીનેજ હણતો હતો તે રીતે યુદ્ધ કરતા માયાયુદ્ધમા ચતુર અલબુષ રાક્ષસને જોઇ અત્યંત ઉદ્વિગ્ન થયેલા તથા ક્રોધ પામેલા ભીમસેનાદિક પાડવ રથેકરી ચોતરફથી તેની સામે દોડયા પછી હે મારિષ! તેઓ એને રથ સમુદાયથી કોઇ મધ્યગત કરી હસ્તિ ઉપર જેમ ઉંમાડિયા નાખે તેમ તેની ઉપર ચોતરફથી બાણુ નાખવા લાગ્યા અલબુષ પણ અસ્ત્રમાયાએ કરી તેમના તે અસ્ત્રવેગને હણી, હસ્તિ જેમ વનદાહથી મુક્ત થાય તેમ તે રથ સમુદાયથી મુક્ત થયો પછી તેણે

ઇન્દ્રના વજ્ર સરખો જેનો શબ્દ છે એવું ભયંકર ધનુષ ખેંચી પચ્ચીસે કરી ભીમસેનને, પાંચથી તેના પુત્રને ત્રણેકરી યુધિષ્ઠિરને, સાતથી સહદેવને તોતેરથી નકુળને તથા પાંચ પાંચ બાણેકરી દ્રૌપદીના પાંચ પુત્રોને વિંધી ભયંકર સિંહનાદ કર્યો તેને પણ ભીમસેને નવેકરી, સહદેવે પાંચથી, યુધિષ્ઠિરે સોથી, નકુળે ચોસઠથી, દ્રૌપદીના પુત્રોએ ત્રણ ત્રણથી અને મહા બળવાન હિડિંબાપુત્ર ઘટોત્કચે પચાસ બાણથી વિંધી, વળી બીજા સીત્તેરથી વિંધી, સિંહનાદ કર્યો હે રાજન્! એ રીતે તેણે કરેલા મોટા શબ્દથી પર્વત, વન, વૃક્ષ તથા જળાશય સહિત આ પૃથ્વી કંપાયમાન થઈ મોટા ધનુષવાળા તે મહારથિઓએ ચોતરફથી અત્યંત વિંધેલા તેણે પાંચ પાંચ બાણેકરી તે સર્વને પાછા વિંધ્યા હે ભરતશ્રેષ્ઠ! એ રીતે યુદ્ધમાં ક્રોધાયમાન થયેલા તે રાક્ષસને ક્રોધાક્રાંત થયેના હિડિંબાપુત્ર ઘટોત્કચ રાક્ષસે સાત બાણેકરી વિંધ્યો. એ રીતે બળવાને અત્યંત વિંધેના મહા બળવાન તે શ્રેષ્ઠ રાક્ષસ જલદી સુવર્ણના પુંખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણ તેની ઉપર નાખ્યા નત છે પર્વ જેના એવા તે બાણ, હૃષ્ટ થયેલા મહા બળવાન સર્પ જેમ પર્વતના શિખરમાં પ્રવેશ કરે તેમ ઘટોત્કચના શરીરમાં પ્રવિષ્ટ થયા હે રાજન્! તે વખતે ઉદ્વિગ્ન થયેલા પાંડવ હિડિંબાપુત્ર ઘટોત્કચ તીક્ષ્ણ એવા બાણ ચોતરફથી તેની ઉપર નાખવા લાગ્યો એવી રીતે જયશાલી પાંડવોએ સંગ્રામમાં વિંધેલો તેથી મરણ યોગ્યતાને પ્રાપ્ત થયેલો તે, કર્તવ્યને દેખતો ન હતો તેટલામાં સંગ્રામમાં ચતુર એવા ભીમસેન પુત્ર મહા બળવાન ઘટોત્કચે તેની તેવી નબળી અવસ્થા જોઇને તેને મારવાનું મન કર્યું પછી ક્રોધ પામેલા હિડિંબાપુત્રે બળી ગયેલા પર્વતના શિખર સરખા તથા અંજન સમુદાય સરખા તે રાક્ષસના રથને જોઇ મોટા વેગે કરી રથમાંથી નીચે ઉતરી, તેના રથ પ્રત્યે જઇ ગરૂડ જેમ સર્પને પકડે તેમ તેને પકડી બે હાથથી ફેરવી પૂર્ણ કુંભ જેમ પાષાણ ઉપર પછાડે તેમ તત્કાળ પૃથ્વી ઉપર પછાડી પીસ્યો બળલાઘવ તથા પરાક્રમ સંપન્ન એવા ક્રોધ પામેલા ભીમસેનપુત્રે સર્વ સૈન્યને ભય પમાડતાં પીસ્યો તેથી જૂદા થયા છે સર્વ અંગ તથા ચૂર્ણ થયા છે અસ્થિ જેના એવો તે ભયંકરરૂપ લઇ રણભૂમિમાં પડ્યો એવી રીતે તે નિશાચર હણાયો તેને જોઇ પ્રસન્ન થયેલા પાંડવ વસ્ત્ર હલાવતાં સિંહનાદ કરવા લાગ્યા હે ભરતર્ષભ! તમારી તરફના શૂરવીરો પણ વિદીર્ણ થયેલા પર્વત સરખા હણાયેલા તે મહા બળવાન અલંબુષ રાક્ષસને જોઇ હાહાકાર કરવા લાગ્યા યદૃચ્છાએ કરી પૃથ્વી ઉપર પડેલા મંગળ સરખા તે રાક્ષસને બીજા મનુષ્યો કૌતુહલથી જોતા હતા ઘટોત્કચ પણ બળવાનમાં શ્રેષ્ઠ એવા તે રાક્ષસને હણી વત્રને મારી ઇન્દ્રે જેમ સિંહનાદ કર્યો હતો, તેમ સિંહનાદ કરવા લાગ્યો દુષ્કરકર્મ કરવાથી બાંધવ સહિત પિતૃઓએ પ્રશંસા કરેલો ઘટોત્કચ અલંબુષ નામના પાકેલ ફળને જેમ હણે તેમ શત્રુ એવા અલંબુષને હણી પ્રસન્ન થતો હતો તે વખતે શંખ તથા નાના પ્રકારના બાણના શબ્દ સાથે મળેલો અત્યંત મોટો વાદ્યશબ્દ સ્વર્ગ પર્યંત પ્રાપ્ત થયો હતો તે સાંભળી પાંડવ તેના વખાણ કરવા લાગ્યા

ततो निनादः सुमहान् समुत्थितः सशंखनानाविधबाणघोषवान् ।
निशम्य तं प्रत्यनदंस्तु पांडवास्ततो ध्वनिर्भुवमथास्पृशद्दिशः ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वण्यलंबुषवधे गुर्जरभाषायां नवाधिकशततमोऽध्यायः ॥ १०९ ॥

## અધ્યાય ૧૧૦ મો. દ્રોણનું અદ્ભુત પરાક્રમ.

**धृतराष्ट्र उवाच—भारद्वाज कथं युद्धे युयुधानो न्यवारयत् ।**
**संजयाचक्ष्व तत्त्वेन परं कौतूहलं हि मे ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! યુદ્ધમાં સાત્યકિએ દ્રોણાચાર્યને કેમ વારી રાખ્યા ? તે સાંભળવાનો મને મોટો ઉત્સાહ છે વાસ્તે યથાર્થ મને કહે. સંજય કહે છે—હે રાજન્ ! હે મહાપ્રાજ્ઞ ! સાત્યકિ છે મુખ્ય જેમાં એવા પાંડવો સાથે રૂવાં ઉભાં કરે એવો દ્રોણનો સંગ્રામ થયો તે હું કહું તે સાંભળો. હે મારિષ ! સત્ય પરાક્રમવાળા સાત્યકિએ હણવા માંડેલા પોતાના સૈન્યને જોઇ પોતે દ્રોણાચાર્ય તેની સામે દોડયા. તે સમયે પોતા સામે આવતા મહારથિ દ્રોણ ઉપર તેજ વખતે સાત્યકિએ પચ્ચીસ બાણ નાંખ્યાં. યુદ્ધમાં પરાક્રમી એવા દ્રોણ પણ સાવધાન થઇ સુવર્ણના પુંખવાળા તીક્ષ્ણ પાંચ બાણેકરી જલદી સાત્યકિને વિંધ્યો. હે રાજન્ ! શત્રુના માંસનું ભોજન કરનાર તે બાણ અત્યંત દૃઢ એવા તેના કવચને ભેદી શ્વાસોચ્છ્વાસ કરતા સર્પની પેઠે પૃથ્વીને પ્રાપ્ત થયાં. અંકુશથી પીડિત થયેલા હસ્તિની પેઠે ક્રોધાયમાન થયેલા મહાબાહુ સાત્યકિએ અગ્નિ સરખો છે સ્પર્શ જેનો એવા નારાચ નામના પચાસ બાણેકરી દ્રોણને વિંધ્યા. એવી રીતે સંગ્રામના મધ્યમાં સાત્યકિએ વિંધેલા દ્રોણાચાર્યે ઘણાક બાણે કરી યત્ન કરતા સાત્યકિને વિંધ્યો. વળી ક્રોધાયમાન થયેલા મહાબળવાન મોટા ધનુષવાળા દ્રોણાચાર્યે આનત છે પર્વ જેના એવા બાણેકરી સાત્યકિને પીડિત કર્યો. હે વિશાંપતે ! એ રીતે સંગ્રામમાં દ્રોણાચાર્યે હણવા માંડેલો સાત્યકિ કંઇ પણ કર્ત્તવ્યને નહિ જાણતાં ખેદયુક્ત છે મુખ જેનું એવો થયો. હે વિશાંપતે ! તે વખતે તીક્ષ્ણ બાણ નાંખતા દ્રોણાચાર્યને જોઇ તમારા પુત્ર તથા તમારા સૈનિકો પ્રસન્ન મનવાળા થઇ વારંવાર સિંહનાદ કરવા લાગ્યા.

હે ભારત ! તે ભયંકર શબ્દ, તથા સાત્યકિ પીડિત થયો તે વૃત્તાંત સાંભળી યુધિષ્ઠિર રાજાએ સર્વ સૈન્યને કહ્યું કે, સત્ય છે પરાક્રમ જેનું એવા યાદવમાં શ્રેષ્ઠ આ શૂરવીર સાત્યકિને, સૂર્યને જેમ રાહુ ગળે તેમ શૂરવીર દ્રોણાચાર્ય ગળે છે, વાસ્તે જ્યાં સાત્યકિ યુદ્ધ કરે છે ત્યાં દોડયા જાઓ. એમ સૈન્યને કહી યુધિષ્ઠિર રાજાએ પાંચાલ્ય એવા ધૃષ્ટદ્યુમ્નને પણ આવી રીતે વચન કહ્યું કે, હે પાર્ષત ! જલદી દ્રોણ સામે દોડ, શું ઉભો છે ? બળવાન દ્રોણ થકી નજીક આવેલા મહાભયને, જોતો નથી ? મોટા ધનુષવાળા દ્રોણાચાર્ય, સૂત્રથી બાંધેલા પક્ષિ સાથે જેમ બાળક ક્રીડા કરે તેમ યુદ્ધમાં સાત્યકિ સાથે ક્રીડા કરે છે, માટે ભીમસેન છે આદિ જેમાં એવા તમે સર્વ સાત્યકિના રક્ષણ માટે જાઓ, અને સૈન્ય સહિત હું પણ તમારી પાછળ આવું છું, તું જલદી યમની દાઢના મધ્યમાં ગયેલા સાત્યકિને મૂકાવ. હે ભારત ! એમ કહી સર્વ સૈન્ય સહિત રાજા સાત્યકિ વાસ્તે સંગ્રામમાં દ્રોણ સામે દોડયા, તે વખતે દ્રોણ સાથે યુદ્ધ કરવા ઇચ્છતા પાંડવ તથા સૃંજયનો ચોતરફથી મોટો શબ્દ થતો હતો. પુરૂષમાં સિંહરૂપ એવા તે સર્વ મહારથિ દ્રોણ પાસે જઇ તેમની ઉપર ગૃધ્રના પિંછ બાંધેલા તીક્ષ્ણ બાણનો વરસાદ કરવા લાગ્યા. તે શૂરવીરોને પોતે દ્રોણાચાર્યે અભ્યાગત અતિથિને જેમ સલિલ તથા આસને કરી વારે તેમ બાણેકરી વારી રાખ્યા. તે વખતે અતિથિપણું કરવા લાયક એવા ઘરને પ્રાપ્ત થઇ જેમ અતિથિઓ તૃપ્ત થાય તેમ ધનુષ ધરનાર દ્રોણના બાણેકરી તેઓ તૃપ્ત થયા. હે પ્રભો ! તે સમયે મધ્ય દિવસને પ્રાપ્ત થયેલા સૂર્ય સામે જેમ કોઇ જોઇ

શકે નહિ તેમ તે સર્વે દ્રોણુ સામે જોઈ શકતા ન હતા શસ્ત્ર ધારણુ કરનારાઓમા શ્રેષ્ઠ દ્રોણાચાર્ય, મોટા ધનુષવાળા તે સર્વને કિરણોએ કરી જેમ સૂર્ય તપાવે તેમ બાણુના સમુદાયે કરી તપાવતા હતા હે મહારાજ ! એ રીતે દ્રોણે મારવા માડેના પાડવ તથા સૃજય પકમા ડૂબેલા હસ્તિઓની પેઠે રક્ષણુ કરનારને પ્રાપ્ત થતા ન હતા અને તે સમયે સગ્રામમા સૂર્યના કિરણુની પેઠે ચોતરફ તપાવતા તથા ગતિ કરતા એવા દ્રોણુનાજ બાણુ દેખાતા હતા તે સગ્રામમા ધૃષ્ટદ્યુમ્નના સમત પ્રખ્યાત એવા પચ્ચીસ મહારથિ પચાલને દ્રોણે હણ્યા તેમજ પાડવ તથા પચાલોના સર્વ સૈન્યમા શ્રેષ્ઠ, શ્રેષ્ઠને હણુતા શૂરવીર દ્રોણાચાર્યને મનુષ્યો જોતા હતા

હે મહારાજ ! એ રીતે દ્રોણાચાર્ય સેકડો કેકયને હણી, ચોતરફ નસાડી, મુખ ફાડેલા કાળની પેઠે સગ્રામમા ઊભા રહ્યા હતા હે નરાધિપ ! એવી રીતે મહાબાહુ દ્રોણાચાર્યે સગ્રામમા પચાલ, સૃજય, મત્સ્ય તથા સેકડો કેકયને પણ જીત્યા તે સમયે દ્રોણુના બાણેકરી વિધાએલા તેમનો અરણ્યમા અગ્નિએ કરી વ્યાપ્ત એવા આરણ્યક જતુઓ જેવો શબ્દ થયો તે ભયકર શબ્દ લાગતો હતો હે નૃપ ! તે સમયે ઉપરથી દેવ, ગધર્વ તથા પિતૃઓ પણ આવી રીતે કહેતા હતા જે, સૈનિક સહિત આ પાડવ તથા પચાલો ભાગ્યા જાય છે એ રીતે સગ્રામમા સોમકોને હણુતા દ્રોણુની સામે કોઇ પણ જતા ન હતા તેમ બીજા કોઇ તેમને વિંધતા પણ ન હતા

શ્રેષ્ઠ શૂરવીરનો છે ક્ષય જેમા એવા અતિદારૂણુ ભયકર સગ્રામમા યુધિષ્ઠિર રાજાએ પાચજન્યનો શબ્દ સાભળ્યો તે વખતે સિધુરાજાના રક્ષણ કરનાર શૂરવીર યુદ્ધ કરતા હતા, અને અર્જુનના રથ પ્રત્યે કૌરવો શબ્દ કરતા હતા, પણુ ગાડિવનો શબ્દ સભળાતો ન હતો તેથી ચિતાતુર થયેલા યુધિષ્ઠિર રાજાએ વિચાર કર્યો કે હૃષ્ટ થએલા કૌરવો વારવાર શબ્દ કરે છે તેમ પાચજન્યનો શબ્દ સભળાય છે પણુ ગાડિવનો શબ્દ સભળાતો નથી માટે જરૂર અર્જુનનુ કાઇ અમગળ થયુ એમ વિચારી નિર્વિઘ્નપણાથી જયદ્રથના વધની આકાક્ષા રાખનાર વ્યાકુળ મનથી વારવાર મોહ પામતા કુતિપુત્ર યુધિષ્ઠિર ગદ્દગદ્દ કઠે આવી રીતે શિનિકુળમા શ્રેષ્ઠ સાત્યકિ પ્રત્યે કહેવા લાગ્યા કે, હે શૈનેય ! સુહૃદ્દ કૃત્ય વિષે આપદ્દ સમયે મિત્રનો જે ધર્મ કહેલો છે તેનો આ વખત આવેલો છે હે શિનિપુગવ ! સર્વ યોદ્ધાઓમા હુ વિચારૂ છુ તો તારાથી વિશેષ સ્નેહી બીજા કોઇને પણુ જોતો નથી તેમ જે નિરતર પ્રસન્ન મનવાળો તથા આપત્કાળ વિષે નિરતર અનુસરનાર હોય તેને કાર્યમા યોજવો એવી મારી મતિ છે હે વાર્ષ્ણેય ! જેમ કેશવ ભગવાન પાડવનો પરમ આશ્રય છે તેમજ કૃષ્ણુ તુલ્ય છે પરાક્રમ જેના એવો તુ પણુ પાડવોનો આશ્રય છે હું તારે વિષે જે ભાર મૂકુ તેને તુ સહન કરવા યોગ્ય છે તેમ મારા અભિપ્રાયને પણ વૃથા કરવા યોગ્ય નથી વાસ્તે હે નરર્ષભ ! આ કષ્ટ વખતે તારે વિષે પ્રેમવાન તથા ગુરૂ એવા અર્જુનની તુ સહાયતા કર. કારણુ તુ, સત્ય છે વ્રત જેનુ, મિત્રોને અભય કરનાર, સત્ય વાણીવાળો તથા કર્મેકરી લોકમા વિખ્યાત છે હે શૈનેય ! જે પુરૂષ મિત્ર વાસ્તે યુદ્ધ કરી પોતાના શરીરનો ત્યાગ કરે છે તથા જે પુરૂષ બ્રાહ્મણોને સમગ્ર પૃથ્વીનુ દાન આપે છે તે બને સરખા પુણ્યવાન થાય છે તેમ આ સમગ્ર પૃથ્વી યથાવિધિ બ્રાહ્મણોને આપી ઘણાક રાજાઓ સ્વર્ગમા ગયા એમ અમે સાભળેલુ છે એજ રીતે હે ધર્માત્મન્ ! હે વિભો ! તારી પાસે પણુ હાથ જોડી હુ યાચના

કરું છું માટે તેમ કરવાથી તને પૃથ્વી દાનતુલ્ય વા તેથી પણ અધિક ફળ થશે હે સાત્યકે! મિત્રોને નિર્ભય કરવાવાળા એક શ્રીકૃષ્ણ સંગ્રામમાં પ્રાણનો ત્યાગ કરે છે, અને બીજો તેવો તું છે તેમ પરાક્રમી શૂરવીર, તારા યુદ્ધમાં યશની પ્રાર્થના કરતા પુરૂષને સહાય પણ શૂરવીરજ થાય, પણ બીજો પ્રાકૃત મનુષ્ય તો થાય નહિ હે માધવ! આવા સમર્દમાં વર્તતા અર્જુનને તારા વિના બીજો સંગ્રામમાં રક્ષણ કરનાર છે પણ નહિ તેમ અર્જુને મને હર્ષ કરવા સારૂ તારા કર્મની પ્રશંસા કરતાં વારંવાર કહ્યું હતું કે લઘુ હસ્તવાળો, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, ઘણા પરાક્રમવાળો, પ્રાજ્ઞ, સર્વાસ્ત્ર જાણનાર, શૂરવીર, સંગ્રામમાં મોહ ન પામનાર, મોટા ખભા તથા મોટા વક્ષસ્થળવાળો, મહા બળવાન, મોટી છે દાઢી જેની, એવો મહારથિ, મારો શિષ્ય તથા મારો મિત્ર, તેમ મને પ્રિય તથા હું છું જેને પ્રિય એવો મારો સહાયભૂત મહાત્મા સાત્યકિ કૌરવોને મંથન કરશે, કારણ કે હે રાજેન્દ્ર! આપણે વાસ્તે કેશવ ભગવાન, રામ, અનિરૂદ્ધ, મહારથિ પ્રદ્યુમ્ન, ગદ્દસારણ તથા વૃષ્ણિ સહિત સામ્બ, સંગ્રામવિષે સહાયતા સારૂ સજ્જ થાય તોપણ હું પુરૂષમાં સિંહરૂપ સત્ય પરાક્રમવાળા સાત્યકિની આપણી સહાયતામાં યોજના કરીશ કારણ તે સરખો મારે બીજો કોઇ નથી એમ પરોક્ષે આર્ય મભામાં તારા સદ્‌ગુણની પ્રશંસા કરતાં અર્જુને દ્વૈતવનમાં મને કહ્યું હતું માટે હે વાર્ષ્ણેય! તે અર્જુનના, મારા, ભીમસેનના તથા નકુળ સહદેવના સંકલ્પને વૃથા કરવા યોગ્ય નથી તેમ તીર્થ પ્રત્યે વિચરતો હું જ્યારે દ્વારકા પ્રત્યે ગયો ત્યારે પણ અર્જુન પ્રત્યે તારી ભક્તિ મેં જોઇ હતી હે શૈનેય! વિમર્દ વિષે વિચરતા અમને જેવો તું ભજે છે તેવું સુહૃદ્‌પણું બીજા વિષે મેં જોયું નથી, તે તું હે મોટા ધનુષવાળા! સંબંધ, ભક્તિ, સખાપણું, આચાર્યપણું, સુહૃદ્‌પણું, પરાક્રમ, કુલીનપણું તથા સત્યને અનુરૂપ કર્મ દયા વાસ્તે કરવા યોગ્ય છે હે શૈનેય! હે માનદ! દ્રોણે કવચ ધારણ કરાવેલો દુર્યોધન હાલ ગયો છે અને કૌરવોના મહારથિયો તો પૂર્વેજ ગયા છે, તેમ અર્જુનના રથ પ્રત્યે મોટો શબ્દ સંભળાય છે, વાસ્તે વેગેકરી જલદી તું ત્યાં જવા યોગ્ય છે અને ભીમસેન તથા સાવધાન થયેલા સૈનિક સહિત અમે તમારી પાછળ આવતા દ્રોણને વારી રાખીશું હે શૈનેય! સંગ્રામમાં ભાગતા સૈન્યને જો, અને શૌર્યથી થતા મોટા શબ્દને સાંભળ. હે તાત! મોટા વાયુના વેગે કરી પર્વ વિષે જેમ સમુદ્ર ક્ષોભ પામે તેમ અર્જુને કરી ધૃતરાષ્ટ્રનું સૈન્ય વિક્ષિપ્ત થયું છે, તેમજ ચોતરફ દોડતા રથ, મનુષ્ય તથા અશ્વેકરી ઉડેલી સૈન્યરજથી આ બધું વ્યાપ્ત થઇ ગયું છે, અને નખ તથા સાંગથી યુદ્ધ કરનાર અત્યંત વૃદ્ધિ પામેલા શૂરવીરોએ કરી પારકા શૂરવીરને હણનાર અર્જુન ઘેરાઇ ગયા છે તેમ સૈંધવ વાસ્તે ત્યાગ કર્યું છે જીવિત જેમણે એવા આ સર્વ યોદ્ધાઓ છે, માટે આ સૈન્ય અસહ્યકાર્ય છે, તથા જયદ્રથને પણ જીતવા સમર્થ થઇ શકાય તેમ નથી બાણ, શક્તિ તથા શ્રેષ્ઠ છે ધ્વજ જેમાં, અશ્વ તથા હસ્તિએકરી આકુળ, દુઃખેકરી સહન થાય નહિ એવા આ કૌરવના સૈન્યને તો જો. તેમજ દુંદુભિના શબ્દ, પુષ્કળ શંખના શબ્દ, સિંહનાદ, રથના પાટાના શબ્દ, હસ્તિઓના શબ્દ, હજારો પાયદળોના તથા પૃથ્વીને કંપાવતા ચોતરફ દોડતા ઘોડેસ્વારના શબ્દને સાંભળ. હે નરવ્યાઘ્ર! આગળ સિંધુરાજાનું સૈન્ય અને પાછળ રહેલું દ્રોણનું સૈન્ય ઘાતુક હોવાથી ઇન્દ્રને પણ પીડિત કરે ને નથી અંત જેનો એવા એ મોટા સૈન્યમાં ડૂબેલો અર્જુન જીવિત પણ ત્યાગ કરે ત્યારે તે હણાવાથી પછી મારા જેવા કેમ જીવે? શ્યામ છે વર્ણ જેનો, યુવાવસ્થાવાળો, સુંદર મૂર્તિમાન, વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, અસ્ત્ર જાણનાર, મહાબાહુ અર્જુન

સૂર્યોદય વખતે ભારતી સેનાપ્રત્યે પ્રવિષ્ટ થયો, તેથી તુ જીવતા હુ સર્વથા અત્યત કષ્ટને પ્રાપ્ત થયો તેમ બાકી હવે દિવસ પણ થોડો રહ્યો, માટે હે વાર્ષ્ણેય ! તે જીવે છે કે નથી જીવતો, તે હુ કઇ જાણતો નથી હે તાત ! કૌરવના સમુદ્ર સરખા મોટા સૈન્યપ્રત્યે મહાબાહુ અર્જુન એકલો પ્રવિષ્ટ થયો છે ને આ સમયે તે ભારતી સેના દેવતાઓએ પણ અસહ્ય એવી બની છે માટે મારી બુદ્ધિ આજ કોઇ રીતે યુદ્ધમા પ્રવર્ત્તતી નથી હે મહાબાહો ! વેગવાન દ્રોણ પણ યુદ્ધમા મારા સૈન્યને પીડે છે તે તુ જાણે છે વાસ્તે હે માનદ ! એક વખતે એકઠા કાર્ય કરવામા તુ વિચક્ષણ છે માટે સર્વ કામમા અર્જુનનુ રક્ષણ કરવુ એ મારૂ મોટુ કામ છે તે તુ કરવા યોગ્ય છે જગતના પતિ સર્વના રક્ષક શ્રીકૃષ્ણનો હુ શોચ કરતો નથી કારણ પુરૂષમા સિંહરૂપ તે તો એકઠી મળેલી ત્રિલોકી સેનાને પણ સગ્રામમા જીતવા સમર્થ છે, એ હુ તને સત્ય કહુ છુ ત્યારે અત્યત દુર્બળ એવા દુર્યોધનના સૈન્યને જીતે તેમા શુ કહેવુ ? હે વાર્ષ્ણેય ! યુદ્ધમા ઘણાકથી પીડાયલો અર્જુન સગ્રામમા પ્રાણનો ત્યાગ કરે વાસ્તે હુ મોહને પ્રાપ્ત થાઉં છુ માટે તારા સરખા જે રીતે જાય છે તેમ મારા કહેવાથી આ વખતે તુ અર્જુનની પદવી પ્રત્યે જા તેમ રણસગ્રામમા વૃષ્ણિ પ્રવીરોના મધ્યમા બે જણજ અતિરથિ છે એક તો મહાબાહુ પ્રદ્યુમ્ન અને બીજો સાત્વતમા વિખ્યાત એવો તુ હે નરવ્યાઘ્ર ! તુ અસ્ત્રમા નારાયણ સરખો બળમા સકર્ષણ સમાન તથા વીરતામા અર્જુન સરખો છે તેથી ભીષ્મ તથા દ્રોણને અતિક્રમણ કરી સર્વ યુદ્ધમા વિશારદ અને પુરૂષમા સિહરૂપ તને સત્પુરૂષો લોક વિષે આવી રીતે કહે છે કે સાત્યકિને લોક વિષે કઇ કરવુ અશક્ય નથી માટે હે માધવ ! હે મહાબળ ! જે હુ તને કહુ તે તુ કર તેથી મારી, અર્જુનની તથા લોકની સભાવના થશે, વાસ્તે તેમ કરવુ યોગ્ય છે માટે એવા પ્રિય પ્રાણનો ત્યાગ કરી નિર્ભયતાથી સગ્રામમા વિચર હે શૈનેય ! દાશાર્હ કુળના પુરૂષો સગ્રામમા જીવિતની રક્ષા કરતા નથી યુદ્ધ ન કરવુ, અનવસ્થાન તથા સગ્રામમા પલાયન કરવારૂપ ભીરૂ એવા અસત્પુરૂષોના માર્ગને કયારે પણ દાશાર્હ સેવન કરતા નથી તેમ હે શિનિપુગવ ! હે તાત ! ધર્માત્મા એવો અર્જુન તારો ગુરૂ છે અને વાસુદેવ ભગવાન તારા તથા બુદ્ધિમાન અર્જુનના ગુરૂ છે, એ બે કારણ જાણી તને હુ કહુ છુ, તેમ તારા ગુરૂનો પણ હુ ગુરૂ છુ માટે મારા વચનનો અનાદર કર નહિ અને વાસુદેવનો, મારો તથા અર્જુનનો મત પણ તેવોજ છે માટે મે તને સત્ય કહ્યુ, જયા અર્જુન છે ત્યા તુ જા હે પરાક્રમી ! આ મારા વચન માની દુર્બુદ્ધિવાળા દુર્યોધનના સૈન્યમા પ્રવેશ કર હે સાત્વત ! ન્યાય પ્રમાણે પ્રવેશ કરી મહારથિઓ સાથે સમાગમ કરી પોતાને યોગ્ય એવુ કર્મ સગ્રામમા દેખાડ

प्रविश्य च यथान्याय सगम्य च महारथै' ॥
यथार्हमात्मन' कर्मरणे सात्वत दर्शय ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि युधिष्ठिरवाक्ये गुर्जरभाषायां दशाधिकशततमोऽध्यायः ॥ ११० ॥

# અધ્યાય ૧૧૧ મો. યુધિષ્ઠિર ને સાત્યકિ.

**संजय उवाच--प्रीतियुक्तं च हृद्यं च मधुराक्षरमेव च ।**
**कालयुक्तं च चित्रं च न्याय्यं यच्चापि भाषितुं ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! પ્રીતિયુક્ત, મનોહર, મધુર છે અક્ષર જેમાં, વખતને અનુસરતુ વિચિત્ર પ્રકારનુ તથા ભાષણ કરવામા ન્યાયરૂપ એવા ધર્મરાજના વાક્યને શિનિકુળમા શ્રેષ્ઠ એવો સાત્યકિ શ્રવણ કરી આવી રીતે કહેવા લાગ્યો કે, હે અચ્યુત ! હે રાજેદ્ર ! અર્જુન વાસ્તે યશ વધારનાર, ન્યાયયુક્ત વિચિત્ર પ્રકારના જે વાક્ય તમે કહ્યા તે સર્વ મે સાંભળ્યા આવા વખતમા મારા સરખા સમતને જોઇ તમો જે રીતે અર્જુનને કહેવા યોગ્ય છો તે જ રીતે મને પણ કહેવા યોગ્ય છો અને અર્જુન વાસ્તે ક્યારે પણ મારા પ્રાણની હું રક્ષા કરૂ નહિ તેમા પણ તમારી આજ્ઞાથી મોટા સગ્રામમા હું શુ ન કરૂં ? હે નરેદ્ર ! તમારી આજ્ઞાથી દેવ, અસુર, તથા મનુષ્ય સહિત ત્રિલોકી સાથે પણ હુ યુદ્ધ કરૂ ત્યારે આ અત્યત દુર્બળ સૈન્ય સાથે યુદ્ધ કરૂ તેમા શુ ? હે રાજન્ ! આજ દુર્યોધનના સૈન્ય સાથે ચોતરફથી યુદ્ધ કરી સગ્રામમા તેને જીતીશ એ હુ તમોને સત્ય કહુ છુ હે રાજન્ ! કુશળ એવો હું કુશળવાન અર્જુનને પ્રાપ્ત થઇ જયદ્રથ હણાયા પછી પાછો તમારી પાસે આવીશ, તોપણ હે નરાધિપ ! વાસુદેવ તથા બુદ્ધિમાન અર્જુને જે વાક્ય મને કહ્યા છે તે બધુ અવશ્ય કરી તમારી પાસે કહેવુ જોઇએ અર્જુને સર્વ સૈન્યના મધ્યમા વાસુદેવ સાભળતા વારવાર આ રીતે મને કહ્યુ છે કે, હે માધવ ! યુદ્ધ વિષે આર્યમતિ કરી જ્યા સુધી હુ જયદ્રથને હણુ ત્યા સુધી તું સાવધાન થઈ રાજાની રક્ષા કરજે વળી આમ કહ્યુ હતુ કે હે મહાબાહો ! તારા વિષે વા મહારથિ પ્રદ્યુમ્ન વિષે રાજાને રાખી હુ નિરપેક્ષ થઇ જયદ્રથ પ્રત્યે જાઉં છુ તેમજ વળી કહ્યુ હતુ જે હે પ્રભો ! સગ્રામ વિષે કૌરવોમા દ્રોણાચાર્ય શ્રેષ્ઠ સમત છે તે તુ જાણે છે અને તેમણે પ્રતિજ્ઞા કરી છે તે પણ તુ જાણે છે તેમ યુધિષ્ઠિરને ગ્રહણ કરવા ઈચ્છતા દ્રોણ તેમને ગ્રહણ કરવા પણ સમર્થ છે વાસ્તે નરમા ઉત્તમ ધર્મરાજને તને સોપીને આજ હુ સૈંધવના વધ વાસ્તે જાઉ છુ હે માધવ ! જયદ્રથને મારી જલદી પાછો આવીશ પણ હે માધવ ! નરશ્રેષ્ઠ એવા ધર્મરાજને દ્રોણાચાર્ય નિગ્રહ કરે તો સૈંધવનો વધ પણ ન થાય અને મને અપ્રીતિ થાય કદી મનુષ્યમા શ્રેષ્ઠ સત્યવાદી પાડવને દ્રોણાચાર્ય ગ્રહણ કરે તો અમારે વન પ્રત્યે ચાલી નીકળવુ પડે ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય જો સગ્રામમા યુધિષ્ઠિરને ગ્રહણ કરે તો મારો જય પણ વ્યર્થ જાય, વાસ્તે હે માધવ ! હે મહાબાહો ! આજ તારે મારા પ્રિય વાસ્તે, જય સારૂ તથા યશ વાસ્તે સગ્રામમા રાજાની રક્ષા કરવી હે પ્રભો ! એ રીતે દ્રોણાચાર્યથી ભયને પ્રાપ્ત થયેલા અર્જુને તમારા રક્ષણનુ મને કહેલુ છે અને વળી આમ પણ કહ્યું હતું જે નિરતર સગ્રામમા હે મહાબાહો ! તેમની સામે યુદ્ધ કરનાર પ્રદ્યુમ્ન વિના હુ બીજા યોદ્ધાને જોતો નથી. તેમજ મને પણ બુદ્ધિમાન દ્રોણાચાર્યનો પ્રતિ યોદ્ધો માનતા હતા, માટે હે મહીપતે ! આ સમે તમે જેમ કહો તેમ તે આચાર્યના વચનને પાછળ કરી તમારો ત્યાગ કરવાનો ઉત્સાહ કેમ કરૂ ? કારણ યુદ્ધમા ચતુર, અભેદ્ય કવચથી વિંટાયેલા આચાર્ય સગ્રામમા તમને પ્રાપ્ત થઇ જેમ બાળક પક્ષી સાથે ક્રીડા કરે તેમ ક્રીડા કરે છે તેમ કરતા પણ શ્રીકૃષ્ણના પુત્ર ધનુષ ધરનાર પ્રદ્યુમ્ન જો અહિ હોય તો તેને વિષે તમને સોપુ એટલે જેમ અર્જુન રક્ષા કરે તેમ તે રક્ષા કરે. પણ તે વિના હુ ગયા પછી કોણ તમારી રક્ષા કરશે ?

માટે દ્રોણ સામે જાય એવો કોણ તમારો રક્ષક છે ? તેમ હે રાજન્ ! અર્જુન સબંધી ભય તમને ન હો, કારણ મહાબાહુ તે કદી પણ ભાર ગ્રહણ કરી ખેદ પામે નહિ, તેમ સૌવીરક-યોદ્ધાઓ, સૈંધવ, પૌરવ, ઉદીચ્ય, દાક્ષિણાત્ય તથા બીજા પણ મહારથિઓ તથા કર્ણ છે મુખ્ય જેમા એવા ઉદાર રથિયો ક્રોધ પામેલા અર્જુનની સોળમી કળાને પણ પહોચે તેમ નથી અસુર, સુર તથા મનુષ્ય સહિત ઉદ્યુક્ત થયેલી સર્વ પૃથ્વી, રાક્ષસ ગણ સહિત કિંનર મોટા સર્પ તથા સર્વ સ્થાવર અને જગમ પણ સગ્રામમા અર્જુન સાથે યુદ્ધ કરવા સમર્થ થાય નહિ, એમ જાણી હે મહારાજ ! અર્જુન નિમિત્ત તમારો ભય દૂર થાઓ જ્યા મોટા ધનુષવાળા, શૂરવીર, સત્ય છે પરાક્રમ જેમનુ એવા શ્રીકૃષ્ણ અને અર્જુન છે ત્યા કર્મ સંબધી વિક્ષિપ્ત પ્રકારની આપદ્ હોયજ નહિ અને તમારા ભાઇ વિષે અમાનુષપણુ, અસ્ત્રજ્ઞતા, અભિજ્ઞાન, સગ્રામ વિષે અમર્ષ, કૃતજ્ઞતા તથા દયા પણ નિરતર રહી છે એમ જાણો તથાપિ તમારા કહેવાથી હુ અર્જુન પ્રત્યે જઇશ ત્યારે વિચિત્ર પ્રકારથી અસ્ત્ર નાખનાર તમને નિગ્રહ કરવા ઇચ્છતા આચાર્ય જરૂર પોતાની પ્રતિજ્ઞા સત્ય કરશે માટે પ્રથમ તમે પોતાની રક્ષા કરો ને જેના વિશ્વાસથી હુ અર્જુન પ્રત્યે જાઉ એવો તમારો રક્ષક કોણ છે તે કહો હે મહા-રાજ ! હુ આ મહા સગ્રામમા તમને કોઇને પણ સોપ્યા વગર કદી પણ જઇશ નહિ એ હુ તમોને સત્ય કહુ છુ માટે હે બુદ્ધિમાનમા શ્રેષ્ઠ ! એ વાત વારવાર ધ્યાનમા લાવી પરમ શ્રેય શુ કરવામાં છે, તે બુદ્ધિથી વિચારી પછી મને જવાની આજ્ઞા આપો.

યુધિષ્ઠિરે કહ્યુ કે, હે મહાબાહો ! હે માધવ ! એ વાત જેમ તુ કહે છે તેમજ છે તથાપિ હે મારિષ ! અર્જુન પ્રત્યે મારા ભાવ શુદ્ધ થતો નથી વાસ્તે મારા રક્ષણ વિષે હુ પરમ યત્ન કરીશ તથાપિ જ્યા અર્જુન ગયા છે ત્યા મારી આજ્ઞાથી તુ જા કારણ સગ્રા-મમા મારૂ રક્ષણ તથા અર્જુન પ્રત્યે તારૂ ગમન એ બેઉમાથી બુદ્ધિએ કરી હુ વિચાર કરૂ છુ તો તારૂ ગમન મને રૂચે છે માટે તુ જ્યા અર્જુન ગયો છે ત્યા જવા સાવધાન થા, અને મારૂ રક્ષણ તો મહા બળવાન ભીમસેન, ભાઇઓ સહિત ધૃષ્ટદ્યુમ્ન, મહા બળવાન રાજાઓ તથા દ્રૌપદીના પુત્ર અવશ્ય કરશે એમા સશય નહિ તેમજ પાચ ભાઈ કેકય, રાક્ષસ ઘટો-ત્કચ, વિરાટ, દ્રુપદ, મહારથિ શિખડી, બળવાન ધૃષ્ટકેતુ, માતુલ કુતિભોજ, નકુળ, સહદેવ, પચાલ તથા સૃજય એટલા સાવધાન થઇ મારૂ રક્ષણ કરશે એમા સશય નહિ તેથી સૈન્ય સહિત દ્રોણાચાર્ય તથા કૃતવર્મા સગ્રામમા મને પ્રાપ્ત થવા સમર્થ થશે નહિ તેમ મને ધર્ષણ પણ કરી શકશે નહિ અને શત્રુને તપાવનાર ધૃષ્ટદ્યુમ્ન પરાક્રમ કરી સગ્રામમા કોપેલા દ્રોણા-ચાર્યને કિનારો જેમ સમુદ્રને વારે તેમ વારી રાખશે પારકા શૂરવીરને હણનાર પૃષત્ ગોત્રમા ઉત્પન્ન થયેલો તે જે સ્થાનકે સગ્રામમા ઉભો રહેશે તે સ્થાનકે બળવાન સૈન્યને દ્રોણ કોઈ રીતે પણ અતિક્રમણ કરી શકશે નહિ કારણ આ ધૃષ્ટદ્યુમ્ન, દ્રોણના નાશ વાસ્તેજ કવચ, બાણ, ખડ્ગ, ધનુષ તથા શ્રેષ્ઠ ભૂષણ સહિત અગ્નિમાથી ઉત્પન્ન થયો છે વાસ્તે હે શૈનેય ! મારા સબધી ઉદ્વેગ મૂકી વિશ્વાસ રાખી તુ જા, અને સગ્રામમા ક્રોધ પામેલા દ્રોણાચાર્યને, ધૃષ્ટદ્યુમ્ન વારી રાખશે

कवची सशरी खड्गी धन्वी च वरभूषण ।
विश्रब्ध गच्छ शैनेय माकार्षीर्मयि सभ्रम ॥
धृष्टद्युम्नो रणे क्रुद्ध द्रोणमावारयिष्यति ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि युधिष्ठिरसात्यकि वाक्ये गुर्जरभाषायामेकादशाधिकशततमोऽध्यायः ॥ १११ ॥

## અધ્યાય ૧૧૨ મો. સાત્યકિનું અર્જુન પ્રતિ જવું.

संजय उवाच—धर्मराजस्य तद्वाक्यं निशम्य शिनिपुंगवः ।
सगार्थाङ्कयमाशंसन् परित्यागान्महीपते ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! ધર્મરાજના એવા વચન સાભળી શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિ, રાજાનો ત્યાગ કરવામા અર્જુનથી ભયની આશંકા રાખવા લાગ્યો પછી ન જવાથી પણ લોકમા મારો અપવાદ થશે અને અર્જુન પ્રત્યે જતા હુ બીન્યો એમ તેઓ કહેશે. એવી રીતે ગહુધા નિશ્ચય કરી યુદ્ધમા દુર્મદ, પુરૂષમા શ્રેષ્ઠ સાત્યકિએ ધર્મરાજ પ્રત્યે આવી રીતે વચન કહ્યુ કે હે વિશાપતે! મારી રક્ષા તો કરેલીજ છે એમ માનતા હો તો તમારૂં કલ્યાણ થાઓ હુ તમારા કહેવાથી અર્જુનની પાછળ જઇશ કારણ હે રાજન્! ત્રણ લોકમાં પાડવથી અધિક પ્રિય બીજો કોઇ પણ મને છે નહિ એ વચન હુ તમોને સત્ય કહું છું. હે માનદ! તમારી આજ્ઞાથી અર્જુનની પદવી પ્રત્યે હું જઇશ તમારે વાસ્તે કંઇ પણ મારે અકર્તવ્ય છેજ નહિ હે દ્વિપદાવર! જેવુ મારે ગુરૂનુ વચન સ્વીકાર કરવા લાયક તેથી પણ તમારૂ વચન વિશેષ કરી સ્વીકારવા લાયક છે હે રાજપુંગવ! જે રીતે તમારૂ પ્રિય કરવામા કૃષ્ણ તથા અર્જુન વર્તે છે તે જ રીતે તેમના પ્રિયમા મને તત્પર જાણો હે નરપુંગવ! અર્જુન વાસ્તે તમારી આજ્ઞાને મસ્તકથી ગ્રહણ કરી દુર્ભેદ્ય એવા આ સૈન્યને ભેદી હું અર્જુન પ્રત્યે જઇશ હે રાજન્! ક્રોધ પામેલો મચ્છ જેમ સમુદ્રને ક્ષોભ પમાડે તેમ દ્રોણ સૈન્યને ક્ષોભ પમાડી, જ્યા જયદ્રથ રાજા છે, ત્યા હુ જઇશ હે વિશાપતે! જ્યા પાડવથી ભય પામેલો અને રથિમા શ્રેષ્ઠ એવા કર્ણ કૃપાદિકે રક્ષણ કરેલો અશ્વત્થામા સેનાનો આશ્રય કરી ઉભેલો છે અને જ્યા જયદ્રથના વધ વિષે ઉદ્યુક્ત થયેલા અર્જુન ઉભેલા છે તે માર્ગ અહિથી ત્રણ યોજન છે એમ હુ માનુ છુ હે રાજન્! એ રીતે અર્જુન અહિથી કહ્યા પ્રમાણે દૂર છે તોપણ સૈંધવના વધથી પૂર્વ અત્યંત દૃઢ અંતઃકરણવી હુ તેમના સ્થાન પ્રત્યે જઇશ સંગ્રામમા ગુરૂની આજ્ઞા વગર કયો મનુષ્ય યુદ્ધ કરે? અને આજ્ઞા પામેલો મારા સરખો કોણ યુદ્ધ ન કરે? હે પ્રભો! જે સ્થાનકે હુ જઇશ તે સ્થાનક હળ, શક્તિ, ગદા, ભાલા, ઢાલ, ખડ્ગ, ઋષ્ટિ તથા તોમરથી સંકુલ શ્રેષ્ઠ એવા બાણ તથા અસ્ત્રોથી અર્જુન બાધ કરનાર છે તથાપિ તે સૈન્ય સમુદ્રને ક્ષોભ પમાડી જ્યા હજારો હાથીના આજનક નામના કુળને તમે જુવો છો, અને જ્યા યુદ્ધમા ચતુર, પ્રહાર કરનાર, ઘણાક મ્લેચ્છે આરોહણ કરેલા, વરસતા મેઘ સરખા, મદ ઝરતા, આ પરાક્રમી હસ્તિઓ ઉભેલા છે હે રાજન્! માવતોએ પ્રેરણા કરેલા એ હસ્તિઓ પાછા હઠે નહિ માટે એમને મારવા વગર મ્લેચ્છોનો પરાજય થાય નહિ. હે રાજન્! રથિ એવા જે હજારો રાજાઓને તમે જુવો છો, તે રથ તથા હસ્તિ ઉપર બેસવામા નિપુણ, ધનુર્વેદમા પારગત, મુષ્ટિ યુદ્ધમા કોવિદ, ગદાયુદ્ધમાં વિશેષ જ્ઞાનવાન, યુદ્ધમાં કુશળ, ખડ્ગથી પ્રહાર કરવામા તત્પર, ઢાલ તરવારથી વિહાર કરવામા ચતુર, વિશાળ શિખેના, પરસ્પર સ્પર્ધા કરતા અને સંગ્રામમા નિરંતર મનુષ્યોને જીતવા ઇચ્છતા એવા

શૂરવીર રૂકમરથ નામના મહારથિ રાજપુત્રો છે, તેમજ કર્ણે મોકલેલા અને દુઃશાસનને અનુસરનાર છે, રથિમા ઉદાર એવા એમને વાસુદેવ પણ વખાણે છે વળી નિરંતર કર્ણનું પ્રિય કરનાર તથા એને વશ વરતનારા છે એનાજ વચન વડે અર્જુનથી નિવૃત્ત થયેલા, ગ્લાનિયુક્ત, થાકેલા નહિ, દૃઢ છે આવરણ તથા ધનુષ જેમના, દુઃશાસનની આજ્ઞાથી જરૂર કરી મારે વાસ્તે ઉભેલા એવા એ રાજપુત્રોને અત્યંત મથન કરી પછી તમારૂં પ્રિય કરવા સારૂ હે કૌરવ ! ત્યાંથી અર્જુનની પદવી પ્રત્યે હું જઇશ હે રાજન્ ! કિરાત લોકોએ આરોહણ કરેલા કવચથી ઢંકાયેલા બીજા જે આ સાતસે હસ્તિને તમે જુઓ છો તે શણગારેલા હસ્તિઓ પોતાના જીવિતને ઇચ્છતા કિરાત રાજાએ અર્જુનને આપેલા હતા તેથી હે રાજન્ ! પૂર્વે એ તમારૂં કામ કરતા હતા તે આજ તમારી સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે કાળનું એ વિપરીતપણું તો જુઓ ! એમના યુદ્ધમા દુર્મદ તથા હસ્તિશિક્ષા જાણનાર અગ્નિયોની એવા સર્વ કિરાત નામના મોટા માવતોને સંગ્રામમા અર્જુને જીત્યા હતા પણ આજ દુર્યોધનને વશ થયેલા તે મારે વાસ્તે સાવધાન થઇ ઉભેલા છે તથાપિ યુદ્ધમા દુર્મદ એવા એ સર્વ કિરાતને બાણથી હણી સૈંધવના વધ વિષે પ્રયત્નવાન એવા અર્જુનની પાછળ હુ જઇશ. હે રાજન્ ! જે આ અંજનના કુળમા ઉત્પન્ન થયેલા, કઠણ, વિનયવાન મદ ઝરતા અને સુવર્ણમય કવચથી અત્યંત શોભિતા, સંગ્રામમા ઐરાવત સરખા, પ્રાપ્ત થયુ છે લક્ષ જેમને એવા મોટા હસ્તિઓ છે તેમની ઉપર બેઠેલા હિમાચળમાથી આવેલા તીક્ષ્ણ દસ્યુ, કઠણ લોહના કવચ પહેરેલા જે શ્રેષ્ઠ યોદ્ધાઓ છે એમા ગોયોનિ, વાનરયોનિ, બીજી અનેક યોનિયો તથા માનુષયોનિયો એવા મ્લેચ્છ જે હિમાલય તથા દુર્ગસ્થાનમા નિવાસ કરનાર, પાપ કરનાર તે એકઠા મળેલા મ્લેચ્છોનું સૈન્ય ધર્મરાજે [illegible] એ [illegible] રાજમંડળને, કૃપાચાર્યને, સોમદત્તિને, રથિમા શ્રેષ્ઠ દ્રોણને સિંધુરાજને તથા કર્ણને પ્રાપ્ત થતા દુર્યોધનો પાંડવાનો તિરસ્કાર કરવા માંડયો અને કાળે પ્રેરેલો તે પણ હુ કૃતાર્થ છુ એમ માનવા લાગ્યો, પણ હે કૌંતેય ! તે સર્વ આજ મારા બાણ ગોચર પ્રાપ્ત થવા માટે મન [illegible] હશે તોપણ જીવતા નહિ જાય નિરંતર પારકા પરાક્રમ ઉપર જીવન કરનાર દુર્યોધનને વૃદ્ધિ પમાડેલા તે મારા બાણના ઓઘથી પીડિત થઇ આજ નાશને પ્રાપ્ત થશે હે રાજન્ ! જે આ સુવર્ણના ધ્વજાવાળા રથિઓ દેખાય છે, એ દુર્વારણ નામના કામ્બોજ છે કદી તમે સાભળેલા હોય તો શૂરવીર, વિદ્યા શીખેલા, ધનુર્વેદમા નિષ્ઠિત એકઠા મળેલા એ પરસ્પરનું હિત ઇચ્છનાર છે હે ભારત ! અત્યંત ક્રોધ પામેલી, દ્રોણે કર્યું છે રક્ષણ જેનું એવી દુર્યોધનની સેનાઓ સાવધાન થઈ મારીજ સામે આવી ઉભી છે, માટે અગ્નિ જેમ તૃણને બાળે તેમ તેમને હુ અત્યંત મથન કરીશ વાસ્તે હે રાજન્ ! સર્વ ભાથા તથા સર્વ સાધન, રથ જોડનારાઓ મારા રથમા મેલો આ મોટા સમર્દમા વિવિધ પ્રકારના આયુધ ગ્રહણ કરવા અને આચાર્યના ઉપદેશ પ્રમાણે રથમા પાંચ ગણી બધી સામગ્રી રાખવી કારણ આશિવિષ સર્પ સરખા કાંબોજ, નાના પ્રકારના શસ્ત્રનો છે સમૂહ જેમને વિષે એવા વિવિધ પ્રકારના આયુધથી યુદ્ધ કરનાર કિરાત, વિષ સરખા પ્રહાર કરનાર, રાજાએ હમેશ લડાવેલ, દુર્યોધનના હિતેચ્છુક એવા ઇન્દ્ર સરખા પરાક્રમવાળા, અગ્નિ સરખા દુઃસહ, પ્રદિપ્ત અગ્નિ તથા કાળ સરખા, યુદ્ધમાં દુર્મદ, એવા ઘણાક બીજા વિવિધ પ્રકારના યોદ્ધાઓ સાથે હુ સમાગમ કરીશ. વાસ્તે શુભ છે લક્ષણ જેમના એવા વિખ્યાત શ્રમશાલી, પૃથ્વી વિષે આળોટેલા તથા પાએલા મુખ્ય અશ્વ પાછા મારા રથમા જોડાવો

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવા તેના વચન સાંભળી યુધિષ્ઠિર રાજાએ તેના સર્વ ભાથા, સર્વ ઉપસ્કર તથા વિવિધ પ્રકારના શસ્ત્ર એના રથવિષે મૂકાવ્યા તેટલામાં અનુચર જનોએ યુક્ત એવા તે રૂડા ચાર અશ્વને માદક એવી પેય વસ્તુનું પાન કરાવ્યું પછી પીવેલા શ્રમશાંતિ વાસ્તે પૃથ્વી વિષે આળોટેલા, સ્નાન કરેલા, ખાધેલું છે અન્ન જેમણે એવા શણગારેલા, શલ્ય રહિત કરેલા, સુવર્ણની માળાથી શોભિતા, સુવર્ણ સરખા વર્ણવાળા, વિનયવાન, શીઘ્ર ગતિ કરનાર, પ્રસન્ન મનવાળા, અવ્યગ્ર, સુવર્ણના આભરણથી શોભિતા તે ચાર અશ્વને દારૂકના નાના ભાઈ તેના પ્રિય સખા એવા સારથિએ સુવર્ણની છે કેશવાળીરૂપી માળા જેને એવા સિંહના ચિન્હવાળા મોટા ધ્વજયુક્ત, સુવર્ણમણિ તથા વિદ્રુમથી ચિત્રિત, કેતકી પુષ્પથી વિંટાયલા, શ્વેત અભ્ર સરખા, પતાકાથી શોભિતા, સુવર્ણના દાંડાવાળું ઉચું છે છત્ર જે વિષે તથા ઘણાક પ્રકારના શસ્ત્રરૂપ સંગ્રામમાં ઉપયોગી વસ્તુ યુક્ત, રથ વિષે યોજના કરી, યુક્ત એવો તે રથ, માતલિ જેમ ઇન્દ્રની આગળ નિવેદન કરે તેમ સાત્યકિની આગળ નિવેદન કર્યો તે વખતે સ્નાન કરી પવિત્ર થઇ કર્યું છે કૌતુકથી મંગળ જેણે એવા સાત્યકિ હજારો સ્નાતક બ્રાહ્મણોને સુવર્ણના નિષ્કનું દાન આપી તેમણે આશિષે કરી યોજના કરેલો, શોભિતામાં શ્રેષ્ઠ મધુપર્કને યોગ્ય સાત્યકિ કૈલાતક એવા મદ્યનું પાન કરી મદથી વિન્હળ છે લાલ નેત્ર જેના એવો શોભિતો રથિમાં શ્રેષ્ઠ તે વીર કાંસ્યને આલંબન કરી મોટા હર્ષયુક્ત પ્રજ્વલિત અગ્નિની પેઠે બમણું વધ્યું છે તેજ જેણે, બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન કરેલો, કવચ ધારણ કરી શણગારેલ તથા કન્યાઓએ શાલની ધાણી સુગંધિ દ્રવ્ય તથા પુષ્પમાળાઓએ કરી આનંદ પમાડેલો, યુધિષ્ઠિરે મસ્તક સુંઘેલો સાત્યકિ હાથ જોડી યુધિષ્ઠિરના ચરણારવિંદમાં પ્રણામ કરી ખોળામાં ધનુષ્ય ગ્રહણ લેઇ તે મોટા રથમાં ચઢી બેઠો તે વખતે વાયુ સરખા વેગવાળા, કોઇથી જીતી શકાય નહિ એવા, અત્યંત હૃષ્ટ પુષ્ટ થયેલા, વિકાર પામેલા તે સૈંધવ અશ્વ, જય કરનાર એવા તે રથને વહન કરતા હતા તે સમે ધર્મરાજાએ વખાણેલો ભીમસેન પણ યુધિષ્ઠિર રાજાને પ્રણામ કરી સાત્યકિ સાથે જવા લાગ્યો. એ રીતે તમારી સેના પ્રત્યે પ્રવેશ કરવા ઇચ્છતા શત્રુને દમન કરનાર તે બેઉને જોઇ દ્રોણ છે મુખ્ય જેમાં એવા તમારી તરફના સર્વ સાવધાન થઇ ઉભા રહ્યા તે વખતે તૈયાર થઇ પોતાની પાછળ આવતા ભીમસેનને જોઈ તેમને પ્રણામ કરી શૂરવીર સાત્યકિ તે પ્રત્યે આવી રીતે હર્ષકારક વચન કહેવા લાગ્યો કે, હે ભીમસેન ! તમે રાજાની રક્ષા કરો, કારણ એ કાર્ય પણ જરૂર કરી આપણે કર્તવ્ય છે કાળેકરી પાકેલા આ સૈન્યને ભેદી હું અંદર પ્રવેશ કરીશ. તેમ હે અરિંદમ ! હાલ વા પછી પણ રાજાનું રક્ષણ કરવું એ શ્રેયરૂપ છે. તેમ મારા પરાક્રમને તમે જાણો છો, અને તમારા પરાક્રમને હું જાણું છું, વાસ્તે હે ભીમસેન ! જો મારા પ્રિયને ઇચ્છતા હો તો તમે પાછા વળી રાજાના રક્ષણ વાસ્તે જાઓ. એવા સાત્યકિના વચન સાંભળી ભીમસેને તેને કહ્યું કે હે પુરુષસત્તમ ! ભલે કાર્ય સિદ્ધ કરવા સારૂ તું જા, અને હું રાજાની રક્ષા કરીશ. એવા ભીમસેનના વચન સાંભળી માધવ એવો સાત્યકિ બોલ્યો કે, હે પાર્થ ! જાઓ જાઓ અને તમો મારા ગુણમાં અનુરક્ત થઇ આજ મારે વશ હો તેમ વર્તો છો માટે જરૂર કરી મારો જય થશે તેમ હે ભીમ ! નિમિત્ત પણ મને સારા જોવામાં આવે છે. વાસ્તે મહાત્મા એવા અર્જુને પાપરૂપ સૈંધવને હણ્યા પછી ધર્માત્મા એવા યુધિષ્ઠિર રાજાને હું આવીને મળીશ. મોટા યશવાળો સાત્યકિ એ રીતે કહીને તેને પાછા મોકલી વ્યાઘ્ર જેમ મૃગયૂથને જુવે તેમ તમારા સૈન્ય સામે જોવા લાગ્યો. હે જનાધિપ ! તમારા સૈન્ય

પ્રત્યે પ્રવેશ કરવા ઇચ્છતા તેને જોઇ તમારૂ સૈન્ય ફરીથી મહ થઇ અત્યત કપવા લાગ્યુ તેટલામા ધર્મરાજની આજ્ઞાથી અર્જુનને જોવા ઇચ્છતો સાત્યકિ તત્કાળ તમારા સૈન્ય પ્રત્યે ગયો

तत प्रयात सहसातव सैन्य स सात्यकि ।
दिदृक्षुरर्जुन राजन् धर्मराजस्य शासनात् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे गुर्जर-भाषायां द्वादशाधिकशततमोऽध्यायः ॥ ११२ ॥

## અધ્યાય ૧૧૩ મો. સાત્યકિ સામે દ્રોણ કૃતવર્માનો વિરોધ.

संजय उवाच—प्रयाते तव सैन्य तु युयुधाने युयुत्सया ।
धर्मराजो महाराज स्वेनानीकेन सवृत ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! યુદ્ધ કરવાની ઇચ્છાથી સાત્યકિ તમારા સૈન્ય પ્રત્યે ગયો પછી પોતાના સૈન્યથી વિટાયેલા ધર્મરાજ, સાત્યકિની પાછળ તેની રક્ષા વાસ્તે દ્રોણુ રથ પ્રત્યે ગયા, તેટલામા પાડવ સૈન્ય વિષે સગ્રામમા દુર્મદ ધૃષ્ટદ્યુમ્ન તથા વસુદાન રાજા 'અરે આવો, પ્રહાર કરો, જલદી દોડો' એ રીતે આક્રોશ કરવા લાગ્યા ઘણા મહારથિઓ એને જીતવા યત્ન કરશે વાસ્તે જે રીતે યુદ્ધમા દુર્મદ સાત્યકિ સુખે કરીને જાય તેમ કરો, એમ બોલતા મહારથિઓ વેગેકરી તમારી સેના પ્રત્યે આવવા લાગ્યા તે વખતે અમે પણ સામેનાઓને જીતવાની ઇચ્છાથી તેમની સામે દોડ્યા સાત્યકિના રથ પ્રત્યે મોટો શબ્દ થતો હતો તેણે સો પ્રકારે ભેદવા માડેલી તેથી વિખરાઇ ગયેલી તમારા પુત્રની સેના ચોતરફ ભાગવા લાગી તે વખતે મહારથિ શિનિપુત્રે સૈન્યના અગ્ર ભાગમા રહેલા મોટા ધનુષવાળા સાત શરવીરોને હણી નાના પ્રકારના દેશથી આવેલા, શરવીર એવા બીજા રાજાઓને પણ અગ્નિ સરખા બાણેકરી યમલોક પ્રત્યે મોકલી દીધા એવી રીતે સાત્યકિ એક બાણેકરી સો જણને વિધતો હતો તેમજ સો બાણેકરી એકને વિધતો હતો તેમજ મહાવત સહિત હસ્તિઓ, ઘોડેસ્વાર સહિત ઘોડાઓ, તથા અશ્વ અને સારથિ સહિત રથિઓને પણ રૂદ્ર જેમ પશુને હણે તેમ હણતો હતો તે રીતે અદ્ભુત કર્મ કરનાર શરસપાતને વરસાવનાર સાત્યકિની સામે તમારા કોઇ પણ સૈનિક દોડતા ન હતા મહાબાહુ એવા સાત્યકિએ હણેલા તથા મર્દન કરેલા તેથી ભયભીત થયેલા તેના તેજથી મોહિત થયેલા તમારી તરફના શરવીર અતિમાની એવા તે એકને બહુ પ્રકારે જોઇ સગ્રામનો ત્યાગ કરતા હતા હે મારિષ ! મથન થયેલા, ભાગ્યા છે નીડ જેમના એવા રથ, મથન થયેલાં ચક્ર, પાડી નાખેલા છત્ર તથા ધ્વજ, રથના નીચેના ભાગ, પતાકા, સુવર્ણથી શોભિતી સગ્રામમા પહેરવાની ટોપીઓ, ચદને કરી લીંપેલા બાજુબધ સહિત હસ્તિની શુડ સરખા તથા સર્પના શરીર સરખા બાહુ તથા સાથળેકરી રણભૂમિ ઢંકાઇ ગઇ હતી ચદ્ર સરખા સુન્દર કુડળ સહિત પડેલા વૃષભ સરખા નેત્રવાળા વદનેકરી પૃથ્વી અતિશય શોભતી હતી, અને સાત્યકિએ ભેદેલા પર્વતની જેમને ઉપમા

અપાય એવા પડેલા હસ્તિઓએ કરી જેવી પડેલા પર્વતે કરી શોભે તેવી તે પૃથ્વી અત્યંત શોભતી હતી. તેમજ મહાબાહુ સાત્યકિએ હણેલા, પ્રાણ રહિત અશ્વ પૃથ્વીને પ્રાપ્ત થઇ મોતીની જાળથી શોભિતી સુવર્ણમય લગામ તથા ઉરત્રાણે કરી શોભતા હતા, એ રીતે સાત્વત એવો સાત્યકિ, તમારા નાના પ્રકારના સૈન્યને હણી સેનાને અત્યંત નમાડી તમારા સૈન્યમા પેઠો અને જે માર્ગે અર્જુન ગયા હતા તેજ માર્ગે સાત્યકિ પણ જવા ઇચ્છા કરવા લાગ્યો, તેટલામા દ્રોણે તેને વાર્યો તે વખતે અત્યંત ક્રોધાયમાન થયેલો યુયુધાન, સાત્યકિ દ્રોણાચાર્યને પ્રાપ્ત થઇને જેમ વેલાને પ્રાપ્ત થઇ જળાશય હઠે નહિ તેમ પાછો હઠ્યો નહિ એવી રીતે દ્રોણાચાર્યે મહારથિ સાત્યકિને વારી મર્મ ભેદનાર તીક્ષ્ણ એવા પાંચ બાણે કરી તેને વિંધ્યો હે રાજન્! સાત્યકિએ પણ સગ્રામના મધ્યમા સુવર્ણના પુખવાળા, શિલા ઉપર ઘસેલા, ગૃધ્રના પીંછ બાંધેલાં સાત બાણેકરી દ્રોણને વિંધ્યા વળી દ્રોણે પણ છ બાણેકરી અશ્વ તથા સારથિ સહિત તેને પીડિત કર્યો તે સહન ન કરી શકતા એવા મહારથિ સાત્યકિએ સિંહનાદ કરી દશ બાણથી દ્રોણને વિંધ્યો વળી બીજા છ, આઠ તથા દશ બાણેકરી દ્રોણને વિંધી એકે કરી એમના સારથિને, ચારેકરી ચાર અશ્વને, તથા બીજા એકેકરી એમના ધ્વજને પણ વિંધ્યો ઉતાવળા થતા દ્રોણે પણ તીડ નામના જંતુના સમુદાયે કરી જેમ આચ્છાદન કરે તેમ ઘણાક બાણેકરી અશ્વ સારથિ, રથ તથા ધ્વજ સહિત તેને ઢાંકી દીધો તેમજ અસભ્રાંત એવા સાત્યકિએ પણ ઘણાક બાણેકરી દ્રોણને આચ્છાદન કરી દીધા તે વખતે દ્રોણાચાર્ય તેને કહેવા લાગ્યા કે, તારો ગુરૂ અર્જુન, કુત્સિત પુરૂષની પેઠે સગ્રામમા યુદ્ધ કરતા મને ત્યાગ કરી સગ્રામ છોડી દેઇ દક્ષિણ બાજુ ગયો. તેમ હે માધવ! તું પણ સગ્રામમા આચાર્યની પેઠે મને મૂકીને જો જલદી ભાગી જઇશ નહિ તો આજ જીવતો જઇશ નહિ એવા દ્રોણના વચન સાભળી સાત્યકિએ તેમને કહ્યુ કે હે બ્રહ્મન્! ધર્મરાજની આજ્ઞાથી અર્જુનની પદવી પ્રત્યે હુ જાઉ છુ તમારૂ કલ્યાણ થાઓ. મારો વખત નિર્ગમન મા થાઓ તેમ આચાર્યે અનુગત માર્ગને શિષ્યો હમેશ ખોળે છે, વાસ્તે જે માર્ગે મારા ગુરૂ ગયા છે તે માર્ગે હુ જાઉં છુ

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! શિનિકુળમા ઉત્પન્ન થયેલો સાત્યકિ, એટલા વચન કહી આચાર્યને છોડી દેઇ બીજે રસ્તે ચાલી સારથિને આવી રીતે વચન કહેવા લાગ્યો કે, દ્રોણ સર્વથા મને વારણ કરવા વિષે યત્ન કરશે તથાપિ હે સૂત! સાવધાન થઇ તુ સગ્રામ વિષે ઘોડાઓને હાંકી જા, અને આ મારૂ વચન સાભળ આ મોટી કાંતિવાળુ આવત્યોનુ સૈન્ય દેખાય છે, એ પછી આ મોટુ દાક્ષિણાત્ય સૈન્ય દેખાય છે, તે પછી મોટુ સૈન્ય દેખાય છે તે બાહ્લિકોનુ છે, અને તેની પાસે મોટુ સૈન્ય કર્ણનુ છે હે સારથે! જુદા જુદા એ સૈન્ય એક બીજાનો આશ્રય કરી ઉભા રહ્યા છે તેથી રણાગણનો ત્યાગ કરતા નથી એમના મધ્યમા જઇ પ્રહૃષ્ટની પેઠે ઘોડાઓને ચલાવ હે સારથે! મધ્યમ વેગનો આશ્રય કરી નાના પ્રકારના ઉગામેલા છે શસ્ત્ર જેમણે એવા બાહ્લિકો જ્યા દેખાય છે અને કર્ણઆદિ લેઇ ઘણા દાક્ષિણાત્ય દેખાય છે તેમજ હસ્તિ, અશ્વ તથા રથેકરી અત્યંત બાધ કરે એવુ, નાના દેશથી આવેલા પાયદળોએ આશ્રય કરેલુ જે સૈન્ય દેખાય છે તેના મધ્યમા જા એવી રીતે પોતાના સારથિને કહી બ્રાહ્મણ એવા દ્રોણને છોડી દેઇ તે આગળ ચાલ્યો. તે વખતે પાછા ન ફરનાર એવા જતા મહાભાગ સાત્યકિને જોઇ ક્રોધાયમાન થયેલા દ્રોણાચાર્ય, ઘણાક બાણ નાખતે તેની પાછળ જવા લાગ્યા સાત્યકિ તો તીક્ષ્ણ બાણેકરી અત્યંત મોટા કર્ણના સૈન્યને હણી

અત્યંત મોટી એવી ભારતીસેના પ્રત્યે પ્રવિષ્ટ થયો. એવી રીતે તમારી સેના પ્રત્યે સાત્યકિ પ્રવિષ્ટ થયો અને સૈનિકો ભાગવા લાગ્યા, તેને જોઈ અમર્ષિ એવા કૃતવર્માએ સાત્યકિને ચોતરફથી વિંટી લીધો. તત્કાળ પરાક્રમ કરનાર સાત્યકિએ આવતા તેને ૧૭ બાણથી હણી, બીજા ચાર બાણેકરી એના ચાર ઘોડાઓને હણી, વળી નતપર્વ એવા સોળ બાણેકરી તે, કૃતવર્માને પણ સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યો. હે મહારાજ ! એવી રીતે સાત્યકિએ તીક્ષ્ણ કરેલા ઘણાક બાણેકરી હણેલો કૃતવર્મા તે સહન કરી શક્યો નહિ. પછી હે રાજન્! કૃતવર્માએ કર્ણ પર્યંત ધનુષ ખેંચી અગ્નિ સરખુ વત્સદંત નામનું બાણ તેમાં સાંધી સાત્યકિને વક્ષઃસ્થળમાં વિંધ્યો. તે બાણ તેના કવચને તથા શરીરને ભેદી રૂધિરથી વ્યાપ્ત પુંખપત્ર સહિત પૃથ્વીપર પડી તેમાં પેસી ગયું. વળી પરમાસ્ત્ર જાણનાર કૃતવર્માએ ઘણાક બાણેકરી એના બાણ તથા ધનુષને કાપી તીક્ષ્ણ કરેલા દશ બાણેકરી સત્ય પરાક્રમવાળા સાત્યકિને સ્તનના મધ્ય ભાગમાં વિંધ્યો. એવી રીતે પોતાનું ધનુષ વિખરાયું ત્યારે શક્તિમાનમાં શ્રેષ્ઠ સાત્યકિએ શક્તિએકરી કૃતવર્માના દક્ષિણ બાહુને હણી બીજું અત્યંત દૃઢ ધનુષ લેઈ પરિપૂર્ણ ખેંચી જલદી હજારો બાણ નાખી ચોતરફથી રથ સહિત કૃતવર્માને વિંટી લીધો. એ રીતે બાણ સમુદાયથી તેને ઢાંકી સાત્યકિએ ભલ્લ નામના બાણથી એના સારથિનું મસ્તક પણ કાપી નાખ્યું. તે સમયે હાર્દિક્ય એવો કૃતવર્માનો હણાયેલ સારથિ મોટા રથ ઉપરથી નીચે પડ્યો. તે વખતે સારથિ વગરના તેના રથના ઘોડા અત્યંત ભાગવા લાગ્યા. ત્યારે ભોજ એવો ભ્રાંત થયેલો શૂરવીર કૃતવર્મા પોતે ઘોડાઓને પકડી હાથમાં ધનુષ લેઈ સૈન્યના મધ્યમાં ઉભો રહ્યો. એ રીતે બે ઘડી ઘોડાઓની આશ્વાસના કરી ભય રહિત થઈ શત્રુઓને મોટો ભય ઉત્પન્ન કરતો કૃતવર્મા ઘોડાઓને હાંકવા લાગ્યો. યુયુધાન એવો સાત્યકિ તેનો ત્યાગ કરી તેના સૈન્યમાંથી જલદી કાંબોજની મોટી સેના પ્રત્યે ગયો. કૃતવર્મા ભીમસેન સામે ગયો. ત્યાં શૂરવીર એવા ઘણા મહારથિઓએ રૂંધેલો સત્ય પરાક્રમવાળો સાત્યકિ આગળ જઈ શક્યો નહી. તેટલામાં સાવધ દ્રોણાચાર્ય સેનાને ઘટતે સ્થાનકે લેઇ આવી ભોજવિષે તેનો ભાર નાખી યુદ્ધ કરવાની ઇચ્છાથી સાત્યકિ સામે દોડ્યા. તે રીતે સાત્યકિની પાછળ દોડતા તેમને જોઈ પાંડવ તરફના મુખ્ય યોદ્ધાઓ અત્યંત પ્રસન્નતાથી તેમને વારવા લાગ્યા અને વીર એવા કૃતવર્માએ વારણ કરેલા ભીમસેનાદિક પંચાનો પણ રથિમાં શ્રેષ્ઠ એવા તેને પ્રાપ્ત થઈ ઉત્સાહ રહિત થયા. કંઈક ખેદયુક્ત છે ચિત્ત જેમનું એવા યત્ન કરતા તે સર્વને ચોતરફથી બાણના ઓઘેકરી કૃતવર્માએ ગ્લાનિયુક્ત છે વાહન જેમના એવા કર્યા. એ રીતે ભોજે નિગ્રહ કરેલા પોતાના સૈન્યને વધારવા માગતા શૂરવીર પાંડવ તરફના યોદ્ધાઓ મોટા યશની પ્રાર્થના કરતા સંગ્રામમાં ઉભા રહ્યા.

निगृहीतास्तु भोजेन भोजानीकेप्सवारणे ।
अतिष्ठन्नार्यवद्वीरा प्रार्थयन्तो महद्यशः ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे गुर्जरभाषायां त्रयोदशाधिकशततमोऽध्यायः ॥ ११३ ॥

## અધ્યાય ૧૧૪ મો. હતાશ ધૃતરાષ્ટ્રની ચિંતા.

**धृतराष्ट्र उवाच—एवं बहुगुणं सैन्यमेवंप्रविचितं बलं।**
**व्यूढमेवं यथान्यायमेवं बहु च संजय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! એ રીતે ઘણા ગુણવાળુ તથા ઘણાક બળવાળુ ન્યાય પ્રમાણે વ્યૂહ રચનાથી ઉભેલુ ઘણુક હમેશ પૂજેલુ, આપણે વિષે અનુરક્ત, વૃદ્ધિ પામેલુ, અનુપમ છે સ્થિતિ જેની, પૂર્વે દીઠુ છે પરાક્રમ જેનુ તેમ અતિવૃદ્ધ તથા અતિબાળક નહિ અને અતિ કૃશ કે અતિ સ્થૂળ પણુ નહિ, મનોહર વૃત્તવાળુ, અસાર, શૂન્ય, વ્યથા રહિત, ગ્રહણ કરેલા કવચથી ઢકાયલુ, ઘણાક શસ્ત્રરૂપ સામગ્રીવાળુ શસ્ત્ર ગ્રહણ કરવાની ઘણીક વિદ્યા વિષે પરિનિષ્ઠિત, આરોહણ કરવુ, ઉતરવુ, સારી રીતે જવુ, કુદીને જવુ, પ્રયાણ કરવુ તથા નાસી જવામા ચતુર, હસ્તિ અશ્વ તથા રથ ઉપર બેમવામા પસાર થયેલુ, ન્યાય પ્રમાણે પરીક્ષા કરી પગાર ઠરાવી સંપાદન કરેલુ, સલાહમાત્રથી પૂર્વે કરેલા ઉપકારથી તથા સબધ નિમિત્તથી બોલાવેલુ નહિ, બળાત્કારથી ગ્રહણ કરેલુ નહિ, કુલિન એવા આર્યજને કરી સયુક્ત હૃષ્ટપુષ્ટ, વિચાર કરી કામ કરનાર, માન આપેલુ, યશસ્વી, મનસ્વી, પુણ્ય છે કર્મ જેમના એવા લોકપાલ સરખા મુખ્ય ઉત્તમ સચિવોએ પાલન કરેલુ અમારૂ પ્રિય કરવા ઇચ્છતા ઘણાક રાજાઓએ રક્ષણ કરેલુ, નદીઓએ કરી ચાતરફથી જેમ મહોદધિ પૂર્ણ હોય તેમ અમને અનુસરનાર, સૈન્ય સહિત રાજાઓથી પરિપૂર્ણ, પક્ષ વગરના પક્ષિ સરખા રથ તથા અશ્વેકરી વિટાયલુ તથા ભેદાયલા છે કુભસ્થળ જેમના એવા હસ્તિઓએ કરી વિટાયલુ મોટુ મારૂ સૈન્ય જે હણાય છે તેનુ ભાગ્ય વિના બીજુ શુ કહીએ ? યોદ્ધારૂપી છે અક્ષય જળ જેમા, ભયકર વાહનરૂપી તરગવાળા, ગોફણ ખડ્ગ, ગદા, શક્તિ તથા પ્રાસરૂપી મત્સ્યે કરી આકુલ, ધ્વજ તથા ભૂષણરૂપી રત્ન તથા પાષાણ કરી ઢકાઇ ગયેલ, દોડતા વાહનરૂપી વાયુવેગે કપાવેલ, દ્રોણરૂપી છે ગભીર પાતાળ જેનુ કૃતવર્મારૂપી મોટા હૃદવાળા જલસવરૂપી છે મોટો ગ્રાહ જેમા કર્ણરૂપ ચદ્રે વૃદ્ધિ પામેલ, મારા સૈન્યરૂપી સમુદ્રને વગથી ભેદી એક રથે કરી અર્જુન તથા સાત્યકિ ગયા માટે સૈન્યના શેષને હવે હુ જોતો નથી અતિક્રમણ કરી ગયેલા બળવાન તે બેઉને જોઇ તેમજ ગાડીવમા સાવધ સામુ ગોચર રહેલા સિધુરાજાને જોઇ કાળે પ્રેરેલા કૌરવ અતિ ભયકર બધનમા શુ કૃત્ય કરે વા કેમ તેમને પ્રાપ્ત થાય ? માટે હે તાત ! હવે કૌરવોને તો હુ મૃત્યુએ ગળેલા માનુ છુ તેમ સગ્રામમા કૌરવોનુ તેવુ પરાક્રમ પણ દેખાતુ નથી હે સજય ! ક્ષત વગરના શ્રીકૃષ્ણ તથા અર્જુન આપણી સેનામા પેઠા તથાપિ તેમને વારનાર કોઇ આપણામા હતાજ નહિ. હે સજય ! ઘણાક મહારથિ યોદ્ધાઓ પરીક્ષા કરી પગાર ઠરાવી આપણે ગ્રહણ કર્યા છે, કેટલાક પ્રિય ભાષણ કરી ગ્રહણ કર્યા છે, સત્કાર કર્યા વગરના કોઈ પણ યોદ્ધાઓ મારા સૈન્યમા છે નહિ તેમ સર્વને પોતપોતાના કામ પ્રમાણે પગાર આપીએ છીએ તેમ હે સજય ! મારા સૈન્યમા યુદ્ધ ન કરે એવો પણ કોઇ નથી પછી થોડા પગારવાળા, તથા ફોગટ આવેલાને પણ દાન, માન તથા આસને કરી મારા પુત્ર, બાંધવ તથા જાતિલા સત્કાર કરે છે. તેમને પ્રાપ્ત થતાજ સાત્યકિએ મર્દન કર્યા તથા અર્જુને જીતી લીધા માટે તેનુ કારણ ભાગ્ય વિના બીજુ શુ ? ભાગ્યજ સગ્રામમા જેની રક્ષા કરાય છે તથા હે સજય ! જેઓ રક્ષણ

કરનાર છે, તે રક્ષણ કરનાર સહિત રક્ષ્યનો સાધારણ એકજ માર્ગ છે સંગ્રામમા સૈંધવની આગળ ઉભેલા અર્જુનને જોઇ અત્યંત મંદ એવા મારા પુત્ર શુ કર્યું ? નિર્ભયની પેઠે સંગ્રામમા પ્રવિષ્ટ થયેલા સાત્યકિને જોઇ મારા પુત્ર દુર્યોધને વખતને લગતો શુ વિચાર કર્યો ? સર્વ શસ્ત્રને અતિક્રમણ કરનાર, રથિમા શ્રેષ્ઠ, સેના પ્રત્યે પ્રવિષ્ટ થયેલા શ્રીકૃષ્ણ તથા અર્જુનને જોઇ મારા સૈનિકો યુદ્ધમા શુ વિચાર કરતા હતા ? અર્જુન વાસ્તે ઉભેલા દાશાર્હ એવા શ્રીકૃષ્ણને જોઇ તેમજ શિનિકુળના શ્રેષ્ઠ એવા સાત્યકિને જોઈ મારા પુત્ર શોચ કરતા હશે, એમ માનુ છુ અર્જુને તથા સાત્યકિએ અતિક્રમણ કરેલી સેનાને તથા પલાયન કરતા કૌરવોને જોઇ મારા પુત્ર શોચ કરતા હશે, એમ હુ માનુ છુ તેમજ શત્રુને જીતવામા નિરૂત્સાહ, પલાયન કરવાનો છે ઉત્સાહ જેમને એવા દોડતા રથિઓને સાત્વત, તથા અર્જુને શૂન્ય કરેલા રથમા બેસવાના સ્થાનક તથા હણાયેલા યોદ્ધાઓને, જતા રહ્યા છે અશ્વ, હસ્તિ તથા રથ જેમના એવા સંગ્રામમા વ્યગ્રતાથી દોડતા સેંકડો શૂરવીરોને અને અર્જુનના બાણથી હણાવાને લીધે ચોતરફ દોડતા મોટા હસ્તિઓને તથા પડેલા અને પડતા બીજા હસ્તિઓને, સાત્યકિ તથા અર્જુને સ્વાર વગરના કરેલા અશ્વ, તથા વિરથ કરેલા નરને તેમજ રણસંગ્રામમા સાત્યકિ તથા અર્જુને હણેલા તે તે સ્થાનકે દોડતા અશ્વ સમુદાયને, સંગ્રામમા ચોતરફ દોડતા પાયદળ સમૂહને, ક્ષણમાત્રમા દ્રોણ સૈન્યને અતિક્રમણ કરી ગયેલા, પરાજય પામેલા નહિ એવા શૂરવીર તે બેઉને જોઈ મારા પુત્ર શોચ કરતા હશે, એમ હુ માનુ છુ હે તાત ! સાત્વત સહિત મારા સૈન્ય પ્રત્યે પ્રવિષ્ટ થયેલા અચ્યુત એવા શ્રીકૃષ્ણ તથા અર્જુનને સાભળી હુ અત્યંત સંમૂઢ થઇ ગયો છુ માટે હે સંજય ! શિનિકુળમા શ્રેષ્ઠરથિ એવા તેણે સેનામા પ્રવિષ્ટ થઇ ભોજ સૈન્યને અતિક્રમણ કર્યું તે વખતે કૌરવોએ શુ કર્યું ? હે સંજય ! તેમજ દ્રોણાચાર્યે સંગ્રામમા પાંડવને નિગ્રહ કર્યા તે સમયે કેવી રીતે યુદ્ધ થયુ ? તે તુ મને કહે હે સંજય ! અર્જુનના જયને ઇચ્છતા બાંધ્યુ છે વૈર જેમણે એવા પંચાલોએ બળવાન શ્રેષ્ઠ, અસ્ત્ર શીખેલા, યુદ્ધમા દુર્મદ એવા મોટા ધનુષવાળા દ્રોણાચાર્યને સંગ્રામમા કેમ વિંધ્યા ? અને દૃઢ છે વૈર જેનુ એવા મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામાએ શુ કર્યુ ? તેમજ સિંધુરાજાના વધ વાસ્તે અર્જુને શુ કર્યું ? હે સંજય ! તુ કુશળ છે વાસ્તે એ સર્વ વૃત્તાંત મને કહે

સંજય કહે છે—હે ભરતર્ષભ ! હે વીર ! પોતાના અપરાધથી થયેલા દુઃખને પ્રાપ્ત થઇ પ્રાકૃત માણસની પેઠે તમો શોચ કરવા યોગ્ય નથી હે રાજન્ ! પૂર્વે પ્રાજ્ઞ તથા સુહૃદ્ એવા વિદુરાદિક તમને કહેતા હતા કે પાંડવોને તમે ત્યાગ કરો મા પણ તે વખતે તે કહેવુ તમે સાભળ્યુ નહિ, માટે જગતમા પોતાના હિતેચ્છુક એવા સંબંધીઓના વચન જે સાભળે નહિ તે મોટા દુઃખને પ્રાપ્ત થઇ પછી તમારી પેઠે શોચ કરે હે રાજન્ ! પૂર્વે દાશાર્હ એવા ભગવાને શાંતિ વાસ્તે તમારી પાસે માગણી કરી તથાપિ મોટા યશવાળા શ્રીકૃષ્ણની પણ તે યાચના તમે ગણકારી નહિ ત્યાર પછી તમારી નિર્ગુણતા, પુત્રવિષે પક્ષપાત, ધર્મ વિષે અનિશ્ચય, પાંડવોવિષે મત્સર તથા કપટરૂપ તમારો અભિપ્રાય તથા ઘણાક આર્ત એવા પ્રલાપને જાણી સર્વ લોકના તત્વને જાણનાર, સર્વ લોકના ઇશ્વર સમર્થ વાસુદેવે કૌરવોનુ પરસ્પર મોટુ યુદ્ધ કરાવ્યુ માટે હે માનદ ! તમારા પોતાના અપરાધથી તમને અત્યંત મોટો એવો ક્ષય પ્રાપ્ત થયો છે વાસ્તે આ દોષ દુર્યોધન વિષે મૂકવા તમો યોગ્ય નથી હે ભારત ! આદિ, મધ્ય તથા અંતમા પણ તમારૂ સુકૃત કંઇ પણ દેખાતુ નથી તેથી પરાજયનુ મૂળ તમેજ છો.

લોકનો નિર્ણય જાણી માત્રજ્ઞાન થઇ દેવાસુર યુદ્ધની જેને ઉપમા અપાય એવું ચાર યુદ્ધ જે રીતે પ્રવર્તમાન થયુ તે રીતે હુ તમોને કહુ તે સાભળો સત્ય પરાક્રમવાળો સાત્યકિ તમારા સૈન્યમા બેઠો તે સમયે ભીમસેનાદિક પાડવો તમારી સેના પ્રત્યે આવવા લાગ્યા ક્રોધાક્રાત છે રૂપ જેમનુ એવા પાછળ ચાલનાર સહિત આવતા તે પાડવોને તે જ વખતે એકલા મહારથિ કૃતવર્માએ, જેમ વૃદ્ધિ પામેલા સલિલ સમુદ્રને કિનારો વારે તેમ વારી રાખ્યા તે સમયે આશ્ચર્યરૂપ એવા કૃતવર્માના પરાક્રમને અમે જોતા હતા જે સગ્રામમા એકઠા મળેલા પાડવો એને અતિક્રમણ કરી શકયા નહિ તેટલામા મહાબાહુ ભીમસેને તો ત્રણ બાણેકરી કૃતવર્માને વિંધી પાડવોને હર્ષ કરતા પોતાનો શખ વગાડયો પછી સહદેવે વીસથી, ધર્મરાજે પાચથી, નકુલે સોથી, દ્રૌપદીના પાચ પુત્રોએ તોતેરથી ઘટોત્કચે સાતથી તથા ધૃષ્ટદ્યુમ્ને ત્રણથી કૃતવર્માને વિધ્યો તેમજ વિરાટે પાચથી અને યાજ્ઞસેની એવા શિખડિએ પણ પાચ બાણથી એને વિંધી વળી હસતો હોય નહિ તેની પેઠે વીસ બાણેકરી તેને વિંધ્યો હે રાજન્ ! કૃતવર્માએ ચોતરફથી તે મહારથિઓને એક એકને પાચ બાણથી વિંધી, સાત બાણથી ભીમસેનને વિંધી રથમાથી એનુ ધનુષ તથા ધ્વજ પૃથ્વી ઉપર પાડી નાખ્યો વળી કપાઇ ગયેલા ધનુષવાળા એને ક્રોધાયમાન થયેલા મહારથિ તેણે તીક્ષ્ણ કરેલા સિત્તેર બાણથી જલદી વક્ષસ્થળમા વિંધ્યો કૃતવર્માના ઉત્તમ બાણથી અત્યત વિધાયલા બળવાન તે, પૃથ્વી કપવાથી જેમ પર્વત ચલાયમાન થાય તેમ રથના મધ્યમા ચલાયમાન થયો તે રીતે પીડિત થયેલા ભીમસેનને જોઇ ધર્મરાજ જે મુખ્ય જેમા એવા પાડવ તરફના યોદ્ધાઓ રથ સમુદાયથી કોઠો કરી પ્રસન્નતાથી ભીમસેનની રક્ષા વાસ્તે બાણેકરી સગ્રામમા તેને પીડવા લાગ્યા તેટલામા તો મહા બળવાન, ભીમસેને સજ્ઞા પામી સુવર્ણના દાડાવાળી લોહમય શક્તિ ગ્રહણ કરી પોતાના રથ ઉપરથી કૃતવર્માના રથ પ્રત્યે ફેકી ભીમસેનના હાથથી મૂકાયલી છૂટા મૂકેલા સર્પ સરખી, અત્યત દારૂણ શક્તિ તે કૃતવર્મા સામે જવા લાગી પોતા સામે આવતી પ્રલય સમયના અગ્નિ સરખી કાતિવાળી તેને કૃતવર્માએ બે બાણથી બે પ્રકારે હણી સુવર્ણથી શોભિતી કપાઇ ગયેલી તે શક્તિ દિશાઓને શોભાવતી આકાશમાથી ભ્રષ્ટ થયેલા મોટા ઉંબાડિયાની પેઠે પૃથ્વી ઉપર પડી એ રીતે હણાયલી શક્તિને જોઇ અત્યત ક્રોધાયમાન થયેલા ભીમસેને મોટા શબ્દવાળુ, વેગવાન, બીજુ ધનુષ ગ્રહણ કરી કૃતવર્માને વારી રાખી, હે રાજન્ ! તમારા ખરાબ વિચારથી ભયકર બળવાળા ભીમસેને પાચ બાણેકરી એને સ્તનના મધ્યભાગમા વિધ્યો હે મારિષ ! ભીમસેને ક્ષતયુક્ત કર્યુ છે સર્વ અગ જેનુ એવો કૃતવર્મા, રણાગણ વિષે જેવુ પ્રફુલ્લિત થયેલુ લાલ પલાશ–ખાખરાનુ વૃક્ષ શોભે તેમ શોભતો હતો તેથી ક્રોધાયમાન થયેલા મોટા ધનુષવાળા કૃતવર્માએ જાણે હસતો હોય નહિ તેની પેઠે ત્રણ બાણેકરી ભીમસેનને હણી ત્રણ ત્રણ બાણેકરી યત્ન કરતા તે સર્વ મહારથિઓને પણ વિંધ્યા. તેઓએ પણ સાત સાત બાણેકરી તેને વિધ્યો વળી ક્રોધાયમાન થયેલા મહારથિ કૃતવર્માએ હસતો હોય નહિ તેની પેઠે ક્ષુરપ્ર નામના બાણેકરી શિખડિનુ ધનુષ કાપી નાખ્યુ ધનુષ કપાવાથી ક્રોધાયમાન થયેલા શિખડિએ પ્રકાશમાન ઢાલ તથા ખડ્ગ ગ્રહણ કરી સુવર્ણથી શોભિતી ઢાલ ફેરવી તે ખડ્ગ કૃતવર્માના રથ પ્રત્યે નાખ્યુ હે રાજન્ ! તે મોટુ ખડ્ગ તેનું બાણ સહિત ધનુષ કાપી આકાશમાથી ભ્રષ્ટ થયેલા તેજની પેઠે પૃથ્વી ઉપર પડયુ, એટલામા તો મહારથિ પાડવોએ ઉતાવળા થતા કૃતવર્માને બાણેકરી અત્યત વિધ્યો પારકા શત્રુવીરને હણનાર કૃતવર્માએ વિખરાએલા તે મોટા ધનુષનો ત્યાગ કરી બીજુ ધનુષ ગ્રહણ કરી

ત્રણ ત્રણ બાણેકરી પાડવોને વિંધી પંદર બાણેકરી શિખંડિને વિંધ્યો મોટા યશવાળા શિખંડિએ પણ બીજું ધનુષ ગ્રહણ કરી કૂર્મનખ નામના બાણેકરી તત્કાળ કૃતવર્માને વારી રાખ્યો, હે રાજન્ ! તેથી ક્રોધાયમાન થયેલો વીર કૃતવર્મા પોતાનું બળ દેખાડતો મહાત્મા ભીષ્મના મૃત્યુના હેતુ એવા શિખંડિ સામે વેગેકરી સિંહ જેમ હસ્તિ સામે દોડે તેમ દોડયો શત્રુને દમન કરનાર પ્રજ્વલિત અગ્નિ સરખા, દિગ્ગજરૂપ તે બેઉ, બાણના સમુદાયે કરી એક બીજાને વિંધતા હતા શ્રેષ્ઠ ધનુષને હલાવતા, તેમા બાણ સાધતા, બે સૂર્ય જેમ કિરણોને વિસ્તારે તેમ હજારો બાણ નાખતા પરસ્પર તીક્ષ્ણ બાણેકરી તપાવતા, પ્રલય સમય સરખા, શૂરવીર, મહારથિ તે બેઉ બે સૂર્ય શોભે તેવા શોભતા હતા તેટલામા કૃતવર્માએ મહારથિ શિખંડિને તોતેર બાણથી વિંધી વળી સાતથી વિંધ્યો અત્યંત વિંધાવાથી વ્યથા પામેલો મૂર્ચ્છિત એવો તે બાણ સહિત ધનુષનો ત્યાગ કરી રથમા બેસી ગયો હે પુરૂષર્ષભ ! સંગ્રામમા ખેદ પામેલા તેને જોઇ તમારી તરફના યોદ્ધાઓ કૃતવર્માની પ્રશંસા સાથે વસ્ત્ર હલાવવા લાગ્યા તે વખતે કૃતવર્માના બાણથી મહારથિ શિખંડિને પીડિત થયેલો જાણી તેનો સારથિ જલદી તેને સંગ્રામમાથી બાજુએ લેઇ ગયો એ રીતે રથમા બેસવાને ઠેકાણે મૂર્ચ્છિત થયેલા તેને જોઇ પાંડવોએ રથેકરી જલદી કૃતવર્માને વિંટી લીધો તે ઠેકાણે મહારથિ કૃતવર્માએ પરમ આશ્ચર્યરૂપ કર્મ કર્યું જે એકને પોતે પાછળા ચાલનાર સહિત પાંડવોને વારી રાખ્યા એવી રીતે મહારથિ કૃતવર્માએ પાંડવોને જીતી પછી ચેદી પંચાલ, સૃંજય તથા મહા પરાક્રમી કેકયને પણ જીત્યા એ રીતે સંગ્રામમા કૃતવર્માએ હણવા માંડેલા ચોતરફ દાડતા પાંડવ ધૈર્યને પામતા ન હતા હાર્દિક્ય એવો કૃતવર્મા યુદ્ધ વિષે ભીમસેનાદિક પાંડવોને જીતી ધૂમ્ર રહિત અગ્નિની પેઠે સંગ્રામમા ઉભો હતો તે સમય હાર્દિકયે નમાડેલા બાણ વૃષ્ટિથી પીડાયલા મહારથિ તેઓ વિમુખ થઇ ઉભા હતા

ते द्राव्यमाणा समरे हार्दिक्येन महारथाः ।
विमुखा समपद्यन्त शरवृष्टिभिरार्दिता ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे कृतवर्मपराक्रमे गुर्जरभाषाया चतुर्दशाधिकशततमोऽध्यायः ॥ ११४ ॥**

## અધ્યાય ૧૧૫ મો. જલસંધ વધ.

**संजय उवाच—शृणुष्वैकमना राजन् यन्मा त्व परिपृच्छसि ।**
**द्राव्यमाणे बले तस्मिन् हार्दिक्येन महात्मना ॥ १ ॥**

સંજય કહે છે—હે રાજન્ ! મને જે તમો પૂછો છો તે એકાગ્ર મને કરી શ્રવણ કરો મહાત્મા હાર્દિકયે તથા પ્રહૃષ્ટ થયેલા તમારી તરફના બીજા યોદ્ધાઓએ તે સૈન્યને નસાડયું ત્યારે લજ્જાએ કરી તે નમ્ર થયું તે સમયે અગાધ જળ વિષે રહેલા કિનારાને ઇચ્છતા પાંડવોને દ્વીપરૂપ જે થયો તે હું કહું છું મહા સંગ્રામમા તમારાઓનો ભયંકર શબ્દ સાભળી હે રાજન્ ! ક્રોધ તથા અમર્ષ યુક્ત શિનિકુળમા ઉત્પન્ન થયેલો સાત્યકિ કૃતવર્મા સામે આવી

પોતાના સારથિને આવી રીતે કહેવા લાગ્યો કે હે સૂત ! મારો ઉત્તમ રથ હાર્દિક્યની સન્મુખ લઇ જા હે સૂત ! ક્રોધિત થયેલો કૃતવર્મા પાંડવ સૈન્યનો નાશ કરે છે વાસ્તે એને જીતી પાછો વિજય પ્રત્યે જઇશ હે મહામતે ! એવા તેના વચન સાંભળી તેનો સૂત નિમિષ માત્રમા કૃતવર્મા સામે ગયો તે વખતે અત્યંત ક્રુદ્ધ થયેલા હાર્દિક્ય એવા કૃતવર્માએ તીક્ષ્ણ બાણેકરી સાત્યકિને વિંધ્યો તેથી ક્રોધાયમાન થયેલા સાત્યકિએ કૃતવર્મા ઉપર તીક્ષ્ણ એવુ ભલ્લ બાણ નાખી બીજા ચાર બાણ નાખ્યા તે ચાર બાણથી તેના ચાર ઘોડાઓ અને તે ભલ્લ બાણથી તેનુ ધનુષ કપાયુ, તેટલામા સત્ય પરાક્રમવાળો સાત્યકિ તીક્ષ્ણ બાણેકરી એના પૃષ્ટરક્ષક તથા સારથિને વિંધી તેને વિરથ કરી સન્નત પર્વવાળા બાણેકરી એની સેનાને પીડવા લાગ્યો તે સમયે સાત્યકિના બાણથી પીડિત થયેલી તમારી સેના ભાગવા લાગી એવી રીતે સહૃષ્ટ થયેલા શૂરવીર સાત્યકિએ સગ્રામમા કૃતવર્માને પરાજય પમાડી પોતાના સારથિને કહ્યુ કે ધીરેથી સભ્રમ રહિત થઇ ઘોડાઓને ચલાવ પછી રથ, અશ્વ તથા હસ્તિથી સકુલ અને પાયદળ-જનથી સપૂર્ણ એવા તમારા સૈન્યને જોઇ વળી સારથિ પ્રત્યે તેણે કહ્યુ કે હે સૂત ! જે આ મેઘ સરખા દ્રોણસૈન્યની ડાબી બાજુ રૂક્મ રથ છે મુખ્ય જેમા એવુ અત્યંત મોટુ હસ્તિસૈન્ય દેખાય છે તેમા રહેલા, મારી સન્મુખ ઉભેલા, પરાક્રમથી યુદ્ધ કરનાર ત્રિગર્તોના રથિઓમા ઉદાર, સુવર્ણથી શોભિતી ધ્વજવાળા સગ્રામમા દુખેકરી વારી શકાય નહિ એવા, દુર્યોધનને આના આપેલા, મોટા ધનુષવાળા, શૂરવીર, મારે વાસ્તે ત્યાગ કર્યુ છે જીવિત જેમણે એવા તે સર્વ રાજપુત્ર મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉભેલા છે વાસ્તે હે સારથે ! એ સ્થાનકે જલદી ઘોડાઓને હાકી મને લઇ ચાલ કારણ કે દ્રોણાચાર્ય જોતા એ ત્રિગર્તો સાથે હુ યુદ્ધ કરીશ એવા સાત્યકિના વચન સાભળી તેના મતને અનુસરનાર સારથિ, સૂર્ય સરખા વર્ણવાળા, પ્રકાશમાન પતાકાયુક્ત રથેકરી ધીરેધીરે તે તરફ જવા લાગ્યો એ રીતે સારથિને વશ, શોભિતા, વાયુ સરખા વેગવાળા, કુંદ, ઇંદુ તથા રજત સરખી છે પ્રભા જેમની એવા તે ઉત્તમ અશ્વ સાત્યકિને વહન કરતા હતા શખ સરખા વર્ણવાળા અશ્વેકરી આવતા તેને હસ્ત લાઘવીથી વિંધનાર ત્રિગર્તના શૂરવીરોએ વિવિધ પ્રકારના તીક્ષ્ણ બાણ નાખતા હસ્તિસૈન્યે કરી ચોતરફથી વિંટી લીધો તે સમયે સાત્વત એવા સાત્યકિએ વર્ષાઋતુમા મોટો મેઘ જેમ પર્વત ઉપર જળધારા નાખે તેમ તીક્ષ્ણ એવા બાણ, હસ્તિસૈન્ય ઉપર નાખ્યા વજ્ર સરખો છે સ્પર્શ જેનો એવા તે બાણેકરી હણાયલા હસ્તિઓ સગ્રામને છોડી દેઇ ચોતરફ નાસવા લાગ્યા સાત્વત સાત્યકિએ ક્ષુરપ્ર, અર્ધચદ્ર, અજલિક ભલ્લ, વત્સદત તથા તીવ્ર એવા નારાચ નામના બાણેકરી વિદારણ કરેલા વિખરાઇ ગયેલા દાતવાળા, રૂધિરથી વ્યાપ્ત, ભેદાયા છે મસ્તક તથા પીંડ જેમના, વિખરાઇ ગયા છે કર્ણ, મુખ તથા શુંડ જેમની, માવત તથા પતાકા રહિત, ભેદાયા છે મર્મસ્થાન, ઘટા તથા મોટા ધ્વજ જેમના, ઝુલ વગરના, મેઘ સરખા શબ્દવાળા મોટા હસ્તિઓ વિવિધ પ્રકારના શબ્દ કરતા, મુત્ર તથા પૂરીષનો ત્યાગ કરતા દિશાઓ પ્રત્યે ભાગતા હતા કેટલાક તેટલામાજ ભમતા હતા તેમજ કેટલાક ગ્લાનિયુક્ત થઇ ત્યાજ પડતા હતા એ રીતે અગ્નિ તથા સૂર્ય સરખા બાણેકરી સાત્યકિએ પીડિત કરેલુ હસ્તિસૈન્ય ચોતરફ ભાગતુ હતુ તે રીતે એ સૈન્ય હણાયુ તેને જોઇ સુવર્ણના છે બાજુબંધ જેને, સુવર્ણનુ કવચ ધારણ કરેલા, પવિત્ર, શૂરવીર મહા બળવાન, સાવધાન થયેલા જલસધે, સાત્યકિના રથપ્રત્યે પોતાના હસ્તિને હકાવ્યો હે મહારાજ ! કુડળ, મુકુટ તથા ખડ્ગ ધારણ કરેલો, રક્તચદનનો છે લેપ જેને, સુવર્ણમયી પ્રદિપ્ત માળા ધારણ કરેલો, કંઠે વિષે

નિષ્ક તથા હારથી શોભિતો, સુવર્ણથી વિકૃત એવા ધનુષને હલાવતો તે ગજમસ્તક વિષે વિજળી સહિત મેઘ સરખો શોભતો હતો આવતા તે મગધના હસ્તિને સાત્યકિએ કિનારો જેમ સમુદ્રને વારે તેમ વારી રાખ્યો સાત્યકિના ઉત્તમ બાણોએ નિવારણ કરેલા હસ્તિને જોઇ હે રાજન્! ક્રોધાયમાન થયેલા મહા બળવાન, જલસંધે ભારસાધન એવા બાણેકરી શિનિના પૌત્ર સાત્યકિને વક્ષસ્થળમા વિંધી બીજા તીક્ષ્ણ તથા પાયેલ એવા ભલ્લ બાણેકરી બાણ ફેકતા તે રણવીરનુ ધનુષ કાપી હસતો હોય નહિ તેની પેઠે કપાઇ ગયેલ ધનુષવાળા સાત્યકિને તીક્ષ્ણ એવા પાચ બાણેકરી વિંધ્યો એ રીતે જલસંધે ઘણાક બાણેકરી વિંધ્યો તોપણ પરાક્રમી મહાબાહુ સાત્યકિ કપાયમાન થયો નહિ તે આશ્ચર્ય સરખુ થયુ એ રીતે તેણે નાખેના બાણને ન ગણકારતા બળવાન સાત્યકિએ હર્ષથી બીજુ ધનુષ ગ્રહણ કરી 'અરે ઉભો રહે, ઉભો રહે,' એમ કહી હસતો હોય નહિ તેની પેઠે સાઠ બાણેકરી જલસંધને વક્ષસ્થલમા વિંધી અત્યત તીક્ષ્ણ એવા બીજા ક્ષુરપ્ર નામના બાણથી એના મુષ્ટિદેશમા રહેલુ મોટુ ધનુષ કાપી ત્રણ બાણેકરી તે જલસંધને પણ વિંધ્યો હે મારિષ! જલસંધે પણ બાણ સહિત તે ધનુષનો ત્યાગ કરી જલદી સાત્યકિ ઉપર એક ભાલુ નાખ્યુ તે ભયકર ભાલુ માધવ એવા સાત્યકિના ડાબા ભુજને ભેદી શ્વાસોશ્વાસ કરતા મોટા સર્પની પેઠે ધરણી પ્રત્યે ગયુ સત્ય છે પરાક્રમ જેનુ એવા સાત્યકિએ પણ તીક્ષ્ણ એવા ત્રીસ બાણે કરી જલસંધને વિંધ્યો મહા બળવાન જલસંધે પણ શતચદ્રાકૃતિ ચિન્હથી શોભિતી એવની ચર્મની ઢાલ તથા ખડ્ગ ગ્રહણ કરી તે ફરવી સાત્યકિ ઉપર નાખ્યુ તે ખડ્ગ સાત્યકિનુ ધનુષ કાપી પૃથ્વી ઉપર પડયુ તે ઉબાડિયાના ચક્રની પેઠે શોભતુ હતુ તેટલામા માધવકુળમા ઉત્તમ એવા સાત્યકિએ સાગના સ્કધ સરખુ, ઇન્દ્રના વજ્ર સરખા શબ્દવાળુ, સર્પની કાયાને અવદારણ કરનાર એવુ બીજુ ધનુષ ગ્રહણ કરી તેમા બાણ સાધી ક્રોધેકરી જલસંધને વિંધી ક્ષુરપ્ર નામના બે બાણેકરી આભરણ સહિત તેના બે બાહુ કાપી નાખ્યા ભોગળ સરખા તે હાથ પર્વત ઉપરથી પાચ મસ્તકવાળા બે સર્પ જેમ નીચે પડે તેમ ઉત્તમ હસ્તિ ઉપરથી નીચે પડયા વળી હસતો હોય નહિ તેની પેઠે સાત્યકિએ ત્રીજા ક્ષુરપ્ર નામના બાણેકરી સુદર કુંડળથી શોભિતુ, રૂડી દાઢવાળુ, અત્યત મોટુ એવુ મસ્તક કાપી નાખ્યુ એ રીતે સાત્યકિએ પાડી નાખ્યા છે મસ્તક તથા બાહુ જેના એવુ ભયકર દેખાવવાળુ ધડ, રૂધિરે કરી જલસંધના હસ્તિને અભિષેક કરતુ હતુ હે વિશાંપતે! એ રીતે સાત્વત એવા સાત્યકિએ ઉતાવળથી જલસંધને સગ્રામમા હણી હસ્તિના સ્કધ ઉપરથી તેનુ મેઘાડબર પાડી નાખ્યુ અને રૂધિરકરી લીંપાએલ અગવાળો જલસંધનો હસ્તિ પોતા ઉપર વળગી રહેલા પરમાસનને વહન કરતો નાસવા લાગ્યો સાત્વતે બાણેકરી પીડિત કરેલો તે મોટો હસ્તિ પોતાની સેનાને મર્દન કરતો ભયકર આર્ત શબ્દ કરી ચોતરફ દોડતો હતો હે મારિષ! વૃષ્ણિમા શ્રેષ્ઠ સાત્યકિએ હણેલા જલસંધને જોઇ તમારા સૈન્યમા મોટો હાહાકાર થતો હતો તે સમયે શત્રુને જીતવામા નિરૂત્સાહ અને પલાયન કરવામા કર્યો છે ઉત્સાહ જેમણે એવા તમારી તરફના યોદ્ધાઓ વિમુખ થઇ ચોતરફ દોડતા હતા એટલામા હે રાજન્! શસ્ત્ર ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ દ્રોણાચાર્ય વેગવાન અશ્વેકરી મહારથિ સાત્યકિ સામે આવ્યા તે વખતે એ રીતે વૃદ્ધિ પામેલા સાત્યકિને જોઇ દ્રોણ સહિત ક્રોધાયમાન થયેલા શ્રેષ્ઠ કૌરવો સાત્યકિ સામે દોડયા હે રાજન્! તે સમયે દ્રોણ, કૌરવ તથા સાત્વતનુ દેવાસુર સગ્રામની જેને ઉપમા અપાય એવુ મહા ઘોર યુદ્ધ પ્રવર્તમાન થયુ

तत प्रववृते युद्ध कुरूणां सात्वतस्य च ।
द्रोणस्य चरणे राजन् घोरदेवासुरोपम ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे गुर्जरभाषायां जलसंधवधोनाम पंचदशाधिकशततमोऽध्यायः ॥ ११५ ॥

## અધ્યાય ૧૧૬ મો. દુર્યોધન-કૃતવર્માનો પરાજય.

संजय उवाच— तेकिरत शरव्रातान् सर्वे यत्ताः प्रहारिण ।
त्वरमाणा महाराज युयुधानमयोधयन् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! બાણસમુદાય નાંખતા સાવધ થયેલા, પ્રહાર કરનાર, ઉતાવળા થયેલા સાત્યકિ સાથે તેઓ યુદ્ધ કરતા હતા જેમાં દ્રોણે સિત્યોતેરથી, દુર્મર્ષણે બારથી, દુઃસહે દશથી, વિકર્ણે કંકપત્ર બાવેલા તીક્ષ્ણ એવા ત્રીસ ત્રીસ બાણથી સાત્યકિને વામ, પાર્શ્વ તથા સ્તનના મધ્યમાં વિંધ્યો તેમજ દુર્મુખે દશથી, દુઃશાસને આઠથી અને ચિત્રસેને બે બાણથી તેને વિંધ્યો હે રાજન્ ! દુર્યોધને તથા બીજા શૂરવીર મહારથિઓએ પણ મોટા બાણના વરસાદથી માધવ એવા તેને પીડિત કર્યો એવી રીતે મહારથિ એવા તમારા પુત્રોએ ચોતરફથી વિંધેલા વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા તેણે તે સર્વને બાણેકરી વિવિધ દેશમાં વિંધ્યા તે કેવી રીતે કે, ત્રણથી દ્રોણને, નવથી દુઃસહને, પચીસથી વિકર્ણને, સાતથી ચિત્રસેનને, બારથી દુર્મર્ષણને, આઠથી વિવિંશતિને, નવથી સત્યવ્રતને તથા દશ બાણથી વિજયને વિંધી રુક્માંગદને પીડિત કરી ધનુષ હલાવતા મહારથિ સાત્યકિએ જલદી સર્વ લોકના રાજા તથા સર્વ લોકમાં મહારથિ એવા તમારા પુત્ર દુર્યોધન સામે આવી બાણે-કરી તેને અત્યંત વિંધ્યો ત્યારપછી તે બેઉનું તુમુલ યુદ્ધ થયું જેમાં તીક્ષ્ણ બાણ મૂકતા તથા સાંધતા મહારથિ તે બેઉ એકમીજાને અદૃશ્ય કરતા હતા તેટલામાં કુરુરાજા એવા દુર્યોધને વિંધેલો, ઘણુંક રુધિર સ્ત્રવતો સાત્યકિ, જેવું પોતાના રસને સ્ત્રવતું રક્તચંદનનું વૃક્ષ શોભે તેમ શોભતો હતો પછી સાત્વત એવા સાત્યકિએ બાણના ઓઘથી વિદ્ધ કરેલો સુવર્ણમય શિરો-ભૂષણવાળો તમારો પુત્ર ઉંચા ઉભા રહેલા યજ્ઞસ્તંભ સરખો શોભતો હતો વળી હે રાજન્ ! માધવ એવા સાત્યકિએ જાણે હસતો હોય નહિ તેની પેઠે ક્ષુરપ્ર નામના બાણેકરી ધનુષ ધરનાર કુરુરાજનું ધનુષ કાપી કપાઈ ગયેલ ધનુષવાળા એને ઘણાક બાણેકરી વિંધ્યો. જલદી બાણ નાખનાર રૂષિ એવા તેણે બાણેકરી ભેદેલો રાજા શત્રુના તે વિજય લક્ષણને સહન કરી શક્યો નહિ તેથી કોઇથી સહન થાય નહિ એવું સુવર્ણના પૃષ્ટ ભાગવાળું બીજું ધનુષ ગ્રહણ કરી સો બાણેકરી જલદી સાત્યકિને વિંધ્યો ધનુષ ધરનાર બળવાન તમારા પુત્રે અત્યંત વિંધેલા તેથી ક્રોધવશ થયેલા તેણે તમારા પુત્રને પીડિત કર્યો એ રીતે પીડિત થયેલા રાજાને જોઇ બીજા મહારથિ તમારા પુત્રોએ બાણના વરસાદથી સાત્યકિને આચ્છાદન કરી દીધો એવી રીતે મહારથિ એવા ઘણાક તમારા પુત્રોએ ઢાકી દીધેલા તેણે એક એકને પાંચ બાણથી વિંધી, ઉતાવળથી આઠ બાણેકરી દુર્યોધનને વિંધી, વળી મોટા યશવાળા તેણે હાસ્ય કરી શત્રુને ભય કરનાર એવું એનું ધનુષ કાપી બાણેકરી મણિમય હસ્તિનું છે ચિન્હ જેમાં એવો એનો

ધ્વજ પાડી, તીક્ષ્ણ એવા બીજા ચાર બાણેકરી એના ચાર ઘોડાઓને હણી, ક્ષુરપ્ર નામના બાણથી એના સારથિને પણ પાડી, વળી મર્મ ભેદનાર ઘણાક બાણ મહારથિ કુરુરાજ ઉપર પણ નાખ્યા હે રાજન્ ! એવી રીતે સગ્રામમા સાત્યકિના ઉત્તમ બાણોએ હણેલો તમારો પુત્ર દુર્યોધન તત્કાળ સગ્રામમાથી નાસી જઇ ધનુષ ધરનાર ચિત્રસેનના રથમા ચઢી બેઠો. તે સમયે આકાશમા રાહુ જેમ ચદ્રને ગળે તેમ સગ્રામમા સાત્યકિએ ગળેલા રાજાને જોઇ જગત બધુ હાહાકાર કરવા લાગ્યુ તે શબ્દ સાભળી શ્રેષ્ઠ ધનુષ હલાવતો અશ્વને પ્રેરણા કરનો ' આગળ જલદી જા, ' એમ સારથિને તિરસ્કાર કરતો મહારથિ કૃતવર્મા જ્યા મધુ-કુળમા ઉત્પન્ન થયેલો સમર્થ સાત્યકિ હતો ત્યા આવ્યો મોઢુ ફાડેલા કાળ સરખા આવતા તેને જોઇ હે મહારાજ ! સાત્યકિએ પોતાના સારથિને આવી રીતે કહ્યુ કે, બાણ ધારણ કરેલો આ કૃતવર્મા જલદી રથેકરી આવે છે વાસ્તે સર્વ ધનુષ ધરનારમા શ્રેષ્ઠ એવા એની સામે રથેકરી તુ જા એવા તેના વચન સાભળી સારથિ તેજ વખતે વિધિથી રચેલા, અત્યત વેગવાન, અશ્વવાળા રથેકરી ધનુષ ધરનારમા શ્રેષ્ઠ એવા ભોજ પ્રત્યે પ્રાપ્ત થયો ત્યાર પછી અત્યત સક્રુદ્ધ થયેલા, પ્રજ્વલિત અગ્નિ સરખા, પુરૂષમા સિહરૂપ તે બેઉ વેગવાન બે વ્યાઘ્ર હોય તેની પેઠે એક બીજા સામે આવ્યા. તેટલામા કૃતવર્માએ છવ્વીસ બાણ સાત્યકિ ઉપર નાખી તીક્ષ્ણ એવા પાચ બાણથી સારથિને વિધી, બીજા ચાર બાણેકરી દમન કરેલા સધવ એવા ચાર અશ્વને વિધી, સુવર્ણથી શોભિતી ધ્વજાવાળા, સુવર્ણના બાજુબધ તથા સુવર્ણનુ કવચ પહેરેલા કૃતવર્માએ સુવર્ણના પૃષ્ટ ભાગવાળુ મોટુ ધનુષ ખેચી, સુવર્ણના પુખવાળા બાણેકરી સાત્યકિને વારી રાખ્યો અર્જુનને જોવા ઇચ્છતા શિનિપૌત્ર સાત્યકિએ પણ ઉતાવળથી કૃત-વર્મા ઉપર એશી બાણ નાખ્યા એ રીતે બલવાન, શત્રુએ અત્યત વિધેલો શત્રુને તપાવનાર, કષ્ટથી સહન થાય નહિ એવો કૃતવર્મા પૃથ્વી કપવાથી જેમ પર્વત કપે તેમ કપાયમાન થયો તેટલામા સત્ય પરાક્રમવાળા સાત્યકિએ ત્રેસઠથી એના ચાર ઘોડાને, તીક્ષ્ણ એવા સાતથી સારથિને વિધી સુવર્ણના પુખવાળુ ક્રોધાયમાન થયેના સર્પ સરખુ, મોટી જ્વાળાવાળુ બાણ સાધી કૃતવર્મા ઉપર નાખ્યુ યમદડની જેને ઉપમા અપાય એવ તે ઉગ્ર બાણ સુવર્ણથી વિચિત્ર પ્રકારના શોભિતા એના કવચને ભેદી રૂધિર યુક્ત તે પૃથ્વી પ્રત્યે ગયુ તે રીતે સાત્ય-તના બાણથી પીડાયનો, રૂધિરયુક્ત શરીરવાળો, સિદ્ધહસ્ત, ઘણાક પરાક્રમવાળો, પુરૂષમા શ્રેષ્ઠ કૃતવર્મા રથમા બેસવાના સ્થાનક પાસે ઢટણભેર થઇ પડી ગયો એ રીતે સહસ્રાર્જુન સરખા અને સમુદ્રની પેઠ ક્ષોભ પમાડવા લાયક નહિ એવા કૃતવર્માને નિવારણ કરી શિનિ કુળમા શ્રેષ્ઠ સાત્યકિ, ખડ્ગ, શક્તિ તથા ધનુષથી સકીર્ણ ગજ અશ્વ તથા રથેકરી સકુલ, સેકડો શ્રેષ્ઠ ક્ષત્રિય વડે પ્રવર્ત કર્યુ છે રૂધિર જેમા એવી સેનાને ઇન્દ્ર જેમ આસુરી સેનાને છોડે તેમ છોડી દેઇ સર્વ સૈન્ય જોતા તેમના મધ્યમા થઇ પોતે આગળ જવા લાગ્યો હાર્દિક્ય એવો બળવાન કૃતવર્મા સજ્ઞા પામી બીજુ મોટુ ધનુષ ગ્રહણ કરી ત્યા યુદ્ધમા પાડવોને વારણ કરતા ઉભો રહ્યો

समाश्वस्य च हार्दिक्यो गृह्यचान्यन्महद्धनु ।
तस्थौ स तत्र बलवान् वारयन् युधि पाडवान् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे दुर्योधन कृतवर्मपराजये गुर्जरभाषायां षोडशाधिकशततमोऽध्यायः ॥ ११६ ॥

# અધ્યાય ૧૧૭ મો. વિંદ અને અનુવિંદનો વધ.

संजय उवाच—काल्यमानेषु सैन्येषु शैनेयेन ततस्ततः ।
भारद्वाजः शरव्रातैर्महद्भिः समवाकिरत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે શિનિકુળમાં ઉત્પન્ન થયેલા સાત્યકિએ તે તે સ્થાનકે સૈન્યોને નસાડયા, ત્યારે દ્રોણાચાર્ય મોટા બાણના ઓઘ તેની ઉપર નાખવા લાગ્યા તે વખતે દ્રોણ તથા સાત્યકિનો સર્વ સૈન્ય જોતા બલિ તથા ઇન્દ્રના સરખા અત્યંત મોટા સંપ્રહાર થતો હતો તેમાં દ્રોણાચાર્યે સર્વ લોહમય વિચિત્ર પ્રકારના સર્પ સરખા આકારવાળા ત્રણ બાણેકરી શિનિપૌત્ર સાત્યકિને લલાટ વિષે વિંધ્યો હે મહારાજ ! દ્રોણે લલાટમાં અર્પણ કરેલા તે ત્રણ બાણેકરી સાત્યકિ, ત્રણ શિખરવાળા પર્વત સરખો શોભતો હતો એટલામાં વળી છિદ્ર જોનાર દ્રોણાચાર્યે ઇન્દ્રના વજ્ર સરખા શબ્દવાળા બીજા બાણ એની ઉપર નાખ્યા પરમાસ્ત્ર જાણનાર દાશાર્હ એવા સાત્યકિએ દ્રોણના ધનુષમાંથી મૂકાયલા આવતાં તે બાણોને સુંદર પુંખવાળા બે બે બાણેકરી કાપી નાખ્યા હે વિશાંપતે ! દ્રોણે પણ એની તે લઘુતાનું હાસ્ય કરી તત્કાળ ત્રીસ બાણેકરી શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિને વિંધી એની લાઘવતાથી વિશેષ લઘુતા દેખાડતા વળી તીક્ષ્ણ એવા પચાસ બાણ એની ઉપર નાખ્યા હે રાજન્ ! રાફડામાંથી ક્રોધાયમાન થયેલા મોટા સર્પ જેમ આવે, તેમ દ્રોણના રથમાંથી સાત્યકિ ઉપર બાણ આવતા હતા તેમજ સાત્યકિએ નાખેલા, રૂધિરનું પાન કરનાર, હજારો બાણ દ્રોણ રથપ્રત્યે સામા જતા હતા હે મારિષ ! બ્રાહ્મણમાં મુખ્ય દ્રોણ તથા સાત્વત એવા સાત્યકિની લઘુતા જોતા પુરૂષમાં શ્રેષ્ઠ એવા તે બેઉને અમે સમાન જાણતા હતા તેટલામાં અત્યંત ક્રોધાયમાન થયેલા સાત્યકિએ નતપર્વવાળા નવ બાણેકરી દ્રોણને હણી બીજા તીક્ષ્ણ બાણથી એમના ધ્વજને હણી દ્રોણાચાર્ય જોતા બીજા સો બાણેકરી એના સારથિને પણ હણ્યો એવું સાત્યકિનું લાઘવ જોઇ મહારથિ દ્રોણે સિત્તેર બાણથી એના સારથિને અને ત્રણ ત્રણ બાણથી ઘોડાઓને વિંધી, બીજા એકે કરી રથ ઉપર રહેલા માધવના ધ્વજને કાપી, સુવર્ણના પુંખવાળા બીજા ભલ્લ નામના બાણેકરી મહાત્મા માધવ એવા સાત્યકિનું ધનુષ પણ કાપી નાખ્યું ક્રોધાયમાન થયેલા મહારથિ સાત્યકિએ તે ધનુષ ત્યાગ કરી મોટી ગદા ગ્રહણ કરી તે દ્રોણ ઉપર નાખી. પટ્ટ વસ્ત્ર બાંધેલી પોતા સામે આવતી તે લોહમયી ગદાને દ્રોણાચાર્યે વિચિત્ર પ્રકારના ઘણાક બાણેકરી વારી રાખી તે સમયે સત્ય પરાક્રમવાળા સાત્યકિએ બીજું ધનુષ ગ્રહણ કરી શિલા ઉપર તીક્ષ્ણ કરેલા ઘણા બાણેકરી વીર દ્રોણાચાર્યને વિંધી મોટો સિંહનાદ કર્યો તેને સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય સહન કરી શક્યા નહિ, તેથી સુવર્ણના દાંડાવાળી લોહમયી શક્તિ ગ્રહણ કરી વેગથી તેણે સાત્યકિના રથ પ્રત્યે નાખી કાળ સરખી ઉગ્ર, દારૂણ શબ્દવાળી તે શક્તિ સાત્યકિને પ્રાપ્ત થયા વગર રથને ભેદી પૃથ્વીમાં પેસી ગઇ હે ભરતર્ષભ ! શિનિપૌત્ર સાત્યકિએ પણ એના દક્ષિણ ભુજને પીડતા બાણેકરી દ્રોણને વિંધ્યા હે રાજન્ ! દ્રોણે પણ સંગ્રામમાં માધવ એવા સાત્યકિનું અર્ધચંદ્રાકૃતિ બાણેકરી મોટું ધનુષ કાપી રથ શક્તિએકરી એના સારથિને વિંધ્યો એટલે કેતક પત્રાકાર મુખવાળી શક્તિએ કરી હણાયલો તેનો સારથિ રથમાં બેસવાના ઉપર પાસે બેસી મૂર્ચ્છિત થઇ બે ઘડી ખેદને પ્રાપ્ત થયો હે રાજન્ ! ત્યાસૂધી અતિ માનુષ એવું સૂતનું કર્મ પણ પોતે કર્યું, અને ઘોડાઓની રાસ પકડી દ્રોણ સાથે યુદ્ધ પણ કર્યું હે વિશાંપતે ! પછી હર્ષ જે રૂપ જેવું એવા

મહારથિ સાત્યકિએ સો બાણે કરી બ્રાહ્મણ એવા દ્રોણને વિંધ્યા હે ભારત! દ્રોણ પણ તેની ઉપર પાંચ બાણ નાખ્યા, તે શૂર એવા તેનું કવચ ભેદી રૂધિરનું પાન કરતા હતા એ રીતે દ્રોણના ભયંકર બાણથી વિંધાવાને લીધે અત્યંત હર્ષ થયેલા સાત્યકિએ દ્રોણના સુંદર રથ ઉપર ક્ષણોક બાણ નાખી બીજા એક બાણેકરી એના સારથિને પૃથ્વી ઉપર પાડી બીજા બાણેકરી સારથિ વગરના તેના અશ્વને આમતેમ દોડાવ્યા હે રાજન્! સંગ્રામમાં સારી રીતે દોડતો શોભિતો તે રથ ચંદ્રની પેઠે હજારો મંડળ કરતો હતો તે વખતે તમારી તરફના રાજાઓ મહિન રાજપુત્રો 'અરે દોડો દ્રોણના અશ્વને પકડો,' એ રીતે પોકાર કરતા હતા હે રાજન્! પછી તે સર્વ મહારથિઓ જલદી સાત્યકિને મૂકી જ્યાં દ્રોણ હતા ત્યાં પોતે પણ તત્કાળ દોડીને ગયા એ રીતે સાત્વતના બાણથી પીડિત થઇ નાસતા તેમને જોઇ આકુલ એવું તમારૂં સૈન્ય વળી ભાગવા લાગ્યું દ્રોણાચાર્ય સાત્યકિના બાણથી પીડિત થયેલા વાયુ સરખા વેગવાળા તે અશ્વેકરી પાછા વ્યૂહના દ્વાર પ્રત્યે જઇ ઉભા રહ્યા કારણ પરાક્રમી તે પાંડવ તથા પાંચાલોએ ભેદેલા વ્યૂહને જોઇ સાત્યકિને વારવાનો યત્ન ન કરતા વ્યૂહનીજ રક્ષા કરવા લાગ્યા એ રીતે ક્રોધરૂપી કાષ્ઠે સંદિપ્ત કરેલો દ્રોણરૂપી અગ્નિ પાંડવ તથા પાંચાલોને જાણે બાળી નાખતો હોય નહિ તેની પેઠે નિવારણ કરી ઉદય પામેલા કાળસૂર્યની પેઠે ઉભો રહ્યો.

**निवार्य पांडुपचालान् द्रोणाग्निः प्रदहन्निव ।**
**तस्थौ क्रोधेध्मसंदीप्तः कालसूर्य इवोद्यत ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे सात्यकिपराक्रमे गुर्जरभाषायां सप्तदशाधिकशततमोऽध्यायः ॥ ११७ ॥**

## અધ્યાય ૧૧૮ મો. સુદર્શન રાજાનો વધ.

**संजय उवाच—द्रोणं स जित्वा पुरुषप्रवीरस्तथैव हार्दिक्यमुखांस्त्वदीयान् ।**
**प्रहस्य सूतं वचनं बभाषे शिनिप्रवीरः कुरुपुंगवाद्य ॥ १ ॥**

સંજય કહે છે—હે કુરૂપુંગવ! પુરૂષમાં અત્યંત શૂરવીર શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિ દ્રોણ તથા કૃતવર્મા આદિ જેઇ તમારી તરફના યોદ્ધાઓને જીતી હાસ્ય કરી પોતાના સારથિ પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યો કે, હે સૂત! કેશવ તથા અર્જુને બાળ્યા છે શત્રુ જેમના એવા આપણે આ કાર્યમાં નિમિત માત્ર છીએ કારણ તેમણે હણેનાઓને આપણે હણીએ છીએ એ રીતે પોતાના સારથિને કહી શત્રુને હણનાર, ધનુષ ધરનારમાં અગ્રણી, શિનિકુળમાં શ્રેષ્ઠ, બળવાન સાત્યકિ ચોતરફથી બાણ ફેંકતો, માંસ પ્રત્યે જેમ બાજપક્ષિ પડે તેમ પર સૈન્યમાં પડતો હતો ચંદ્ર તથા શંખ સરખા વર્ણવાળા અશ્વેકરી તમારા સૈન્ય પ્રત્યે જતા સૂર્યકિરણો સરખા ઉત્તમ રથવાળા, પુરૂષમાં અત્યંત શૂરવીર, એવા તેને તમારી તરફના વારવા સમર્થ થતા ન હતા તેમજ હે ભારત! અમહ્ય પરાક્રમ તથા ઘણા બળવાળા, ઇન્દ્ર સરખા પ્રભાવવાળા, તેને તમારી તરફના સર્વ ગણ, શરદ્ઋતુમાં આકાશમાં રહેલા સૂર્ય સામે જેમ કોઇ જોઇ શકે નહિ તેમ તેની સામે જોવા પણ સમર્થ થતા ન હતા તે સમયે આવતા સાત્યકિને ક્રોધે કરી પૂર્ણ, અતિ વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર, ધનુષ તથા સુવર્ણનું કવચ ધારણ કર-

નાર, રાજશ્રેષ્ઠ સુદર્શને હર્ષથી વાગી રાખ્યો. હે ભારત ! તે સમયે તે બંનેના વચ્ચે થતા ઈન્દ્રના યુદ્ધને જેમ દેવ સમુદાય વખાણે તેમ વખાણતા હતા. ભગવાન સુદર્શન રાજાએ અત્યંત તીક્ષ્ણ એવા સેંકડો બાણેકરી સંગ્રામ વિષે સાત્વતમા મુખ્ય એવા સાત્યકિને વિંધ્યો. હે રાજન્ ! શિનિકુળમા શ્રેષ્ઠ સાત્યકિએ પણ તેના બાણને પ્રાપ્ત થયાની અગાઉ કાપી નાખ્યા. તેમજ ઇન્દ્રની જેને ઉપમા અપાય એવો સાત્યકિ સુદર્શન ઉપર જે જે બાણ નાખતો હતો તે તે બાણને ઉત્તમ રથમા બેઠેલો સુદર્શન ઉત્તમ બાણેકરી બે બે ત્રણ ત્રણ કકડા કરી નાખતો હતો. વળી તીક્ષ્ણ તેજવાળા સુદર્શને સાત્યકિના બાણવડે વેગેકરી હણાતા પોતાના બાણને જોઈ ક્રોધથી જાણે બાળી નાખવા ઇચ્છતો હોય નહિ તેની પેઠે સુવર્ણથી વિચિત્ર પ્રકારના બાણ તેની ઉપર નાખી કાનપર્યંત ધનુષ ખેંચી અગ્નિ સરખા રૂડા પુંખવાળા તીક્ષ્ણ, કરેલા ત્રણ બાણ સાત્યકિ ઉપર નાખ્યા. જેઓ તેના દેહાવરણને ભેદી તેના શરીરમા પેઠા. તેમજ રાજપુત્ર એવા સુદર્શને ધનુષ સાંધી પ્રજ્વલિત એવા બીજા ચાર બાણેકરી હડાહડથી રૌપ્ય સરખા વર્ણવાળા તેના ચાર ઘોડાઓને પણ હણ્યા. એ રીતે તેણે હણેલા શિનિકુળમા શ્રેષ્ઠ, શિનિના પૌત્ર, ઇન્દ્ર સરખા પરાક્રમવાળા વેગવાન સાત્યકિએ, અત્યંત તીક્ષ્ણ એવા બાણેકરી સુદર્શનના ઘોડાઓને હણી તત્કાળ સિંહનાદ કરી વજ્ર સરખા ભલ્લ નામના બાણેકરી એના સારથિનુ મસ્તક કાપી, શિનિકુળમા શ્રેષ્ઠ તેણે કાળાનળ સરખા ક્ષુરપ્ર નામના તેજસ્વી બાણથી, હે રાજન્ ! પૂર્વે ઇન્દ્રે જેમ સંગ્રામમા અતિ બળવાન એવા બળનુ મસ્તક કાપ્યુ હતુ તેમ પૂર્ણચંદ્ર સરખુ કુંડળ સહિત સુદર્શનનુ શોભિતુ મસ્તક પણ કાપી નાખ્યુ. એ રીતે સંગ્રામમા તે રાજપુત્રને હણી પરમ હર્ષયુક્ત થયેલો, ઇન્દ્ર સરખો પરાક્રમી વેગવાન યાદવોમાં શ્રેષ્ઠ મહાત્મા સાત્યકિ શોભતો હતો. ત્યાર પછી હે રાજન ! લોકને વિસ્મય પમાડવા ઇચ્છતો મનુષ્યમા વીર તે જે માર્ગે અર્જુન ગયા હતા તે માર્ગે બાણના ઓઘથી તમારા સૈન્યને નિવારણ કરી રૂડા અશ્વયુક્ત પોતાના રથેકરી જવા લાગ્યો. વળી તે પોતાના બાણ સમીપ આવેલા શત્રુઓને જેમ અગ્નિ બાળે તેમ બાણેકરી બાળતો હતો, તે સમયે એવા વિસ્મય કરવા લાયક મુખ્ય તેના કર્મને એકઠા મળેલા શ્રેષ્ઠ યોદ્ધાઓ વખાણતા હતા.

ततस्थ विस्मापयनीयमग्र्यमपूजयन् योधवरा समेता ।
प्रवर्तमानानिषुगोचरेरीन्ददाह बाणैर्हुतभुग् यथैव ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सुदर्शनवधे गुर्जरभाषाया- मष्टादशाधिकशततमोऽध्यायः ॥ ११८ ॥

## અધ્યાય ૧૧૯ મો. યવનસૈન્ય ભેદ-પરાજય

संजय उवाच—तत स सात्यकिर्धीमान् महात्मावृष्णिपुंगवं ॥
सुदर्शनं निहत्याजौ यंतारं पुनरब्रवीत् ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ત્યાર પછી વૃષ્ણિકુળમા શ્રેષ્ઠ બુદ્ધિમાન મહાત્મા એવા સાત્યકિએ સંગ્રામમા સુદર્શનને હણી વળી પોતાના સારથિને કહ્યુ કે, રથ, અશ્વ તથા હસ્તિ-

એકરી દુપ્રવસ્ય, બાણુ તથા શક્તિરૂપી ઉરમીની માળાવાળા, ખડ્ગરૂપી છે મત્સ્ય જેમા, ગદારૂપી જેમા ગ્રાહ છે, શૂરવીરોના આયુધરૂપી શબ્દવાળા, પ્રાણિનો અપહાર કરનાર, ભયકર વાદિત્રરૂપી મોટો શબ્દ કરનાર, યેદ્ધાઓને દુખરૂપી સ્પર્શવાળા, કાયરને અસહ્ય, જલસધના બળરૂપી રાક્ષસોએકરી જાણે વિટાયો હોય નહિ એવા દ્રોણ સૈન્યરૂપી દુસ્તર મહા સમુદ્રને આપણે તરી ગયા છીએ અને હવે બાકીના સૈન્યને, તરવા લાયક થોડુજ છે જળ જેમા એવી કુત્સિત નદી સરખુ હુ માનુ છુ માટે સભ્રમ રહિત થઇ ઘોડાઓને ચલાવ સગ્રામમા પાછળ ચાલનાર સહિત દ્રોણને તથા યોદ્ધાઓમા શ્રેષ્ઠ હાર્દિક્યને જીતી હાલ અર્જુનને હસ્ત પ્રાપ્ત થયેલાની પેઠે નજીક આવેલા હું માનુ છુ તેમજ શુષ્ક છે તૃણ તથા વના જેમા એવા વનમા રહેલા પ્રદીપ્ત વહ્નિની પેઠે અનેક સૈન્યને જોઇ મને જરા પણ ત્રાસ ઉત્પન્ન થતો નથી પડેલા પાયદળ, અશ્વ, રથ તથા હસ્તિના ઓઘેકરી વિષમ, પાડવમા મુખ્ય એવા અર્જુને ગમન કરેલી પૃથ્વીને જો હે સારથે! ચોતરફ દોડતા રથ, ગજ તથા અશ્વેકરી તે મહાત્માએ ભગાણ પાડેલુ સૈન્ય ચોતરફ દોડ છે તેમ લાલ એવી રજ ચોતરફ ઉડતી દેખાય છે, માટે શ્રીકૃષ્ણ છે સારથિ જેના એવા શ્વેત અશ્વવાળા અર્જુનને હુ સમીપ માનુ છુ અને આ શબ્દ પણ ઘણા પરાક્રમવાળા ગાડીવનો સભળાય છે હે સૂત! જેના આ બધા નિમિત્ત મને થાય છે તે પ્રમાણે સૂર્ય અસ્ત થયાની પહેલા જરૂર અર્જુન સધવને હણશે વાસ્તે ધીરેધીરે ઘોડાઓને આશ્વાસના કરતા જ્યા શત્રુની સેનામા આ મોજા પહેરેલા, કવચયુક્ત, ક્રૂર કર્મ કરનાર, યુદ્ધમા દુર્મદ, દુર્યોધન છે મુખ્ય જેમા એવા કામ્બોજ ઉભા છે ત્યા જા, તેમજ બાણુ તથા ધનુષ ધરનાર, પ્રહાર કરનાર, શક કિરાત, દરદ, બરબર, તામ્રલિપ્તક તથા વિવિધ પ્રકારના આયુધ હાથમા છે જેમના એવા ઘણાક બીજા સર્વ મ્લેચ્છ સગ્રામ વાસ્તે મારીજ સન્મુખ ઉભેલા છે રથ, હસ્તિ અશ્વ તથા પાયદળ સહિત એ બધાઓને સગ્રામમા હણી આ ભયકર કિલ્લાને આપણે તરી ગયા છીએ એમ તુ ધાર એવા સાત્યકિના વચન સાભળી તેનો સારથિ કહેવા લાગ્યો કે હે સત્યવિક્રમ! હે વાર્ષ્ણેય! હે મહાભુજ! યદ્યપિ ક્રોધાયમાન થયેલા પરશુરામ, રથિમા શ્રેષ્ઠ દ્રોણ, કૃપ તથા મહેશ્વર, તમારી આગળ આવી ઉભા રહે તોપણ તમારો આશ્રય કરેલા મને સભ્રમ થાય નહિ હે શત્રુસૂદન! તમે યુદ્ધમા કવચ પહેરેલા, ક્રૂર કર્મ કરનાર યુદ્ધમા દુર્મદ, અત્યત ઘણા કામ્બોજ, ધનુષબાણુ ધરનાર, પ્રહાર કરનાર યવન શક, કિરાત દરદ બરબર, તામ્રલિપ્તક તથા વિવિધ પ્રકારના આયુધ છે હાથમા જેમને એવા બીજા મ્લેચ્છોને પણ જીતેના છે, તેમા પૂર્વે ક્યારેય પણ મને સભ્રમ થયો નથી ત્યારે હે ધીર! આ સગ્રામરૂપી ગાયના પગલાને પામી મને સભ્રમ ન થાય તેમા શુ કહેવુ? હવે હે આયુષ્યમન્! ક્યા માર્ગે અર્જુન પ્રત્યે તમોને લઇ જાઉં અને હે વાર્ષ્ણેય! કોની ઉપર તમે ક્રુદ્ધ થયા છો? કોને મૃત્યુ સમીપ આવેલુ છે, અને કોનુ મન આજ યમપુરી પ્રત્યે જવાનો ઉત્સાહ કરે છે? તેમ યુદ્ધમા ચતુર, કાળ, અતક તથા યમની જેને ઉપમા અપાય એવા પરાક્રમ સપન્ન તમોને સગ્રામમા જોઇ કોણ ભાગશે? અને હે મહાભુજ! આજ વૈવસ્વત રાજા કોને યાદ કરે છે? એવા સારથિના વચન સાભળી સાત્યકિએ કહ્યુ કે હે સારથે! દૈત્યોને જેમ ઇન્દ્ર હણે તેમ આ મુડાઓને હણી હુ પ્રતિજ્ઞાનો પાર પામીશ, વાસ્તે કામ્બોજ પ્રત્યે મને લઇ જા આજ તેમનો નાશ કરી પ્રિય પાડવ પ્રત્યે હુ જઇશ હે સૂત! આજ મુડનુ સૈન્ય તથા સર્વ સૈન્ય વારવાર હણાવાથી દુર્યોધન સહિત કૌરવ મારા પરાક્રમને દેખશે તેમા સગ્રામમા વિદીર્ણ તથા કૌરવ સૈન્યનો શબ્દ સાભળી

દુર્યોધન અનેક પ્રકારના સતાપ પામશે આજ પાડવમા મુખ્ય એવા ... એવા આચાર્યે કરેલો માર્ગ હુ તને દેખાડીશ આજ મારા બાણુથી હણાયેલા હજારો મુખ્ય યોદ્ધાઓને જોઇ દુર્યોધન રાજા પશ્ચાત્તાપને પ્રાપ્ત થશે આજ જલદી ઉત્તમ બાણુ ફેકતા ઉમાડિયાના ચક્ર સરખા મારા ધનુષને કૌરવો જોશે આજ મારે બાણેકરી ખડિત અગવાળા વારવાર રૂધિરને સ્રવતા સૈનિકોના વધને જોઇ દુર્યોધન સતાપ પામશે આજ શ્રેષ્ઠ યોદ્ધાઓને હણુતા મારૂ ક્રોધાયમાન રૂપ જોઇ દુર્યોધન આ લોકને બે અર્જુનવાળો માનશે આજ મોટા સગ્રામમા મે હણેલા મોટા રાજાઓને જોઇ દુર્યોધન સતપ્ત થશે આજ સગ્રામમા હજારો રાજાઓને હણી મહાત્મા પાડવો વિષે રહેલો મારો સ્નેહ તથા ભક્તિ રાજાઓને હુ દેખાડીશ તેમ આજ મારૂ બળ, પરાક્રમ તથા કૃતજ્ઞતાને કૌરવો જાણુશે

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવા તેના વચન સાભળી સારથિએ શીખેલા, સારી રીતે વહન કરનાર, ચદ્ર સરખા પ્રકાશમાન અશ્વોને ચલાવ્યા ત્યારે આકાશનુ જાણે પાન કરતા હોય નહિ એવા મન તથા પવન સરખા વેગવાળા તે ઉત્તમ અશ્વોએ સાત્યકિને તત્કાળ યવનો પ્રત્યે પ્રાપ્ત કર્યો તે સમયે યુદ્ધ કરવામા ચતુર એવા ઘણાક તે યવનોએ સગ્રામમા પાછા ફરનાર નહિ એવા તે સાત્યકિને પ્રાપ્ત થઇ તેની ઉપર ઘણાક બાણુ નાખ્યા હે રાજન્ ! વેગવાન સાત્યકિએ નતપર્વવાળા બાણેકરી તેમના બાણુ તથા અસ્ત્રોને કાપી નાખ્યા, તેથી તે એને પ્રાપ્ત ન થયા અતિ ઉગ્ર એવા સાત્યકિએ સુવર્ણના પુખવાળા, અત્યત તીક્ષ્ણ, ગૃધ્રના પીછ બાધેલા બાણેકરી યવનોના ભુજ તથા મસ્તક કાપી નાખ્યા એ રીતે સાત્યકિએ નાખેલા બાણુ ચોતરફથી તેમના લોહમય તથા કાસાના કવચ અને શરીરોને ભેદી પૃથ્વીતલ પ્રત્યે પ્રાપ્ત થયા વળી રણવીર સાત્યકિએ હણુવા માડેલા સેકડો મ્લેચ્છ પ્રાણુ રહિત થઇ પૃથ્વીતલવિષે પડતા હતા કર્ણુ પર્યંત પ્રત્યચા ખેચી મૂકેલા એક બીજામા મળેલા બાણેકરી એક બાણુથી પાચ, છ સાત તથા આઠ યવનોને તે ભેદવા લાગ્યો હે વિશાપતે ! એવી રીતે શિનિકુળમા ઉત્પન્ન થયેલો સાત્યકિ હજારો કામ્બોજ, શક, શબર, કિરાત, તથા બબર નામના મ્લેચ્છોને મારી માસ તથા રૂધિરના ગારાથી સકુલ એવી અગમ્યરૂપી રણુભૂમિને કરતા તમારા સૈન્યનો ક્ષય કરતો હતો તે દસ્યુના શિરસ્ત્રાણુ સહિત, કેશ વગરના, મોટી દાઢીવાળા પડેલા મસ્તકોએ કરી સકીર્ણ રણુભૂમિ પિછ વગરના પક્ષિઓએકરી જેવી શોભે તેવી શોભતી હતી અતિ રૂધિરેકરી વ્યાપ્ત છે સર્વ અગ જેમના એવા ધડે કરી વિટાયલુ રણુાંગણુ લાલ વાદળથી વિટાયલા આકાશ સરખુ દેખાતુ હતુ એવી રીતે સાત્વત એવા સાત્યકિએ વજ્ર સરખો છે સ્પર્શ જેમનો એવા સુન્દર પર્વવાળા બાણુવડે હણેલા મ્લેચ્છોએ કરી પૃથ્વી ભરાઇ ગઈ અને કષ્ટથી પ્રાણુ સાચવનાર, ખેદયુક્ત ચિત્તવાળા, સગ્રામમા સાત્યકિએ જીતેલા કવચ પહેરેલા બાકીના મ્લેચ્છ પાની તથા ચાબુકથી ઘોડાઓને મારતા ઉત્તમ વેગનો આશ્રય કરી ભયથી ચોતરફ ભાગવા લાગ્યા હે ભારત ! પુરૂષમા સિહરૂપ, સત્ય પરાક્રમવાળો સાત્યકિ એ રીતે દુર્જય એવા કામ્બોજના સૈન્યને નસાડી યવનના તથા શકના મોટા સૈન્યને પણુ પરાભવ પમાડી તમારાઓને જીતી તમારા સૈન્યમા પ્રવેશ કરી પોતાના સારથિને ' આગળ ચલાવ ' એ રીતે કહેવા લાગ્યો સગ્રામમા પૂર્વે બીજા કોઇએ ન કરેલ એવા તેના કર્મને જોઇ ગધર્વ સહિત ચારણુ એની અત્યત પ્રશસા કરતા હતા હે વિશાપતે ! એ રીતે જતા અર્જુનના પૃષ્ટરક્ષક એવા તેને જોઈ ચારણુ અત્યત સહષ્ટ થયા અને તમારાઓ પણુ તેના વખાણુ કરતા હતા

तं यांतं पृष्ठगोप्तारमर्जुनस्य विशांपते ।
चारणाः प्रेक्ष्य संहृष्टास्त्वदीयाश्चाभ्यपूजयन् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे यवन-पराजये गुर्जरभाषायामेकोनविंशत्यधिकशततमोऽध्यायः ॥ ११९ ॥

## અધ્યાય ૧૨૦ મો. દુર્યોધનનું પલાયન.

संजय उवाच—जित्वा यवनकांबोजान् युयुधानस्ततोऽर्जुनं ।
जगाम तव सैन्यस्य मध्येनरथिनांवर ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એવી રીતે રથિમા શ્રેષ્ઠ યુયુધાન સાત્યકિ, યવન તથા કામ્બોજોને જીતી તમારા સૈન્યના મધ્યમા થઇ ત્યાથી અર્જુન પ્રત્યે જવા લાગ્યો સુંદર દાઢ વાળો, પુરુષમા સિહરૂપ, વિચિત્ર પ્રકારના છે કવચ તથા ધ્વજ જેના એવો તે, વ્યાઘ્ર જેમ મૃગને ભય પમાડે તેમ તમારા સૈન્યને ભય પમાડતો હતો સુવર્ણનો છે પૃષ્ઠભાગ જેનો સુવર્ણની ચન્દ્રાકૃતિથી સકુલ એવા મોટા વેગવાળા ધનુષને અયન કરતો રથે કરી માર્ગ પ્રત્યે વિચરતો, સુવર્ણના છે બાજુબધ તથા શિરસ્ત્રાણ જેના, સુવર્ણના કવચથી વિટાયલો, સુવર્ણથી શોભિતો છે ધ્વજ જેનો એવો શૂરવીર તે મેરૂ પર્વતના શિખર સરખો, તેમજ સગ્રામમા મડલાકાર દેખાય છે ધનુષ જેનુ એવો તેજરૂપી સૂર્યકિરણોથી શોભિતો મનુષ્યમા સૂર્યરૂપ તે શરદ્ઋતુના ઉદય થયેલા સૂર્ય સરખો શોભતો હતો વૃષ સરખા છે સ્કધ તથા નેત્ર જેના એવો પુરુષમા શ્રેષ્ઠ તમારાઓના મધ્યમા, જેવો ગાયોના મધ્યમા વૃષ શોભે તેમ શોભતો હતો દ્રોણ સૈન્ય તથા દુસ્તર એવા ભોજ સૈન્યને અતિક્રમણ કરેલા જલમધ્યરૂપી અર્ણવ તથા કામ્બોજની વાહિનીને તરી, હાર્દિક્યરૂપી મગરમચ્છથી મુક્ત થયેલા, સૈન્ય સમુદ્રને તરેલા મદોન્મત્ત હસ્તિ સરખા તથા તે સરખી ગતિવાળા યૂથના મધ્યમા ઉભેલા, મદ ઝરતા હસ્તિ સરખા આગળ વધતા સાત્યકિને જોઇ વ્યાઘ્રની પેઠે તેને મારવા ઇચ્છતા અત્યત ક્રુદ્ધ થયેલા શસ્ત્રવાન કોઇથી સહન થાય નહિ એવા તમારી તરફના દુર્યોધન, ચિત્રસેન, દુશાસન, વિવિંશતિ, શકુનિ, દુસ્સહ, યુવા એવો દુર્ધર્ષણ, ક્રથ, તથા બીજા પણ ઘણાક શૂરવીર તેની પાછળ દોડયા તે વખતે હે મારિષ ! પર્વ વિષે વાયુએ વૃદ્ધિ પમાડેલા સમુદ્રના સરખો તમારા સૈન્યનો મોટો શબ્દ થતો હતો તે વખતે શિનીકુળમા શ્રેષ્ઠ સાત્યકિ પોતાની પાછળ આવતા તે સર્વને જોઈ હસતો હોય નહિ તેની પેઠે 'અરે રથને ધીરેથી ચલાવ' એમ કહી વળી પોતાના સારથિ પ્રત્યે કહેવા લાગ્યો કે, હે સારથે ! હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળથી સકુલ રથના શબ્દે કરી સર્વ દિશાઓને શબ્દાયમાન કરતુ પૃથ્વી, અતરીક્ષ તથા સમુદ્રને કપાવતુ આ દુર્યોધનનુ સૈન્ય જલદી મારી સામે આવે છે, પણ હે સૂત ! મહા સગ્રામમા પૂર્ણિમાને વિષે વૃદ્ધિ પામેલા સમુદ્રને જેમ કિનારો વારે તેમ આ દુર્યોધનના સૈન્ય સમુદ્રને હુ વારી રાખીશ હે સૂત ! મહા સગ્રામમા ઇંદ્ર સરખા મારા પરાક્રમને તુ જો હુ આ તીક્ષ્ણ બાણેકરી શત્રુઓના સૈન્યનો નાશ કરૂં છુ સગ્રામમા મે હણેલા પાયદળ, અશ્વ, રથ તથા હસ્તિઓને જો તેમજ અગ્નિ સરખા મારા બાણેકરી વિધાયા છે દેહ જેમના એવા હજારોને જો.

ઘણા પરાક્રમવાળો સાત્યકિ એ રીતે પોતાના સારથિ પ્રત્યે કહે છે એટલામા છોડી દે, નાસી જા, ઉભો રહેજે, જો,' એ રીતે બોલતા યુદ્ધ કરવા ઇચ્છતા તમારી તરફના સૈનિકો જલદી તેની સમીપ પ્રાપ્ત થયા પોતાના સમીપ પ્રાપ્ત થતા દેખી તે શૂરવીરો એ રીતે બોલે છે તેટલામા સાત્યકિએ તીક્ષ્ણ બાણેકરી ત્રણસો અશ્વ તથા ચારસો હસ્તિઓને હણ્યા તે સમયે ધનુષ ધરનાર તેમનો તથા તેનો, મનુષ્યનો છે ક્ષય જેમા એવો દેવાસુર સગ્રામ સરખો અત્યત ભયકર સપ્રહાર પ્રવર્ત્તમાન થયો હે મારિષ ! તે સમયે મેઘજાળ સરખા તમારા પુત્રના સૈન્યને શિનિપૌત્ર સાત્યકિએ સર્પ સરખા બાણેકરી રૂધિ રાખ્યુ અને હે મહારાજ ! પરાક્રમી તથા ભય રહિત તેણે સમુદાયથી છૂટાઇ ગયા છતા પણ તમારી તરફના ઘણાકને માર્યા હે રાજેદ્ર ! તે ઠેકાણે અત્યત મોટુ આશ્ચર્ય મે જોયુ કે સાત્યકિનુ કોઇ પણ બાણ ફોગટ જતુ ન હતુ રથ, નાગ તથા અશ્વેકરી દુપ્રવેશ્ય, પાયદળરૂપી ઉર્મિથી સકુલ એવો આપણા સૈન્યરૂપી મહા સમુદ્ર, સાત્યકિ રૂપી કિનારાને પ્રાપ્ત થઇ ઉભો રહ્યો સભ્રાત છે નર, નાગ તથા અશ્વ જેમા એવુ તેણે બાણેકરી ચોતરફથી મારવા માડેલુ તમારૂ સૈન્ય ટાઢથી પીડિત થયેલી ગાયોની પેઠે તે ઠેકાણે ભ્રમતુ હતુ હે રાજન્ ! સાત્યકિના બાણેકરી વિધાએલ નહિ એવા કોઇ પણ પાયદળ, રથ, હસ્તિ, ઘોડેસ્વાર તથા ઘોડાઓ હુ જોતો ન હતો હે નૃપ ! સાત્યકિએ જેવો સૈન્યનો ક્ષય કર્યો તેવો તો અર્જુને પણ કર્યો ન હતો એ રીતે પુરૂષમા શ્રેષ્ઠ, ભય રહિત, લાઘવ યુક્ત શિનિપૌત્ર પોતાનુ પ્રવીણપણુ દેખાડતો અર્જુનથી પણ અતિશય યુદ્ધ કરતો હતો, તેટલામા દુર્યોધન રાજાએ ત્રણ બાણેકરી સાત્યકિના સારથિને અને તીક્ષ્ણ એવા ચાર બાણેકરી એના ચાર અશ્વને વિધી સાત્યકિને પણ ત્રણથી વિધી વળી બીજા આઠ બાણેકરી વિધ્યો દુશાસને સોળથી, શકુનિએ પચીસથી, ચિત્રસેને પાચથી, તથા દુસહે પદર બાણથી સાત્યકિને વક્ષસ્થળમા વિધ્યો એવી રીતે તેઓએ બાણેકરી હણેલો યાદવકુળમા સિહરૂપ સાત્યકિ ગર્વથી અત્યત તીક્ષ્ણ એવા ત્રણ ત્રણ બાણેકરી તે સર્વેને વિધી, અત્યત વિધાયલા તેમને ઘણા પરાક્રમવાળો તે સગ્રામમા બાજ પક્ષિની પેઠે વિચરતો હતો વળી શિનિકુળમા શ્રેષ્ઠ તેણે શકુનિનુ ધનુષ તથા હાથના મોજા કાપી ત્રણ બાણેકરી સ્તનના મધ્યભાગમા દુર્યોધનને વિધી સોથી ચિત્રસેનને, દશથી દુસહને, તથા વીસથી દુશાસનને વિધ્યા હે વિશાપતે ! તે સમયે તમારા સાળા શકુનિએ બીજુ ધનુષ ગ્રહણ કરી આઠ બાણથી સાત્યકિને વિધી વળી પાચથી વિધ્યો તેજ વખતે દુશાસને દશથી, દુસહે ત્રણથી, દુર્મુખે બારવડે, તથા દુર્યોધને તોતેર બાણેકરી માધવ એવા તેને વિધી, તીક્ષ્ણ એવા ત્રણ બાણેકરી તેના સારથિને વિધ્યો એ રીતે યત્ન કરતા એકઠા મળેલા શૂરવીર તે સર્વ મહારથિઓને રથિમા શ્રેષ્ઠ સાત્યકિએ પાચ બાણવડે વિધી ભલ્લ નામના બાણથી તમારા પુત્રના સારથિને તત્કાળ હણ્યો તેથી તે પૃથ્વી ઉપર પડી ગયો હે પ્રભો ! તે સારથિ પડ્યો તે સમયે તમારા પુત્રના તે રથને વાયુ સરખા વેગવાળા અશ્વ સગ્રામમાથી બાજુએ લેઇ ગયા હે રાજન્ ! તે વખતે તમારા પુત્રના તે રથને જોઇ હજારો તમારા સૈનિકો ભાગવા લાગ્યા. હે ભારત ! ભાગતા તે સૈન્યને જોઇ સાત્યકિ, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, સુવર્ણના પુખવાળા તીક્ષ્ણ બાણેકરી તમારા સર્વ સૈન્યને નસાડી અર્જુનના રથ પ્રત્યે ગયો. તે વખતે બાણનુ ગ્રહણ, સારથિનુ રક્ષણ તથા પોતાના આત્માનુ પાલન કરતા તેને તમારી તરફના વખાણતા હતા.

त शारानाश्वानं च रक्षमाण च सारथि ।
आत्मान पालयान च तावका.समपूजयन् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे दुर्योधन-पलायने गुर्जरभाषायां विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२० ॥

## અધ્યાય ૧૨૧ મો. દુઃશાસન ને સાત્યકિ.

धृतराष्ट्र उवाच—संप्रमृद्यमहत् सैन्य यांतं शैनेयमर्जुनं ॥
निर्ह्रिकाममते पुत्राः किम कुर्वत सजय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! મોટા સૈન્યને મર્દન કરી અર્જુન પ્રત્યે જતા સાત્યકિને ગઇ છે લજ્જા જેમની એવા મારા પુત્રોએ શુ કર્યું ? તેમજ અર્જુન સરખા સાત્યકિના ચરિત્રને જોઇ મરણને ઇચ્છના એમને ધીરજ કેમ રહી ? તેમજ સૈન્યના મધ્યમા પરાજય પામેલા તે ક્ષત્રિયોને શુ કહેશે અને મોટા યશવાળો સાત્યકિ યુદ્ધમા કેમ અતિક્રમણુ કરી ગયો ? હે સજય ! મારા પુત્ર જીવતા છતા સાત્યકિ કેમ જઇ શક્યો તે મને કહે હે તાત ! આ તો અતિ આશ્ચર્ય તારાથી હુ સાભળુ છુ કે તે ઘણા મહારથિ શત્રુઓ સાથે એકનુ યુદ્ધ થયુ પણુ આ વિપરીત જોઈ મારા પુત્રના ભાગ્ય મદ છે એમ હુ માનુ છુ, કારણુ કે સગ્રામમા એકલો સાત્યકિ મહારથિઓને હણે છે હે સજય ! ક્રોધાયમાન થયેલા તે એક સાત્યકિને પણુ જે સૈન્ય પુરૂ પડી શકયુ નહિ ત્યારે જ્યા સર્વ પાડવ ઉભા હોય ત્યા તે ક્યાથી પુરૂ પડે ? માટે સાત્યકિ તો સગ્રામમા વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર તથા પ્રવીણુ એવા દ્રોણુાચાર્યને જીતી સિહ જેમ પશુગણુને હણે તેમ મારા પુત્રાને હણુશે કારણુ પુરૂષમા શ્રેષ્ઠ સાત્યકિને સાવધાન થયેલા ઘણુાક કૃતવર્માદિક શૂરવીર પણુ હણુવા સમર્થ થયા નહિ મોટા યશવાળા તે શિનિપૌત્રે જેવુ યુદ્ધ કર્યું તેવુ તે ઠેકાણે અર્જુને પણુ કર્યુ ન હતુ

સજય કહે છે—હે રાજન્ ! તમારા ખરાબ વિચાર અને દુર્યોધનના કર્મથી જે થયુ તે હુ કહુ તે સાવધાન થઇને સાભળો તે સશસક તમારા પુત્રની આજ્ઞાથી પરસ્પર યુદ્ધમા પરમ ક્રૂર એવી મતિ કરી યુદ્ધ કરવા પાછા આવ્યા દુર્યોધન છે મુખ્ય જેમા એવા ત્રણુ હજાર ઘોડેસ્વાર, શક, કામ્બોજ બાલ્હિક, યવન, પારદ કુલિદ, તગણુ અબષ્ટ, પૈશાચ, બરબર તથા ક્રોધાયમાન થયેલા, પાષાણુ છે હાથમા જેને એવા પાર્વતીય યોદ્ધાઓ, શલભ નામના જતુઓ જેમ અગ્નિ સામે દોડે તેમ શિનિકુળમા ઉત્પન્ન થયેલા સાત્યકિ સામે દોડયા. અને પાચસો બીજા શૂરવીર, સો મહારથ, હજાર રથ, હજાર હસ્તિ તથા બે હજાર ઘોડા લેઇ વિવિધ પ્રકારના બાણુ નાખતા મહારથિ તે તથા અસખ્ય પાયદળ સાત્યકિ સામે દોડયા હે ભારત ! તે સર્વને 'આ આને મારો ' એમ પ્રેરણા કરતા દુ શાસને સાત્યકિને વારી રાખ્યો તે સમયે આશ્ચર્યરૂપ એવુ સાત્યકિનુ મોટુ ચરિત્ર અમે જોયુ, તેણે એકલે અસભ્રાતની પેઠે ઘણુાક સાથે યુદ્ધ કર્યું જેમા મોટુ રથસૈન્ય, હસ્તિસૈન્ય, ઘોડેસ્વાર તથા દસ્યુયૂથ હતુ તે સૌને ચોતરફથી હણ્યા હે ભારત ! તે સ્થાનકે મથન કરેલા ચક્ર ભાગેલા મોટા આયુદ્ધ,

બહુ પ્રકારથી ભાગેલા આરા, ધુસરી, દંડ, મથન થયેલા હસ્તિઓ, પડેલા ધ્વજ, કવચ, માળાઓ, આભરણ, વસ્ત્ર તથા રથના નીચના ભાગવડે જેમ ગ્રહોકરી આકાશ ઢંકાય તેમ રણભૂમિ ઢંકાઈ ગઈ હતી તેમજ પર્વત સરખા અંજન વામન, સુપ્રતિક, મહાપદ્મ તથા ઐરાવતના કુળમા ઉત્પન્ન થયેલા તેમજ બીજા કુળમા ઉત્પન્ન થયેલા ઘણાક શ્રેષ્ઠ હસ્તિઓ પ્રાણ રહિત થઇ રણભૂમિ ઉપર પડ્યા હતા તે સંગ્રામમા સાત્યકિએ વનાયુજ, પાર્વતીય, કાંબોજ, બાલ્હિક તથા બીજા ઘણાક શ્રેષ્ઠ અશ્વોને પણ હણ્યા તેમજ નાના દેશમા ઉત્પન્ન થયેલા અનેક જાતના હજારો હસ્તિઓને પણ તેણે માર્યા એ રીતે હણાવાથી તેઓ ભાગવા લાગ્યા તેમને જોઇ દસ્યુઓને દુઃશાસને કહ્યુ કે 'હે અધર્મજ્ઞ! નાસો નહિ પાછા વળી યુદ્ધ કરો, ભાગો છો શુ '' એમ કહ્યુ તોપણ પાછા ન વળેલા તેમને જોઇ તમારા પુત્ર પાષાણથી યુદ્ધ કરનાર શૂરવીર પાર્વતીઓને કહ્યુ કે એ યુદ્ધ સાત્યકિ જાણતો નથી માટે અશ્મયુદ્ધ ન જાણનાર યુદ્ધકામુક એવા તેને અશ્મયુદ્ધમા કુશળ એવા તમો હણો તેમ સર્વ કૌરવ પણ પાષાણ યુદ્ધમા ચતુર નથી માટે તમો ભય રહિત થઇ સાત્યકિ સામે દોડો તમારી પાસે તે આવી શકશે નહિ એવા દુઃશાસનના વચન સાંભળી પાષાણથી યુદ્ધ કરનાર તે સર્વ પાર્વતીય રાજાઓ રાજા સામે જેમ મંત્રીઓ જાય તેમ શૈનેય એવા સાત્યકિ સામે દોડ્યા ત્યાર પછી પર્વતમા રહેનારા તેઓ હસ્તિના મસ્તક જેવડા પાષાણ ઉગામી સાત્યકિની આગળ સંગ્રામમા ઉભા રહ્યા તેમજ તમારા પુત્રે પ્રેરણા કરેલા સાત્વતના વધને ઇચ્છતા કેટલાક બીજા પણ ગોફણોકરી ચોતરફથી દિશાઓને રૂંધતા હતા એ રીતે શિલાયુદ્ધ કરવા ઇચ્છતા સામે આવતા તેઓ તરફ સાત્યકિએ તીક્ષ્ણ એવા બાણ નાખ્યા સર્પ સરખા નારાચ નામના તે બાણોકરી શિનિકુળમા શ્રેષ્ઠ તેણે, પાર્વતીય યોદ્ધાઓએ નાખેલી તે ભયંકર પાષાણ વૃષ્ટિને કાપી નાખી. હે મારિષ! પતંગ નામના જંતુના સમુદાય સરખા પ્રદીપ્ત એવા તે પાષાણના ચૂર્ણથી બહુધા કરી સૈન્ય હાહાકાર કરતા હણાવા લાગ્યુ હે રાજન્! તેથી કપાઇ ગયા છે બાહુ જેમના એવા, ઉગામેલ મોટી શિલાવાળા પાંચસો શૂરવીર પૃથ્વીતલ વિષે પડી ગયા તેમજ પાષાણ સહિત કપાઇ ગયા છે હાથ જેમના એવા બીજા હજાર તથા શતસહસ્ર યોદ્ધાઓ સાત્યકિને પ્રાપ્ત થયા વગર રણભૂમિમા પડતા હતા એ રીતે સાત્યકિએ પાષાણથી યુદ્ધ કરનાર યત્ન કરતા સંગ્રામમા ઉભેલા ઘણાક હજાર શૂરવીરોને માર્યા તે આશ્ચર્ય સરખુ થયુ તેટલામા વળી વ્યાત્તમુખ, લોહના ત્રિશૂળ છે હાથમા જેમને એવા દરદ તંગણ ખસ લંપાક તથા કુલિંદ નામના બાણોકરી તે પાષાણને કાપી નાખ્યા અંતરિક્ષમાજ તીક્ષ્ણ બાણવડે ભેદ પામેલા તે પાષાણના શબ્દેકરી રથ, અશ્વ ગજ તથા પાયદળ સંગ્રામમા ભાગવા લાગ્યા તેમ બાણથી ભેદાયેલા પાષાણના ચૂર્ણેકરી દુઃખ પામતા મનુષ્ય ગજ તથા વાજિઓ, ભ્રમરે દંશ કરેલાની પેઠે ત્યા ઉભા રહેવા પણ સમર્થ થતા ન હતા નાશ થતા બાકી રહેલા, રૂધિરથી વ્યાપ્ત, ભેદાયા છે મસ્તક તથા પીઠ જેમના એવા હસ્તિઓ સાત્યકિના રથને છોડી દેઇ દૂર જતા હતા તે સમયે હે મારિષ! માધવ એવા સાત્યકિએ પીડિત કરેલા તમારા સૈન્યનો પર્વ વિષે વૃદ્ધિ પામેલા સમુદ્રના જેવો શબ્દ થાય તેવો મોટો શબ્દ થતો હતો ભયંકર તે શબ્દને સાંભળી દ્રોણે પોતાના સારથિને કહ્યુ કે હે સૂત! ક્રોધાયમાન થયેલો સાત્વતોમા મહારથિ આ સાત્યકિ અનેક રીતે સૈન્યને વિદારણ કરતો કાળની પેઠે સંગ્રામમા વિચરે છે, વાસ્તે હે સૂત! જ્યા આ શબ્દ થાય છે ત્યા મારા રથને લઇ જા કારણ કે જરૂર પાષાણયોધિ સાથે, સાત્યકિનો સમાગમ થયો છે તેમ ભાગતા અશ્વ, સર્વ રથિઓને તે તે ઠેકાણે લેઇ જાય છે, વિશ્વ

છે કવચ તથા શસ્ત્ર જેમના એવા કેટલાક તો ગ્લાનિયુક્ત થઈ તે તે સ્થાનકે પડે છે તેમ સારથિઓ ભયંકર યુદ્ધને લીધે ઘોડાઓને નિયમમાં રાખવા સમર્થ થતા નથી એવાં દ્રોણાચાર્યનાં વચન સાંભળી સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય પ્રત્યે સારથિએ કહ્યું કે હે આયુષ્યમન્ ! કૌરવનું સૈન્ય ચોતરફ દોડતું જાય છે તેમાંથી તે તે ઠેકાણે સંગ્રામમાં ભગ્ન થઈ દોડતા યોદ્ધાઓને જુઓ તેમ પાંડવ સહિત આ શૂરવીર પંચાલ તમનેજ મારવાની ઇચ્છાથી એકઠા મળી ચોતરફ દોડે છે માટે હે અરિંદમ ! આ સમયે ત્યાં જવું યા સ્થાનકે ઉભું રહેવું તેમાં શું યોગ્ય કર્તવ્ય છે ? તે વિષે વિચાર કરો તેમ સાત્યકિ દૂર ગયો છે એ રીતે દ્રોણાચાર્યને સારથિ કહે છે તેટલામાં અનેક પ્રકારના રથિઓને હણતો સાત્યકિ દેખાયો એવી રીતે સંગ્રામમાં સાત્યકિએ હણવા માંડેલા તમારી તરફના યોદ્ધાઓ સાત્યકિના રથનો ત્યાગ કરી દ્રોણસૈન્ય પ્રત્યે દોડ્યા તેમ રથિઓ સાથે પૂર્વે દુઃશાસન વર્તતો હતો તે સર્વ યોદ્ધાઓ પણ ભયભીત થઈ દ્રોણ રથ પ્રત્યે દોડ્યા

**यैस्तु दुःशासनः सार्द्धंरथैः पूर्वन्यवर्तत ।**
**ते भीतास्त्वभ्यधावंत सर्वे द्रोणरथं प्रति ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे मूर्खरथापायनिकविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२१ ॥**

## અધ્યાય ૧૨૨ મો. દ્રોણનાં અદ્દભુત પરાક્રમ.

**संजय उवाच—दुःशासनरथं दृष्ट्वा समीपे पर्यवस्थितं ।**
**भारद्वाजस्ततो वाक्यं दुःशासनमथाब्रवीत् ॥ १ ॥**

**સંજય કહે છે—**હે ધૃતરાષ્ટ્ર ! સમીપ ઉભેલા દુઃશાસનના રથને જોઇને દ્રોણાચાર્યે દુઃશાસન પ્રત્યે આવી રીતે વચન કહ્યું કે હે દુઃશાસન ! આ સર્વ રથિઓ કેમ પલાયન કરે છે ? રાજાનું સર્વ કુશળ છે અને હજી સૈંધવ જીવતો છે છતાં રાજાનો પુત્ર તથા રાજાનો ભાઇ એવો મહારથિ તું યુવરાજને પામી યુદ્ધમાંથી શું ડરતા નાસે છે ? તેમ પૂર્વે તે દ્રૌપદીને કહ્યું હતું જે હે દાસિ ! દ્યૂતમાં અમે તને જીતી છે વાસ્તે તું અમારી દાસી થઇ ઇચ્છા પ્રમાણે વિચરનારી થા અને રાજા એવા મારા મોટા ભાઇના વસ્ત્ર વહન કર અને તારા પતિયો તોષડ સરખા છે આમ કહેનાર તું આ વખતે કેમ નાસે છે ? તું પોતેજ પંચાલ તથા પાંડવ સાથે મોટું વૈર કરી એક સાત્યકિને પ્રાપ્ત થઇ સંગ્રામમાં કેમ ભય પામે છે ? પૂર્વે દ્યૂતક્રીડા વિષે અક્ષ ગ્રહણ કરી શું નહોતો જાણતો કે એ અક્ષજ પરિણામે દારુણ સર્પ સરખા બાણરૂપ થશે તેમ પાંડવોને કટુ વચન સંભળાવનાર પણ વિશેષે કરી તુંજ હતો અને પૂર્વે દ્રૌપદીને જે કલેશ થયો તેનું મૂળ પણ તુંજ છે. આ વખતે તારૂં માન ક્યાં ગયું ? ગર્વ ક્યાં ગયો ? પરાક્રમ ક્યાં ગયું ? તારૂં ગર્જનાથી બોલવું ક્યાં ગયું ? અને આશીવિષ સર્પ સરખા પાંડવોને કોપાવી હવે તું ક્યાં જઇશ ? આ ભારતીસેના, રાજ્ય તથા દુર્યોધન પણ શોચ કરવા યોગ્ય છે કારણ જેના ભાગ મુખ્ય છ એનો તું પલાયન કરવામાં

કેમ આગળ થાય છે, હે વીર ! તારે તો ભયથી પીડિત થયેલી, વિહ્વળ થયેલી સેનાનુ પોતાના બાહુબળ વડે રક્ષણ કરવુ જોઇએ, તે તુ આજ રણસંગ્રામનો ત્યાગ કરી ભયભીત થઇ પાંડવોને હર્ષ પમાડે છે હે શત્રુસૂદન ! સૈન્યનો નાયક એવા તુ જ્યારે નાસી જાય ત્યારે આગળ વધ-રના ભય પામેલા સૈન્યમા ભયભીત થયેલા બીજા કોણ ઉભા રહે ? એકલા સાત્યકિ સાથે યુદ્ધ કરતા આજ તારી બુદ્ધિ સંગ્રામમાથી પલાયન કરવાની થાય છે ત્યારે જે વખતે સંગ્રા-મમા ગાંડીવ ધનુષવાળા અર્જુન, ભીમસેન, નકુળ તથા સહદેવને દેખીશ ત્યારે તુ શુ કરીશ ? જો સાત્યકિના બાણથી ભય પામી તુ પલાયન કરે છે તો પછી યુદ્ધમા સૂર્ય તથા અગ્નિ સરખી જેની કાંતિ છે એવા અર્જુનના બાણ સામે કેમ ટકીશ હે વીર ! તારી પલાયન કરવાની જ બુદ્ધિ હોય તો જલદી જા ગાંધારીના ઉદરમા પ્રવેશ કર કારણ તે વગર તો પાંડવ સાથે વૈર કરી પૃથ્વીમા દોડતા તારૂ બીજે સ્થાનકે જીવન હુ જોતો નથી. માટે એમજ વિચાર હોય તો જ્યા સુધી છૂટા મૂકેલા સર્પ સરખા અર્જુનના બાણ તારા શરીરમા પ્રવિષ્ટ થયા નથી ત્યાસુધી પાંડવ સાથે સંવાદ કરી ધર્મરાજાને પૃથ્વી આપી દે તેમજ જ્યા સુધી મહાત્મા પાંડવ તારા સો ભાઇઓને હણી પૃથ્વી લેઇ ગયા નથી તેની અગાઉજ પાંડવ સાથે સંધિ કર જ્યા સુધી ધર્મપુત્ર યુધિષ્ઠિર તથા સંગ્રામમા પ્રશંસા કરવા લાયક શ્રીકૃષ્ણ ક્રોધ-યુક્ત થયા નથી તેની અગાઉ પાંડવ સાથે શાંતિ કર જ્યા સુધી મહાબાહુ ભીમસેને મોટી સેનાને વહન કરી તારા ભાઇઓને ગ્રહણ કર્યા નથી તેની અગાઉ પાંડવ સાથે શાંતિ કર પૂર્વે તારા ભાઇ દુર્યોધનને ભીષ્મે કહ્યુ હતુ કે સંગ્રામમા પાંડવો અજેય છે વાસ્તે તેમની સાથે શાંતિ કર તથાપિ મંદ બુદ્ધિવાળા તારા ભાઇએ તેમ કર્યુ નહિ, વાસ્તે યુદ્ધમા ધૈર્ય રાખી સાવધાન થઇ પાંડવ સાથે યુદ્ધ કર તારા રૂધિરનુ પણ ભીમસેન પાન કરશે એમ મે સાભળ્યુ છે તે પણ તેનુ કહેવુ તેમજ સત્ય થશે હે સુભાલિશ ! ભીમના પરાક્રમને શુ તુ જાણતો નહોતો ? કે તેની સાથે વૈરનો આરંભ કર્યો, વાસ્તે જ્યા સાત્યકિ ઉભો છે ત્યાં રથેકરી જલદી તુ જા હે ભારત ! તારા વગરનુ આ સૈન્ય નાસી જશે માટે તુ પોતાને વાસ્તે સત્ય છે પરાક્રમ જેનુ એવા સાત્યકિ સાથે સંગ્રામમા યુદ્ધ કર

દ્રોણાચાર્યના વચન સાભળી તમારો પુત્ર દુઃશાસન કઇ પણ બોલ્યો નહિ અને સાભળેલુ ન સાભળ્યા જેવુ કરી જે માર્ગે સાત્યકિ ગયો હતો તે રસ્તે પોતે ગયો પાછા ન ફરનાર મ્લેચ્છના મોટા સૈન્ય યુક્ત તે સાવધાન થઇ સાત્યકિને પ્રાપ્ત થઇ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. રથિમા શ્રેષ્ઠ દ્રોણાચાર્ય પણ અત્યંત ક્રુદ્ધ થઈ મધ્યમ વેગનો આશ્રય કરી પંચાલ તથા પાંડવ સામે દોડયા. એવી રીતે દ્રોણાચાર્ય પાંડવના સૈન્ય પ્રત્યે પ્રવેશ કરી સેંકડો તથા હજારો યોદ્ધાઓને નસાડતા હતા હે મહારાજ ! દ્રોણાચાર્ય સંગ્રામમા પોતાનુ નામ સંભળાવી પાંડવ, પંચાલ, તથા મત્સ્યોનો મોટો નાશ કરતા હતા તે તે ઠેકાણે સૈન્યોને જીતવા દ્રોણ સામે આવી તેજસ્વી એવા પાંચાલપુત્ર વીરકેતુએ સન્નત છે પર્વ જેના એવા પાંચ બાણેકરી દ્રોણને વિંધી એકેકરી એમના ધ્વજને વિંધી સાતેકરી સારથિને વિંધ્યો હે મહારાજ ! તે વખતે સંગ્રામમા મે આશ્ચર્ય જોયુ કે દ્રોણાચાર્ય વેગેકરી પાંચાલ્ય સામે યુદ્ધમા વધી શક્યા નહિ હે મારિષ ! હે રાજન્ ! એ રીતે સંગ્રામમા રૂંધાયલા દ્રોણાચાર્યને જોઈ ધર્મપુત્રના જયને ઇચ્છતા પાંચાલોએ ચોતરફથી તેમને વિંટી લીધા તે વખતે તે સર્વ પાંચાલો અગ્નિ સરખાં બાણ, અમૂલ્ય ભાલા તથા વિવિધ પ્રકારના શસ્ત્ર એક દ્રોણ ઉપર નાખવા લાગ્યા તે સમયે હે

રાજન્ ! દ્રોણાચાર્ય બાણગણે કરી આકાશમા રહેલા મોટા જલધરોને જેમ વાયુ હણે તેમ આવતા તે બાણોને હણી પોતે શોભતા હતા પછી પરંતપ વીરને હણનાર દ્રોણાચાર્યે મહા ભયંકર સૂર્ય તથા અગ્નિ સરખુ બાણ વીરકેતુના રથ પ્રત્યે સાંધ્યુ હે રાજન્ ! પ્રજ્વલિત હોય નહિ જાણે એવુ તે બાણ પાચાલ કુળના પુત્ર વીરકેતુને ભેદી રુધિરથી આર્દ્ર એવુ તે તત્કાળ ધરણી પ્રત્યે ગયુ તે જ સમયે પાચાલ કુળનો પુત્ર તે વાયુએ પીડિત કરેલુ મોટુ ચપક વૃક્ષ જેમ પર્વતના અગ્ર ભાગથી પડે તેમ રથ ઉપરથી જલદી નીચે કુદી પડયો મહા બળવાન મોટા ધનુષવાળો તે રાજપુત્ર હણાયો તે જોઇ ઉતાવળા થતા પચાલોએ ચોતરફથી દ્રોણાચાર્યને વિંટી લીધા અને ભાઇના દુખથી કૃશ થયેલા યુદ્ધ કરવા ઇચ્છતા ચિત્રકેતુ, સુધન્વા, ચિત્રવર્મા તથા ચિત્રરથ એકઠા મળીને વર્ષાઋતુમા જેમ મેઘ જળનો વરસાદ કરે તેમ બાણનો વરસાદ કરતા દ્રોણાચાર્ય સામે દોડયા એ રીતે મહારથિ રાજપુત્રોએ બહુ પ્રકારે હણેલા બ્રાહ્મણોમા શ્રેષ્ઠ દ્રોણાચાર્યે તેમના અભાવ વાસ્તે ક્રોધ કરી કાન પર્યંત ધનુષ ખેંચી તેમની ઉપર અગાઉ બાણ નાખ્યા હે રાજસત્તમ ! તેના બાણેકરી હણાયલા તે રાજ કુમારને કઇ પણ કર્તવ્યને સુઝતા ન હતા એ રીતે મૂઢ થયેલા તેમને જોઇ મોટા યશવાળા કોપાયમાન થયેલા દ્રોણાચાર્ય હસતા હોય નહિ તેની પેઠે તે રાજકુમારોને અશ્વ, સારથિ તથા રથ રહિત કરી તીક્ષ્ણ એવા ભલ્લ બાણેકરી જેમ વનને વીણે તેમ તેમના ઉત્તમાગ પાડી નાખ્યા

હે રાજન્ ! એ રીતે દ્રોણે હણેલા સુન્દર કાંતિવાળા તે પૂર્વે દેવાસુર યુદ્ધમા જેમ દૈત્ય તથા દાનવ પડતા હતા તેમ રથ ઉપરથી પૃથ્વી ઉપર પડયા હે રાજન્ ! પ્રતાપવાન દ્રોણાચાર્ય સગ્રામમા તેમને મારી સુવર્ણનો છે પૃષ્ઠ ભાગ જેનો એવા દુરાસદ ધનુષને ફેરવતા હતા દેવ સરખા તથા મહારથિ એવા પચાલ હણાયા તેમને જોઇ અત્યત ઉદ્વિગ્ન થયેલા ધૃષ્ટદ્યુમ્ને નેત્રમાથી અશ્રુ પાડી ક્રોધથી સગ્રામમા દ્રોણરથ પ્રત્યે દોડી બાણેકરી દ્રોણાચાર્યને વારી રાખ્યા તે સમયે સૈન્યમા હાહાકાર શબ્દ થતો હતો પૃષત્ ગોત્રમા ઉત્પન્ન થયેલા મહાત્મા ધૃષ્ટદ્યુમ્ને બહુ પ્રકારે બાણેકરી દ્રોણને ઢાકી દીધા તોપણ દ્રોણાચાર્ય વ્યથા ન પામતા હાસ્ય કરી તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા તે વખતે ક્રોધથી મૂર્છિત થયેલા પાચાલ્ય ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને નત છે પર્વ જેના એવા નેવુ બાણેકરી વક્ષ સ્થળમા હણ્યા બળવાને વક્ષ સ્થળમા અત્યત વિંધેલા મોટા યશવાળા તે, રથમા બેસવાના સ્થાનક પાસે બેસી ગયા અને કઇક મૂર્છિત થયા હે મારિષ ! તેવી અવસ્થાને પ્રાપ્ત થયેલા દ્રોણાચાર્યને જોઇ પરાક્રમી તથા મહારથિ ધૃષ્ટદ્યુમ્ને ધનુષનો ત્યાગ કરી જલદી હાથમા ખડ્ગ લેઇ રથમાથી નીચે કૂદી ક્રોધથી લાલ નેત્રવાળો તે કાયા ઉપરથી દ્રોણાચાર્યનુ મસ્તક કાપવા સારૂ જલદી તેના રથમા ચઢી બેઠો તેટલામા પ્રાપ્ત થઇ છે સજ્ઞા જેને એવા દ્રોણાચાર્ય મોટા શબ્દવાળુ ધનુષ ગ્રહણ કરી નજીક આવેલા ધૃષ્ટદ્યુમ્નને જોઇ તેને મારવાની ઇચ્છાથી સમીપ રહેલાને વેધ કરનાર એવા વૈતસ્તિક બાણેકરી તેને વિંધી મહારથિ ધૃષ્ટદ્યુમ્ન સાથે સગ્રામમા યુદ્ધ કરવા લાગ્યા તે સમયે ઘણાક બાણેકરી દ્રોણે હણેલો, મહા બળવાન, પરાક્રમી, શૂરવીર તે વેગ રહિત થવાથી દ્રોણના રથમાથી જલદી નીચે ઉતરી પોતાના રથમા ચઢી બેઠો પછી મોટુ ધનુષ ગ્રહણ કરી મહારથિ તેણે સગ્રામમા દ્રોણને વિંધ્યા હે મહારાજ ! દ્રોણાચાર્યે પણ બાણેકરી પૃષત્ ગોત્રમા ઉત્પન્ન થયેલા ધૃષ્ટદ્યુમ્નને વિંધ્યો. તે સમયે દ્રોણ તથા પાચાલનુ પૂર્વે ત્રૈલોક્યને ઇચ્છતા એવા ઇન્દ્ર તથા પ્રલ્હાદનુ જેવુ યુદ્ધ

થયુ હતુ તેવુ આશ્ચર્યરૂપ યુદ્ધ થયુ વિચિત્ર પ્રકારના મડળાકાર વિચરતા, યુદ્ધમાર્ગના જાણનાર, સગ્રામમા યોદ્ધાઓના મનને મોહ કરતા દ્રોણ તથા ધૃષ્ટદ્યુમ્ન બાણેકરી એક બીજાને પરસ્પર હણતા હતા વળી મહાત્મા તે બેઉ વર્ષાઋતુમા બે મેઘ જેમ જળનો વરસાદ કરે તેમ પરસ્પર બાણનો વરસાદ કરી આકાશ, પૃથ્વી તથા દિશાઓને આચ્છાદન કરી દેતા હતા હે મહારાજ ! તે બેઉના આશ્ચર્યરૂપ યુદ્ધને ભૂત સમુદાય, ક્ષત્રિયો તથા તમારા સૈનિકો વખાણતા હતા અને સગ્રામમા ધૃષ્ટદ્યુમ્ન સાથે યુદ્ધ કરતા દ્રોણાચાર્ય અવશ્ય આપણે વશ થશે એમ પચાલ રાજાઓ આક્રોશ કરતા હતા તેટલામા ઉતાવળા થતા દ્રોણાચાર્યે યુદ્ધમા ધૃષ્ટદ્યુમ્નના સારથિનુ મસ્તક વૃક્ષનુ પાકેલુ ફળ પાડે તેમ પૃથ્વી ઉપર પાડી નાખ્યુ હે રાજન્ ! તે સમયે તે મહાત્માના અશ્વ ભાગવા લાગ્યા તેને જોઇ પરાક્રમી દ્રોણાચાર્ય તે ઠેકાણે પચાલ તથા સૃજય સાથે યુદ્ધ કરવા લાગ્યા હે પ્રભો ! એવી રીતે પ્રતાપવાન તથા શત્રુઓને દમન કરનાર દ્રોણાચાર્ય પાડવ તથા પચાલોને જીતી પાછા પોતાના વ્યૂહ પ્રત્યે જઇ ઉભા રહ્યા, પણ યુદ્ધમા પાડવ એમને જીતવાનો ઉત્સાહ કરતા ન હતા

विजित्य पांडुपंचलान् भारद्वाजः प्रतापवान् ।
स्वव्यूहं पुनरास्थाय स्थितो भवदरिंदमः ॥
न चैनं पांडवा युद्धे जेतुमुत्सेहिरे प्रभो ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे द्रोणपराक्रमे गुर्जरभाषायां द्वाविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२२ ॥

## અધ્યાય ૧૨૩ મો. દુઃશાસન દમન.

संजय उवाच—ततो दुःशासनो राजन् शैनेयं समुपाद्रवत् ।
किरन् शरसहस्राणि पर्जन्य इव वृष्टिमान् ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! ત્યારપછી દુઃશાસને વૃષ્ટિમાન મેઘની પેઠે હજારો બાણ નાખતા સાત્યકિ સામે દોડી સાઠ બાણેકરી તથા બીજા સોળથી તેને વિંધ્યો તોપણ યુદ્ધમા ઉભેલો તે મૈનાક પર્વતની પેઠે કપાયમાન થયો નહિ; તેટલામા વળી શૂરવીર દુઃશાસને બીજા ઘણાક બાણ તેની ઉપર નાખી અનેક દેશમાથી ઉત્પન્ન થયેલા મોટા રથ સમુદાયે કરી તેને ઘેરી લીધો હે ભરતશ્રેષ્ઠ ! વળી મેઘની પેઠે શબ્દ કરી દશે દિશાઓને શબ્દાયમાન કરતા ઘણાક બાણ તેની ઉપર નાખ્યા એ રીતે સગ્રામમા પોતા સામે આવતા કૌરવોને મહાબાહુ સાત્યકિએ સામે દોડી બાણેકરી ઢાકી દીધા મહાત્મા સાત્યકિના બાણના ઓઘથી ઢકાઇ ગયેલા, દુઃશાસન છે મુખ્ય જેમા એવા તમારી તરફના યોદ્ધાઓ ભયભીત થઇ તમારા સૈન્ય જોતા સગ્રામમા ભાગવા લાગ્યા હે રાજેન્દ્ર ! તેઓ ભાગવા લાગ્યા તોપણ તમારો પુત્ર દુઃશાસન બાણેકરી સાત્યકિને પીડતા નિર્ભય થઇ સગ્રામમા ઉભો રહ્યો. વળી તેણે સગ્રામમા ચાર બાણથી તેના ચાર અશ્વને, ત્રણેકરી સારથિને, અને સોથી સાત્યકિને વિંધી મોટો શબ્દ કર્યો હે મહારાજ ! તેથી ક્રોધાયમાન થયેલા માધવ એવા સાત્ય

કિએ સગ્રામમા બાણેકરી રથ, સારથિ તથા ધ્વજ સહિત તેને અદશ્ય કરી શૂરવીર દુશા-
સનને બાણેકરી ઢાકી દીધો તે સમયે કરોળિઓ જેમ લાળેકરી વિટાય તેમ બાણેકરી વિંટાયલા
સશક એવા દુશાસનને, શત્રુને જીતનાર સાત્યકિએ વળી ઉતાવળથી બાણેકરી પીડિત કર્યો
તે રીતે સાત્યકિના સેકડો બાણેકરી વિધાયલા દુશાસનને જોઇ દુર્યોધનરાજાએ ત્રિગર્તોને કહ્યુ
કે, તમો સાત્યકિના રથ પ્રત્યે જાઓ એવા તેના વચન સાભળી ક્રૂર છે કર્મ જેમના એવા
યુદ્ધમા વિશારદ ત્રણ હજાર ત્રિગર્તના રથિઓએ સાત્યકિની સમીપ જઇ યુદ્ધમા સ્થિર મતિ
કરી મોટા રથ સમુદાયથી સાત્યકિને ઘેરી લીધો પછી પોતા સામે આવી બાણનો વરસાદ
કરતા તે યોદ્ધાઓમાથી તેણે બાણેકરી પાચસો મુખ્ય યોદ્ધાઓને હણ્યા શિનિકુળમા શ્રેષ્ઠ તેના
બાણેકરી હણાયલા તે પર્વત ઉપરથી મોટા વાયુના વેગેકરી ભગેલા વૃક્ષ નીચે પડે તેમ
પૃથ્વી ઉપર પડતા હતા હે વિશાપતે ! તે સમયે અનેક પ્રકારે છિન્નભિન્ન થયેલા હસ્તિઓ,
પડેલા ધ્વજ તથા સાત્યકિના બાણેકરી નાશ પામેલા રૂધિરના ઓઘથી વ્યાપ્ત, સુવર્ણથી શો-
ભિતા ઘણાક અશ્વેકરી તે રણભૂમિ પુષ્પિત એવા ખાખરાના વૃક્ષોએ કરી જેવી શોભે તેવી
શોભતી હતી સગ્રામમા સાત્યકિએ મારવા માડેલા તમારી તરફના કાદવમા ડૂબેલા હસ્તિ-
ઓની પેઠે રક્ષણ કરનારને પ્રાપ્ત થતા ન હતા, તેથી તે સર્વ ગરૂડના ભયથી જેમ મોટા
સર્પ ગર્ત પ્રત્યે પેસી જાય તેમ દ્રોણરથ પ્રત્યે પાછા આવ્યા શૂરવીર સાત્યકિ તો આશીવિષ
સર્પ સરખા બાણેકરી પાચસો યોદ્ધાઓને મારી ધીરેધીરે અર્જુનના રથ પ્રત્યે જવા લાગ્યો

એ રીતે જતા પુરૂષમા શ્રેષ્ઠ તે સાત્યકિને તમારા પુત્ર દુશાસને સન્નત છે પર્વ જેમના એવા
નવ બાણેકરી જલદી વિધ્યો મોટા ધનુષવાળા તેણે પણ સુવર્ણના પુખવાળા, ગૃધ્રના પીંછ
બાધેલા, તીક્ષ્ણ એવા પાચ બાણેકરી તેને વિધ્યો હે મહારાજ ! હે ભારત ! દુશાસને
પણ હસતો હોય નહિ તેની પેઠે ત્રણ બાણથી સાત્યકિને વિધી વળી બીજા પાચે
કરી વિધ્યો. શિનિકુળમા ઉત્પન્ન થયેલો સાત્યકિ પાચ બાણથી તમારા પુત્રને હણી એનુ
ધનુષ કાપી ગર્વથી અર્જુન પ્રત્યે જવા લાગ્યો પછી ક્રોધાયમાન થયેલા દુશાસને અર્જુન
પ્રત્યે જતા વૃષ્ણિવીર ઉપર તેને મારવાની ઇચ્છાથી લોહમયી શક્તિ નાખી હે રાજન્ ! પોતા
સામે આવતી તમારા પુત્રની ભયકર શક્તિને ગૃધ્રના પીંછ બાધેલા તીક્ષ્ણ બાણેકરી
સાત્યકિએ સો તરેહથી કાપી નાખી હે જનેશ્વર ! વળી તમારા પુત્રે બીજુ ધનુષ ગ્રહણ
કરી બાણથી સાત્યકિને વિધી સિહનાદ કર્યો ક્રોધાયમાન થયેલા સાત્યકિએ તમારા પુત્રને
મોહ પમાડી અગ્નિ શિખા સરખા બાણેકરી સ્તનના મધ્ય ભાગમા હણી, મોટા ભાગ્યવાળા
તેણે સન્નત છે પર્વ જેના એવા લોહમય, તીક્ષ્ણ મુખવાળા ત્રણ બાણથી વિધી વળી બીજા
આઠથી વિધ્યો દુશાસને ત્રીસ બાણથી સાત્યકિને પાછો વિધ્યો હે મહારાજ ! સાત્વત એવા
મહારથિ સાત્યકિએ પણ સન્નત છે પર્વ જેમના એવા ત્રણ બાણથી સ્તનના મધ્ય ભાગમા
તેને વિધી તીક્ષ્ણ બાણેકરી એના વાહનને તથા સન્નત છે પર્વ જેમના એવા બાણેકરી એની
સારથિને હણી પરમાસ્ત્ર જાણનાર તેણે એક ભલ્લ બાણથી ધનુષ, પાચ બાણથી હાથના મોજા,
ભલ્લ નામના બે બાણેકરી ધ્વજ તથા રથ શક્તિ વિધી તીક્ષ્ણ એવા ઘણાક બાણથી એના
પાછળ ચાલનાર તથા એના સારથિને પણ હણ્યો તે સમયે કપાઇ ગયુ છે ધનુષ જેનુ અને
હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવા વિરથ થયેલા દુશાસનને જોઇ ત્રિગર્તનો સેનાપતિ
પોતાના રથમા બેસાડી સગ્રામમાથી તેને બહાર લઇ ગયો હે ભારત ! તે સમયે શૈનેય એવા

મહાબાહુ સાત્યકિએ બે ઘડી સુધી તેની પાછળ દોડી ભીમસેનના વચન યાદ કરી તેને માર્યો નહિ કારણ સભાના મધ્યમા સર્વ સાભળતા ભીમસેને તમારા પુત્રોના વધની પોતેજ પ્રતિજ્ઞા કરેલી છે હે પ્રભો ! એ રીતે સગ્રામમા સાત્યકિ, દુ શાસનને જીતી હે રાજન્ ! જે માર્ગે અર્જુન ગયા હતા તે માર્ગે ઉતાવળથી તેની પાસે જવા લાગ્યો

**ततो दु:शासन जित्वा सात्यकि: सयुगे प्रभो ॥**
**जगाम त्वरितो राजन् येन यातो धनजय. ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे दुःशासन पराजये गुर्जरभाषायां त्रयोविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२३ ॥**

## અધ્યાય ૧૨૪ મો. દુર્યોધનને યુધિષ્ઠિર (સામસામા)

**धृतराष्ट्र उवाच—किं तस्या मम सेनाया नासन् केचिन्महारथाः ।**
**ये तथा सात्यकिं यांतं नैवाघ्नन्नाप्य वारयन् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! તે મારી સેનામા શુ કોઇ મહારથિઓ હતા નહિ ? કે તે રીતે જતા સાત્યકિને કોઇએ હણ્યો પણ નહિ તેમ વારી રાખ્યો પણ નહિ. તેમ ઇન્દ્ર તુલ્ય છે બળ જેનુ એવા સત્ય પરાક્રમવાળા સાત્યકિએ જેમ દાનવો સામે મહેન્દ્ર પરાક્રમ કરે તેમ સગ્રામમા એકલે પરાક્રમ કર્યું માટે જે માર્ગે સાત્યકિ ગયો તે સ્થાન શુ શૂન્ય હતુ ? વા તે ઘણાક હણાયા હતા ? હે સજય ! વૃષ્ણિકુળમા વીર એવા સાત્યકિએ જે કર્મ કર્યું તુ કહે છે તે કર્મ કરવાનો ઇન્દ્ર પણ ઉત્સાહ કરી શકે નહિ વૃષ્ણિ તથા અધકકુળમા અત્યત શૂરવીર એવા મહાત્મા સાત્યકિના અશ્રદ્ધેય તથા અચિત્ય એવા કર્મને સાભળી મારૂ મન વ્યથા પામે છે હે સજય ! સત્ય પરાક્રમવાળા જે એકલા સાત્યકિએ ઘણીક સેનાઓને મર્દન કરી અને જે રીતે તુ એના પરાક્રમ વિષે મને કહે છે તે પ્રમાણે તો તેથી મારા પુત્ર બચશે નહિ હે સજય ! યુદ્ધ કરતા ઘણાક મહાત્માઓને એકલો સાત્યકિ કેમ અતિક્રમણ કરી ગયો ? તે મને કહે'

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે રાજન્ ! રથ, અશ્વ, હસ્તિ તથા પાયદળ જેમા છે એવો તમારી સેનાનો આરભ પ્રલય સમય સરખો હતો તેમ હે માનદ ! તમારા સૈન્યમા બોલાવેલા સમૂહો સરખો લોક વિષે કોઇ પણ સમહ છે નહિ એવી મારી મતિ છે તેમ ત્યા આવેલા દેવ તથા ચારણ પણ આવી રીતે કહેતા હતા જે પૃથ્વી વિષે ઘણા સમૂહ જોયા પણ આ સમહ જોતા અવધિજ આવી રહી તેમજ હે વિશાપતે ! જયદ્રથના વધ વિષે દ્રોણે જેવો વ્યૂહ રચેલો હતો તેવો વ્યૂહ પણ કોઈ થયો નથી તેમ પરસ્પર દોડના સૈન્ય સમૂહોનો શબ્દ પણ તીક્ષ્ણ વાયુએ ભેદ પમાડેલા સમુદ્રોના સરખો થતો હતો હે નરોત્તમ ! એકઠા મળેલા રાજાઓની તમારા સૈન્યમા તથા પાડવના સૈન્યમા સેકડો તથા હજારો ટુકડીઓ હતી. તેમ સગ્રામમા દૃઢ છે કર્મ જેમના, અત્યત ક્રોધાયમાન થયેલા શૂરવીરોના રૂવા ઉભા કરનાર મહા ભયકર શબ્દ પણ ત્યાં થતો હતો હે મારિષ ! તે વખતે ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન,

નકુળ, સહદેવ તથા પાંડુપુત્ર ધર્મરાજ આવી રીતે પોકાર કરતા હતા કે અરે! સૈનિકો આવો, પ્રહાર કરો, જલદી દોડો, કારણ શૂરવીર એવા સાત્યકિ તથા અર્જુન શત્રુની સેના પ્રત્યે પ્રવિષ્ટ થયા છે તેઓ જે રીતે સુખેકરી જયદ્રથના વધ પ્રત્યે જાય તે રીતે જલદી કરો એ રીતે સૈન્યોને પ્રેરણા કરી વળી કહેવા લાગ્યા કે, તે બેઉના અભાવથી કૌરવ કૃતાર્થ થશે અને આપણે તો જીતાયાજ છીએ વાસ્તે તમે સર્વ એકઠા મળી મોટા વેગથી વાયુ જેમ સમુદ્રને ક્ષોભ પમાડે તેમ કૌરવોના સૈન્ય સમૂહને ક્ષોભ પમાડો એ રીતે ભીમસેન તથા પાંચાલ્ય એવા ધૃષ્ટદ્યુમ્ને પ્રેરણા કરેલા ઉત્તમ તેજવાળા પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ કરી યુદ્ધમા મરણને ઇચ્છનારા, સ્વર્ગને ઇચ્છતા, મિત્રના કાર્ય વાસ્તે જીવિતનો ત્યાગ કરનારા તે સર્વ સંગ્રામમા કૌરવાને મારવા લાગ્યા તેમજ મોટા યશની પ્રાર્થના કરતા તમારી તરફના પણ યુદ્ધ વિષે આર્યમતિ કરી યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા તે સમયે પ્રવર્ત્તમાન થયેલા તે ભયંકર યુદ્ધમા, સર્વ સૈન્યને જીતી સાત્યકિ અર્જુન પ્રત્યે જવા લાગ્યો અને તે વેળાએ સૂર્યના કિરણો સમ શોભિતી શૂરવીરોના કવચોની પ્રભા પણ સંગ્રામમા સૈનિકોની દૃષ્ટિને ચોતરફથી હણતી હતી હે રાજન્ ! તે રીતે મહાત્મા પાંડવ યત્ન કરતા હતા તોપણ મોટા તે સૈન્ય પ્રત્યે તે ગયો તે વેળાએ તેમાં તથા સર્વ ભૂતનો અભાવ કરનાર મહા ભયંકર સન્નિપાત થયો ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! તે રીતે સૈન્ય આવવાથી કષ્ટને પ્રાપ્ત થયેલા દુર્યોધને સંગ્રામમા પૃષ્ઠ તો દેખાડયો ન હતો ? કારણ મહા સંગ્રામમા એકને ઘણા સાથે સન્નિપાત, તે પણ વિશેષે કરી રાજાને વિષમ લાગે એમ મને ભાસે છે, તેમ તે સુખેકરી વૃદ્ધિ પામેલ અને લક્ષ્મી તથા લોકનો ઇશ્વર માટે પૂછુ છુ કે એક એવો તે ઘણાકને પ્રાપ્ત થઇ વિમુખ તો થયો નહિ ? સંજય કહે છે—હે રાજન્ ! હે ભારત ! એકલા તમારા પુત્રનો ઘણાક સાથે આશ્ચર્યરૂપ જે સંગ્રામ થયો તે હુ કહુ તે સાભળો

હે નૃપ ! સંગ્રામમા હસ્તિ જેમ કમલિનીને મર્દન કરે તેમ તમારા પુત્ર દુર્યોધને મર્દન કરેલી પાંડવની સેનાને જોઈ ભીમસેન છે આદિ જેમા એવા પંચાલ તેની પાછળ દોડયા તે વખતે તમારો પુત્ર દુર્યોધન દશેકરી પાંડુપુત્ર ભીમસેનને, ત્રણ ત્રણ બાણથી નકુળ સહદેવને, સાતથી ધર્મરાજને છથી, વિરાટ તથા દ્રુપદને, સોથી શિખંડીને, વીસથી ધૃષ્ટદ્યુમ્નને તથા ત્રણ ત્રણ બાણથી દ્રૌપદીના પુત્રોને વિંધી તેમજ બાણેકરી સેંકડો બીજા યોદ્ધાઓને પણ વિંધી ક્રોધાયમાન થયેલો તે જેમ કાળ પ્રજાનો નાશ કરે તેમ ઉગ્ર એવા બાણેકરી હસ્તિ તથા રથનો પણ નાશ કરવા લાગ્યો એ રીતે શિક્ષા તથા અસ્ત્રબળે કરી શત્રુઓને હણતા તેના સુવર્ણના પૃષ્ઠભાગવાળા મોટા ધનુષને મનુષ્યો નિરંતર મંડલાકારજ દેખતા હતા તેટલામા હે કૌરવ્ય ! ધર્મરાજાએ બે ભલ્લ નામના બાણેકરી યત્ન કરતા તમારા પુત્રનુ ધનુષ કાપી સારી રીતે નાખેલા ઉત્તમ દશ બાણેકરી એને પણ વિંધ્યો યુધિષ્ઠિરના નાખેલા બાણ, તેનુ કવચ ભેદી પૃથ્વી પ્રત્યે ગયા, તેથી પ્રસન્ન થયેલા પાંડવોએ પૂર્વે વૃત્રના વધ વિષે દેવ તથા મહર્ષિઓએ જેમ ઇન્દ્ર વિંટી લીધો હતો તેમ યુધિષ્ઠિરને વિંટી લીધા તેટલામા પ્રતાપવાન તમારો પુત્ર દુર્યોધન બીજુ ધનુષ લેઇ ' અરે ઉભો રહે, ઉભો રહે, ' એમ રાજાને કહી તેની સામે આવ્યો મહા સંગ્રામમા આવતા તે તમારા પુત્રને જોઈ જયને ઇચ્છતા પંચાલ એકઠા મળી સામે આવ્યા તેમના યુદ્ધમા પાંડુપુત્રને ગ્રહણ કરવા ઇચ્છતા દ્રોણાચાર્યે તીક્ષ્ણ વાયુએ પ્રેરણા કરેલા વરસતા મેઘને જેમ પર્વત વારે તેમ વારી રાખ્યા હે મહાબાહો ! તે વખતે તમારા-

ઓનો તથા પાંડવાનો રૂંવા ઉભા કરનાર સર્વ દેહિનો છે સંહાર જેમા એવો રૂદ્રક્રીડા મગ્ગો મોટો સગ્રામ થયો એટલામા વળી જે માર્ગે અર્જુન ગયા હતા, તે માર્ગે રૂંવા ઉભા કરનાર સર્વ શબ્દને અતિક્રમણ કરે એવો મોટો શબ્દ થયો એ રીતે હે મહાબાહો ! હે ભારત ! સૈન્યના મધ્યમા અર્જુનનો, ધનુષ ધરનાર તમારાઓનો, સાત્યકિનો તથા વ્યૂહદ્વાર વિષે પારકાઓ સાથે દ્રોણાચાર્યનો સગ્રામ થયો હે પૃથ્વીપતે ! એ રીતે અર્જુન, દ્રોણ તથા મહારથિ સાત્વતના ક્રોધથી પૃથ્વીને વિષે આ ક્ષય પ્રવર્તમાન થયો

**द्रोणस्यापिपरैः सार्द्धं व्यूहद्वारे महारणे ।**
**एवमेष क्षयोवृत्त' पृथिव्यां पृथिवीपते ॥**
**क्रुद्धेऽर्जुने तथा द्रोणे सात्वते च महारथे ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रवेशे संकुलयुद्धे गुर्जरभाषायां चतुर्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२४ ॥**

## અધ્યાય ૧૨૫ મો. સેનાપતિ દ્રોણનું પરાક્રમ.

**संजय उवाच—अपराह्णे महाराज सग्राम सुमहानभूत् ।**
**पर्जन्य सम निर्घोषः पुनर्द्रोणस्य सोमकै ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! વળી અપરાન્હ વખતે દ્રોણાચાર્યનો સોમકો સાથે મેઘ સરખા શબ્દવાળો મોટો સગ્રામ થયો જેમા લાલ છે અશ્વ જેના એવા રથમા બેઠેલા પુરૂષમા શૂરવીર, તમારૂ પ્રિય તથા હિત કરવામા તત્પર, મોટા ધનુષવાળા, મહા બળવાન, સાવધાન, પ્રતાપવાન, દ્રોણાચાર્ય મધ્યમ વેગનો આશ્રય કરી પાડવ સામે દોડી શ્રેષ્ઠ શ્રેષ્ઠ યોદ્ધાઓને જાણે બાળતા હોય નહિ તેની પેઠે સગ્રામમા ક્રીડા કરવા લાગ્યા તે સમયે પાચ ભાઇ કેકયોમા શ્રેષ્ઠ મહારથિ તથા સગ્રામમા કઠણ એવો બૃહત્ક્ષત્ર મોટો મેઘ જેમ ગધમાદન વિષે જળનો વરસાદ કરે તેમ તીક્ષ્ણ બાણ નાખતો આચાર્ય સામે આવી તેમને અત્યત પીડવા લાગ્યો હે મહારાજ ! સક્રુદ્ધ થયેલા દ્રોણાચાર્યે સુવર્ણના પુખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા પદર બાણ તેની ઉપર નાખ્યા દ્રોણે મૂકેલા, ક્રોધ પામેલા સર્પ સરખા તે બાણને બૃહત્ક્ષત્રે હૃષ્ટ થયેલાની પેઠે પાચ બાણેકરી એક એકને કાપી નાખ્યા એવુ તેનુ લાઘવ જોઇ બ્રાહ્મણમા શ્રેષ્ઠ દ્રોણાચાર્યે હાસ્ય કરી સનત છે પર્વ જેના એવા આઠ બાણ તેની ઉપર નાખ્યા દ્રોણના ધનુષમાથી મુકાયલા આવતા તે બાણને જોઇ સગ્રામમા બૃહત્ક્ષત્ર તીક્ષ્ણ એવા તેટલાજ બાણેકરી તેમને વારી રાખ્યા હે મહારાજ ! અત્યત દુષ્કર એવા બૃહત્ક્ષત્રના તે કર્મને જોઇ તમારા સૈન્યમા મોટુ વિસ્મય ઉપજ્યુ હે મહારાજ ! તે સમયે બૃહત્ક્ષત્રથી વિશેષ થતા દ્રોણાચાર્યે અત્યત દુર્જય તથા દિવ્ય એવુ બ્રહ્માસ્ત્ર તેની ઉપર સાધ્યુ હે રાજેન્દ્ર ! કેકય એવા બૃહત્ક્ષત્રે દ્રોણે મૂકેલા તે બ્રહ્માસ્ત્રને જોઈ સામે બ્રહ્માસ્ત્ર નાખી તેને સમાવી દીધુ હે ભારત ! શાંત થયેલા બ્રહ્માસ્ત્રને જોઈ બૃહત્ક્ષત્રે સુવર્ણના પુખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલાં સાઠ બાણેકરી તેમને વિધ્યા મનુષ્યમા શ્રેષ્ઠ દ્રોણાચાર્યે પણ તેની ઉપર નારાચ

નામનુ બાણ નાખ્યુ તે નારાચ નામનુ બાણ તેનુ કવચ ભેદી કાળો મોટો ઝેરી સર્પ જેમ રાફડામા પેસે તેમ પૃથ્વીતલમા પેઠુ એ રીતે દ્રોણના બાણેકરી અત્યંત વિંધાયલા કેકય એવા બૃહત્ક્ષત્રે મોટા ક્રોધે કરીને નેત્ર ફાડી શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, સુવર્ણના પુખવાળા, સીત્તેર બાણથી દ્રોણને વિંધી તેજસ્વી બાણેકરી એમના સારથિને પણ મર્મસ્થાનમા વિંધ્યો હે મારિષ ! બૃહત્ક્ષત્રે ઘણા બાણેકરી વિંધેલા દ્રોણાચાર્યે કેકયના રથ પ્રત્યે તીક્ષ્ણ એવા ઘણાક બાણ નાખી તે મહારથિને વ્યાકુળ કરી ચાર બાણેકરી એના ચાર ઘોડાઓને હણી, એક બાણેકરી એના સારથિને રથ ઉપરથી નીચે પાડી, બીજા બે બાણેકરી એના ધ્વજ તથા છત્રને કાપી પૃથ્વી ઉપર પાડી સારી રીતે મૂકેના બીજા એક નારાચ નામના બાણેકરી બૃહત્ક્ષત્રને હૃદયમા વિંધ્યો ભેદાયુ છે હૃદય જેનુ એવો તે શૂરવીર રણભૂમિ ઉપર પડ્યો હે રાજન્ ! કેકયોમા મહારથિ બૃહત્ક્ષત્ર હણાયો તેને જોઇ ક્રોધાયમાન થયેલા શિશુપાળ પુત્ર ધૃષ્ટકેતુએ પોતાના સારથિને કહ્યુ કે, હે સારથે ! સર્વ કેકય તથા પંચાલોની સેનાને હણતા કવચ પહેરેલા આ દ્રોણાચાર્ય જ્યા ઉભેલા છે ત્યા મારો રથ લેઇ જા એ । તેના વચન સાભળી સારથિએ રથિમા શ્રેષ્ઠ એવા તેને વેગવાન એવા કાંબોજ અશ્વેકરી દ્રોણ સમીપ લઇ ગયો તે વખતે ચેદિઓમા શ્રેષ્ઠ અતિ બળવાન ધૃષ્ટકેતુએ પતંગ નામનો જંતુ જેમ અગ્નિ સામે દોડે તેમ દ્રોણને મારવા તેમની સામે દોડી સાઠ બાણેકરી અશ્વ, રથ તથા ધ્વજ સહિત દ્રોણને અત્યંત વિંધી વળી તીક્ષ્ણ કરેલા બીજા બાણેકરી સુતેલા વાઘને જાણે વ્યથા પમાડતો હોય નહિ તેની પેઠે તેને વિંધ્યો દ્રોણાચાર્યે ગૃધ્રના પીંછ બાંધેલા, તીક્ષ્ણ એવા ક્ષુરપ્ર નામના બાણેકરી યત્ન કરતા મદોન્મત્ત એવા તેનુ ધનુષ મધ્ય ભાગમાથી કાપી નાખ્યુ શિશુપાળ પુત્ર મહારથિ ધૃષ્ટકેતુએ પણ બીજુ ધનુષ ગ્રહણ કરી ગૃધ્રના પીંછ બાંધેલા બાણેકરી દ્રોણને વિંધ્યા દ્રોણાચાર્યે ચાર બાણે કરી એના ચાર ઘોડાઓને હણી હસતા હોય નહિ તેની પેઠે કાયા ઉપરથી સારથિનુ મસ્તક કાપી એની ઉપર બીજા પચીસ બાણ નાખ્યા તે સમયે ચેદિ એવા ધૃષ્ટકેતુએ રથમાથી નીચે કુદી ગદા ગ્રહણ કરી હૃષ્ટ થયેલી સર્પિણી સરખી તે ગદા દ્રોણ ઉપર નાખી ઉદ્યુક્ત થયેલી કાળરાત્રિ સરખી પોતા સામે આવતી તેને જોઇ કાળમીંઢ પાષાણમયી સુવર્ણથી શોભિતી ભારે એવી તેને દ્રોણાચાર્યે તીક્ષ્ણ એવા હજાર બાણથી કાપી નાખી હે મારિષ ! હે કૌરવ્ય ! દ્રોણાચાર્યે ઘણાક બાણેકરી કાપેલી તે ગદા પૃથ્વીતલને શબ્દાયમાન કરતી તે ઉપર પડી હણાયેલી ગદાને જોઇ ક્રોધાવિષ્ટ થયેલા શૂરવીર ધૃષ્ટકેતુએ ભાલા તથા સુવર્ણથી શોભિતી શક્તિ દ્રોણાચાર્ય ઉપર નાખી તેને જોઇ દ્રોણાચાર્યે પાંચ બાણથી ભાલાને ભેદી બીજા પાંચથી શક્તિને કાપી નાખી એ રીતે દ્રોણે છેદેલા તે બેઉ ગરૂડે હણેલા સર્પની પેઠે પૃથ્વી ઉપર પડ્યા તેટલામા પ્રતાપવાન દ્રોણાચાર્યે શત્રુ એવા ધૃષ્ટકેતુના વધ વાસ્તે તીક્ષ્ણ બાણ નાખ્યા તે બાણ ઘણા પરાક્રમવાળા તેનુ કવચ તથા હૃદયને ભેદી હંસ જેમ કમળવન પ્રત્યે જાય તેમ ધરણી પ્રત્યે ગયા પતંગ નામના જંતુને જેમ ચાસપક્ષિ ગળે અને ક્ષુધાતુર જેમ ક્ષુદ્ર વસ્તુને ગળે તેમ મહા સંગ્રામમા દ્રોણાચાર્યે ધૃષ્ટકેતુને ગળ્યો એ રીતે ચેદિગજ હણાયો તે વેળાયે ક્રોધવશ થયેલો પરમાસ્ત્ર જાણનાર એના પુત્ર તે સ્થાનકે આવી ઉભો રહ્યો તેને પણ હાસ્ય કરતા દ્રોણાચાર્યે બાણેકરી મહા અરણ્યમા બળવાન એવો મોટો વ્યાઘ્ર જેમ મૃગના બચ્ચાને હણે તેમ યમલોક પ્રત્યે મોકલી દીધો હે ભારત ! એ રીતે પાંડવ તરફના યોદ્ધાઓ નાશ થવા લાગ્યા, તે સમયે શૂરવીર મહાબાહુ જરાસંધ પુત્રે દ્રોણ સામે દોડી બાણધારાએ કરી સંગ્રામમા મેઘ જેમ જલધારાએ કરી સૂર્યને અદૃશ્ય કરે તેમ દ્રોણને અદૃશ્ય કર્યા એવુ તેનુ

લાઘવ જોઇ ક્ષત્રિયને મર્દન કરનાર દ્રોણાચાર્યે સેંકડો તથા હજારો બાણ તેની ઉપર નાખી, રથિમાં શ્રેષ્ઠ એવા રથમાં બેઠેલા તેને આચ્છાદન કરી સર્વ ધનુષ ધરનારા જોતાં તત્કાળ તેને હણ્યો તે સમયે કાળ પ્રાપ્ત થવાથી અંતક જેમ સર્વ પ્રાણિયોનો નાશ કરે તેમ અંતકની જેને ઉપમા અપાય એવા દ્રોણાચાર્ય જે જે પોતાની પાસે આવતો હતો તેને તેને નષ્ટ કરતા હતા. હે મહારાજ! તેટલામાં વળી દ્રોણાચાર્યે સંગ્રામમાં પોતાનું નામ સંભળાવી હજારો બાણ પાંડવ તરફનાઓ ઉપર નાખ્યા શિલા ઉપર તીક્ષ્ણ કરેલાં દ્રોણે નાખેલાં નામાંકિત તે બાણ સંગ્રામમાં સેંકડો પુરુષ, હસ્તિ તથા અશ્વને હણતાં હતાં. ઇન્દ્ર જેમ મોટા અસુરોને હણે તેમ દ્રોણે હણવા માંડેલા તે પંચાલ શીતથી પીડિત થએલી ગાયોની પેઠે કંપવા લાગ્યા. હે ભરતર્ષભ! એવી રીતે દ્રોણે સૈન્યને મારવા માંડ્યું ને વેગે પાંડવોનો ઘોર એવો કષ્ટરૂપ મોટો શબ્દ થતો હતો. સૂર્યે તપાવેલા અને દ્રોણના બાણથી હણાતા પંચાલ અત્યંત ત્રાસ યુક્ત છે ચિત્ત જેમનું એવા થતા હતા, તથા સંગ્રામમાં દ્રોણે બાણજાળે કરી મોહ પમાડેલા ઉરુસ્તંભરોગે ગ્રહણ કરેલા પંચાલોના મહારથિઓ સંજય, કાશી તથા કોશલ સહર્ષ થઈ યુદ્ધ કરવાની ઇચ્છાથી 'દ્રોણને હણો, દ્રોણને હણો,' એ રીતે પરસ્પર બોલતા દ્રોણને યમલોક પ્રત્યે મોકલવાને ઇચ્છાશક્તિ પ્રમાણે યત્ન કરતા તે, તેમની સામે દોડ્યા. તેટલામાં તો દ્રોણાચાર્યે બાણેકરી વિશેષે કરી ચેદિ છે મુખ્ય જેમાં એવા યત્ન કરતા તે શૂરવીરોને યમલોક પ્રત્યે મોકલી દીધા. ચેદિ છે મુખ્ય જેમાં એવા તે ક્ષીણ થવા લાગ્યા, તેમને જોઇ દ્રોણના બાણથી પીડિત થએલા પંચાલ અત્યંત કંપવા લાગ્યા. હે મારિષ! દ્રોણના તેવા કર્મને જોઈ ધૃષ્ટદ્યુમ્ન તથા ભીમસેન આક્રોશ કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે આ બ્રાહ્મણે જરૂર દુશ્ચર એવું મોટું તપ કરેલું છે. નહિ તો યુદ્ધમાં શ્રેષ્ઠ ક્ષત્રિયોને સક્રુદ્ધ થઈ કેમ બાળી શકે? તેમ ક્ષત્રિયને યુદ્ધ કરવું એ ધર્મ છે અને બ્રાહ્મણને પરમ એવું તપ કરવું એ ધર્મ છે માટે તપસ્વી તથા વિદ્યા શિખેલો બ્રાહ્મણ દૃષ્ટિએ જોવાથી પણ બાળી દે તેથી હે ભારત! અગ્નિરૂપી છે સ્પર્શ જેમાં એવા દુસ્તર તથા ભયંકર દ્રોણાગ્નિ પ્રત્યે પ્રવિષ્ટ થએલા શ્રેષ્ઠ ક્ષત્રિયો દગ્ધ થઈ નાશ પામે છે અને એ રીતે મોટી કાંતિવાળા દ્રોણ, પોતાના બળ, ઉત્સાહ તથા સત્વ પ્રમાણે સર્વ પ્રાણિઓને મોહ પમાડી આપણા સૈન્યોને હણે છે એવા તેમના વચન સાંભળી મહા બળવાન ક્ષત્રવર્માએ ક્રોધથી સંતપ્ત છે મન જેમનું એવા દ્રોણનું અર્ધ-ચંદ્રાકૃતિ બાણેકરી બાણ સહિત ધનુષ કાપી નાખ્યું. એટલે અત્યંત ક્રોધયુક્ત થએલા, ક્ષત્રિયને મર્દન કરનાર, બળવાન દ્રોણાચાર્યે વેગવાળું તથા પ્રકાશમાન એવું બીજું ધનુષ ગ્રહણ કરી તેને કાનપર્યંત ખેંચી તે વિષે પારકા સૈન્યને નાશ કરે એવું તીક્ષ્ણ બાણ સાંધી તેની ઉપર નાખ્યું. ઉગ્ર એવું તે બાણ ક્ષત્રવર્માને હણી પૃથ્વીતલ પ્રત્યે ગયું અને તેથી ભેદાયું છે હૃદય જેનું એવો ક્ષત્રવર્મા વાહન ઉપરથી પૃથ્વીતલ ઉપર પડ્યો. એ રીતે દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નના પુત્રને હણ્યો. તેને જોઇ પાંડવના સૈન્ય કંપવા લાગ્યા. તે સમયે મહા બળવાન ચેકિતાને દ્રોણ સામે આવી દશ બાણથી સ્તનના મધ્યમાં તેમને વિંધી ચાર બાણેકરી એના સારથિને તથા ચાર બાણેકરી એના ચાર અશ્વને વિંધ્યા. આચાર્યે પણ ત્રણ બાણથી બે બાહુ તથા વક્ષ સ્થળમાં તેને વિંધી સાતથી ધ્વજને મંથન કરી ત્રણથી તેના સારથિને હણ્યો. સારથિ હણાવાથી દ્રોણના બાણથી વિંધાયલા તેના અશ્વ, રથને ગ્રહણ કરી ભાગવા લાગ્યા. તે સમયે હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવા ચેકિતાનના રથને જોઇ એકઠા મળેલા શૂરવીર એવા ચેદિ, પંચાલ તથા સૃંજયોને ચોતરફથી નમાડતા દ્રોણાચાર્ય અત્યંત શોભતા હતા. કાનપર્યંત આવ્યા

છે મસ્તકમાં પળિયા જેમને એવા ચારસો વર્ષના અતિ વૃદ્ધ દ્રોણાચાર્ય સોળ વર્ષનાની પેઠે સગ્રામમા વિચરતા હતા હે મહારાજ ! એ રીતે નિર્ભયની પેઠે સગ્રામમા વિચરતા શત્રુસૂદન દ્રોણાચાર્યને શત્રુઓ ઇન્દ્ર સરખા માનતા હતા હે નૃપ ! તે વેળાએ મહાબાહુ બુદ્ધિમાન દ્રુપદે કહ્યુ કે, લુબ્ધ એવા આ બ્રાહ્મણ વ્યાઘ્ર જેમ ક્ષુદ્ર મૃગોને હણે તેમ ક્ષત્રિયોને હણે છે માટે જેના લોભથી શ્રેષ્ઠ ક્ષત્રિયો સગ્રામમા હણાયા તથા રૂધિરે કરી વ્યાપ્ત છે અગ જેમના એવા સેકડો ક્ષત્રિયો નાશ પામેલા ગોવૃષની પેઠે રણભૂમિમા શયન કરી શ્વાન તથા શ્રૃગાલને ભક્ષ કરવા યોગ્ય થયા, તેથી જરૂર પાપરૂપ દુર્બુદ્ધિવાળો દુર્યોધન કષ્ટરૂપ લોકને પ્રાપ્ત થશે હે મહારાજ ! સેનાપતિ દ્રુપદરાજા એ રીતે કહી પાડવોને આગળ કરી તત્કાળ દ્રોણ સામે દોડયો

**एवमुक्त्वा महाराज द्रुपदोक्षौहिणी पतिः ।**
**पुरस्कृत्य रणे पार्थान् द्रोणमभ्यद्रवद्रुत ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि द्रोणपराक्रमे गुर्जर-भाषायां पंचविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२५ ॥**

## અધ્યાય ૧૨૬ મો. યુધિષ્ઠિરને પડેલી ફિકર.

**संजय उवाच—व्यूहेष्वालोड्यमानेषु पांडवानां ततस्तत ।**
**सुदूरमन्वयुः पार्थाः पचालाः सहसोमकैः ॥ १ ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! પાડવના વ્યૂહ તે તે ઠેકાણે આલોડન કરવા લાગ્યા, તેથી સોમક સહિત પાડવ તથા પચાલ અત્યત દૂર જતા રહ્યા એટલે તે સમયે હે ભારત ! જગતનો છે ક્ષય જેમા એવો પ્રલય સરખો તીવ્ર, રૂવા ઉભા કરનાર ભયકર સગ્રામ પ્રવર્તમાન થયો. યુદ્ધમા પરાક્રમી દ્રોણાચાર્ય વારવાર શબ્દ કરવા લાગ્યા, પચાલ ક્ષીણ થયા અને પાડવો પણ નાશ પામવા લાગ્યા તે સમયે હે રાજેન્દ્ર ! કઇ પણ શરણ ન જોતા ધર્મરાજ યુધિષ્ઠિર ચિંતા કરવા લાગ્યા કે આતે કેમ થશે ? પછી અર્જુનને જોવાની ઇચ્છાથી સર્વ દિશાઓમા જોયુ પણ હનુમાન છે ધ્વજમા જેને એવા પુરૂષમા સિંહરૂપ અર્જુનને તથા સાત્યકિને જોયા નહિ, તેમ ગાડિવનો શબ્દ પણ સાભળ્યો નહિ તેથી વ્યથાયુક્ત છે ઇન્દ્રિયો જેમની એવા ચિંતાએકરી વ્યાપ્ત ધર્મરાજ યુધિષ્ઠિર શાંતિને પ્રાપ્ત ન થતા આવી રીતે વિચાર કરવા લાગ્યા કે અર્જુનની પદવી પ્રત્યે મિત્રોને નિર્ભય કરનાર એવા શૈનેય સાત્યકિને મે મોકલ્યો, તેમ આ સમયે તેની ખબર લેવા પણ કોઇને મોકલવો જોઇએ, માટે અર્જુનની પાછળ તેને મોકલી તેની પાછળ આ વખતે કોને મોકલીશ, કેમકે યત્નેકરી ભાઇને ખોળવા વાસ્તે તેને મોકલી અને હવે તે સાત્યકિને નહિ ખોળુ તો લોક મારી નિંદા કરશે કે, જે ધર્મપુત્ર યુધિષ્ઠિર ભાઇનો શોધકરી વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા સત્યપરાક્રમવાળા સાત્યકિનો ત્યાગ કરે છે. એ રીતે લોકાપવાદ થાય વાસ્તે મહાત્મા માધવ એવા સાત્યકિની પદવી પ્રત્યે ભીમસેનને મોકલુ કારણ મારે શત્રુસૂદન એવા અર્જુન વિષે જેવી પ્રીતિ છે તેવીજ વૃષ્ણિકુળમા શ્રેષ્ઠ તથા યુદ્ધમા

દુર્મદ એવા સાત્યકિ વિષે પણ છે તેમ ગૌરવયનદન એવા તેની મ અતિ ભારે કાર્ય વિષે યોજના કરી છે અને મહા બળવાન તે પણ મિત્રના ઉપરોધથી તથા ગૌરવથી જેમ મગરમચ્છ સમુદ્રમા પેસે તેમ ભારતીસેનામાં પ્રત્યે પ્રવિષ્ટ થયો છે તે વૃષ્ણિકુળમા શ્રેષ્ઠ બુદ્ધિમાન સાત્યકિ સાથે યુદ્ધ કરતા પાછા ન ફરનાર શૂરવીરોનો આ શબ્દ સભળાય છે તેમ આ સમયે વખતને યોગ્ય એવો અનેક પ્રકારનો મે વિચાર કર્યો, તેથી એવો મારો નિશ્ચય થાય છે કે જ્યા તે બેઉ મહારથિ ગયા છે ત્યા ધનુષ ધરનાર પાડુપુત્ર ભીમસેનને મોકલવો, કારણ પૃથ્વી વિષે ભીમસેનને કઇ પણ અસહ્ય છે નહિ તેમ સાવધાન થયેલો એ સર્વ ધનુષ ધરનારના મધ્યમા જઇ પોતાના બાહુબળને લીધે મહેનત વિના વ્યૂહ કરવા પણ સમર્થ થશે તેમજ જે મહાત્માના બાહુબળનો આશ્રય કરી સર્વ પાડવ વનવાસથી નિવૃત્ત થઇ આજે યુદ્ધમા પરાજય પામતા નથી પાડુપુત્ર અહિથી સાત્વત પ્રત્યે જશે એટલે તે તથા અર્જુન બેઉ યુદ્ધમા સનાથ થશે પછી વાસુદેવે રક્ષા કરેલા તથા પોતે શસ્ત્રમા વિશારદ હોવાથી સાત્યકિ તથા અર્જુન બેઉ શોચ કરવા લાયક છેજ નહિ, તથાપિ મારે મારો શોક અવસ્ય ટાળવો જોઇએ ભગવાન સાત્યકિની પાછળ ભીમસેનની યોજના કરૂ એટલે તેમ કરવાથી સાત્યકિ પ્રત્યે પ્રતિવિધાન કર્યુ એમ હુ માનીશ એ રીતે ધર્મપુત્ર યુધિષ્ઠિર મનથી નિશ્ચય કરી પોતાના સારથિ પ્રત્યે કહેવા લાગ્યા કે મને ભીમસેન પાસે લઇ જા એવા ધર્મરાજના વચન સાભળી અશ્વ હાકવામા ચતુર સારથિએ સુવર્ણથી શોભિતો તે રથ ભીમસેનની તરફ હકાર્યો તે સમયે કુતિપુત્ર યુધિષ્ઠિર રાજા મોહાવિષ્ટ થઇ ભીમસેનને બોલાવી તેને કહેવા લાગ્યા કે જે અર્જુન એક રથેકરી દેવ, ગધર્વ તથા દૈત્યોને જીત્યો હતો, હે ભીમસેન ! તે તારા નાના ભાઇના રથ ચિન્હને આ વખતે હુ દેખતો નથી, તે એમ કહી વિશેષ મોહાવિષ્ટ થયા તે સમયે તેવી અવસ્થાને પ્રાપ્ત થયેલા ધર્મરાજ પ્રત્યે ભીમસેને કહ્યુ કે તમને આવો મોહ થતા મે કદી પણ જોયો નથી, તેમ સાભળ્યો પણ નથી પૂર્વે અતિ દુખથી પીડિત થયેલા અમારી તમો ગતિરૂપ થતા હતા હે રાજેદ્ર ! હે માનદ ! 'ઉભા થાઓ, ઉભા થાઓ, આજ્ઞા કરો, હુ શુ કરૂ ? મને કઇ પણ અસાધ્ય તથા અકાર્ય છે નહિ. હે કુરૂશ્રેષ્ઠ ! મને આજ્ઞા કરો મનમા શોક ન કરો ' એવા ભીમસેનના વચન સાભળી અશ્રુએ કરી પૂર્ણ છે મુખ જેમનુ એવા ગ્લાનિયુક્ત મુખવાળા યુધિષ્ઠિર રાજા કૃષ્ણસર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરી ભીમસેન પ્રત્યે આવી રીતે વચન કહેવા લાગ્યા કે ક્રોધાયમાન થયેના, યશસ્વી વાસુદેવે પૂરેલા પાચજન્ય શખનો શબ્દ જે રીતે સભળાય છે તેથી હુ જાણુ છુ કે જરૂર આજ હણાયલો તારો ભાઇ અર્જુન રણશય્યામા સુતો હશે. અને તે હણાવાથી નિશ્ચય એ જનાર્દન પોતે યુદ્ધ કરે છે. તેમ જે બળવાનના પરાક્રમવડે પાડવો જીવે છે અને જેમ ભય વખતે દેવતાઓ ઇન્દ્રની પાસે જાય તેમ પાડવો જેની પાસે જાય એવો શૂરવીર, શ્યામ, જુવાન, દર્શનીય, મહારથિ, માસલ છાતીવાળો, મદોન્મત્ત હસ્તિ સરખુ છે પરાક્રમ જેનુ એવો ચકોર સરખા નેત્રવાળો, રક્તગૌર છે મુખ જેનુ, દ્વેષિઓને ભય વધારનાર અર્જુન, સૈધવને મારવાની ઇચ્છાથી ભારતી સેનાપ્રત્યે ગયો છે હે ભીમ ! તેના ગમનને અમે જાણીએ છીએ પણ તેનુ ત્યાથી પાછુ આવવુ જાણતા નથી હે અરિદમ ! એજ મારા શોકનુ કારણ છે, તારૂ કલ્યાણ થાઓ હે મહાબાહો ! અર્જુન તથા સાત્યકિ વારંવાર જેમ હવિષે કરી અગ્નિ વૃદ્ધિ પામે તેમ મારો મોહ વારવાર વૃદ્ધિ પામતો જાય છે, તેમ તેના રથના ચિન્હને હુ જોતો નથી. તેથી હુ મૂર્ચ્છાને પ્રાપ્ત થાઉ છુ. માટે પુરૂષમા સિહરૂપ તેને તથા મહારથિ સાત્વતને જલદી ત્યા જઇ તું મળ સાત્યકિ પણ મહારથિ

એવા તારા ભાઈની પાછળ ગયો છે તે મહાબાહુને ન જાણ્યાથી હું મોહને પ્રાપ્ત થાઉં છું હે પરંતપ ! તે બેઉ વિષે મારો શુદ્ધ ભાવ થતો નથી વાસ્તે હે કૌન્તેય ! જ્યાં અર્જુન તથા મહા પરાક્રમી સાત્યકિ ગયો છે ત્યાં મારૂં વચન કર્તવ્ય માનતો હો તો તું જા હે ધર્મજ્ઞ ! હું તારો જ્યેષ્ઠ ભ્રાતા છું તેમાં પણ તારે જેવો સાત્યકિ જાણવા યોગ્ય છે તેવો અર્જુન નથી કારણ તે મારૂં પ્રિય કરવા માટે દુર્ગમ, ઘોર ભીરૂ તથા અગમ્ય એવી અર્જુનની પદવી પ્રત્યે ગયો છે હે પાંડવ ! તું ત્યાં જઈ શ્રીકૃષ્ણ, અર્જુન તથા સાત્વત એવા સાત્યકિને કુશળ જોઇ સિંહનાદથી તેની મને જાણ કરજે

पदवीं दुर्गमां घोरा मृगम्याम कृतात्मभि ।
दृष्ट्वा कुशलिनौ कृष्णौ सात्वतं चैव सात्यकिं ॥
संविद चैव कुर्वास्तत्र सिंहनादेन पांडव ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि युधिष्ठिरचिंतायां गुर्जरभाषायां षड्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२६ ॥

## અધ્યાય ૧૨૭ મો. સાત્વતાર્જુનની સહાયે ભીમ.

भीमसेन उवाच—ब्रह्मेशानेंद्र वरुणानवहद्य पुरारथः ।
तमास्थाय गतौ कृष्णौ नतयोर्विद्यते भयं ॥ १ ॥

ભીમસેન કહે છે—જે રથ પૂર્વે બ્રહ્મા, ઇશાન, ઇન્દ્ર તથા વરૂણને વહન કરતો હતો તે રથમાં બેસી શ્રીકૃષ્ણ તથા અર્જુન ગયા છે માટે તેમને ભય છેજ નહિ, અને મને જવાનું કહેતા હો તો તમારી આજ્ઞાને મસ્તકપર ધારણ કરી આ હું જાઉં છું તમો શોક ન કરો પુરૂષમાં સિંહરૂપ એવા તેમની પાસે જઇ તમને હું જાણ કરીશ સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એટલાં વચન કહી ધૃષ્ટદ્યુમ્ન તથા સંબંધિઓને યુધિષ્ઠિરની ભલામણ કરી પોતે જવા તૈયાર થઈ મહા બળવાન ભીમસેન વારંવાર ધૃષ્ટદ્યુમ્નને કહેવા લાગ્યા કે હે મહાબાહો ! મહારથિ દ્રોણાચાર્ય સર્વ ઉપાયે કરી ધર્મરાજના ગ્રહણ વિષે યત્ન કરે છે તે તમો સારી રીતે જાણો છો તેથી હે પાર્ષત ! રાજાનું રક્ષણ કરવું તે કાર્ય જેવું આપણને જરૂરનું છે તેવું ત્યાં જવું એ કામ કાંઇ જરૂરનું નથી તથાપિ ધર્મરાજના વચન પાળવા જોઇએ એ વાસ્તે મરણને ઇચ્છતો સૈંધવ જ્યાં ઉભો છે ત્યાં બુદ્ધિમાન સાત્યકિની પદવી પ્રત્યે હું જાઉં છું માટે આજ સાવધાન થઇ તું યુધિષ્ઠિરનું રક્ષણ કર કારણ સર્વ કાર્યમાં એ પરમ કૃત્ય છે હે મહારાજ ! ભીમસેનના વચન સાંભળી ધૃષ્ટદ્યુમ્ને કહ્યું કે હે પાર્થ ! તારૂં ઇચ્છિત હું કરીશ એ વિષે કંઈ પણ વિચાર ન કરતાં તું જા કારણ સંગ્રામમાં ધૃષ્ટદ્યુમ્નને હણ્યા વગર કોઇ રીતે પણ દ્રોણાચાર્ય ધર્મરાજને નિગ્રહ કરી શકશે નહિ. ધૃષ્ટદ્યુમ્નને યુધિષ્ઠિરની સોંપણી કરી ધર્મરાજને અભિવંદન કરી તેમણે મસ્તક સુંઘેલો તથા શુભ આશિષ સંભળાવેલો ભીમસેન જે માર્ગે અર્જુન ગયા હતા તે માર્ગે જવા તૈયાર થયો તે વખતે પૂજન કરેલા તુષ્ટ છે મન જેમનું એવા બ્રાહ્મણોને પ્રદક્ષિણા આપી અગ્નિ, ગાય, સુવર્ણ દૂર્વા, ગોરોચન, અમૃત, અક્ષત તથા દધિ,

એ આઠ મગળ દ્રવ્યનો સ્પર્શ કરી કૈરાતક મદ્યનુ પાન કરી દ્વિગુણિત છે તેજ જેનુ, મદેકરી રક્ત છે નેત્ર જેના, શૂરવીર બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન આપેલ, તેમ વિજય સબધી આનદ કરનારી પોતાની બુદ્ધિને જોઇને પ્રસન્ન થયેલો, અનુકૂળ વાયુએ પણ તત્કાળ દેખાડયો છે જયનો ઉદય જેને, એવો કવચ તથા સુદર કુડળ ધારણ કરેલો, બાજુબધ તથા હાથના મોજા પહેરેલો રથિમા શ્રેષ્ઠ, પીત, રક્ત, અસિત તથા સિતવસ્ત્રોએ કરી સારી રીતે વિટાયલો ભીમસેન કઠત્રાણે કરી ઇન્દ્રાયુધ સહિત મેઘ સરખો શોભતો હતો સુવર્ણની વિચિત્ર પ્રકારનુ કિમતી લોહમય ચોતરફથી શરીરમા મળેલુ તેનુ કવચ પણ વિજળી સહિત મેઘ સમાન શોભતુ હતુ એ રીતે તૈયાર થઇ યુદ્ધ કરવાની ઇચ્છાથી તે તમારા સૈન્ય પ્રત્યે જવા તત્પર થયો હે વિશાપતે ! વળી ફરીથી પાચજન્યનો ભયકર શબ્દ થયો ત્રૈલોક્યને ત્રાસ કરે એવા તે મોટા શબ્દને સાભળી ધર્મપુત્રે મહાબાહુ ભીમસેનને કહ્યુ કે વૃષ્ણિકુળમા શૂરવીર એવા શ્રીકૃષ્ણે વગાડેલો આ પાચજન્ય શખ પૃથ્વી તથા અતરિક્ષને શબ્દાયમાન કરે છે, માટે જરૂર અર્જુન અત્યત મોટા વ્યસનને પ્રાપ્ત થવાથી ચક્ર તથા ગદા ધરનાર શ્રીકૃષ્ણ સર્વ કૌરવ સાથે યુદ્ધ કરે છે માન્ય એવી કુતિ, બધુ સહિત દ્રૌપદી તથા સુભદ્રાએ પણ કહ્યુ હતુ કે, પાપથી આજ આ મધુ થાય છે, વાસ્તે હે ભીમ ! ઉતાવળે તુ જ્યા અર્જુન છે ત્યા જા હે પાર્થ ! અર્જુનને જોવાની ઇચ્છાથી તથા સાત્યકિ વાસ્તે મને સર્વ દિશા તથા વિદિશાઓ મોહ પમતી હોય એમ લાગે છે માટે જા જલદી જા ધર્મરાજાએ આજ્ઞા આપેલો પ્રતાપવાન બાધ્યુ છે ઘોના ચર્મનુ અગુલિત્રાણ જેણે, ધનુષ ગ્રહણ કરેલો, મોટા ભાઇએ આજ્ઞા આપેલો, ભાઇનુ પ્રિય કરનાર, પાડુપુત્ર ભીમસેન દુદુભિ વગાડી વારવાર શખનો શબ્દ તથા સિહનાદ કરી પ્રત્યચા ખેચી તેના શબ્દેકરી શૂરવીરોના મનને ત્રાસ પમાડી ભયકર રૂપ દેખાડતા તત્કાળ શત્રુઓ સામે જવા લાગ્યો

તે વખતે વિશોક સારથિએ જોડેલા મન તથા વાયુ સરખા વેગવાળા, હેસારવ—શબ્દ કરતા ઉત્તમ અશ્વ, તેને વહન કરતા હતા, અને ભીમસેન હાથેકરી પ્રત્યચાને ખેચી સેનાના અગ્ર ભાગને પીડિત કરતો વિધતો, બાણ નાખતો જતો હતો તે મહાબાહુને જોઇ દેવતાઓ જેમ ઇન્દ્રની પાછળ જાય તેમ શૂરવીર સોમક સહિત પચાલ તેની પાછળ જવા લાગ્યા તે સમયે હે મહારાજ ! દુશલ, ચિત્રસેન, કુડભેદી વિવિશતી, દુર્મુખ, દુસહ, વિકર્ણ, શલ, વિંદ તથા અનુવિંદ, સુમુખ, દીર્ઘબાહુ, સુદર્શન, વૃન્દારક, સુહસ્ત, સુષેણ, દીર્ઘલોચન, અભય, રૌદ્રકર્મા, સુવર્મા, તથા દુર્વિમોચન, સૈન્ય તથા પાછળ ચાલનાર સહિત રથિમા શ્રેષ્ઠ સાવધાન થયેલા તમારી તરફના એટલા વીર ભીમસેનની ગતિ જોઇ ચોતરફથી તેની સામે દોડયા શૂરવીરોએ કરી ચોતરફ વિટાયલો સગ્રામ વિષે મહારથિ કુતિપુત્ર પરાક્રમી ભીમસેન, તેમને જોઇ વેગે કરી સિંહ જેમ ક્ષુદ્ર મૃગો સામે જાય તેમ તેમની સામે ચાલવા લાગ્યો તે શૂરવીરોએ પણ દિવ્ય અસ્ત્ર દેખાડતા બાણેકરી જેમ ઉદય પામેલા સૂર્યને મેઘ આચ્છાદન કરે તેમ ભીમસેનને આચ્છાદન કરી દીધો ભીમસેને તો તેમને અતિક્રમણ કરી વેગથી દ્રોણસૈન્ય પ્રત્યે દોડી આગળ ઉભેલા ગજ સૈન્ય ઉપર બાણનો વરસાદ કર્યો એ રીતે પવનપુત્રે થોડા વખતમા બાણેકરી તે હસ્તિસૈન્યને વિધવા માડયુ શરભની ગર્જનાથી જેમ વનમા મૃગ ત્રાસ પામે તેમ ત્રાસ પામેલા સર્વ હસ્તિઓ ભયકર શબ્દ કરતા ચોતરફ દોડતા હતા વળી પાછો ભીમસેન અતિ વેગેકરી દ્રોણસૈન્ય સામે દોડયો તેને વૃદ્ધિ પામેલા સમુદ્રને જેમ કિનારો વારે તેમ

દ્રોણાચાર્યે વારી રાખી હસતા હોય નહિ તેની પેઠે નારાચ નામના બાણેકરી લલાટ વિષે વિંધ્યો પાંડુપુત્ર ભીમસેન ઉર્ધ્વ છે કિરણ જેના એવા સૂર્ય સરખો શોભતો હતો અર્જુને જેમ મારી પૂજા કરી હતી તેમ ભીમસેન પણ મારી પૂજા કરશે એમ માનતા આચાર્યે ભીમસેનને કહ્યું કે, હે મહાબળ ! હે ભીમસેન ! સંગ્રામમાં શત્રુ એવા મને જીત્યા વગર શત્રુસેના પ્રત્યે પ્રવેશ કરવો અશક્ય છે તારો નાનો ભાઇ તો મારા અનુમતથી સૈન્યમાં પ્રવિષ્ટ થયો પણ તારાથી પ્રવેશ કરવા સમર્થ થવાશે નહિ ગુરૂના વચન સાંભળી ક્રોધાયમાન થયેલો ભય રહિત, તામ્ર સરખા રક્ત છે નેત્ર જેના એવા ભીમસેન બોલ્યો કે હે બ્રહ્મબંધો ! અર્જુન કંઇ તમારા અનુમતથી સૈન્યમાં પ્રવિષ્ટ થયો નથી કારણ દુર્ધર્ષ એવો તે તો ઇન્દ્રના સૈન્યમાં પણ પ્રવેશ કરે તથાપિ પરમ પૂજા કરવા યોગ્ય તમને માનેલા છે પણ હે દ્રોણ ! હું કંઇ દયાવાન એવો અર્જુન નથી હું તો તમારો શત્રુ ભીમસેન છું તમે અમારા પિતા, ગુરૂ તથા બંધુ છો એમ માની અમે સર્વ તમને નમતા રહીએ છીએ એ રીતે અમે તમારા પુત્ર છીએ પણ આ વખતે તમારા બોલવાથી અમારે વિષે તમારૂં વિપરીતપણું દેખાય છે તેથી તમે તમારા આત્માને અમારો શત્રુ માનતા હો તો ભલે તેમ હો હું પણ તમારા શત્રુ સરખું કર્મ કરૂં છું હે રાજન્ ! એટલું કહી અંતક જેમ કાળદંડ ફેરવે તેમ પોતાની ગદા ફેરવી દ્રોણ ઉપર નાખી દ્રોણ રથમાંથી નીચે કુદી પડ્યા અને તે ગદાએ કરી તેમના અશ્વ, સારથિ ધ્વજ તથા વાહનનું ચૂર્ણ થઇ ગયું વળી પોતે પણ વાયુ જેમ વૃક્ષોનું મર્દન કરે તેમ ઘણાક યોદ્ધાઓનું મર્દન કરવા લાગ્યો તે સમયે રથિમાં ઉત્તમ એવા તેને તમારા પુત્રોએ વિંટી લીધો પછી પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ દ્રોણાચાર્ય તો બીજા રથમાં બેસી વ્યૂહના દ્વાર પ્રત્યે જઇ યુદ્ધ વાસ્તે ઉભા રહ્યા હે મહારાજ ! તેટલામાં ક્રોધાયમાન થયેલો પરાક્રમી ભીમસેન આગળ ઉભેલા રથસૈન્ય ઉપર બાણનો વરસાદ કરવા લાગ્યો તે સમયે સંગ્રામમાં તેણે હણવા માંડેલા, ભયંકર બળવાળા મહારથિ તમારા પુત્ર જયની ઇચ્છાથી ભીમસેન સાથે યુદ્ધ કરવા લાગ્યા તેટલામાં ક્રોધાયમાન થયેલા દુઃશાસને સર્વ લોહમયી તીક્ષ્ણ એવી મોટી શક્તિ ભીમસેનને મારવાની ઇચ્છાથી તેની ઉપર નાખી પોતા સામે આવતી તમારા પુત્રે મોકલેલી તે મહાશક્તિના ભીમસેને બે કડકા કરી નાખ્યા તે આશ્ચર્ય સરખું થયું તેટલામાં સંક્રુદ્ધ થયેલા બળવાન તેણે તીક્ષ્ણ એવા બીજા ત્રણ બાણેકરી કુંડભેદી, સુષેણ તથા દીર્ઘનેત્ર એ ત્રણને હણ્યા ત્યાર પછી રણવીર એવા તમારા પુત્ર યુદ્ધ કરતા છતા કૌરવોની કીર્ત્તિ વધારનાર રણવીર વૃંદારકને તેણે માર્યો વળી ભીમસેને ત્રણ બાણેકરી અભય, રૌદ્રકર્મા તથા દુર્વિમોચન નામના તમારા ત્રણ પુત્રોને માર્યા હે મહારાજ ! એ રીતે બળવાન ભીમસેને મારવા માંડેલા તમારા પુત્રોએ પ્રહાર કરનારાઓમાં શ્રેષ્ઠ ભીમસેનને વર્ષાઋતુમાં મેઘ જેમ ધારાએકરી પર્વતને ઢાંકી દે તેમ બાણના વરસાદથી ઢાંકી દીધો પાષાણની વૃષ્ટિને પામી પર્વત જેમ વ્યથા ન પામે તેમ તેના બાણમય વર્ષાદને પ્રાપ્ત થઇને પણ શત્રુને હણનાર પાંડુપુત્ર વ્યથિત થયો નહિ અને હસતો હોય નહિ તેની પેઠે કુંતિપુત્ર ભીમસેને બાણેકરી વિંદ, અનુવિંદ તથા સુવર્મા નામના તમારા પુત્રને પણ યમલોક પ્રત્યે મોકલી દીધા હે ભરતર્ષભ ! ત્યાર પછી સુદર્શન નામના શૂરવીર તમારા પુત્રને સંગ્રામમાં તેણે વિંધ્યો, તેથી તે પ્રાણ રહિત થઇ નીચે પડ્યો એ રીતે પાંડુપુત્ર ભીમસેન સર્વ દિશાઓને જોઇ બાણેકરી તે રથસૈન્યનો થોડાક કાળમાં નાશ કરવા લાગ્યો હે વિશાંપતે ! સિંહના શબ્દથી જેમ મૃગ ત્રાસ પામે તેમ રથના શબ્દથી ત્રાસ પામતા ભીમસેનના ભયથી પીડિત થયેલા બાકી રહેલા તમારા

સર્વ પુત્ર તત્કાળ પલાયન કરવા લાગ્યા તે સમયે કુંતિપુત્ર ભીમસેન તમારા પુત્રના મોટા સૈન્યની પાછળ જવા લાગ્યો અને હે રાજન્! તમારી તરફનાઓને સંગ્રામમાં ચોતરફથી વિંધવા લાગ્યો હે મહારાજ! ભીમસેને મારવા માંડેલા તમારી તરફના ભીમસેનને મૂકી ઉત્તમ અશ્વને જલદી હાંકતા સંગ્રામમાંથી પલાયન કરવા લાગ્યા એ રીતે મહા બળવાન પાંડુપુત્ર ભીમસેન સંગ્રામમાં તેમને જીતી સિંહનાદ, બાહુશબ્દ તથા અત્યંત મોટો એવો તલશબ્દ કરી રથ સૈન્યને ભય પમાડી, શ્રેષ્ઠ શ્રેષ્ઠ યોદ્ધાઓને હણી, રથિઓને અતિક્રમણ કરી દ્રોણસૈન્ય પાસે આવ્યો.

**भीषयित्वा रथानीकं हत्वा योधान् वरान् वरान् ।**
**व्यतीत्य रथिनश्चापि द्रोणानीकमुपाद्रवत् ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमसेनप्रवेशे भीमसेन पराक्रमे गुर्जरभाषायां सप्तविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२७ ॥**

## અધ્યાય ૧૨૮ મો. દ્રોણને હઠાવી ભીમનું વધવું.

**संजय उवाच—समुत्तीर्णं रथानीकं पांडवं विहसन् रणे ।**
**विवारयिषुराचार्यः शरवर्षैरवाकिरत् ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! રથ સૈન્યને ઉલ્લંઘન કરી જતા પાંડુપુત્ર ભીમસેનને વારવાને ઇચ્છતા આચાર્યે તેની ઉપર બાણનો વરસાદ કર્યો એટલે દ્રોણના ધનુષમાંથી નીકળેલા તે બાણ સમુદાયને જાણે પાન કરતો હોય નહિ તેની પેઠે તે, પોતાનું બળ દેખાડી ભાઇઓને મોહ કરતો તેમની સામે દોડ્યો તેને સંગ્રામમાં તમારા પુત્રોએ પ્રેરણા કરેલા પરમ ધનુષ ધરનાર રાજાઓએ વેગેકરી ચોતરફથી ઘેરી લીધો હે ભારત! તેઓએ કરી ચોતરફથી ઘેરાયલા ભીમસેને હસતો હોય નહિ તેની પેઠે સિંહની માફક શબ્દ કરી તેમની ઉપર અત્યંત ભયંકર પોતાની ગદા નાખી ઇન્દ્ર જેમ વજ્ર નાખે તેમ તેણે વેગેકરી નાખેલી, શત્રુ પક્ષને નાશ કરનારી, મોટા શબ્દેકરી પૃથ્વીને પુરી દેતી હોય નહિ જાણે એવી તેજેકરી પ્રજ્વલિત તે ગદા તમારા સૈનિકોને મર્દન કરી તમારા પુત્રોને ભય પમાડતી હતી તેજેકરી વિંટાયલી મોટા વેગવાળી પૃથ્વી વિષે પડતી એવી તે ગદાને જોઇ તમારી તરફના સર્વ યોદ્ધાઓ ભયંકર શબ્દ કરતા ભાગવા લાગ્યા તેમ હે મારિષ! અસહ્ય એવા તેના શબ્દને સાંભળીને પણ કેટલાક મનુષ્ય તથા રથમાંથી રથિઓ પડી જતા હતા એવી રીતે હાથમાં છે ગદા જેને એવા ભીમસેને મારવા માંડેલા તમારી તરફના, વ્યાઘ્રને જોઇ જેમ મૃગ નાસે તેમ સંગ્રામમાં નાસવા લાગ્યા એ રીતે કુંતિપુત્ર ભીમસેન સંગ્રામમાં કોઇથી સહન થાય નહિ એવા તે શત્રુઓને પક્ષિના રાજા ગરૂડની પેઠે વેગેકરી નસાડી સેનાને અતિક્રમણ કરતો હતો હે મહારાજ! તે રીતે પરાક્રમ કરતા રથ યૂથપતિના પણ યૂથપતિ એવા ભીમસેન સામે આવી બાણરૂપી લહેરે તેને વારી પાંડવને ભય થાય તે રીતે દ્રોણાચાર્યે તત્કાળ મોટો શબ્દ કર્યો તે સમયે હે મહારાજ! દ્રોણ તથા મહાત્મા ભીમસેનનું દેવાસુર સંગ્રામની જેને ઉપમા અપાય એવું અત્યંત મોટું ભયંકર યુદ્ધ થયું તેમાં જ્યારે દ્રોણના ધનુષમાંથી નીકળેલા તીક્ષ્ણ બાણેકરી સંગ્રામમાં

સેકડો તથા હજારો યોદ્ધાઓ નાશ થવા લાગ્યા, ત્યારે પુરૂષમા સિંહરૂપ પાંડુપુત્ર ભીમસેન વેગેકરી રથમાથી નીચે ઉતરી પગે ચાલી દ્રોણ સામે જઇ નેત્ર મીંચી ખભા ઉપર માથુ ને છાતી ઉપર બે હાથ સ્થિર કરી મન, વાયુ તથા ગરૂડના વેગનો આશ્રય કરી ગોવૃષ જેમ લીલાથી વરસાદને ગ્રહણ કરે તેમ બાણવૃષ્ટિને પોતે ગ્રહણ કરતો હતો હે મારિષ ! એ રીતે સંગ્રામમા દ્રોણે મારવા માડેલા મહા બળવાન ભીમસેને દ્રોણના રથને હાથથી ઉપાડી દૂર ફેંકી દીધો એ રીતે ભીમસેને ફેંકેલા દ્રોણાચાર્ય બીજા રથમા બેસી પાછા વ્યૂહદ્વાર પ્રત્યે ગયા તે વખતે અતિ ક્રોધાયમાન થએલા ભીમસેને ભાગ્યો છે ઉત્સાહ જેનો એવા સામે આવતા ગુરૂને જોઇ વેગથી તેમની પાસે જઇ રથની ધુસરી ગ્રહણ કરી તે રથ પણ દૂર ફેંકી દીધો એ રીતે ભીમસેને લીલા માત્રમા આઠ રથ ફેંકી દીધા અને પાછો પોતે નિમિષ માત્રમા પોતાના રથમા બેઠેલો દેખાતો હતો તેને વિસ્મયથી પ્રફુલ્લિત છે નેત્ર જેમના એવા તમારી તરફના યોદ્ધાઓ જોતા હતા તે વખતે ભીમસેનનો સારથિ તેના રથને જલદી ચલાવતો હતો, તે સર્વને આશ્ચર્ય સરખુ લાગતુ હતુ ત્યાર પછી મહા બળવાન ભીમસેન પોતાના રથમા બેસી વેગેકરી તમારા પુત્રની સેના સામે દોડી વૃદ્ધિ પામેલો વાયુ જેમ વૃક્ષોને મર્દન કરે અને સમુદ્રનો વેગ જેમ પર્વતોને વિદારણ કરે તેમ સંગ્રામમા ક્ષત્રિયોને મર્દન કરતો તથા સેનાને વિદારણ કરતો હાર્દિક્યે રક્ષણ કરેલા ભોજસૈન્ય પ્રત્યે જઇ વેગથી તેને મથન કરી અતિ બળવાન, શૂરવીર તે તાળીના શબ્દથી સૈન્યોને ત્રાસ પમાડી સિંહ જેમ ગોવૃષને જીતે તેમ સર્વ સૈન્યને જીતતો હતો હે મહારાજ ! પછી સાવધાન થયેલો પાંડુનંદન કુંતિપુત્ર ભીમસેન ભોજસૈન્યને, દરદોની સેનાને અને યુદ્ધમા વિશારદ એવા બીજા મ્લેચ્છગણોને અતિક્રમણ કરી યુદ્ધ કરતા મહારથિ સાત્યકિને જોઈ અર્જુનને જોવાની છે કામના જેને એવો તે, વેગથી રથેકરી આગળ જવા લાગ્યો. એ રીતે પરાક્રમી પાંડુનંદન ભીમસેને સંગ્રામમા તમારા યોદ્ધાઓને અતિક્રમણ કરી સૈંધવના વધ વાસ્તે યુદ્ધ કરતા મહારથિ અર્જુનને જોઇ હે મહારાજ ! પુરૂષમા સિંહરૂપ તેણે વર્ષાઋતુમા જેમ મેઘ ગર્જના કરે તેમ મોટી ગર્જના કરી હે કૌરવ્ય ! ભીમસેનના શબ્દને સંગ્રામમા અર્જુને તથા વાસુદેવ ભગવાને શ્રવણ કરી તેને જોવાની છે ઇચ્છા જેમને એવા શૂરવીર તે બેઉએ પણ એકદમ વારવાર સામે શબ્દ કર્યો અને અર્જુન તથા માધવ ભગવાન બે ગોવૃષની પેઠે મોટા શબ્દ કરતા તેની સામે આવવા લાગ્યા તે સમયે હે મહારાજ ! ભીમસેન તથા ધનુષ ધરનાર અર્જુનનો શબ્દ સાભળી ધર્મપુત્ર યુધિષ્ઠિર પણ પ્રસન્નતાપૂર્વક શોકરહિત થઇ અર્જુનના જયને ઇચ્છતા મહાબાહુ, વિવેકી, ધર્મ ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ તે, વિચાર કરી પોતાને જે હૃદયમા હતુ તે મનેકરી કહેવા લાગ્યા કે, હે ભીમ ! અર્જુનના કુશળની ખબર તે આણી અને ગુરૂવચન પણ યથાર્થ પાળ્યુ હે પાંડવ ! જેમનો તુ દ્વેષિ છે તેમનો યુદ્ધમાં જય હોયજ નહિ સંગ્રામમા સવ્યસાચી અર્જુન જીવે છે અને સત્યપરાક્રમવાળો શૂરવીર સાત્યકિ કુશળ છે, એ ઘણુ સારૂ થયુ તેમ વાસુદેવ તથા અર્જુનની ગર્જનાને હું સાભળુ છુ, એ પણ સારૂ થયુ જેણે સંગ્રામમા ઇંદ્રને જીતી અગ્નિને તૃપ્ત કીધો હતો, સંગ્રામમા શત્રુને હણનાર તે અર્જુન જીવે છે એ ઘણુ સારૂ થયુ. જેના બાહુબળનો આશ્રય કરી આપણે સર્વે જીવતા છીએ તે શત્રુના સૈન્યને હણશે, અર્જુન જીવતો છે તે પણ ઘણુ સારૂ થયુ જેણે દેવતાઓએ પણ દુઃખેકરી જીતી શકાય નહિ એવા નિવાતકવચ નામના દૈત્યોને એક ધનુષે કરી જીત્યા હતા તે અર્જુન જીવે છે એ ઘણુજ સારૂ થયુ વિરાટના નગર વિષે ગાયો વાળવા આવેલા એકઠા મળેલા સર્વ

કૌરવોને જેણે જીત્યા હતા તે અર્જુન જીવે છે એ ઘણુંજ સારૂ થયુ વળી મહા સગ્રામમા ચૌદ હજાર કાલકેય દૈત્યોને પોતાના બાહુબળે કરી જેણે માર્યા હતા તે અર્જુન જીવે છે એ ઘણુ સારૂ થયુ દુર્યોધન વાસ્તે જેણે અસ્ત્રબળે કરી બળવાન ગધર્વરાજને જીત્યો હતો તે અર્જુન જીવે છે તે સારૂ થયુ મુકુટવાળો, બળવાન શ્વેત અશ્વવાળો અને શ્રીકૃષ્ણ છે સારથિ જેના તથા મને અત્યત પ્રિય અર્જુન જીવે છે એ ઘણુ સારૂ થયુ પુત્રના શોકેકરી સતપ્ત દુષ્કર કર્મ કરવા ઇચ્છતા તથા જયદ્રથના વચને ખોળતા જેણે તેના વધની પ્રતિજ્ઞા કરી છે તે અર્જુન સગ્રામમા સૈધવને હણશે, અને વાસુદેવે રક્ષણ કરેલા, સૂર્યાસ્ત પહેલા પ્રતિજ્ઞાના પારને પામેલા અર્જુનને હુ ફરીને મળીશ તેમ દુર્યોધનના હિતમા તત્પર સૈંધવ રાજા અર્જુનના હાથથી મરણ પામી શત્રુઓને વખાણશેજ અને અર્જુને પાડેલા સૈધવને જોઇ દુર્યોધનરાજા અમારી સાથે શાન્તિ કરશે. તેમજ સગ્રામમા ભીમસેને મારેલા પોતાના ભાઇઓને જોઇ મદબુદ્ધિવાળો દુર્યોધન અમારે વિષે શાન્તિ કરશે સગ્રામમા પૃથ્વીતલ વિષે પાડેલા બીજા મોટા યોદ્ધાઓને જોઇ મદ દુર્યોધન પશ્ચાત્તાપને પ્રાપ્ત થશે શુ એક ભીષ્મે કરીનેજ આપણુ વૈર જતુ રહેશે ? અને બાકીનાઓની રક્ષા વાસ્તે દુર્યોધન આપણી સાથે સધાન કરશે ? દયાએ કરી વ્યાપ્ત તે રાજા એ રીતે બહુ પ્રકારે ચિતન કરે છે એટલામા આ બાજુએ ભયકર યુદ્ધ પ્રવર્ત્તમાન થતુ હતુ

**एव बहुविध तस्यरा ज्ञश्चितयतस्तदा ।**
**कृपयाभिपरीतस्य घोर युद्धमवर्तत ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमसेनप्रवेशे युधिष्ठिर-हर्षे गुर्जरभाषायामष्टाविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२८ ॥**

## અધ્યાય ૧૨૯ મો. ભીમને કર્ણ વચ્ચે યુદ્ધ.

**धृतराष्ट्र उवाच—निनदतं तथात तु भीमसेन महाबल ।**
**मेघस्तनितनिर्घोष के वीरा' पर्यवारयन् ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! મેઘની ગર્જના સરખા શબ્દવાળા શબ્દ કરતા મહારથિ ભીમસેનને ક્યા શૂરવીરોએ વારી રાખ્યો ? હે સજય ! ક્રુદ્ધ થયેલા ભીમસેનની આગળ તથા ગદાયુદ્ધ કરતા તેની સામે આવી ઉભો રહેનાર ત્રિલોકમા કોઇ પણ પુરૂષને હુ દેખતો નથી જે ભીમસેન રથેકરી રથને, હસ્તિએ કરી હસ્તિને હણે તેની આગળ સગ્રામમા સાક્ષાત્ ઇન્દ્ર હોય તોપણ કેમ ઉભો રહે ? મારા પુત્રને મારવા ઇચ્છતા ક્રોધાયમાન થયેલા ભીમસેનની આગળ તે સમયે દુર્યોધનના હિતમા યુક્ત એવા કોણ ઉભા રહ્યા ? તૃણની જેમને ઉપમા અપાય એવા મારા પુત્રોને બાળવા ઇચ્છતા ભીમસેનરૂપી દાવાનળની આગળ રણસગ્રામમા ક્યા યોદ્ધાઓ ઉભા રહ્યા ? કાળ જેમ સર્વ પ્રજાનો નાશ કરે તેમ સગ્રામમા મારા પુત્રને હણતા ભીમસેનને જોઇ તેને કોણે વારી રાખ્યો ? તેમ મને જેવો ભય ભીમસેનથી છે તેવો અર્જુનથી નથી શ્રીકૃષ્ણથી, ધૃષ્ટદ્યુમ્ન તથા સાત્યકિથી પણ નથી વાસ્તે મારા

પુત્રને બાળવા ઇચ્છતા પ્રદીપ્ત એવા ભીમરૂપ વન્હિને કયા શૂરવીરોએ વારી રાખ્યો ? તે તું મને કહે સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! તે રીતે શબ્દ કરતા મહા બળવાન ભીમસેનને જોઇ સારી રીતે યુદ્ધ કરવા ઇચ્છતા, સંગ્રામમાં પોતાનું બળ દેખાડતા, અત્યંત મોટું ધનુષ હલાવતા એવા બળવાન ક્રોધી કર્ણે ભયંકર શબ્દ કરતા તેની સામે આવી વૃક્ષ જેમ વાયુના માર્ગને રોકે તેમ તેના માર્ગને રોક્યો બળવાન, શૂરવીર ભીમસેને પણ જલદી પોતાની આગળ આવી ઉભેલા કર્ણને જોઇ ક્રોધે કરી શિલા વિષે તીક્ષ્ણ કરેલા બાણ એની ઉપર નાખ્યા કર્ણે પણ તેની ઉપર બાણ નાખી આવતા તેના બાણને ગ્રહણ કર્યા તે સમયે ભીમસેન તથા કર્ણના સમાગમ વિષે તે બેઉના તાલશબ્દને સાંભળી યત્ન કરતા રથિ તથા ઘોડેસ્વાર એવા સર્વ યોદ્ધાઓના શરીર જાણે કંપતા હોય નહિ તેવા થવા લાગ્યા અને રણભૂમિ વિષે ભીમસેનનો ઘોર શબ્દ સાંભળી શ્રેષ્ઠ ક્ષત્રિયો આકાશ તથા પૃથ્વીને એકતાને પ્રાપ્ત થયેલી માનવા લાગ્યા વળી મહાત્મા પાંડવના ભયંકર શબ્દેકરી સંગ્રામમાં સર્વ યોદ્ધાઓના હાથમાંથી શસ્ત્ર તથા ધનુષ પૃથ્વી ઉપર પડી ગયા કેટલાકના તો પ્રાણ પણ જતા રહ્યા તેમ ત્રાસ પામેલા સર્વ વાહન ખેદયુક્ત મનવાળા થઈ મળમૂત્રનો ત્યાગ કરવા લાગ્યા તે સમયે અત્યંત ઘણાક ઘોર એવા નિમિત્ત પણ થતા હતા ગૃધ્ર, કંક તથા બગલાઓએ કરી આકાશ વિંટાઇ ગયું હતું હે રાજન્ ! ભયાનક એવા તે કર્ણ-ભીમના સમાગમ વિષે કર્ણે ભીમસેન ઉપર વીસ બાણ નાખી તત્કાળ બીજા પાંચ બાણેકરી એના સારથિને વિંધ્યો મોટા યશવાળા ભીમસેને પણ હાસ્ય કરી સંગ્રામમાં કર્ણ સામે દોડી તેની ઉપર જલદી ચોસઠ બાણ નાખ્યા મોટા ધનુષવાળા કર્ણે વળી ચાર બાણ તેની ઉપર નાખ્યા હે રાજન્ ! પોતાનું હસ્તલાઘવ દેખાડતા ભીમસેને નતપર્વવાળા બાણેકરી તેના બાણને પ્રાપ્ત થયાની અગાઉજ અનેક પ્રકારે કાપી નાખ્યા વળી કર્ણે અનેક બાણ સમુદાયથી તેને ઢાંકી દીધો કર્ણે બહુ પ્રકારે આચ્છાદન કરેલા પાંડુપુત્ર મહારથિ ભીમસેને કર્ણના મુષ્ટિદેશમાં રહેલા ધનુષને કાપી નતપર્વવાળા ઘણાક બાણેકરી એને પણ વિંધ્યો ભયંકર છે કર્મ જેનું એવા મહારથિ સૂતપુત્ર કર્ણે બીજું ધનુષ લેઇ તેને સજ્જ કરી સંગ્રામમાં ભીમસેનને વિંધ્યો અત્યંત ક્રુદ્ધ થયેલા ભીમસેને પણ નત છે પર્વ જેના એવા ત્રણ બાણ વેગેકરી સૂતપુત્રના વક્ષઃસ્થળમાં માર્યા હે ભરતર્ષભ ! વક્ષઃસ્થળના મધ્યમાં રહેલા તે ત્રણ બાણેકરી સૂતપુત્ર કર્ણ જેવો ત્રણ શિખરવાળો ઉંચો પર્વત શોભે તેમ શોભતો હતો પરમ એવા બાણેકરી વિંધાયેલા સૂતપુત્ર કર્ણનું, જેમ ધાતુને મૂકતા પર્વતમાંથી ગૈરિકાદિક ધાતુ સ્રવે તેમ રૂધિર સ્રવતું હતું અત્યંત પ્રહારથી પીડાવાને લીધે કંઇક ચલાયમાન થયેલા તેણે કાનપર્યંત ધનુષ ખેંચી બાણેકરી ભીમસેનને વિંધી વળી સેંકડો તથા હજારો બાણ તેની ઉપર નાખ્યા, દૃઢ ધનુષવાળા કર્ણે બાણવડે પીડિત કરેલા તે ભીમસેને ક્ષુરપ્ર નામના બાણથી તેના ધનુષની પ્રત્યંચા જલદી કાપી ભલ્લ નામના બાણથી એના સારથિને રથ ઉપરથી નીચે પાડી, મહારથિ તેણે એના ચાર ઘોડાઓને પણ પ્રાણરહિત કર્યા હે વિશાંપતે ! તે સમયે હણાએલ અશ્વવાળા રથમાંથી કર્ણ નીચે કુદી જલદી વૃષસેનના રથમાં ચઢી બેઠો તે વેળાએ પ્રતાપવાન ભીમસેને સંગ્રામમાં કર્ણને જીતી મેઘ સરખો મોટો શબ્દ કર્યો તે શબ્દ સાંભળી ભીમસેને કર્ણને પરાજય પમાડ્યો એમ માની યુધિષ્ઠિર રાજા અત્યંત પ્રસન્ન થયા તે સમયે પાંડવની સેના ચોતરફથી શંખનાદ કરવા લાગી શત્રુસેનાનો શબ્દ સાંભળી તમારી તરફના પણ અત્યંત શબ્દ કરવા લાગ્યા તે સમયે યુધિષ્ઠિર રાજાએ હર્ષેકરી શંખ તથા બાણના શબ્દ સહિત હર્ષ શબ્દેકરી સંકુલ એવી પોતાની સેનાને પ્રસન્ન કરી,

વેળાએ અર્જુન ગાંડિવનો શબ્દ તથા શ્રીકૃષ્ણ પોતાના શંખનો શબ્દ કરતા હતા તથાપિ રાજન્! શબ્દ કરતા ભીમસેનનો દારૂણ એવો ધ્વનિ તે શબ્દને અંતર્ધાન કરી સર્વ સૈન્યમાં મળાતો હતો. ત્યાર પછી જુદા જુદા અસ્ત્ર તથા બાણેકરી કર્ણ મૃદુ ભાવથી અને પાંડુપુત્ર મસેન દૃઢભાવથી પરસ્પર પ્રહાર કરતા હતા.

> ततो व्यायच्छतामस्त्रै पृथक् पृथगजिह्मगै ।
> मृदुपूर्व तु राधेयो दृढपूर्व तु पांडव ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमप्रवेशे कर्णपराजये जरभाषायामेकोनत्रिंशाधिकशततमोऽध्यायः ॥ १२९ ॥**

## અધ્યાય ૧૩૦ મો. દુર્યોધનને થયેલો પશ્ચાત્તાપ.

**[સં]જય उवाच—तस्मिन्विलुलिते सैन्ये सैंधवायार्जुने गते ।**
**सात्वते भीमसेने च पुत्रस्ते द्रोणमभ्ययात् ॥ १ ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! સૈન્ય કંપાયમાન થયું અને અર્જુન, સાત્વત તથા [ભી]મસેન સૈંધવ પ્રત્યે ગયા, તે સમયે તમારો પુત્ર દુર્યોધન હજી આપણે ઘણું કામ છે એમ [વિચ]ારી એક રથેકરી ઉતાવળથી જલદી દ્રોણ પાસે ગયો. તે વેળાએ અત્યંત ઉતાવળયુક્ત મન [તથ]ા વાયુ સરખો વેગવાન તમારા પુત્રનો તે રથ, જલદી દ્રોણ તરફ દોડ્યો. ત્યાં આવી ક્રોધથી [રક્ત]ન છે નેત્ર જેનાં એવો તમારો પુત્ર દુર્યોધન ઉતાવળથી આવી રીતે દ્રોણ પ્રત્યે વચન કહેવા [લા]ગ્યો કે, પરાજય પામેલા નહિ તેમ ક્રોધથી વારી શકાય નહિ એવા મહારથિ અર્જુન, ભીમસેન [તથ]ા સાત્યકિ અત્યંત મોટા એવા સર્વ સૈન્યને જીતી સિંધુરાજની સમીપ પ્રાપ્ત થઈ ત્યાં પણ [પરા]જય પામેલા નહિ એવા તે સર્વ પ્રહાર કરે છે. હે માનદ! કદી સંગ્રામમાં મહારથિ અ[ર્જુ]ન તમને અતિક્રમણ કરી શકે પણ ભીમસેન તથા સાત્યકિ તમને કેમ અતિક્રમણ કરી [શક્ય]ા? તેમ થવું એ સમુદ્રના શોષણની પેઠે લોક વિષે અતિ આશ્ચર્ય સરખું લાગે છે. હે [આચ]ાર્ય! સર્વ લોક તો આવી રીતે કહે છે કે સાત્વત, અર્જુન તથા ભીમસેન પણ જેને [જીત]ી શકે નહિ, ધનુર્વેદના પારંગત તે સંગ્રામમાં આ વખતે કેમ જીતાય? તેમ યોદ્ધાઓ [પણ] કહે છે કે દ્રોણનો પરાજય સંભવે નહિ અને જ્યારે પુરૂષમાં સિંહરૂપ એવા તમોને ત્રણેય મહારથિઓ અતિક્રમણ કરી ગયા ત્યારે મંદ ભાગ્યવાળા મારો જરૂર સંગ્રામમાં [ના]શ નજીકમાં આવ્યો. હે માનદ! એમ તો થયું પણ હવે આ કામ વિષે જે તમારે કરવું [હોય] તે કહો. જે થઈ ગયું તે તો થયુંજ. બાકીનો વિચાર કરો. હે દ્વિજ! આ વખતે [સિં]ધુરાજનું શું કરવું? તે વિષે સારી રીતે વિચાર કરી જે કરવું હોય તે જલદી કરો. [દુર્યો]ધનનાં વચન સાંભળી દ્રોણાચાર્ય કહે છે—હે તાત! તું કહે છે તે વિષે ઘણું વિચા[રવા]નું છે માટે તેમાં જે કરવાનું છે તે હું તને કહું છું તે સાંભળ. પાંડવોના ત્રણ મહારથિ[ઓએ તમ]ને ઉલ્લંઘન કર્યા તોપણ એમને જેટલો ભય પાછળ છે, તેટલોજ આગળ પણ છે. તેમાં જ્યાં શ્રીકૃષ્ણ તથા અર્જુન છે ત્યાં વિશેષ ભય હું માનું છું માટે આગળ પાછળ ચોત-

રફ સેના સ્થાપન કરી તે તો ઠીકજ છે તથાપિ હાલ તો સેંધવનુ રક્ષણ કરવુ એજ મોટુ કૃત્ય હુ માનુ છુ હે તાત ! ક્રોધાયમાન થયેના અર્જુનથી આપણે તેની રક્ષા કરવી એ હાલ જરૂર છે અને ભયકર એવા સાત્યકિ તથા ભીમસેન સેંધવ પ્રત્યે ગયા પણ હે તાત ! પૂર્વે શકુનિની બુદ્ધિથી જે દ્યૂત રમ્યા હતા તેનુ આ પરિણામ છે તેમ તે દ્યૂતથી સભામા જય કે પરાજય થયો નથી માટે અહિ યુદ્ધરૂપ દ્યૂત કરનારનો જય તથા પરાજય થશે કૌરવની સભામા શકુનિ, કોઇથી જીતાય નહિ એવા પાસાને માનતો હતો તે, દુરાસદ એવા બાણરૂપે કરી પરિણામને પ્રાપ્ત થયા, વાસ્તે હે વિશાપતે ! સેંધવને પણ તે રૂપ જાણજે શત્રુ સાથે મોટા યુદ્ધરૂપ દ્યૂત પ્રવર્ત્તમાન થયુ છે તેથી હે મહારાજ ! આ યુદ્ધરૂપ દ્યૂતમા સર્વે યોદ્ધાઓ પોતાના જીવિતનો ત્યાગ કરી વિધિપુરઃસર સૈંધવની રક્ષા કરવા યોગ્ય છો યુદ્ધરૂપ દ્યૂતમા ગ્લહ માડનાર આપણો જય કે પરાજય જરૂર કરી થનારજ છે માટે જ્યા મોટા ધનુષવાળા સાવધાન થયેલા યોદ્ધાઓ સૈંધવની રક્ષા કરે છે ત્યા તુ પોતે જલદી જઈ તે રક્ષણ કરનારની રક્ષા કર અને હુ તો અહિજ રહીને બીજાઓને ત્યા મોકલી પાડવ તથા સૃજય સહિત પચાલોને રૂધિ રાખીશ એવી દ્રોણાચાર્યની આજ્ઞાનો સ્વીકાર કરી તત્કાળ દુર્યોધન ઉગ્ર કર્મ કરવા તૈયાર થઇ પાછળ ચાલનાર સહિત જલદી ત્યા જવા લાગ્યો તેટલામા અર્જુનના ચક્રરક્ષક પાચાલ્ય એવા યુધામન્યુ તથા ઉત્તમૌજા બહારથી સેના પ્રત્યે આવી અર્જુન પાસે જવા લાગ્યા હે મહારાજ ! હે રાજન્ ! પૂર્વે જેમને યુદ્ધ કરવાની ઇચ્છાથી અર્જુન તમારા સૈન્યમા પેઠા તે વેળાએ કૃતવર્માએ વારી રાખ્યા હતા તેમને પાર્શ્વભાગમા સેનાને ભેદી તમારી સેના પ્રત્યે પ્રવિષ્ટ થતા દુર્યોધનને જેયા તે વખતે ભરતકુળમા ઉત્પન્ન થયેલા બળવાન દુર્યોધનને ઉતાવળથી જતા તેમની સાથે ઉત્તમ યુદ્ધનો સમારભ કર્યો જેમા ઉગામેલ ધનુષવાળા ક્ષત્રિયોમા શ્રેષ્ઠ મહારથિ એવા તે બેઉ દુર્યોધન સામે દોડયા પછી યુધામન્યુએ ગૃધ્રના પીછ બાધેલા ત્રીસ બાણેકરી દુર્યોધનને વિંધી બીજા વીસથી એના સારથિને અને ચારેકરી એના ચાર અશ્વને પણ વિધ્યા તમારા પુત્ર દુર્યોધને પણ એક બાણેકરી યુધામન્યુનો ધ્વજ કાપી બીજા એકે કરી એનુ ધનુષ કાપી ભલ્લ નામના બાણથી એના સારથિને રથ ઉપરથી નીચે પાડી તીક્ષ્ણ એવા ચાર બાણેકરી એના ચાર ઘોડાઓને પણ વિધ્યા અત્યત ક્રુદ્ધ થયેલા યુધામન્યુએ પણ ઉતાવળથી તમારા પુત્રના સ્તનના મધ્ય ભાગમા ત્રીસ બાણ નાખ્યા અત્યત ક્રુદ્ધ થએલા ઉત્તમૌજાએ સુવર્ણથી શોભિતા બાણેકરી એના સારથિને વિંધી યમલોક પ્રત્યે મોકલી દીધો હે રાજેન્દ્ર ! દુર્યોધને પણ પાચાલ્ય એવા ઉત્તમૌજાના ચાર અશ્વને હણી પાછળ ચાલનાર સહિત એના સારથિને પણ હણ્યો સગ્રામમા હણાયા છે અશ્વ તથા સારથિ જેનો એવો ઉત્તમૌજા પોતાના ભાઇ એવા યુધામન્યુના રથ પ્રત્યે જલદી ચઢી બેઠો તે ભાઇના રથને પ્રાપ્ત થઇ ઉત્તમૌજાએ ઘણાક બાણેકરી દુર્યોધનના અશ્વને માર્યા તેથી તે રણભૂમિમા પડી ગયો તે સમયે યુધામન્યુએ શ્રેષ્ઠ બાણેકરી એનુ ધનુષ અને ભાથો કાપી નાખ્યો હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવા રથમાથી રાજા એવો તમારો પુત્ર નીચે ઉતરી હાથમા ગદા ગ્રહણ કરી પાચાલ્ય એવા તે બેઉ સામે દોડચો ક્રોધાયમાન થયેલા આવતા તે કુરૂપતિને જોઈ યુધામન્યુ અને ઉત્તમૌજા પણ રથમાથી નીચે ઉતરી પડયા હે નૃપ ! તેટલામા ગદાયુક્ત એવો અત્યત ક્રુદ્ધ થયેલો તમારો પુત્ર દુર્યોધન સુવર્ણથી વિચિત્ર પ્રકારના તેના રથને ગદાથી ભાગી હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવો શત્રુને તપાવનાર પોતે

મદ્રરાજના રથ પ્રત્યે જલદી ચઢી બેઠો, અને પચાલોમા મુખ્ય મહારથિ રાજપુત્ર એવા યુધામન્યુ તથા ઉત્તમૌજા બીજા રથમા બેસી અર્જુન સામે જવા લાગ્યા

पचालानां ततोमुख्यौ राजपुत्रौ महारथौ ।
रथावन्यौ समारुह्य बीभत्सुमभिजग्मतुः ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुर्योधनयुद्धे गुर्जरभाषायां त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३० ॥

## અધ્યાય ૧૩૧ મો. કર્ણનો પરાજય.

सजय उवाच—वर्तमाने महाराज सग्रामे लोमहर्षणे ।
व्याकुलेषु च सर्वेषु पीड्यमानेषु सर्वशः ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! હે મહારાજ ! રૂવા ઉભા કરનાર ચાલતા ઘોર સગ્રામમા વ્યાકુલ થઇ સર્વ પીડિત થવા લાગ્યા તે સમયે હે ભરતર્ષભ ! રાધાપુત્ર કર્ણ વનમા મદોન્મત્ત હસ્તિ સામે જેમ હસ્તિ દોડે તેમ ભીમસેન સાથે યુદ્ધ કરવા તેની સામે દોડયો ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સજય ! મહા બળવાન એવા કર્ણ તથા ભીમસેન અર્જુનના રથ પાસે યુદ્ધ કરવા લાગ્યા તે સગ્રામ કેવો થયો ? તેમ પૂર્વે સગ્રામમા ભીમસેને કર્ણને જીત્યો હતો અને પાછો ફરીથી મહારથિ રાધાપુત્ર ભીમસેન સાથે યુદ્ધ કરવા કેમ ગયો ? તેમજ ભીમસેન પણ પૃથ્વીમા અત્યત શ્રેષ્ઠ, વિખ્યાત એવા મહારથિ સૂતપુત્ર કર્ણ સામે સગ્રામમા કેમ ગયો ? તેમ ધર્મરાજા યુધિષ્ઠિર પણ ભીષ્મ તથા દ્રોણને અતિક્રમણ કરી મહારથિ કર્ણ વિના બીજા કોઇથી ભયને પ્રાપ્ત થતા નહોતા હે મહાબાહો ! તેમ જે મહાત્મા રાધેયના ભયથી નિરતર તેના વીર્યને યાદ કરતા ધર્મરાજ ઘણા વર્ષ સૂધી તો સુખે કરી શયન કરતા ન હતા વીર્યસપન્ન, બ્રહ્મણ્ય, સગ્રામમા પાછા ન ફરનાર, યુદ્ધ કરનારાઓમા શ્રેષ્ઠ તે કર્ણ સાથે સગ્રામમા પાડુપુત્ર ભીમસેને કેમ યુદ્ધ કર્યું ? મોટુ છે બળ તથા પરાક્રમ જેમનુ એવા શૂરવીર કર્ણ તથા ભીમસેને એક બીજા સમીપ પ્રાપ્ત થઇ કેમ યુદ્ધ કર્યું ? પૂર્વે કુતિએ કર્ણ પાસે ભીમસેનનુ ભાઇપણુ દર્શાવેલુ હતુ તે કુતિના વચન યાદ કરી દયાળુ એવા કર્ણે ભીમસેન સાથે કેમ યુદ્ધ કર્યું ? તેમજ શૂરવીર ભીમસેને પણ પૂર્વે તેણે કરેલા વૈરને યાદ કરી તેની સાથે સગ્રામમા યુદ્ધ કેમ કર્યું ? તેમ મારો પુત્ર દુર્યોધન સૂતપુત્ર ઉપર એવી આશા રાખે છે કે સગ્રામમા કર્ણ, સમસ્ત પાડવોને જીતશે સગ્રામમા મદ એવા મારા પુત્રની જે વિષે જયની આશા છે તે કર્ણે ભયકર કર્મવાળા ભીમસેન સાથે યુદ્ધ કેમ કર્યું ? જે કર્ણનો આશ્રય કરી મારા પુત્રોએ મહારથિ પાડવો સાથે વૈર કર્યું સૂતપુત્ર સાથે તે ભીમસેને કેમ યુદ્ધ કર્યું ? તેમ સૂતપુત્ર કર્ણે કરેલા અનેક અપકારને સ્મરણ કરતા ભીમસેને તેની સાથે કેમ યુદ્ધ કર્યું ? જે પરાક્રમી સૂતપુત્રે એક રથેકરી સમગ્ર પૃથ્વીને જીતી હતી તેની સાથે ભીમે કેમ યુદ્ધ કર્યું ? જે સૂતપુત્ર કર્ણ કુડળ તથા કવચ સહિત ઉત્પન્ન થયેલો છે તેની સાથે સગ્રામમા ભીમસેને કેમ યુદ્ધ કર્યું ? હે સજય ! જે રીતે તેમનુ યુદ્ધ થયુ હોય તથા તેમાથી જેનો જય થયો હોય તે બધુ તું કુશળ છે વાસ્તે મને યથાર્થ કહે.

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ભીમસેન તો રથિમા શ્રેષ્ઠ એવા રાધાપુત્રને છોડી દેઇ શૂરવીર એવા શ્રીકૃષ્ણ તથા અર્જુન જ્યા હતા ત્યા જવાની ઇચ્છા કરવા લાગ્યો અર્જુન પ્રત્યે જતા તેની પાછળ જઇ રાધાપુત્ર કર્ણે ગૃધ્રના પીછ બાંધેલા બાણેકરી જેમ મેઘ વૃષ્ટિએ કરી પર્વતને ઢાકે તેમ તેને ઢાકી દીધો પછી પ્રફુલ્લિત કમળ સરખા હસતા મુખેકરી બળવાન એવા અધિરથ પુત્રે જતા ભીમસેનને મોટેથી બોલાવી કહ્યુ કે હે ભીમસેન ! શત્રુઓ સાથે તારો સગ્રામ સ્વપ્નમા પણ હુ જાણતો નહોતો તે તુ આ સમયે અર્જુનને જોવાની ઇચ્છાથી મને પૃષ્ઠભાગ કેમ દેખાડે છે ? હે પાડુનદન ! કુતિનો પુત્ર એવો તુ તેને આમ કરવુ યોગ્ય નથી. વાસ્તે મારી સન્મુખ ઉભો રહી મારી ઉપર બાણનો વરસાદ કર એ રીતે કર્ણનુ બોલવુ ન સહન કરી શકતો ભીમસેન અર્ધમડલાકારે પાછો ફરી સૂતપુત્ર સાથે યુદ્ધ કરવા લાગ્યો પછી મોટા યશવાળા ભીમસેને દ્વદ્વયુદ્ધમા સાવધાન, સર્વ શાસ્ત્રમા ચતુર, કવચ પહેરેલા કર્ણ ઉપર સરળ બાણનો વરસાદ કરી કલહનો અત કરવા ઇચ્છતા મહા બળવાન, ક્રુદ્ધ થયેલા, શત્રુને તપાવનાર પાડુપુત્ર તેણે કર્ણને મારવાની ઇચ્છાથી તેની પાછળ ચાલતા રાઓને હણી તેની ઉપર પણ ઉગ્ર એવા વિવિધ પ્રકારના બાણ નાખ્યા મદોન્મત્ત હસ્તિ સરખી ગતિવાળા તેના તે બાણ વરસાદને પરમાસ્ત્ર જાણનાર સૂતપુત્ર અસ્ત્રમાયાએ કરી ગળી ગયો વિદ્યાએ કરી સારી રીતે પૂજાએલો, મોટા ધનુષવાળો, મહાબાહુ કર્ણ આચાર્યની પેઠે સગ્રામમા વિચરતો હતો હે રાજન્ ! ભીમસેનને જાણે હસતો હોય નહિ તેની પેઠે ક્રોધથી યુદ્ધ કરતો કર્ણ, કુતિપુત્ર ભીમસેન સમીપ ગયો તે સમયે યુદ્ધ કરતા શૂરવીર ચોતરફથી જુવે તે રીતે કર્ણે કરેલા હાસ્યને સહન ન કરી શકતા બળવાન કુતિપુત્ર ભીમસેને અંકુશે કરી જેમ મોટા હસ્તિને વિંધે, તેમ વત્સદત નામના બાણેકરી સ્તનના મધ્ય ભાગમા તેને વિંધી શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, સુવર્ણના પુખવાળા, સારી રીતે મૂકેલા એકવીસ બાણેકરી વિચિત્ર પ્રકારનુ કવચ ધારણ કરેલા તેને વિંધ્યો કર્ણે સુવર્ણમય જાળથી ઢકાયલા વાયુ સરખા વેગવાળા ભીમના અશ્વને પાચ પાચ બાણથી વિંધી એક નિમેષાર્દ્ધ માત્રમા તેના રથ ઉપર હજારો બાણ નાખ્યા હે મહારાજ ! કર્ણના ધનુષમાથી નીકળેલા તે બાણેકરી રથ, ધ્વજ તથા સારથિ સહિત પાડુપુત્ર ભીમસેન ઢકાઇ ગયો વળી ક્રોધ પામેલ કર્ણે ચોસઠ બાણથી એનુ દૃઢ એવુ કવચ વિંધી મર્મ ભેદનાર એવા નારાચ નામના બાણેકરી ભીમસેનને પણ હણ્યો અસભ્રાત એવો મહાબાહુ ભીમસેન પણ વિચાર કરી તેની પાસ જઇ તેના ધનુષમાથી નીકળેલા સર્પ સરખા બાણને ધારણ કરીને પણ સગ્રામમા વ્યથાને પ્રાપ્ત થતો ન હતો તેમ પ્રતાપવાન ભીમસેને સગ્રામમા તીક્ષ્ણ એવા ભલ્લ નામના બત્રીસ બાણેકરી કર્ણને વિંધ્યો કર્ણે પણ યત્ન વગર સહેજ સૈંધવના વધને ઇચ્છતા મહાબાહુ ભીમસેનને બાણેકરી અત્યત ઢાકી દીધો રાધાપુત્ર કર્ણ તો મૃદુતાથી ભીમસેન સાથે યુદ્ધ કરતો હતો અને ભીમસેન પૂર્વે તેના કરેલા વૈરને યાદ કરી ક્રોધપુરસર યુદ્ધ કરતો હતો તે અપમાનને ન સહન કરી શકતા શત્રુને હણનાર ક્રોધી ભીમસેને જલદી તેની ઉપર બાણનો વરસાદ કર્યો સગ્રામમા ભીમસેને નાખેલા તે બાણ શબ્દ કરતા પક્ષિઓની પેઠે તે શૂરવીર વિષે ચોતરફથી પડતા હતા સુવર્ણના પુખવાળા, તીક્ષ્ણ છે અગ્રભાગ જેમનો એવા ભીમસેનના ધનુષમાથી નીકળેલા તે બાણ શલભ નામના જતુઓ જેમ અગ્નિને ઢાકી દે તેમ રાધાપુત્ર કર્ણને આચ્છાદન કરી દેતા હતા હે રાજન્ ! હે ભારત ! ભીમસેનના બાણેકરી ચોતરફથી ઢકાઇ ગયેલા રથિમા શ્રેષ્ઠ કર્ણે ઉગ્ર એવી બાણવૃષ્ટિ ભીમસેન ઉપર કરી સગ્રામમા શોભિતા કર્ણના આવતા તે વજ્ર સરખા

બાણોને ભીમસેને પ્રાપ્ત થયાની અગાઉજ ઘણાક ભલ્લ નામના બાણથી કાપી નાખ્યા હે ભારત! વળી શત્રુને દમન કરનાર સૂર્યપુત્ર કર્ણે યુદ્ધમા બાણના વરસાદથી ભીમસેનને ઢાંકી દીધો તે સમયે હે ભારત! પોતાના પીંછથી વિંટાયેલા મીસોળીઆની પેઠે બાણેકરી ઢંકાઇ ગએલા અંગવાળા ભીમસેનને અમે જોતા હતા એ રીતે સુવર્ણના પુંખવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, કર્ણના ધનુષમાથી નીકળેના બાણને જેમ સૂર્ય પોતાના કિરણોને ધારણ કરે તેમ શૂરવીર ભીમસેન ધારણ કરતા હતા તે સમયે રૂધિરે કરી વ્યાપ્ત છે સર્વ અંગ જેનું એવો ભીમસેન વસંતઋતુમા વૃદ્ધિ પામેલા પુષ્પયુક્ત જેમ અશોક વૃક્ષ શોભે તેમ શોભતો હતો પછી ક્રોધથી ફાડ્યા છે નેત્ર જેણે એવો મહાબાહુ ભીમસેન સંગ્રામમા મહાબાહુ કર્ણના ચરિત્રને સહન કરી શક્યો નહિ તેથી નારાચ નામના સર્પ સરખા તીક્ષ્ણ એવા પચ્ચીસ બાણ તેણે શ્વેત પર્વત ઉપર જેમ નાખે તેમ તેની ઉપર નાખ્યા વળી દેવ સરખી કાંતિ-વાળા પ્રતાપવાન તેણે છ તથા આઠ બાણથી સંગ્રામમા શરીર ત્યાગ કરનાર સૂતપુત્ર કર્ણને વિંધી હસતા હોય નહિ તેની પેઠે બીજા એક બાણેકરી જલદી એનુ ધનુષ કાપી બીજા બાણોએ કરી ચાર અશ્વ તથા સારથિને હણી સૂર્યકિરણ સરખા નારાચ નામના બાણેકરી તેને પણ વક્ષસ્થળમા વિંધ્યો ભીમસેનના નાખેલા બાણ, જેમ મેઘને ભેદી સૂર્યના કિરણો જાય તેમ કર્ણને ભેદી ધરણી પ્રત્યે ગયા કપાઇ ગયુ છે ધનુષ જેનુ એવા ભીમસેનના બાણથી હણાએલો, પુરૂષમા શ્રેષ્ઠ કર્ણ, મોટા વૈક્લવ્યને પ્રાપ્ત થઇ બીજા રથમા બેસી ગયો.

स वैक्लव्यं महत्प्राप्य छिन्नधन्वा शराहत. ।
तथा पुरुषमानी स प्रत्यपायाद्रथातर ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि कर्णपराजये गुर्जर-भाषायामेकत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३१ ॥

## અધ્યાય ૧૩૨ મો. ભીમ કર્ણ વચ્ચે સંગ્રામ

धृतराष्ट्र उवाच—स्वयशिष्यो महेशस्य भृगूत्तमधनुर्धर. ।
शिष्यत्व प्राप्तवान् कर्णस्तस्य तुल्योऽस्त्रविद्यया ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! ભૃગુકુળમા ઉત્તમ એવા ધનુષ ધરનાર પરશુરામ પોતે મહાદેવના શિષ્ય અને શિષ્યગણે કરી યુક્ત એવા, અસ્ત્રવિદ્યામા તે સરખા તેના શિષ્ય કર્ણને કુંતિપુત્ર ભીમસેને લીલા માત્રમા જીતી લીધો હે સંજય! જે વિષે મારા પુત્રોને મોટી આશા હતી એવા ભીમથી વિમુખ થયેલા તેને જોઇ દુર્યોધને શુ કહ્યુ? પરાક્રમે કરી વખાણ કરવા યોગ્ય મહા બળવાન ભીમસેને કેવી રીતે યુદ્ધ કર્યું? ત્યારપછી પ્રજ્વલિત અગ્નિ સરખા ભીમ-સેનને સંગ્રામમા જોઇ કર્ણે શુ કર્યું? સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! વિધિએ કલ્પેલા બીજા રથમા બેસી વાયુએ વૃદ્ધિ પમાડેલા સમુદ્રની પેઠે કર્ણ પાછો ભીમસેન સામે આવ્યો હે વિશાંપતે! ક્રોધ પામેલા અધિરથ પુત્ર કર્ણને જોઇ તમારા પુત્રો, ભીમસેનને અગ્નિના મુખમા હોમાયલોજ છે એમ માનવા લાગ્યા તેટલામા રાધાપુત્ર કર્ણે ધનુષનો શબ્દ તથા ભયંકર

એવો તલશબ્દ કરી ભીમસેનના રથ સામે દોડયો હે રાજન્ ! તે સમયે વળી ફરીથી શૂરવીર સૂર્યપુત્ર કર્ણ તથા મહાત્મા ભીમસેનનો ભયકર એવો સમાગમ થયો અત્યત ક્રોધ પામેલા પરસ્પર વધને ઇચ્છતા એવા મહાબાહુ તે બેઉ, નેત્રેકરી જાણે એક બીજાને બાળતા હોય તેમ અન્યોન્ય સામે જોતા હતા ક્રોધેકરી લાલ નેત્રવાળા, સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતા, શત્રુને દમન કરનાર, વ્યાઘ્રની પેઠે અત્યત વ્યાકુળ થયેલા, બાજપક્ષિની પેઠે શીઘ્ર ગતિ કરનારા, શરભ નામના મૃગની પેઠે અત્યત ક્રુદ્ધ થયેલા શૂરવીર તે બેઉ પરસ્પર યુદ્ધ કરતા હતા તે સમયે શત્રુને દમન કરનાર ભીમસેન અક્ષદ્યૂત વિષે, વનમા, વિરાટના નગર વિષે જે દુ:ખ પ્રાપ્ત થયુ હતુ તેને, અને તમારા પુત્રોએ સમૃદ્ધ એવા રત્ન તથા દિશાનુ હરણ કર્યું હતુ તે, તેમજ પુત્ર સહિત તમે નિરતર તેને દુ ખ આપ્યા હતા ને પુત્ર સહિત નિરપરાધી કુતિને તમો બાળી નાખવા ઇચ્છતા હતા દુરાત્માઓએ સભાના મધ્યમા જે જે દ્રૌપદીને ક્લેશ પ્રાપ્ત કર્યો હતો, દુ શાસને તેના કેશનુ આકર્ષણ કર્યું હતુ હે ભારત ! તે વખતે કર્ણે જે જે કઠોર વચન કહ્યા હતા, વળી તેને કહ્યુ હતુ કે હવે તુ બીજા પતિની ઇચ્છા કર, પાડવ હવે તારા પતિ નથી, ષઢતિલ સરખા એ તો નરકમા પડ્યા છે, એ રીતે હે રાજન્ ! તમારી સમક્ષ દાસીભાવે કરી દ્રૌપદીને ભોગવવાની ઇચ્છાથી તમારા પુત્રોએ કઠણ વચન કહ્યા હતા, કાલિયાર મૃગના ચર્મ પહેરી વનમા નિવાસ કર્યો હતો, તેમ તમારી સમીપ સભામા કર્ણે જે કઠોર વચન કહ્યા હતા, તેમ પાડવોને તૃણ તુલ્ય ગણી ક્રોધથી તમારો પુત્ર જે બોલ્યો હતો, એ રીતે જે જે બાળકપણાથી પોતાને દુ ખ થયા હતા તેનુ ચિતન કરી શત્રુને હણનાર ભરતકુળમા સિહરૂપ શરીરનો ત્યાગ કરનાર ભીમસેને કોઇથી સહન થાય નહિ એવુ સુવર્ણના પૃષ્ઠભાગવાળુ મોટુ ધનુષ સજ્જ કરી તત્કાળ કર્ણ સામે આવી, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા પ્રકાશમાન બાણમય જાળેકરી સૂર્યના કિરણો ઢકાઇ જાય તે રીતે કર્ણના રથને આચ્છાદન કરી દીધો અધિરથ પુત્ર કર્ણે પણ હાસ્ય કરી શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણેકરી જલદી ભીમસેનની તે બાણજાળને કાપી નાખી મહારથિ મહા બળવાન એવા મહાબાહુ અધિરથ પુત્ર તેણે તીક્ષ્ણ એવા મોટા નવ બાણેકરી ભીમસેનને વિધ્યો અકુશેકરી જેમ હસ્તિને વારે તેમ કર્ણે બાણેકરી વારણ કરેલો અસભ્રાત ભીમસેન, સૂતપુત્ર કર્ણ સામે દોડયો વેગેકરી પોતા સામે આવતા પાડવમા શ્રેષ્ઠ ભીમસેનને જોઇ મદોન્મત્ત હસ્તિ હસ્તિ સામે જાય તેમ કર્ણ પણ તેની સામે જઇ સેકડો ભેરી સરખા શબ્દવાળો પોતાનો શખ વગાડી વૃદ્ધિ પામેલા સાગરની પેઠે હર્ષથી સૈન્યને ક્ષોભ પમાડયુ હસ્તિ, અશ્વ, રથ તથા પાયદળથી સકુલ ક્ષોભ પામેલા તે સૈન્યને જોઇ ભીમસેને કર્ણ પાસ જઇ બાણેકરી તેને આચ્છાદન કરી દીધો કર્ણે પણ બાણેકરી પાડુપુત્ર–તેને આચ્છાદન કરી કૃષ્ણવર્ણવાળા તેના અશ્વ સાથે પોતાના શ્વેત વર્ણવાળા અશ્વને સગ્રામમા મિશ્રિત કરી દીધા એ રીતે મિશ્રિત થયેલા વાયુ સરખા વેગવાળા અશ્વને જોઇ તમારા પુત્રનુ સૈન્ય હાહાકાર કરવા લાગ્યુ હે મહારાજ ! શ્વેત તથા કૃષ્ણવર્ણવાળા, મિશ્રિત થયેલા વાયુ સરખા વેગવાળા, તે અશ્વ, આકાશમા જેમ મેઘ શોભે તેમ અત્યત શોભતા હતા અત્યત ક્રોધ પામેલા, ક્રોધથી લાલ નેત્રવાળા, પરસ્પર યુદ્ધ કરતા કર્ણ તથા વૃકોદરને જોઇ તમારી તરફના મહારથિઓ સત્રસ્ત થઇ કપવા લાગ્યા. હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે તે બેઉનો પ્રેતરાજના પુરની પેઠે દુ ખે કરી જોઇ શકાય નહિ એવો યમદેશ સરખો ભયકર સગ્રામ થયો તે આશ્ચર્યરૂપ યુદ્ધને સમાજની પેઠે જોતા મહારથિઓ મહા સગ્રામમા આનોજ જય થશે એમ જાણતા નહતા હે રાજન્ !

પુત્ર સહિત તમારા ખરાબ વિચારથી મોટા અસ્ત્રવાળા તે બેઉના મોટા સમર્દને મહારથિઓ જોતા હતા શત્રુને હણનાર પરસ્પર તીક્ષ્ણ બાણેકરી આચ્છાદન કરતા અદ્દભુત પરાક્રમવાળા તે બેઉ બાણજાળે કરી આકાશને વિંટી દેતા હતા તીક્ષ્ણ બાણેકરી પરસ્પર મારવાને ઇચ્છતા ઉત્તમ દેખાવવાળા મહારથિ તે બેઉ વૃષ્ટિમાન બે મેઘ સરખા દેખાતા હતા હે પ્રભો ! સુવર્ણથી સુશોભિત બાણ પરસ્પર નાખતા શત્રુને દમન કરનાર તે બેઉ બાણેકરી આકાશને પ્રકાશયુક્ત કરતા હતા હે રાજન્ ! તે બેઉએ પરસ્પર મૂકેલાં, ગૃધ્રના પીંછ બાધેલા બાણ શરદઋતુમા આકાશ વિષે મત્ત એવા સારસોની પંક્તિ શોભે તેમ શોભતા હતા સૂતપુત્ર કર્ણ સાથે મળેલા શત્રુને દમન કરનાર ભીમસેનને જોઇ શ્રીકૃષ્ણ તથા અર્જુન ભીમસેન વિષે અતિ ભાર માનતા હતા તે યુદ્ધમા કર્ણ તથા ભીમસેને મૂકેલા બાણેકરી અત્યંત હણાયલા અશ્વ, નર તથા હસ્તિઓ બાણ સંપાતને અતિક્રમણ કરી સંગ્રામમા પડતા હતા હે રાજન્ ! હે ભરતર્ષભ ! મનુષ્ય, અશ્વ તથા ગજના પ્રાણરહિત થઇ પડેલા શરીરે કરી ક્ષણ માત્રમા પૃથ્વી ઢંકાઇ ગઈ

मनुष्याश्वगजानां च शरीरैर्गतजीवितैः ।
क्षणेन भूमिः संजज्ञे संवृता भरतर्षभ ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमकर्णयुद्धे गुर्जरभाषायां द्वात्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३२ ॥

## અધ્યાય ૧૩૩ મો. કર્ણને ભીમનું યુદ્ધ.

धृतराष्ट्र उवाच—अत्यद्भुतमहं मन्ये भीमसेनस्य विक्रमम् ।
यत्कर्णं योधयामास समरे लघुविक्रमम् ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! જે ભીમસેને મોટા પરાક્રમવાળા કર્ણ સાથે સંગ્રામમા યુદ્ધ કર્યું વાસ્તે તેના પરાક્રમને હું અતિ આશ્ચર્યરૂપ માનું છું જે કર્ણ, યક્ષ, અસુર તથા મનુષ્ય સહિત સર્વ શસ્ત્ર ધરનાર એવા દેવતાઓને પણ યુદ્ધમા વારી રાખે તે કર્ણ યુદ્ધમા લક્ષ્મીએ કરી શોભિતા પાડુપુત્ર ભીમસેનને કેમ તરી ગયો નહિ હે સંજય ! તે મને કહે ? અને જે આ પ્રાણદ્યૂત વિષે જરૂર જય કે પરાજય થવાનો છે એમ હું માનું છું એવા યુદ્ધરૂપ પ્રાણદ્યૂતમા તે બેઉનું કેવી રીતે યુદ્ધ થયું તે પણ મને કહે, જે કર્ણને પામી સંગ્રામમા મારો પુત્ર દુર્યોધન ગોવિંદ તથા સાત્યકિ સહિત પાડવોને જીતવાનો ઉત્સાહ રાખે છે તે કર્ણને ભયંકર કર્મવાળા ભીમસેને વારંવાર જીતી લીધો, એ વાત સાભળી મને જાણે મોહ પ્રાપ્ત થયો હોય નહિ તેમ થાય છે હે સંજય ! મારા પુત્રના અન્યાયે કરી કૌરવોનો નાશ થશે, એમ હું માનું છું, કારણ કે, મોટા ધનુષવાળા પાડવોને કર્ણ જીતશે નહિ, કેમકે પાડવો સાથે કર્ણે જે જે યુદ્ધ કર્યાં તે સર્વ યુદ્ધમા પાડવ કર્ણને જીત્યા છે હે તાત ! ઇન્દ્ર સહિત દેવતાઓ પણ પાડવોને જીતી શકે એમ નથી પણ મંદ બુદ્ધિવાળો મારો પુત્ર દુર્યોધન તે વાત જાણતો નથી તેમ બુદ્ધિ વિનાનો મારો પુત્ર દુર્યોધન, કુબેર સરખા યુધિષ્ઠિરના ધનને હરણ

કરી વિષ ઉપર રહેલા મધને ઇચ્છનારની પેઠે પોતાના પ્રતાપને જાણતો નથી છળ કરવામા ચતુર એવો મારો પુત્ર છળેકરી મહાત્મા પાડવોના રાજ્યને હરણ કરી હવે મે તેમને જીતી જ લીધા છે એમ માની પાડવોનુ અપમાન કરે છે, તેમ પુત્રના સ્નેહને લીધે ખરાબ અત કરણવાળા મે પણ ધર્મથી ચાલનાર મહાત્મા પાડવોને છેતર્યા ભાઇઓ સહિત દીર્ઘ દૃષ્ટિવાળા યુધિષ્ઠિર શાતિ કરવા ઇચ્છતા હતા તેમને આ અશકત છે એમ માની મારા પુત્રોએ તિરસ્કાર કર્યો તેમ મહાબાહુ ભીમસેન પણ તે દુ ખ તથા આપણા કરેલા તિરસ્કાર મનમા યાદ કરી કર્ણ સાથે યુદ્ધ કરે છે માટે હે સજય! પરસ્પર વધને ઇચ્છતા યુદ્ધ કરવામા શ્રેષ્ઠ એવા કર્ણ તથા ભીમ સગ્રામમા જે રીતે યુદ્ધ કરતા હોય તે સર્વ મને કહે’ સજય કહે છે–હે રાજન્! બે વનહસ્તિની પેઠે પરસ્પર વધને ઇચ્છતા કર્ણ તથા ભીમનો સગ્રામ જેવી રીતે થયો તેવી રીતે હુ કહુ તે સાભળો હે રાજન્! ક્રોધાયમાન થયેલા સૂર્યપુત્ર કર્ણે ક્રોધ પામેલા શત્રુને દમન કરનાર પરાક્રમી ભીમસેનને મહા વેગવાન તીક્ષ્ણ અગ્રભાગવાળા, સુવર્ણથી શોભિતા ત્રીસ બાણેકરી વિધ્યો ભીમસેને પણ બાણ નાખતા તેનુ ધનુષ તીક્ષ્ણ એવા ત્રણ બાણથી કાપી ભલ્લ નામના બાણથી એના સારથિને રથ ઉપરથી પૃથ્વી ઉપર પાડી નાખ્યો તેને જોઇ ભીમસેનના વધને ઇચ્છતા મહા બળવાન, સૂર્યપુત્ર કર્ણે સુવર્ણ તથા વૈદૂર્ય મણિથી વિચિત્ર પ્રકારના દાડાવાળી બીજી કાળશક્તિ સરખી મોટી શકિત ગ્રહણ કરી ઉંચે ઉગામી તેની પર નાખી, જીવિતના અતને કરનારી તે ઇન્દ્ર જેમ વજ્ર નાખે તેમ ભીમસેન ઉપર નાખતા મોટો શબ્દ કરવા લાગી તે શબ્દ સાભળી તમારા પુત્ર હર્ષિત થયા કર્ણના હાથમાથી મૂકાયલી સૂર્ય તથા અગ્નિ સરખી કાતિવાળી તે શક્તિને આકાશમાજ સાત બાણેકરી ભીમસેને કાપી નાખી છૂટા મૂકેલા સર્પ સરખી તે શકિતને કાપી કર્ણના પ્રાણને જાણે ખોળતા હોય નહિ એવા ભીમસેને શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, યમદડ સરખા, સુવર્ણના પૂખવાળા, મયૂર પીછ બાધેલા બાણ ક્રોધથી તેની ઉપર નાખ્યા કર્ણે પણ સુવર્ણના પૃષ્ઠભાગવાળુ, કોઇથી સહન થાય નહિ એવુ બીજુ ધનુષ ગ્રહણ કરી તે મોટા ધનુષને ખેચી ભીમસેન ઉપર બાણ નાખ્યા તેમને પાડુપુત્ર ભીમસેને નતપર્વવાળા નવ બાણોવડે કાપી મોટો સિહનાદ કર્યો ઋતુમતિ ગાય વાસ્તે જેમ બળવાન એવા બે ગોવૃષ શબ્દ કરે તેમ પરસ્પર શબ્દ કરતા, માસ વાસ્તે બે સિહ જેમ પરસ્પર ગર્જના કરે તેમ ગર્જના કરતા, પરસ્પર મારવા ઇચ્છતા એક બીજાને જેમ વૃષભ જુવે તેમ અન્યોન્ય સામે જોતા એવા તે બેઉ મોટા બે હસ્તિ જેમ એક બીજા સામે આવી દાતના અગ્રભાગેકરી પરસ્પરને હણે તેમ કર્ણ પર્યંત ધનુષ ખેચી સારી રીતે મૂકેલા બાણેકરી અન્યોન્ય હણતા હતા હે મહારાજ! શસ્ત્રવૃષ્ટિએ કરી પરસ્પર બાળતા એક બીજા સામે જોતા, કોપથી ફાડેલા છે નેત્ર જેમણે એવા, વારવાર એક બીજાને તિરસ્કાર કરતા, હાસ્ય કરતા તથા શખનો શબ્દ કરતા તે બેઉ પરસ્પર યુદ્ધ કરતા હતા હે મારિષ! તેટલામા ભીમસેને વળી તેના મુષ્ટિ દેશમા રહેલા ધનુષને કાપી શખ સરખા વર્ણવાળા તેના અશ્વને બાણેકરી યમલોક પ્રત્યે મોકલી સારથિને પણ રથમા બેસવાના સ્થાનક ઉપરથી નીચે પાડી નાખ્યો તે સમયે હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવો કર્ણ દુરત્યય એવી ચિતાને પ્રાપ્ત થયો, અને ભીમસેનની બાણજાળથી મોહિત થઇ કઇ કર્તવ્યને પણ જાણતો નહોતો એ રીતે કષ્ટને પ્રાપ્ત થયેલા કર્ણને જોઇ ક્રોધેકરી જાણે કપતો હોય નહિ એવો દુર્યોધનરાજા પોતાના ભાઇ દુર્જયને કહેવા લાગ્યો કે હે દુર્જય! આ જો પાડુપુત્ર ભીમસેન રાધાપુત્ર કર્ણને ગળે છે વાસ્તે તુ ત્યા સહાયે જા તત્કાળ પુરૂષના ચિન્હહીન એવા

તેને હણ, અને કર્ણ વિષે બળ ધારણ કર, એવા દુર્યોધનના વચન સાભળી 'ઠીક બહુ સારૂ' એમ તેને કહી તમારા પુત્ર દુર્જયે ઘણાક બાણ નાખતા ભીમસેન સામે દોડી નવ બાણ ભીમસેન ઉપર, આઠ તેના અશ્વ ઉપર, છએકરી સારથિને, ત્રણથી ધ્વજને, ને બીજા સાતથી વળી તેને વિધ્યો અત્યત ક્રોધાયમાન થયેલા ભીમસેને પણ બાણેકરી ભેદાયા છે મર્મસ્થાન જેનાં એવા દુર્જયને અશ્વ તથા સારથિ સહિત યમલોક પ્રત્યે મોકલી દીધો. શણગારેલા સર્પની પેઠે પૃથ્વી વિષે ચેષ્ટા કરતા તે તમારા પુત્રને જોઇ નેત્રમા આવ્યા છે અશ્રુ જેને એવા પીડિત કર્ણે તેની પ્રદક્ષિણા કરી અને ભીમસેન તો અત્યત વૈરી એવા તે કર્ણને ગર્વથી વિરથ કરી બાણમય થતો તથા નકુથી તેને મારવા લાગ્યો એ રીતે એના બાણથી ભેદાયો તોપણ અતિરથિ એવા શત્રુને તપાવનાર કર્ણે ક્રુદ્ધરૂપ ભીમસેનનો સગ્રામમા ત્યાગ કર્યો નહિ

समाचितोद्‌बाणगणै शतघ्नीभिश्च शकुभिः ॥
तथाप्यतिरथ कर्णोभिद्यमानोस्यसायकै ।
न जहौ समरे भीम क्रुद्धरूप परतप ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि कर्णभीमयुद्धे गुर्जरभाषायां त्रयस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३३ ॥

## અધ્યાય ૧૩૪ મો. કર્ણ પલાયન

सजय उवाच—सर्वथा विरथः कर्ण पुनर्भीमसमनिर्जित ।
रथमन्य समास्थाय पुनर्विव्याध पाडव ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! સર્વથી વિરથ અને ફરીથી ભીમે પરાજય પમાડેલો કર્ણ બીજા રથમા બેસી પાછો પાડુપુત્ર ભીમસેનને વિધવા લાગ્યો તે સમયે બે મોટા હસ્તિઓ એક બીજા સામે આવી દાતના અગ્રભાગે કરી પરસ્પર હણે તેમ કાનપર્યત ધનુષ ખેચી મૂકેલા બાણેકરી તે બેઉ અન્યોન્યને હણતા હતા તેટલામા કર્ણે બાણના સમુદાયથી ભીમસેનને ઢાકી દેઇ મોટો શબ્દ કરી વળી વક્ષસ્થળમા તેને વિધ્યો ભીમસેને દશ બાણેકરી તેને વિધી વળી નતપર્વવાળા સીત્તેર બાણથી વિધ્યો હે રાજન્! વળી ભીમસેને નવ બાણેકરી કર્ણને સ્તનના મધ્ય ભાગમા વિધી તીક્ષ્ણ એવા એક બાણેકરી એના ધ્વજને પણ વિધી અકુશે કરી જેમ મોટા હસ્તિને વિધે અને ચાબુકે કરી જેમ અશ્વને મારે તેમ બીજા ત્રેસઠ બાણથી તેને ઝપાટયો હે મહારાજ! યશસ્વી એવા પાડુપુત્ર ભીમસેને અત્યત વિધેલા ક્રોધથી લાલ નેત્રવાળા, શૂરવીર તેણે બે ગલોફા ચાટી સર્વ કાયાને અવદારણ કરે એવુ બાણ ઇન્દ્ર જેમ બળ નામના દૈત્ય ઉપર વજ્ર નાખે તેમ ભીમસેન ઉપર નાખ્યુ. સગ્રામમા સૂતપુત્ર કર્ણના ધનુષમાથી નીકળેલુ વિચિત્ર પ્રકારના પુખવાળુ તે બાણ ભીમસેનને ભેદી પૃથ્વીને વિદારણ કરતુ તેમા ગયુ, તેથી ક્રોધેકરી લાલ છે નેત્ર જેના એવા મહાબાહુ ભીમસેને ચાર હાથથી મોટી, સુવર્ણથી શોભિતી, છ ખુણાવાળી, વજ્ર સરખી પોતાની ગદા વિચાર ન કરતાં એકદમ સૂતપુત્ર કર્ણ ઉપર નાખી તે ગદાએ કરી ભરતકુળમા ઉત્પન્ન થયેલા સક્રુદ્ધ એવા તેણે ઇન્દ્ર

જેમ વજ્રેકરી અસુરોને હણે તેમ અધિરથ પુત્ર કર્ણના તેના રથને વહન કરનાર મોટા અશ્વને હણી ક્ષુરપ્ર નામના બે બાણેકરી એના ધ્વજને કાપી બીજા બાણોએકરી એના સારથિને પણ હણ્યો હણાયા છે અશ્વ તથા સારથિ જેના એવા પડી ગયેલા ધ્વજવાળા તે રથનો ત્યાગ કરી હે ભારત ! ખેદયુક્ત છે મન જેનુ એવો કર્ણ ધનુષ સજ્જ કરી સામે ઉભો રહ્યો. તે સ્થાનકે રાધાપુત્ર કર્ણનુ આશ્ચર્યરૂપ પરાક્રમ અમે જોયુ તે એ જે વિરથ એવા રથિમા શ્રેષ્ઠ તેણે શત્રુને વારી રાખ્યો સગ્રામના મધ્યમા વિરથ એવા મનુષ્યના શ્રેષ્ઠ કર્ણને જોઇ દુર્યોધને દુર્મુખને કહ્યુ કે, હે દુર્મુખ ! આ રાધાપુત્ર કર્ણને ભીમસેને વિરથ કર્યો, વાસ્તે નરશ્રેષ્ઠ એવા તે મહારથિને ઝટ રથ આણી આપ હે ભારત ! એવા દુર્યોધનના વચન સાભળી દુર્મુખ, બાણેકરી ભીમસેનને વારતો તત્કાળ કર્ણની પાસે ગયો સગ્રામમા સૂતપુત્રની પાછળ ગયેલા દુર્મુખને જોઇ વાયુપુત્ર ભીમસેને પ્રસન્ન થઇ બે ગલોફા ચાટી કર્ણને વારી રાખી પોતાનો રથ જલદી દુર્મુખ સામે ચલાવ્યો તે જ વખતે હે મહારાજ ! સુન્દર મુખવાળા, નતપર્વવાળા નવ બાણેકરી દુર્મુખને યમલોક પ્રત્યે મોકલી દીધો ત્યારપછી તે જ રથપ્રત્યે બેઠેલા અધિરથ પુત્ર કર્ણ દેદીપ્યમાન સૂર્ય સરખો શોભતો હતો પછી સૂર્યપુત્ર કર્ણ રણભૂમિમા સૂતેલા, ભેદાયા છે મર્મસ્થાન જેના રુધિરે કરી વ્યાપ્ત એવા દુર્મુખને જોઇ અશ્રુએ કરી પૂર્ણ છે નેત્ર જેના એવો તે બે ઘડી મોહાવિષ્ટ થઇ પ્રાણરહિત થઈ પડેના તેને અતિક્રમણ સાથે પ્રદક્ષિણા કરી મોટા નિશ્વાસ નાખી તે સમયે કઇ પણ કર્તવ્યને જાણતો ન હતો હે રાજન્ ! એ છીદ્ર જોઇ ભીમસેને ગીધના પીછ બાધેલા નારાચ નામના ચૌદ બાણ કર્ણ ઉપર નાખ્યા સુવર્ણના પુખવાળા બાણ મોટા પરાક્રમવાળા કર્ણના સુવર્ણથી વિચિત્ર પ્રકરના કવચને ભેદી હે મનુષ્યેદ્ર ! ક્રોધાયમાન કાળે પ્રેરેલા સર્પની પેઠે રક્તભોજન કરનાર એવા સૂતપુત્રના રૂધિરનુ પાન કરી પૃથ્વી વિષે જતા તે દશે દિશાઓમા શોભતા હતા ભીમસેનને રાધાપુત્ર કર્ણે સુવર્ણથી શોભિતા અતિ ઉગ્ર એવા નારાચ નામના ચૌદ બાણેકરી વિચાર ન કરતા વિંધ્યો કર્ણના નાખેલા ભયકર તે બાણ ભીમસેનના ડાબા હાથને ભેદી ક્રૌચપર્વત પ્રત્યે જેમ પક્ષિઓ પ્રવેશ કરે તેમ પૃથ્વી પ્રત્યે પ્રવેશ કરતા, તે સૂર્ય અસ્ત થવા સમયે જેવા તેના કિરણો શોભે તેમ શોભતા હતા કર્ણે મર્મ ભેદનાર નારાચ નામના બાણેકરી ભેદેલો ભીમસેન પર્વત જેમ જળને સ્રવે તેમ રૂધિરને સ્રવતો હતો ભીમસેને પણ ગરૂડ સરખા વેગવાળા ત્રણ બાણેકરી સૂતપુત્રને વિંધી બીજા સાતેકરી એના સારથિને પણ વિંધ્યો હે મહારાજ ! ભીમના બાણેકરી હણાયનો વિહ્વળ એવા કર્ણ મહા ભયથી સગ્રામનો ત્યાગ કરી વેગવાન, અશ્વેકરી ભાગવા લાગ્યો અતિરથિ એવો ભીમસેન તો સુવર્ણથી શોભિતુ ધનુષ ખેચી પ્રજ્વલિત અગ્નિની પેઠે સગ્રામમા ઉભો રહ્યો

प्राद्रवज्जवनैरश्वै रणाहित्वा महाभयात् ॥
भीमसेनस्तु विस्फार्यचापं हेमपरिष्कृत ।
आहवेतिरथो तिष्ठज्ज्वलन्निव हुताशन ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमकर्णापयाने गुर्जर-भाषाया चतुस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३४ ॥**

# અધ્યાય ૧૩૫ મો. દુર્મુખાદિનો વધ.

**धृतराष्ट्र उवाच—दैवमेव परमन्ये धिक्पौरुषमनर्थकं ।**
**यत्राधिरथिरायत्तो नातरत्पांडवं रणे ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! જે માટે સાવધાન થયેલો કર્ણ સંગ્રામમાં પાંડુપુત્ર ભીમસેનને તરી ગયો નહિ વાસ્તે પૌરૂષ અનર્થક છે અને દૈવનેજ હું શ્રેષ્ઠ માનું છું કર્ણ સંગ્રામમાં ગોવિંદ સહિત પાંડવોને જીતવાનો ઉત્સાહ રાખે છે અને હું પણ લોકમાં કર્ણ સમાન કોઇ પણ યોદ્ધાને જોતો નથી એમ વારવાર દુર્યોધન કહેતો હતો તેથી મે સાભળ્યુ હતુ તેમ હે સૂત ! પૂર્વે દુર્યોધને આ રીતે પણ મને કહ્યું હતુ કે કર્ણ બળવાન, શૂરવીર, દૃઢ ધનુષવાળો ખેદરહિત છે માટે તેની સહાયતાવાળા મને સંગ્રામમાં દેવતાઓ પણ જીતી શકે નહિ ત્યારે સત્વરહિત ખેદયુક્ત મનવાળા પાંડુપુત્ર તો કોણ માત્ર ? એમ મને વારવાર કર્ણ વિષે કહ્યું હતુ કર્ણને નિર્વિષ સર્પની પેઠે પરાજય પામેલો તથા સંગ્રામમાંથી પલાયન કરેલો જોઇ દુર્યોધન શું કહેશે ? વળી મોહ પામેલા જેણે યુદ્ધમાં અવિશારદ એવા એકલા દુર્મુખને પતંગિયાની પેઠે અગ્નિમા પ્રવેશ કરાવ્યો, પણ હે સંજય ! અશ્વત્થામા, મદ્રરાજ, કૃપાચાર્ય તથા કર્ણ એટલા એકઠા મળે તોપણ જરૂર ભીમસેન સામે ઉભા રહેવા સમર્થ થાય નહિ તેમ મહા ઘોર એવા દશ હજાર હસ્તિની જેને ઉપમા અપાય એવા એના બળને તથા વાયુ સરખા તેજવાળા તેના ક્રૂર વ્યવસાયને જાણતા એવા તેઓ પણ કાળની જેને ઉપમા અપાય એવા ક્રૂર કર્મવાળા તેને શું કરવા કોપાવશે એક મહાબાહુ કર્ણે પોતાના બાહુબળે કરી ગર્વિષ્ઠ એવા ભીમસેનનો અનાદર કરી તેની સાથે યુદ્ધ કર્યું, જેણે તે ક્ષણને ઇન્દ્ર જેમ અસુરોને જીતે તેમ સંગ્રામમા જીતી લીધો પાંડુપુત્ર એવા ભીમસેનને કોઇપણ જીતવા સમર્થ છેજ નહિ જે એકલો ભીમસેન ધનંજયને ખોળવા વાસ્તે દ્રોણને મથન કરી મારી સેનાપ્રત્યે પેઠો તેને જીવવાને ઇચ્છનો કોણ સામે થાય ? હે સંજય ! હાથમાં ઉગામેલુ છે વજ્ર જેણે એવા મહેન્દ્રની આગળ જેમ દાનવ ઉભા રહેવાનો ઉત્સાહ ન કરે તેમ ભીમસેન આગળ ઉભા રહેવાનો કોણ ઉત્સાહ કરે ? કદિ પ્રેતરાજના નગરમાં જઇ મનુષ્ય પાછો આવે પણ સંગ્રામમાં ભીમસેનને પ્રાપ્ત થઇ પાછો આવે નહિ સંક્રુદ્ધ થએલા ભીમસેન પ્રત્યે મોહાવિષ્ટ થઇ જે દોડે છે તે અલ્પ ચિત્તવાળા પતંગ નામના જંતુ જેમ અગ્નિમા પ્રવેશ કરે તેમ અગ્નિમાં પ્રવેશ કરે છે તે દહાડે સભામાં કૌરવો સાભળતાં મારા પુત્રોના વધ સબધી ભીમસેને તે ગર્વિષ્ઠોની આગળ ભાષણ કર્યું હતુ, જરૂર તેને યાદ કરી પરાજય પામેલા કર્ણને જોઇ ભાઇ સહિત દુઃશાસન ભીમના ભયથી વિરામ પામશે

હે સંજય ! દુર્બુદ્ધિવાળા દુર્યોધને સભામાં વારવાર કહ્યું હતુ કે કર્ણ દુઃશાસન તથા હું યુદ્ધમાં પાંડવોને જીતીશું દુર્યોધન ભીમસેને વિરથ કરેલા પરાજય પામેલા કર્ણને જોઇ શ્રીકૃષ્ણના સલાહના વચનનો અનાદર કરનાર મારો પુત્ર અત્યંત સંતપ્ત થશે. તેમજ સંગ્રામમાં ભીમસેને હણેલા કવચ યુક્ત પોતાના ભાઇઓને જોઇ મારો પુત્ર દુર્યોધન પોતે અપરાધી હોવાથી જરૂર અત્યંત સંતપ્ત થશે ભયંકર આયુધવાળા ક્રોધ પામેલા સાક્ષાત્ કાળની પેઠે ઉભેલા શત્રુ એવા પાંડુપુત્ર ભીમસેન સામે પોતાના જીવતને ઇચ્છતો કયો પુરૂષ જાય ? વડવામુખના મધ્યમાં રહેલો કદી મૂકાય પણ ભીમસેનના મુખમાં પ્રાપ્ત થએલો મૂકાય નહિ,

એવી મારી મતિ છે પાડવ, પાચાલ, કશવ ભગવાન તથા સાત્યકિ ક્રોધથી સતમ થયેલા એ-ટલા યુદ્ધમા જીવિતનુ રક્ષણુ કરવુ જાણુતા નથી અને હે સૂત ! મારા પુત્રોનુ જીવિત તો નાશ થયેલુજ છે સજય કહે છે–હે કૌરવ્ય ! તમે જે સમયે મહા ભય પ્રાપ્ત થયો તે સમયે શોચ કરો છો, તે તમેજ આ જગતના નાશનુ મૂળ છો એમા સશય નથી પોતેજ પુત્રોના વચન માની મોટુ વૈર કરી નજીક મરણ આવેલો જેમ સારા પથ્ય ઔષધને ગ્રહણ કર નહિ, તેમ કોઇ સારા વચન કહે તો તમો ગ્રહણ કરતા ન હતા હે મહારાજ ! હે નરોત્તમ ! પોતેજ અત્યત દુર્જર એવુ કાળકૂટ વિષપાન કર્યુ માટે આજ હવે તેના ફળને પ્રાપ્ત થાઓ તે કુત્સિત સમયે યુદ્ધ કરતા મહા બળવાન યોદ્ધાઓ તમને કહુ તથા જે રીતે યુદ્ધ પ્રવર્ત્તમાન થયુ તે પણ કહુ તે સાભળો હે ભારત ! ભીમસેને પરાજય પમાડેલા કર્ણને જોઈ મોટા ધનુષવાળા સૌદર્ય એવા દુર્મર્ષણ, દુસહ, દુર્મદ, દુર્ધર તથા જય એ પાચ ભાઇઓ જે તમારા પુત્ર છે તે સહન કરી શકયા નહિ તેથી વિચિત્ર પ્રકારના કવચ પહેરેલા તેઓએ શત્રુ એવા ભીમસેન સામે દોડી ચોતરફથી મહાબાહુ એવા તેને ઘેરી લીધો તીડ નામના જતુના સમુદાયે કરી દિશાઓ જેમ ઢકાઇ જાય તેમ બાણેકરી દિશાઓને ઢાકી દેઇ સામે આવતા તે દેવ સરખા કુમારોને ભીમસેને હસતો હોય નહિ તેની પેઠે તત્કાળ ગ્રહણ કર્યા ભીમસેન સમીપ ગયેલા તમારા પુત્રોને જોઇ રાધાપુત્ર કર્ણ શિલા ઉપર તીક્ષ્ણ કરલા, સુવર્ણના પુખવાળા, તીક્ષ્ણ એવા બાણ નાખતો મહા બળવાન ભીમસેન સામે આવ્યો તમારા પુત્રોએ વારણ કરેલો ભીમસેન પણ જલદી તેની સામે ગયો, તેટલામા કૌરવો ચોતરફથી કર્ણને વિંટી સન્નત છે પર્વ જેમના એવા બાણ ભીમસેન ઉપર નાખવા લાગ્યા હે રાજન્ ! તેટલામા ભીમસેને પચ્ચીસ બાણેકરી અશ્વ તથા સારથિ સહિત ભયકર ધનુષવાળા તે પુરૂષ શ્રેષ્ઠને યમલોક પ્રત્યે મોકલી દીધા તેઓ સમયે પ્રાણરહિત તે, વિચિત્ર પ્રકારના પુષ્પ ધરનાર વાયુએ ભાગેલા મોટા વૃક્ષ જેમ પડે તેમ સારથિ સહિત રથ ઉપરથી નીચે પડયા તે વખતે ભીમસેનનુ અદ્ભુત એવુ પરાક્રમ અમે જોયુ બાણેકરી અધિરથપુત્રને વારી રાખતા તમારા પુત્રોને તેણે હણ્યા હે મહારાજ ! ભીમસેને તીક્ષ્ણ બાણકરી ચોતરફથી વારણ કરેલો સૂતપુત્ર કર્ણ ભીમસેન સામે જોતો હતો તેમજ ક્રોધથી રક્ત છે નેત્ર જેના એવા ભીમસેન પણ મોટુ ધનુષ સજ્જ કરી કર્ણ સામે જોતો હતો

त भीमसेन सरभात्क्रोधसरक्त लोचनः ।
विस्फार्य सुमहच्चाप मुहु कर्णमवैक्षत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमसेनपराक्रमे गुर्जरभाषाया पंचत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३५ ॥

## અધ્યાય ૧૩૬ મો. ભીમનાં પરાક્રમો.

सजय उवाच—तवात्मजांस्तुपतितान् दृष्ट्वा कर्णः प्रतापवान् ।
क्रोधेन महताविष्टो निर्विण्णो भूत्सजीवितात् ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! એ રીતે પડેલા તમારા પુત્રોને જોઇ મોટા ક્રોધેકરી

આવિષ્ટ અને પ્રતાપવાન અધિરથ પુત્ર કર્ણ, જીવિત વિષે પણ વિરાગવાન થઇ પોતાની સમક્ષ ભીમે તમારા પુત્રોને હણ્યા તેથી કર્યો છે અપરાધ જેણે એવો પોતાના આત્માને માનતો હતો, એટલામા ક્રોધાયમાન થયેના મભ્રાત એવા ભીમસેને પૂર્વનુ વેર યાદ કરી તીક્ષ્ણ એવા બાણ કર્ણ ઉપર નાખ્યા રાધાપુત્ર કર્ણે પણ હસતો હોય નહિ તેની પેઠે શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, સુવર્ણના પુખવાળા પાચ બાણેકરી ભીમસેનને વિંધી વળી બીજા સિત્તેરથી વિંધ્યો કર્ણે નાખેલા તે બાણને ન ગણકારતા ભીમસેને નતપર્વવાળા સો બાણથી રાધાપુત્રને વિંધી વળી બીજા પાચ બાણેકરી મર્મસ્થાનમા વિંધી હે મારિષ ! બીજા ભલ્લ નામના બાણેકરી સૂતપુત્ર કર્ણનુ ધનુષ કાપી નાખ્યુ હે ભારત ! તે વખતે ખેદયુક્ત મન-વાળા શત્રુને તપાવનાર કર્ણે બીજુ ધનુષ ગ્રહણ કરી અનેક બાણવડે ભીમસેનને ઢાકી દીધો, ભીમસેને તેના અશ્વ તથા સારથિને હણી મોટુ હાસ્ય કરી બાણેકરી એનુ ધનુષ પણ કાપી નાખ્યુ હે મહારાજ ! સુવર્ણના પૃષ્ઠભાગવાળુ મોટા શબ્દ યુક્ત તે નીચે પડી ગયુ. તે સમયે મહારથિ કર્ણે રથમાથી નીચે ઉતરી ગદા ગ્રહણકરી ક્રોધેકરી ભીમસેન ઉપર નાખી આવતી તે મોટી ગદાને જોઇ ભીમસેને સર્વ સૈન્ય જોતા બાણેકરી તેને વારી રાખી પરાક્રમી પાડુપુત્રે ઉતાવળથી સૂતપુત્રના વધની ઇચ્છાથી તેની ઉપર હજારો બાણ નાખ્યા. કર્ણે પણ તે મહા સગ્રામમા બાણેકરી તેના બાણને વારી રાખી બીજા બાણોએકરી ભીમ-સેનનુ કવચ ભેદી સર્વ સૈન્ય જોતા નારાચ નામના પચ્ચીસ બાણ તેની ઉપર નાખ્યા. સક્રુદ્ધ થયેલા મહાબાહુ ભીમસેને પણ નતપર્વવાળા નવ બાણ સૂતપુત્ર ઉપર નાખ્યા ભીમ-સેને નાખેલા તીક્ષ્ણ એવા તે બાણ તેનુ કવચ તથા દક્ષિણ બાહુને ભેદી સર્પ જેમ રાફડા પ્રત્યે જાય તેમ ધરણી પ્રત્યે ગયા એ રીતે ભીમસેનના ધનુષમાથી નીકળેલા બાણના ઓઘે-કરી ઢકાઇ ગયેલો કર્ણ વળી ભીમસેનથી વિમુખ થયો કુતિપુત્રના બાણથી ઢકાઇ ગયેલા, વિમુખ થયેના, પાયદળ એવા તે સૂતનદનને જોઇ દુર્યોધને પોતાના ભાઇઓને કહ્યુ કે સાવ ધાન થઇ જલદી કર્ણના રથ પ્રત્યે જાઓ એવા આશ્ચર્યરૂપ ભાઇના વચન સાભળી વિચિત્ર પ્રકારથી યુદ્ધ કરનાર ચિત્રોપચિત્ર, ચિત્રાક્ષ, ચારૂચિત્ર, શરાસન, ચિત્રાયુદ્ધ, તથા ચિત્રવર્મા એટલા તમારા પુત્ર યુદ્ધમા પાડુપુત્ર ભીમસેન ઉપર બાણ નાખતા તેની સામે ગયા આવતા તેમને જોઇ મહારથિ ભીમસેને તત્કાળ એક એક બાણેકરી સગ્રામમા તમારા પુત્રોને પાડયા ભીમસેને હણેલા તે, વાયુએ ભાગેલા વૃક્ષોની પેઠે પૃથ્વી ઉપર પડતા હતા હે રાજન્ ! મહારથિ એવા હણાએલા તમારા પુત્રોને જોઇ અશ્રુએકરી પૂર્ણ છે મુખ જેનુ એવા કર્ણે વિદુરના વચન યાદ કર્યા પછી પરાક્રમી કર્ણ ઉતાવળથી વિધિપુરસર કલ્પેના બીજા રથમા બેસી યુદ્ધમા પાડુપુત્ર ભીમસેન સામે આવ્યો તે સમયે તે બેઉ જણ શિલા ઉપર તીક્ષ્ણ કરેલા, સુવર્ણના પુખવાળા, બાણેકરી એક બીજાને અન્યોન્ય ભેદી સૂર્યકિરણોએ પ્રકાશિત બે મેઘ શોભે તેવા શોભતા હતા તેટલામા ક્રોધાયમાન થયેલા પાડુપુત્ર ભીમસેને તીક્ષ્ણ એવા ભલ્લ નામના છત્રીસ બાણેકરી સૂતપુત્ર કર્ણનુ કવચ ભેદ્યુ હે ભરતર્ષભ ! મહાબાહુ સૂતપુત્ર કર્ણે પણ સન્નતપર્વવાળા પચાસ બાણેકરી કુતિપુત્ર ભીમસેનને વિંધ્યો તે સમયે બાણોએ કર્યા છે મોટા વ્રણ જેમને, તે જાણે રક્તચદને કરી લીપાઇ ગયેલા હોય નહિ એવા રૂધિરેકરી વ્યાપ્ત તે બેઉ ઉદય પામેલા સૂર્ય ચદ્ર સમ શોભતા હતા તેમ બાણથી ભેદાયા છે અંગ જેમના એવા તે બેઉ રૂધિરથી વ્યાપ્ત એવા અગેકરી છૂટા મૂકેલા બે સર્પ સરખા દીસતા હતા. બે વ્યાઘ્ર જેમ પરસ્પર દાઢેકરી અન્યોન્યને હણે તેમ પુરૂષમા વ્યાઘ્રરૂપ શૂરવીર તે બેઉ મેઘની

પેઠે પરસ્પર વર્ષતા હતા બે હસ્તિ જેમ દાતના અગ્રભાગેકરી અન્યોન્ય ભેદે તેમ બાણેકરી એક બીજાના શરીરને ભેદતા તે બેઉ અત્યત શોભતા હતા પરસ્પર શબ્દ કરતા, હર્ષથી ક્રીડા કરતા, રથેકરી નાના પ્રકારના મડળાકાર કરતા રથિમા ઉત્તમ ગાય વાસ્તે બળવાન બે ગોધની પેઠે પરસ્પર શબ્દ કરતા સિંહની પેઠે પરાક્રમી, મહા બળવાન, પુરૂષમા સિહરૂપ, પરસ્પર જોતા, ક્રોધથી સરક્ત નેત્રવાળા, મહા પરાક્રમી તે બેઉ ઇન્દ્ર તથા બલિરાજાની પેઠે પરસ્પર યુદ્ધ કરતા હતા, તેટલામા મહાબાહુ ભીમસેન બે હાથથી ધનુષને ખેચી સગ્રામમા વિજળી સહિત મેઘ સરખો શોભતો હતો પછી નેમિના શબ્દરૂપી કડાકાવાળા ધનુષરૂપી વિજળીયુક્ત ભીમસેનરૂપી મહા મેઘે, બાણરૂપી જળેકરી કર્ણરૂપી પર્વતને ઘેરી લીધો હે ભારત ! ત્યાર પછી વળી ભયકર પરાક્રમવાળા પાડુપુત્ર ભીમસેને સારી રીતે નાખેલા હજાર બાણેકરી કર્ણને ઢાકી દીધો તે વખતે તમારા પુત્રોએ ભીમસેનના પરાક્રમને જોયુ, તે એ કે, સારા પુખવાળા, ગૃધ્રના પીછ બાધેલા બાણેકરી તેણે કર્ણને આચ્છાદાન કરી દીધો એ રીતે સગ્રામમા ભીમસેન, અર્જુન, યશસ્વી, કેશવ ભગવાન, સાત્યકિ તથા બે ચક્ર રક્ષકને આનદ આપતા કર્ણ સાથે યુદ્ધ કરતો હતો હે મહારાજ ! ભીમસેનનુ પરાક્રમ, તેનુ બાહુબળ તથા ધૈર્ય જોઇ તમારા પુત્ર ખેદયુક્ત મનવાળા થયા

विक्रम भुजयोर्वीर्य धैर्य च विदितात्मनः ।
पुत्रास्तव महाराज दृष्ट्वा विमनसोभवन् ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमयुद्धे गुर्जरभाषायां षट्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३६ ॥**

## અધ્યાય ૧૩૭ મો. ભીમનું મહા ભીમ કર્મ.

**संजय उवाच—भीमसेनस्य राधेय' श्रुत्वा ज्यातलनि स्वन ।**
**नामृष्यत यथामत्तो गज प्रति गजस्वन ॥**

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! રાધાપુત્ર કર્ણ ભીમસેનના પ્રત્યચા તથા તલશબ્દને સાભળી મદોન્મત્ત હસ્તિ જેમ સામેના હસ્તિનો શબ્દ સાભળી તે સહન કરી શકે નહિ તેમ સહન કરી શકયો નહિ તેથી બે ઘડી સુધી ભીમસેન સમીપથી દૂર જઇ તેણે રણભૂમિમા પાડેલા તમારા પુત્રોને જોઇ ખેદયુક્ત છે મન જેનુ એવો તે વારવાર ઉષ્ણ એવા મોટા નિશ્વાસ નકી પાછો પાડુપુત્ર ભીમસેન સામે આવ્યો તામ્ર સરખા નેત્રવાળો, ક્રોધથી મોટા સર્પની પેઠે શ્વાસોચ્છ્વાસ કરતો, સૂર્ય જેમ કિરણોનો વિસ્તાર કરે તેમ ભીમસેન ઉપર બાણ નાખતો કર્ણ શોભતો હતો હે ભરતર્ષભ ! સૂર્યના કિરણોએ કરી જેમ પર્વત ઢકાય તેમ કર્ણના ધનુષમાથી નીકળેલા બાણેકરી ભીમસેન ઢકાઇ ગયો કર્ણના ધનુષમાથી નીકળેલા મયૂરપીંછ બાધેલા બાણ પક્ષીઓ જેમ નિવાસ કરવા સારૂ મોટા વૃક્ષ ઉપર જાય તેમ ચોતરફથી મહા બળવાન ભીમસેન તરફ જતા હતા કર્ણના ધનુષમાથી નીકળેલા તે તે ઠેકાણે જતા સુવર્ણના પુખવાળા તે બાણ આકાશમા પક્તિરૂપે ઉડતા હસ જેવા

શાભે તેવા શોભતા હતા હે રાજન્ ! અધિરથ પુત્ર કર્ણના બાણ તેની શીઘ્રતાને લીધે ધનુષ, ધ્વજ, ઉપસ્કર, છત્ર, રથ, દંડ તથા ધુસરી ઉપર ત્વરાથી પડતા દેખાતા હતા તેમ અધિરથ પુત્ર કર્ણ મોટા વેગથી આકાશને પુરી દેતા, ગૃધ્રના પીંછ બાંધેલા, સુવર્ણથી શોભિતા બાણ નાખતો હતો એ રીતે કર્ણે સામે આવતા કાળ સરખા ભીમસેનને સંગ્રામમાં પ્રાણનો ત્યાગ કરી તીક્ષ્ણ બાણેકરી વિંધ્યો સંગ્રામમા તે કર્ણના અસહ્ય એવા વેગને જોઇ પરાક્રમી પાંડુપુત્ર ભીમસેને આવતા તેના મોટા બાણના ઓઘને વારી રાખ્યા પછી પાંડુપુત્ર ભીમસેન અધિરથિની શરજાળને વિંધી શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બીજા વીસ બાણેકરી કર્ણને પણ વિંધ્યો હે ધૃતરાષ્ટ્ર ! જે રીતે પૂર્વે કર્ણ બાણેકરી ભીમસેનને ઢાંકી દીધો હતો તેજ રીતે સંગ્રામમા પાંડુપુત્ર ભીમસેને કર્ણને બાણોએકરી ઢાંકી દીધો હે ભારત ! યુદ્ધમા ભીમસેનના પરાક્રમને જોઇને તમારા યોદ્ધાઓ અને ચારણો હર્ષ પામ્યા ભૂરિશ્રવા, કૃપાચાર્ય, દ્રોણનો પુત્ર અશ્વત્થામા મદ્રરાજ, જયદ્રથ, ઉત્તમૌજા, યુધામન્યુ, સાત્યકિ, શ્રીકૃષ્ણ ને અર્જુન એ કુરૂકુળમા શ્રેષ્ઠ એવા દશ મહારથિઓ હે રાજન્ ! 'સારૂ સારૂ' એ રીતે કહીને વેગેકરી સિંહનાદ કરવા લાગ્યા, તે રૂંવા ઉભા કરે એવો રણસંકુલ શબ્દ થયો ત્યારે હે રાજન્ ! તમારો પુત્ર દુર્યોધન ઉતાવળો થઇને પુત્ર સહિત એવા રાજાઓને અને વિશેષે કરીને સહોદર ભાઇઓને કહેવા લાગ્યો કે, તમારૂ કલ્યાણ થાઓ અને ભીમસેન થકી કર્ણની રક્ષા કરવા માટે જાઓ કેમકે પાસ ઉભેલા ભીમના ધનુષમાથી નીકળેલા બાણ રાધાપુત્ર કર્ણને વાગે છે માટે સૂતપુત્ર કર્ણની રક્ષા કરવામા જેઓના મોટા ધનુષ છે એવા તમે યત્ન કરો હે ભારત ! દુર્યોધને આજ્ઞા કરેલા એવા સાત સહોદર ભાઇઓ ભીમ-સેન સમીપ જઇ ક્રોધાયમાન થઇ તેને વિંટી વળ્યા અને જેમ વર્ષાઋતુમા મેઘ જળની ધારાઓ વડે પર્વતને ઢાંકી દે તેમ બાણની વૃષ્ટિઓવડે કુંતિપુત્ર ભીમસેનને ઢાંકી દીધો હે રાજન્ ! જેમ સાત ગ્રહો ચંદ્રને નડે તેમ સાત મહારથિઓ ક્રોધાયમાન થઇ પ્રજા સંહાર કરવામા ભીમસેનને પીડા કરવા લાગ્યા ત્યાર પછી હે રાજન્ ! કુંતિપુત્ર ભીમસેને દૃઢ મુઠી-વડે શોભિતા ધનુષને દબાવી શત્રુઓ સામે સૂર્ય કિરણો સરખા પ્રકાશિત સાત બાણ સાંધી હે મહારાજ ! પૂર્વે કરેલા વેરને સંભારતો અને તમારા પુત્રના પ્રાણનો દેહથી નાશ કરનાર હોય નહિ જાણે એવા સમર્થ ભીમસેને તે યોદ્ધાઓ પ્રત્યે ફેંક્યા હે ભારત ! ભીમ-સેને નાખેલા સુવર્ણના અગ્રભાગવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણો ભરતખંડમા ઉત્પન્ન થયેલા તે યોદ્ધાઓને વિંધી આકાશ પ્રત્યે ગયા તે યોદ્ધાઓના હૃદયને ભેદી આકાશ પ્રત્યે ગયેલા સુવર્ણથી શોભિતા એવા તે બાણ, હે મહારાજ ! જેમ આકાશમા ફરનારા ગરૂડ પક્ષિઓ શોભે તેમ શોભતા હતા હે રાજેંદ્ર ! લોહીથી રંગાએલા જેના અગ્રભાગ છે એવા સુવર્ણવડે શોભિતા સાત બાણ તમારા પુત્રના રૂધિરનુ પાન કરી આકાશ માર્ગે ગયા તેમજ બાણોએકરી જેના મર્મસ્થાન ભેદાયા છે એવા તે યોદ્ધાઓ જેમ પર્વતના શિખર ઉપર ઉગેલા મોટા વૃક્ષ હસ્તિએ ભાગેલા પૃથ્વી વિષે પડે તેમ રથોમાથી પડતા હતા શત્રુંજય, શત્રુસહ, ચિત્ર, ચિત્રાયુધ, દૃઢ, ચિત્રસેન, ને વિકર્ણ એ સાતને ભીમસેને નાશ કર્યા તે સમયે હણેલા તમારા સર્વ પુત્રો મધ્યે પોતાને પ્રિય એવો જે વિકર્ણ તે પ્રત્યે પાંડુપુત્ર ભીમસેન આવી રીતે અત્યંત શોક કરે છે કે હે વિકર્ણ ! સંગ્રામમા મે મારવાને પ્રતિજ્ઞા કરી હતી તેથી ખડ્ગવડે તને માર્યો અને પ્રતિજ્ઞા સાચવી હે વીર ! ક્ષાત્રધર્મને સંભારી તુ સંગ્રામમા ન જા, એમ કહ્યુ તોપણ તુ આવ્યો તેથી યુદ્ધમા મે તને માર્યો કારણ કે યુદ્ધ ધર્મ કઠિન છે

ને તેમા પણ રાજાને વિશેષેકરીને કઠિણ છે, તેમ જો કે આપણા હિતમા પ્રીતિવાળા દેવતાના ગુરૂ બૃહસ્પતિની સમાન અગાધ બુદ્ધિવાળા તેજસ્વી ગગાના પુત્ર એવા ભીષ્મ ન્યાયથી વા અન્યાયથી હણેલા પૃથ્વી પર સુતા છે ને રણમા પ્રાણરહિત થયા છે માટે યુદ્ધ છે એ ઘણુ નિષ્ઠુર કર્મ છે.

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! મહાબાહુ પાડુપુત્ર ભીમસેને રાધાના પુત્ર કર્ણના દેખતા તે યોદ્ધાઓને મારી ભયકર સિંહનાદ સરખો શબ્દ કર્યો હે ભારત ! શરા ભીમસેનનો તે શબ્દ, ધર્મરાજ યુધિષ્ઠિરના જયને અને મોટા તે યુદ્ધને ગજવતો હોય નહિ જાણે તેવો લાગ્યો ને વખતે ધનુર્ધારી ભીમસેનનો તે મહા નાદ સાંભળી બુદ્ધિમાન ધર્મરાજને પરમ પ્રીતિ ઉત્પન્ન થઇ ત્યાર પછી હે રાજન્ ! પ્રસન્ન મનવાળા પાંડુના પુત્ર યુધિષ્ઠિરે ભાઇ ભીમસેનના સિંહનાદ સરખા શબ્દને વાદિત્રના મોટા શબ્દોએ કરી વધાવ્યો અને મહા હર્ષથી યુક્ત એવા ભીમસેન વિષે જેણે સજ્ઞા કરેલ છે એવા સર્વ શસ્ત્રધારીમા શ્રેષ્ઠ એવા તે સગ્રામમા દ્રોણની સમીપ ગયા હે મહારાજ ! તમારા એકત્રીસ પુત્રોને રણમા પાડેલા અને હણેલા જોઇને દુર્યોધન, વિદુરે કહેના વચનને સભારવા લાગ્યો કે, જે વિદુરનુ કલ્યાણરૂપ વચન હતુ તે આજ પ્રાપ્ત થયુ એ રીતે વિચારી તમારો પુત્ર કઇ પણ ઉત્તર દેવા સમર્થ થયો નહી દુષ્ટબુદ્ધિવાળો કર્ણ સહિત તમારો પુત્ર દ્યૂત રમવાના વખતમાં દ્રૌપદીને સભામા લેઇ આવી જે બોલ્યો હતો ને થોડી બુદ્ધિવાળો કર્ણ સભામા દ્રોપદી પ્રત્યે પાડવાની સમીપ હે રાજાઓમા શ્રેષ્ઠ વિશાપતે ! તમારા અને કૌરવોના સાભળતા—હે દ્રૌપદી ! પાડવો જેમાથી ન નીકળાય એવા નરક પ્રત્યે ગયા માટે બીજા પતિને વર—એ રીતે બોલ્યો હતો તેનુ આ ફળ મળ્યુ અને પાડવોને કોપાયમાન કરવાને ઇચ્છતા તમારા પુત્રોએ મહાત્મા પાડવોને પઢતીન આદિ જે કઠણ વચનો સભળાવ્યા હતાં તે સબધી તેર વર્ષ રહેલા ક્રોધરૂપ અગ્નિને ઢાકતો એવો પાડુપુત્ર ભીમસેન તમારા પુત્રની સમીપ ગયો હે ભરતશ્રેષ્ઠ ! બહુ વિલાપ કરતા એવા વિદુર તમારે વિષે જે શાંતિને પામ્યા ન હતા, પુત્ર સહિત તેના ફળોદયને ભોગવો વૃદ્ધ, ધીર અને કાર્યના તત્વાર્થને જોનાર એવા તમો તેણે સુહૃદોનુ કહ્યુ ન કર્યું તેમા ભાગ્યજ પરમ આશ્રય કરવા યોગ્ય છે હે નરશ્રેષ્ઠ માટે હવે શોક ન કરો કેમકે તમારોજ મોટો અન્યાય છે અને તમેજ મારા મત પ્રમાણે તો પુત્રોના નાશના કારણ છો હે રાજેન્દ્ર ! વિકર્ણ અને પરાક્રમી એવો ચિત્રસેન હણાયો અને શ્રેષ્ઠ એવા તમારા પુત્રોના પુત્રો અને બીજા મહારથિઓ તથા ઘણાક યોદ્ધાઓ હે મહારાજ ! તમારા પુત્રો વગેરે ભીમસેનની દૃષ્ટિએ આવ્યા તે સર્વને ભીમસેને જલદી મારી નાખ્યા તમારે લીધે હજારોવાર પાડુપુત્ર ભીમસેને અને કર્ણે મૂકેલા બાણોવડે બળતી એવી સેનાને મે જોઇ

त्वत्कृतेह्यहमद्राक्षं दह्यमानां वरूथिनीं ।
सहस्रशः शरै मुंक्तै पांडवेन वृषेण च ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमयुद्धे गुर्जरभाषायां सप्तत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३७ ॥

## અધ્યાય ૧૩૮ મો. ફરીને ભીમ સામે કર્ણ.

**धृतराष्ट्र उवाच—महानपनय सूतममैवात्र विशेषत' ।**
**स इदानामनुप्राप्तो मन्ये संजय शोचित ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! શોક કરતો એવો જે હુ તેનોજ વિશેષે કરીને મોટો અન્યાય છે તે હમણા પ્રાપ્ત થયો જે થઇ ગયુ તે તો થઇ ગયુ, એમ મારા મનમા હતુ પણ હે સજય ! હવે અહિ શુ કાર્ય કરી શકુ ? જે રીતે એ મારા અન્યાયથી ઉત્પન્ન થયેલો એવો વીરોનો ક્ષય થયો તે હે સજય ! મને કહી સભળાવ કેમકે હુ સાભળવા માટે આતુર થઇ રહ્યો છુ સજય કહે છે હે મહારાજ ! પરાક્રમી મહા બળવાન એવા કર્ણ અને ભીમસેન વૃષ્ટિવાળા બે મેઘની પેઠે બાણોની વૃષ્ટિઓને મુકવા લાગ્યા ભીમસેનના નામથી અકિત થયેલા સુવર્ણના પુખવાળા, અગ્રભાગવાળા, શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણો જીવિતનો નાશ કરતા હોય નહિ જાણે તેમ કર્ણ પ્રત્યે જઇ પ્રવેશ કરતા હતા તેમજ મોરપીંછ યુક્ત કર્ણે મુકેલા બાણો વીર ભીમસેનને હજારોવાર ઢાકી દેતા હતા હે મહારાજ ! તેઓના ચોતરફથી પડતા એવા બાણોવડે તે યુદ્ધમા સૈન્યોનો મોટો સક્ષોભ ઉત્પન્ન થયો હે અરિંદમ ! ભીમસેનના ધનુષમાથી નીકળેલા સર્પ સરખા ભયકર બાણોએ કરી સગ્રામના મધ્ય ભાગમા તમારૂ સૈન્ય કપાવા લાગ્યુ હે રાજન્ ! નીચે પડેલા એવા હસ્તિઓ અને નરો સહિત ઘણાક ઘોડાઓ તેણેકરી વિટાયલી પૃથ્વી વાયુવડે ભાગી ગયેલા વૃક્ષોયુક્ત જેમ દેખાય તેમ દેખાવા લાગી. સગ્રામમા ભીમસેનના ધનુષમાથી નીકળેલા બાણોએકરી હણાતા તમારા યોદ્ધાઓ ' આ શુ ' એ રીતે કહેતા નાસવા લાગ્યા ત્યારપછી સિધુ તથા સૌવીર અને કૌરવોનુ સૈન્ય, કર્ણ અને પાડુપુત્ર ભીમસેનના મોટા વેગવાળા બાણોએકરી નાસવા તથા આકુળવ્યાકુળ થવા લાગ્યુ જેના ઘોડા રથ અને હાથિઓ હણાએલા છે એવા હતભૂયિષ્ઠ તે શૂરાઓ ભીમ અને કર્ણને છોડી દેઇ ચારે દિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા નિશ્ચે કુતિના પુત્રને માટેજ આપણને દેવતાઓ મોહ પમાડે છે, કારણ કે કર્ણ ને ભીમના બાણોએકરી આપણુ સૈન્ય કપાય છે એવી રીતે કહેતા એવા ભયથી પીડિત તમારા સર્વ યોદ્ધાઓ બાણ પાતનો ત્યાગ કરી યુદ્ધ જોવાને ઇચ્છતા ઉભા રહ્યા ત્યાર પછી રણાગણ વિષે ઘોર રૂપવાળી, શૂરપુરૂષોને હર્ષ ઉત્પન્ન કરનારી, ભીરૂ નરોના ભયને વધારનારી, પ્રાણરહિત હાથી, ઘોડા ને મનુષ્યોના લોહીથી ઉત્પન્ન થએલી નદી વહેવા લાગી મનુષ્ય, હાથી અને ઘોડાઓવડે વિંધાએલી, રથના નીચલા ભાગ સહિત એવા પતાકાઓવડે યુક્ત, હાથી, ઘોડા ને રથ સબધી આભૂષણવાળી, ચક્ર, અક્ષ ને કૂબર જેના ભાગી ગએલ છે એવા ભાગેલા રથોએ કરી, રૂપાના સરજામે કરી, મહા શબ્દવાળા ધનુષોએ કરી સુવર્ણના પુખવાળા બાણોએ કરી અને હજારો નારાચો વડે વિટાએલી, કાચળી રહિત એવા સર્પોએ કરી જેમ, તેમ કર્ણ અને પાડુપુત્ર ભીમે મૂકેલા પ્રાસ અને તોમરના સમૂહોએ કરી અને ફરસી તથા ખડ્ગોએ કરી યુક્ત, સુવર્ણમય ગદા, મુસળને પટ્ટિશોએ કરી, જુદા જુદા આકારવાળા ધ્વજોએ કરી શક્તિ, પરિઘ અને વિચિત્ર શતઘ્નીઓવડે વિટાએલ એવી, તેમજ હે ભારત ! સુવર્ણના બાજુબધ ને હારોએકરી, કુડળ તથા મુકુટોએ કરી, ભાગી ગયેલા કડાંવડે ને વિંટીઓવડે કરી યુક્ત, ચુડામણિ, પાઘડી અને સુવર્ણ સૂત્રથી યુક્ત એવી, હે મારિષ ! તેમજ બાહુબધ સહિત બખ્તરોવડે કરી, હારોએ કરી અને નિષ્કવડે યુક્ત એવી, હે ભારત ! વસ્ત્ર, ભાગી ગએલા છત્ર, ચામર ,અને

વીઝણાઓવડે પણ યુક્ત એવી, ઘાયલ થએલા હાથી, ઘોડા અને મનુષ્યોવડે વિટાએલ લોહીથી, ખરડાએલા બાણોવડે યુક્ત, તે તે ઠેકાણે તે તે જુદી જુદી જાતના ભાગી ગયેલા પદાર્થોવડે યુક્ત એવી પૃથ્વી જેમ ગ્રહોવડે આકાશ શોભે તેમ શોભતી હતી મનુષ્યોથી ન બને એવુ તેઓનુ અચિંત્ય અને અદ્ભુત કર્મ જોઇને ચારણ અને સિદ્ધ લોકોને વિસ્મય ઉત્પન્ન થતો હતો જેને વાયુ સહાય છે એવા અગ્નિની ખડમા ગતિ થાય તેમ યુદ્ધમા ભીમ જેની સામે આવનાર છે એવા અધિરથ પુત્ર કર્ણનુ ભયકર ચાલવુ થયુ હે નરાધિપ ! નાશ થયેલા છે ધ્વજ, રથ, ઘોડા, મનુષ્ય અને હસ્તિઓ જેમા એવુ સૈન્ય, સામસામા મળેલા બે હાથીઓ વડે કમળવન વિખરાય તેમ મેઘના સમૂહ સરખુ થયુ હતુ અને રણસગ્રામમા કર્ણ તથા ભીમસેને કરીને ઘણો વિમર્દ થતો હતો

गजाभ्यां सप्रयुक्ताभ्यामासत्पिद्मवनयथा ॥
मेघजालानिभ सैन्यमासीत्तत्रनराधिप ।
विमर्द कर्णभीमाभ्यामासीच्च परमोरणे ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमकर्णयुद्धे गुर्जर-भाषायामष्टत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३८ ॥

## અધ્યાય ૧૩૯ મો. ભીમ કર્ણનું ભીષણ યુદ્ધ.

संजय उवाच—तत कर्णो महाराज भीम विध्वात्रिभि शरै ।
मुमोच शरवर्षाणि विचित्राणि बहूनि च ॥ १ ॥

સજય કહે છે—હે મહારાજ ! ત્યારપછી કર્ણે ત્રણ બાણોવડે ભીમસેનને વિધી વિચિત્ર પ્રકારની ઘણી બાણવૃષ્ટિઓ કરી સૂતપુત્ર કર્ણે પ્રહાર કરેલો એવા મહાબાહુ પાડુપુત્ર ભીમ-સેન, ભેદેલા પર્વતની પેઠે વ્યથા પામતો ન હતો હે મારિષ ! પછી સગ્રામમા પાયેલા, તીક્ષ્ણ અને તેલથી ધોએલા એવા બાણેકરી કર્ણને કાનને વિષે તણે અતિશે વિધ્યો હે મહારાજ ! ભીમસેને કર્ણના સુવર્ણમય સુદર મોટા કુડળને આકાશથી જેમ પ્રકાશિત તારાને પાડે તેમ પૃથ્વી વિષે પાડયુ એ પછી હસતો હોય નહી તેમ કોપાયમાન ભીમસેને સૂતપુત્ર કર્ણને ઉત્કૃષ્ટ ભલ્લ નામના બાણેકરી સ્તનના મધ્યમા વિધ્યો ફરીને યુદ્ધમા હે ભારત ! ત્વરાવાન મહાબાહુ ભીમસેને કાચળી રહિત આશીવિષ સર્પ સરખાં દશ નારાચ નામના બાણો નાખ્યા હે ભારત ! ભીમસેને ફેકેલા તે બાણ જેમ સર્પ રાફડા પ્રત્યે પેસે તેમ સૂતપુત્ર કર્ણના લલા-ટને ભેદી પ્રવેશ કરતા હતા ત્યાર પછી લલાટ વિષે રહેલા બાણોએકરી સૂતપુત્ર કર્ણ જેમ પૂર્વે નીલકમળમય માળાને ધારણ કરવાથી શોભે તેમ શોભતો હતો બળવાન પાડુપુત્ર ભીમસેને અતિ વિધેલો એવો કર્ણ રથના અગ્રભાગનો આશ્રય કરી નેત્ર મીંચી ગયો મુહૂર્ત પછી રૂધિરથી ભિજાએલુ જેનું સર્વ અગ છે એવો શત્રુને તપાવનાર કર્ણ ફરીને સજ્ઞા પામ્યો, અને અસહ્ય ક્રોધ કરવા લાગ્યો ત્યારપછી દૃઢધન્વાએ પીડા કરેલો એવો ક્રોધાયમાન મહા વેગવાળો કર્ણ, રણભૂમિ વિષે ભીમસેનના રથ પ્રત્યે વેગથી ગયો ને હે ભારત ! હે રાજન્ !

શત્રુને સહન ન કરનાર, ક્રોધ પામેલા બળવાન કર્ણે ગૃધ્રના પીંછવાળાં સો બાણ ભીમસેન ઉપર નાખ્યાં. ત્યારપછી સંગ્રામમાં પાંડુપુત્ર ભીમસેને કર્ણનો અનાદર કરી તેના બળનો વિચાર કર્યા વગર ઉગ્ર એવી બાણની વૃષ્ટિઓ કરી હે પરંતપ ! હે મહારાજ ! ત્યારપછી ક્રુદ્ધરૂપવાળા પાંડુપુત્રને છાતી વિષે ક્રોધ પામેલા કર્ણે નવ બાણોએકરી વિંધ્યો મોટી દાઢવાળા બે સિંહ સરખા એવા નરશ્રેષ્ઠ તે બેઉ કર્ણ અને ભીમસેન, બે મેઘની પેઠે બાણવૃષ્ટિ કરતા હતા, અને સંગ્રામમાં તલશબ્દોએ કરી તથા બાણોના સમૂહોવડે પરસ્પર બીવરાવતા હતા તેમજ સંગ્રામમાં કોપ પામેલા એવા તે એક બીજાનો પ્રતિકાર કરવા ઇચ્છતા હતા હે ભારત ! ત્યાર પછી પારકા વીરને હણનાર એવો મહાબાહુ ભીમસેન સૂતપુત્રના ધનુષને ક્ષુરપ્ર નામના બાણથી છેદીને શબ્દ કરવા લાગ્યો તે ભીમસેને ભાગેલા ધનુષનો મહારથિ એવા સૂતપુત્ર કર્ણે ત્યાગ કરી અતિ વેગવાળું બીજું ભારે ધનુષ ધારણ કર્યું નિમેષાર્ધ વખતમાં કર્ણના તે ધનુષને વૃકોદર એવા ભીમસેને કાપી નાખ્યું તેમજ ત્રીજું, ચોથું, પાંચમું, છઠ્ઠું, સાતમું, આઠમું, નવમું, દશમું, અગિયારમું, બારમું, તેરમું, ચૌદમું, પંદરમું, સોળમું, સત્તરમું, અને અઢારમું પણ ધનુષ ભીમસેને કાપી નાખ્યું એવા રીતે કર્ણનાં ઘણા ધનુષ્યોનો ભીમસેને નાશ કર્યો, ત્યારપછી નિમેષાર્ધ વખતમાં જેના હાથમાં ધનુષ રહેલું છે એવો કર્ણ ઉભો રહ્યો તે વખતે તે કુરૂસૌવીર ને સિંધુદેશના શૂરપુરૂષોના સૈન્યનો નાશ દેખી પૃથ્વીને, કવચ, ધ્વજ અને શસ્ત્રોએ કરી વિંટાએલી જોઈ તથા સર્વ તરફ પ્રાણરહિત હાથી, ઘોડા તથા રથમાં રહેલા પુરૂષોના દેહને દેખી સૂતપુત્ર કર્ણનું શરીર ક્રોધેકરી પ્રકાશિત થયું તે સમયે રાધાપુત્ર કર્ણ સુવર્ણથી શોભિતા એવા મોટા ધનુષનો ટંકારવ કરી ભયંકર નેત્રવડે ભીમસેનને જોવા લાગ્યો તે સમયે ક્રોધ પામેલો બાણોને ફેંકતો એવો સૂતપુત્ર કર્ણ શરદૃઋતુમાં મધ્યાન્હના સૂર્ય જેવો શોભતો હતો.

હે રાજન્ ! કિરણોએ કરી શોભતા સૂર્યના શરીરની પેઠે અધિરથ પુત્ર કર્ણનું શત બાણોએકરી યુક્ત એવું શરીર ભયંકર થયું હતું હાથવડે બાણોને ગ્રહણ કરતો, સાધતો, ખેંચતો અને નાખતો એવો કર્ણ તેનો રણમાં અંતરાય કોઇએ જોયો નહિ ને હે મહીપાળ ! ડાબી અને જમણી તરફ બાણોને ફેંકતો એવો કર્ણ તેનું મંડલાકાર આયુધ અગ્નિચક્ર સરખું ભયંકર દેખાતું હતું હે મહારાજ ! સુવર્ણપુંખવાળા, ઘણા તીક્ષ્ણ કર્ણના ધનુષમાંથી નીકળતા બાણો દિશાઓને તથા સૂર્યની કાંતિને ઢાંકી દેતા હતા ત્યારપછી સુવર્ણના પુંખવાળા, નમેલા છે જેના અગ્રભાગ એવા ધનુષમાંથી નીકળેલા બાણોનો સમૂહ આકાશ વિષે જુદા જુદા પ્રકારે દેખાયો હે રાજન્ ! અધિરથ પુત્ર કર્ણના ધનુષમાંથી જે બાણો નીકળતા હતા તે આકાશમાં પંક્તિરૂપ થએલા ક્રૌંચપક્ષિઓ સરખા શોભતા હતા ગૃધ્ર પક્ષિના પીંછવાળા, શિલાઓવડે તીક્ષ્ણ કરેલા, સુવર્ણેકરી શોભિતા, મહા વેગવાળા, પ્રકાશિત એવા જે બાણ કર્ણ નાખતો હતો, તે ધનુષના બળેકરી ઉંચા થઇ વારંવાર ભીમસેનના રથ પ્રત્યે પડતા હતા અને સુવર્ણેકરી શોભિત એવા તે બાણો હજારોવાર આકાશમાં પ્રકાશ પામતા હતા. તેમજ કર્ણના ધનુષમાંથી પડતા બાણ પતંગિયાના સમૂહો સરખા શોભતા હતા જેમ એક મોટો આકાશમાં રહેલો મેઘ જળધારાવડે કરી પર્વતને ઢાંકી દે તેમ ક્રોધ પામેલો બાણધારી કર્ણ બાણોની વૃષ્ટિવડે ભીમસેનને ઢાંકી દેતો હતો હે ભારત ! તે સમયે ભીમના બળને, શૌર્યને, પરાક્રમને અને નિશ્ચયને સૈનિકો સહિત તમારા પુત્રો જોતા હતા સમુદ્રની પેઠે ઉછળતી ઉત્પન્ન થએલી તે બાણવૃષ્ટિને વિચાર્યા વગર ક્રોધ પામેલો ભીમસેન સમીપ જતો હતો હે વિશાંપતે ! સુવર્ણના પૃષ્ઠભાગવાળું ભીમસેનનું મોટું ધનુષ જેમ બીજું

ઈન્દ્રધનુષ હોય નહિ તેમ ખેચાવાથી મડલાકાર થએલુ હતુ તે ધનુષ થકી બાણો આકાશને પૂર્ણ કરતા હોય નહી તેમ પ્રગટ થતા હતા ભીમસેનના સુવર્ણના પુખયુક્ત, નમેલા પર્વવાળા બાણોની આકાશમા ગયેલી પક્તિ કાચનની માળા સરખી શોભતી હતી, અને આકાશમા ગએલા કર્ણના બાણસમૂહો ભીમસેનના બાણોએ કરી હણાવાથી જુદા જુદા ભાગમા ભાગી પડતા હતા તેમજ કર્ણના બાણસમૂહોવડે ભીમસેનના બાણો શિથિલ થઇ પડતા હતા યુદ્ધમા અગ્નિના તણખા સરખો જેનો સ્પર્શ છે એવા સ્પષ્ટ ગતિમાન તથા સુવર્ણના પુખવાળા તે બેઉના બાણસમૂહો વડે આકાશ અને પૃથ્વી ભરાઇ ગઇ હતી તે વખતે સૂર્ય દેખાતો ન હતો તથા વાયુ વાતો ન હતો અને બાણસમૂહથી વિટાએલા આકાશ વિષે કાઇ પણ જણાતુ ન હતુ એ રીતે સૂતપુત્ર કર્ણ જુદા જુદા પ્રકારના બાણોએકરી ભીમસેનને ઢાકતો મહાત્મા એવા ભીમસેનના વીર્યનો અનાદર કરી સમીપ જતો હતો

હે મારિષ ! તે સમયે કર્ણ અને ભીમસેનના મકેલા બાણોના સમૂહો વાયુરૂપ જણાતા હતા અને હે ભરતશ્રેષ્ઠ ! નરશ્રેષ્ઠ એવા તે બેઉના મળેલા બાણોનો પરસ્પર ઘસારો થવાથી આકાશને વિષે અગ્નિ ઉત્પન્ન થતો હતો તે સમયે કોપેલા કર્ણે શિલ્પશાસ્ત્રવેત્તાએ શોધેલા સુવર્ણયુક્ત એવા જે તીક્ષ્ણ બાણોને ભીમનો વધ કરવાની ઇચ્છાએ નાખ્યા હતા તે બાણોને આકાશમા ભીમસેને બાણવડે એકેકના ત્રણ ત્રણ કડકા કરી કાપી નાખ્યા અને તેણે સૂતપુત્ર કર્ણને ઉભો રહે એમ કહી વિશેષતા દર્શાવી વળી ફરીને બાણ ભાગવાને ઇચ્છતા એવા, અગ્નિની પેઠે ક્રોધ પામેલા, અમર્ષવાળા, બળવાન, પાડુપુત્ર—તેણે ઉગ્ર બાણોની વૃષ્ટિ કરી, તે વખતે તેઓના હાથના મોજાનો ચમચમાટ, મોટો તાલશબ્દ અને ભયકર સિહનાદ થતો હતો તેમજ રથ, નેમિનો અને ભયકર પ્રત્યચાનો શબ્દ થતો હતો હે રાજન્ ! પરસ્પર વધ કરવાને ઇચ્છતા એવા કર્ણ અને પાડુપુત્ર ભીમસેનના પરાક્રમને જોવાને ઇચ્છતા એવા યોદ્ધાઓ યુદ્ધ થકી વિરામ પામતા હતા દેવર્ષિ, સિદ્ધ અને ગાધર્વો ' સારૂ સારૂ ' એમ કહી વખાણતા હતા, તેમ વિદ્યાધરના સમૂહો પુષ્પવૃષ્ટિ કરતા હતા ત્યાર પછી ક્રોધ પામેલો, દૃઢ પરાક્રમવાળો મહાબાહુ ભીમસેન અસ્ત્રોએકરી કર્ણના અસ્ત્રોને નિવારી બાણોવડે સૂતપુત્ર કર્ણને વિધતો હતો રણવિષે મહા બળવાન કર્ણે પણ ભીમસેનના બાણોને નિવારણ કરી સર્પની ઉપમાવાળાં નવ નારાચ નામના બાણો નાખ્યા, તે સૂતપુત્ર કર્ણના નારાચ બાણોને એટલાજ બાણોએકરી ભીમસેને ' ઉભો રહે ઉભો રહે, ' એમ કહી ભાગી નાખ્યા ત્યાર પછી શૂરો, મહાબાહુ ભીમસેન જેને ક્રુદ્ધ કાળની ઉપમા અપાય એવા યમદડ સરખા બાણને અધિરથ પુત્ર કર્ણ પ્રત્યે મુકતો હતો હે રાજન્ ! સમીપ આવતા એવા પાડુપુત્ર ભીમસેનના બાણને હસતો હોય નહિ તેમ પ્રતાપવાન રાધાપુત્ર કર્ણ ત્રણ બાણોવડે ભેદી નાખતો હતો તેમ ફરીને પાડુપુત્ર ભીમસેન જે ઉગ્ર બાણવૃષ્ટિને મુકતો હતો તે સવ અસ્ત્રોને કર્ણ નિર્ભય પુરૂષની પેઠે ગ્રહણ કરતો હતો, તથા સગ્રામમા કોપ પામેલો તે, અસ્ત્ર માયાવડે અને નમેલા પર્વવાળા બાણોએકરી, યુદ્ધ કરતો એવો જે ભીમસેન, તેના ભાથા, ધનુષની પ્રત્યચા, અને ઘોડાની રેનો તથા ચોકડાઓને કાપી નાખતો હતો પછી તેના ઘોડાઓને મારી પાચ બાણેકરી સારથિને વિંધ્યો. તે સમયે સારથિ જલદી ભાગી યુધામન્યુના રથ પ્રત્યે ગયો, કાળાગ્નિ સમાન કાતિવાળો કોપાયમાન રાધાપુત્ર કર્ણ હસતો હોય નહિ તેમ ભીમસેનના ધ્વજને કાપી પતાકાને પાડી નાખતો હતો તે વખતે ધનુષ રહિત કોપાયમાન થયેલા મહાબાહુ ભીમસેને શક્તિને ગ્રહણ

કરી તાકીને કર્ણના રથ પ્રત્યે ફેંકી મોટા ઉલ્કાડીઆ સરખી, સુવર્ણે કરી શોભિતી, સમીપ આવતી એવી તે શક્તિને શ્રમ પામેલા અધિરથ પુત્ર કર્ણે દશ બાણોએકરી કાપી નાખી મિત્ર માટે વિચિત્ર યુદ્ધ કરનાર, અસ્ત્રોને ફેંકનાર સૂતપુત્ર કર્ણના તીક્ષ્ણ બાણોએકરી દશ ભાગમા તે શક્તિ કપાઇ પૃથ્વી ઉપર પડી તે સમયે આગળ જય અથવા મૃત્યુમાથી એકને ઇચ્છનો એવો કુંતિપુત્ર ભીમસેન, તેણે સુવર્ણથી શોભિતુ મ્યાન સહિત ખડ્ગ લીધુ હે ભારત ! મ્યાનેકરી શોભિત ભીમસેનના ખડ્ગને હસતો હોય નહિ તેમ કોપયુક્ત એવો જે કર્ણ તેણે અતિશય ઉગ્ર એવા ઘણા બાણોએકરી કાપી નાખ્યુ તે સમયે હે મહારાજ ! રથસહિત ક્રોધયુક્ત એવા ભીમસેને મ્યાનમાથી ચર્મ રહિત કરેલા ખડ્ગને ખેચી જલદી કર્ણના રથ પ્રત્યે નાખ્યુ હે રાજેંદ્ર ! તે મોટુ ખડ્ગ સૂતપુત્ર કર્ણના પ્રત્યચા સહિત ધનુષને છેદી જેમ કોપેલો સર્પ આકાશમાથી પૃથ્વી પર પડે તેમ પડ્યુ તે વખતે ક્રોધ પામેલા અધિરથ પુત્ર કર્ણે હસીને સગ્રામમા દૃઢ પ્રત્યંચાવાળા, અતિ વેગવાન, શત્રુને નાશ કરનારા બીજા ધનુષને ગ્રહણ કરી કુંતિપુત્ર ભીમને મારવાની ઇચ્છાથી હજારો સુવર્ણના પુખવાળા અત્યત તીક્ષ્ણ બાણો ફેંક્યા હે મહારાજ ! કર્ણના ધનુષમાથી નીકળેના બાણોએકરી હણાતો એવો બળવાન ભીમસેન, કર્ણના ચિત્તને દુઃખ ઉત્પન્ન કરતો આકાશમાર્ગે ગયો સગ્રામમા વિજયને ઇચ્છનાર ભીમસેનના ચરિત્રને જોઈ રાધાપુત્ર કર્ણે સતાઇને ભીમસેનને છેતર્યો રથના ઉંચા ભાગમા સતાએલા અને ઇન્દ્રિયો જેની વ્યથિત થયેલી છે એવા કર્ણને જોઇ ભીમસેન તેના ધ્વજ સમીપ જઇ પૃથ્વીતલપર ઉભો રહ્યો જેમ ગરૂડ સર્પને મારવા ન ઇચ્છે તેમ ધનુષ રહિત પોતાના ધર્મને પાળનાર એવા ભીમસેને રથથકી કર્ણને મારવાની ઇચ્છા ન કરી તે ભીમના કર્મને કૌરવ અને સર્વ ચારણોએ વખાણ્યુ પોતાના રથને પાછા રાખી યુદ્ધ માટે નિશ્ચય કરી રહેલો રાધાપુત્ર કર્ણ ત્યાર પછી સગ્રામમા યુદ્ધ સારૂ ઉભેલો એવે જે પાડુપુત્ર ભીમસેન તે પ્રત્યે કોપથી ગયો હે મહારાજ ! મહા બળવાન મળેલા નરશ્રેષ્ઠ કર્ણ અને ભીમસેન વર્ષાકાળમા ગર્જના કરતા એવા મેઘની પેઠે સ્પર્દ્ધા કરતા હતા સગ્રામમા અતિ કોપ પામેલા આમર્ષવાળા નરશ્રેષ્ઠ તે કર્ણ તથા ભીમનુ દેવ તથા દાનવના સરખુ યુદ્ધ થતુ હતુ કર્ણે પીડા કરેલો, જેના શસ્ત્ર ક્ષીણ થયેલા છે એવો આયુધ રહિત કુંતિપુત્ર ભીમસેન, અર્જુને હણેલા અને પાડેલા એવા પર્વતો સમાન હસ્તિઓને જોઇ રથમાર્ગનો નાશ કરવા માટે હસ્તિઓના સમૂહ પ્રત્યે થઇ રથોના સમૂહ પ્રત્યે ગયો જીવતને ઇચ્છતો એવો પાડુપુત્ર, રાધાપુત્ર કર્ણપ્રત્યે અભ્યહાર કરવા ન ગયો એ પછી શત્રુના પૂરને જીતનારો કુંતિપુત્ર ભીમ, વ્યવસ્થા કરવાને ઇચ્છતો, અર્જુનના બાણોએ કરી ઘાયેલ થયેલા હાથિને ઉગામી, જેમ મહૌષધિયુક્ત પર્વતને હનુમાન ઉગામી ઉભો રહે તેમ ઉભો રહ્યો એટલે ફરીને પણ ભીમસેનના હાથિને કર્ણે બાણોએકરી નાશ કર્યો એ પછી પાડુપુત્ર ભીમસેને હાથિના અગોને કર્ણ તરફ ફેંક્યા, તેમજ ચક્ર અને મરેલા ઘોડાઓને ફેંક્યા ભૂતલને વિષે જે જે જોયુ તે તે ક્રોધ પામેલા પાડુપુત્ર ભીમે કર્ણ પ્રત્યે ફેંક્યુ, ને જે જે ભીમે નાખ્યુ, તે સર્વ તીક્ષ્ણ બાણોએકરી કર્ણે કાપી નાખ્યુ ભીમસેને પણ જેની મધ્યમા અગુઠો રહેલો છે એવી ભય-કર મુઠી ઉગામી સૂતપુત્ર કર્ણને મારવાની ઇચ્છા કરી પણ અર્જુનનુ સ્મરણ થવાથી શક્તિમાન છતા પણ સમર્થ એવા પાડુપુત્ર ભીમે અર્જુને કરેલી પ્રતિજ્ઞાને સાચવવા સારૂ કર્ણને માર્યો નહિ એવી રીતે વ્યાકુળ થયેલા, ભીમસેનને વારવાર તીક્ષ્ણ બાણોએકરી મૂર્છાયુક્ત છે અગ જેનુ એવો, સૂતપુત્ર કર્ણે કરી નાખ્યો તે સમયે કર્ણ કુંતિના વચનને

। સભારતો આયુધ ગ્હિત એવા ભીમસેનને મારતો ન હતો, અને કર્ણ ભીમસેનની સમીપ જઇ ધનુષના અગ્ર ભાગેકરી તેનો સ્પર્શ કરતો હતો, તેથી ધનુષના સ્પર્શ માત્રે કરી ક્રોધ પામેલો ભીમ સર્પની પેઠે ફુફાડા નાખતો કર્ણના ધનુષને ખેચીને કર્ણને મસ્તક વિષે પ્રહાર કરતો હતો. ભીમસેને પ્રહાર કરેલો ક્રોધથી જેના નેત્ર રાતા થયેલા છે એવો રાધાપુત્ર કર્ણ હસતો હોય નહિ તેમ, વારવાર આ વાકય કહેવા લાગ્યો કે હે નામર્દ ! હે મૂઢ ! હે બહુ જમનાર ! હે અકૃતાસ્ત્ર ! હે બાલ ! હે સગ્રામમા ભયથી વિહ્વળ થનાર ! તુ યુદ્ધ મા કર હે દુષ્ટ બુદ્ધિવાળા પાડુપુત્ર ભીમસેન ! જ્યા બહુ પ્રકારના ભોજ્ય, ભક્ષ્ય અને પેય વસ્તુઓ હોય ત્યાજ તુ યોગ્ય છે, કયારે પણ યુદ્ધોમા યોગ્ય નથી હે ભીમ ! વ્રત અને નિયમો વિષે મૂળ, પુષ્પ ને ફળનો આહાર કરનાર એવો તુ વન વિષે રહેવા યોગ્ય છે, પણ યુદ્ધ વિશારદ નથી હે વૃકોદર ! કયા યુદ્ધ અને કયા મુનિપણુ ? માટે વન પ્રત્યે જા હે તાત ! વનવાસમા પ્રીતિવાળો એવો તુ યુદ્ધ કરવા યોગ્ય નથી હે વૃકોદર ! ઘરમા જમવા સારૂ ક્રોધથી રસોઇયા, ભૃત્યજન અને દાસોને ઉતાવળો થનો એવો તુ પ્રહાર કરવા યોગ્ય છે અથવા હે દુર્મતિવાળા ભીમ ! મુનિ થઇને ફળોને લે, અને વનમા જા, તુ યુદ્ધ વિશારદ નથી હે વૃકોદર ! તું ફળ મળ ખાવામા અને અતિથિ પૂજન કરવામા શકિતમાન છે હુ તને શસ્ત્રના ઉદ્યોગ વિષે યોગ્ય માનતો નથી

એ રીતે હે વિશાપતે ! કુમાર અવસ્થામા જે જે અપ્રિય થયા હતા એવા અતિ રૂક્ષ વચન તેને કહી સભળાવ્યા એ પછી ત્યા લીન થઇ રહ્યો એવો જે ભીમ, તેને ફરીને ધનુષવડે સ્પર્શ કરતો એવો કર્ણ હસતો હસતો વાકય કહેવા લાગ્યો કે હે મારિષ ! બીજે ઠેકાણે યુદ્ધ કરવુ, પણ મારા સરખા સાથે યુદ્ધ ન કરવુ મારા સરખા એની સાથે યુદ્ધ કર નારાઓને આ થયુ, એ અને બીજુ પણ થાય છે અથવા હે કુતિપુત્ર ભીમ ! જ્યા કૃષ્ણ અર્જુન છે, ત્યા જા, તે તારી રક્ષા કરશે કિવા હે બાલક ! ઘેર જા, તારે યુદ્ધ કરીને શુ કામ છે ? એ રીતે અતિ દારૂણ એવા તે કર્ણના વચન સાભળી સર્વના સાભળતા ભીમસેન કર્ણને હસીને વચન કહેવા લાગ્યો કે, હે દુષ્ટ ! તને વારવાર જીતેલો છે માટે આત્મા વડે વૃથા શુ બડબડાટ કરે છે ? લોકમા જય તથા પરાજય તો પુરાતન પુરૂષોએ મહેન્દ્રનો પણ જોયો છે હે દુષ્ટ કુળથી ઉત્પન્ન થએલા ! મારી સાથે મલ્લયુદ્ધ કરતા મહા બળવાન મોટા શરીરવાળા કીચકને જેમ મે માર્યો, તેમ સર્વ રાજાઓના જોતા તને મારીશ એ રીતે ભીમના મતને જાણીને બુદ્ધિમાન પુરૂષોમા શ્રેષ્ઠ એવો કર્ણ સર્વ ધનુર્ધારીઓના જોતા રણથકી વિરામ પામ્યો હે રાજન્ ! એવી રીતે કર્ણ ભીમસેનને રથ રહિત કરી વૃષ્ણિઓમા શ્રેષ્ઠ એવા કૃષ્ણ તથા મહાત્મા કુતિપુત્ર અર્જુન સમીપ તિરસ્કાર કર્યો ત્યાર પછી હે રાજન્ ! કેશવ ભગવાને પ્રેરણા કરેલા એવા વાનરધ્વજ અર્જુને સૂતપુત્ર કર્ણ પ્રત્યે શિલા ઉપર તીક્ષ્ણ કરેલા બાણો નાખ્યા કુતિપુત્ર અર્જુનના હાથે કરી ફેકાએલા સુવર્ણે કરી શોભિત ગાડિવ ધનુષમાથી નીકળેલા એવા બાણો હસ જેમ ક્રૌંચ રધ્રમા પ્રવેશ કરે તેમ કર્ણ પ્રત્યે પ્રવેશ કરતા હતા ધનજય એવા તે અર્જુને આવશવાળા સર્પોના સરખા ગાડિવ નામના ધનુષમાથી નીકળેલા બાણોએકરી ભીમસેનથી કર્ણને દૂર કર્યો એ રીતે ભીમે જેનુ ધનુષ ભેદેલુ છે એવો અને ધનજય એવા અર્જુનના બાણોએકરી હણાએલો કર્ણ જલદી મોટા રથે કરીને ભીમસેનથી દૂર ગયો નરશ્રેષ્ઠ એવો ભીમસેન પણ સાત્યકિના ઘોડા ઉપર બેસી સગ્રામમા પોતાના ભાઇ પાડુપુત્ર સવ્યસાચિ અર્જુન સમીપ ગયો ત્યાર પછી

કર્ણને ઉદ્દેશી ઉતાવળ કરતો એવો ધનંજય અર્જુન ક્રોધેકરી રાતા થએલા છે નેત્ર જેના, એવો યમ જેમ મૃત્યુને પ્રેરે, તેમ કર્ણ પ્રત્યે નારાચ નામના બાણ નાખતો હતો ગાંડિવ નામના ધનુષમાંથી નીકળેલા તે બાણ આકાશ વિષે ઉત્તમ સર્પને ઇચ્છતો એવો ગરૂડ પડે, તેમ કર્ણ પ્રત્યે પડતા હતા તે નારાચ નામના બાણને અંતરીક્ષમાંજ ધનંજયના ભયથી કર્ણને મુકાવવાને ઇચ્છતા એવા મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામાએ બાણેકરીને કાપી નાખ્યા હે મહારાજ! તે પછી કોપ પામેલા અર્જુને 'હે અશ્વત્થામા! જઈશ નહિ, ઉભો રહે,' એમ કહી ચોસઠ બાણોએકરી દ્રોણપુત્ર અશ્વત્થામાને વિંધ્યો, એટલે ધનંજય અર્જુનના બાણોએકરી પીડાએલો દ્રોણપુત્ર અશ્વત્થામા ઉતાવળો ઉતાવળો મદોન્મત્ત હસ્તિઓવડે વિંટાએલા તથા રથસમુહ એવા સૈન્ય પ્રત્યે ગયો ત્યાર પછી રણમાં શબ્દ કરતા એવા સુવર્ણના પૃષ્ટ ભાગવાળા ધનુષના શબ્દને, બળવાન ધનંજય ગાંડિવના શબ્દેકરીને પરાભવ કરતો હતો અને પાછળ આવતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે જતો હતો અતિશે દૂર નહિ એવા માર્ગની પેઠે રહેલા સૈન્યને બાણોએકરી ત્રાસ પમાડતો એવો અર્જુન કંકપત્રવાળા બાણોએકરી નરો, હાથી અને ઘોડાઓના દેહને ચીરી, સૈન્યનો નાશ કરતો હતો એ રીતે હે ભરતશ્રેષ્ઠ! યત્નવાળા ઇન્દ્રના પુત્ર અર્જુન તેણે ઘોડા, હાથી અને મનુષ્યો સહિત એવું જે તે સૈન્ય, તેનો નાશ કરી નાખ્યો.

कंकबर्हिणवासोभिर्बलव्यधमदर्जुन' ॥
तद्बलं भरतश्रेष्ठ स वाजिद्विप मानव।
पाकशासनिरायत्त: पार्थ सनिजघानह ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भीमकर्णयुद्धे गुर्जरभाषायामेकोनचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १३९ ॥

## અધ્યાય ૧૪૦ મો. અલંબુષનો વધ.

धृतराष्ट्र उवाच—अहन्यहनि मेदित यश: पतति संजय।
हतामेबहवो योधामन्ये कालस्यपर्यय ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! દિવસે દિવસ પ્રકાશ પામેલો એવો મારો યશ નાશ થાય છે ને મારા ઘણા યોદ્ધાઓ હણાયા છે માટે કાળ વિપરીત છે એમ માનું છું જ્યારથી દ્રોણપુત્ર અશ્વત્થામા અને કર્ણ રક્ષા કરેલા ને દેવતાઓએ પણ પ્રવેશ ન કરી શકાય એવા મારા સૈન્ય પ્રત્યે, વૃદ્ધિ પામેલા વીર્યવાળા કૃષ્ણ અને ભીમ, શિનિકુળમાં શ્રેષ્ઠ એવા સાત્યકિ સાથે મહા પરાક્રમી અર્જુન પેઠો છે, ત્યારથી મારા અંતઃકરણને અગ્નિની પેઠે શોક બાળ્યા કરે છે. તેમ સિંધુદેશના રાજાઓ સહિત એવા જે ભૂમિપાળ રાજાઓ, તેને નાશ થએલા હોય નહિ શું, તેમ જોઉં છું સિંધુદેશનો રાજા જયદ્રથ મુકુટધારી અર્જુનનું ઘણું અપ્રિય કરી, તેના જોવામાં આવેલો એવો કેમ જીવિતને પામે અર્થાત્ ન પામે? હે સંજય! અનુમાનથી સિંધુદેશનો રાજા છે જ નહિ એમ જાણું છું ફરીને તે યુદ્ધ જે પ્રમાણે થયું તે મને

તલ્વે કરી કહે જે મોટી સેનાને વારવાર ક્ષોભ પમાડી, કપાવી, અને ક્રોધ પામેલા એક હાથી જેમ કમલિની પ્રત્યે પ્રવેશ કરે તેમ જે કૃષ્ણ સેના પ્રત્યે પેઠા તે વૃષ્ણિકુળમા વીર અને અર્જુન માટે યત્ન કરનો એવો જે સાત્યકિ તેનુ યથાર્થ યુદ્ધ મને કહે, કેમકે હે સજય ! તુ કુશળ છે

સજય કહે છે—હે રાજન્ ! તેવી રીતે પુરુષોમા વીર એવા ભીમસેનને શૂર પુરૂષોના મધ્યમા કર્ણે પીડા કરેલો જોઇને શિનિકુળમા વીર એવો સાત્યકિ રથમા બેસી તેની પાછળ ગયો વર્ષાઋતુમા ઇદ્રધનુષ યુક્ત મેઘની પેઠે શબ્દ કરતો તથા ગ્રીષ્મઋતુમા જેમ સૂર્ય શોભે તેમ શોભતો એવો સાત્યકિ દૃઢ ધનુષ્યે કરી શત્રુઓને મારતો તમારા પુત્રની સેનાને કપાવતો હતો હે ભારત ! સગ્રામમા રૂપા સરખા ચકચકિત ઘોડાઓવડે આવતો એવો નાદ કરતો અતિ શૂર માધવકુળમા શ્રેષ્ઠ એવો સાત્યકિ, તેને નિવારણ કરવા તમારા સર્વ મહારથિઓ સમર્થ થયા નહિ તે સમયે માધવકુળમા શ્રેષ્ઠ એવા સાત્યકિને, અમર્ષેકરી પૂર્ણ નિવૃત્ત થયા વગર યુદ્ધ કરનારા, ધનુષને ધારણ કરનારા, સુવર્ણમય બખ્તરવાળા, રાજાઓમા શ્રેષ્ઠ એવા અલબુષે સમીપ જઇ રોક્યો હે ભારત ! તે બેઉનુ એવુ યુદ્ધ થયુ કે જેના સરખુ કોઇપણ થયુ ન હતુ સગ્રામમા શોભતા એવા તે બે સાત્યકિ અને અલબુષ, તેને તમારા અને સામા પક્ષના સર્વ યોદ્ધાઓ જોતા હતા, તે સમયે રાજશ્રેષ્ઠ એવા અલબુષે સાત્યકિને દશ બાણોએકરી વિધ્યો શિનિકુળમા શ્રેષ્ઠ એવા સાત્યકિએ પણ સમીપ આવતાની અગાઉ તે બાણોના પોતાના બાણોએકરી કકડા કરી નાખ્યા ફરીને અલબુષે અગ્નિ સરખા તેજસ્વી, કાનપર્યંત ખેચેલા પુખસહિત એવા ત્રણ બાણોએ કરીને સાત્યકિને વિધ્યો તે બાણ દેહને વિદારી રહેલા બખ્તરને ભેદી સાત્યકિના શરીરમા પેઠા અગ્નિ ને વાયુ સરખા પ્રભાવવાળા બાણોએકરી શરીરને ભેદી વળી તીક્ષ્ણ પ્રકાશવાળા ચાર બાણોએ કરી તેના રૂપા સરખા શોભિતા ચાર ઘોડાઓને બલાત્કારથી મારી નાખ્યા. એટલે એ રીતે તે અલબુષે પ્રહાર કરેલો, બળવાન, કૃષ્ણ સરખા મહિમાવાળો શિનિનો પુત્ર એવો જે સાત્યકિ, તેણે ઉત્તમ વેગવાળા ચાર બાણોએ કરી અલબુષના ઘોડાઓને મારી નાખ્યા એ પછી કાળાગ્નિ સરખા ભાલાવડે અલબુષના સારથિના મસ્તકને કાપી, કુડળ સહિત એવા પૂર્ણ ચદ્ર સરખા પ્રકાશિત ચળકતા મુખને દેહથી ભિન્ન કરી નાખ્યુ સગ્રામમા મથન કરનાર એવો યાદવોમા શ્રેષ્ઠ, શૂરો સાત્યકિ, પાર્થિવ પુત્રનો પૌત્ર એવો તે જે અલબુષ તેને મારી પછી હે રાજન્ ! તમારા સૈન્યોને નિવારી અર્જુનને અનુસર્યો અર્જુનને અનુસરતો તથા તેવી રીતે શત્રુઓના મધ્યમા વર્તતો અને વારવાર વાયુ જેમ મેઘના સમુહોને મટાડે તેમ કુરૂઓના સૈન્યોને નાશ કરતો એવો બળવાન વૃષ્ણિવીર સાત્યકિ, તેને જોઇને ત્યારપછી સુદર, નિયમમા રાખેલા, ગાયનુ દૂધ, મોગરો, બરફ અને હિમ સરખા પ્રકાશિત, સુવર્ણના સાજથી યુક્ત એવા સિંધુદેશના સુદર ઘોડાઓ જ્યા જ્યા નરશ્રેષ્ઠ અર્જુન ઇચ્છતો ત્યા ત્યા લઇ જતા હતા હે ભારત ! હે આજમીઢ ! તે વખતે તેની સાથે તમારા પુત્રો અને બીજા પણ ઉતાવળા એવા તમારા યોદ્ધાઓ તથા યોદ્ધાઓમા મુખ્ય એવો જે તમારો પુત્ર દુ શાસન તેને આગળ કરીને ચાલ્યા સંગ્રામમા યુદ્ધને સહન કરનારા તે યોદ્ધાઓ સર્વ તરફથી શિનિપૌત્ર સાત્યકિને ઘેરી વળી પ્રહાર કરતા હતા સાત્વતોમા શ્રેષ્ઠ એવો શૂર સાત્યકિ પણ બાણોના સમુહવડે તે યોદ્ધાઓને હઠાવતો હતો હે આજમીઢ ! શત્રુઓને મારનાર એવા શિનિના પૌત્ર સાત્યકિએ જલદી અગ્નિ સરખા

બાણો વડે તે યોદ્ધાઓને હઠાવી, ધનુષને ઉંચુ કરી દુઃશાસનના યોદ્ધાઓને મારી નાંખ્યા. તે સમયે સંગ્રામ વિષે પુરૂષોમા શૂર એવા તે સાત્યકિને જોઇને અર્જુન અને શ્રીકૃષ્ણ હર્ષ પામતા હતા

निवार्यतां तूर्णममित्रघातीनसाशिने' पत्रिभिरग्निकल्पैः ।
दु शासनस्यापि जघानवाहानुद्यम्यवाणासनमाजमीढ ॥
ततोऽर्जुनो हर्षमवापसंख्ये कृष्णश्च दृष्ट्वा पुरुषप्रवीर ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणयलंबुषवधे गुर्जरभाषायां चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४० ॥

## અધ્યાય ૧૪૧ મો. સાત્યકિ અર્જુન સમાગમ.

संजय उवाच—तमुद्यन्त महाबाहु दुःशासनरथंप्रति ।
त्वरित त्वरणीयेषु धनजय जयैषिण ॥ १ ॥

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! દુઃશાસનના રથ પ્રત્યે ઉદ્યમવાળો, શીઘ્ર કરવા યોગ્ય કાર્યોમા ઉતાવળો અને ધનંજય થકી પણ જયને ઇચ્છતો, અનંત એવા સેનારૂપી સમુદ્ર પ્રત્યે પેઠેલો એવો મહાબાહુ સાત્યકિ, તેને સુવર્ણયુક્ત જેના ધ્વજ છે એવા ત્રિગર્ત દેશના મહા ધનુધારિ યોદ્ધાઓએ રોક્યો અને કોપ પામેલા પરમ ધનુર્ધારી યોદ્ધાઓએ સાત્યકિને સમુહવડે ચોતરફથી નિવારણ કરી બાણના સમુહોની વૃષ્ટિ કરી તે સમયે મહા રણમા શોભતા શત્રુ એવા એ પાચમો રાજપુત્રોને સત્ય પરાક્રમવાળા સાત્યકિએ જીત્યા સ્થિર પાણીના સરખો, તેમ ખડ્ગ, શક્તિ અને ગદાઓવડે પૂર્ણ તથા તલશબ્દોએ કરી આકુળ એવો જે સેનાનો મધ્ય ભાગ તે પ્રત્યે જઇને ત્યા રણમા આશ્ચર્યકારી સાત્યકિનુ ચરિત્ર જોયુ પશ્ચિમ દિશામા તેને જોઇને પૂર્વ દિશામા જોયો શીઘ્રતાથી ઉત્તર દિશામા જોઇને દક્ષિણ દિશામા જોયો, અને પૂર્વ દિશામા જોએલાને ફરીથી પશ્ચિમ દિશામા જોયો, તેમજ બીજી દિશાઓ પ્રત્યે જોયો શૂરો સાત્યકિ સો રથ પ્રત્યે નૃત્ય કરતો હોય નહિ તેમ આચરણ કરતો હતો સિંહ સરખી ગતિવાળા સાત્યકિના ચરિત્રને દેખી સંતાપ પામેલા ત્રિગર્તદેશના રાજાઓ પોતાના જનપ્રત્યે નિવૃત્ત થયા પછી સંગ્રામમા બીજા શૂરસેન દેશના શૂર યોદ્ધાઓ જેમ અંકુશે કરી મદોન્મત્ત હસ્તિને નિયમમા રાખે તેમ બાણના સમૂહ વડે નિવારણ કરતા હતા તે વખતે ઉત્તમ ચિત્તવાળા સાત્યકિએ એક મુહૂર્ત તેઓની સાથે યુદ્ધ કર્યું ત્યાર પછી અચિંત્ય જેનુ બળ અને પરાક્રમ છે એવો સાત્યકિ કલિંગદેશના યોદ્ધાઓ સાથે યુદ્ધ કરવા લાગ્યો, અને દુઃખે કરી જેનો પાર ન આવે એવી કલિંગદેશના યોદ્ધાઓની સેનાને ઉલ્લંઘન કરી કુંતિપુત્ર અર્જુન પ્રત્યે જેમ જળમા તરતો થાકેલો પુરૂષ સ્થળ પ્રત્યે આવે તેમ આવ્યો પુરૂષસિંહ એવા સાત્યકિને જોઇને યુયુધાને આસનાવાસના કરી અને સમીપ આવેલા તેને દેખી કેશવ ભગવાને કુંતિપુત્ર અર્જુનને કહ્યુ કે હે કુંતિપુત્ર અર્જુન ! આ તને અનુસરનારો શિનિનો પૌત્ર સાત્યકિ આવે છે, સત્ય પરાક્રમવાળા આ તારા શિષ્ય અને સખા સાત્યકિએ સર્વ યોદ્ધાઓને તિરસ્કાર

કરી જીતી લીધા હે કિરીટીન અર્જુન ! આ તારો પ્રાણપ્રિય સાત્યકિ કોરવ યોદ્ધાઓને ઘોર ઉપદ્રવ કરી આવે છે હે અર્જુન ! આ દ્રોણ, ભોજ તથા કૃતવર્માનો બાણોવડે તિરસ્કાર કરી સાત્યકિ આવે છે હે અર્જુન ! ધર્મરાજના પ્રિયને બોલનારો શૂરો કૃતાસ્ત્ર સાત્યકિ સારા સારા યોદ્ધાઓને મારીને આવે છે

હે પાડવ ! મહા બળવાન સાત્યકિ સૈન્યના મધ્યમા અતિ દુ ખેકરી કરાય એવુ કર્મ કરી તારા દર્શનને ઇચ્છતો આવે છે હે કુતિપુત્ર ! યુદ્ધમા દ્રોણાચાર્ય આદિ ઘણા મહારથિઓને એક રથેકરી યુદ્ધ કરાવી આ સાત્યકિ આવે છે હે પૃથાપુત્ર ! ધર્મરાજે પ્રેરણા કરેલો આ સાત્યકિ પોતાના બાહુબળનો આશ્રય કરી સેનાને સહારી સમીપ આવે છે હે કુતિપુત્ર અર્જુન ! કોઇ રીતે કૌરવોમા જેની બરોબર યોદ્ધો નથી તે આ, યુદ્ધેકરી દુર્મદ સાત્યકિ આવે છે હે પૃથાપુત્ર ! ગાયોના મધ્યમાથી સિહ છૂટે તેમ કુરુઓના સૈન્યથી મુક્ત એવો આ સાત્યકિ ઘણી સેનાઓનો નાશ કરી આવે છે ત્યારપછી એ રીતે શ્રીકૃષ્ણ ભગવાનના વચન સાભળી હર્ષ પામેલા કુતિપુત્ર અર્જુને કેશવ ભગવાન પ્રત્યે કહ્યુ કે હે મહાબાહો ! જે સાત્યકિ મારા સમીપ આવે છે તે મને પ્રિય નથી હે કેશવ ! ધર્મરાજનુ વૃત્તાત હુ જાણતો નથી સાત્વતકુળમા થએલા સાત્યકિ રહિત તે, જીવે છે કે નથી જીવતા ? જે મહાબાહો ! આ સાત્યકિને,, પાર્થિવ એવા ધર્મરાજની રક્ષા કરવી યોગ્ય છે તેને હજી, હે કૃષ્ણ ! આ મને અનુસરવા કેમ આવે છે ? યુદ્ધમા રાજા દ્રોણાચાર્ય પ્રત્યે ગયા છે ને હજી સિધુદેશના રાજાને માર્યો નથી એટલામા વળી આ ભૂરિશ્રવા શિનિના પૌત્ર સાત્યકિ પ્રત્યે આવે છે તે આ સિધુદેશના રાજા જયદ્રથ અર્થે મારા પ્રત્યે ઘણો મોટો ભાર રહેલો જાણવો રાજા અને સાત્યકિ મારે રક્ષા કરવા યોગ્ય છે અને જયદ્રથ હણવા યોગ્ય છે સૂર્ય અસ્ત થાય છે અને આ મહાબાહુ થાકી ગયો છે તથા હમણા થોડા બળવાળો થયો છે હે માધવ ! એના ઘોડા અને સારથિ થાકી ગએલા છે ને હે કેશવ ! સહાય સહિત એવો ભૂરિશ્રવા થાક્યો નથી, માટે શુ આ સાત્યકિનુ હમણા આ સમાગમમા ક્ષેમ થશે ? શુ સત્ય પરાક્રમવાળો સાત્યકિ સાગરને તરી ગોષ્પદને પામી ખેદ તો નહિ પામે ? મહા બળવાન શિનિકુળમા શ્રેષ્ઠ સાત્યકિ અસ્ત્ર જાણનાર કૌરવોમા મુખ્ય એવા મહાત્મા ભૂરિશ્રવા સાથે સમાગમ પામી, શુ કલ્યાણવાન થશે ? હે કેશવ ! જે દ્રોણાચાર્ય નિરતર આકાશમા જનારો બાજ પક્ષિ જેમ માસને ઇચ્છે છે, ધર્મરાજને ગ્રહણ કરવા ઇચ્છે છે, તે આચાર્યના ભયને મૂકી દેઇ જે ધર્મરાજાએ સાત્યકિને મોકલ્યો એ ધર્મરાજાનો અવળો ક્રમ છે એમ માનુ છુ, માટે રાજા કુશળ હશે કે નહિ ?

आचार्याद्भयमुत्सृज्य य. प्रेषयत सात्यकिं ॥
ग्रहण धर्मराजस्य खग श्येन इवामिष ।
नीत्यमाशसते द्रोण कच्चित्स्यात्कुशली नृप: ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यक्यर्जुनदर्शने गुर्जरभाषायामेकचत्वारिंशदधिकशततमोऽध्याय: ॥ १४१ ॥**

## અધ્યાય ૧૪૨ મો. સાત્યકિ ને યુયુધાન.

संजय उवाच—तमापतंतं संप्रेक्ष्य सात्वतं युद्धदुर्मदं ।
क्रोधाद्भूरिश्रवा राजन्सहसा समुपाद्रवत् ॥ १ ॥

સંજય કહે છે—હે રાજન્! યુદ્ધમાં દુર્મદ એવા સાત્વતકુળમાં ઉત્પન્ન થએલા યુયુધાનને સમીપ આવતો જોઇને ક્રોધ થકી ભૂરિશ્રવા તેની સામે દોડ્યો અને હે મહારાજ! શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિને આવી રીતે કહેવા લાગ્યો કે, બહુ સારૂં થયું કે આજે તું સંગ્રામમાં મારી નજરે આવ્યો હું ઘણા કાળથી ઇચ્છેલા મનોરથને આજ પામીશ જો તું રણસંગ્રામનો ત્યાગ નહિ કરે તો તને જીવતો મુકીશ નહિ હે દાશાર્હકુળમાં ઉત્પન્ન થએલા સાત્યકિ! આજે સંગ્રામમાં નિરંતર શૂરનું અભિમાન રાખનાર એવો જે તું તેને મારીને કુરૂદેશના રાજા દુર્યોધનને આનંદ પમાડીશ આજે રણમાં સાથે રહેલા એવા કેશવ ભગવાન ને અર્જુન મારા બાણોએ કરી દગ્ધ થએલ એવો જે તું તેને પૃથ્વીતલમાં પડેલો જોશે આજે જેણે તને અહિં મોકલેલો છે એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર તને મારાથી નાશ થએલો સાંભળીને તત્કાળ લજ્જાયુક્ત થશે રૂધિરે કરી છંટાએલો અને મેં નાશ કરેલો એવો તું પૃથ્વી વિષે પડવાથી આજે કુંતિપુત્ર ધનંજય મારા પરાક્રમને જાણશે જેમ પૂર્વે દેવ દૈત્યોના યુદ્ધમાં ઇન્દ્રને બલિરાજા સાથે સમાગમ કરવો ઇચ્છિત હતો તેમ તારી સાથે સમાગમ કરવો એ મને ઘણા કાળ થયાં ઇચ્છિત હતો હે સાત્વત! આજે તને ઘણું ભયંકર યુદ્ધ કરવા આપીશ ત્યારે તું તત્વથી મારા વીર્ય, બળ અને પરાક્રમને જાણીશ જેમ યુદ્ધમાં રામચંદ્રના નાના ભાઈ લક્ષ્મણે હણેલો રાવણનો પુત્ર ઇન્દ્રજીત યમપુરીને પામ્યો હતો, તેમ આજે મારાથી નાશ પામેલો તું યમરાજાની નગરીને પામીશ હે માધવ! આજે શ્રીકૃષ્ણ, કુંતિપુત્ર અર્જુન અને ધર્મરાજ યુધિષ્ઠિર મારાથી તારો નાશ થવાથી નિરૂત્સાહ થઇ નિઃસંશય રણનો ત્યાગ કરશે હે માધવ! આજે તીક્ષ્ણ બાણોવડે તારો નાશ કરી જેઓને તેં રણમાં મારેલા છે તેઓની સ્ત્રિયોને આનંદ પમાડીશ હે માધવ! જેમ સિંહની નજરમાં આવેલો ક્ષુદ્ર મૃગ ન જઈ શકે, તેમ મારી નજર તળે આવેલો તું મુક્ત નહિ થાય. હે રાજન્! તે પછી હસતો હોય નહિ તેમ યુયુધાને ભૂરિશ્રવાને ઉત્તર આપ્યો કે, હે કૌરવેય! મને સંગ્રામમાં ત્રાસ થતો નથી ને મને કેવળ વાણી માત્રે કરી કોઇ બીવરાવવાને સમર્થ નથી જે મને સંગ્રામમાં આયુધ રહિત કરે, તે મારે સંગ્રામમાં મને મારે તેવો કોઈ છે નહિ. વૃથા બહુ બોલવાથી શું? જે તેં કહ્યું તે કર્મે કરી આચરણ કરી બતાવ શરદ્‌ઋતુ સંબંધી મેઘની પેઠે તારૂં બોલવું નિષ્ફળ છે હે વીર! તારૂં બોલવું સાંભળી મને હાસ્ય ઉત્પન્ન થાય છે હે કૌરવ! આજે લોકમાં ઘણા કાળથી ઇચ્છિત એવું યુદ્ધ થાઓ. હે તાત! મેં ટા યુદ્ધને ઇચ્છ નાર એવી મારી બુદ્ધિ ઉતાવળી થાય છે હે પુરૂષોમાં અધમ! આજ તને માર્યા વગર હું પાછો નહિ વળું

એ રીતે એક બીજા વાણીવડે ઉહાપોહ કરતા અને મારવાને ઇચ્છતા, પરમ કોપ પામેલા, મહા ધનુર્ધારી, મદોન્મત્ત અને રણમાં સ્પર્ધા કરતા એવા બળેલા નરશ્રેષ્ઠ ભૂરિશ્રવા ને યુયુધાન, જેમ ક્રોધ પામેલા મદોન્મત્ત એવા હસ્તિઓ હાથણી સારૂ લડે તેમ સંગ્રામમાં લડતા હતા અને શત્રુઓને નાશ કરનાર એવા ભૂરિશ્રવા ને સાત્યકિ મેઘની પેઠે પરસ્પર

ભયંકર બાણ વૃષ્ટિઓ કરતા હતા તે સમયે હે ભરતશ્રેષ્ઠ! મારવાને ઇચ્છતા એવા સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાએ શીઘ્ર જનારા બાણોએકરી શિનિપૌત્ર સાત્યકિને ઢાંકી દેઇ તીક્ષ્ણ એવા દશ બાણોએકરી તેને વિંધ્યો વળી શિનિકુળમા શ્રેષ્ઠ એવા સાત્યકિને મારવા ઇચ્છના પેલા સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાએ બીજા પણ તીક્ષ્ણ બાણો ફેંક્યા હે વિશાંપતે! ભૂરિશ્રવાના તીક્ષ્ણ બાણોને પોતાને પ્રાપ્ત થયાની અગાઉ અંતરિક્ષને વિષેજ સાત્યકિએ નાશ કર્યા હે પ્રભો! ભૂરિશ્રવા ને સાત્યકિ જુદી જુદી પરસ્પર અસ્ત્રવૃષ્ટિઓ કરતા હતા ઉત્તમ સગાવાળા કુરૂ અને વૃષ્ણિકુળના યશને વધારનાર એવા તેઓ, જેમ નખોએકરી સિંહો અને દાંતોએકરી મોટા હસ્તિઓ લડે તેમ રથ, શક્તિઓવડે તથા બાણોએકરી પરસ્પર લડતા હતા શરીરને ભેદતા, લોહીને કાઢતા અને પ્રાણ ખોવારૂપ જુગટા રમતા એવા તે બેઉ પરસ્પર સ્થિર થઇ લડતા હતા. એ રીતે ઉત્તમ કર્મવાળા કુરૂ અને વૃષ્ણિઓના યશને વધારનાર એવા ભૂરિશ્રવા ને સાત્યકિ યૂથના પતિ બે હસ્તિઓની પેઠે એક બીજા સામે યુદ્ધ કરતા હતા, અને થોડા વખતમા બ્રહ્મલોકની આગળ કરેલા તથા પરમ સ્થાનને પામવાને ઇચ્છતા એવા તેઓ પરસ્પર ગર્જના કરતા હતા તેમજ તમારા પુત્રોના જોતા હર્ષ પામેલા પુરૂષોની પેઠે સાત્યકિ અને સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા એ બે, પરસ્પર બાણોની વૃષ્ટિ કરતા હતા તે સમયે જેમ હાથણીના કારણથી યુદ્ધ કરતા એવા યૂથના પતિ હસ્તિઓને, તેમ યોદ્ધાઓના પતિ ને યુદ્ધ કરતા એવા તે બે ભૂરિશ્રવા ને સાત્યકિ, તેઓને મનુષ્યો જોતા હતા એક બીજાના ઘોડાઓને મારીને, ધનુષ્યોને કાપીને, રથ રહિત એવા તે બેઉ ખડ્ગ યુદ્ધ કરવા માટે મહારણમા સામસામા મળ્યા પછી વિચિત્ર, સુંદર અને વિસ્તારવાળા બળદના ચર્મને ગ્રહણ કરી તથા ખડ્ગને ઉઘાડા કરી તેઓ સંગ્રામમા ફરતા હતા જુદા જુદા માર્ગ અને ભિન્ન ભિન્ન મંડલો પ્રત્યે ફરતા, શત્રુઓનો નાશ કરતા, ખડ્ગ સહિત એવા તથા વિચિત્ર બખ્તરવાળા અને નિષ્ક તથા બાજુબંધથી શોભિતા એવા તેઓ અત્યંત ક્રોધ પામી વારંવાર પરસ્પર પ્રહાર કરતા હતા ભ્રાંત, ઉદ્ભ્રાંત, આવિદ્ધ, આપ્લુત, વિપ્લુત, સૃત, સંપાત, ને સમુદીર્ણ એવી ગતિઓને દેખાડતા યશસ્વી શત્રુઓનો નાશ કરતા એવા તે બેઉ પરસ્પર ખડ્ગોએકરી પ્રહાર કરતા હતા અને છિદ્રને શોધતા એવા શૂરા તે બેઉ વિચિત્ર રીતે ગતિ કરતા હતા શિક્ષાને, શીઘ્રતાને, તથા સહેલાઇને દર્શાવતા યુદ્ધ કરનારાઓમા શ્રેષ્ઠ એવા તે બેઉ યુદ્ધમા ચાલતા પરસ્પર શબ્દને કરતા હતા હે રાજેંદ્ર! એ રીતે પરસ્પર લડીને શૂરા ભૂરિશ્રવા ને સાત્યકિએ સર્વ સૈન્યોના જોતા મુહૂર્તવાર શ્વાસ લીધો ફરીને હે નરાધિપ! શતચંદ્રવાળા વિચિત્ર ચર્મને ખડ્ગો વડે કાપીને પુરૂષોમા શ્રેષ્ઠ એ બે, બાહુ યુદ્ધ કરવા લાગ્યા પહોળી છાતીવાળા, મોટી ભુજાવાળા અને યુદ્ધમા કુશળ એવા તે બેઉ, બાહુવડે કરી લોઢાની ભોગળોએકરી લડવાને સામસામા સજ્જ થયા. હે રાજન્! તેઓના હાથનુ વાગવુ, હાથનું ગ્રહણ કરવુ, અને પરસ્પરના ગળાનુ જે ગ્રહણ કરવુ તેઓ શિક્ષા બળવાળા હોવાથી સર્વ યોદ્ધાને હર્ષ પમાડતા હતા તે વખતે હે રાજન્! યુદ્ધ કરતા એવા જે નર શ્રેષ્ઠ ભૂરિશ્રવા ને સાત્યકિના સંગ્રામમા વજ્ર અને પર્વત સરખો ભયંકર મહા શબ્દ થતો હતો. જેમ દાંતોના અગ્રભાગો વડે હસ્તિઓ, શિંગડાઓ વડે મોટા બળદ, તેમ બાહુ પાશના વિંટાવાથી, મસ્તકોએકરી તાડન કરવાથી, પગના ખેંચવાથી, પગને ભેગા કરવાથી, પગને પછાડવાથી, અંકુશની પેઠે વાળવાથી, પગના મધ્યભાગને બાંધવાથી, પૃથ્વી વિષે ચક્ર ફરવાથી, જવુ, સામુ

આવવુ, ફેંકવુ, પાડવુ, ઉચુ કરવુ ને દોડવુ એ વડે કરી ક્રુરે તથા સાત્વતકુળમા શ્રેષ્ઠ એવા તે મહાત્મા યુદ્ધ કરતા હતા

હે ભારત ! બત્રીસ સાધનવાળા જે યોદ્ધા છે તેઓને મહા બળવાન એવા તે બેઉ યુદ્ધ કૌશલ દર્શાવતા હતા જ્યારે સાત્વત એવો સાત્યકિ યુદ્ધ કરતો ક્ષીણુ થયેલા આયુધવાળો થયો ત્યારે વાસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ કે, સર્વ ધનુર્ધારીઓમા શ્રેષ્ઠ રણમા યુદ્ધ કરતા એવા રથ રહિત આ સાત્યકિને જો હે પાડુપુત્ર અર્જુન ! તારી પાછળ ભારતી સેનાને ભેદી તે પ્રત્યે પેઠેલો સાત્યકિ મહા પરાક્રમવાળા સર્વ કૌરવાએ યુદ્ધ કરેલુ છે તેથી થાકેલા સમીપ આવતો એવો જે યોદ્ધાઓમા શ્રેષ્ઠ સાત્યકિ તેને યુદ્ધની ઇચ્છા કરનાર સોમદત્ત પુત્ર પ્રાપ્ત થયો છે એ, હે અર્જુન ! અયોગ્ય જેમ હોય તેમ છે હે રાજન્ ! ત્યાર પછી યુદ્ધમા દુર્મદ એવો કોપ પામેલો ભૂરિશ્રવા, સાત્યકિ પ્રત્યે જેમ મદોન્મત્ત હસ્તિ મત્ત થએના હસ્તિને પ્રહાર કરે તેમ રથમા બેઠેના તે બેઉના યુદ્ધમા, ક્રોધ પામેના અને યોદ્ધાઓમા મુખ્ય એવા કેશવ ભગવાન અને અર્જુનના જોતા સગ્રામમા ઉદ્યમ કરી પ્રહાર કરતો હતો. તે સમયે મહાબાહુ શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કહ્યુ કે, વૃષ્ણિ ને અધકકુળમા શ્રેષ્ઠ એવા જે સાત્યકિ, તેને સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાને વશ થયેલો જો હે અર્જુન ! અત્યત દુષ્કર કર્મ કરીને થાકી ગયેલો પૃથ્વી ઉપર રહેલો તારો શિષ્ય શૂર એવો સાત્યકિ તેનુ હવે પાલન કર હે પુરૂષોમા શ્રેષ્ઠ સમર્થ એવા અર્જુન ! તારે માટે શ્રેષ્ઠ આ સાત્યકિ યત્નને આચરણ કરનારા ભૂરિશ્રવાને વશ જેમ ન થાય તેમ જલદી કર એ પછી પ્રસન્ન મનવાળો ધનજય અર્જુન, વાસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે, હે શ્રીકૃષ્ણ ! વૃષ્ણિકુળમા શ્રેષ્ઠ એવા સાત્યકિની સાથે ક્રીડા કરતો એવો કુરૂશ્રેષ્ઠ ભૂરિશ્રવા તેને જેમ વનમા મોટા મત્ત હસ્તિ સાથે ક્રીડા કરતો સિહોના યૂથનો પતિ હોય તેમ જૂઓ સજય કહે છે—હે ભરતશ્રેષ્ઠ ! એ રીતે ધનજય પાડુના પુત્ર અર્જુનના કહેવાથી સેનાઓ મધ્યે મોટો હાહાકાર થયો તે પછી ઉદ્યમ કરી મહાબાહુ ભૂરિશ્રવાએ સાત્યકિને પૃથ્વી ઉપર પાડ્યો યુદ્ધમા સાત્વત શ્રેષ્ઠ એવા સાત્યકિને ખેચતો એવો કુરૂશ્રેષ્ઠ ભૂરિશ્રવા જેમ હાથીને ખેચતો એવો સિહ શોભે તેમ શોભતો હતો તે વખતે સગ્રામ વિષે મ્યાનમાથી ખડ્ગ ખેચીને તેણે સાત્યકિના કેશ ગ્રહણ કરી પગ વડે છાતીમા તેને પ્રહાર કર્યો અને સાત્યકિની કાયા ઉપરથી કુડળ સહિત મસ્તક કાપવાનો આરભ કરવા લાગ્યો તેટલામા તો સાત્વત એવો સાત્યકિ પણ હે ભારત ! કુભારે દડેકરી ફેરવેલા ચક્રની પેઠે કેશ ગ્રહણ કરેલા ભૂરિશ્રવાના હાથ સહિત માથાને ફેરવતો ત્વરા કરવા લાગ્યો એ રીતે સગ્રામમા ચોતરફથી ખેચતો એવો સાત્વત સાત્યકિ તેને જોઇને હે રાજન્ ! ફરીને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ કે હે મહાબાહો ! વૃષ્ણિ ને અધકકુળમા શ્રેષ્ઠ તારો શિષ્ય ધનુષ ગ્રહણ કરવામા તારી બરોબરી કરે એવો સાત્યકિ, તેને સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાને વશ થએલો જો જ્યા રણમા ભૂરિશ્રવા છે ત્યા અસત્ય ચાલવુ છે, કારણ કે તે ભૂરિશ્રવા સત્ય પરાક્રમવાળા વૃષ્ણિકુળમા શ્રેષ્ઠ એવા સાત્યકિથી વિશેષ છે. એ રીતે સગ્રામમા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના વચન સાભળી પાડુપુત્ર અર્જુન ભૂરિશ્રવાને મનેકરી વખાણવા લાગ્યો કે, સગ્રામમા ક્રીડા કરતો હોય તેમ સાત્વત શ્રેષ્ઠ સાત્યકિને ખેચતો અને કુરૂકુળની કીર્ત્તિ વધારનાર એવો ભૂરિશ્રવા મને બહુ હર્ષ પમાડે છે, કેમકે વૃષ્ણિ વીરોમા શ્રેષ્ઠ એવા સાત્યકિને જે મારતો નથી અને અરણ્યમા જેમ સિહ મોટા હસ્તિને ખેચે તેમ ખેચે છે હે રાજન્ ! એ રીતે કુતિપુત્ર મહાબાહુ અર્જુને મનવડે કૌરવ

એવા ભૂરિશ્રવાને વખાણી વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને કહ્યુ કે સિંધુદેશના રાજામા આસક્ત દૃષ્ટિવાળો હુ આ માધવ એવા સાત્યકિને દેખતો નથી આ ન કરાય એવુ કર્મ હુ યાદવ માટે કરુ છુ એમ કહી પછી વસુદેવના પુત્ર ભગવાન શ્રીકૃષ્ણ તેમના વચનને સ્વીકારતા એવા પાડવ અર્જુને ગાડીવ ધનુષમા ક્ષુરપ્ર નામનુ અસ્ત્ર જોડયુ આકાશમાથી પડેલા મોટા ઉલ્કાડિયાની પેઠે કુતિપુત્ર અર્જુનના બાહુથી છૂટેલા તે હથિયારે યજ્ઞશીલ એવા ભૂરિશ્રવાનો ખડ્ગ અને બાજુબધ સહિત હાથ કાપી નાખ્યો

पार्थबाहुविसृष्ट. समहाल्कवनमक्षयुता ।
सखड्गंयशशीलस्य सांगदंबाहुमच्छिनत् ॥

इति श्री महाभारते द्रोणपर्वाणि जयद्रथवधपर्वाणि भूरिश्रवोबाहुच्छेदे गुर्जरभाषायां द्विचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४२ ॥

## અધ્યાય ૧૪૩ મો. ભૂરિશ્રવાનો વધ.

संजय उवाच—सबाहुर्न्यपतद्भूमौ सखड्गः सशुभांगदः ।
आवधज्जीवलोकस्य दुःखमद्भुतमुत्तम ॥ १ ॥

સજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર ! ખડ્ગ અને શુભ બાજુબધ સહિત ઉત્તમ એવો તે બાહુ જીવલોકના અદ્ભુત દુખને ધારણ કરતો પૃથ્વી ઉપર પડ્યો પ્રહાર કરશે એવો તે બાહુ ન દેખાતા એવા અર્જુને પ્રહાર કરવાથી પાચ મુખવાળા સર્પની પેઠે તે પૃથ્વી પર પડ્યો પછી કુરુકુળમા ઉત્પન્ન થએલો ભૂરિશ્રવા પોતાના આત્માને અર્જુને નિષ્ફળ કરેલો જોઇ સાત્યકિને મૂકી દઇ ક્રોધથી પાડુપુત્ર અર્જુનને નિંદવા લાગ્યો, અને કહ્યુ કે, હે કુતિપુત્ર અર્જુન ! યુદ્ધમા આસક્ત થએલો એવો જે હુ, તેના ન જોતા મારા બાહુને તે કાપી નાખ્યો તે અતિ ક્રૂર કર્મ કર્યુ છે, માટે યુદ્ધમા મે શુ કમ કરતા બળવાન ભૂરિશ્રવાને માર્યો, તે વિષે ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને શુ કહી શકીશ ? હે કુતિપુત્ર ! આ અસ્ત્ર તને મહાત્મા ઇન્દ્રે, રૂદ્રે અથવા દ્રોણાચાર્યે કિવા કૃપાચાર્યે ઉપદેશ કરેલુ છે ? નિશ્ચે તુ જે લોકમા બીજાઓથી અધિક અસ્ત્રધર્મને જાણનાર છે એવા તે, યુદ્ધ કરતો એવો જે હુ તેને કેમ પ્રહાર કર્યો ? મનસ્વી પુરૂષો ગાફલને, ભય પામેલાને, રથ રહિતને, યાચના કરનારને અને દુખમા વર્તનારને પ્રહાર કરતા નથી હે પાર્થ ! નીચ પુરૂષે આચરણ કરેલુ, અસત્પુરૂષે સેવેલુ, અતિ દુખે કરાય એવુ આ પાપ કર્મ તે કેમ આચરણ કર્યુ ? હે ધનજય ! આર્ય પુરૂષોએ સુખે કરવા યોગ્ય તો શ્રેષ્ઠ કર્મ કહેવાય છે અને ખરાબ કર્મ તો પૃથ્વીમા સારા પુરૂષે અતિ દુખે કરી કરાય તેવુ છે હે નરશ્રેષ્ઠ ! જે જે સારા અથવા નઠારા પુરૂષોમા જે જે શુભ અથવા અશુભ કર્મ વિષે લક્ષણ તે છે તત્કાળ તેઓના સ્વભાવને પામે છે, તેમ તારે વિષે પણ આ દેખાય છે રાજાના વશમા થએલો તેમા પણ વિશેષે કરી કુરુકુળમા થએલો સારા કાર્ય અને વ્રત કરનાર એવો તુ ક્ષાત્રધર્મથી કેમ ખસ્યો ? વળી વૃષ્ણિકુળમા થએલા સાત્યકિ માટે અતિ ક્ષુદ્ર કામ કર્યુ ? નિશ્ચે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણનો તારે વિષે જે મત છે

તે યોગ્ય નથી. કૃષ્ણ જેના સખા છે, એવો જે પુરૂષ ન હોય તે કોણ પ્રમાદ અને શત્રુ સાથે યુદ્ધ કરતા એવા પુરૂષને આવુ દુ ખ આપે ? નીચ કલેશ કરનાર જેના કામ છે એવા અને પ્રકૃતિએ કરીનેજ નિંદિત એવા વૃષ્ણિ અને અધકકુળમા થએલા પુરૂષો, હે કુતિપુત્ર અર્જુન ! તે કેમ પ્રમાણરૂપ કર્યા ? એ રીતે યુદ્ધમા તેના વચન સાભળી કુતિપુત્ર અર્જુને ભૂરિશ્રવાને કહ્યુ કે ક્ષય પામતો એવો પુરૂષ બુદ્ધિને પણ ક્ષય યુક્ત કરે છે, એ સ્પષ્ટ છે હે પ્રભો ! જે તમે કહ્યુ તે સઘળુ વ્યર્થ છે, કેમકે ઋષિકેશ એવા શ્રીકૃષ્ણ અને પાડુપુત્ર એવો જે હુ, તેને તુ જાણતો નિંદા કરે છે સગ્રામના ધર્મને જાણનાર, સર્વ શાસ્ત્રના પારને પામનાર, ને હું અધર્મને ન કરૂ એમ જાણતો એવો પણ તુ મોહ પામે છે પોતપોતાના ભાઇઓ, પિતાપુત્ર, સબધી, બાધવ, વડવાઓ તથા મિત્રો સાથે બાહુનો આશ્રય કરી રહેલા જે ક્ષત્રિયજનો શત્રુઓ સાથે યુદ્ધ કરે છે તેઓ અતિ દુખેકરી ત્યાગ કરાય એવા પ્રાણને તજી અમારે માટે યુદ્ધ કરતો એવો અને સુખમા સબધવાળો એવો જે મારો શિષ્ય સાત્યકિ તેને કેમ નાશ પામવા દે ? હે રાજન્ ! સગ્રામમા યુદ્ધ દુર્મદ એવા જમણા હાથનો શુ શોક કરે છે ? હે રાજન્ ! રણભૂમિમા ગયેલાએ આત્મા સાચવવા યોગ્ય નથી. હે નરાધિપ ! જે માણસ જેને અર્થોમા ઉપયોગી છે તે માણસની રક્ષા કરવી જોઇએ, માટે મોટા યુદ્ધમા રક્ષા કરનારા યોદ્ધાઓએ રાજા હમેશ રક્ષા કરવા યોગ્ય છે મહા સગ્રામમા જો હુ સાત્યકિનો વધ કરતો જોઉં તો તેના વિયોગે કરી અનર્થ થવાથી મને પાપ લાગે માટે જે મે રક્ષા કરી તેથી મારે વિષે શુ ક્રોધ પામે છે ? હે રાજન્ ! બીજા સાથે મળેલો એવો હુ તેની જે નિંદા કરે છે અને તરછોડે છે તેથી મારી બુદ્ધિને ભ્રમ થાય છે કવચને હલાવતો પોતે રથ પ્રત્યે બેસતો ધનુષની પ્રત્યચાને ખેચતો અને શત્રુઓ સાથે યુદ્ધ કરતો એવો જે તુ, તેનો આ રીતે રથ અને હસ્તિઓ વડે યુક્ત ઘોડા અને પાયદળવડે આકુલ તથા સિહનાદે કરી ઉત્પન્ન થયેલો છે શબ્દ જેમા એવો જે ગભીર સૈન્યરૂપ સાગર તેમા પોતાના અને પારકાઓવડે મળેલાઓના સગમ વિષે એકલો એવો જે સાત્યકિ, તેની સાથે કેમ સગ્રામ થશે ? ઘણાઓ સાથે યુદ્ધમા મળી મહારથિઓને જીતી ગયેલા, જેના ઘોડા થાકી ગયા છે એવો, પ્રસન્ન મન રહિત અને શસ્ત્રોએ કરી પીડિત ને પોતાના વીર્યને વશ થયેલો એવો જે મહારથિ સાત્યકિ તેને જીતી કેમ અધિકપણુ માને છે ? જે ખડ્ગ વડે સગ્રામ વિષે આનુ મસ્તક કાપવા તું ઇચ્છે છે તે આ રીતે દુખ પામેલા સાત્યકિને કોણ સહન કરી શકશે ? હે વીર ! જે આત્માનું રક્ષણ તુ નથી કરતો ત્યારે તારો જે આશ્રય કરે તે માણસ તો કેમજ કરી શકે ? માટે તુ પોતાનેજ નિંદ

સજય કહે છે—એવી રીતે સગ્રામ વિષે મોટા યશવાળા, જેના ધ્વજમા યૂપ છે એવો મહાબાહુ ભૂરિશ્રવા, યુયુધાનને છોડી દેઇ મરણ સબધી અનશન વ્રતનો આરભ કરવા લાગ્યો. પુણ્યના લક્ષણ યુક્ત બ્રહ્મલોક પ્રત્યે જવા ઇચ્છતા એવા ભૂરિશ્રવાએ જમણા હાથે બાણને પાથરી પછીથી પ્રાણને પ્રાણ વિષે હોમ્યા સૂર્યમાં નેત્રને એકાગ્ર કરીને, જળમા પ્રસન્ન મનને એકાગ્ર કરીને મોટા ઉપનિષદનુ ધ્યાન કરતો યોગ યુક્ત એવો મુનિ થયો. તે સમયે સર્વ સેનામા રહેલા લોકો કૃષ્ણ અને ધનજયને નિંદવા અને પુરૂષોમા શ્રેષ્ઠ એવો જે ભૂરિશ્રવા તેને વખાણવા લાગ્યા. એ રીતે નિંદા કરતા એવા શ્રીકૃષ્ણ ને અર્જુન કશુ અપ્રિય બોલ્યા નહિ, તેમ પ્રશસા કરતો એવો યૂપકેતન ભૂરિશ્રવા હર્ષ પણ પામ્યો નહિ. હે રાજન્ ! તે પ્રમાણે કહેતા એવા તમારા

પુત્રોને અને તેઓના કહેવાને તથા ભૂરિશ્રવાના કહેલાને મનેકરી સહન કરતો નથી એવો ક્રોધ પામેલા મનવાળો પાડુપુત્ર અર્જુન તેઓની વાણીને સ્મરણ કરાવતો હોય નહિ શુ તેમ નિદાથી ખિન્ન થયેલો હોય તેની રીતે કહેવા લાગ્યો કે સર્વ રાજાઓ મારા મહા વ્રતને જાણે છે કે જે મારા બાણના વિષયને પ્રાપ્ત થાય તે મારો માણસ બીજાએ મારવાને શકય નથી એ જોઇને યૂપ જેના ધ્વજમા છે એવા હે ભૂરિશ્રવા ! તુ મને નિદવા યોગ્ય નથી કારણ કે ધર્મને જાણ્યા વિના પરની નિદા કરવી તે યોગ્ય નથી જેણે શસ્ત્ર ગ્રહણ કરેલાં છે એવા યુદ્ધમા વૃષ્ણિવીર સાત્યકિને મારવાને ઇચ્છતો એવો જે તુ, તેનો બાહુ મે કાપ્યો તે ધર્મ નિદિત નથી હે તાત ! જેણે શસ્ત્ર ત્યાગ કરેલા છે એવો, રથ અને બખ્તર રહિત, બાળક જે અભિમન્યુ તેના વધને કયો ધાર્મિક પુરૂષ વખાણશે ? એ રીતે કુતિપુત્ર અર્જુને કહ્યુ એટલે ભૂરિશ્રવાએ મસ્તકે કરી પૃથ્વીનો સ્પર્શ કરી ડાબા હાથવડે જમણા હાથને અર્જુનની સમીપ ફેકયો, અને હે મહારાજ ! એવા કુતિપુત્ર અર્જુનના વચન સાભળી અતિ કાતિવાળો યૂપકેતુ એવો ભૂરિશ્રવા નીચુ મુખ કરતો મુગો રહ્યો વળી અર્જુન કહેવા લાગ્યો કે જે પ્રીતિ મને ધર્મરાજમા, બળવાન પુરૂષોના મધ્યમા શ્રેષ્ઠ એવા ભીમસેન વિષે, નકુળમા અને સહદેવમા છે તે જ પ્રીતિ હે શલાગ્રજ ભૂરિશ્રવ ! તારે વિષે છે, માટે મે તથા મહાત્મા શ્રીકૃષ્ણે આજ્ઞા કરેલો એવો તુ જે રીતે શિબિરાજા અને ઉશીનર, પુણ્યકારી લોકપ્રત્યે ગયા તેમ જા પછી વાસુદેવ શ્રીકૃષ્ણ બોલ્યા કે હે વિસ્તારવાળા અગ્નિ હોત્રોવડે યજનાર ભૂરિશ્રવા ! બ્રહ્મા આદિ દેવ શ્રેષ્ઠોએ ઇચ્છેલા મારા નિર્મળ લોક છે તે પ્રત્યે શીઘ્ર જા, અને ગરૂડવડે જેનુ સુદર ચાલવુ છે, એવો મારી તુલ્ય થા

સજય કહે છે—સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાએ મુકી દીધલો ઉભો થયેલ એવો શિનિ પૌત્ર સાત્યકિ, પાડુપુત્ર અર્જુને પ્રહાર કરેલા, ઇશ્વરમા આસકત થએલા, ઘણી દક્ષણા દેનારા, નિષ્પાપ એવા મહાત્મા શલાગ્રજ ભૂરિશ્રવાને ખડ્ગ ગ્રહણ કરી મસ્તકને છેદવા તથા હણવા માટે ઇચ્છા કરવા લાગ્યો જેની શુઢ કપાઇ ગયેલી છે એવા હાથિની પેઠે ભુજા કપાએલા અને જેણે વ્રત ધારણ કર્યુ છે એવા બેઠેલા ભૂરિશ્રવાને, સર્વ સૈન્યોના દેખતા બોલાવી મહાત્મા શ્રીકૃષ્ણે, કુતિપુત્ર અર્જુને ભીમસેને, ચક્રની રક્ષા કરનારાઓએ તથા અશ્વત્થામાએ, કૃપાચાર્યે, વૃષસેન એવા કર્ણે અને સિધુદેશના રાજાએ નિવારણ કરતા, અતિ દુષ્ટ મનવાળા, નિદા કરતા એવા સાત્યકિએ શબ્દ કરતા એવા સૈન્યોના મધ્યમા માર્યો, ને અનશન વ્રત લઇ બેઠેલા, જેનો બાહુ અર્જુને કાપેલો છે એવા, કુરૂકુળમા થએલા ભૂરિશ્રવાનુ મસ્તક કાપી નાખ્યુ તે સમયે પ્રથમ અર્જુને હણેલા કુરૂકુળમા ઉત્પન્ન થએલા એવા ભૂરિશ્રવાને સાત્યકિએ માર્યો તે કર્મેકરી સૈન્યોએ સાત્યકિને જરાએ વખાણ્યો નહિ યુદ્ધમા અનશન વ્રતને પામેલા, હણેલા, ઇન્દ્રની તુલ્ય એવા ભૂરિશ્રવાને જોઇને સિદ્ધચારણ મનુષ્યો વખાણવા લાગ્યા અને તેના કર્મોએકરી દેવતાઓ વિસ્મિત થયા તથા તમારા સૈનિકો અતિ ઘણા પક્ષવાદ કરવા લાગ્યા કે, વૃષ્ણિકુળમા થએલા સાત્યકિનો અપરાધ નથી, ભવિષ્યમાં હતુ તેમ થયુ તે માટે તમારે ક્રોધ કરવો નહિ, કારણ કે ક્રોધ મનુષ્યોને ઘણો દુ ખરૂપ છે. વીર પુરૂષે મારવા યોગ્ય હતો એમા વિચાર કરવો નહિ, કેમકે બ્રહ્માએજ સગ્રામમા સાત્યકિને હાથે એનુ મૃત્યુ નિર્માણ કરેલુ હશે સાત્યકિ બોલ્યો કે ' ન હણવો ન હણવો ' એ રીતે ધર્મ-રૂપી કવચ પ્રત્યે રહેલા હે અધર્મિ પુરૂષો ! મને ધર્મવાદવડે કહેતા હતા તે તમારો ધર્મ

જ્યારે તમોએ શસ્ત્ર રહિત એવા બાળક સુભદ્રાના પુત્રને મારી નાખ્યો ત્યારે ક્યા ગયો હતો? મે તો આ પ્રતિજ્ઞા કરી હતી કે જે કોઇ પણ નિંદાવડે સગ્રામમા જીવતો એવો જે હુ, તેને પીડીને પગેકરી ક્રોધથી પ્રહાર કરશે તે શત્રુ જો કે મુનિવ્રતવાળો હોય તોપણ મારવો, માટે મારવા વિષે ચેષ્ટા કરતો ભુજારહિત એવો જે ભૂરિશ્રવા તેને માસ દૃષ્ટિવાળા તમે મરેલો માનો છો એ તમારી બુદ્ધિનુજ હલકાપણુ છે હે કુરુશ્રેષ્ઠ પુરુષો! એનો મે નાશ કર્યો તે યોગ્ય છે મને જોઇને પ્રતિજ્ઞાને પાળતા એવા કુતિપુત્ર અર્જુને જે ખડ્ગથી આનો બાહુ કાપી નાખ્યો તેણે કરીનેજ હું તો છેતરાયો છુ દૈવજ બધુ કરે છે માટે જે થવાનુ હતું તે થયુ આ વિમર્દમા ભૂરિશ્રવા માર્યો ગયો એમા શુ અધર્મેકરી ચેષ્ટા થઇ? વળી વાલ્મીકિએ પણ આ શ્લોક પૂર્વે કહ્યો છે કે હે વાનર! પૃથ્વી વિષે સ્ત્રીઓ ન મારવી એ રીતે જે તુ કહે છે તે જો શત્રુઓને પીડા કરનારુ થાય તો સદા વ્યવસાયવાળા મનુષ્યે સર્વકાળ કરવુ સજય કહે છે-હે મહારાજ! એ રીતે સાત્યકિએ કહ્યુ ત્યારે સર્વ કુરુશ્રેષ્ઠ પુરુષો કાઇ પણ બોલ્યા નહિ, અને મનેકરી તેને વખાણવા લાગ્યા મોટા યજ્ઞોમા મત્રોએ કરી પવિત્ર થયેલો, યશસ્વી, હજારો દાન કરનાર એવો જે ભૂરિશ્રવા તેના વધને અરણ્યમા ગએલા મુનિના વધની પેઠે કોઇએ વખાણ્યો નહિ. વળી હવિર્ગૃહના મધ્ય ભાગમા નાખેલા યજ્ઞ સબંધી ઘોડાના મસ્તક પેઠે વરદાન આપનારા શૂરવીર તે ભૂરિશ્રવાનુ અતિ નીલકેશવાળુ કબૂતરના નેત્ર સરખા જેના રાતા નેત્ર છે એવુ મસ્તક કપાઇ પડયુ એ રીતે મહાયુદ્ધમા શસ્ત્રે કરેલા તેજવડે પવિત્ર થએલો, વરદાન દેનાર અને વરદાનને યોગ્ય એવા ભૂરિશ્રવા શ્રેષ્ઠ દેહને તજી ઉત્તમ ધર્મેકરી પૃથ્વી તથા આકાશને ભેદી ઉંચા લોક પ્રત્યે ગયો

स तेजसास्त्रकृतेन पूतो महाहवे देहवरंविसृज्य ।
आक्रामदूर्ध्वंवरदोवरार्होव्यावृत्यधर्मेणपरेणरोदसी ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि भूरिश्रवोवधे गुर्जरभाषायां त्रिचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४३ ॥

## અધ્યાય ૧૪૪ મો. સાત્યકિની જન્મ પ્રશંસા.

**धृतराष्ट्र उवाच—अजितो द्रोण राधेय विकर्ण कृतवर्मभिः ।**
**तीर्णःसैन्यार्णवं वीरः प्रतिश्रुत्य युधिष्ठिरे ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે-હે સજય! દ્રોણાચાર્ય, રાધાપુત્ર કર્ણ, વિકર્ણ અને કૃતવર્માએ નહિ જીતેલો સગ્રામમા નિવારણ ન કરાય એવો, યુધિષ્ઠિર પાસે પ્રતિજ્ઞા કરી સૈન્યરૂપ સાગરને તરી ગએલો શૂર એવો જે સાત્યકિ, તેને કુરુકુળમા થયેલા ભૂરિશ્રવાએ બળથી ગ્રહણ કરી પૃથ્વી વિષે કેમ પાડયો? સજય કહે છે—હે રાજન્! જેને વિષે તમને સશય છે તે ભૂરિશ્રવા અને શૈનેય એવા સાત્યકિની જે રીતે પ્રથમ ઉત્પત્તિ થઇ હતી ત્યારે હવે સાભળો. અત્રિનો પુત્ર સોમ થયો, સોમનો પુત્ર બુધ, બુધનો પુત્ર મહેદ્રાભ અને તેનો પુત્ર પુરુરવા થયો. પુરુરવસ્નો આયુષ અને આયુષનો નહુષ પુત્ર થયો નહુષનો દેવર્ષિઓએ સમત એવો યયાતિ

રાજા થયો. યયાતિનો તેની દેવયાની સ્ત્રી થકી જ્યેષ્ઠ એવા યદુ નામનો પુત્ર થયો યદુના વંશમા જે દેવમીઢ તેનો પુત્ર યાદવ થયો તેને ત્રૈલોક્યમા મનાએલો એવો શૂર થયો ને શૂરનો નર શ્રેષ્ઠ શૌરિ મહાયશવાળો વસુદેવ થયો ધનુર્ધારિઓમા શ્રેષ્ઠ તે શૂર રાજા યુદ્ધમા કૃત-વીર્યના પુત્ર સહસ્રાર્જુન સમાન થયો હે નૃપ! તેજ કુળમા તે શૂર સરખા શૌર્યવાળો શિનિ થયો એજ સમયમા હે રાજન્! મહાત્મા દેવકની દીકરીના જેમા સર્વ ક્ષત્રિયોનો સમાગમ છે એવા સ્વયંવર વિષે શિનિએ વાસુદેવ સારૂ સર્વ પાર્થિવોને જીતી તત્કાળ દેવી એવા દેવકીને રથ પ્રત્યે બેસાડ્યા હે નૃપ! દેવકીને રથમા બેઠેલા જોઇને પુરૂષમા શ્રેષ્ઠ એવો મહા તેજસ્વી શૂર સોમદત્ત શિનિને સહન કરી શક્યો નહિ હે પુરૂષોમા શ્રેષ્ઠ એવા રાજન્! અતિ બળવાન્ એવા તેઓનુ મળેલુ જુદી જુદી જાતનુ આશ્ચર્યકારક બાહુયુદ્ધ અર્ધ દિવસ થયુ શિનિએ બળાત્કારથી સોમદત્તને પૃથ્વી વિષે પાડ્યો અને ખડગ ઉગામી ચોટલી ઝાલી પગવડે પ્રહાર કર્યો વળી ચોતરફથી જોતા એવા રાજાઓના મધ્યમા તેણે 'કૃપાએ કરી તુ જીવતો રહે' એમ કહી મુકી દીધો હે મારિષ! શિનિએ, અવસ્થાવાન કરેલો એવો સોમદત્ત ક્રોધને વશ થઇ મહાદેવને પ્રસન્ન કરવા લાગ્યો પરંતુ તે સમયે પ્રસન્ન થએલા શ્રેષ્ઠ પુરૂષોના વરને આપનાર પ્રભુ એવા મહાદેવે તેને વરદાનવડે પ્રસન્ન કર્યો ને તે રાજાએ હે ભગવન્! 'જે પુત્ર સંગ્રામમા હજારો રાજાના મધ્યમા શિનિના પુત્રને પછાડી પગવડે પ્રહાર કરે તેવા પુત્રને હુ ઇચ્છુ છુ' એ રીતે વરદાન માગ્યુ હે પાર્થિવ! સોમદત્તનુ તે વચન સાભળી 'એ પ્રમાણે હો' એમ કહી ત્યા મહાદેવ અંતર્ધાન થઇ ગયા તે વરદાનેકરી સોમ-દત્ત ઘણી દક્ષણા આપનાર એવા ભૂરિશ્રવા નામના પુત્રને પામ્યો ને તે ભૂરિશ્રવાએ સર્વ સૈન્યોના જોતા શિનિના પુત્ર સાત્યકિને પાડ્યો તથા પગેકરી પ્રહાર કર્યો હે રાજન્! જે તમે મને પૂછો છો તે મે કહ્યુ રણભૂમિ વિષે મનુષ્યોમા શ્રેષ્ઠ એવાઓએ સાત્વત એવો સાત્યકિ જીતી શકાય તેમ નથી કેમકે નિશાન કરનારાઓ, ઘણીવાર વિચિત્ર યુદ્ધ કર-નારાઓ, સંગ્રામમા દેવદાનવ અને ગંધર્વોને વિસ્મય ન પામી જીતનાર, પોતાના શૌર્ય-વડે વિજય કરવામા યુક્ત એવા એ યાદવો પરાધીન નથી હે પ્રભો! હે ભરત શ્રેષ્ઠ! આ લોકમા થઇ ગએલુ થતુ અને થનાર કશુ પણ બળેકરી વૃષ્ણિઓની બરાબર દેખાતુ નથી સંગ્રામમા વૃષ્ણિવીરોને દેવ, દૈત્ય, ગંધર્વ યક્ષ, ઉરગ અને રાક્ષસો પણ જીતનાર નથી ત્યારે માનવો તો શુ જીતી શકે? વળી જ્ઞાતિનુ અપમાન નથી કરતા અને વૃદ્ધોની આજ્ઞામા પ્રીતિવાળા, અહિંસક બ્રહ્મદ્રવ્ય, ગુરૂદ્રવ્ય અને જ્ઞાતિદ્રવ્યને ન રાખનાર તથા તેઓની જો રક્ષા કરનાર થાય તો કોઇ પણ આપત્તિમા રક્ષા કરનાર થાય વળી ધનવંત, મદ રહિત, બ્રાહ્મણ વિષે આસ્તિક ને સત્યવાદિ છે, સમર્થનુ અપમાન નથી કરતા અને દીન પુરૂષોનો ઉદ્ધાર કરે છે, તેમજ નિરંતર દેવતા વિષે તત્પર, જેઓની ઇન્દ્રિયો નિયમમા છે એવા રક્ષા કરનારા અને બકવાદ ન કરનારાઓ છે તેણે કરીને વૃષ્ણિવીરોનો સમૂહ નાશ પામતો નથી કોઇ પુરૂષ મેરૂ પર્વતને ઉલ્લઘી જાય અથવા સમુદ્રને તરી જાય તોપણ હે નૃપ! વૃષ્ણિકુળના વીરપુરૂષોના અંતનો સમાગમ પામી શકે નહીં હે પ્રભો! જેમા તમને સંશય હતો એ સર્વ મે કહ્યુ, હે નરોમા શ્રેષ્ઠ એવા કુરૂરાજ! તમારો મોટો અન્યાય છે

न तु वृष्णिप्रवीराणां समेत्यांत व्रजेन्नृप ।
एतत्ते सर्वमाख्यातं यत्र ते संशयः प्रभो ॥
कुरुराज नरश्रेष्ठ तव व्यपनयो महान् ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि सात्यकिप्रशंसायां गुर्जरभाषायां चतुश्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४४ ॥**

## અધ્યાય ૧૪૫ મો. જયદ્રથના બચાવનું યુદ્ધ.

**धृतराष्ट्र उवाच—तदवस्थे हते तस्मिन् भूरिश्रवसि कौरवे ।**
**यथा भूयो भवद्युद्धं तन्ममाचक्ष्व सञ्जय ॥ १ ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! તે અવસ્થાવાળો ભૂરિશ્રવા કૌરવ નાશ પામ્યો ત્યારપછી ફરીને જે યુદ્ધ થયું તે મને કહે. સંજય કહે છે—હે ભારત ! ભૂરિશ્રવા પરલોકમાં ગયો ત્યારે મહાબાહુ અર્જુને શ્રીકૃષ્ણને પ્રેરણા કરી કે હે કમળ સરખા નેત્રવાળા શ્રીકૃષ્ણ ! જયદ્રથ જો યુદ્ધ કરતો નાશ પામે તો જલદી સ્વર્ગ પ્રત્યે જાય તે જ તેનો ધર્મ છે. ભાગતો નાશ પામે તો નરકમાં પડે તે જ ધર્મ અને જો મારા ભયથી પોતાના દેશ પ્રત્યે જાય તો યશરૂપ શરીરનો જે નાશ તે જ તેનો ધર્મ છે. આ રીતના ત્રણ ધર્મોમાં જ્યાંસુધી પ્રથમ ધર્મ વિષે યુદ્ધમાં સામો ઉભો રહ્યો છે ત્યાંસુધી મારવાને યોગ્ય છે, માટે જ્યાં જયદ્રથ રાજા છે, ત્યાં જલદી ઘોડાઓને ચલાવો. હે પાપરહિત શ્રીકૃષ્ણ ! તમે મારી પ્રતિજ્ઞાને સફળ કરવા યોગ્ય છો, કારણ કે હે મહાબાહો ! ત્વરા કરતો એવો સૂર્ય અસ્ત પામે છે. હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! આ મેં મોટું કામ આરંભેલું છે ને તે કાર્ય અટકાવવા જયદ્રથને કુરૂસેનાના મહારથિઓએ સાચવેલો છે તેથી હે કૃષ્ણ ! જેમ સૂર્ય અસ્ત પામે નહિ અને મારૂં વચન સત્ય થાય તેમ ઘોડાઓને ચલાવો, જેથી જયદ્રથને હું મારૂં. ત્યાર પછી ઘોડાઓના હૃદયને જાણનાર એવા મહાબાહુ શ્રીકૃષ્ણે જેને રૂપાની ઉપમા અપાય એવા ઘોડાઓને જયદ્રથના વધ સારૂ ચલાવ્યા. ઉંચે જનારા બાણોની પેઠે શીઘ્ર ગતિવાળા ઘોડાઓવડે આવતા અને સફળ જેના બાણ છે એવા અર્જુન પ્રત્યે, હે મહારાજ ! ઉતાવળા એવા સેનાના મુખ્ય પુરૂષો દુર્યોધન, વૃષસેન, કર્ણ, મદ્રદેશનો રાજા શલ્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય અને પોતે સિંધુદેશનો રાજા જયદ્રથ ગયા. સમીપ રહેલા સિંધુદેશના રાજાને સામે આવી ક્રોધેકરી પ્રદીપ્ત થએલા નેત્રોવડે બાળતો હોય નહિ તેમ અર્જુન જોવા લાગ્યો. ત્યાર પછી ત્વરાવાન રાજા દુર્યોધન જયદ્રથના વધ માટે જતા અર્જુનને જોઈ રાધાપુત્ર કર્ણને કહેવા લાગ્યો કે હે મહાત્મન્ સૂર્યપુત્ર કર્ણ ! આ યુદ્ધનો સમય છે તેમાં તારા આત્માનું બળ દર્શાવ અને જેમ સંગ્રામ વિષે અર્જુનથી જયદ્રથનો વધ ન કરાય તેમ કર. હે નરોમાં વીર ! દિવસ થોડો બાકી રહ્યો છે એટલા સમયમાં આજે બાણના સમૂહોવડે શત્રુનો નાશ કર. હે નરોમાં અતિ વીર એવા કર્ણ ! દિવસ અસ્ત પામતા જરૂર આપણો જય થશે. પછી સૂર્યના અસ્ત પ્રત્યે સિંધુદેશના રાજા જયદ્રથની રક્ષા કરવાથી જેની મિથ્યા પ્રતિજ્ઞા થએલી છે એવો કુંતિપુત્ર અર્જુન હુતદ્રવ્યને ભક્ષણ કરનાર એવા અગ્નિમાં જરૂર પ્રવેશ કરશે. એટલે હે માન આપનાર કર્ણ ! અર્જુન રહિત થએલી પૃથ્વી વિષે તેને અનુસરનાર એવા તેના ભાઈઓ મુહૂર્ત્તવાર પણ જીવવા ઉત્સાહ નહિ કરે. પછી નાશ પામેલા પાંડુપુત્રોવડે ક્ષુદ્ર, શત્રુ રહિત થએલી, પર્વત, વન અને કાનનો સહિત આ તમામ પૃથ્વીને આપણે ભોગવીશું.

હે માનદ ! દૈવેકરી હણાએલા વિપરીત એવા રણભૂમિમા કાર્ય અને અકાર્યને ન જાણુ-નારા કુતિપુત્ર અર્જુને પ્રતિજ્ઞા કરેલી છે હે કર્ણ ! જયદ્રથના વધ પ્રત્યે મુકુટધારિ પાડુપુત્ર અર્જુને આ પ્રતિજ્ઞા કરી છે તે નિશ્ચે પોતાના નાશ માટેજ છે હે રાધાપુત્ર કર્ણ ! દુ ખેકરી ધારણ કરાય એવો તુ જીવતો હોય ને અર્જુન સૂર્ય અસ્ત થયા વગર સિધુદેશના રાજાને કેમ મારે ? મદ્રદેશના રાજા શલ્યે, મહાત્મા કૃપાચાર્યે સગ્રામના અગ્ર ભાગમા રક્ષા કરેલા જયદ્રથને ધનજય કેમ મારે ? દ્રોણપુત્ર અશ્વત્થામાએ, મે અને દુ શાસને રક્ષા કરેલા સિધુ-દેશના રાજા જયદ્રથને કાળે પ્રેરેલો એવો અર્જુન કેમ હણશે ? ઘણા શરાઓ યુદ્ધ કરે છે, દિવસ અસ્ત થવા આવ્યો છે, માટે હે માનદ કર્ણ ! કુતિપુત્ર અર્જુન જયદ્રથને નહિજ મારે એમ હુ માનુ છુ હે કર્ણ ! તે મારા સહિત દ્રોણપુત્ર અશ્વત્થામા, મદ્રેશ, કૃપાચાર્ય અને બીજા શૂરવીર મહારથિઓ સહિત પરમ યત્ન કરી સગ્રામ વિષે કુતિપુત્ર અર્જુનની સાથે યુદ્ધ કર હે મારિષ ! એ રીતે તમારા પુત્ર દુર્યોધને કહ્યુ તે સાભળી રાધાપુત્ર કર્ણ, કુરૂત્તમ એવા દુર્યોધન પ્રત્યે આ રીતે બોલ્યો કે હે માનદ દુર્યોધન ! દઢ નિશાનવાળા, શૂર, ધનુર્ધારી ભીમસેને સગ્રામમા ઘણીવાર બાણના સમૂહોવડે જેનુ શરીર બાણે ભેદેલુ છે એવો હુ, રહેવું જોઇએ માટે હાલ યુદ્ધમા રહ્યો છુ વળી મોટા બાણોએકરી સતાપ પામેલો એવો જે હુ, તેનુ અગ લેશ પણ ગતિ કરી શકતુ નથી તોપણ તારે અર્થે મારૂ જીવિત છે તેથી શક્તિ પ્રમાણે યુદ્ધ કરીશ જે રીતે પાડુપુત્રોમાં મુખ્ય સવ્યસાચી ધનજય એવો અર્જુન, સિધુદેશના રાજાને મારી શકશે તથા નાશ કરી શકશે નહિ, તેવી રીતે હું તીક્ષ્ણ બાણ નાખી યુદ્ધ કરીશ તેમ આજે સગ્રામ વિષે સિધુદેશના રાજા જયદ્રથ માટે ઘણો યત્ન કરીશ તોપણ જય થવો એતો દૈવાધિન વાત છે હે મહારાજ ! આજે પોતાના પરાક્રમનો આશ્રય કરી રહેલો હુ તારૂ પ્રિય થવા માટે અર્જુનને સાથે યુદ્ધ કરીશ પણ જય થવો તે દૈવ ઉપર રહેલો છે હે પુરૂષ-શ્રેષ્ઠ ! હે કુરૂશ્રેષ્ઠ ! તારા અર્થે આજે મારૂ અને કુતિપુત્ર અર્જુન બેઉનુ ભયકર, રૂવાંને ઉભા કરે એવુ જે યુદ્ધ તેને સર્વ સૈન્યો જોશે, પણ જય તો ભાગ્ય ઉપરજ રહેલો છે

એ પ્રમાણે કર્ણને કૌરવ દુર્યોધન કહેતો હતો તે સમયે સગ્રામમા અર્જુન તીક્ષ્ણ બાણોવડે તમારી સેનાને હણતો હતો રણભૂમિમાથી પાછા ન વળનાર એવા જે શૂર પુરૂષો તેઓના ભોગળ સરખા અને હાથિની સુઢ સરખા એવા બાહુને તીક્ષ્ણ બાણોએકરી કાપતો હતો તેમજ મહાબાહુ અર્જુન તીક્ષ્ણ બાણોએકરી શત્રુના મસ્તકને કાપી નાખતો હતો હસ્તિ ઓની શુડ ને ઘોડાઓની ડોકને, રથના ચક્રને, લોહિછાટ થએલા અને જેણે પ્રાસ તથા તોમર નામના હથિઆર લીધેલા છે એવા ઘોડેસ્વારોને ચોતરફથી મિભત્સુ એવો અર્જુન ક્ષુર નામના બાણોવડે એકેકને બે ત્રણ પ્રકારે કાપી નાખતો હતો, અને સર્વ તરફથી ઘોડા-ઓને તથા મુખ્ય હસ્તિઓનો નાશ કરતો હતો ધ્વજ, છત્ર, ધનુષ, ચામર અને મસ્તકને કાપતો એવો વૃદ્ધિ પામેલા બળતા અગ્નિને પેઠે તમારી સેનાના નાશ કરતો એવો કુતિ-પુત્ર અર્જુન તેણે થોડા વખતમા પૃથ્વીને રૂધિરયુક્ત કરી મેલી બળવાન દુર્ધર્ષ સત્યપરાક્રમવાળો અર્જુન તમારા સૈન્યમા જેમા ઘણા યોદ્ધાઓ નાશ થએલા છે એવુ કરી સિધુદેશના રાજા જયદ્રથ સામે આવી પહોચ્યો હે ભરતશ્રેષ્ઠ ધૃતરાષ્ટ્ર ! તે વખતે ભીમસેન અને સાત્વત એવા સાત્યકિએ રક્ષા કરેલો અર્જુન પ્રકાશ પામેલા અગ્નિની પેઠે શોભતો હતો એ રીતે રહેલો એવો જે પાડુપુત્ર અર્જુન તેને વીર્યની સપત્તિવડે તમારા પુરૂષ શ્રેષ્ઠ એવા મહા

ધનુર્ધારી યોદ્ધાઓ સહન કરી શક્યા નહિ અને સજ્જ થયેલા દુર્યોધન, કર્ણ, વૃષસેન, મદ્રરાજ, અશ્વત્થામા, કૃપાચાર્ય અને પોતે સિંધુદેશનો રાજા જયદ્રથ એ સર્વ સિંધુદેશના રાજા, માટે મુકુટધારી એવા અર્જુનને વિંટી વળ્યા ધનુષની પ્રત્યંચાના તથા તલશબ્દોવડે રથોના માર્ગમા નૃત્ય કરતો, સંગ્રામ વિષે કુશળ એવો વીર કુંતિપુત્ર અર્જુન તે પ્રત્યે જેમ ઉઘાડા મુખવાળા અંતક પ્રત્યે જાય તેમ યુદ્ધમા કુશળ અને ભય રહિત સિંધુદેશના રાજા જયદ્રથને પૃષ્ઠભાગ ઉપર કરી અચ્યુત ભગવાન તથા અર્જુનને હણવા ઇચ્છતા એવા સર્વ યોદ્ધાઓ જતા હતા તેમ સૂર્ય લોહિત થવાથી સૂર્યના અસ્તને ઇચ્છતા એવા તેઓ હસ્તિઓની સુંઢ સરખા હાથોવડે ધનુષને નમાવી સૂર્યકિરણોની કાંતિ સમાન કાંતિવાળા બાણને ફાલ્ગુન એવા અર્જુન પ્રત્યે નાખતા હતા તે પછી નાખેલા એકેક બાણને યુદ્ધમા દુર્મદ એવા મુકુટવાળા અર્જુને બે, ત્રણ અને આઠ પ્રકારથી છેદીને મહારથિઓને વિંધ્યા પછી હે રાજન્! સિંહ પુચ્છ જેના ધ્વજમા છે એવા પોતાના પરાક્રમને દેખાડતા શારદ્વતીના પુત્રે અર્જુનનુ બાણ નિવારણ કર્યું અને દશ બાણવડે કુંતિપુત્ર અર્જુનને તથા સાત બાણોએકરી વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને વિંધી સિંધુદેશના રાજા જયદ્રથને સાચવતો રથમાર્ગો વચ્ચે ઉભો રહ્યો

એ પછી ધનુષને શબ્દાયમાન કરતા અને બાણ નાખતા એવા કૌરવ શ્રેષ્ઠ સર્વ મહારથો એને મોટા રથ સમૂહવડે સર્વ તરફથી વિંટી વળ્યા અને તમારા પુત્રની આજ્ઞાવડે સિંધુદેશના રાજા જયદ્રથની રક્ષા કરવા લાગ્યા તે સમયે શૂર વીર એવો કુંતિપુત્ર અર્જુને તેના બાહુનુ બળ અને ગાંડિવ ધનુષનુ અક્ષયપણુ દેખાડ્યુ અર્જુને દ્રોણપુત્ર અને શારદ્વતીના પુત્રના અસ્ત્રને અસ્ત્રવડે નિવારી એકેક એવા તે સર્વ બાણને દશ બાણવડે કાપી નાખ્યા અર્જુનને દ્રોણપુત્ર અશ્વત્થામાએ પચ્ચીસ બાણે, વૃષસેને સાત બાણે, દુર્યોધને વીસ બાણે, અને કર્ણ તથા શલ્યે ત્રણ ત્રણ બાણવડે વિંધ્યો, અને વારવાર ગર્જના કરતા તથા ધનુષને કંપાવતા એવા તે યોદ્ધાઓએ સર્વ તરફથી ઘેરી લીધો તેમ ચોતરફથી રથમંડલ ભેગુ કરી દીધુ સૂર્યાસ્તને ઇચ્છતા, ઉતાવળ કરતા, અર્જુનને પીડતા, અને મોટા ધનુષને કંપાવતા એવા તે મહારથિઓ અર્જુન પ્રત્યે બાણોએ કરી, પર્વત પ્રત્યે જળે કરી જેમ મેઘ વર્ષે તેમ વૃષ્ટિ કરતા હતા, અને હે રાજન્! તે વખતે ભોગળ સરખા જેના બાહુ છે એવા તે શૂરાઓ દિવ્ય અસ્ત્રોને દર્શાવતા ધનંજય એવા અર્જુનના શરીર પ્રત્યે પ્રહાર કરતા હતા બળવાન, દુરાધર્ષ, સત્ય પરાક્રમવાળો એવો અર્જુન પણ તમારા સૈન્યને જેમા ઘણા ખરા યોદ્ધાઓ હણાએલા છે એવુ કરી સિંધુદેશના રાજા જયદ્રથ સામે આવી પહોચ્યો તેને સંગ્રામમા બાણોએકરી કર્ણે રોક્યો હે ભારત! ભીમસેન અને સાત્વત એવા સાત્યકિના જોતા કુંતિપુત્ર અર્જુને રણાંગણ વિષે કર્ણને દશ બાણવડે વિંધ્યો હે મારિષ! સૂતપુત્ર કર્ણને સર્વ સૈન્યના જોતા સાત્વતકુળમા થયેલા મહાબાહુ સાત્યકિએ ત્રણ બાણેકરી વિંધ્યો ભીમસેને ત્રણ બાણોએ અને કુંતિપુત્ર અર્જુને ફરીને સાત બાણવડે વિંધ્યો મહારથિ કર્ણે તેઓને સાઠ સાઠ બાણોએ કરી વિંધ્યા હે રાજન્! સૂતપુત્ર કર્ણનુ તે યુદ્ધ ઘણાઓ સાથે થયુ તેમા હે મારિષ! અમે આશ્ચર્ય જોયુ કે તે એકલો ક્રોધ પામેલો કર્ણ યુદ્ધમા ત્રણેને વિંટી વળતો હતો રણભૂમિમા મહાબાહુ અર્જુને સૂર્યપુત્ર કર્ણને સો બાણે કરી સર્વ મર્મસ્થાનમા પ્રહાર કર્યો પછી રૂધિર વડે ભિંજાએલા છે સર્વ અંગ જેના એવા પ્રતાપવાન શૂરા સૂતપુત્ર કર્ણે તેને પચાસ બાણે કરી વિંધ્યો કર્ણની શીઘ્રતાને અર્જુન સહી શક્યો નહિ, અને તે પછી ઉતાવળા, શૂર એવા કુંતિપુત્ર અર્જુને નવ બાણ વડે કર્ણના ધનુષને કાપી તેને સ્તનના મધ્યભાગમા

વિધ્યો એ પછી બીજુ ધનુષ ગ્રહણ કરી પ્રતાપવાન એવા સૂતપુત્ર કર્ણે આડસો બાણુ વડે પાડુપુત્ર અર્જુનને ઢાકી દીધો ઘણી એવી કર્ણના ધનુષથી થયેલી બાણવૃષ્ટિને કુતિપુત્ર અર્જુને વાયુ જેમ પતગિઆનો નાશ કરે તેમ બાણુ વડે નાશ કરી અને સગ્રામ વિષે પોતાના હાથની શીઘ્રતાને દર્શાવતા એવા અર્જુને સર્વ યોદ્ધાઓના જેતા બાણોએકરી કર્ણને ઢાકી દીધો સગ્રામ વિષે ઉતાવળને વખતે કર્ણના વધ માટે ત્વરાવાન એવા ધનજય અર્જુને સૂર્ય સમાન કાતિવાળા બાણુને નાખ્યુ ને સમીપ આવતા બાણુને દ્રોણપુત્ર અશ્વત્થામાએ અર્ધચદ્રાકાર તીક્ષ્ણ બાણેકરી કાપી નાખ્યુ કપાએલુ તે બાણ પૃથ્વી ઉપર પડયુ શત્રુને હણનારા કર્ણે પણ સામ સામુ યુદ્ધ કરવાની ઇચ્છા વડે ઘણી શત સખ્યાવાળા બાણોએકરી અર્જુનને ઢાકી દીધો બળદની પેઠે શબ્દ કરતા નરશ્રેષ્ઠ એવા તે મહારથિઓ શીઘ્ર જનારા બાણોએકરી આકાશને ઢાકી દેતા હતા બાણોના સમૂહો વડે ઢકાએલા પરસ્પર પ્રહાર કરતા એવા તે, ‘ હે કર્ણ ! ઉભો રહે હુ કુતિપુત્ર અર્જુન છુ ’ ‘ હે અર્જુન ! ઉભો રહે હુ કર્ણ છુ ’ એ રીતે કહી તરછોડતા વાક્યરૂપ બાણોએકરી દુ ખ દેતા હતા વળી શૂર એવા તે સગ્રામ વિષે આશ્ચર્યકારક શીઘ્ર અને સુદર એવુ યુદ્ધ કરતા હતા તે સમયે સગ્રામમા સિદ્ધ ચારણ અને પન્નગોએ પ્રશસા કરાતા એવા તે બે, સર્વ યોદ્ધાઓના સમાગમમા જેવા યોગ્ય થયા હે મહારાજ ! પરસ્પર વધ કરવાને ઇચ્છતા તે યુદ્ધ કરતા હતા ત્યારે હે રાજન્ ! દુર્યોધને તમારા યોદ્ધાઓને યત્નથી રાધાપુત્ર કર્ણની રક્ષા કરો, એમ કહ્યુ કેમકે સગ્રામમા અર્જુનને હણ્યા વગર તે પાછો નહિ વળે, એ રીતે મને તેના પુત્ર વૃષસેને કહ્યુ છે

હે રાજન્ ! કર્ણના પરાક્રમને જોઇ કાન પર્યંત ખેચી મૂકેલા ચાર બાણોએકરી કર્ણના ચાર ઘોડાઓને, જેના ઘોડા શ્વેત છે એવા અર્જુને પ્રેતલોક પ્રત્યે પહોચાડયા, અને કર્ણના સારથિને ભલ્લ બાણેકરી રથના નીડભાગથી પાડી નાખ્યો, તેમજ તમારા પુત્રના જેતા બાણોએકરી કર્ણને ઢાકી દીધો સગ્રામ વિષે બાણોના સમૂહ વડે ઢકાતો જેના ઘોડા અને સારથિ હણાએલા છે એવો મોહ પામેલો કર્ણ કર્તવ્યને પામી શકયો નહિ હે મહારાજ ! તે રીતે કર્ણને રથ રહિત થયેલો જોઇ તેને રથ પ્રત્યે બેસાડી અશ્વત્થામા ફરીને અર્જુનને યુદ્ધ કરાવવા લાગ્યા તે સમયે મદ્રદેશના રાજા શલ્યે ત્રીસ બાણુવડે કુતિપુત્ર અર્જુનને વિધ્યો શરદ્વતીના પુત્રે વીસ બાણોએકરી વસુદેવના પુત્ર કૃષ્ણુને તથા બાર બાણોએકરી ધનજયને પ્રહાર કર્યો વળી હે મહારાજ ! ચાર બાણોએકરી સિધુદેશના રાજા જયદ્રથે અને સાત બાણોએકરી વૃષસેને કૃષ્ણ અને પાડુપુત્ર અર્જુનને વિંધ્યા તેમજ કુતિપુત્ર ધનજયે ચોસઠ બાણેકરી દ્રોણાચાર્યના પુત્રને સો બાણેકરી મદ્રરાજ એવા શલ્યને, દશ બાણેકરી સિધુદેશના રાજા જયદ્રથને, ત્રણ બાણોએકરી વૃષસેનને તથા વીસ બાણેકરી શરદ્વતીના પુત્રને સામા વિધ્યા પછી વિધીને કુતિપુત્ર અર્જુને નાદ કર્યો, તે વખતે સવ્યસાચી અર્જુનની પ્રતિજ્ઞાના નાશને ઇચ્છતા મળેલા તમારા યોદ્ધાઓ જલદી ધનજય એવા અર્જુન પ્રત્યે ધસી ગયા એ પછી ધૃતરાષ્ટ્રના પુત્રોને ત્રાસ પમાડતા એવા અર્જુને સર્વ તરફથી વારુણાસ્ત્ર પ્રગટ કર્યું, એટલે પાડુપુત્ર તે અર્જુનની કૌરવો મહા મૂલ્યવાળા રથોવડે સામા ગયા અને બાણુવૃષ્ટિઓ કરવા લાગ્યા હે ભારત ! તે પછી રણસકુલ અતિ મોહ કરનાર થયેલા તે યુદ્ધમા યોદ્ધાઓને પામી કિરિટી રાજપુત્ર એવો અર્જુન મોહ પામ્યો નહિ અને બાણોના સમૂહોને નાખવા લાગ્યો રાજ્યને ઇચ્છનાર પ્રમાણ ન કરી શકાય એવો સવ્યસાચી મહાત્મા અર્જુન બાર વર્ષ લગી થએલા કલેશોને સભારતો ગાડિવ

ધનુષથી મૂકેલા બાણોએકરી દિશાઆને ઢાકતો હતો અને ક્રોધ પામેલા કિરીટી અર્જુન, શિવે આપેલા પિંગલ વર્ણવાળી પ્રત્યચા યુક્ત ધનુષ વડે શત્રુઓને મારતો હતો, તેથી અંતરીક્ષ જેમા ઉંબાડિયા પ્રકાશ પામેલા છે એવુ થયુ અને પક્ષિયો મૃત શરીરે પૃથ્વીપર પડતાં હતા તે પછી ધનુષ વડે બાણુ નાખી, રણને જીતનાર, મહા યશસ્વી એવો મુકુટવાન અર્જુન, ઉત્તમ ઘોડા અને ઉત્તમ હસ્તિઓ વિષે ઘુર્ણાયમાન એવા કુરુકુળના નર પુરૂષોને બાણોએકરી નાશ કરતો હતો તે સમયે મોટી ગદાઓને, લોહમય એવી ભોગળોને, ખડ્ગોને તથા શક્તિઓને અને મોટા શસ્ત્રોને ગ્રહણ કરી ભયકર જેનુ દર્શન છે એવા રાજાઓ તત્કાળ સગ્રામમા અર્જુન સામે દોડયા તે વખતે અર્જુન યુગના અતકાળ સબધી મેઘના સરખા શબ્દવાળુ અને ઇન્દ્રધનુષ સરખુ મોટુ એવુ જે ગાડિવ ધનુષ તેને હાથવડે કરી ખેચવા લાગ્યો અને તમારા યોદ્ધાઓને અતિશે દહન કરતો યમરાષ્ટ્રને વધારતો હાસ્ય કરતો ચાલ્યો તેમજ સગ્રામમા મહા ધનુર્ધારી નર એવો અર્જુન તીવ્ર એવા રથ અને હાથિયો સહિત એવા જે પાયદળના સમૂહ તેઓને, નાશ થએલા છે સર્વ આયુધ અને જીવિત જેનુ એવા તથા યમરાજાના રાષ્ટ્રને વધારનાર કરવા લાગ્યો

**स तानुदीर्णान्सरथान्सवारणान्पदातिसघांश्च महाधनुर्धर ॥**
**विपन्न सर्वायुधजीवितान् रणे चकार वीरो यमराष्ट्रवर्धनान् ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषायां पंचचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४५ ॥**

## અધ્યાય ૧૪૬ મો. જયદ્રથનો વધ.

**सजय उवाच—श्रुत्वा निनाद धनुषश्च तस्य विस्पष्टमुत्क्रुष्टमिवांतकस्य ।**
**शक्राशनिस्फोटसम सुघोर विकृष्यमाणस्य धनंजयेन ॥**

સજય કહે છે—હે નૃપ! કાળના મોટા અવાજ સરખો ઇન્દ્રના વજ્રનુ જે ફુટવુ તે બરોબર ભયકર તથા અતિ સ્પષ્ટ એવો જે ધનજયે ખેચેલો તે ગાડિવ ધનુષનો શબ્દ તેને સાભળીને તમારૂ ત્રાસેકરી ઉદ્વેગ પામેલુ તથા ભ્રાન્તિ પામેલુ સૈન્ય, યુગાતવાયુવડે ક્ષોભ પામેલુ ચલિત મોજાઓવડે યુક્ત તથા પ્રલય પામેલા છે મત્સ્ય અને મગર જેમા એવા સાગરના સલિલ સરખુ થયુ અને સગ્રામ વિષે જોનો એવો કુતિપુત્ર ધનજય એક સમયે સર્વ દિશાઓમા સર્વ અસ્ત્રોને દર્શાવતો ફરવા લાગ્યો હે મહારાજ! અસ્ત્રોને શીઘ્રતાથી ગ્રહણ કરતો, સાધતો, ખેચતો, અને ફેકતો એવો પાડુપુત્ર અર્જુન તેને અમે દેખતા ન હતા હે મહારાજ! તે પછી ક્રોધ પામેલા સર્વ ભરતભૂમિમા મળેલા યોદ્ધાઓને ત્રાસ પમાડતા એવા મહાબાહુ અર્જુને અસાધ્ય એવા ઇન્દ્રાસ્ત્રને પ્રગટ કર્યું તે અસ્ત્રથકી દિવ્ય અસ્ત્રેકરી મત્રેલા પ્રદીપ્ત એવા અસખ્ય બાણુ ઉત્પન્ન થયા કાનપર્યંત ખેચી નાખેલા અગ્નિ અને સૂર્ય કિરણુ સરખા તે બાણોએકરી અતરિક્ષ ઉંબાડિયાવડે વિટાએલુ હોય નહિ તેવુ થઇ ગયુ થયુ તે પછી બીજા પુરૂષોએ મને કરીને પણુ સહન ન થાય એવા કૌરવોએ કરેલા શસ્ત્રરૂપ અધ-

કાઈને દેહેશત પામતો હોય નહિ તેમ રહેલો એવો પાડુપુત્ર અર્જુન—તેણે પરાક્રમે કરી દિવ્ય અસ્ત્રવડે મંત્રેલા બાણોએ કરી જેમ પ્રાતઃકાળમા સૂર્ય રાત્રિ સબંધી અધકારને કિરણોએ કરી જલદી નાશ કરે તેમ નાશ કર્યો તે પછી તો તમારા સૈન્યને સમર્થ એવો અર્જુન દીપ્ત એવા બાણરૂપી કિરણોએ કરી ઉનાળાનો સૂર્ય જેમ કિરણોએ કરી નાના સરોવરના પાણીનો નાશ કરે તેમ નાશ કરવા લાગ્યો તે સમયે દિવ્ય અસ્ત્રને જાણનારા અર્જુને જે બાણરૂપી કિરણો નાખ્યા તે જેમ સૂર્યના કિરણો લોકપ્રત્યે પડે તેમ શત્રુના સૈન્યપ્રત્યે પડ્યા એ પછી જે બીજા તીવ્ર તેજવાળા બાણ નાખ્યા તે તત્કાળ પ્રિયમધુજન પેઠે શૂરાઓના હૃદયપ્રત્યે પેઠા સંગ્રામ વિષે આત્માને શૂર માનનારા તમારા યોદ્ધાઓ જે અર્જુન પ્રત્યે ગયા તે તે દીપ્ત અગ્નિને પામેલા પતંગિઆઓની પેઠે નાશ પામ્યા એવી રીતે શત્રુઓના યશને તથા જીવિતને હરનો બળશાળી કુંતિપુત્ર અર્જુન દેહવાન એવા મૃત્યુની પેઠે સંગ્રામમા ફરતો હતો પાડુપુત્ર અર્જુને કેટલાક પુરૂષોના મુકુટ સહિત વસ્ત્રોને બાજુબંધ સહિત મોટા ભુજાને તથા બે કુંડળ સહિત એવા કાનને બાણવડે કાપી નાખ્યા તેમ હાથિ ઉપર બેઠેલા પુરુષોના તોમર સહિત બાહુને, ઘોડેસ્વારોના પ્રાસ સહિત એવા બાહુને, પગે ચાલનારાઓના ચર્મ સહિત એવા બાહુને, રથમા બેઠનારાઓના ધનુષ સહિત એવા બાહુને અને નિયતા પુરૂષોના પ્રતોદ નામના અસ્ત્ર સહિત મોટા બાહુને કાપી નાખ્યા

તે સમયે પ્રદીપ્ત અને ઉગ્ર એવી બાણરૂપ જ્વાળાયુક્ત એવો ધનંજય તણખા સહિત ઉગ્ર જ્વાળાવાળા બળતા પ્રબળ અગ્નિની પેઠે શોભતો હતો જેને દેવતાઓના રાજા ઇન્દ્રની ઉપમા અપાય, સર્વ શસ્ત્રધારિઓમા શ્રેષ્ઠ, એકજ વખતે સર્વ દિશાઓમાં મોટા અસ્ત્રોને ફેંકતો, રથમા બેઠેલો, પુરૂષોમા શ્રેષ્ઠ દર્શન કરવા યોગ્ય, રથ માર્ગ વિષે નૃત્ય કરતો અને ધનુષની પ્રત્યચા તથા તલશબ્દવાળો એવો અર્જુન તેને આકાશ વિષે તપતા મધ્યાન્હના સૂર્યની પેઠે યત્નવાળા એવા રાજાઓ પણ જોવાને સમર્થ થતા ન હતા તે સમયે દીપ્ત અને ઉગ્ર બાણ ધારણ કરેલ એવો મુકુટવાન અર્જુન વર્ષાકાળમા જળને ધારણ કરનારા ઇન્દ્ર ધનુષ સહિત એવા મોટા મેઘની પેઠે શોભતો હતો તે સમયે જીષ્ણુ એવા અર્જુને પ્રવર્તાવેલા તે અતિ દુસ્તર મહાભયંકર એવા મહાઅસ્ત્રરૂપી પૂરમા શ્રેષ્ઠ યોદ્ધાઓ મગ્ન થવા લાગ્યા કપાઈ ગએલા મુખવાળા દેહોવડે અને કપાઇ ગએલા બાહુવાળા શરીરોવડે, પંઝા રહિત એવા હાથોવડે, આંગળીઓ રહિત કરેલા પંઝાઓવડે, કાપેલા છે શુંડના અગ્રભાગ જેના એવા, કાપેલા છે દાંત જેઓના એવા અને મદોન્મત્ત એવા હસ્તિઓવડે ડોક રહિત એવા ઘોડાઓવડે, કડકા કરેલા રથોવડે તેમજ કપાએલા આતરડાવડે, કપાએલા પગવડે અને બીજા કપાએલા, સંધિવાળા, ચેષ્ટા રહિત અને કંપતા એવા હજારો અવયવોવડે, મૃત્યુના શબ્દે કરી શોભતુ અને ભીરૂ મનુષ્યોના ભયને વધારનારૂ એવુ મોટુ કુંતિપુત્ર અર્જુનનુ યુદ્ધ, તેને હે મહીપાળ! અમે પૂર્વે પશુઓને નાશ કરતા એવા રૂદ્રનુ ક્રીડા કરવાનુ જે સ્થાન તેના સરખુ જોતા હતા ક્ષુર નામના બાણોએકરી નાશ કરાયેલી હસ્તિઓની શુંડવડે પૃથ્વી સર્પ સહિત હોય નહિ શુ તેમ શોભતી હતી અને કોઇ ઠેકાણે મુખરૂપી કમળેકરી યુક્ત એવી માળા સહિત હોય નહિ શુ તેવી દેખાતી હતી વળી તે તે સ્થાનકો વિષે વિચિત્ર પાઘડીઓ અને મુકુટોએ કરી તથા કડા, બાજુબંધ અને કુંડળોએ કરી, સુવર્ણમય વિચિત્ર બખ્તરોએ કરી અને હાથિ ઘોડાઓના સાજોએ કરી વ્યાપ્ત, અનેક મુકુટોએકરી યુક્ત એવી વિચિત્ર પૃથ્વી નવી સ્ત્રીની પેઠે શોભતી હતી મજ્જા ને મેદરૂપી ગારાવાળી લોહીના સમૂહરૂપી મોજા-

વાળી મર્મસ્થાનના અસ્થિઓવડે અગાધ એવી કેશરૂપી શેવાળવડે નીલ એવી, શિર અને બાહુરૂપી પાષાણના કાંઠાવાળી, કપાએલા ઉદરના અસ્થિઓવડે સાંકડી એવી, વિચિત્ર ધ્વજ અને પતાકાઓવડે યુક્ત એવી, છત્ર ને ધનુષરૂપ ઉર્મિના સમૂહવાળી, પ્રાણ રહિત મહા કાયા વાળી, હાથિના દેહવડે સંકુલ એવી, રથરૂપ અસંખ્ય ચક્રયુક્ત એવી, ઘોડાના સમૂહરૂપ કિનારાવાળી, રથચક્ર, ધુસરી, લાગત ડ, ચક્રાવયવ અને કુબડાઓવડે અતિ દુર્ગમ એવી, પ્રાસ, ખડ્ગ શક્તિ, ફરસી અને બાણરૂપી સર્પોકરી દુર્ગમ એવી, સૈન્યરૂપી છે કંક અને મોટા નક્ર જેમાં એવી, શિયાળરૂપી મગર યુક્ત એવી, ગીધરૂપી છે ઉગ્ર મોટા ગ્રાહ જેમા એવી, શાકિનીના શબ્દોવડે ભયંકર એવી, નાચતા એવા પ્રેત ને પિશાચ આદિ ભૂતવડે યુક્ત એવી, હજારો પ્રાણ રહિત એવા યોદ્ધાઓના હજારો શરીર યુક્ત એવી ઘણા ભયાનક રસવાળી અને ભયંકર એવી, વૈતરણીની પેઠે ભયંકર તથા બીરૂ પુરૂષોના ભયને વધારનાર રૂધિરની નદીને અર્જુને ઉત્પન્ન કરી તે વખતે રૂપવાન અંતકની પેઠે અર્જુનના પરાક્રમને જોઇને કૌરવોમા પ્રથમ ન થએલો એવો ભય પ્રાપ્ત થયો તે પછી રણાંગણવિષે પાંડુપુત્ર અર્જુન અસ્ત્રોવડે અસ્ત્રોને ગ્રહણ કરી ભયંકર કર્મ કરતો આત્માને ભયંકર વરતાવવા લાગ્યો

હે રાજન્ ! તે પછી અર્જુન શ્રેષ્ઠ રથોને ઉલ્લંઘન કરી ગયો, તે સમયે આકાશ વિષે મધ્યાન્હ સમયે રહેલા પ્રતાપવાન સૂર્યની પેઠે પાંડુપુત્ર અર્જુનને જોવાને સર્વ પ્રાણી સમર્થ થતા ન હતા આકાશમા હંસપંક્તિઓની પેઠે વિસ્તાર પામેલા મહાત્મા અર્જુનના ગાંડિવધનુષના બાણસમૂહોને સંગ્રામ વિષે અમે જોયા અર્જુન અસ્ત્રોએ કરી સર્વ તરફથી અસ્ત્રોને વારીને ઉગ્ર કર્મ વિષે રહેલા આત્માને ભયંકર દર્શાવતો, હે રાજન્ ! તે શ્રેષ્ઠ મહારથોને ઉલ્લંઘન કરતો હતો જયદ્રથના વધની ઇચ્છાએ કરી શત્રુઓને નારાચ બાણોએ મોહ પમાડતો હોય નહિ તેમ સર્વ દિશાઓમા બાણને ફેંકતો તથા કૃષ્ણ જેના સારથિ છે એવો દર્શન કરવા યોગ્ય રથ સહિત એવો ધનંજય અર્જુન રણમા ભ્રમતો હતો તે સમયે શૂર એવા મહાત્મા અર્જુનના હજારો બાણ ફરતા હોય નહિ તેમ હજારોવાર આકાશ વિષે રહેલા દેખાતા હતા વળી તે સમયે મોટા ધનુષને ગ્રહણ કરતો અને બાણને સાંધતો તથા ફેંકતો એવો કુંતિપુત્ર અર્જુન--તેને અમે જોઇ શક્તા ન હતા, તેમજ હે રાજન્ ! સંગ્રામમા સર્વ દિશાઓને તથા સર્વ રથિઓને જોઇ શકતા ન હતા કદંબના પુષ્પ પેઠે ગણી કુંતિપુત્ર અર્જુન જયદ્રથ પ્રત્યે દોડ્યો અને નમેલ પર્વવાળા ચોસઠ બાણોએકરી તેને વિંધ્યો સિંધુદેશના રાજા જયદ્રથ સામે જતા પાંડુપુત્ર અર્જુનને જોઇ જયદ્રથના જીવિત વિષે નિરાશ થએલા શૂર યોદ્ધાઓ રણભૂમિથી નિવૃત્ત થયા હે પ્રભો ! ભયપીડિત શબ્દવાળા તે યુદ્ધમા જે જે યોદ્ધો પાંડુપુત્ર અર્જુન પ્રત્યે જતો હતો તે તે યોદ્ધાના શરીર વિષે નાશ કરનારા બાણ પડતા હતાં. જીતનારાઓમાં શ્રેષ્ઠ એવો મહારથિ અર્જુન અગ્નિકિરણ સરખા બાણોએકરી તમારા સૈન્યને શિર રહિત કરતો હતો હે રાજેંદ્ર ! એ રીતે તે વખતે તમારા ચતુરંગ સૈન્યને વ્યાકુળ કરી કુંતિપુત્ર અર્જુન જયદ્રથ સમીપ દોડ્યો અને દ્રોણપુત્ર અશ્વત્થામાને પચાસ બાણે તથા વૃષસેનને ત્રણ બાણેકરી અર્જુને વિંધ્યા કૃપાચાર્યને કૃપા કરતા એવા કુંતિપુત્રે નવ બાણે વિંધ્યા શલ્યને સોળ બાણે, કર્ણને બત્રીસ બાણે અને સિંધુદેશના રાજા જયદ્રથને ચોસઠ બાણે વિંધી, સિંહની પેઠે શબ્દ કર્યો ગાંડિવધનુષધારિ અર્જુને તે રીતે વિંધેલો એવો સિંધુદેશનો રાજા જયદ્રથ અતિ ક્રોધાયમાન થઇ અંકુશે કરી પીડાએલા હાથિની પેઠે તે સહન કરી શક્યો નહિ અને વરાહ જેના ધ્વજમા છે એવા જયદ્રથે

તે જ વખતે ક્રોધ પામેલા, સર્પ સરખા, શિલ્પશાસ્ત્રવેત્તાએ શોધેલા, કાન પર્યંત ખેંચેલા, શુભ્ર પિંછવાળા, બાણને અર્જુનના રથ ઉપર ફેંક્યા અને ત્રણ નારાચ બાણવડે ગોવિંદ ભગવાનને વિંધી છ નારાચ બાણેકરી અર્જુનને, આઠ નારાચેકરી ઘોડાઓને અને એક બાણેકરી ધ્વજને વિંધ્યો. સિંધુદેશના રાજા જયદ્રથે નાખેલા બાણોને તત્કાળ અર્જુને નાશ કરી, તે જ સમયે બે બાણવડે સિંધુદેશના રાજા જયદ્રથના સારથિના મસ્તકને કાયાથી ઉડાવી દીધું અને શોભિત ધ્વજને કાપી નાખ્યો ધનંજયના બાણેકરી હણાએલો અને જેની લાકડી કપાએલી છે તથા અગ્નિજ્વાળાની ઉપમા અપાય એવો સિંધુદેશના રાજા જયદ્રથનો જે મોટો ધ્વજ સબંધી વરાહ હતો તે નીચે પડ્યો

હે રાજન્! તે સમયે શીઘ્ર સૂર્યાસ્ત સમય હોવાથી ઉતાવળા થતા એવા જનાર્દન શ્રીકૃષ્ણે પાંડુપુત્ર અર્જુનને કહ્યું કે હે કુંતિપુત્ર મહાબાહો અર્જુન! શૂર એવા છ મહારથિઓએ મધ્યમાં રાખેલો આ જીવિતની ઇચ્છા કરતો ભય પામેલો સિંધુ દેશનો રાજા જયદ્રથ ઉભો છે, માટે હે પુરૂષશ્રેષ્ઠ અર્જુન! રણભૂમિમાં આ છ મહારથિઓને જીત્યા સિવાય કપટ વગર સિંધુદેશનો રાજા જયદ્રથ મારી શકાય તેમ નથી તેથી આ સમયે સૂર્યના અસ્ત પ્રત્યે એક એવો યોગ કરૂં છું કે જેથી સિંધુદેશનો રાજા જયદ્રથ એકલો સૂર્ય અસ્ત થયો એમ સ્પષ્ટ દેખશે અને હે પ્રભો! જીવિતને ઇચ્છતો એવો દુરાચારવાન જયદ્રથ તારા નાશ સારૂ હર્ષે કરી કોઇ રીતે પણ આત્માનું રક્ષણ કરશે નહિ હે કુરૂસત્તમ! તે લાગમાં તારે એને પ્રહાર કરવો અને સૂર્ય અસ્ત પામ્યો એમ જાણી ઉપેક્ષા કરવી નહીં આ પ્રમાણે કહેનાર કેશવ ભગવાન પ્રત્યે અર્જુને કહ્યું કે તમે કહો છો તે પ્રમાણે થાઓ તે પછી યોગી એવા અને યોગેકરી યુક્ત તથા યોગિઓના ઇશ્વર હરિ એવા શ્રીકૃષ્ણે સૂર્યના આચ્છાદન સારૂ અંધારૂ ઉત્પન્ન કર્યું શ્રીકૃષ્ણે કરેલા અંધકારના થવાથી સૂર્ય અસ્ત પામ્યો એમ જાણી હે નરાધિપ! તમારા યોદ્ધાઓ કુંતિપુત્રના નાશ થવાના કારણથી હર્ષ પામ્યા અને હે રાજન્! સંગ્રામમાં હર્ષ પામેલા તે સૈનિકો સૂર્યને મુખ ઉંચાં કરી જોતા ન હતા તે સમયે રાજા જયદ્રથ જોવા લાગ્યો, તે પછી સિંધુદેશનો રાજા જયદ્રથ જ્યારે સૂર્યને જોતો હતો ત્યારે ફરીને શ્રીકૃષ્ણે અર્જુનને આ વચન કહ્યું કે હે ભરતશ્રેષ્ઠ! તારાથી ભયને તજી સૂર્યને જોતા શૂર વીર સિંધુદેશના રાજા જયદ્રથને જો હે મહાબાહો! દુરાત્મા એવા જયદ્રથનો નાશ કરવા સારૂ આ વખત છે માટે જલદી એનું મસ્તક કાપી નાખ અને આત્માનું સાફલ્ય કર એ રીતે કેશવ ભગવાનના વચન સાંભળી પ્રતાપવાન પાંડુપુત્ર અર્જુન, સૂર્ય અને અગ્નિ સરખાં બાણોવડે તમારાં સૈન્યને હણતો હતો કૃપાચાર્યને વીસ બાણે, કર્ણને પચાસ બાણે તથા શલ્ય અને દુર્યોધનને છ છ બાણે અર્જુને તાડન કર્યા તેમજ વૃષસેનને આઠ બાણોએ કરી અને સિંધુદેશના રાજા જયદ્રથને સાઠ બાણેકરી પ્રહાર કર્યો હે રાજન્! એ રીતે મહાબાહુ પાંડુપુત્ર અર્જુન તમારા યોદ્ધાઓને બાણવડે વિંધી નાખી જયદ્રથ સમીપ દોડ્યો ભક્ષણ કરનાર એવા અગ્નિની પેઠે સમીપ રહેના અર્જુનને જોઇ જયદ્રથની રક્ષા કરનારા યોદ્ધાઓ ઘણો સંશય પામ્યા હે મહારાજ! તે પછી સંગ્રામમાં જયને ઇચ્છતા એવા તમારા સર્વ યોદ્ધાઓ ઇન્દ્રના પુત્ર અર્જુન પ્રત્યે બાણવૃષ્ટિ કરવા લાગ્યા તે સમયે ઘણી વાર બાણ સમૂહોવડે છાદન થતો અજીત એવો કુરૂનંદન કુંતિપુત્ર અર્જુન ક્રોધ પામ્યો તે પછી હે પુરૂષશ્રેષ્ઠ! તમારા સૈન્યને મારવાની ઇચ્છાએ કરી ઇંદ્રપુત્ર બળવાન અર્જુને ગાઢી બાણમય જાળ નાખી હે રાજન્! રણભૂમિમાં શૂર એવા અર્જુનથી હણાતા ભય પામેલા તમારા યોદ્ધાઓ સિંધુદેશના રાજા જય-

દ્રથને તજી દેવા લાગ્યા ને તે બે પણ સામમામા દોડયા તે સમયે કુંતિપુત્ર અર્જુનના આશ્ચર્યકારી પરાક્રમને અમે જોતા હતા મહાયશવાળો અર્જુન જે પરાક્રમ કરતો હતો તેવુ પરાક્રમ થએલુ નથી અને થનાર પણ નથી જેમ રૂદ્ર પશુઓને મારે તેમ અર્જુન હસ્તિઓને, હસ્તિ ઉપર બેસનારાઓને, ઘોડાઓને અને ઘોડેસ્વારોને તથા રથિઓને હણતો હતો હે નરાધિપ ! તે યુદ્ધમા કુંતિપુત્ર અર્જુનના બાણેકરી ન હણાએલ, અધકાંગ કરી ઢકાએલા છે જેઓના યોદ્ધાઓ તે ઘોર મોહને પામતા હતા અને એક બીજાને ઓળખતા ન હતા હે ભારત ! કુંતિપુત્ર અર્જુને નાખેલા બાણોએકરી ભેદાએના છે મર્મસ્થાન જેના એવા તમારા સૈનિકો ભાગતા હતા, સ્ખલિત થતા હતા, પડતા હતા, ખેદ પામતા હતા અને ગ્લાનિ પામતા હતા મહા ભયકર પ્રજાના નાશ સરખુ અતિ દારૂણ દુખેકરી પાર આવે એવુ તે યુદ્ધ થવાથી, શોણિતના સ્રવવાથી અને વાયુના શીઘ્રપણાથી પૃથ્વીનુ રજ લોહીવડે ભિજાએલા ધરાતલ વિષે સમી જતુ હતુ અને હે રાજન્ ! રણાગણ વિષે લોહીમા રથના ચક્રો નાભિપર્યંત ડૂબી જતા હતા તેમજ વેગવાન અર્જુને હણેના માવત રહિત થએલા, કપાએલા અગવાળા અને પીડિત શબ્દ કરતા એવા તમારા યોદ્ધાઓના હસ્તિઓ પોતાનાં સૈન્યોને છુદતા દોડાદોડ કરતા હતા હે નરાધિપ ! ઘોડેસ્વાર રહિત કરેલા ઘોડા અને પાયદળ ધનજયના બાણોવડે હણાતા ભયથી દોડાદોડ કરતા હતા તેમજ હે રાજન્ ! છુટા જેઓના કેશ છે એવા કવચ રહિત અને ઘા વાગવાવડે લોહીને સ્રવતા તથા ભય પામેલા મનુષ્યો રણભૂમિના અગ્રભાગને તજી પલાયન કરી જતા હતા, તે રણભૂમિ વિષે કેટલાક ઉરૂસ્તમે ગ્રહણ કરેલા થતા હતા અને કેટલાક હણેના હાથીઓના મધ્યમા સતાતા હતા

એ રીતે હે રાજન્ ! તમારા સૈન્યને નસાડી ધનજય સિધુદેશના રાજા જયદ્રથની રક્ષા કરનારાઓને ભયકર બાણોએકરી પ્રહાર કરતો હતો પાડુપુત્ર અર્જુને તીવ્ર બાણના સમૂહો વડે દ્રોણપુત્ર અશ્વત્થામા, તથા કૃપાચાર્યને ઢાકી દીધા હે રાજન્ ! શીઘ્ર અસ્ત્રો નાખવાથી બાણને ગ્રહણ કરતો, સાધતો, ખેંચતો અને મૂકતો એવો અર્જુન કોઇ રીતે સગ્રામમા જોવાતો ન હતો અને બાણને ફેકતો એવો અર્જુન તેનુ ધનુર્મંડળ તથા ચાતરફથી નીકળતા એવા બાણો જથામધ દેખાતા હતા કર્ણ અને વૃષસેનના ધનુષને કાપીને ભલ્લબાણે કરી શલ્યના સારથિને રથના નીડ ભાગથી અર્જુને પાડી નાખ્યો જીતનારાઓમા શ્રેષ્ઠ એવા કુરૂનદન મહાબાહુ પાંડુપુત્ર અર્જુને બાણોએકરી ભાણેજ ને મામો એવા જે બે દ્રોણપુત્ર અશ્વત્થામા અને કૃપાચાર્ય તેઓને અતિશય પીડિત કરી એ રીતે તમારા મહારથિઓને વ્યાકુળ કરી ભયકર અગ્નિ સરખુ, ઇન્દ્રના વજ્ર સરખી કાતિવાળુ, દિવ્ય અસ્ત્રે કરી મત્રેલુ, સર્વ ભારને સહન કરનાર, અત્યત ગધ અને માલ્યેકરી અર્ચિત અને મોટુ એવુ એક બાણ તેને વજ્રાસ્ત્રની સાથે જોડી જલદી ગાંડિવ ધનુષ્યમા સાંધી ઉચુ ફેંકયુ અગ્નિ સરખા તેજવાળુ તે બાણ સાધવાથી હે નૃપ ! અતરિક્ષમા ભૂત સબધી મોટો શબ્દ થયો તે સમયે ત્વરા કરતા એવા જનાર્દન શ્રીકૃષ્ણે ફરીને અર્જુનને કહ્યુ કે હે ધનજય ! દુરાત્મા સિધુદેશના રાજા જયદ્રથનુ મસ્તક કાપી નાખ, કેમકે સૂર્ય શ્રેષ્ઠ પર્વત પ્રત્યે અસ્ત પામવા ઇચ્છે છે વળી જયદ્રથના વધ પ્રત્યે જે મારૂ વાકય છે તે સાભળ આ જગતમા પ્રખ્યાત સિધુદેશના રાજા જયદ્રથનો પિતા વૃદ્ધક્ષત્ર નામે છે, તે ઘણે કાળે શત્રુને મારનાર સિધુદેશના રાજા જયદ્રથ નામના પુત્રને પામ્યો છે, ને તે રાજાને અદૃશ્ય તથા મેઘદુદુભિ સરખા શબ્દવાળી આકાશવાણીએ કહ્યુ છે કે, હે સમર્થ મનુષ્યેન્દ્ર ! કુળ, શીલ અને દમ આદિ ગુણોએકરી સૂર્ય ચદ્ર-

વજ્રની સમાન ક્ષત્રિયોમા શ્રેષ્ઠ અને નિરતર લોકમા શૂરવીરોએ સત્કાર કરેલો એવો તમારો પુત્ર થશે, પણ સગ્રામમા યુદ્ધ કરતો એવો તે તમારો પુત્ર, તેના મસ્તકને પૃથ્વી વિષે ન જણાએલ એવો ક્ષત્રિયોમા શ્રેષ્ઠ ક્રોધ પામેલો શત્રુ કાપી નાખશે શત્રુને દમન કર- નાર એવો સિધુદેશનો રાજા વૃદ્ધક્ષત્ર સાભળી ઘણી વાર વિચાર કરી પુત્રના સ્નેહે પ્રેરેલા સર્વ જ્ઞાતિજનોને કહેવા લાગ્યો કે પૃથ્વી વિષે મોટી રાજ્ય ધુસરીને ધારણ કરનાર યુદ્ધ કરતો એવો જે મારો પુત્ર તેના મસ્તકને જે યુદ્ધમા પાડશે તેનુ મસ્તક પણ નિસશય સો પ્રકારે કરી કપાઇ પડશે એ રીતે જ્ઞાતિજનોને કહી રાજ્ય વિષે જયદ્રથને સ્થાપી પછી વૃદ્ધક્ષત્ર વન પ્રત્યે ગયો અને ઉગ્ર તપ કરવા લાગ્યો હાલ તે આ તેજસ્વી વૃદ્ધક્ષત્ર સમતપચક નામના સ્થાનકથી બહાર ભયકર તીવ્ર તપ તપે છે માટે હે શત્રુને હણનાર, વાનર જેના ધ્વજમા છે એવા ભીમના નાના ભાઇ અર્જુન ! મહા યુદ્ધમા જયદ્રથના કુડળ સહિત એવા મસ્તકને ભયકર અદ્ભુત કર્મવાળા દિવ્ય અસ્ત્રેકરી કાપીને વૃદ્ધક્ષત્રના ખોળા વિષે પાડ હે ભારત ! તુ જ્યારે આના મસ્તકને ભુતલ વિષે પાડીશ, ત્યારે નિશ્ચે તારૂ પણ મસ્તક સો પ્રકારે કરી કપાઇ પડશે માટે હે કુરૂશ્રેષ્ઠ ! જે રીતે તપમા રહેલો રાજા એ કર્મ ન જાણે તે રીતે દિવ્ય અસ્ત્રનો આશ્રય કરનાર તુ કર હે ઇન્દ્રપુત્ર અર્જુન ! સમસ્ત એવા ત્રણ લોકો વિષે પણ તારાથી અસાધ્ય અથવા ન કરી શકાય એવુ કાઇપણ છે નહિ એ રીતનુ શ્રીકૃષ્ણનુ વચન સાભળી ગલોફાને હલાવતા એવા અર્જુને ઇન્દ્રના વજ્ર સરખો જેનો સ્પર્શ છે અને દિવ્ય મત્રેકરી મત્રેલુ, સર્વ ભારને સહેનાર, નિરતર ગધમાલ્યે કરી અર્ચિત, સિધુદેશના રાજા જયદ્રથના વધ માટે ધારણ કરેલુ, એવુ બાણ, તેને જલદી ફેકયુ તે ગાડિવ ધનુ- ષથી મૂકાએલુ, બાજપક્ષિની પેઠે શીઘ્ર જનારૂ બાણ સિધુદેશના પતિ જયદ્રથના મસ્તકને છેદીને આકાશમાર્ગ પ્રત્યે ગયુ પાડુપુત્ર અર્જુને સિધુદેશના રાજા જયદ્રથનુ મસ્તક બાણો- વડે શત્રુઓના ખેદ માટે અને મિત્રોના હર્ષ માટે ઉચુ ચલાવ્યુ અને તે સમયે પાડુપુત્ર અર્જુન બાણોના સમહોએ કરી તે છ મહારથિઓને યુદ્ધ કરાવતો રહ્યો

હે ભારત ! તે પછી અમે ત્યા ઘણુ મોટુ આશ્ચર્ય જોયુ કે અર્જુને ઉડાવેલુ મસ્તક સમતપચક નામના સ્થાનથી બહાર ફરતુ હતુ હે મારિષ ! એજ સમયે તમારો સબધી તેજસ્વી એવો વૃદ્ધક્ષત્રરાજા સધ્યાઉપાસના કરતો હતો ઉપાસના કરતો એવો તપસ્વી વૃદ્ધ- ક્ષત્રરાજા તેના ખોળા વિષે કાળા કેશવાળુ કુડળસહિત એવુ સિધુદેશના રાજા જયદ્રથનુ મસ્તકપડતા તેણે તે નીચે નાખી દીધુ હે અરિદમ ! વૃદ્ધક્ષેત્રરાજાને જાણવામા ન આવેલુ એવુ તે, સુદર કુડળવાળુ મસ્તક તેના ખોળામા જઇ પડયુ હે ભારત ! કરેલા છે પવિત્ર કર્મ જેણે એવા વૃદ્ધક્ષેત્રના ઉઠવાથી મસ્તક તત્કાળ ધરાતલ ઉપર પડયુ, તે પછી હે અરિદમ ! પુત્રનુ મસ્તક ભૂતલપર પડવાથી તે રાજાનુ મસ્તક સો કટકા થઇ પૃથ્વીપર પડયુ તે વખતે સર્વ સૈન્યો ઘણો વિસ્મય પામ્યા, વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને તથા મહારથિ અર્જુનને વખાણવા લાગ્યા હે ભરતશ્રેષ્ઠ ! મુકુટવાન્ અર્જુને સિધુદેશના રાજા જયદ્રથને માર્યા પછી વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે જે અધારૂ કર્યુ હતુ, તે સહાર કરી લીધુ હે નૃપશ્રેષ્ઠ રાજન્ ! પછી અનુસરનાર પુરૂષો સહિત તમારા પુત્રોએ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણની માયા હતી એમ જાણ્યુ હે રાજન્ ! એ રીતે ઘણા તેજવાળા કુતિપુત્ર અર્જુને આઠ અક્ષૌહિણી સેનાને મારીને તમારા જમાઇ સિધુદેશના રાજા જયદ્રથને માર્યો હે નરાધિપ ! જયદ્રથને નાશ પામેલો જોઇ, તમારા પુત્રો દુખથી અશ્રુ પાડવા લાગ્યા અને જય માટે નિરાશ થયા કુતિપુત્ર અર્જુને જયદ્રથનો નાશ

કર્યાં પછી મહાબાહુ કેશવ ભગવાને તથા શત્રુને તપાવનાર અર્જુને શંખનાદ કર્યો અને હે ભારત ! ભીમસેન, વૃષ્ણિઓમા સિંહરૂપ એવા સાત્યકિ અને પરાક્રમી ઉત્તમૌજા સર્વ જુદા જુદા શંખો વગાડવા લાગ્યા મોટો શંખનાદ સાભળી ધર્મરાજા યુધિષ્ઠિરે સિંધુદેશના રાજા જયદ્રથને મહાત્મા અર્જુને માર્યો તે જાણ્યુ પછી વાદિત્રના ઘોષેકરી પોતાના યોદ્ધાઓને હર્ષ યુક્ત કર્યા સગ્રામવિષે યુદ્ધ કરવાની ઇચ્છાએ કરી ભરદ્વાજના પુત્ર દ્રોણુ સમીપ ગયા હે રાજન્ ! તે પછી સૂર્ય અસ્ત થવા સમયે સગ્રામમા દ્રોણાચાર્યનું રૂવા ઉભા કરે એવુ સોમક રાજાઓ સાથ યુદ્ધ થયુ હે રાજન્ ! સિંધુદેશનો રાજા જયદ્રથ મરાયાથી સર્વ મહારથિઓ દ્રોણાચાર્યને મારવાની ઇચ્છા કરીને યુદ્ધ કરતા હતા સિંધુદેશના રાજા જયદ્રથને મારી જય પામીને જયથી મત્ત થએના પાડવો આણી તરફ દ્રોણાચાર્યને યુદ્ધ કરાવતા હતા મહાબાહુ અર્જુન પણ સિંધુદેશના રાજા જયદ્રથને મારી તમારા શ્રેષ્ઠ મહારથિ યોદ્ધાઓને યુદ્ધ કરાવતો હતો અધકારને મટાડનાર ઉદય પામેલો સૂર્ય અધકારને હરી લે, દેવતાઓના રાજા ઇંદ્ર દેવતાઓના શત્રુઓને હણે તેમ શૂર એવો કિરીટી અર્જુન પ્રથમ પ્રતિજ્ઞાને લઇ ચોતરફથી શત્રુઓને હણતો હતો

**स देवशत्रूनिव देवराज किरीटमालीव्यधमत्समंतात् ।**
**यथा तमांस्यभ्युदितस्तमोघ्नः पूर्वप्रतिज्ञां समवाप्यवीरः ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि जयद्रथवधे गुर्जर-भाषायां षट्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४६ ॥**

## અધ્યાય ૧૪૭ મો. કર્ણ સાત્યકિ વચ્ચે ઘનઘોર યુદ્ધ.

**धृतराष्ट्र उवाच—तस्मिन विनिहते वीरे सैंधवे सव्यसाचिना ।**
**मामका यदकुर्वंत तन्ममाचक्ष्व सजय ॥**

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! અર્જુને સિંધુદેશના રાજા જયદ્રથને માર્યા પછી મારા યોદ્ધાઓએ શું કર્યું, તે મને કહે ? સજય કહે છે, હે ભારત ! રણભૂમિમા કુંતિપુત્ર અર્જુને હણેલ સિંધુદેશના રાજા જયદ્રથને જોઇ અમર્ષને વશ પામેલા શરદ્વતીપુત્ર કૃપાચાર્ય મોટી બાણવૃષ્ટિએ કરી પાડુપુત્ર અર્જુનને ઢાકવા લાગ્યા હે રાજન્ ! દ્રોણપુત્ર અશ્વત્થામા પણ રથ પર ચઢી અર્જુન સામે દોડયા રથિપુરૂષોમા શ્રેષ્ઠ એવા તે બે મહારથિઓ અશ્વત્થામા ને કૃપાચાર્ય તીક્ષ્ણ બાણોએ કરી બેઉ તરફથી બાણવૃષ્ટિ કરવા લાગ્યા તે રીતે અતિ મોટી બે તરફની બાણ વૃષ્ટિવડે પીડાતો રથિઓમા ઉત્તમ મહાબાહુ અર્જુન પરમ પીડા પામવા લાગ્યો, તોપણ યુદ્ધમા ગુરૂને અને ગુરૂના પુત્રને મારવાને ન ઇચ્છનો એવો કુંતિપુત્ર ધનજય તે સમયે ગુરૂનુ સન્માન કરતો હતો દ્રોણપુત્ર અશ્વત્થામા અને શરદ્વતી પુત્ર કૃપાચાર્યના અસ્ત્રોને અસ્ત્રોવડે નિવારણ કરી તેઓ માટે મદ વેગવાળા બાણને હણવાને ન ઇચ્છતો એવો અર્જુન નાખતો હતો કુંતિપુત્ર અર્જુને નાખેલા બાણ તેઓને જોરથી વાગતા ન હતા, પણ બાણોના બહુપણાને લીધે તેઓ પરમ પીડા પામતા હતા હે રાજન્ ! તે પછી કુંતિપુત્ર અર્જુનના બાણે કરી પીડાએલા કૃપાચાર્ય, સારથિને બેસવાને ઠેકાણે બેઠા અને મૂર્છા પામ્યા બાણવડે

પીડિત અને વિહ્વળ કૃપાચાર્યને ' આ હણાએલા છ ' એમ જાણી સારથિ ત્યાંથી દૂર લેઇ ગયો હે મહારાજ ! યુદ્ધમા શરદ્વતી પુત્ર કૃપાચાર્યના પરાજયથી અશ્વત્થામા પણ બીજા રથ પર ચઢી પાડુપુત્ર અર્જુનથી દૂર જતા રહ્યા

મહા ધનુધારી અર્જુન શરદ્વતીના પુત્ર કૃપાચાયને બાણથી પીડાએલા અને મૂર્છા પામેલા જોઇને રથ વિષેજ કૃપાચાર્ય માટે વિલાપ કરવા લાગ્યા અને અશ્રુ પૂર્ણ જેનુમુખ છે એવા દીન અર્જુને કહ્યુ કે, આ સર્વ જાણનાર મહા બુદ્ધિમાન વિદુરે રાજાને કહ્યુ હતુ કે, કુળનો નાશ કરનારો પાપી દુર્યોધન ઉત્પન્ન થયો છે માટે કુળને વિષે નીચ એવા એને પરલોકમા મોકલવા, એ સારૂ છે કેમકે કુરૂના મુખ્ય પુરૂષોને તેનાથી મોટો ભય ઉત્પન્ન થશે સત્યવાદી વિદુરનુ વચન ફળ્યુ આજે હુ ગુરૂ એવા ભીષ્મપિતામહને બાણશય્યા ઉપર જોઉં છુ માટે ધિક્ છે ક્ષત્રિયોના આચારને અને ધિક્ છે બળ તથા પરાક્રમને, મારા જેવો કોણ આચાર્ય એવા બ્રાહ્મણનો દ્રોહ કરે ' ઋષિનો પુત્ર, મારો આચાર્ય અને દ્રોણાચાર્યનો પરમ સખા કૃપાચાર્ય મારા બાણોએકરી પીડિત થએલા રથના ઉપલા ભાગપર પડ્યો છે પીડા કરવા ન ઇચ્છતો એવો હુ તેણે બાણવડ અતિ પીડા પમાડેલા રથના અગ્રભાગમા દુ ખ પામતા કૃપાચાર્ય મારા પ્રાણને પીડા કરતા હોય તેમ લાગે છે પુત્રના શોકેકરી તાપ પામેલો બાણોવડે પીડાએલો અને ખરાબ અવસ્થાને પ્રાપ્ત થએલો એવો હુ, ઘણા બાણોએકરી વારવાર પ્રહાર કરેલા દ્રોણાચાર્ય, પુત્રના વધથી નિશ્ચે મને ઘણો શોક કરાવે છે હે કૃષ્ણ ! કૃપણ અને પોતાના રથમા ખેદ પામતા એવા તેમને જુઓ શ્રેષ્ઠ પુરૂષો આચાર્ય પાસેથી વિદ્યા ભણીને તેમના મનોરથોને પૂર્ણ કરનાર દેવપણાને પામે છે અને જે અધમ પુરૂષો ગરૂઓથી વિદ્યા ગ્રહણ કરીને તેઓનેજ હણે છે, તે દુષ્ટ વર્તવાળા પુરૂષો નિ સશય નરકમા પડે છે, રથમા કૃપાચાર્યને પીડા કરતા મે પણ આજે જે કર્મ કર્યું તે નરકમા જવા માટે કર્યું પૂર્વે અસ્ત્રને શિખવતા કૃપાચાર્યે મને કહ્યુ હતુ કે, હે કુરૂકુળમા ઉત્પન્ન થએના વીર અર્જુન ! કોઇ રીતે પણ ગુરૂ વિષે પ્રહાર કરવો નહિ તે મહાત્મા આચાર્યનુ એજ વચન યુદ્ધમા બાણવૃષ્ટિ કરતો એવો હુ—તેણે પાળ્યુ નહિ માનવા યોગ્ય, ન ભાગતા એવા જે કૃપાચાર્ય તેમને હુ નમુ છુ હે વૃષ્ણિમા ઉત્તમ કૃષ્ણ ! હુ આમને પ્રહાર કરૂ છુ તે મને ધિક્કાર છે, આ પ્રમાણે કૃપાચાર્ય માટે અર્જુન પશ્ચાત્તાપ કરતો હતો, ત્યારે સિંધુદેશના રાજા જયદ્રથને હણાએલો જોઇ રાધાપુત્ર કર્ણ અર્જુન સામે દોડ્યો અર્જુનના રથ પ્રત્યે વેગથી આવતા કર્ણને જોઇ તત્કાલ દ્રૌપદીના બે પુત્ર અને સાત્યકિ દોડ્યા સમીપ આવતા રાધાપુત્ર કર્ણને જોઇ કુતિપુત્ર મહારથિ અર્જુન હસીને દેવકીપુત્ર શ્રીકૃષ્ણ પ્રત્યે આવી રીતે કહેવા લાગ્યો કે, આ અધિરથ પુત્ર કર્ણ સાત્યકિના રથ પ્રત્યે જાય છે અને નિશ્ચે તે સગ્રામવિષે ભૂરિશ્રવાને હણાએલો સહી શકશે નહિ હે જનાર્દન ! જ્યા એ જાય છે ત્યા ઘોડાઓને ચલાવો જેથી આ કર્ણ, સાત્યકિને સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાના માર્ગને ન નાંકે એ રીતે અર્જુને કહ્યુ તેથી મહાબાહુ મહા તેજસ્વી, કેશવ ભગવાન વખતને યોગ્ય વચન બોલ્યા કે હે પાડવ અર્જુન ! કર્ણને માટે આ મહાબાહુ સાત્વત શ્રેષ્ઠ સાત્યકિ એકલા બસ છે, અને જ્યારે દ્રૌપદીના પુત્રો સહિત છે, ત્યારે તો કર્ણને વારવા માટ સમર્થ હોય એમા શુ કહેવુ હે કુતિપુત્ર અર્જુન ! જ્યા સુધી કર્ણ પાસ મોટા ઉબાડિયા સરખી પ્રકાશવાળી ઇંદ્ર સબધી શક્તિ છે, ત્યા સુધી કર્ણ સાથે તારૂ યુદ્ધ થઇ શકે તેમ નથી હે પરવીરને હણનાર તારે સારૂજ એ મના

એલી શક્તિની કર્ણે રક્ષા કરેલી છે માટે કર્ણ માત્ર એના સાત્યકિની સામે જતો હોય તો ભલે જાય હે અર્જુન ! દુરાત્મા એવા કર્ણના કાળને હું ત્યારેજ જાણીશ કે જ્યારે તુ એને ભૂતલવિષે તીક્ષ્ણ બાણોએકરી પાડીશ

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સજય ! ભૂરિશ્રવા અને સિંધુદેશના રાજા જયદ્રથનો નાશ થયા પછી વૃષ્ણિકુળમા થએલા સાત્યકિનો કર્ણ સાથે સમાગમ થયો, ત્યારે રથ રહિત એવો સાત્યકિ કીયા રથ પ્રત્યે બેઠો, તે અને દ્રુપદરાજાના પુત્ર ચક્રન્યૂદની રક્ષા કરનારા કેમ થયા તે મને કહે ? સજય કહે છે–હે રાજન્ ! નિશ્ચે જે પ્રમાણે મહા સગ્રામ વિષે થએલુ છે તે પ્રમાણે હું તમને કહીશ સ્થિર થઇ તેમના દુરાચરણને સાભળો હે પ્રભો ! પ્રથમજ શ્રીકૃષ્ણના મનમા આ રહેલુ હતુ કે સોમદત્તના પુત્ર ભૂરિશ્રવા સાથે સાત્યકિ પૂરો જીતવા યોગ્ય છે, કારણ કે તે જનાર્દન એવા મહા બલવાન શ્રીકૃષ્ણ ભૂત અને ભવિષ્યને જાણે છે, તેથી સારથિ દારૂકને બોલાવીને 'પ્રાતઃકાલમા મારો રથ જોડી રાખજે' એમ સદેશો કર્યો હે રાજન્ ! દેવ, ગધર્વ, યક્ષ, ઉરગ, રાક્ષસ અને કોઈ પણ મનુષ્યો કૃષ્ણ–અર્જુનને જીતનાર નથી બ્રહ્મા આદિ દેવ અને સિદ્ધો પણ તેને જાણે છે તે બેનો અતુલ મહિમા, અને જે રીતે તે યુદ્ધ થયુ તે સાભળો સાત્યકિને રથ રહિત અને યુદ્ધમા કર્ણને અભ્યુદય પામેલો જોઇ માધવ એવા શ્રીકૃષ્ણે ઉત્કૃષ્ટ સ્વરેકરી મોટા નાદવાળો શખ ફુક્યો, એટલે શખનો શબ્દ સાભળી સદેશાને જાણી દારૂક નામનો શ્રીકૃષ્ણનો સારથિ ગરૂડ યુક્ત ધ્વજવાળા રથને તેમને સારૂ લેઇ આવ્યો પછી શિનિપૌત્ર સાત્યકિ, અગ્નિ અને સૂર્ય સરખો ઇચ્છા પ્રમાણે જનારા સુવર્ણના આભૂષણોએકરી શોભિત મહા વેગવાળા એવા શૈબ્ય, સુગ્રીવ, મેઘપુષ્પ ને બલાહક એ નામના શ્રેષ્ઠ ઘોડાઓ જોડેલો, વિમાનની ઉપમા અપાય એવો દારૂક નામના સારથિ યુક્ત જે રથ, તે પ્રત્યે કેશવ એવા શ્રીકૃષ્ણની આજ્ઞા થવાથી બેસીને બહુ બાણને નાખતો રાધાપુત્ર કર્ણની સામે દોડયો તે સમયે ચક્રની રક્ષા કરનાર યુધામન્યુ અને ઉત્તમૌજા પણ ધનજય અર્જુનના રથને મૂકી રાધાપુત્ર કર્ણ સામે ગયા હે મહારાજ ! રાધાપુત્ર કર્ણ પણ બાણવૃષ્ટિને કરતો ક્રોધ પામેલો સગ્રામ વિષે શૈનેય એવા સાત્યકિ સામે દોડયો તે સરખુ યુદ્ધ દેવતાઓનુ, ગધર્વોનુ, અસુરોનુ કે રાક્ષસોનુ પૃથ્વી વિષે અથવા સ્વર્ગ વિષે પણ સાભળ્યુ નથી હે મહારાજ ! તેઓનુ કર્મ જોઇ રથ, ઘોડા, મનુષ્ય અને હસ્તિઓ સહિત સૈન્ય વિરામ પામ્યુ મોહિત ચિત્તવાળા સર્વ મનુષ્યોથી ન બને એવા તે બે રાજાઓના યુદ્ધને સૌ જોવા લાગ્યા તેમજ હે રાજન્ ! ગત પ્રત્યાગત આવૃત્ત મડલ અને સન્નિવર્તન એવી ગતિઓવડે કરી રથ વિષે રહેલા કાશ્યપેય દારૂક નામના સારથિના સારથિપણાને જોવા લાગ્યા નભતલ વિષે રહેલા વિસ્મય પામેલા દેવ ગધર્વ અને દાનવો પણ કર્ણ અને શિનિપૌત્ર સાત્યકિના યુદ્ધને જોવા અતિ સાવધાન થયા હે મહારાજ ! રણભૂમિમા દેવ તુલ્ય કર્ણ અને યુયુધાન એવો સાત્યકિ, મિત્રો માટે પરાક્રમી, મત્ત અને યુદ્ધમા સ્પર્દ્ધા કરતા હતા ને પરસ્પર બાણવૃષ્ટિઓવડે શિનિ પૌત્ર સાત્યકિને કર્ણ પીડતો હતો કુરૂકુળમા થએલા ભૂરિશ્રવા અને જયદ્રથના નાશને સહન ન કરતો તથા શોકયુક્ત મોટા સર્પની પેઠે શ્વાસ લેતો એવો ક્રોધ પામેલો કર્ણ રણભૂમિમા શિનિપૌત્ર સાત્યકિને નેત્રવડે બાળતો હોય નહિ તેમ વારવાર સામે દોડતો હતો હે શત્રુને દમનાર ! કર્ણને ક્રોધ સહિત જોઇ સાત્યકિ પણ જેમ હસ્તિ પ્રત્યે સામો દોડીને હાથી લડે તેમ મોટી બાણવૃષ્ટિ વડે સામો જઇ યુદ્ધ કરતો હતો અનુપમ પરાક્રમવાળા, નરશ્રેષ્ઠ યુદ્ધમા મળેલા

તેઓ બલવાન વ્યાઘ્રની પેઠે એકબીજાને રણભૂમિમા પરસ્પર ઘાયલ કરતા હતા તે પછી શિનિનો પૌત્ર સાત્યકિ સર્વ પારસવ એવા બાણોએકરી કર્ણને વારવાર સર્વ શરીર વિષે ભેદવા લાગ્યો હે અરિદમ ! કર્ણના સારથિને ભલ્લ નામના બાણેકરી રથના ઉંટડા ઉપરથી પાડી નાખ્યો હે પુરુષશ્રેષ્ઠ ! તીક્ષ્ણ બાણોએકરી ચાર શ્વેત ઘોડાને મારી નાખ્યા તથા ધ્વજ અને રથને સો પ્રકારે કાપી તમારા પુત્રના જોતા કર્ણને તેણે રથ રહિત કર્યો હે રાજન્ ! તે પછી વ્યાકુલ ચિત્તવાળા તમારા મહારથિઓ કર્ણપુત્ર વૃષસેન, મદ્રદેશનો અધિપતિ શલ્ય અને દ્રોણપુત્ર અશ્વત્થામા સર્વ તરફથી શિનિપૌત્ર સાત્યકિને વિટાળવળ્યા તે પછી ચોતરફથી આકુળ થએલુ કાઈ પણ જણાયુ નહિ તે રીતે સાત્યકિએ સૂતપુત્ર કર્ણને રથ રહિત કરવાથી હે રાજન્ ! તે સમયે સર્વ સૈન્યોમા મોટો હાહાકાર ઉત્પન્ન થયો હે રાજન ! સાત્વત એવા સાત્યકિએ બાણોવડે રથ રહિત કરેલા તથા બાલ્યાવસ્થાથી આરભી તમારા પુત્રની મિત્રાઈને માનતો તથા રાજ્યને આપવાથી કરેલી પ્રતિજ્ઞાને પાળતો એવો કર્ણ પણ નિશ્વાસ નાખતો જલદી દુર્યોધનના રથપર ચઢી બેઠો હે પાર્થિવ ! તે રીતે કર્ણને રથ રહિત કરી દુશાસન આદિ શૂર એવા તમારા પુત્રોને ભીમે અને કુતિપુત્ર અર્જુને કરેલી પ્રતિજ્ઞાને પાળતો જીતેદ્રિય સાત્યકિ પ્રહાર કરતો હતો રથ રહિત અને વિહ્વલ કરતો પણ પ્રાણ રહિત કરતો ન હતો ભીમસેને તમારા પુત્રોના વધની પ્રતિજ્ઞા કરેલી છે અને દ્યૂતમા કુતિપુત્ર અર્જુને કર્ણના વધની પ્રતિજ્ઞા કરેલી છે, તે સમયે કર્ણ છે મુખ્ય જેમા એવા મોટા મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામા, કૃતવર્મા અને બીજા પણ મહારથિઓ સાત્યકિને હણવા માટે યત્ન કરતા હતા, તોપણ તેના વધવિષે સમર્થ થતા ન હતા ઉત્તમ લોકને અને ધર્મરાજનુ પ્રિય ઇચ્છતા સાત્યકિએ એક ધનુષવડે હજારો ઉત્તમ ક્ષત્રિયોને જીત્યા શૌર્યમા કૃષ્ણ અને અર્જુનની સમાન શત્રુઓને તપાવનાર સાત્યકિ તમારા સર્વ સૈન્યોને હસતો હોય નહિ તેમ જીતતો હતો હે નરશ્રેષ્ઠ ! લોકમા કૃષ્ણ, કુતિપુત્ર અર્જુન તથા શિનિપૌત્ર સાત્યકિ, એ ત્રણ ધનુર્ધરનારાઓ છે, ચોથો કોઇ નથી

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સજય ! દારુક સારથિવડે યુક્ત પોતાના બાહુબળે કરી ગર્વવાન સાત્યકિએ જીતવાને અશક્ય એવા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના રથ પ્રત્યે બેસી કર્ણને રથરહિત કર્યો શત્રુઓને તપાવનાર એવો કર્ણ પછી બીજા રથ પ્રત્યે બેઠો કે નહિ એ સાભળવાને ઇચ્છુ છુ અને સાત્યકિને અસહ્ય માનુ છુ માટે મને તે કહે કારણ કે તુ કહેવાને કુશળ છે સજય કહે છે–હે રાજન્ ! જેમ થયેલુ છે તેમ બધુ સાભળો હે વિશાપતે ! મહા બુદ્ધિમાન દારુકના નાના ભાઇએ કલ્પનાની વિધિવડે કલ્પેલા લોઢાના અને સોનાના પટ્ટોએ કરી બનાવેલો છે કૂબર જેનો, હજારો તારા વડે વ્યાપ્ત, સિહ છે ધ્વજામા જેની એવા પતાકાવાળો, સોનાના આભૂષણ અને સાજવાળા ઘોડાઓવડે યુક્ત, સર્વ શબ્દોને ઉલ્લઘન કરી જનાર, દૃઢ, વિચિત્ર, કાચને સજ્જ કરેલો, ચદ્રમા સરખા ઘોડાઓમા મુખ્ય એવા સિધુ દેશના ઘોડા વડે યુક્ત, ઘટાના સમૂહવડે આકુળ શબ્દવાળો, શક્તિ ને તોમરરૂપી વિજળીવાળો, બહુ શસ્ત્રના સામાનયુક્ત એવા યુદ્ધ સબધી દ્રવ્યોએકરીયુક્ત અને મેઘ સરખા ગભીર શબ્દવાળો એવો જે રથ, તે પ્રત્યે જલદી બેસીને શિનિપૌત્ર સાત્યકિ તમારા સૈન્ય સમીપ દોડયો, અને દારુક ઇચ્છા પ્રમાણે કેશવ એવા શ્રીકૃષ્ણની સમીપ ગયો હે રાજન્ ! કર્ણને પણ શખ અને ગો ક્ષિર સરખા શ્વેત, વિચિત્ર, કાચનવડે સજ્જ કરેલા અતિ વેગવાન એવા અને ઉત્તમ

ઘોડાઓથી યુક્ત સોનાના કમ્મર પટાવાળા ધ્વજે સહિત કર્યેલ છે યંત્ર અને પતાકાઓ જેમા અને સારો જેનો સારથિ છે તથા બહુ શસ્ત્રના સામાનવાળો એવા જે ઉત્તમ રથ તેને ભેટ કર્યો કર્ણ પણ તે રથ પ્રત્યે બેસી શત્રુઓ સામે દોડયો એ સર્વે જે તમે મને પૂછો છો તે મે કહ્યુ, ફરીને પણ તમારા અન્યાયથી થયેલા આ ક્ષયને સાભળો ભીમસેને તમારા એકત્રીસ પુત્રાને નિરંતર વિચિત્ર યુદ્ધ કરનાર એવા દુર્મુખને આગળ કરી નાશ કર્યા હજારો શૂરાઓને માતંગ એવા સાત્યકિએ તથા અર્જુને ભીષ્મપિતામહ અને ભગદત્તને આગળ હણ્યા હે ભારત ! હે રાજન્ ! એ પ્રમાણે તમારા દુષ્ટ વિચારને લીધે આ ક્ષય થયો

भीष्मप्रमुखत कृत्वा भगदत्त च मारत ॥
एवमेष क्षयो वृत्तो राजन्दुर्मंत्रिते तव ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि कर्णसात्यकियुद्धे गुर्जरभाषायां सप्तचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४७ ॥

## અધ્યાય ૧૪૮ મો. અર્જુને કર્ણને મારેલાં વાગ્બાણ.

धृतराष्ट्र उवाच—तथा गतेषु शूरेषु तेषां मम च सजय ।
किं वै भीमस्तदाकार्षीस्तन्ममाचक्ष्व सजय ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સજય ! તે પ્રમાણે તેઓના અને મારા શૂરાઓના જવાથી તે સમયે ભીમે શુ કર્યું તે હે સજય મને કહે ? સજય કહે છે–રથ રહિત થયેલો અને કર્ણના વાક્શલ્યે કરી પીડા પામેલો ભીમસેન અમર્ષને વશ થઇ અર્જુન પ્રત્યે બોલ્યો કે, હે ધનજય ! તારા જોતા વારવાર, હે નપુંસક ! હે મૂઢ ! હે ઉદર પોષણ કરનાર ! હે અકૃતાસ્ત્ર ! હે બાલ ! હે સગ્રામમા ભયે કરી વિહ્વળ ! તુ યુદ્ધ કર મા, એ રીતે કર્ણે મને કહ્યુ હે ભારત ! એ રીતે કહેનારો પુરૂષ મારે વધ કરવા યોગ્ય છે એ વ્રત હે મહાબાહો ! મે તમારી સાથે કરેલુ છે હે કુંતિપુત્ર અર્જુન ! તે રીતે જેમ મારૂ વ્રત છે, તેમજ તમારૂ છે, એમા સશય નથી માટે હે નરશ્રેષ્ઠ ! તેના વધ સારૂ મારા વચનને સભાર, અને હે ધનજય ! જેમ મારૂ તે વચન સત્ય થાય તેમ કર ભીમનુ તે વચન સાભળ્યા પછી અમીત પરાક્રમવાળો અર્જુન સગ્રામ વિષે કર્ણની સમીપ જઇ કહેવા લાગ્યો કે–હે કર્ણ ! હે કર્ણ ! હે વૃથા દ્રષ્ટિવાળા, હે સૂતપુત્ર ! હે પોતાની સ્તુતિ કરનાર ! હે અધર્મબુદ્ધિવાળા ! જે તને હાલ હુ કહુ છુ તે મારાથી સાભળ હે રાધાપુત્ર ! યુદ્ધમા શૂર પુરૂષોનુ બે પ્રકારનુ કર્મ છે એક જય અને બીજુ પરાજય. વળી તે પણ યુદ્ધ કરતો એવો જે ઇન્દ્ર તેને પણ અનિત્ય છે મરવાને ઇચ્છતો રથ રહિત થએલો ને વિકળ ઇન્દ્રિયવાળો એવો જે તુ, તેને મારે મારવા યોગ્ય જાણી જીતીને સાત્યકિએ જીવતો મૂકી દીધો તુ પોતાની ઇચ્છાવડે રણભૂમિમા યુદ્ધ કરતો એવો જે મહા બળવાન ભીમ તેને કોઇ રીતે રથ રહિત કરીને રૂક્ષ બોલે છે એ તારો મોટો અધર્મ છે અને તે દુર્જનનુ આચરણ છે નરશ્રેષ્ઠ એવા શૂરા સત્પુરૂષો શત્રુને જીતી બડબડાટ કરતા નથી અને દુર્વચન કહેતા નથી, તેમ કોઇને નિંદતા પણ નથી હે સૂતપુત્ર ! તુ તો સમતિ વગરનુ ન સભળાય એવુ વિચાર્યા વિનાનુ ચપલપણાથી ખોટુ બોલે છે, તેથી તુચ્છ જ્ઞાનવાળો જણાય છે

યુદ્ધ કરતો પરાક્રમી, શૂર, આર્યાવર્ત વિષે પ્રીતિવાળો એવો જે ભીમ તેને સર્વ સૈન્યોના, કેશવ એવા શ્રીકૃષ્ણના અને મારા જોતા જે અપ્રિય તે કહ્યુ તે તારૂ વચન સત્ય નથી સગ્રામમા પાડુપુત્ર ભીમસેને તને ઘણીવાર રથ રહિત કરેલો છે અને કશુ પણ તને કઠણ વાક્ય કહ્યુ નથી, જેથી ભીમસેનને તે બહુ કઠણ વચન સભળાવ્યા મારા ન જોતા તમે સુભદ્રાના પુત્રને હણ્યો, તેથી એ ગર્વના ફળને તત્કાળ પામ. હે દુષ્ટ બુદ્ધિવાળા ! તે જે તેનુ ધનુષ કપ્યુ તે પોતાના નાશ માટેજ, ને હે મૂઢ ! તે માટેજ મારે ચાકર, પુત્ર અને બાધવો સહિત તને મારવો પડશે સર્વ કૃત્યોને કરી લે કેમકે તને મોટો ભય પ્રાપ્ત થયો છે સગ્રામ વિષે તારા જોતા વૃષસેનને હુ મારનાર છુ, બુદ્ધિના મોહેકરી બીજા રાજાઓ પણ મારી સમીપ આવશે તે સર્વને મારીશ સત્ય વચને કરી હુ આયુધ લઉં છુ હે મૂઢ ! બુદ્ધિ રહિત અને સગ્રામ વિષે અતિ માનવાળો એવો જે તુ—તેને નાશ પામેલો જોઈ મૂઢ એવો દુર્યોધન અતિ સતાપ પામશે અર્જુને કર્ણના પુત્રનો વધ કરવાની પ્રતિજ્ઞા કરવાથી તે સમયે રથિઓમા પછી મોટો રણસક્રન્ શબ્દ થયો

એ પ્રમાણે મહાભયાનક આકુલ સગ્રામ થતો હતો ત્યારે મદ જેના કિરણ થયા છે એવો સૂર્ય અસ્તાચલપ્રત્યે ગયો હે રાજન્ ! તે પછી સગ્રામના અગ્રભાગમા રહેલા અને પ્રતિજ્ઞાને તરી ગયેલા અર્જુનને મળી ઋષિકેશ એવા શ્રીકૃષ્ણ અર્જુનને કહેવા લાગ્યા કે, હે અર્જુન ! બહુ સારૂ થયુ કે તે મોટી પ્રતિજ્ઞા સિદ્ધ કરી અને બહુ ઠીક થયુ કે તે પુત્ર સહિત પાપી વૃદ્ધક્ષત્રને માર્યો હે ભારત અર્જુન ! યુદ્ધમા ધૃતરાષ્ટ્રના સૈન્યને પામીને દેવસેના પણ દુઃખ પામે એમા કશો પણ વિચાર કરવો પડે તેમ નથી હે પુરૂષશ્રેષ્ઠ ! લોકને વિષે વિચાર કરતો એવો હુ કોઇ ઠેકાણે તુ સિવાય પુરૂષને નથી દેખતો બળવાન કે જે આ સૈન્યની સાથે યુદ્ધ કરે મોટા મહિમાવાળા તારી બરોબર અને અધિક એવા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યો-ધનના કારણથી ઘણા રાજાઓ મળેલા હતા સજ્જ થયેલા ક્રોધ પામેલા તેઓ રણભૂમિમાં તને પામી પાછા જતા ન હતા તારૂ શૌર્ય અને બળ—રૂદ્ર, ઇન્દ્ર અને કાળની ઉપમા અ-પાય એવુ છે શત્રુને તપાવનાર એવો તુ એકલો આજે જેવા પરાક્રમ કરતો હતો એવા પરાક્રમને રણભૂમિમા કરવા કોઇપણ શક્તિમાન નથી આ પ્રમાણેજ સગાવહાલા સહિત દુરાત્મા કર્ણને માર્યા પછી જીતેલા છે શત્રુ જેણે અને હણાએલા છે શત્રુ જેના એવો જે તુ—તેને ફરીને હુ વધાવીશ એ પ્રમાણે કહેતા શ્રીકૃષ્ણ પ્રત્યે અર્જુન બોલ્યો કે હે માધવ ! તમારા અનુગ્રહથી દેવતાઓએ પણ દુઃખેકરી તરાય એવી પ્રતિજ્ઞાને હુ તરી ગયો હે કેશવ ! જેઓના તમે નાથ છો તેઓનો જેમા આશ્ચર્ય નથી તેવો જય છે હે સમર્થ ! હે વૃષ્ણિમા શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ ! તમારા અનુગ્રહથી યુધિષ્ઠિર સમગ્ર પૃથ્વીને પામશે તે તમારોજ મહિમા અને તમારોજ વિજય છે હે મધુસૂદન ! તમારેજ નિરતર વધાવવા યોગ્ય અમે છીએ, એ રીતે અર્જુનના વચન સાભળી શ્રીકૃષ્ણ ઘોડાઓને ધીરે ધીરે ચલાવતા અર્જુનને ક્રૂર એવુ મોટુ યુદ્ધ દેખાડતા હતા

શ્રીકૃષ્ણ કહે છે—હે અર્જુન ! યુદ્ધમા પ્રખ્યાત જયને અને મોટા યશને ઇચ્છતા શૂરા રાજાઓ તારા બાણોએ હણાતા પૃથ્વી ઉપર શયન કરે છે, જેઓના શસ્ત્રો અને આભરણ પડી ગએલા છે, જેઓના ઘોડા રથ અને હાથિઓ કપાએલા છે, જેઓના મર્મસ્થાન છિન્નભિન્ન થયાં છે એવા પરમ વિહ્વળપણાને પામેલા સજીવ અને નિર્જીવ રાજાઓ ઘણી

કાંતિવડે યુકત છે, તેથી નિર્જીવ રાજાઓ પણ સજીવ રાજાઓ સરખા જણાય છે તે રાજાઓના સુવર્ણ પુંખવાળા બાણોએકરી, જુદા જુદા પ્રકારના તીક્ષ્ણ શસ્ત્રોએકરી, વાહનોએકરી અને આયુધોએકરી ભરાએલી પૃથ્વીને જો બખ્તર, ચર્મ, હાર, કુંડળસહિત મસ્તક પાઘડીઓ, મુકુટમાળાઓ ચૂડામણિ, વસ્ત્રો, કંઠસૂત્રો બાજુબંધો કાંતિવાળા નિષ્ક નામના આભૂષણો અને વિચિત્ર એવા બીજા આભરણોથી પૃથ્વી શોભે છે હે ભરતશ્રેષ્ઠ ! રથના નીચના ભાગ, ભાથા, પતાકા તથા ધ્વજ, ઉપસ્કર લાગલના દંડેકરી શોભિત એવા લાગલ, કપાએલા વિચિત્ર ચક્ર, બહુ પ્રકારના ચક્રના અવયવો, ધુસરા, જોતરા, સુંદર મોરપિછ, ધનુષ, સાયક, હાથિઓની ચિત્ર વિચિત્ર ઝુલ, આસનો, ભોગળ, અંકુશ, શક્તિઓ, ભિંદિપાલ, તુણુશૂલ, પરશ્વધ, પ્રાસ, તોમર, કુંત, યષ્ટિ, શતઘ્ની, ભુશુંડી, ખડ્ગ, પરશુ, મુસળ, મુદ્ગર, ગદા, કુણપ, સુવર્ણયુક્ત ચાબુક, ઘંટાઓ, જૂદી જૂદી જાતના હસ્તિઓના આભૂષણ, માળાઓ જૂદા જૂદા પ્રકારના આભરણ અને મહા મૂલ્યવાળા જે વસ્ત્રો તેવડે પૃથ્વી જેમ ગ્રહોવડે શરદઋતુમા આકાશ શોભે તેમ શોભે છે પૃથ્વી ઉપર પૃથ્વીના કારણથી હણાએના રાજાઓ પ્રિય એવી સ્ત્રીની પેઠે પૃથ્વીને અંગોવડે આલિંગન કરી સુતા છે પર્વતના શિખરો સરખી કાંતિવાળા ઐરાવતની ઉપમા અપાય એવા અને શસ્ત્રના વાગવાથી કપાએના મુખોએકરી લોહીને સ્રવતા એના આ તેઓને ગુફાઓના મુખોએકરી ગેરૂના પાણીને સ્રવતા પર્વતોની પેઠે બાણોએ હણાએલા જો હે વીર ! ઉભો રહે અને નમ્ર એવો તું પૃથ્વી ઉપર પડેલા સુવર્ણના આભૂષણોથી શોભતા ઘોડાઓને જો હે સમર્થ કુંતિપુત્ર ! ગંધર્વનગર તુલ્ય આકારવાળા જેઓના ધણી હણાએલા છે, જેઓના ધ્વજ, પતાકા અને ચક્રના અવયવો કપાએલા છે, જેઓના ચક્ર ગયેલા છે, જેઓના સારથિ હણાએલા છે, તથી જેઓના કુબડા અને ધુસરા કપાએલા છે, જેઓના લાગલદંડ ભાગેલા છે, અને જેઓને વિમાનની ઉપમા અપાય એવા સુંદર રથોને જો હે શૂર ! હે મહાબાહુ અર્જુન ! હણાએલા હજારો પાયદળને ચર્મધારી લોહીથી ભિંજાએલા સર્વ અંગવડે પૃથ્વીને આલિંગન કરી સુતેલા જો, વળી રજવડે છવાએલા છે કેશ જેમના એવા ધનુર્ધારી યોદ્ધાઓ તેઓને તારા બાણોએકરી ભેદાએલ દેહવાળા જો હે નરશ્રેષ્ઠ અર્જુન ! નાશ કરેલા હાથી રથ અને ઘોડાઓવડે સંકુલ, લોહી ચરબી ને માંસવડે વધેલો છે ગારો જેમા એવુ તથા નિશાચર, કુતરા વરૂ અને પિશાચને હર્ષ આપનારૂં, દુઃખેકરી જોવાય એવુ જે પૃથ્વીતલ તેને જો હે સમર્થ અર્જુન ! રણાંગણ વિષે યશને વધારનાર એવુ આ મોટુ કર્મ તારેવિષે અને મહા સંગ્રામમા દૈત્યદાનવોને હણનાર દેવમા શ્રેષ્ઠ એવો જે ઈંદ્ર તેનેવિષે યોગ્યજ છે સંજય કહે કે—એ રીતે રણભૂમિ અર્જુનને દર્શાવતા હર્ષ પામેલા પોતાના માણસોથી યુક્ત શ્રીકૃષ્ણ ભગવાન પાંચજન્ય નામના શંખને વગાડતા હતા મુકુટવાન અર્જુનને પ્રત્યક્ષ શત્રુઓને બતાવતા શત્રુઓને હણનાર એવા જનાર્દન શ્રીકૃષ્ણ અજાતશત્રુ પાંડુપુત્ર યુધિષ્ઠિરને મળી જયદ્રથને હણ્યો તે નિવેદન કરવા લાગ્યા

**स दर्शयन्नेव किरीटिनेऽरिहा जनार्दनस्तामरिं भूमिमंजसा ।**
**अजातशत्रुं समुपेत्य पाण्डवं निवेदयामास हतं जयद्रथं ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि गुर्जरभाषायामष्टचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४८ ॥**

## અધ્યાય ૧૪૯ મો. યુધિષ્ઠિરને જયાનંદ.

**सञ्जय उवाच—ततो राजानमभ्येत्य धर्मपुत्रं युधिष्ठिरं ।
ववंदे स महात्मा हते पार्थेन सैंधवे ॥**

સંજય કહે છે—હે ધૃતરાષ્ટ્ર! પછી કુંતિપુત્ર અર્જુને સિંધુદેશના રાજા જયદ્રથને મારવાથી પ્રસન્ન મનવાળા શ્રીકૃષ્ણ ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને મળી તથા વંદન કરી બોલ્યા કે, હે નરશ્રેષ્ઠ રાજેન્દ્ર! બહુ સારૂં થયું કે જેનો શત્રુ હણાએલો છે એવા તમને હું વધાવું છું બહુ સારૂં થયું કે તમારો નાનો ભાઇ અર્જુન પ્રતિજ્ઞાને તરી ગયો હે ભારત! શ્રીકૃષ્ણે એ પ્રમાણે કહેતાં હર્ષ પામેલા શત્રુના પૂરને જીતનાર યુધિષ્ઠિરરાજા રથમાંથી ઉતરી આનંદના અશ્રુથી ભિંજાએલા શ્રીકૃષ્ણ અને અર્જુનને મળ્યા કમળ સરખી કાંતિવાળા મુખને સ્વચ્છ કરી વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ પ્રત્યે અને અર્જુન પ્રત્યે બોલ્યા કે, હે કમળ તુલ્ય નેત્રવાળા શ્રીકૃષ્ણ! તમારાથી પ્રિય કહેણ સાંભળીને જેમ સમુદ્રને તરી જવા ઈચ્છા કરનારો પુરૂષ પાર પામે નહિ, તેમ હું હર્ષના અંતને પામતો નથી બુદ્ધિમાન અર્જુને આ ઘણું આશ્ચર્ય કર્યું છે બહુ સારૂં થયું કે સંગ્રામ વિષે મહારથિઓને ભારરહિત થએલા હું જોઉં છું બહુ સારૂં થયું કે પાપી પુરૂષમાં અધમ એવો સિંધુ દેશનો રાજા મરાયો હે કૃષ્ણ! હર્ષની વાત છે કે તમે રક્ષા કરેલા તથા પાપી જયદ્રથને મારનાર અર્જુને મારી મોટી પ્રીતિ સંપાદન કરી હે ગોવિંદ! તોપણ અમને અતિ આશ્ચર્ય નથી, કેમકે જેઓના તમે આશ્રયરૂપ છો તેઓને ત્રણ લોકમાં કશું પણ દુઃખેકરી કરાય તેમ નથી હે મધુદૈત્યનો નાશ કરનાર ગોવિંદ! સર્વ લોકના ગુરૂ એવા તમે જેઓના નાથ છો એવા અમે તમારા અનુગ્રહથી શત્રુઓને જીતીશું હે શ્રીકૃષ્ણ! નિત્ય અમારા પ્રિય અને હિતને વિષે તમે તત્પર રહ્યા છો તેથી તમારો આશ્રય કરી અમોએ અસુરોના વધમાં ઇન્દ્રનો આશ્રય કરી દેવતાઓથી જેમ સંગ્રામવિષે શત્રુનો ઉદ્યમ કર્યો હતો તેમ કર્યો છે હે જનાર્દન! દેવતાઓએ પણ આ કર્મ ન થઇ શકે તેવું છે, માટે તમારા બુદ્ધિબળ ને વીર્યવડે અર્જુને પરાક્રમ કર્યું છે. હે કૃષ્ણ! બાલ્યાવસ્થાથી માંડી જ્યારથી મનુષ્યોથી ન કરાય એવા દિવ્ય મોટા કર્મને હું સાંભળતો આવ્યો છું ત્યારથી શત્રુઓને હણાએલા જાણતો આવ્યો છું અને પૃથ્વીને પ્રાપ્ત થએલી જાણતો આવ્યો છું હે શત્રુનો નાશ કરનાર કૃષ્ણ! તમારા અનુગ્રહથી થએલા પરાક્રમેકરી ઇંદ્ર હજારો દૈત્યોને મારી દેવતાના અધિપતિપણાને પામ્યો છે હે ઋષિકેશ! તમારા અનુગ્રહથી પોતાના માર્ગ વિષે રહેલું સ્થાવર જંગમ જગત જપ અને હોમવિષે વર્તે છે હે મહામાહો! પૂર્વે આ જગત અંધકારમય એક સમુદ્રરૂપ હતું તે તમારા અનુગ્રહથી સ્પષ્ટ નામ રૂપપણાને પ્રાપ્ત થયું હે ઋષિકેશ! સર્વ લોકના સૃષ્ટા પરમાત્મા નાશરહિત એવા તમે તેને જેઓ જૂએ છે તેઓ કદીએ મોહ પામતા નથી પુરાણ પરમદેવ દેવતાઓના પણ દેવ સનાતન અને સુરગુરૂ એવા તમે તેને જેઓ પામ્યા છે તેઓ કદી મોહ પામતા નથી હે ઋષિકેશ! આદ્યંત રહિત દેવલોકના કરનાર, વ્યયરહિત તમે તેને જે ભક્તો પ્રાપ્ત થાય છે તેઓ દુઃખોને તરી જાય છે માયાથી પર, નિત્યસિદ્ધ સર્વ શરીરોવિષે રહેલા બ્રહ્મા આદિ દેવતાઓની બુદ્ધિના પણ વિષયરૂપ નહિ એવું જે કાંઈ છે તે રૂપ તમે, તેને પામેલા પુરૂષ છે તેને પરમ સંપત્તિ પ્રાપ્ત થાય છે, જેને ચાર વેદ ગાય છે અને જે વેદોમાં ગવાય છે તે મહાત્માને પામી હું ઉત્તમ સંપત્તિને પામીશ હે પરમેશ! હે પરેશ! હે તીર્યગીશ! હે નરેશ્વર! હે સર્વેશ્વર! હે ઈશ્વરેશ! હે ઇશ! હે પુરૂષોત્તમ! તમને હું નમસ્કાર કરૂં છું હે

રૂદ્ર ! અને રાજાઓના ધર્મના પ્રભો ! હે માધવ ! હે ભવના જન્મ અને નાશરૂપ ! હે સર્વાત્મન્ ! હે વિશાળ નેત્રવાળા ! શ્રીહરિ તમે વૃદ્ધિ પામો જે ધનંજયના સખા છે, જે ધનંજયના હિતકારી છે અને જે ધનંજયની રક્ષા કરનાર છે, તેને મેળવી પુરૂષ સુખેથી વૃદ્ધિ પામે છે હે પાપરહિત શ્રીકૃષ્ણ ! તમારા ચરિતને જાણનાર પુરાણઋષિ માર્કંડેય મુનિએ પૂર્વે તમારૂ માહાત્મ્ય અને સત્યપણુ મને કહ્યુ છે અસિત દેવલ મહાતપસ્વી નારદ અને તમારા પિતામહ વ્યાસ તમને ઉત્તમ વિધિરૂપ કહે છે તમે તેજ છો, તમે પરબ્રહ્મરૂપ છો, તમે સત્ય અને મોટુ તપ છો, તમે શ્રેય, તમે ઉત્તમ યશ તથા જગતનુ કારણ છો, તમે આ સર્વ સ્થાવર અને જંગમ એવુ જગત સર્જેલુ છે, તે ફરીને પ્રાપ્ત થયેલા પ્રલયકાળમા તમારા પ્રત્યેજ પ્રવેશ કરે છે હે જગત્પતે ! વદને જાણનાર મનુષ્યો તમને આદિ અંત રહિત દેવ, વિશ્વના ઈશ, ધાતા, અજ, અવ્યક્ત, ભૂતાત્મા, મહાત્મા, અનંત અને વિશ્વતોમુખ કરીને કહે છે દેવતાઓ પણ ગુહ્ય, આદિ, દેવ, જગતના પતિ, નારાયણ, ઉત્તમદેવ, પરમાત્મા, ઇશ્વર, જ્ઞાનના કારણરૂપ, હરિ, વિષ્ણુ, મોક્ષ ઇચ્છનારાઓને પરમ આશ્રયરૂપ, પર, પુરાણપુરૂષ, અને પુરાતન એવા જે બ્રહ્મ આદિ દેવ તેના મધ્યમા શ્રેષ્ઠ એવા જે તમે તેને જાણતા નથી.

આ પ્રમાણે થયેલા, થતા અને થનાર એવા તમારા ગુણોની અને કર્મની આ લોકમા તથા સ્વર્ગ લોકમા પણ સંખ્યા નથી. સર્વ ગુણયુક્ત અમારા સ્નેહી એવા જે તમે તેનો આશ્રય અમોએ કર્યો છે, માટે ઇન્દ્રને દેવતાઓ જેમ રક્ષા કરવા યોગ્ય છે, તેમ તમારે અમે ચોતરફથી રક્ષા કરવા યોગ્ય છીએ આ પ્રમાણે ધર્મરાજ યુધિષ્ઠિરના વચન સાંભળી મહા યશવાળા હરિ જનાર્દન શ્રીકૃષ્ણ યોગ્ય વચન બોલ્યા કે, હે પુરૂષશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! તમે ઉગ્ર તપવડે, પરમ ધર્મવડે, સજ્જનતાથી અને સરલતાથી પાપી જયદ્રથને હણ્યો તમારા ધ્યાનયુક્ત જીષ્ણુ અર્જુને હજારો યોદ્ધાઓને હણીને જયદ્રથને માર્યો કુશલતામા, બાહુબળમા, અસંભ્રમવિષે, શીઘ્રતા વિષે અને સફલ બુદ્ધિપણાવિષે કોઇ ઠેકાણે પણ અર્જુન સમાન બીજો વીર નથી હે ભરતશ્રેષ્ઠ યુધિષ્ઠિર ! આ તમારા ભાઇ અર્જુને આજે રણભૂમિમા સૈન્યનો નાશ કરી સિંધુ દેશના રાજાનુ મસ્તક હરી લીધુ હે વિશાંપતે ! શ્રીકૃષ્ણના કહ્યા પછી પ્રભુ એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર જીતનાર સ્વભાવવાળા અર્જુનને મળી તેના મુખને લોહી આશ્વાસના કરવા લાગ્યા કે—હે અર્જુન ! તે ઇંદ્ર સહિત સર્વ દેવતાઓએ પણ સહન ન થાય એવુ અતિ મોટુ અસહ્ય પરાક્રમ કર્યું હે શત્રુને હણનાર અર્જુન ! ઠીક થયુ કે તુ પ્રતિજ્ઞાના ભારરહિત અને જેનો શત્રુ હણાએલો છે એવો થયો અને ઠીક થયુ કે તે જયદ્રથને હણી આ પ્રતિજ્ઞા સફળ કરી. એવી રીતે ગુડાકેશ અર્જુનને કહી મહા યશવાળા કુંતિપુત્ર ધર્મરાજ યુધિષ્ઠિરે પુણ્યગંધવાળા હાથે કરી અર્જુનને પૃષ્ઠ ભાગમા સ્પર્શ કર્યો એ પ્રમાણે તે વખતે મહાત્મા કેશવ ને પાંડવ એવા તે બે, શ્રીકૃષ્ણ તથા અર્જુન પૃથ્વીપતિ એવા યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યા કે હે શત્રુઓનો નાશ કરનાર ભારત યુધિષ્ઠિર ! તમારા કોપરૂપ અગ્નિવડે પાપી જયદ્રથ રાજા દગ્ધ થયો અને રણભૂમિમા અતિ મોટુ એવુ ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનુ સૈન્ય ઉલ્લંઘન કરાયુ મારાથી તમારા ક્રોધેકરી હણાયલા કૌરવો, હણાય છે, હણાયા છે અને હણાશે હે વીર યુધિષ્ઠિર ! ક્રોધ દૃષ્ટિવડે નાશ કરનાર તમોને કોપાવીને મિત્ર અને બંધુઓ સહિત દુષ્ટ બુદ્ધિવાળો દુર્યોધન સંગ્રામવિષે પ્રાણ ખોશે પ્રથમ તમારા ક્રોધવડે હણાએલા દેવતાઓએ અતિ દુ:ખેકરી જીતાય નહિ એવા કૌરવોના પિતામહ ભીષ્મ, બાણની શય્યાને પ્રાપ્ત થઇ હમણા શયન કરે છે. હે

પાડુપુત્ર યુધિષ્ઠિર ! જેઓના વિષે તમે કોપાયમાન થયા છો તેઓ નિશ્ચય મૃત્યુને વશ પામનાર છે અને સગ્રામ વિષે શત્રુઓને મારનાર એવા તેઓનો વિજય દુર્લભ છે હે માનદ યુધિષ્ઠિર ! જેઓના વિષે તમે ક્રોધવાન થાઓ છો તેમનુ રાજ્ય, પ્રાણ, લક્ષ્મી, પુત્ર અને જુદા જુદા પ્રકારના સુખો નાશ પામે છે હે પરતપ યુધિષ્ઠિર ! નિરતર રાજધર્મમા તત્પર એવા તમે ક્રોધ પામવાથી પુત્ર, પશુ અને બાધવો સહિત કોરવાને હુ નાશ થયેલા માનુ છુ એ રીતે અર્જુને કહ્યા પછી મહાબાહુ ભીમસેન અને મહારથિ સાત્યકિ ગુરૂ અને જ્યેષ્ઠ યુધિષ્ઠિરને અભિવદન કરી બાણના ઘાવડે ઘાયલ થયેલા મહા ધનુર્ધારિ પાચાલ દેશના રાજાવડે વિટાએલા તે બે પૃથ્વી પર બેઠા આગળ હાથ જોડી રહેલા શૂરા તેઓને જોઇને હર્ષ પામેલા કુતિપુત્ર યુધિષ્ઠિર, ભીમ અને સાત્યકિને વખાણવા લાગ્યા કે, હે શૂર પુરૂષો ! બહુ સારૂ થયુ કે તમને બેને દ્રોણરૂપી ગ્રાહવડે દુર્ધર્ષ અને હાર્દિક્યરૂપી મગરના સ્થાનરૂપ એવા સૈન્યરૂપી સાગરથી મુક્ત થએલા હુ જોઉ છુ બહુ ઠીક થયુ કે યુદ્ધમા તમે પૃથ્વીપરના સર્વ રાજાઓને જીત્યા હર્ષની વાત છે કે સગ્રામમા તમોને વિજયવાળા હુ જોઉ છુ હર્ષની વાત છે કે મહા બલવાન દ્રોણ અને હાર્દિક્યને સગ્રામ વિષે તમે જીત્યા હે પુરૂષોમા શ્રેષ્ઠ ! ઠીક થયુ કે રણભૂમિમા તમોએ બાણેકરી કર્ણને પરાભવ પમાડયો અને શલ્યને વિમુખ કર્યો. ઠીક થયુ કે સગ્રામમાથી ફરી આવેલા રથિ પુરૂષોમા શ્રેષ્ઠ અને યુદ્ધમા નિપુણ તમને બેને કુશળ જોઉ છુ. મારા વાક્યને પાળનાર શૂર, મારા મોટાપણાને પરમ આધીન એવા તમોને ઠીક થયુ કે હું સૈન્યરૂપી સમુદ્રોથી તરેલા જોઉ છુ યુદ્ધને વખાણનાર શૂર અને યુદ્ધમા પરાજય ન પામનાર એવા તમોને હુ મારા વાક્યની સમ રહેલા હર્ષથી અભિનદુ છુ હે રાજન્ ! એ રીતે કહી પાડુપુત્ર યુધિષ્ઠિર પુરૂષોમા શ્રેષ્ઠ એવા સાત્યકિ અને ભીમસેનને મળ્યા તથા હર્ષથી અશ્રુ પાડયા હે વિશાપતે ! તે પછી રણભૂમિમાનુ હર્ષ પામેલુ પાડવાનુ સર્વ સૈન્ય યુદ્ધ માટે મન કરવા લાગ્યુ

तत प्रमुदित सर्वं बलमासीद्विशांपते ।
पाण्डवाना रणे हृष्ट युद्धाय तु मनोदधे ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि युधिष्ठिरहर्षे गुर्जर-भाषायामेकोनपञ्चाशदधिकशततमोऽध्यायः ॥ १४९ ॥

## અધ્યાય ૧૫૦ મો. દુર્યોધનને થયેલો શોક.

सजय उवाच—सैन्धवे निहते राजन् पुत्रस्तव सुयोधन ।
अश्रुपूर्णमुखो दीनो निरुत्साहो द्विषज्जये ॥

સજય કહે છે— હે રાજન્ ! સિધુદેશનો રાજા જયદ્રથ હણાયા પછી તમારો પુત્ર દુર્યોધન જેનુ અશ્રુથી ભરેલુ હતુ મુખ એવો દીન અને શત્રુઓના જયથી નિરૂત્સાહ થયો, તથા દુષ્ટ મનવાળો, જેની દાઢ ભાગી ગએલી છે એવા સર્પની પેઠે નિશ્વાસ નાખતો, સર્વ લોકનો અપરાધનો કરનાર તમારો પુત્ર અતિ પીડા પામ્યો યુદ્ધમા જીષ્ણુ એવા અર્જુને, ભીમ-

સેને અને સાત્વત એવા સાત્યકિએ કરેલા પોતાના મોટા સૈન્યનો ભયંકર નાશ જોઇ, નિસ્તેજ, કૃશ, દીન અને અશ્રુવડે જેના નેત્ર ભિંજાએલા છે એવો દુર્યોધન, અર્જુનની સમાન પૃથ્વીવિષે યોદ્ધો નથી, અને ક્રોધ પામેલા અર્જુનના યુદ્ધમા ઉભા રહેનારો દ્રો, રાધાપુત્ર કર્ણ, અશ્વત્થામા અને કૃપાચાર્ય પણ સમર્થ નથી એ રીતે હે મારિષ ! તે માનવા લાગ્યો સંગ્રામવિષે કુંતિપુત્ર અર્જુને સર્વ મારા મહારથિઓને છતી સિંધુદેશના રાજાને માર્યો, પણ કોઇએ તેને નિવાર્યો નહિ કારવોનુ આ મોટુ સૈન્ય ગત ધ્વારે હણાએલુજ છે સાક્ષાત્ ઇન્દ્ર પણ આની રક્ષા કરનાર નથી, વળી જેના આશ્રયે કરી મે સંગ્રામમા શસ્ત્રનો ઉદ્યમ કર્યો તે કર્ણ પણ યુદ્ધમા છતાયો અને જયદ્રથ મરાયો જેના બળનો આશ્રય કરી શાંતિને માગતા એવા અચ્યુત શ્રીકૃષ્ણ તેમને હુ તૃણતુલ્ય માનુ છુ એમ કહેનાર કર્ણ યુદ્ધમા છતાયો હે ભરતશ્રેષ્ઠ રાજન્ ! એ રીતે જેનુ મન ગ્લાનિ પામેલુ છે એવા સર્વ લોકનો અપરાધી તમારો પુત્ર દુર્યોધન દ્રોણાચાર્યની પાસે ગયો અને પછી તે સર્વ કારવો પ્રત્યે મોટા નાશને, વિજય પામતા એવા શત્રુઓને તથા તલ્લીન થએલા એવા તમારા લોકને આમ કહેવા લાગ્યો

દુર્યોધન કહે છે—હે આચાર્ય ! મૂર્ધાભિષિક્ત રાજાઓના મોટા નાશને જુઓ, મારા પિતામહ શૂર એવા ભીષ્મને આગળ કરી તેમને મારી પૂર્ણ મનવાળો આ વંચક શિખંડિ સર્વ પાંચાલ દેશના યોદ્ધાઓ સહિત સેનાના અગ્રભાગ પ્રત્યે વર્તે છે દુર્ધર્ષ એવો તમારો બીજો શિષ્ય જયદ્રથ રાજા તેને પણ સાત અક્ષૌહિણી સેનાને હણીને વીર સવ્યસાચિ એવા અર્જુને હણ્યો અમારા જયને ઇચ્છનાર ઉપકારી યમરાજાના સ્થાન પ્રત્યે ગએલા મિત્રોના અનૃણપણાને હવે કેમ પામી શકે ? જે રાજાઓ મારે માટે પૃથ્વી ઇચ્છે છે, તેઓ પૃથ્વીના ઐશ્વર્યને તજી પૃથ્વી પર શયન કરે છે, તે હુ નિર્દિત પુરૂષ, મિત્રોના આવા નાશને હજાર અશ્વમેધેકરીને પણ મારા આત્માને પવિત્ર કરવા ઉત્સાહ ધરતો નથી લોભી પાપી તથા ધર્મને નાશ કરનાર એવો જે હુ, તેના દુખે કરી જીતવાની ઇચ્છા કરનાર પુરૂષો યમરાજાના સ્થાન પ્રત્યે ગયા. જેનુ વ્રત નાશ પામેલુ છે એવો મિત્રનો દ્રોહ કરનાર જે હુ તેને પૃથ્વી કેમ માર્ગ દેવા સમર્થ નથી થતી ? હુ, રૂધિરવડે જેનુ અંગ છંટાએલુ છે એવા યુદ્ધમા હણાએલા રાજાઓના મધ્યભાગમા શયન કરી રહેલા ભીષ્મપિતામહની રક્ષા કરવા પણ સમર્થ થયો નહિ મિત્રનો દ્રોહ કરનાર અનાર્ય પુરૂષ એવો હુ, તેને દુર્ધર્ષ એવા પરલોકને જીતનાર ભીષ્મપિતામહ મળી શુ કહેશે? પ્રાણને કોરે મૂકી મારે માટે ઉદ્યમવાળા મહારથિ ભૂરિશ્રવાને સાત્યકિએ હણેલો જુઓ તેમજ કામ્બોજદેશના રાજાને, અલબુષને તથા બીજા મિત્રોને હણાએલા જોતા હવે મારે જીવવામા શો અર્થ છે ? મારે માટે ટક્કર કરનારા, પાછુ મુખ ન કરનારા, મારા શત્રુઓને જીતવા અતિ શક્તિવડે યત્ન કરનાર જે સગાઓ હણાએલા છે, હે પરંતપ દ્રોણ ! તેઓના ઋણને આજે તરી જઇ યમુના નદી પ્રત્યે તેઓને જળ કરી હું તૃપ્ત કરીશ હે સર્વ શસ્ત્રધારિ પુરૂષોમા ઉત્તમ ! તમારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂ છુ અને ઇષ્ટાપૂર્તે કરી, બળેકરી અને પુત્રોએ કરી સમ ખાઇ કહુ છુ કે રણભૂમિમા પાડવો સહિત તે સર્વ પાંચાલ દેશના રાજાઓને મારી શાંતિ પામીશ અથવા મુકુટવાન એવા અર્જુને સંગ્રામમા મારે માટે યુદ્ધકરતા જે પુરૂષોને હણેલા છે, તે શ્રેષ્ઠ પુરૂષો જ્યા છે ત્યા હું જઇશ અને તેમની સમાન લોકપણાને પામીશ હે મહાબાહો દ્રોણ ! આ સમયે ટકો ન આપનારા મારા સહાય પુરૂષો મને ઇચ્છતા નથી, જેવી રીતે પાડુપુત્રોને કલ્યાણરૂપ માને છે તેવી રીતે અમને માનતા નથી યુદ્ધમા સત્યપ્રતિજ્ઞાવાળા પાડુપુત્રવડે પોતાનુ મૃત્યુ કહેલુ છે તોપણ તમે અર્જુન તમારો શિષ્ય હોવાથી

ઉપેક્ષા કરો છો એથીજ જેઓ અમારા જયને ઇચ્છા કરનારા હતા તે સર્વ પુરૂષો હણાયા. હમણા તો એક કર્ણનેજ અમારા જયને ઇચ્છનાર હુ જોઉં છુ મૂઢબુદ્ધિવાળો પુરૂષ મિત્રને જાણ્યા વગર યથાર્થપણાએકરી અજાણ્યા મિત્રને મિત્રના જે કાર્યમા જોડે છે તે કાર્ય તેનુ નાશ પામે છે, તે સરખુ ઉત્તમ મિત્રોએ, મોહથી ધનને ઇચ્છનો લોભી પાપી અને મદ એવો જે હું, તેનું આ કાર્ય કરાયુ શૌર્યવાન એવો જયદ્રથ અને સોમદત્તનો પુત્ર ભૂરિશ્રવા હણાયો તેમજ મારે માટે લડતા એવા અભીષાહ, શૂરસેન, શિબિ અને વસાતિરાજાઓ મુકુટવાન અર્જુને હણ્યા માટે જના તે શ્રેષ્ઠ પુરુષો કે ત્યા હુ આજ જઇશ તે શ્રેષ્ઠ પુરૂષો વગર હવે મને જીવિત પ્રિય લાગતુ નથી, તેથી પાડુપુત્રોના આચાર્ય એવા તમે અમને આજ્ઞા આપો

न हि मे जीवितेनार्थस्तानृते पुरुषर्षभान् ।
आचार्य पाण्डुपुत्राणामनुजानातु नो भवान् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि दुर्योधनानुतापे गुर्जरभाषायां पञ्चाशदधिकशततमोऽध्यायः ॥ १५० ॥

## અધ્યાય ૧૫૧ મો. દ્રોણ વાક્ય

धृतराष्ट्र उवाच—सिंधुराजे हते तात समरे सव्यसाचिना ॥
तथैव भूरिश्रवसि कि किमासीद्द्रोमनस्तदा ॥ १ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે તાત સજય! યુદ્ધમા અર્જુને સિધુદેશના રાજા જયદ્રથને માર્યા પછી અને તેમજ ભૂરિશ્રવાને માર્યા પછી તે સમયે તમારૂ મન કેવુ થયુ હતુ? તે અને કુરૂની સભામા દુર્યોધને તે પ્રકારે કહેલા દ્રોણાચાર્યે પછી તેને શુ કહ્યુ, તે મને કહે. સજય કહે છે—હે ભારત! સિધુ દેશના રાજા જયદ્રથને, અને ભૂરિશ્રવાને હણાએલા જોઇ તમારા સૈન્યોનો મોટો વ્યથાવાળો શબ્દ થયો તેઓ તમારા પુત્રના સર્વ વિચારને નિદવા લાગ્યા, કે જે વિચારેકરી, હજારો શ્રેષ્ઠ ક્ષત્રિયો હણાયા દ્રોણ તો તમારા પુત્રના વચનને સાભળી દુખિત છે મન જેનુ એવા મુહૂર્તવાર જેમ વિચાર કરે તેમ વિચાર કરી અતિ પીડા પામીને આમ બોલ્યા દ્રોણ કહે છે—હે દુર્યોધન! અર્જુનને સગ્રામ વિષે જીતવો છે અશક્ય છે એમ નિરતર કહેતો એવો જે હુ તેને વાગ્બાણેકરી આવી રીતે કેમ પ્રહાર કરે છે? મુકુટવાન એવા અર્જુને બળ રક્ષણ કરેલા શિખડિએ જે ભીષ્મને કૌરવોના યુદ્ધમા માર્યા, એટલા વડેજ અર્જુનનુ બળ જાણવુ પૂર્ણ છે દેવ અને દાનવોએ યુદ્ધમા ન હણાય એવા ભીષ્મને હણાએલા જોયા ત્યારેજ મે જાણ્યુ કે, આ સેના નથી. ત્રણ લોકવિષે પુરૂષોના મધ્યમા જેને સર્વ શૂરરૂપ માનતા તે શૂર વીર એવા ભીષ્મ હણાયા પછી શુ વિશેષ રહ્યુ છે કે જેને સેવિએ? હે તાત દુર્યોધન! કુરૂઓની સભામા શકુનિ જે પાસા નખાવતો હતો, તે પાસા ન હતા પણ તમારા શત્રુઓને તપાવનારા તીક્ષ્ણ બાણ હતા, તેજ આ કુતિપુત્રે નાખેલા બાણ હે તાત દુર્યોધન! અમને પ્રહાર કરે છે, વિદૂરે કહેલા તમે તે અક્ષરૂપ બાણને જાણતા ન હતા જય પામતા એવા પણ જે તમે તેના હિતમાટે જે કલ્યાણકારી વાણીને કહેતા ધીર એવા મહાત્મા વિદૂર તેની તમે તે વાણી

સાભળતા ન હતા, તેથી હે દુર્યોધન ! વિદુરના વાક્યના અપમાનથી તમારે સારૂ આ ભયકર મોટુ ક્રૂર કર્મ થાય છે, જે મૂઢ માણુસ ખરા સ્નેહિના તેમજ લોકના હિતકારી વચનનુ અપમાન કરી પોતાનો મત કરે છે, તે થોડા વખતમા શોક કરવા યોગ્ય થાય છે તમે પણ અમારા જોતા ઉત્તમ કુળમા થયેલા સર્વ ધર્મને અનુસરનાર સભામા લઇ આવવાને યોગ્ય નહિ એવા દ્રૌપદીને સભામા લઇ આવી જે અધર્મ કર્યા હતા, તે અધર્મનુ આ મોટુ ફળ હે દુર્યોધન ! પ્રાપ્ત થાય છે જે દ્યૂતમા પાડુના પુત્રોને અયોગ્યપણાથી જીતી તમે તે સમયે અરણ્યમા રૂરુમૃગના ચર્મરૂપી જેના વસ્ત્ર છે એવા કરીને કાઢતા હતા, તેનુજ આ ફળ પ્રાપ્ત થયુ, જો આ ન થયુ હોત તો પરલોકમા તમે અધિક ક્લેશ પામત નિરતર પુત્રોની પેઠે ધર્મને આચરતા એવા પાડવો તેઓનો લોકમા મારાથી અન્ય બ્રાહ્મણ એવો કયો માણુસ દ્રોહ કરે ? પાડવોનો આ કોપ શકુનિ સાથે તમે કુરુની સભામા ધૃતરાષ્ટ્રના સમતથી વહોર્યો છે દુ શાસનેકરી સયોગ પામેલો કર્ણવડે વૃદ્ધિ પામેલો એવા તે મારા વિદુરના વાક્યનો અનાદર કરી તમે વારવાર તાજા કરાવ્યો સિધુદેશના રાજા જયદ્રથનો આશ્રય કરી યત્ન કરતા એવા સર્વ યોદ્ધા અર્જુનને વિટી વળ્યા હતા તે કેમ પરાભવ પામ્યા તથા તમાર મધ્યમા જયદ્રથ કેમ હણાયો ? હે કુરુકુળમા થએલા દુર્યોધન ! તમે કર્ણ, કૃપાચાર્ય, શલ્ય અને અશ્વત્થામા જીવતા છતા સિધુદેશનો રાજા જયદ્રથ કેમ નાશ પામ્યો ? સિધુદેશન રાજા જયદ્રથનુ રક્ષણ કરવા માટે યુદ્ધ કરતા એવા સર્વ રાજાઓ તીવ્ર તેજને સેવે છે તેમ છત તમારા મધ્યમા જયદ્રથ કેમ હણાયો ? હે દુર્યોધન ! જયદ્રથ રાજા મારે વિષે અ તમારે વિષે અર્જુનથી રક્ષણ ઇચ્છતો હતો અને અર્જુનથી રક્ષણ પામ્યો નહિ, તેથી હુ કોઇ પણ આત્માના જીવિત સ્થાનને સ્થિરદેખતો નથી. શિખડિને સહિત પચાલ દેશન રાજાઓને હણ્યા વગર ધૃષ્ટદ્યુમ્નના પાપવિષે બુડતો હોય નહિ તેમ મારા આત્માને જોઉ છુ તે માટે હે ભારત દુર્યોધન ! તાપ પામતો એવો જે હુ તેને સિધુદેશના રાજા જયદ્રથન રક્ષણ કરવા માટે તમે અશક્ત થઇને કેમ પ્રહાર કરો છો ક્લેશ રહિત જેનુ કર્મ છે એવ સત્ય પ્રતિજ્ઞાવાળા પાડુપુત્રના સુવર્ણના ધ્વજને ન જોતો એવો યુદ્ધમા કેમ ભીષ્મના જય ઇચ્છે છે ? જ્યા મહારથોના મધ્યમા સિધુદેશનો રાજા જયદ્રથ અને ભૂરિશ્રવા હણાયા ત્ય શુ શેષ રહ્યુ માનો છો ? હે પૃથ્વીપતિ દુર્યોધન ! જો દુર્ધર્ષ એવા કૃપાચાર્ય જીવે છે, અ સિધુદેશના રાજા જયદ્રથના માર્ગને પામ્યા નથી, તો તમનેજ હુ વખાણુ છુ હે કૌરવ દુર્યોધન ! તમારા નાના ભાઇ દુ શાસનના જોતા જે ઠેકાણે દુ ખે કરી કરાય નહિ એવા કર્મ કરતા એવા અને ઇન્દ્રસહિત એવા પણ દેવતાઓએ ન મારી શકાય તેવા ભીષ્મને હણાએલ જોયા ત્યારેજ હે નૃપ ! મે આ પ્રમાણે વિચાર કર્યો હતો કે, પૃથ્વી તમારી નથી હે ભાર દુર્યોધન ! આ પાડવ અને સૃજય રાજાઓના સૈન્ય મારા સાથમા ભેળા થઇ આજ આ છે. હે ભારત ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધન ! સર્વ પચાલ દેશના રાજાઓને હણ્યા સિવાય કવ છોડીશ નહિ અને સગ્રામવિષે તમારૂ હિત કરીશ હે રાજન્ દુર્યોધન ! સગ્રામ વિષે માર પુત્ર અશ્વત્થામાને કહેજો કે જીવિતને રક્ષણ કરતા એવા તમે તેણે સોમક રાજાઓને છોડવ નહિ અને જે પિતાએ આજ્ઞા કરેલી છે તે વચનને પાળી તથા શમ, દમ, સત્ય અ આર્જવવિષે સ્થિરતા, ધર્મ, અર્થ અને કામવિષે કુશલ, ધર્મ તથા અર્થને પણ પીડા કરતા એવા ધર્મ જેમા મુખ્ય છે એવા કાર્યો કર જો વારવાર નેત્ર અને મનવડે વિપ્રો

સતોષ પમાડ અને શક્તિથી માન, અને તેઓનુ અપ્રિય કર નહિ, કેમકે તેઓ અગ્નિની જ્વાલાની ઉપમા અપાય તેવા છે હે શત્રુનો નાશ કરનાર રાજન્ દુર્યોધન ! તમે વાગ્બાણેકરી પીડા કરેલો એવો આ હુ મોટા યુદ્ધ માટે સૈન્યોપ્રત્યે પ્રવેશ કરુ છુ હે દુર્યોધન ! જો તમે શક્તિમાન છો તો સૈન્યને પાળો રાત્રિ વિષે પણ ક્રોધ પામેલા એવા કુરૂ એને સૃજય રાજાઓ યુદ્ધ કરશે એવી રીતે કહી દ્રોણાચાર્ય, નક્ષત્રોના તેજને હરણ કરનાર સૂર્યની પેઠે ક્ષત્રિયોના તેજને હરણ કરતા પાડવ અને સૃજય રાજાઓ તરફ ગયા

एवमुक्त्वा तत प्रायाद् द्रोण पाडव सृजयान् ।
मुष्णन् क्षत्रिय तेजांसि नक्षत्राणामिवांशुमान् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि जयद्रथवधपर्वणि द्रोणवाक्ये गुर्जर-भाषायामेकपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५१ ॥

## અધ્યાય ૧૫૨ મો. દુર્યોધન કર્ણ મંત્રણા.

सजय उवाच—ततो दुर्योधनो राजा द्रोणेनैव प्रचोदित ॥
अमर्ष वशमापन्नो युधायैव मनोदधे ॥

સજય કહે છે—ત્યાર પછી દ્રોણાચાર્યે એ પ્રમાણે કહેલો એવો દુર્યોધન ક્રોધને વશ યુદ્ધ માટે મન કરવા લાગ્યો અને તે સમયે તમારો પુત્ર દુર્યોધન વળી કર્ણને કહેવા લાગ્યો કે જુઓ, કૃષ્ણ જેના સહાય છે એવા મુકુટવાન પાડુપુત્ર અર્જુને દેવતાઓથી પણ અતિ દુ ખેકરી ભેદાય એવો જે આચાર્યે કરેલો વ્યૂહ, તેને ભેદીને મહાત્મા દ્રોણાચાર્યના ત થા તમારા પ્રયત્ન છતા મુખ્ય યોદ્ધાઓના જોતા સિંધુદેશના રાજા જયદ્રથને માર્યો હે રા-ધાપુત્ર કર્ણ ! સિંહે જેમ ક્ષુદ્ર મગ મારેના હોય તેમ એક કુતિપુત્ર અર્જુને યુદ્ધમા પૃથ્વીવિષે ઉત્તમ એવા રાજાઓ માર્યા છે તે જુઓ મે અને મહાત્મા દ્રોણે પ્રયત્ન કર્યા છતા ઇંદ્ર-પુત્ર અર્જુને મારૂ સૈન્ય થોડુ અવશેષ રહેલુ કર્યુ દ્રોણાચાર્યનો યત્ન છતા યુદ્ધનો યત્ન કરતો એવો પણ અર્જુન અતિ દુ ખેકરી ભેદાય એવા વ્યૂહને કેમ ભેદે, તેમ વળી સિંધુદેશના રાજા જયદ્રથને મારી પ્રતિજ્ઞાના પારને પણ પામ્યો હે રાધાપુત્ર કર્ણ ! યુદ્ધમા કુતિપુત્ર અર્જુને ઇંદ્ર સરખા પરાક્રમવાળા ઘણા રાજાઓને પૃથ્વી વિષે પાડેલા અને હણેલા જુઓ હે શૂર કર્ણ ! યુદ્ધવિષે યત્ન કરતા પરાક્રમી એવા દ્રોણાચાર્યના ન ઇચ્છતા પાડુપુત્ર અર્જુન અતિ દુ ખેકરી ભેદાય એવા વ્યૂહને કેમ ભેદે ? હે શત્રુને હણનાર કર્ણ ! મહાત્મા દ્રોણાચાર્યને અર્જુન નિર-તર પ્રિય છે, તેથી યુદ્ધ વગરજ એને અવસર આપ્યો, હે પરતપ ! મારામા નિર્ગુણપણાને જોતા એવા દ્રોણાચાર્યે સિંધુદેશના રાજા જયદ્રથને અભય આપી તેને મારવાને મુકુટવાન એ વા અર્જુનને સમય આપ્યો જો પ્રથમ ઘર પ્રત્યે જવાને સિંધુદેશનારાજા જયદ્રથને આજ્ઞા આપી હોત તો મનુષ્યોનો ક્ષય ન થાત હે સખા એવા કર્ણ ! દ્રોણથી અભય પામીને અનાર્ય એવો જે હુ, તેણે જીવિતને ઇચ્છતા ઘર પ્રત્યે જતા એવા જયદ્રથને અહિ રોકયો દુરાત્મા એવાઆપણા સર્વના જોતા રણભૂમિમા ભીમસેનને પામી આજે મારા ચિત્રસેન આદિ ભાઇઓનાશ પામ્યા

કર્ણ કહે છે–આચાર્યને નિંદો મા, કેમકે એ બ્રાહ્મણ પોતાના જીવિતને ત્યાગકરી બળ પ્રમાણે અને ઉત્સાહ પ્રમાણે પોતાની શક્તિવડે યુદ્ધ કરે છે, અને શ્વેત વાહનવાન એવો અર્જુન આચાર્યને ઉલ્લંઘન કરી વ્યૂહ પ્રત્યે પેઠો એમા કોઇ રીતે પણ આચાર્યનો સૂક્ષ્મ એવો પણ દોષ લેવાય તેમ નથી યુદ્ધમાં કુશલ, દક્ષ, યુવા, શૂર, કૃતાસ્ત્ર, શીઘ્ર પરાક્રમવાળો ન ભેદાય એવા કવચેકરીયુક્ત બળવાન બાહુબળેકરી ગર્વવાળો એવો અર્જુન દિવ્યઅસ્ત્રોવડેયુક્ત વાનરના ચિન્હવાળા કૃષ્ણે જેના અશ્વગ્રહણ કરેલા છે એવા રથપ્રત્યે બેસી તીક્ષ્ણ બાણોને વર્ષાવતો દ્રોણાચાર્ય સામે ગયો તે તેને યોગ્યજ છે હે રાજન્ દુર્યોધન ! આચાર્ય વૃદ્ધ છે તથા શીઘ્ર ગતિવિષે અસમર્થ છે, અને હે નરાધિપ ! બાહુની કસરત કરવાવિષે અશક્ત છે, તેણેકરી એ પ્રમાણે શ્વેત જેના ઘોડા છે અને કૃષ્ણ જેના સારથિ છે એવો અર્જુન તેમને ઉલ્લંઘન કરી ગયો આ કારણેકરી દ્રોણાચાર્યનો હુ દોષ જોતો નથી યુદ્ધમા અસ્ત્રોને જાણનાર એવા દ્રોણાચાર્યથી ન જીતી શકાય એવા પાડવોને માનુ છુ તેથીજ એમને ઉલ્લંઘન કરી શ્વેતવાહન એવો અર્જુન વ્યૂહપ્રત્યે પેઠો દૈવે આજ્ઞા કરેલો ભાવ કોઈ ઠેકાણે પણ ફરતો નથી એમ માનુ છુ કેમકે હે દુર્યોધન ! પરમ શક્તિવડે અમે યુદ્ધ કરતા હતા, તે છતા અને રણાંગણમા તમારા સહિત પરમ યત્ન કરવા છતા પણ યુદ્ધમા સિંધુદેશનો રાજા હણાયો, એમા દૈવજ પરમ કારણ માનવા યોગ્ય છે, નિરંતર પરાક્રમેકરી કપટથી ચેષ્ટા કરનારા આપણા સર્વના પરાક્રમને નાશ કરી દૈવજ આપણને પરિભવ અપાવે છે ભાગ્યરહિત પુરૂષ કોઈ ઠેકાણે પણ જે કર્મ કરે છે તે વારવાર કરેલા કર્મને પણ દૈવ નાશ કરે છે ઉદ્યમવાળા મનુષ્યે જે કરવા યોગ્ય છે તે શંકા રહિત થઈ નિરંતર કરવુ પણ સિદ્ધિ ભાગ્યવિષે રહી છે હે ભારત દુર્યોધન ! કપટેકરી અને વિષયોગવડે કુંતિપુત્રોને છેતર્યા તેમ લાક્ષાગૃહ વિષે બાળ્યા, અને જુગટામાં પરાજય પમાડ્યા તથા રાજનીતિનો આશ્રય કરી વનપ્રતિ મોકલ્યા એ રીતે યત્ને કરી જે જે કર્યુ તે તે દૈવે નાશ કર્યું તોપણ દૈવને હઠાવી ઉત્સાહથી યત્ન કરી યુદ્ધ કરો કે જેથી યત્ન કરતા એવા જે તમે તેના અને તેઓના માર્ગેકરી દૈવ ચાલશે હે કુરૂદ્વહ શૂર એવા દુર્યોધન ! તેઓનુ બુદ્ધિપૂર્વક કોઈ ઠેકાણે પણ સુકૃત દેખાતુ નથી તેમ તમારૂ બુદ્ધિસહિત દુષ્કૃત નથી સર્વના સુકૃત તથા દુષ્કૃતનુ દૈવ પ્રમાણ છે અને દૈવ પણ પોતાનુ કર્મ છે તે પુરૂષો સૂતા હોય તોપણ જાગે છે તમારા ઘણા સૈન્યો અને ઘણા યોદ્ધાઓ હતા, તે પ્રમાણે પાંડુપુત્રોના ન હતા, તોપણ આ રીતે યુદ્ધ થયુ અને તે થોડાઓએ બહુ અને પ્રહાર કરતા એવા જે તમે તેઓનો નાશ કર્યો, તે કર્મ દૈવનુ માનુ છુ કે જેણે શરીરનુ બળ નાશ પામ્યુ સંજય કહે છે–હે જનાધિપ ધૃતરાષ્ટ્ર ! એ રીતે તે બહુ બોલતા હતા એટલામા સંગ્રામવિષે પાડવોના સૈન્યો દેખાયા હે રાજન્ ! ત્યાર પછી તમારા દુષ્ટ વિચારને લીધે મળેલા છે રથ અને હસ્તિઓ જેમા એવુ યુદ્ધ તમારા યોદ્ધાઓનુ પાડવો સાથે થવા લાગ્યુ

तत प्रववृते युद्धं व्यतिषक्त रथद्विप ।
तावकानां परै सार्धं राजन् दुर्मंत्रिते तव ॥

इति श्री महाभारते द्रोणपर्वाणि जयद्रथवधपर्वाणि पुनर्युद्धारंभे गुर्जरभाषायां द्विपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५२ ॥

# અધ્યાય ૧૫૩ મો. દુર્યોધને ક્રોધે કરેલું યુદ્ધ.

## ઘટોત્કચવધપર્વ.

संजय उवाच—तदुदीर्णं गजानीकं बलं तव जनाधिप ।
पाण्डुसेनामतिक्रम्य योधयामास सर्वतः ॥

સંજય કહે છે—હે જનાધિપ ધૃતરાષ્ટ્ર ! તે વૃદ્ધિ પામેલુ હાથિઓના સમૂહવાળુ તમારૂ સૈન્ય પાંડુસેનાને ઉલ્લંઘન કરી સર્વ તરફથી યુદ્ધ કરવા લાગ્યુ પરસ્પર યુદ્ધ કરતા એવા પંચાલદેશના રાજાઓ અને કૌરવો બીજા લોકસબંધી મોટા યમરાષ્ટ્ર પ્રત્યે જવા દિક્ષાવાળા થયા શૂરાઓ શૂરાઓની સાથે સમાગમ પામી બાણ, તોમર અને શક્તિઓવડે વિંધતા હતા મોટા યુદ્ધમા એક બીજાને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલતા હતા પરસ્પર મારતા એવા રથિપુરૂષોનુ રથિપુરૂષો સાથે રૂધિરના વેહેવાથી ભયંકર એવુ મોટુ યુદ્ધ થતુ હતુ હે મહારાજ ! મદોન્મત્ત અતિ ક્રોધ પામેલા હાથી સમાગમ પામી દાંતવડે એક બીજાને ચીરતા હતા આકુલ-યુદ્ધમા મોટા યશને ઇચ્છતા એવા ઘોડેસ્વારો પ્રાસ, શક્તિ અને ફરશિઓવડે ઘોડેસ્વારોને ભેદતા હતા હે મહાબાહો ! નિરંતર પરાક્રમવિષે યત્નવાળા અને શસ્ત્ર જેઓના હાથમા છે એવા હજારો પાયદળ પરસ્પર નાશ પામતા હતા હે મારિષ ! ગોત્ર, નામ અને કુળના સાંભળવાથી અમે કૌરવોસહિત પંચાલ રાજાઓને જાણતા હતા નિર્ભય પુરૂષોની પેઠે ફરતા એવા તે યોદ્ધાઓ યુદ્ધમા બાણ, શક્તિ અને પરશ્વધોએકરી એક બીજાને પરલોકપ્રત્યે મોકલતા હતા હે રાજન્ ! સૂર્યનો અસ્ત થવાથી જેમ દશ દિશાઓ શોભતી નથી, અને પ્રકાશ પણ જણાતો નથી, તેમ તે યોદ્ધાઓના મૂકેલા બાણ દશે દિશાઓ પ્રત્યે ફેલાતા હતા દિશાઓ તેથી શોભતી ન હતી તથા પ્રકાશ પણ જણાતો ન હતો હે ભારત મહારાજ ! તે રીતે પાંડવો યુદ્ધ કરતા હતા ત્યારે દુર્યોધન તેના સૈન્ય પ્રત્યે પેઠો

સિંધુદેશના રાજા જયદ્રથના વધેકરી અતિ દુ:ખ યુક્ત થએલા દુર્યોધને મરવુ એવો વિચાર કરી શત્રુઓના સૈન્યપ્રત્યે પ્રવેશ કર્યો રથના ઘોષેકરી પૃથ્વીને શબ્દાયમાન કરતો અને કંપાવતો હોય નહિ તેમ તમારો પુત્ર દુર્યોધન પાંડવોની સેના સાથે દ્વેષથી લડવા લાગ્યો હે ભારત ! તેના અને તેઓના સર્વ સૈન્યોના અભાવને કરનારો મોટો ગાઢ નાશ થયો મધ્યાન્હ સમયે કિરણોવડે તપતા સૂર્યને જેમ ન જોઇ શકાય તેમ બાણરૂપી કિરણોવડે સેનાના મધ્યભાગમા તપતા એવા તમારા પુત્ર ભાઇ દુર્યોધનને યુદ્ધમા જોવા માટે પાંડવો સમર્થ થતા ન હતા પલાયન કરવામા ઉત્સાહવાળા, શત્રુના જયવિષે નિરૂત્સાહ અને મહાત્મા ધનુર્ધારિ એવા તમારા પુત્ર દુર્યોધને, સાફ જેના અગ્રભાગ છે એવા સુવર્ણના પુખવાળા બાણોએકરી વધ કરેલા એવા પંચાલદેશના યોદ્ધાઓ ચારેતરફ દોડતા હતા અને પીડા પામતા એવા પાંડવોના સૈનિકો જલદી નાશ પામતા હતા હે વિશાપતે ! તમારો પુત્ર રાજા દુર્યોધન જેવુ રણભૂમિમા કર્મ કરતો હતો, તેવુ તમારા બીજા કોઇ યોદ્ધાઓએ કર્મ કર્યું નથી જેમ હસ્તિએ પ્રફુલ્લિત કમળવાળી કમળની વેલ છુંદાય તેમ રણભૂમિમા તમારા પુત્ર દુર્યોધને પાંડવોની સેનાને હેરાન કરી વાયુ અને સૂર્યવડે જેની શોભા નાશ પામી છે એવી તથા જળ જેનુ સુકાયુ છે એવી કમળની વેલ જેમ નષ્ટ થાય તેમ તમારા પુત્રના

તેજેકરી પાંડવોની સેના નષ્ટ થઈ હે ભારત ! તમારા પુત્ર દુર્યોધનથી હણાતી એવી પાંડવોની સેનાને જોઇને જેઓમાં ભીમસેન અગ્રેસર છે એવા પંચાલદેશના યોદ્ધાઓ તેની સામે દોડયા. દુર્યોધને દશ બાણોએ, માદ્રીના પુત્ર નકુલ અને સહદેવને ત્રણ ત્રણ બાણોએ વિરાટ અને દ્રુપદ રાજાને છ બાણોએ શિખંડિને, સો બાણોએ ધૃષ્ટદ્યુમ્નને, સિત્તેર બાણોએ ધર્મપુત્ર યુધિષ્ઠિરને, સાત બાણોએ કેકય તથા ચેદિદેશના યોદ્ધાઓને તીક્ષ્ણ એવા ઘણાં બાણોએ કરીને સાત્વત એવા સાત્યકિને પાંચ બાણોએ વિંધી, તથા દ્રુપદ પુત્રોને અને ઘટોત્કચને ત્રણ ત્રણ બાણવડે વિંધી સિંહની પેઠે નાદ કર્યો ભયંકર રણભૂમિ વિષે હસ્તિઓ સહિત બીજા હજારો યોદ્ધાઓને ઉગ્ર બાણોએકરી, જેમ ક્રોધ પામેલો કાળ પ્રજાને મારી નાખે તેમ દુર્યોધને કાપી નાખ્યા હે નરાધિપ ! તમારા વીર પુત્ર દુર્યોધનના બાણવડે યુદ્ધમાં વધ થતી એવી પાંડવોની સેના ભાગવા લાગી તે સમયે હે રાજન્ ! મહા સંગ્રામમાં સૂર્યની પેઠે તપતા કુરુરાજ દુર્યોધનને જોવા માટે પાંડુપુત્રના સૈનિકો સમર્થ થતા ન હતા.

ત્યાર પછી કોપ પામેલા યુધિષ્ઠિર રાજા, કુરૂપતિ એવા તમારા વીર પુત્ર દુર્યોધનને મારવાની ઇચ્છાવડે સામે દોડયા, અને શત્રુનું દમન કરનાર કુરૂકુળમાં થયેલા પરાક્રમી તે બે દુર્યોધન અને યુધિષ્ઠિર સ્વાર્થ માટે યુદ્ધમાં સામસામા થઇ ગયા તે પછી ક્રોધ પામેલા દુર્યોધને નમેલ પર્વવાળા દશ બાણોએકરી, યુધિષ્ઠિરને વિંધ્યા અને તત્કાલ બીજા બાણેકરી ધ્વજ કાપી નાખ્યો. હે નૃપ ! મહાત્મા એવા પાંડુપુત્ર રાજા યુધિષ્ઠિરને પ્રિય એવો જે ઇન્દ્રસેન સારથિ તેને લલાટભાગ વિષે ત્રણ બાણવડે વિંધ્યો અને ફરીને મહારથિ દુર્યોધને બીજા બાણવડે એના ધનુષને કાપી નાખ્યું તથા ચાર બાણોએકરી ચાર ઘોડાઓને પણ વિંધ્યા. ત્યાર પછી ક્રોધ પામેલા યુધિષ્ઠિરે નિમેષ વખતમાં જેમ તેમ વેગવડે બીજા ધનુષને ગ્રહણ કરી કૌરવ એવા દુર્યોધનને નિવાર્યો, અને હે મારિષ ! જ્યેષ્ઠ પાંડુપુત્ર યુધિષ્ઠિરે ભલ્લ નામના બે બાણવડે શત્રુઓને હણનો એવો જે દુર્યોધન, તેના સુવર્ણ પૃષ્ઠવાળા મોટા ધનુષને ત્રણ પ્રકારે કરી કાપી નાખ્યું સારી રીતે નાખેલા તીક્ષ્ણ દશ બાણોએ કરી તેને વિંધ્યો. સર્વ બાણ દુર્યોધનના મર્મને ભેદી પૃથ્વી પ્રત્યે પેઠા તે પછી ચોતરફથી વિંટાએલા યોદ્ધાઓ યુધિષ્ઠિરને સર્વ તરફથી જેમ દેવતાઓ વૃત્રાસુરને હણવા સારૂ ઇન્દ્રને વિંટી વળ્યા હતા તેમ વિંટી વળ્યા. પછી હે મારિષ ! યુધિષ્ઠિર રાજા તમારા પુત્ર દુર્યોધનને હાય હણાયો છે એમ કહી તે તે પ્રત્યે સૂર્યકિરણ સરખી કાંતિવાળા નિવારણ ન કરાય એવા અત્યુગ્ર બાણને નાખવા લાગ્યા. કાન પર્યંત ખેંચી મૂકેલા તે બાણવડે વિંધાએલ, મોહિત થએલી છે બુદ્ધિ જેની એવો કૌરવ દુર્યોધન રથના સારથિના બેસવાને સ્થાને બેઠો હે રાજેંદ્ર ! ત્યાર પછી પંચાલ દેશના યોદ્ધાઓની હર્ષ પામેલી સેનાઓનો રાજા હણાયો, એવી રીતે ચોતરફ અતિ મોટો શબ્દ થયો, અને હે મારિષ ! તે સમયે ઉગ્ર એવો બાણશબ્દ સહિત મનુષ્યોનો શબ્દ સંભળાયો એ પછી તુર્ત ત્યાં યુદ્ધ વિષે દ્રોણાચાર્ય દેખાયા અને હર્ષ પામેલો એવો દુર્યોધન પણ દૃઢ ધનુષને લેઇ પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજાને 'ઉભો રહે, ઉભો રહે' એમ કહેતો સામે ગયો ઉતાવળા અને જયને ઇચ્છના એવા પંચાલ યોદ્ધાઓ તેની સામે ગયા અને કુરૂશ્રેષ્ઠ એવા દુર્યોધનને ઇચ્છનાર દ્રોણાચાર્ય ચંડ વાયુવડે ચાલતાં વાદળોને મટાડતા એવા સૂર્યની પેઠે તેઓ સામે ગયા હે રાજન્ ! ત્યાર પછી યુદ્ધ કરવાની ઇચ્છાવડે મળેલા એવા તમારા યોદ્ધા તથા સામેના યોદ્ધાઓનું મોટું યુદ્ધ થયું

तती राजन्महानासीत्सग्रामा भूरिवर्द्धन'।
तावकानां परेषां च समेताना युयुत्सया॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे दुर्योधन पराभवे गुर्जरभाषाया त्रिपंचाशदधिकशततमोऽध्यायः॥ १५३॥

## અધ્યાય ૧૫૪ મો. રાત્રે ચાલેલું યુદ્ધ.

धृतराष्ट्र उवाच—यत्तदा माविशत्पाण्डूनाचार्यः कुपितोबली।
उक्त्वा दुर्योधनमन्द मम शास्त्रातिग सुत॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—તે સમયે મારી આજ્ઞાને ઉલ્લઘન કરનાર મદ મારા પુત્ર દુર્યોધનને કહી કોપ પામેલા બળવાન દ્રોણાચાર્ય પાડવોના યોદ્ધાઓ પ્રત્યે ગયા તે યોદ્ધાઓ પ્રત્યે જઈ ફરતા રથમા બેઠેલા મહા ધનુર્ધારી એવા દ્રોણાચાર્યને પાડવો કેવી રીતે વારવા લાગ્યા? મહા સગ્રામમા કોણ દ્રોણાચાર્યના દક્ષિણ ચક્રને સાચવવા લાગ્યા અને બહુ શત્રુઓને હણતા એવા દ્રોણાચાર્યના ઉત્તર ચક્રની કોણ રક્ષા કરવા લાગ્યા? કયા શૂર યોદ્ધાઓ શૂર એવા ગુરુ દ્રોણાચાર્યના પૃષ્ઠભાગ વિષે રહ્યા તથા કયા શત્રુઓ રથિ એવા દ્રોણાચાર્યના અગ્ર ભાગમા વર્તવા લાગ્યા? હુ માનુ છુ કે તેઓનો ઋતુ વગર અને સમય વગર શી રીતે સ્પર્શ કર્યો હશે, હુ માનુ છુ કે શિશિર ઋતુમા ગાયો કપે તેમ કંપતા હશે મહા ધનુષ્માન પરાજય ન પામેલા જે દ્રોણાચાર્ય પચાલ દેશના યોદ્ધાઓ પ્રત્યે ગયા હતા, રથ માર્ગો વિષે નૃત્ય કરતા સર્વ શસ્ત્રધારિઓમા ઉત્તમ પચાલ યોદ્ધાઓના સર્વ સૈન્યોનુ દહન કરતા એવા રથિવર્ય ક્રોધ પામેલા દ્રોણાચાર્ય અગ્નિ જેમ મૃત્યુને પામે તેમ કેવી રીતે મૃત્યુ પામ્યા?

સજય–સાયકાલ વિષે સિંધુ દેશના રાજા જયદ્રથને મારીને કુંતિપુત્ર અર્જુન તથ મહા ધનુર્ધારિ સાત્યકિ રાજા યુધિષ્ઠિર સાથે મળીને દ્રોણ પ્રત્યે ગયા તેમજ જલદી યુધિષ્ઠિર ને પાડુપુત્ર ભીમસેન સજ્જ થઇ જૂદી જૂદી સેનાવડે દ્રોણ સામે દોડયા બુદ્ધિમાન નકુળ અને દુ ખેકરી જીતાય એવા સહદેવ, સૈન્ય સહિત એવો ધૃષ્ટદ્યુમ્ન, તથા કેકયરાજાઓ સહિત એવો વિરાટ, એ સર્વ પણ ત્યાજ ગયા મોટી સેના સહિત એવા શાલ્વ દેશના યોદ્ધાએ અને મત્સ્ય દેશના યોદ્ધાઓ પણ દ્રોણ પ્રત્યેજ ગયા હે રાજન્! પચાલ દેશના યોદ્ધાઓએ રક્ષા કરેલો ધૃષ્ટદ્યુમ્નનો પિતા દ્રુપદરાજા પણ દ્રોણ સામે ગયો મહા ધનુર્ધારિ દ્રુપદરાજાના પુત્રો ને રાક્ષસ ઘટોત્કચ તે સર્વ સૈન્યો સહિત મહા કાંતિમાન દ્રોણ પ્રત્યેજ ગયા તેમજ પ્રભદ્રક રાજાઓ અને પ્રહાર કરનારા છ હજાર પચાલ દેશના યોદ્ધાઓ શિખડિને આગળ કરી દ્રોણ સામે ગયા, તથા બીજા નરશ્રેષ્ઠ પાડવોના મહારથિઓ પણ ભેગા થઇ દ્વિજશ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય સામે ગયા હે ભરતશ્રેષ્ઠ! તે શૂરાઓ યુદ્ધ સારૂ ગયા ત્યારે ભીરૂ પુરૂષોના ભયને વધારનારી, યોદ્ધાઓને અશિવરૂપ એવી, રૌદ્ર, અતકને પમાડનારી, હાથી, ઘોડા અને મનુષ્યોના પ્રાણને હરનારી ભયકર રાત્રી શરૂ થઇ હતી

હે રાજન્! તે ઘોર રાત્રિ વિષે ચોતરફ શબ્દ કરતી શાહૂડીઓ જ્વાળાના કવલ સહિત ભયકર મુખોવડે ઘોર એવા ભયને નિવેદન કરતી હતી ઘણા ભયને સૂચવતા એવા ઘૂ

દેખાતા હતા તેમા પણ અતિ દારૂણ એવા વિશેષેકરી કોરવોની સેના વિષે દેખાતા હતા. હે રાજેંદ્ર! તે પછી સૈન્યો વિષે મોટો શબ્દ થયો મોટા ભેરીઓના શબ્દવડે, મૃદંગના શબ્દ વડે, હસ્તિઓના બૃંહિત શબ્દોવડે, ઘોડાઓના હેષિત શબ્દોવડે અને ખરીઓના શબ્દના નિપાત ( પછાડ )વડે ચોતરફથી સંકુલ શબ્દ થયો ત્યાર પછી સંધ્યા સમય વિષે હે મહારાજ ! દ્રોણ અને સૃંજય યોદ્ધાઓનું અતિ દારૂણ યુદ્ધ થયું તે વખતે ચોતરફથી અંધકારેકરી વિંટાએલા લોક વિષે કાઇ પણ જણાતુ ન હતુ ચોતરફથી ઉત્પન્ન થતી રજના અને અન્યેકરીને મનુષ્ય, ઘોડા અને હસ્તિઓનુ રૂધિર શમી જતુ હતુ મોહેકરી યુક્ત એવા અમે ભૂમિના રજને દેખતા ન હતા, પર્વતમા બળતુ એવુ જે વાંસનુ વન તેનો જેમ ચટચટાટ શબ્દ થાય તેમ રાત્રિ વિષે પડતા બાણોનો ચડચડાટ શબ્દ થતો હતો મૃદંગ અને આનકના શબ્દોવડે ઝર્ઝર તથા પટહના શબ્દોવડે, ફેત્કાર શબ્દોવડે અને હેષિત શબ્દોવડે સર્વ રણ આકુલ થયેલુ હતુ હે રાજન્ ! અંધકારે કરી વિંટાએલા જગત વિષે પોતાના તથા પારકા જણાતા ન હતા અને તે સર્વ રાત્રિના પ્રથમ ભાગમા ઉન્મત્ત સરખુ થયુ હતુ એ પછી હે રાજેન્દ્ર ! ભૂમિનુ રજ રૂધિરવડે નાશ પામ્યુ અને સુવર્ણના આભૂષણોએકરી તથા શસ્ત્રોએકરી અંધારૂ નાશ પામ્યુ હે ભરતવર્ય ! તે પછી મણિ અને સુવર્ણેકરી શોભિત એવી તે ભારતીસેના રાત્રિ વિષે નક્ષત્ર સહિત આકાશ જેમ થએલુ હોય તેમ થઇ હતી, શીયાળના ટોળાવડે શબ્દવાળી, શક્તિ અને ધ્વજવડે આકુલ હસ્તિઓના શબ્દ સહિત સિંહનાદવડે મોટા શબ્દવાળી એવી જે તે સેના, તે વિષે મહેન્દ્રના વજ્ર શબ્દ સરખો જેનો શબ્દ છે એવો સર્વ દિશાઓમા વ્યાપ્ત થતો રૂવાટાને હર્ષ કરતો રણસંકુલ એવો મોટો શબ્દ થયો હે મહારાજ ! અર્ધરાત્રિ સમયે તે ભારતીસેના બાજુબંધ, કુંડળ, નિષ્ક અને અસ્ત્રોવડે શોભિત દેખાતી હતી તે સમયે સુવર્ણેકરી શોભિત હસ્તિઓ તથા રથો રાત્રિ વિષે વિજળી સહિત મહા મેઘ જેમ દેખાય તેમ દેખાતા હતા, શોભિત પડતા એવા ઋષ્ટિ, શક્તિ, ગદા, બાણ, મુસળ, પ્રાસ ને પટ્ટિશ નામના હથિયારો અગ્નિઓ સરખા દેખાતા હતા, જેમા દુર્યોધનરૂપી પૂર્વવાયુ છે એવી, જેમા રથ ને હાથિરૂપી બલાહક છે એવી, વાદિત્રના ઘોષવડે ગર્જનાવાળી, ધનુષરૂપી વિજળીઓ તથા ધ્વજવડે વિંટાએલ એવી, જેમા દ્રોણ અને પાંડવરૂપી પર્જન્ય છે એવી, જેમા ખડ્ગ શક્તિ અને ગદારૂપી વજ્ર છે એવી, બાણરૂપી ધારા અને અસ્ત્રરૂપી પવનવાળી, અતિ શીત અને ઉષ્ણેકરી સંકુલ, ઘોર, વિસ્મય પમાડનાર, ઉગ્ર, જીવિતને નાશ કરનાર, ન તરી શકાય એવી અને અતિ ભયવાળી એવી જે સેના તે પ્રત્યે યુદ્ધની ઇચ્છા કરનારા પુરૂષો પ્રવેશ કરતા હતા તે રાત્રિના પ્રથમ પ્રહર વિષે ઘોર મોટા શબ્દોવડે નાદવાળુ ભીરૂ પુરૂષોના ભયને વધારનારૂ તથા શૂર પુરૂષોના હર્ષને વધારનારૂ મહાઘોર અતિ દારૂણ રાત્રિયુદ્ધ થતુ હતુ તે વખતે ક્રોધ પામેલા ભેગા થએલા એવા પાંડવ અને સૃંજય યોદ્ધાઓ દ્રોણ પ્રત્યે દોડયા હે રાજન્ ! જે જે મહારથિઓ અગ્રભાગ વિષે વર્તતા હતા તે સર્વને વિમુખ કર્યા અને કેટલાકને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યા રાત્રિના પ્રદોષ સમયમા એકલા દ્રોણાચાર્યે નારાચોવડે હજારો હાથિઓને, દશહજાર રથોને અને દશલાખ તથા અર્બુદ એવા પાયદળને, તથા ઘોડાઓના સમૂહોને નાશ કર્યા

**पदाति हयसंघानां प्रयुतान्यर्बुदानि च ।**
**द्रोणेनैकेन नाराचै र्निर्भिन्नानि निशामुखे ॥**

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे गुर्जर भाषायां चतुःपञ्चाशदधिकशततमोऽध्यायः ॥ १५४ ॥

## અધ્યાય ૧૫૫ મો. ભીમસેનનુ પરાક્રમ.

धृतराष्ट्र उवाच तस्मिन्प्रविष्टे दुर्धर्षे सृञ्जयानमितौजसि ॥
अमृष्यमाणे संरब्धे कावोभूद्वैमतिस्तदा ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—ન માપી શકાય એવુ જેનુ પરાક્રમ છે એવા દુર્ધર્ષ અને અમર્ષવાળા દ્રોણાચાર્ય સૃજય યોદ્ધાઓ પ્રત્યે ગયા ત્યારે તમારી કેવી બુદ્ધિ થઇ? મારી આજ્ઞાને ઉલ્લઘન કરનાર એવા પુત્ર દુર્યોધનને તે રીતે કહી અમેયાત્મા એવા દ્રોણાચાર્ય જ્યારે તેઓ પ્રત્યે ગયા ત્યારે કુંતિપુત્ર શુ કર્યુ? સિંધુદેશના રાજા તથા શૂરવીર ભૂરિશ્રવાના હણાવાથી જે મહાતેજસ્વી, પરાજય ન પામેલા દ્રોણાચાર્ય પચાલ દેશના યોદ્ધાઓ પ્રત્યે ગયા ને દુર્ધર્ષ તથા શત્રુને તપાવનાર એવા શત્રુની સેના પ્રત્યે પેઠા ત્યારે દુર્યોધને કયા કાર્યને સમયોચિત માન્યુ? કોણ વરદાન દેનાર શૂર અને બ્રાહ્મણોમા શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યને અનુસર્યા, કયા શૂરાઓ યુદ્ધ કરતા શૂર એવા જે દ્રોણાચાર્ય તેમની પાછળ ગયા અને કોણ રણભૂમિમાં શત્રુઓને હણતા એવા દ્રોણાચાર્યની આગળ વર્તવા લાગ્યા? હુ શિશિર ઋતુમા કંપતી એવી દુબળી ગાયોની પેઠે દ્રોણાચાર્યના બાણવડે પીડાએલા સર્વ પાડવોને માનુ છુ હે પ્રભો સજય! મહા ધનુર્ધારી શત્રુઓને હણનાર પુરૂષોમા ઉત્તમ એવા તે દ્રોણાચાર્ય પચાલ યોદ્ધાઓ પ્રત્યે જઇ કેવી રીતે નાશ પામ્યા? રાત્રિ વિષે સર્વ યોદ્ધાઓ અને મહારથિઓના મળવાથી તથા જૂદા જૂદા સૈન્યોને ચલાયમાનપણુ થવાથી તે સમયે તમારામા કોણ કેવી બુદ્ધિવાળા થયા હતા? યુદ્ધમા મારા જે યોદ્ધાઓને ઘાયલ થએલા પરાભવ પામેલા અને રથિઓને રથ રહિત કરેલા કહે છે, તે હચમચાટ કરતા પાડવોવડે દુઃખિત ચિત્તવાળા અને ગાઢા અધકારમા મગ્ન થએલા યોદ્ધાઓની તે સમયે કેવી બુદ્ધિ થઇ? પાડવોને હર્ષ પામેલા, ઉન્નતિ પામેલા અને સતોષ પામેલા તુ કહે છે અને મારા યોદ્ધાઓને હર્ષ રહિત તથા ભગ્નરથ એલા આ સમયે કહે છે, ત્યારે તે સમયે હે સજય! એ યોદ્ધાઓનુ અને પલાયન ન કરનાર એવા પાડવોનુ યુદ્ધ કૌરવો વિષે રાત્રિને સમયે કેવી રીતે પ્રકાશ થયુ? સજય કહે છે—હે રાજન્! તે અતિ દારૂણ રાત્રિયુધ્ધ થતુ હતુ ત્યારે સર્વ પાડવો સોમક યોધ્ધાઓ સહિત દ્રોણાચાર્ય પ્રત્યે દોડયા પછી દ્રોણાચાર્યે કેકય યોદ્ધાઓને તથા ધૃષ્ટદ્યુમ્નના સર્વ પુત્રોને શીઘ્ર જનારા બાણોવડે પ્રેતલોક પ્રત્યે મોકલ્યા હે ભારત રાજન્! જે મહારથિઓ દ્રોણાચાર્યની આગળ વર્તતા હતા તે સર્વને તેમણે પિતૃલોક પ્રત્યે મોકલ્યા, તે સમયે નાશ કરતા એવા જે મહારથિ ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય તે પ્રત્યે ક્રોધ પામેલો પ્રતાપવાન શિબિ રાજા ગયો સમીપ આવતો એવો જે તે પાડવોનો મહારથિ તેને જોઇને સર્વ ફરશીવાળા તીક્ષ્ણ દશ બાણોએ કરી દ્રોણાચાર્યે વિધ્યો તેમને તીક્ષ્ણ બાણોએકરી શિબિ રાજાએ સામા વિધ્યા અને ગર્વ કરીને એમના સારથિને ભલ્લ નામના બાણવડે મારી નાખ્યો દ્રોણાચાર્યે તેના ઘોડાઓને તથા સારથિને હણી એ પછી મહાત્મા એવા શિબિ રાજાના મુકુટ સહિત એવા મસ્તકને કાયાથી ભિન્ન કરી નાખ્યુ

તે પછી દ્રોણાચાર્યના બીજા સારથિને જલદી દુર્યોધન લેઇ આવ્યો અને ફરીને તે સારથિએ જેના ઘોડા ઝાલ્યા છે એવા દ્રોણાચાર્ય શત્રુઓ સમીપ દોડ્યા રણભૂમિમા પ્રથમ પિતાનો વધ થવાથી ક્રોધ પામેલો કલિંગ દેશના રાજાનો પુત્ર, કલિંગ દેશના યોદ્ધાઓના સૈન્ય સહિત ભીમસેન સામો દોડ્યો તેણે ભીમસેનને પાંચ બાણે વિંધી ફરીને સાત બાણવડે વિંધ્યો શોક રહિત એવા જે ભીમસેન તેને ત્રણ બાણોએ પીડિત કર્યો અને એક બાણેકરી તેના ધ્વજને કાપી નાખ્યો તે સમયે કલિંગ યોદ્ધાઓના તે શૂર રાજપુત્રને ક્રોધ પામેલા ભીમસેને રથમાથી તેના રથ પ્રત્યે જઈ મૂઠીવડે હણ્યો યુદ્ધમા અતિ બળવાન પાંડુપુત્ર ભીમસેને મૂઠીએકરી હણેલો એવો જુવાન કલિંગ રાજપુત્ર તેના સર્વ અસ્થિ જૂદા જૂદા થઇ તત્કાલ નીચે પડ્યા હે પરંતપ ! ભીમસેનને કર્ણ અને એના ભાઈઓ સહન કરી ન શક્યા તેથી તેઓ ભીમસેનને આશિવિષ એવા સર્પની ઉપમા અપાય એવા નારાચ બાણોએકરી અતિ ક્રોધથી પ્રહાર કરવા લાગ્યા પછી ભીમસેન શત્રુના રથને છોડી દેઇ ધ્રુવના રથ પ્રત્યે ગયો, અને વારવાર બાણ નાખતો એવો જે ધ્રુવ તેને મૂઠીથી મારી નાખ્યો બળવાન પાંડુપુત્ર ભીમસેને તે પ્રમાણે હણેલો તે ધ્રુવ પૃથ્વીપર પડ્યો

હે મહારાજ ! તેને હણી મહા બળવાન ભીમસેન જયરાતના રથને અટકાવી વારવાર સિંહની પેઠે નાદ કરવા લાગ્યો એ પછી જયરાતને જમણા હાથવડે પછાડી કર્ણના જોતા નાશ પમાડ્યો, ને તલશબ્દ કર્યો તે વખતે પાસે રહેલા કર્ણે પાંડુપુત્ર ભીમસેન પ્રત્યે સુવર્ણમય શક્તિ ફેંકી તે પછી તેજ શક્તિને હસતા એવા દુર્ધર્ષ પાંડુપુત્ર ભીમસેને ગ્રહણ કરી અને સંગ્રામ વિષે કર્ણ સામે નાખી સમીપ આવતી શક્તિને ગુપ્ત બાણોવડે શકુનિએ કાપી નાખી રણભૂમિમા એ મોટુ કર્મ કરી અદ્ભુત પરાક્રમવાળો ભીમસેન પોતાના રથ પ્રત્યે બેસી ફરીને તમારી સેના પ્રત્યે દોડ્યો ક્રોધ પામેલા અંતકની પેઠે આવતો અને હણવાને ઇચ્છતો એવો તે મહાબાહુ ભીમસેન તેને હે વિશાંપતે ! મોટી બાણવૃષ્ટિએકરી ઢાંકતા એવા મહારથિ તમારા પુત્રો નિવારણ કરવા લાગ્યા તે પછી સંગ્રામ વિષે હાસ્ય કરતો હોય નહિ તેમ રહ્યો એવો જે ભીમસેન તેણે દુર્મદના સારથિ અને ઘોડાઓને બાણોએકરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યા ત્યાર પછી દુર્મદ દુષ્કર્ણના રથ પ્રત્યે ગયો, ને પછી એક રથ પ્રત્યે બેઠેલા શત્રુને તપાવનાર તે બે ભાઇઓ સંગ્રામના અગ્ર ભાગના મધ્યમા જેમ બેઉ અંબુપતિના મિત્રો દૈત્યમા શ્રેષ્ઠ એવા તારકાસુર પ્રત્યે દોડ્યા હતા, તેમ દોડ્યા પછી તે દુર્મદ અને દુષ્કર્ણ તમારા પુત્રો એક રથમા બેસી બળવાન ભીમસેનને બાણોવડે વિંધતા હતા તે સમયે કર્ણના, દ્રોણાચાર્યના, દુર્યોધનના, કૃપાચાર્યના, સોમદત્તના અને બાલ્હીકના જોતા શત્રુને દમનાર એવા પાંડુપુત્ર ભીમસેને શૂરા દુર્મદ તથા દુષ્કર્ણના તે રથને પગના પ્રહારે કરી પૃથ્વીપ્રત્યે પેસાડી દીધો, પછી બલવાન તથા શૂર એવા તમારા પુત્ર દુષ્કર્ણ અને દુર્મદને મૂઠીવડે પ્રહાર કરી ક્રોધ પામેલો તે કચરવા લાગ્યો, ને શબ્દ કરવા લાગ્યો હે નૃપ ! ત્યાર પછી હાહાકારવાળા સૈન્યવિષે ભીમસેનને જોઇ રાજાઓ ભીમસેનના રૂપે કરી ધૃતરાષ્ટ્રના યોદ્ધાઓ વિષે આ રૂદ્ર યુદ્ધ કરે છે એમ કહેતા હતા વળી હે ભારત ! એ પ્રમાણે કહી સંજ્ઞા રહિત એવા ઘોડાઓને દોડાવતા ભાગતા હતા અને બેઉ સાથે દોડી શકતા ન હતા પછી રાત્રિના પ્રદોષ સમયે તમારા સૈન્યને વળી રગદોળવાથી ઉત્તમ રાજાઓએ વખાણ કરેલો મહા બળવાન કમળ સરખા શોભિત નેત્રવાળો વૃકોદર ભીમસેન યુધિષ્ઠિર રાજાને વખાણવા લાગ્યો તે પછી નકુળ સહદેવ, દ્રુપદ, વિરાટ, કેકયરાજાઓ

અને યુધિષ્ઠિર વગેરે હર્ષ પામ્યા અને જેવી રીતે અંધકાસુરને હણવાથી મહાદેવને દેવતાઓ વખાણતા હતા તેવી રીતે વૃકોદર ભીમસેનને સર્વ બહુ વખાણવા લાગ્યા પછી વરૂણના પુત્રની ઉપમા અપાય એવા મહાત્મા ગુરૂ દ્રોણાચાર્યની સાથે ક્રોધયુક્ત રથ, પાયદળ અને હસ્તિઓ સહિત મોટું યુદ્ધ કરવાને ઇચ્છતા એવા તમારા પુત્રો વૃકોદર ભીમસેનને ચોતરફથી નિવારણ કરવા લાગ્યા હે નૃપવર ! ત્યાર પછી અંધકારરૂપી મેઘવડે જેમ ઢંકાએલ હોય તેમ તિમિર વડે ઢંકાએલા મહાભયવાળા પ્રદોષ સમય વિષે અતિ દારુણ, વરૂના ટોળાને તથા ગીધને હર્ષ પમાડનારૂ અને ભય આપનારૂ એવું મહાત્માઓનું અદ્ભુત યુદ્ધ થયું

**ततो मर्वत्तिमिरघनैरिवावृते महाभये भयदमतीव दारुण ।**
**नीशामुखे वृकवलगृध्रमोदन महात्मनां नृपवर युद्धमद्भुत ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे भीमपराक्रमे गुर्जरभाषाया पचपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५५ ॥**

## અધ્યાય ૧૫૬ મો. અશ્વત્થામાનું પરાક્રમ.

**संजय उवाच—प्रायोपविष्टे तु हते पुत्रे सात्यकिना तदा ।**
**सोमदत्तो भृश क्रुद्ध· सात्यकिं वाक्यमब्रवीत् ॥**

સંજય કહે છે—જ્યારે સાત્યકિએ અનશન વ્રતવાળા પુત્રને હણ્યો ત્યારે અતિ ક્રોધ પામેલો સોમદત્ત સાત્યકિને કહેવા લાગ્યો કે, હે સાત્વત સાત્યકિ ! પૂર્વે મહાત્મા દેવતાઓએ ક્ષત્રિયોનો ધર્મ જોએલો છે તે ધર્મને તું તજી કેમ શત્રુના ધર્મ વિષે પ્રીતિવાળો થાય છે હે સાત્યકિ ! પરાઙ્મુખ, દીન અને જેણે શસ્ત્ર નાખી દીધેલા છે એવા પુરૂષને ક્ષત્રિયોના ધર્મ વિષે પ્રીતિવાળો પ્રાજ્ઞપુરૂષ રણ ભૂમિમાં કેમ પ્રહાર કરે ? હે સાત્વત સાત્યકિ ! તેમાં પણ યુદ્ધમાં વૃષ્ણિઓના મધ્યમાં મહાબાહુ પ્રદ્યુમ્ન અને તું એ બેજ મહારથિઓ પ્રખ્યાત છો, માટે કુંતિપુત્ર અર્જુને જેનો હાથ કાપેલો છે એવા અનશન વ્રતવાળા પુરૂષ પ્રત્યે નરકપાતના કારણરૂપ એવું ઘાતકી કર્મ તે કેમ કર્યું ? હે દુર્વૃત મૂઢ સાત્યકિ ! સંગ્રામમાં તે કર્મના ફળને પામ આજે પરાક્રમ કરી બાણવડે તારૂં મસ્તક કાપીશ હે વૃષ્ણિને અપમાન આપનાર સાત્વત સાત્યકિ ! પુત્રો, ઇષ્ટ અને સુકૃતવડે સમ ખાઉં છું કે આ આવતી રાત્રિપ્રત્યે આત્માને શૂર માનનાર કુંતિપુત્ર અર્જુને ન રક્ષા કરેલ એવો જે તું તેને જો પુત્ર અને નાના ભાઇ સહિત ન મારૂં તો હું ઘોર નરકમાં પડું એવી રીતે કહી અતિ ક્રોધ પામેલો મહા બળવાન સોમદત્ત શંખનાદ તથા ઉંચે સ્વરેકરી સિંહનાદ કરવા લાગ્યો પછી કમળપત્ર સરખા સુંદર નેત્રવાળો સિંહ સરખી દાઢવાળો દુરાસદ સાત્યકિ અતિ ક્રોધવાન થઇ સોમદત્તને કહેવા લાગ્યો કે હે કુરૂકુળમાં થએલા સોમદત્ત ! તારી સાથે અથવા બીજા સાથે યુદ્ધ કરતો એવો જે હું તેને હૃદય વિષે કશો પણ ત્રાસ નથી હે કૌરવ્ય ! જો કે સર્વ સૈન્યોએ રક્ષા કરેલો એવો તું મારી સાથે યુદ્ધ કરીશ તોપણ તારાથી મને કશું પણ દુઃખ થાય તેમ નથી આ યુદ્ધ વિષે સારરૂપ અને અસત્પુરૂષોએ માનેલ એવા વાક્યેકરી બીવરાવી શકાય એવો હું નથી હે નરાધિપ સોમદત્ત ! જો મારી સાથે તને યુદ્ધ કરવાની ઇચ્છા છે તો નિર્દય થઇ તીક્ષ્ણ બાણોએકરી

મને પ્રહાર કર, અને હું તને પ્રહાર કરૂં છું હે નર મહારાજ સોમદત્ત ! મહારથિ તારા પુત્ર ભૂરિશ્રવાને હણ્યો અને ભાઇના દુઃખકરી કર્શિત એવા શલને પણ માર્યો તેમજ આજે તને પણ પુત્ર અને બાંધવ સહિત મારીશ, માટે હમણાં રણભૂમિમાં યત્નવાળો થઇ ઉભો રહે, કેમકે તું મહારથિ કૌરવ છે જે યુધિષ્ઠિર રાજા વિષે નિરંતર દાન, દમ, પવિત્રતા, અહિંસા, લજ્જા, ધૃતિ અને ક્ષમા એ સર્વ નાશ રહિત છે તે મૃદંગ ધ્વજવાળા યુધિષ્ઠિરના તેજેકરી પ્રથમ કર્ણ અને શકુનિ સહિત હણાએલ એવો તું સંગ્રામ વિષે નાશ પામીશ જો યુદ્ધ વિષે ક્રોધવાન એવો હું, પાપી એવો જે તું તેને પુત્રસહિત ન મારૂં તો કૃષ્ણના પદકમળના અને ઇષ્ટાપૂર્તના સમવાળો થાઉં જો રણભૂમિને તજીને ભાગીશ તો તું મુક્ત થશે એવી રીતે પરસ્પર કહી ક્રોધેકરી રાતાં જેનાં નેત્ર છે એવા પુરૂષોમાં શ્રેષ્ઠ તે બે શસ્ત્રપાત કરવા પ્રવૃત્ત થયા પછી હજાર રથવડે અને દશ હજાર હાથિવડે દુર્યોધન તથા અતિ ક્રોધ પામેલો સર્વ શસ્ત્રધારી પુરૂષોમાં ઉત્તમ પુત્ર પૌત્ર અને ઇન્દ્ર સરખા પરાક્રમવાળા ભાઇયોવડે ચોતરફથી વિંટાએલો, મહાબાહુ વજ્ર સરખા શરીરવાળો યુવા એવો તમારો સાળો શકુનિ સોમદત્તને ચોતરફથી વિંટી વળી રક્ષા કરવા લાગ્યો અને બુદ્ધિમાન એવો જે શકુનિ તેનું એક લાખ ઘોડેસ્વાર સૈન્ય મહાધનુર્ધારી સોમદત્તને બચાવવા લાગ્યું બળવાન પુરૂષોએ રક્ષા કરેલા એવો સોમદત્ત નમેલ પર્વવાળા બાણોએકરી સાત્યકિને ઢાંકવા લાગ્યો બાણોવડે ઢંકાતા સાત્યકિને જોઇ ક્રોધ પામેલો ધૃષ્ટદ્યુમ્ન મોટી સેનાને લઇ તેની સમીપ ગયો હે રાજન્ ! ચંડ વાયુવડે ઉછળતા સમુદ્રોનો જેમ શબ્દ થાય તેમ પરસ્પર પ્રહાર કરતા એવા સૈન્યસમૂહોનો શબ્દ થતો હતો સોમદત્તે સાત્વત એવા સાત્યકિને નવ બાણોએ વિંધ્યો, તેમ સાત્યકિએ નવ બાણોએકરી કુરૂશ્રેષ્ઠ સોમદત્તને વિંધ્યો સંગ્રામ વિષે બળવાન દૃઢ ધનુધારી સાત્યકિએ વિંધેલો સોમદત્ત રથના સારથિને બેસવાના સ્થાનકને પામી ચેતન રહિત થતા વ્યાકુળ થએલો જાણી ઉતાવળો એવો સારથિ રણભૂમિથી દૂર લેઇ ગયો પછી શૂર મહારથિ સોમદત્તને સંજ્ઞા રહિત અને સાત્યકિના બાણવડે પીડાએલો જાણી દ્રોણાચાર્ય યદુવીર સાત્યકિને હણવાની ઇચ્છાએકરી તે પ્રત્યે દોડયા આવતા એવા દ્રોણાચાર્યને જોઇ યુધિષ્ઠિર છે અગ્રેસર જેમાં એવા યોદ્ધાઓ મહાત્મા યદુકુળમાં ઉત્તમ એવા સાત્યકિને બચાવવાની ઇચ્છાથી વિંટી વળ્યા તે સમયે જેમ પૂર્વે ત્રૈલોકયને જીતવાની ઇચ્છાવડે બલિરાજાનું દેવતાઓ સાથે યુદ્ધ થયું હતું, તેમ દ્રોણાચાર્યનું પાંડવો સાથે યુદ્ધ થયું પછી મહા તેજસ્વી ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય બાણ સમૂહેકરી પાંડવના સૈન્યને ઢાંકવા લાગ્યા અને યુધિષ્ઠિરને વિંધવા લાગ્યા સાત્યકિને દશ બાણોએ, ધૃષ્ટદ્યુમ્નને વિસ બાણોએ ભીમસેનને નવ બાણોએ, નકુળને પાંચ બાણોએ, સહદેવને આઠ બાણોએ, શિખંડિને સો બાણોએ, દ્રુપદ રાજાના પુત્રોને પાંચ પાંચ બાણોએ, વિરાટ અને મત્સ્ય રાજાને આઠ બાણોએ, દ્રુપદ રાજાને દશ બાણોએ, યુધામન્યુને ત્રણ બાણોએ અને ઉત્તમૌજાને છ બાણોએ તથા બીજા સૈનિકોને પણ સંગ્રામ વિષે વિંધી, મહાબાહુ દ્રોણાચાર્ય યુધિષ્ઠિર સામે દોડયા

હે રાજન્ ! દ્રોણાચાર્યથી વધ થતા પાંડુપુત્રના સૈનિકો ભયથી પીડિત શબ્દ સહિત એવી દશ દિશાઓ પ્રત્યે દોડતા હતા દ્રોણાચાર્યે નસાડેલા તે સૈન્યને જોઇ જરાક જેને ક્રોધ ઉત્પન્ન થએલો છે એવા કુંતિપુત્ર યુધિષ્ઠિર તત્કાળ ગુરૂ દ્રોણાચાર્યની સમીપ ગયા દ્રોણાચાર્ય સંગ્રામમાં દોડતા અર્જુનને જોઇ ફરીને યુધિષ્ઠિરના સૈન્ય પ્રત્યે ગયા હે રાજન્ ! ત્યાર પછી ફરીને ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યનું પાંડવો સાથે યુદ્ધ થયું ચોતરફથી તમારા પુત્રોવડે વિ-

ટાએલા દ્રોણાચાર્ય જેમ અગ્નિ રૂના સમૂહનો નાશ કરે તેમ પાંડવાના સૈન્યોનો નાશ કરતા હતા હે રાજન્ ! તપતા સૂર્યની પેઠે અત્યંત શત્રુને તપાવતા દીપ્ત અગ્નિની સમાન કાંતિવાળા બાણરૂપી જવાળા યુક્ત જેણે મંડલરૂપ ધનુષ ખેંચેલુ છે એવા દ્રોણાચાર્યને જોઇ કોઇ પણ એમને વારવા સમર્થ થયો નહિ જે જે પુરૂષ દ્રોણાચાર્યની સન્મુખ રહેતો હતો, તે તે પુરૂષોનાં મસ્તકને છેદી દ્રોણાચાર્યના બાણો પૃથ્વી પ્રત્યે જતા હતા એવી રીતે મહાત્મા દ્રોણાચાર્યથી વધ થતી પાંડવોની સેના સવ્યસાચિ અર્જુનના જોતા ભયભિત થઇને નાઠી હે ભારત ! રાત્રિવિષે દ્રોણાચાર્યે ભંગાણ કરેલા સૈન્યને જોઇ જીષ્ણુ એવો અર્જુન ગોવિંદ એવા શ્રી-કૃષ્ણ પ્રત્યે બોલ્યો કે દ્રોણના રથપ્રત્યે ચાલો તેના કહ્યા પછી રૂપુ, ગાયનુ દૂધ, મોગરો અને ચંદ્રમા તેઓ સરખી કાંતિવાળા ઘોડાઓને દાશાર્હ એવા શ્રીકૃષ્ણે દ્રોણાચાર્યના રથ પ્રત્યે ચ-લાવ્યા દ્રોણાચાર્ય પ્રત્યે જતા ફાલ્ગુન એવા અર્જુનને જોઇ ભીમસેન પણ પોતાના સારથિને આ વચન કહેવા લાગ્યો કે મને દ્રોણાચાર્ય તરફ લેઇ જા વિશોક નામનો સારથિ પણ ભીમસેનનુ વચન સાંભળી ઘોડાઓને સત્ય પ્રતિજ્ઞાવાળા અર્જુનની પાછળ લેઇ ગયો હે ભર-તશ્રેષ્ઠ ! દ્રોણના સૈન્ય સમીપ દોડતા સજ્જ થએલા તે બે ભાઇઓને જોઇ મહારથિ એવા પંચાલ, સૃંજય, મત્સ્ય, ચેદિ, કારૂષ, કોસલ અને કેકયદેશના યોદ્ધાઓ તેની પાછળ ગયા હે રાજન્ ! તે પછી રૂવાટાને હર્ષ પમાડનાર એવુ ઘોર યુદ્ધ થયુ દક્ષિણ તરફ અર્જુન અને ઉત્તર તરફ ભીમસેન રહી, તમારા સૈન્યને મોટા બે રથ સમૂહોવડે ગ્રહણ કરવા લાગ્યા પુરૂ-ષોમા ઉત્તમ એવા ભીમસેન અને ધનંજયને જોઇ હે રાજન્ ! ધૃષ્ટદ્યુમ્ન અને મહા બળવાન સાત્યકિ સામે ગયા હે રાજન્ ! તે સમયે જેમ ચંડ વાયુવડે ઉછળતા સમુદ્રોનો શબ્દ થાય, તે પ્રમાણે પરસ્પર પ્રહાર કરનારા સૈન્ય સમૂહનો શબ્દ થતો હતો

હે રાજન્ ! સંગ્રામ વિષે સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાના વધથી ક્રોધાયમાન થયેલ દ્રોણપુત્ર અશ્વત્થામા સાત્યકિના વધ માટે નિશ્ચય કરી સાત્યકિ સમીપ દોડયા શિનિપૌત્ર સાત્યકિના રથ સમીપ આવતા અશ્વત્થામાને જોઇ અતિક્રોધવાન એવો ભીમસેનનો પુત્ર ઘટોત્કચ પોતાના શત્રુ એવા અશ્વત્થામાને વારવા લાગ્યો તીક્ષ્ણ લોહમય મહા ભયંકર રીંછના ચર્મના સામા-નવાળા બાર હજાર હાથ પ્રમાણવાળો જેનો મધ્યભાગ અને અવકાશ છે એવા પડેલા યંત્ર અને કવચવાળા મોટા મેઘ સમૂહના શબ્દ સરખા શબ્દવાળા ઘોડા અને હાથિવડે યુક્ત નહી પણ ધારણ કરનારા પિશાચોવડે યુક્ત એવા, જેની પાંખ અને પગ હાલે છે, જેના નેત્ર વિ સ્તારવાળા છે, જેની મોટી દાઢ છે એવા શબ્દ કરતા, મોટા ગીધ પક્ષિવડે અને ધ્વજાએકરી શોભતા, લોહીવડે ભિંજાએલા પતાકાવાળા, આંતરડાની પંક્તિરૂપ આભૂષણવાળા, આઠ ચક્રોવડે યુક્ત એવા પોહોળા મોટા રથ પ્રત્યે બેસી શૂલ ને મુદ્દગર ધારણ કરનારી, જેના હાથમા શૈલ અને ઝાડ છે એવી, ઘોરરૂપવાળા રાક્ષસોની અક્ષૌહિણી સેના સાથે આવતો અને મોટા ધનુષને ઉગામતો એવો તે ઘટોત્કચ તેને જોઇ રાજાઓ અતિ વ્યથા પામ્યા યુગાંતકાળ સમયમા દંડ જેના હાથમા છે એવા કાળની પેઠે હાથમા દંડ ઝાલેલા અને પર્વતના શિખર સરખી કાંતિવાળા, ભયંકર રૂપવાળા, ભયને કરનારા, દાઢે કરી કરાલ અને ઉગ્ર જેનુ મુખ છે, ખીલા સરખા જેના કાન છે, મોટી જેની દાઢી છે, ઉંચા જેના કેશ છે, ખરાબ જેના નેત્ર છે, દીપ્ત જેનુ મુખ છે, નમતુ જેનુ પેટ છે, મોટા છિદ્ર સરખુ જેનુ ગલદ્વાર છે, મુકુટેકરી જેના કેશ ઢંકાયા છે એવા ફાડેલા મુખવાળા, કાળની પેઠે સર્વ પ્રાણિઓને ભય કરનારા, દીપ્ત શત્રુમા વિક્ષોભને કરનારા, જેણે મોટુ ધનુષ ઉગામેલુ છે એવા રાક્ષસેન્દ્ર ઘટોત્કચને આવતો

જોઈ ભયેકરી પીડિત એવી તમારા પુત્રની સેના વાયુવડે જેમા ફરતી ઘુમરીઓ છે એવી ઉંચા તરંગવાળી ગંગા ક્ષોભ પામે તેમ અતિ ક્ષોભ પામવા લાગી ઘટોત્કચે કરેલા સિંહનાદેકરી ભય પામેલા હાથિઓ મૂત્ર સ્રવવા લાગ્યા અને મનુષ્યો અતિ ભય પામવા લાગ્યા, તે પછી ત્યા સર્વ તરફથી સંધ્યાકાળ વિષે અધિક બળવાળા રાક્ષસોએ પૃથ્વી વિષે કરેલી ઘણી પાષાણુની વૃષ્ટિ થઇ અને લોઢાના ચક્રો, ભુશંડિઓ, પ્રાસ, તોમર, શૂલ, શતઘ્નીઓ તથા પટ્ટિશો પડવા લાગ્યા તે ઉગ્ર ને અતિ રૌદ્ર રાત્રેયુદ્ધ જોઇ રાજાઓ, તમારા પુત્રો અને કર્ણ વ્યથા પામ્યા અને દિશાઓ પ્રત્યે દોડયા તે સમયે અસ્ત્રબળેકરી વખાણવા યોગ્ય માની એવા એક દ્રોણપુત્ર અશ્વત્થામા વ્યથા પામ્યા નહિ અને બાણોએકરી ઘટોત્કચે રચેલી માયાને મટાડવા લાગ્યા માયા નાશ થવાથી અમર્ષવાળો ઘટોત્કચ ઘોર બાણો નાખવા લાગ્યો તે અશ્વત્થામા પ્રત્યે પ્રવેશ કરવા લાગ્યા જેમ ક્રોધ યુક્ત સર્પો રાફડા પ્રત્યે વેગથી પેસે તેમ શીઘ્ર જનારા સુવર્ણ પુંખવાળા, શિલાઓવડે તીક્ષ્ણ કરેલા રૂધિરવડે ભિંજાએલા, બાણુ શારદ્વતીના પુત્ર અશ્વત્થામાને ભેદીને પૃથ્વી પ્રત્યે પ્રવેશ કરતા હતા અતિ ક્રોધ પામેલા પ્રતાપવાન ધનુર્ધારી અશ્વત્થામા ક્રોધ પામેલા ઘટોત્કચને દશ બાણેકરી ભેદવા લાગ્યા. દ્રોણપુત્ર અશ્વત્થામાએ મર્મસ્થાનકો વિષે અતિ વિંધેલા એવા અતિ વ્યથાવાળા ભીમસેનના પુત્ર ઘટોત્કચે લાખ આરાવાળા, બાળસૂર્ય સમાન કાંતિવાળા, મણિ અને હીરાથી શોભતા ક્ષુર જેના મધ્યમા છે એવા ચક્રને ગ્રહણ કર્યું અને અશ્વત્થામા સામે હણવાની ઇચ્છાએકરી ફેક્યુ. મોટા વેગેકરી આવતા તે ચક્રને દ્રોણપુત્ર અશ્વત્થામાએ બાણોવડે ભાગી નાખ્યુ, અને ભાગ્યરહિત પુરૂષનો સંકલ્પ જેમ નિષ્ફળ જાય તેમ નિષ્ફળ એવુ પૃથ્વી વિષે પડયુ ત્યારે ધુર્ત ઘટોત્કચ ચક્રને પડેલુ જોઇ જેમ રાહુ સૂર્યને ઢાંકી દે તેમ બાણોએકરી દ્રોણપુત્ર અશ્વત્થામાને ઢાંકવા લાગ્યો પછી આવતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામા તેને વાયુને જેમ પર્વત રોકે તેમ ભિન્ન એવા અંજનસમૂહની ઉપમા અપાય એવા શ્રીમાન ઘટોત્કચના પુત્ર અંજનપર્વે રોક્યા. ભીમસેનના પૌત્ર અંજનપર્વે બાણોએકરી ઢાંકેલા સંભ્રમ ન પામેલા અને રૂદ્ર, ઉપેન્દ્ર તથા ઈંદ્રતુલ્ય પરાક્રમવાળા અશ્વત્થામા મેઘે ધારાઓવડે ઢાંકેલો પર્વત જેમ શોભે તેમ શોભતા હતા દ્રોણપુત્ર અશ્વત્થામાએ એક બાણેકરી અંજનપર્વના ધ્વજને કાપ્યો બે બાણોવડે રથના બે હાંકનારાઓને કાપી નાખ્યા, ત્રણ બાણોએકરી ત્રિવેણુકને અને એક બાણેકરી ધનુષને કાપ્યુ તથા ચાર બાણવડે ચાર ઘોડાઓને કાપી નાખ્યા, અને રથ રહિત એવો બળવાન અન્જનપર્વ તેના હાથથી ઉગામેલા સુવર્ણ બિંદુઓવડે વ્યાપ્ત એવા ખડ્ગને બે પ્રકારે કરી ભાગવા લાગ્યો.

હે રાજન્! હૈડિંબિસુનુ એવો અન્જનપર્વ તેણે ફેરવીને હેમાંગદવાળી જે ગદા નાખી, તેને દ્રોણપુત્ર અશ્વત્થામાએ ભાગી નાખી અને તે પૃથ્વી ઉપર પડી તે પછી અન્તરિક્ષ પ્રત્યે જઈ કાળ મેઘની પેઠે નાદ કરતો એવો રાક્ષક અંજનપર્વ આકાશમાંથી વૃક્ષોની વૃષ્ટિ કરતો હતો તે પછી દ્રોણપુત્ર અશ્વત્થામાએ માયાધારી ઘટોત્કચના પુત્રને આકાશ વિષે સૂર્ય જેમ કિરણોએકરી મેઘને વિખેરી નાખે તેમ બાણોએકરી તેને અસ્તવ્યસ્ત કર્યો અન્જનપર્વ આકાશમાથી નીચે ઉતરી પાસે રહેલા સુવર્ણથી શોભિત રથવિષે બેઠો ત્યારે અતિ ઉગ્ર એવો તે જેમ શોભાયમાન અન્જનનો પર્વત દેખાય તેમ દેખાતો હતો, લોહમય જેનુ કવચ છે એવા ભીમના પૌત્ર અન્જનપર્વને જેમ અન્ધકાસુરને મહાદેવે હણ્યો હતો તેમ દ્રોણપુત્ર અશ્વત્થામાએ હણ્યો એ પછી મહાબળવાન પુત્રને અશ્વત્થામાએ હણ્યો તે જોઇ દ્રોણપુત્ર

**અશ્વત્થામાની** સમીપ આવી રોષથી પ્રજ્વલિત છે અંગ જેનું એવો અસંખ્યાત ઘટોત્કચ, વૃદ્ધિ પામેલા વનને બાળતા અગ્નિની પેઠે પાંડવોના સૈન્યને બાળતા એવા ગુરુ શારદ્વતીના પુત્ર અશ્વત્થામા પ્રત્યે બોલ્યો ઘટોત્કચ કહે છે–'હે દ્રોણપુત્ર ! ઉભો રહે, ઉભો રહે,' મારાથી જીવતો નહિ જા જેવી રીતે અગ્નિના પુત્રે ક્રૌંચને ભેદ્યો હતો તેવી રીતે આજ તને હણીશ. અશ્વત્થામા કહે છે–હે દેવતુલ્ય પરાક્રમવાળા વીર ! હિડિંબાના પુત્ર ઘટોત્કચ તું બીજાઓની સાથે યુદ્ધ કર કેમકે પુત્રની સાથે પિતા બાઝવાને યોગ્ય નથી હે હિડિંબાના પુત્ર ઘટોત્કચ ! તારે વિષે મને નિશ્ચે રોષ નથી, કારણ કે રોષવાળો માણસ આત્માને પણ નાશવાન કરે છે સંજય કહે છે–એ વચન સાંભળી ક્રોધેકરી રાતા જેના નેત્ર છે એવો પુત્રના શોકેકરી યુક્ત, કોપ પામેલો, ભીમસેનનો પુત્ર ઘટોત્કચ અશ્વત્થામા પ્રત્યે બોલ્યો કે હે દ્રોણપુત્ર ! શું હું રણભૂમિ વિષે પામર પુરૂષની પેઠે ભય વિહ્વળ છું કે જે મને વાણીવડે ભય પમાડો છો, આ તમારૂં વચન અસત્ય છે કેમકે કુરૂના મોટા કુળમાં ભીમસેનથી ઉત્પન્ન થયેલો સંગ્રામમાં પાછા ન વળનારા પાંડવોનો હું પુત્ર છું અને રાક્ષસોનો અધિરાજ છું, હું બળમાં દશગ્રીવ એવા રાવણની બરોબર છું

હે દ્રોણપુત્ર ! 'ઉભો રહે, ઉભો રહે' મારાથી જીવતો જઈશ નહિ આજે રણાંગણ વિષે હું તારી યુદ્ધશ્રદ્ધાને મટાડીશ એ રીતે કહી ક્રોધવડે જેની રાતિ આંખ થએલી છે એવો અતિ બળવાન રાક્ષસ ઘટોત્કચ ક્રોધ પામેલો સિંહ જેમ મોટા હાથી સામે દોડે તેમ દ્રોણપુત્ર અશ્વત્થામા સામે દોડ્યો ઘટોત્કચ રથચક્ર પ્રમાણવાળા બાણોએકરી રથિ પુરૂષોમાં ઉત્તમ એવા દ્રોણપુત્ર અશ્વત્થામાને મેઘ જેમ ધારાઓવડે વૃષ્ટિ કરે તેમ વૃષ્ટિ કરવા લાગ્યો ન પ્રાપ્ત થયેલી તે બાણવૃષ્ટિને દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ નાશ કરી તે પછી બીજું યુદ્ધ થતું હોય તેમ અંતરિક્ષમાં બાણોનું યુદ્ધ થયું પછી તે સમયે અસ્ત્રોના ઘસાવાથી થએલા તણખાઓવડે સૈન્ય રાત્રિના પ્રથમ ભાગમાં નક્ષત્રાવડે જેમ વિચિત્ર આકાશ શોભે તેમ શોભતું હતું રણવિષે અભિમાની એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ માયાને નાશ કરેની જોઇ પછીથી ઘટોત્કચ અંતર્ધાન પામી ફરીને માયા કરવા લાગ્યો તે વૃક્ષોવડે ગાઢ શિખરોએ કરી અતિ ઉંચો વન, પ્રાસ, ખડ્ગને મુસલરૂપી જળના ઝરણવાળો મોટો પર્વત થયો આંજણના પર્વત સરખા તે મોટા પર્વતને જોઇને અને પડતા એવા ઘણા શસ્ત્રોના સમૂહોએ કરીને પણ દ્રોણપુત્ર અશ્વત્થામા વ્યથા પામ્યા નહિ, અને હસતા હોય નહિ તેમ દ્રોણપુત્ર અશ્વત્થામાએ વજ્રાસ્ત્ર ફેંક્યું તે વજ્રાસ્ત્રેકરી તત્કાળ મોટો પર્વત નાશ પામ્યો પછી તે રાક્ષસ આકાશ વિષે નીલ ઇન્દ્રધનુષસહિત એવો અતિ ઉગ્ર મેઘ બની પાષણની વૃષ્ટિઓવડે રણભૂમિમાં દ્રોણપુત્ર અશ્વત્થામાને પીડવા લાગ્યો એ પછી અસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ એવા દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ વાયવ્યાસ્ત્ર સાંધી ઉત્પન્ન થએલા નીલમેઘને નાશ પમાડ્યો ને તે દ્રોણપુત્ર અશ્વત્થામાએ બાણોની વૃષ્ટિવડે ચોતરફથી દિશાઓને ઢાંકી એક લાખ રથિને નાશ પમાડ્યા ફરીને રથવડે આવતા મોટા ધનુષવાળા, અસંખ્યાત, બહુ રાક્ષસોવડે વિંટાએલા, સિંહ અને શાર્દૂલ સમાન તથા મત્ત હસ્તિઓની સમાન ભયકરપરાક્રમવાળા હાથિ ઉપર બેઠેના, પુરૂષોવડે અને રથમાં બેઠેલા પુરૂષોવડે તેમજ ઘોડાની પીઠ ઉપર બેઠેલા પુરૂષોવડે પણ યુક્ત, વિકરાળ મુખ, મસ્તક અને ડોકવાળા હિડિંબાના ચાકરો સહિત એવા પૌલસ્ત્ય યાતુધાન ને ઇન્દ્ર તુલ્ય પરાક્રમવાળા રાક્ષસોએકરી યુક્ત તથા જૂદા જૂદા

શસ્ત્ર, કવચ અને આભૂષણને ધારણ કરનાર, મહા બળવાન, ભયંકર શબ્દવાળા, ક્રોધેકરી જેના નેત્રો ફાટેલા છે એવા, યુદ્ધ વિષે તૈયાર થઈ રહેલા ને યુદ્ધમા દુર્મદ એવા રાક્ષસોએ-કરી યુક્ત ઘટોત્કચને જોઇ ખેદ પામેલા તમારા પુત્રપ્રત્યે દ્રોણપુત્ર અશ્વત્થામા બોલ્યા કે, હે દુર્યોધન ! ઉભો રહે આજે તારે સભ્રમ ન કરવો ( ગભરાટ ન કરવો ), કેમકે હુ તારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરૂ છુ કે આ શૂરા ભાઇઓ અને ઇન્દ્ર તુલ્ય પરાક્રમવાળા રાજાઓ સહિત તારા શત્રુઓને હુ મારીશ ને તારો પરાજય નહિ થાય માટે સેનાની આશ્વાસના કર. દુર્યોધન કહે છે—હે ગૌતમિપુત્ર અશ્વત્થામા ! જે આ તમારૂ મોટુ મન અને અમારે વિષે પરમ ભક્તિ છે એ જોઇ હુ આશ્ચર્ય માનતો નથી કેમકે ગૌતમિના પુત્ર છો તેથી તમારે વિષે એ ઘટિતજ છે

સજય કહે છે—એ રીતે અશ્વત્થામાને કહ્યા પછી શકુનિ પ્રત્યે બોલ્યો કે, હે મામા ! તમે રણભૂમિમા શોભનારા ઘોડાયુક્ત હજાર રથોવડે અને સાઠ હજાર બીજા રથોવડે અર્જુન પ્રત્યે જાઓ કર્ણ, વૃષસેન, કૃપાચાર્ય, નીલરાજા, ઉત્તર દેશના રાજાઓ, શત્રુને અતિ તપાવનારો કૃતવર્મા પુરૂમિત્ર, નિકુભ પરાક્રમવાળો દુર્ભેદી પુરજય, દઢરથ, પતાકી હેમકપન, શલ્ય, અરૂણિ, ઇન્દ્રસેન, સજય, જય, વિજય, કમલાક્ષ, પરાક્રમી જયવર્મા, અને સુદર્શન, એ સર્વ યોદ્ધાઓ અને સાઠ હજાર પાયદળ એ તમારી પાછળ આવશે ત્યા જઇ ભીમસેનને, નકુલને, સહદેવને તથા ધર્મરાજાને, અસુરોને જેમ ઇન્દ્ર મારતા હતા તેમ મારો કેમકે મારી જયની આશા તમારા વિષે રહી છે હે મામા ! કાર્તિકસ્વામી જેમ દૈત્યોને મારે તેમ દ્રોણપુત્ર અશ્વત્થામાએ બાણોએકરી વિદારણ કરેલા અને અત્યત વ્યથિત થએલા દેહવાળા કુતિના પુત્રોને હણો એવી રીતે તમારા પુત્ર દુર્યોધનના વચન સાભળી સૌબલ શકુનિ તમારા પુત્રોને પ્રસન્ન કરવા ઇચ્છતો અને પાડવોને બાળવાની ઇચ્છા કરતો તત્કાળ પાડવો સમીપ ગયો. એ પછી સગ્રામ વિષે દ્રોણપુત્ર અશ્વત્થામા અને રાક્ષસ ઘટોત્કચનુ યુદ્ધરાત્રિવિષે જેમ દેવરાજ ઇન્દ્ર અને પ્રહ્લાદનુ સકુલ યુદ્ધ થાય તેમ થયુ તે સમયે ઘટોત્કચે ક્રોધ પામી ગૌતમિના પુત્ર અશ્વત્થામાને છાતિ વિષે વિષ અને અગ્નિની ઉપમા અપાય એવા દશબાણોએકરી પ્રહાર કર્યો. ભીમના પુત્ર ઘટોત્કચે નાખેલા બાણોએકરી અત્યત પ્રહાર પામેલા, રથના મધ્ય ભાગમા બેઠેલા અશ્વત્થામા વાયુવડે હાલતા વૃક્ષની પેઠે ચલિત થયા ફરીને ઘટોત્કચે હાથમા રહેલા બાણોએકરી મોટી કાતિવાળા દ્રોણપુત્ર અશ્વત્થામાના હાથમા રહેલા ધનુષને કાપી નાખ્યુ પછી દ્રોણપુત્ર અશ્વત્થામાએ મોટા, ભાર સહન કરનારા બીજા ધનુષને ગ્રહણ કરી, મેઘ જેમ પાણીની ધારાઓને વર્ષાવે તેમ તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરી હે ભારત ! પછી શારદ્વતીના પુત્ર અશ્વત્થામા સુવર્ણ પુખવાળા, શત્રુઓને હણનાર અને આકાશમા જનારા બાણોને આકાશમા જનારા ઘટોત્કચ રાક્ષસ પ્રત્યે નાખવા લાગ્યા તે બાણોવડે પીડા પામતુ પોહોળા વક્ષ સ્થળવાળા રાક્ષસોનું યુદ્ધ સિહે આકુલ કરેલા મત્તહાથિઓના ટોળા સરખુ શોભતુ હતુ જેવી રીતે યુગના નાશ વખતે અગ્નિ પ્રાણિઓને બાળે, તેવી રીતે હે નૃપ ! બાણોએકરી ઘોડા, સારથિ, રથ અને હસ્તિઓ સહિત રાક્ષસોને હણી રાક્ષસોની અક્ષૌહિણી સેનાનુ દહન કરી અશ્વત્થામા જેમ પૂર્વે ત્રિપુરને બાળી મહાદેવ શોભા પામ્યા હતા તેમ શોભતા હતા વળી યુગના નાશ વખતે સર્વે પ્રાણીઓને બાળી તીવ્ર અગ્નિ શોભે તેમ જીતનારા પુરૂષોમા શ્રેષ્ઠ એવા દ્રોણપુત્ર અશ્વત્થામા તમારા શત્રુઓને મારી શોભતા હતા પછી ક્રોધ પામેલા ઘટોત્કચે ભયકર કર્મ-વાળા રાક્ષસોની મોટી સેનાને દ્રોણપુત્ર અશ્વત્થામાને હણો, એમ કહી મોકલી. પછી ઘટો-

ત્કચની તે આજ્ઞાને ગ્રહણ કરી ઉજ્વળ દાઢવાળા, મોટા મોઢાવાળા, ભયંકરરૂપવાળા, ભયાનક ફાડેલા મોઢાવાળા, ભયંકર જીભવાળા, ક્રોધેકરી રાતા નેત્રવાળા અને મોટા સિંહનાદવડે પૃથ્વીને ગજાવતા એવા રાક્ષસો દ્રોણપુત્ર અશ્વત્થામા સામે દોડ્યા અને જૂદા જૂદા પ્રહાર માટે જેના આયુદ્ધો છે એવા ભયંકર પરાક્રમવાળા, ક્રોધેકરી રાતા નેત્રવાળા હજારો અને લાખો રાક્ષસો નિર્ભય થઇ શક્તિ, શતઘ્ની, પરીઘ, અશની, શુલ, પટ્ટિશ, ખડ્ગ, ગદા, ભિંદીપાલ, મુસલ, પરશ્વધ, પ્રાસ, અસિ, તોમર, કણપ ને તીક્ષ્ણ, કંપન તે સ્થૂલ એવા ભુશંડી, અશ્મ, ગદા અને સ્થૂણને તથા તીક્ષ્ણ લોઢાના મહા ભયંકર શત્રુઓને મારનારા મુદ્દગલોને સંગ્રામમાં દ્રોણપુત્ર અશ્વત્થામાના મસ્તકપર ફેંકવા લાગ્યા દ્રોણપુત્ર અશ્વત્થામાના મસ્તકે પડતી તે અસ્ત્રવૃષ્ટિને જોઈ તમારા યોદ્ધાઓ વ્યથા પામ્યા પણ પરાક્રમી દ્રોણપુત્ર અશ્વત્થામાએ તો ભયંકર વૃદ્ધિ પામેલી તે વૃષ્ટિને વજ્ર સંખ્યા, શિલાઓવડે તીક્ષ્ણ કરેલા બાણોએ કરી નાશ પમાડી પછી તત્કાળ મોટા મનવાળા દ્રોણપુત્ર અશ્વત્થામા સુવર્ણ પુંખવાળા બીજા બાણોએકરી રાક્ષસોને હણવા લાગ્યા તે વખતે દિવ્યાસ્ત્રોવડે મંત્રેલા તે બાણેએકરી પીડા પામેલુ પોહોળા વૃક્ષસ્થલવાળા રાક્ષસોનુ યૂથ સિંહે આકુલ કરેલા મદમત્ત હાથિના ટોળા સરખુ શોભતુ હતુ દ્રોણપુત્ર અશ્વત્થામાએ પ્રહાર કરેલા, અતિ ક્રોધવાળા, મહાબળવાન સર્વ રાક્ષસો ક્રોધ પામી દ્રોણપુત્ર અશ્વત્થામાને હણવાની ઇચ્છા કરતા દોડતા હતા.

હે ભારત! તે વખતે દ્રોણપુત્ર અશ્વત્થામાએ સર્વ પ્રાણિઓ વિષે બીજા પુરૂષે ન કરી શકાય એવુ આ આશ્ચર્ય દર્શાવ્યુ કે જે મોટા અસ્ત્રોને જાણનાર એકલા દ્રોણપુત્ર અશ્વત્થામા રાક્ષસેન્દ્ર ઘટોત્કચના જોતા જ્વલિત બાણોએકરી રાક્ષસોની સેનાને દહતા હતા સંગ્રામમા રાક્ષસેના સૈન્યને મારી તે દ્રોણપુત્ર અશ્વત્થામા જેમ યુગના નાશ વખતે સર્વ પ્રાણિઓને નાશ પમાડી સંવર્તક અગ્નિ શોભે તેમ શોભતા હતા હે ભારત! પાંડવોના તે હજારો રાજા વિષે સર્પની ઉપમાવાળા બાણોએકરી મોટા સૈન્યોને બાળી ભસ્મ કરતા દ્રોણપુત્ર અશ્વત્થામાને રણભૂમિ વિષે શૂર, મહાબળવાન, રાક્ષસેન્દ્ર ઘટોત્કચ વિના કોઇ પણ માણસ જોવા સમર્થ થતો ન હતો હે ભરતશ્રેષ્ઠ! ક્રોધવડે ઉંચા ચઢેલા નેત્રવાળો તે રાક્ષસ ફરીને તાળી પાડી ઓઠ પીસી ક્રોધ પામતો પોતાના સારથિને કહેવા લાગ્યો કે, મને દ્રોણપુત્ર અશ્વત્થામા તરફ લેઇ જા એમ કહી તે રાક્ષસ ઘોર રૂપવાળા, સારા પતાકાવાળા, શોભિત રથવડે અશ્વત્થામા પ્રત્યે ગયો અને ફરીને પણ દ્રોણપુત્ર અશ્વત્થામા સાથે સિંહની પેઠે મોટો નાદ કરી ભયંકર પરાક્રમવાળા, શત્રુને નાશ પમાડનારા તે રાક્ષસે સંગ્રામ વિષે આઠ ઘંટાવાળા, મહા ભયંકર, દેવે નિર્માણ કરેલા વજ્રને દ્રોણપુત્ર અશ્વત્થામા ઉપર ફેંક્યુ તેને ઠેકડો મારી દ્રોણપુત્ર અશ્વત્થામાએ ગ્રહણ કર્યું અને પોતાના ધનુષને રથમા રાખી તે જ વજ્રને તે રાક્ષસ તરફ ફેંક્યુ તે સમયે તે રથથી ઉતરી ગયો અને મોટી કાંતવાળુ અતિ દારૂણ તે વજ્ર, ઘોડા, સારથિ ને ધ્વજ સહિત રથને ભસ્મ કરી પૃથ્વી પ્રત્યે પેસી ગયુ જે રથથી ઠેકડો મારી દ્રોણપુત્ર અશ્વત્થામાએ શંકરે નિર્માણ કરેલા ભયંકર વજ્રને ગ્રહણ કર્યું તે તેના કર્મને જોઇ સર્વ પ્રાણિઓ વખાણતા હતા પછી હે નૃપ! ભીમસેનનો પુત્ર ઘટોત્કચ ધૃષ્ટદ્યુમ્નના રથ પ્રત્યે જઇ ઇન્દ્રના આયુધની ઉપમા અપાય એવા મોટા ભયંકર ધનુષને લઇ ફરીને દ્રોણપુત્ર અશ્વત્થામાની મોટી છાતી વિષે તીક્ષ્ણ બાણો નાખવા લાગ્યો, તેમ અસંભ્રાંત એવો ધૃષ્ટદ્યુમ્ન પણ દ્રોણપુત્ર અશ્વત્થામાની છાતી વિષે સર્પની ઉપમા અપાય એવા સુવર્ણ પુંખવાળા બાણોને નાખવા લાગ્યો પછી દ્રોણપુત્ર અશ્વત્થામા તેઓ પ્રત્યે હજારો નારાચ બાણોને નાખવા

લાગ્યા તેઓ બ પણ તેના બાણોને અગ્નિની જ્વાળા સરખા બાણોએકરી નાશ પમાડવા લાગ્યા હે ભરતવર્ય ! પુરૂષોમા ઉત્તમ એવા તે બેનુ અને દ્રોણપુત્ર અશ્વત્થામાનુ યોદ્ધાઓની પ્રીતિને કરનારૂં અતિ તીવ્ર યુદ્ધ થયુ પછી હજાર રથ, સો હાથી અને છ હજાર ઘોડાઓ સહિત ભીમસેન તે દેશ પ્રત્યે આવ્યો તે પછી અક્લિષ્ટ પરાક્રમવાળા ધર્માત્મા દ્રોણપુત્ર અશ્વત્થામા ભીમના પુત્ર રાક્ષસ ઘટોત્કચની અને અનુચર સહિત એવા ધૃષ્ટદ્યુમ્નની સાથે યુદ્ધ કરતા હતા તે સમયે હે ભારત ! દ્રોણપુત્ર અશ્વત્થામા સર્વ પ્રાણી વિષે બીજાએ કરવા અશક્ય એવા અતિ અદ્દભુત પરાક્રમને દેખાડતા હતા નિમેષ માત્ર વખતમા દ્રોણપુત્ર અશ્વત્થામાએ તીક્ષ્ણ બાણોએકરી ભીમસેન, હિડિંબાના પુત્ર ઘટોત્કચ, ધૃષ્ટદ્યુમ્ન, નકુલ, સહદેવ, ધર્મપુત્ર યુધિષ્ઠિર અર્જુન અને શ્રીકૃષ્ણના જોતા ઘોડા, સારથિ, રથ અને હાથિઓ સહિત રાક્ષસોની અક્ષૌહિણી સેનાને નાશ પમાડી તે વખતે સ્પષ્ટ ગતિવાળા નારાચ બાણોએકરી અત્યત પ્રહાર કરેલા હાથિઓ શિખર સહિત પર્વતો પડે તેમ પૃથ્વીપર પડતા હતા કાપેલી અને આમ્કુંકાર તેણીકાર ચલિત એવી હાથિની શુંડવડે વીટાએલી પૃથ્વી જેમ ચાલતા સર્પોવડે શોભે તેમ શોભતી હતી પડેલા સોનાના દડ અને રાજાઓના છત્રોએકરી પૃથ્વી યુગના નાશ વખતે ઉદય પામેલા છે ચદ્ર અને સૂર્ય જેમા એવુ ગ્રહોવડે વિટાએલુ આકાશ શોભે તેમ શોભતી હતી દ્રોણપુત્ર અશ્વત્થામાએ, જેમા મોટા ધ્વજરૂપી દેડકા છે, જેમા ભેરીરૂપી મોટા કાચબા છે એવી, છત્રરૂપી હસ પક્ષિઓની પકિતએ સેવન કરેલી, ફીણરૂપી ચામરની પક્તિવાળી જેમા કક ને ગીધ પક્ષિરૂપી મોટા ઝુડ છે એવી અનેક આયુધરૂપી જળવડે આકુલ, મોટા હસ્તિઓરૂપી પાષાણવાળી નાશ પામેલા ઘોડારૂપી મગરો વડે આકુલ, રથરૂપી ફે કલા મોટા ટેકરાવાળી, પતાકારૂપી સુદર ઝાડવાળી, બાણરૂપી મીનવાળી, મહા ભયકર જેમા પ્રાસ શક્તિ ને ઋષ્ટિરૂપી સર્પ છે, જેમા મજ્જામાસરૂપી ઘણા ગારો છે એવી, કેશરૂપી શેવાળવડે વિચિત્ર રગવાળી, બીરૂ પુરૂષોને મોહ પમાડનારી મોટા હાથી, ઘોડા અને યોદ્ધાઓના શરીરનો નાશ થવાથી થએલા લોહીના પ્રવાહવડે અતિ ઘોર, યોદ્ધાઓના પીડિત શબ્દરૂપી ઘુઘવાટાવાળી, લોહિના મોજાવડે આકુલ, ચાર પગવાળા પ્રાણિએવડે અતિ ભયકર એવી નદીને યમના રાષ્ટ્રરૂપી મોટા સમુદ્ર પ્રત્યે ચલાવી અને દ્રોણપુત્ર અશ્વત્થામા બાણોવડે રાક્ષસોને નાશ પમાડી હિડિંબાના પુત્ર ઘટોત્કચને પીડવા લાગ્યા ફરીને પણ અતિ ક્રોધ પામેલા મહા બળવાન દ્રોણપુત્ર અશ્વત્થામાએ કુંતિના પુત્રોને ધૃષ્ટદ્યુમ્ન અને ભીમસેન સહિત વિંધી સુરથ નામના દ્રુપદ રાજાના પુત્રને માર્યો સમર્થ એવા અશ્વત્થામાએ ફરીને રણભૂમિમા દ્રુપદ રાજાના શત્રુંજય નામના પુત્રને, બલાનીકને, જયાનીકને અને જયાશ્વને પણ માર્યો પછી દ્રોણપુત્ર અશ્વત્થામાએ શ્રુતાહ્વય રાજાને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો બીજા તીક્ષ્ણ, સારા પુખવાળા બાણોએકરી સુવર્ણમય માળાવાળા ચદ્રસેન રાજાને પૃષધ્ર રાજા સહિત માર્યો અને હે મારિષ ! એ અશ્વત્થામાએ દશ બાણવડે દશ એવા કુંતિભોજ રાજાના પુત્રોને નાશ પમાડ્યા પછી અતિ ક્રોધ પામેલા અશ્વત્થામાએ સરખા સીધા ચાલનારા, યમના દડની ઉપમા અપાય એવા, ઘોર મોટા બાણને કાન પર્યંત ખેંચેલા ધનુષવડે ઘટોત્કચ પ્રત્યે તાકીને તત્કાળ ફેંક્યુ તે મોટુ બાણ ઘટોત્કચ રાક્ષસના હૃદયને ભેદી હે પૃથ્વીપતે ! જલદી પુખસહિત પૃથ્વી પ્રત્યે પેસી ગયુ તે વખતે હે રાજેદ્ર ! પડેલા તે ઘટોત્કચને નાશ પામેલો જાણી મહારથિ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણપુત્ર અશ્વત્થામાની સમીપથી ઉત્તમ રથ પ્રત્યે દૂર લઇ ગયો હે નૃપ ! પછી પરાઙ્મુખ છે રાજાઓ જેમા એવા યુધિષ્ઠિરના સૈન્યોને હરાવી શૂર એવા દ્રોણપુત્ર અશ્વત્થામા નાદ કરવા

લાગ્યા અને હે ભારત ! તમારા પુત્રાએ સર્વ પ્રાણિઓ વિષે તેને વખાણ્યા એ પછી હજાર બાણુવડે ભેદ પામેલા અને કપાએલા છે દેહ જેના એવા ઘાયલ થએલા, પડેલા અને નાશ પામેલા રાક્ષસોવડે ચોતરફથી પૃથ્વી, જેમ પર્વતોના શિખરોવડે દુ:ખેકરી જવાય એવી થએલી હોય તેમ દુ:ખેકરી જવાય એવી અને અતિ ભયંકર થઇ પડી તે સમયે દ્રોણપુત્ર અશ્વત્થામાને સિદ્ધ, ગંધર્વ અને પિશાચોના સમૂહો, નાગ ગરૂડપક્ષિઓ, રાક્ષસોના સમૂહો, ભૂતના સમૂહો, અપ્સરાઓ અને દેવતાઓ વખાણવા લાગ્યા

> तं सिद्ध गन्धर्व पिशाचसंघा नागाः सुपर्णाः पितरो वयांसि ।
> रक्षोगणा भूतगणाश्च द्रौणिमपूजयन्नप्सरसः सुराश्च ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे गुर्जरभाषायां षट्पंचाशदधिकशततमोऽध्यायः ॥ १५६ ॥**

## અધ્યાય ૧૫૭ મો. રાત્રિયુદ્ધમાં દ્રોણ સામે ધર્મ.

> **संजय उवाच—द्रुपदस्यात्मजान् दृष्ट्वा कुन्तिभोजसुतांस्तथा ।**
> **द्रोणपुत्रेण निहतान्राक्षसांश्च सहस्रशः**

સંજય કહે છે—દ્રુપદ રાજાના પુત્રોને તથા કુંતિભોજ રાજાના પુત્રોને અને હજારો રાક્ષસોને દ્રોણપુત્ર અશ્વત્થામાએ નાશ પમાડેલા જોઈ, યુધિષ્ઠિર, ભીમસેન પાર્ષત એવો ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ સજ્જ થએલા તેઓ યુદ્ધ માટે તૈયારી કરવા લાગ્યા હે ભારત ! રણભૂમિમાં ક્રોધ પામેલો સોમદત્ત ફરી સાત્યકિને જોઇ મોટી બાણવૃષ્ટિવડે ઢાંકવા લાગ્યો તે પછી તમારા અને પરયોદ્ધાઓનું ઘોર, અત્યંત ભય વધારનારૂં યુદ્ધ થયું વિજયને ઇચ્છનારા સોમદત્તને સમીપ આવતો જોઇ સાત્વત એવા સાત્યકિને અર્થે ભીમસેને સુવર્ણ પુંખવાળા, શિલાવડે તીક્ષ્ણ કરેલા દશ બાણોએ વિંધ્યો સોમદત્તે પણ તે વીરને સો બાણવડે સામો વિંધ્યો પછી ક્રોધ પામેલા સાત્યકિએ પુત્રની પીડાવડે અને વૃદ્ધના ગુણોવડે યુક્ત એવા સોમદત્તને જેમ નહુષ રાજાના પુત્ર યયાતિને વિંધે તેમ વજ્ર સરખું જેનું પડવું છે એવા તીક્ષ્ણ દશ બાણોએ વિંધ્યો વળી ફરીને શક્તિવડે વિંધી સાત બાણોએ વિંધ્યો પછી સાત્યકિ સારૂ ભીમસેને નવી, દૃઢ, ભયંકર ભોગળને સોમદત્તના મસ્તક ઉપર ફેંકી તેમ સાત્વત એવા સાત્યકિએ પણ ક્રોધ પામી સોમદત્તની છાતી વિષે અગ્નિ સરખું ઉત્તમ, સારા પિંછવાળું, તીક્ષ્ણ બાણ ફેંક્યું યુદ્ધમાં એક વખતે ભયંકર તે ભોગળ અને બાણ વીર સોમદત્તના શરીર વિષે પડયા, તેથી મહારથિ તે પડયો પછી પુત્ર વ્યાકુલ થયાથી બાલ્હિક સાત્યકિ પ્રત્યે જેમ વર્ષાકાળમાં મેઘ વર્ષે તેમ બાણવૃષ્ટિ કરતો દોડયો એ પછી ભીમસેને સાત્વત સાત્યકિ સારૂ મહાત્મા બાલ્હીકને પીડા પમાડી, સંગ્રામના અગ્રભાગમાં નવ બાણોવડે વિંધ્યો ફરીને ક્રોધ પામેલા મહાબાહુ બાલ્હીકે જેમ ઇન્દ્ર વજ્ર નાખે તેમ શક્તિને ભીમસેનની છાતી સામે નાખી તે રીતે પ્રહાર કરેલો ભીમસેન કંપવા લાગ્યો અને મોહ પામ્યો, પછી ચેતના પામી બળવાન એવા ભીમસેને બાલ્હીક તરફ ગદા ફેંકી પાંડુપુત્ર ભીમસેને નાખેલી તે ગદાએ બાલ્હીકનું મસ્તક હરી લીધું, તેથી નાશ પામેલો બાલ્હીક વજ્રવડે હણેલો મોટો પર્વત જેમ

પૃથ્વીપર પડે તેમ પડયો હે પુરૂષવર્ય ! તે શૂર બાલ્હીકના હણાવાથી દશરથના પુત્ર સરખા નાગદત્ત, દઢરથવાળા મહાબાહુ અયોભુજ, દઢ, સુહસ્ત, વિરજા, પ્રમાથી, ઉગ્ર અને અનુયાયી એ તમારા દશ પુત્રો ભીમસેનને પીડવા લાગ્યા તેઓને જોઇ ભીમસેન ક્રોધ પામ્યો અને બાણુને લેઈ એકએકને ખોળી મર્મસ્થાનકો વિષે પીડવા લાગ્યો ભીમસેને વિંધેલા તેઓ જેમ ચંડવાયુવડે ભાગેલા ઝાડ પર્વતના અગ્ર ભાગથી પૃથ્વીપર પડે તેમ નિર્બળ અને પ્રાણુ રહિત થઇ રથમાથી હેઠા પડયા દશ નારાચ નામના બાણોવડે તમારા દશ પુત્રોને મારી, ભીમસેન કર્ણુના પ્રિયપુત્ર વૃષસેન પ્રત્યે બાણુવૃષ્ટિ કરવા લાગ્યો પછી પ્રખ્યાત વૃકરથ નામે કર્ણુના ભાઇએ ભીમસેનને નારાચ નામના બાણોએ પ્રહાર કર્યો ત્યારે બળવાન ભીમસેન તે તરફ દોડયો અને હે ભારત ! પછીથી શૂર ભીમસેને મહારથિ સાત તમારા સાળાઓને હણી નારાચ બાણોવડે શતચંદ્રને નાશ પમાડયો મહારથિ શતચંદ્રને હણેલો, સહી ન શકતા એવા ગવાક્ષ, શરભ, વિભુ, સુભગ અને ભાનુદત્ત એ શૂર પાચ મહારથિ શકુનિના ભાઇઓ ભીમસેન સામા દોડી તીક્ષ્ણુ બાણોવડે મારવા લાગ્યા વૃષ્ટિના વેગવડે પર્વત તાડન કરાય તેમ નારાચવડે તાડન કરાતો એવો બળવાન ભીમસેન તેણે પાચ બાણોએકરી પાચ અતિરથોને મારી નાખ્યા તે શૂરાઓને નાશ પામેલા જોઇ મોટા રાજાઓ ચલિત થવા લાગ્યા હે પાપરહિત ! પછી તમારા પુત્રોના અને દ્રોણાચાર્યના જોતા ક્રોધ પામેલા યુધિષ્ઠિર તમારા સૈન્યને હણવા લાગ્યા અને યુદ્ધમા ક્રોધ પામેલા યુધિષ્ઠિરે અમ્બષ્ઠ રાજાઓને, માલવ રાજાઓને તથા શૂર એવા ત્રિગર્ત અને શિબિરાજાઓને પણ મૃત્યુલોક પ્રત્યે મોકલ્યા, તેમ રાજા યુધિષ્ઠિરે અભીષાહ, શૂરસેન અને વસાતિક સહિત એવા બાલ્હીક યોદ્ધાઓને હણી પૃથ્વીને રૂધિરરૂપી ગારાવાળી કરી મૂકી રાત્રિ યુદ્ધમા યૌધેય, માલવ અને મદ્રક યોદ્ધાઓના સમૂહોને મૃત્યુલોક પ્રત્યે મોકલ્યા

હે રાજન્ ! યુદ્ધમા યુધિષ્ઠિરના રથ પ્રત્યે હણો, પ્રહાર કરો, ગ્રહણુ કરો વિંધો અને કાપો, એવી રીતે સંકુલ શબ્દ થતો હતો તે વખતે સૈન્યોને નસાડતા યુધિષ્ઠિરને જોઇ, તમારા, પુત્ર દુર્યોધને પ્રેરેલા દ્રોણાચાર્ય યુધિષ્ઠિર પ્રત્યે બાણવૃષ્ટિ કરવા લાગ્યા, અને અતિ ક્રોધવાન થઇ દ્રોણાચાર્યે વાયવ્યાસ્ત્રે કરી કુંતિપુત્ર યુધિષ્ઠિરને વિંધ્યા ધર્મરાજ યુધિષ્ઠિરે પણુ તેમના દિવ્ય અસ્ત્રને અસ્ત્રેકરી કાપી નાખ્યુ તે અસ્ત્રના કપાવાથી અતિ કોપ પામેલા ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યે પાંડુના પુત્ર યુધિષ્ઠિરને હણવાની ઇચ્છાથી તે વિષે વારૂણુ, યામ્ય, આગ્નેય ત્વાષ્ટ્ર અને સાવિત્ર અસ્ત્રોને ફેંકયા ફેંકેલા તે અસ્ત્રોને અને ફેંકાતા બીજા અસ્ત્રોને પણુ દ્રોણાચાર્યથી ભય રહિત મહાબાહુ એવા ધર્મપુત્ર યુધિષ્ઠિરે અસ્ત્રોવડે નાશ પમાડયા હે ભારત ! પ્રતિજ્ઞાને સત્ય કરવા ઇચ્છતા ધર્મપુત્ર યુધિષ્ઠિરને હણવા ઇચ્છતા અને તમારા પુત્રના હિત વિષે પ્રીતિવાળા દ્રોણાચાર્યે ઐંદ્ર અને બ્રહ્માસ્ત્ર ઉત્પન્ન કર્યું તેમજ હાથી અને સિંહની પેઠે ચાલનાર વિશાળ વક્ષસ્થળવાળા, મોટા અને રાતા નેત્રવાળા, ઘણા તેજવાળા કુરૂના પતિ યુધિષ્ઠિરે મહેન્દ્રાસ્ત્ર ઉત્પન્ન કર્યું અને તેણેકરી દ્રોણાચાર્યના ઐંદ્રાસ્ત્રને નાશ પમાડયુ પોતાના અસ્ત્રો હણાવાથી ક્રોધયુક્ત અને યુધિષ્ઠિરના વધને ઇચ્છતા એવા દ્રોણાચાર્યે બ્રહ્માસ્ત્ર નાખ્યુ. હે મહીપતે ! તેને લીધે થએલા ઘોર અંધકારેકરી વિંટાએલા જગતને અમે કશુ પણુ જાણ્યુ નહિ અને સર્વ પ્રાણિઓ ઘણો ત્રાસ પામ્યા હે રાજેંદ્ર ! ઉદય પામેલા બ્રહ્માસ્ત્રને જોઇ કુંતિપુત્ર યુધિષ્ઠિરે તે અસ્ત્રને બ્રહ્માસ્ત્રે કરીનેજ નિવાર્યું પછી સૈનિકોના મુખ્ય પુરૂષો, નરશ્રેષ્ઠ મહા ધનુર્ધારી અને સર્વ યુદ્ધમા કુશળ એવા દ્રોણાચાર્યને અને કુંતિપુત્ર યુધિષ્ઠિરને વખાણુવા

લાગ્યા પછી દ્રોણાચાર્ય કુંતિપુત્ર અર્જુનને છોડી દેઇ ક્રોધેકરી જેના રાતા નેત્ર થયા છે એવા વાયવ્યાસ્ત્રેકરી દ્રુપદરાજાનીસેનાને નાશ પમાડવા લાગ્યા હે ભારત ! દ્રોણાચાર્યથી હણાતા એવા પંચાલ દેશના યોદ્ધાઓ, ભીમસેનના અને મહાત્મા કુંતિપુત્ર અર્જુનના જોતા ભયથી ભાગવા લાગ્યા પછી તે સમયે મુકુટવાન અર્જુન અને ભીમસેન તત્કાલ મોટા રથોના બે સમૂહોવડે સૈન્યને લઇ સમીપ આવ્યા દક્ષિણ પડખા પ્રત્યે અર્જુન અને ઉત્તર પડખા પ્રત્યે ભીમસેન રહી તે બેઉ ભરદ્વાજ એવા દ્રોણાચાર્ય પ્રત્યે મોટી બાણ સમૂહોની વૃષ્ટિ કરવા લાગ્યા હે મહારાજ ! કેકય, સૃંજય, મહા બળવાન પંચાલ અને સાત્વતો સહિત એવા મત્સ્ય દેશના યોદ્ધાઓ તેઓની પાછળ ગયા પછી મુકુટવાન અર્જુનથી હણાતી એવી તે ભારતી સેના અંધકારેકરી અને નિદ્રાવડે વધારે નાશ પામી હે મહારાજ ! તે સમયે દ્રોણાચાર્યે અને પોતે તમારા પુત્રે નિવારણ કરાતા એવા યોદ્ધાઓ નિવારી શકાયા નહિ

**द्रोणेन वार्यमाणास्ते स्वयं तव सुतेन च ।**
**ना शक्यन्त महाराज योधा वारयितुं तदा ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे द्रोण युधिष्ठिरयुद्धे गुर्जरभाषायां सप्तपंचाशदधिकशततमोऽध्यायः ॥ १५७ ॥**

## અધ્યાય ૧૫૮ મો. કર્ણને કૃપાચાર્યે મારેલાં મહેણાં.

**संजय उवाच—उदीर्यमाणं तद् दृष्ट्वा पाण्डवानां महाबलं ।**
**अविषह्यं च मन्वानः कर्णं दुर्योधनोऽब्रवीत् ॥**

સંજય કહે છે—ઉદય પામતા પાંડવોના મોટા સૈન્યને સહન ન થાય એવું માનતો દુર્યોધન કર્ણ પ્રત્યે બોલ્યો કે, હે મિત્રવત્સલ કર્ણ ! મિત્રનો આ કાળ પ્રાપ્ત થયો છે માટે સંગ્રામ વિષે નિઃશ્વાસ નાખતા સર્પોની પેઠે ક્રોધ પામેલા પંચાલ મત્સ્ય, કેકય અને મહારથિ પાંડવોવડે વિંટાએલા આપણા સર્વ મહારથિ યોદ્ધાઓનું રક્ષણ કરવા તત્પર થા કેમકે આ હર્ષ પામેલા ઇન્દ્રની ઉપમા અપાય એવા જયશાલિ પાંડવો અને પંચાલ તથા રથિના સમૂહો નાદ કરે છે, કર્ણ બોલ્યો કે હે ભારત દુર્યોધન ! જો કે આ ઠેકાણે ઇન્દ્ર રક્ષા કરવાને આવશે તો તેને પણ તત્કાળ પરાજય પમાડી પાંડવને હણીશ આશ્વાસના પામો સત્ય પ્રતિજ્ઞા કરૂં છું કે, સમાગમ પામેલા પંચાલ યોદ્ધાઓને અને પાંડુપુત્રોને મારીશ હે પાર્થિવ દુર્યોધન ! જેવી રીતે અગ્નિપુત્ર કાર્તિકસ્વામી ઇન્દ્રના જયને આપે તેમ હું તારા જયને આપીશ મારે તારૂં પ્રિય કરવું તેને માટે તો હું જીવું છું સર્વ કુંતિના પુત્રોમાં અર્જુન અતિ બળવાન છે તેની સમીપ હું નિષ્ફળ ન થનારી ઇન્દ્રે નિર્માણ કરેલી શક્તિને ફેંકીશ હે માનદ દુર્યોધન ! તે વડે મહા ધનુર્ધારિ અર્જુનનો નાશ થવાથી તેના ભાઇઓ તમારે વશ થશે અથવા ફરીને વન પ્રત્યે જશે હે કૌરવ્ય દુર્યોધન ! મારા જીવતા તું કશા માટે ખેદ કર મા કારણકે હું સંગ્રામ વિષે સર્વ પાંડવોને સાથે જીતીશ અને મળેલા સમાગમ પામેલા પંચાલ, કેકય અને વૃષ્ણિ યોદ્ધાઓને બાણોના મોટા વરસાદે કરી તમને પૃથ્વી આપીશ સંજય કહે છે—એવી રીતે કહેતા એવા સૂતપુત્ર કર્ણ પ્રત્યે શારદ્વત મહાબાહુ કૃપાચાર્ય હસતા હોય નહિ તેમ આ વચન બોલ્યા

કે, હે રાધાપુત્ર કર્ણ ! સારૂ સારૂ વચને કરીને જો સિદ્ધિ થતી હોય તો તમારારૂપી નાથવડે કુરૂવર્ય દુર્યોધન નાથવાળા છે હે કર્ણ ! કૌરવ એવા દુર્યોધનની સમીપ તમે ઘણી વાર કહો છો, પણ તમારૂ કશુ પરાક્રમ અને ફળ દેખાતું નથી હે સૂતપુત્ર અભિમાની કર્ણ ! યુદ્ધમાં ઘણીવાર પાંડુના પુત્રોની સાથે તમારો સમાગમ જોયો છે તે સર્વમા પાંડુપુત્રોએ તમે જીતાયા છો. જ્યારે ગંધર્વોની સાથે યુદ્ધમા ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન લજ્જા પામ્યા હતા ત્યારે સૈન્યો યુદ્ધ કરતા હતા અને તમે આગળ એકલા પલાયન કરી ગયા હતા વિરાટ નગરમાં પણ કુંતિપુત્રે યુદ્ધવિષે ભેગા થએલા સર્વ કૌરવોને અને નાનાભાઇ સહિત તમને જીત્યા હતા રણાંગણ વિષે એક અર્જુનને પણ જીતવાને તમે સમર્થ નથી, ત્યારે કૃષ્ણસહિત સર્વ પાંડુપુત્રોને જીતવા કેમ ઉત્સાહ પામો છો ? હે સૂતપુત્ર કર્ણ ! બોલ્યા વગર યુદ્ધ કરો, બહુ શું બોલો છો ? કેમકે કહ્યા વગર જે પરાક્રમ કરે તેજ સત્પુરૂષનુ આચરણ છે હે સૂતપુત્ર કર્ણ ! શરદ્ ઋતુના નિષ્ફળ મેઘની પેઠે ગર્જના કરી તમે નિષ્ફળ દેખાઓ છો, તે રાજા જાણતો નથી હે રાધાપુત્ર ! જ્યાં સુધી કુંતિના પુત્ર અર્જુનને જોયો નથી, ત્યા સુધી ગર્જના કરો સમીપ કુંતિપુત્રને જોઇ પછી તમારી ગર્જના થવી દુર્લભ છે અર્જુનના બાણોને પામ્યા વગર તમે ગર્જના કરો છો પણ કુંતિપુત્ર અર્જુનના બાણવડે વિંધાએલા એવા થશો ત્યારે તમારી ગર્જના દુર્લભ થશે. ક્ષત્રિયો બાહુવડે શૂરા છે, બ્રાહ્મણો વાણીવડે શૂરા છે, અર્જુન ધનુષવડે શૂર છે અને કર્ણ એવા તમે મનોરથોવડે શૂર છો જેણે રૂદ્રને સંતોષ પમાડયા તે કુંતિપુત્ર અર્જુન પ્રત્યે કોણ ઘા કરી શકે તેમ છે ? એ પ્રમાણે તે સમયે શારદ્વત કૃપાચાર્યે કોપ પમાડેલો પ્રહાર કરનારાઓમા શ્રેષ્ઠ એવો કર્ણ કૃપાચાર્ય પ્રત્યે બોલ્યો કે—જેમ વર્ષાઋતુ વિષે મેઘ ગર્જના કરે છે તેમ શૂરાઓ નિરંતર ગર્જના કરે છે, અને વર્ષાઋતુમા વાવેલા બીજની પેઠે તત્કાળ ફળ આપે છે આ બાબતમા તે તે બોલનારા અને યુદ્ધના ભારને ધરનારા શૂરપુરૂષોના દોષને હું રણભૂમિના અગ્ર ભાગમા જોતો નથી મોટા યોદ્ધો બેને છે તે બાબતમા જરૂર તેને દૈવ સહાયતા કરે છે, તેમ ઉદ્યમ જેનો સહાય છે એવો મનવડે ભારને વહનારો હુ યુદ્ધમાં કૃષ્ણ અને સાત્યકિ સહિત પાંડુના પુત્રોને હણીશ આજે જે ગર્જના કરૂ છુ તેમા હે બ્રાહ્મણ ! તમારૂં શુ જાય છે ? શરદ્ ઋતુના મેઘની પેઠે શૂરાઓ વૃથા ગર્જના કરતા નથી, પંડિત પુરૂષો આત્માનુ સામર્થ્ય જાણ્યા પછી ગર્જના કરે છે માટે હે ગૌતમીપુત્ર કૃપાચાર્ય ! હુ આજે રણભૂમિમા સજ્જ થએલા કૃષ્ણ અને પાંડુપુત્ર અર્જુનને, મનવડે જીતવાને ઉત્સાહવાળો છુ તેથી ગર્જના કરૂ છુ હે વિપ્ર કૃપાચાર્ય ! યુદ્ધમા અનુચરો, કૃષ્ણ અને સાત્યકિસહિત પાંડુના પુત્રોને હણી દુર્યોધનને નિષ્કંટક પૃથ્વી આપુ છુ, તે મારી આ ગર્જનાનુ ફળ તમે હવે જુઓ

કૃપાચાર્ય બોલ્યા—હે સૂતપુત્ર ! તમારા મનોરથના બોલ મારે ગ્રહણ કરવા યોગ્ય નથી હે કર્ણ ! સદા કૃષ્ણ અને અર્જુનને તથા પાંડુપુત્ર ધર્મરાજને નિંદો છો પણ જ્યા કૃષ્ણ અને અર્જુન છે ત્યા જય નિશ્ચય છે, કેમકે સજ્જ થયેલા દેવ, ગંધર્વ, યક્ષ, મનુષ્ય, ઉરગ અને રાક્ષસોએ પણ રણભૂમિમા ન જીતાય એવા કૃષ્ણ અને પાંડુપુત્ર અર્જુન છે. તેમજ બ્રાહ્મણો વિષે આસ્થાવાન, સત્ય બોલનાર, જિતેંદ્રિય, ગુરૂ અને દેવતાને પૂજનાર, નિરંતર ધર્મ વિષે પ્રીતિવાળા, વિશેષેકરી અસ્ત્રોમા કુશળ, ધૈર્યવાન, અને કૃતજ્ઞ એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર છે વળી એમના ભાઇઓ પણ સર્વ અસ્ત્રો વિષે કુશળ, ગુરૂ સેવામા પ્રીતિવાળા, પ્રાજ્ઞ, નિત્ય ધર્મવાળા અને યશસ્વી છે સંબંધીઓ પણ તેઓમા અતિ પ્રીતિવાળા,

ઇન્દ્રની બરાબર બળવાળા અને પ્રહાર કરનારાઓ છે ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ, દુર્મુખ પુત્ર જનમેજય, ચંદ્રસેન, રૂદ્રસેન, કીર્તિધર્મા, ધ્રુવધર, સુચન્દ્ર, દામચન્દ્ર, સિંહચન્દ્ર, સુતેજન દ્રુપદ રાજાના પુત્રો, મોટા અસ્ત્રોને જાણનાર દ્રુપદરાજા, સજ્જ થયેલા નાના ભાઇસહિત એવો મત્સ્યરાજ, શતાનીક, સૂર્યદત્ત, શ્રુતાનીક, શ્રુતધ્વજ, બલાનીક, જયાનીક, જયાશ્વ, રથવાહન, ચંદ્રોદય, સમરથ, સુન્દર એવા વિરાટરાજાના ભાઇઓ, નકુલ, સહદેવ, તથા દ્રુપદના પુત્રો અને રાક્ષસ ઘટોત્કચ જેઓને અર્થે યુદ્ધ કરતા હોય તેઓનો નાશ થાયજ નહિ પાંડુપુત્રના આ કહ્યા તે અને બીજાઓ પણ ઘણા યોદ્ધાના સમૂહ છે વળી ભીમસેન અને અર્જુન, દેવ, અસુર, મનુષ્ય, યક્ષ, રાક્ષસના સમૂહ, ભૂત, સર્પ અને હસ્તિઓ સહિત જગતને અસ્ત્રના બળેકરી નિઃશેષ કરે તેમ છે, અને યુધિષ્ઠિર રાજા ભયંકર નેત્રવડે પૃથ્વીને બાળી દે તેમ છે, તથા જેઓને અર્થે અપ્રમેય બળવાન શ્રીકૃષ્ણ ભગવાન સજ્જ થયેલા છે તે શત્રુઓને યુદ્ધમા જીતવા માટે હે સૂતપુત્ર કર્ણ ! કેમ ઉત્સાહ પામો છો ? અને તમે સંગ્રામ વિષે નિત્ય શ્રીકૃષ્ણની સાથે યુદ્ધ કરવા ઉત્સાહ પામો છો એ તમારો મોટો અન્યાય છે સંજય કહે છે,–હે ભરતવર્ય ! એ પ્રમાણે કૃપાચાર્યના વચન સાંભળી હાસ્ય કરતો એવો કર્ણ તે સમયે ગુરૂ એવા શારદ્વત કૃપાચાર્યને કહેવા લાગ્યો કે–હે બ્રાહ્મણ ! તમે પાંડવો પ્રત્યે જે વચન કહ્યું તે સત્ય કહ્યું તમે કહ્યા એ અને બીજા પણ ઘણા ગુણો પાંડવોમા છે, તેમ રણભૂમિમા દૈત્ય, યક્ષ, ગંધર્વ, પિશાચ, ઉરગ ને રાક્ષસો સહિત તથા ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓએ કુંતિના પુત્રો જીતી શકાય તેમ નથી તોપણ ઇન્દ્રે આપેલી શક્તિવડે કુંતિના પુત્રોને હું જીતીશ

હે દ્વિજ કૃપાચાર્ય ! ઇન્દ્રે આપેલી આ શક્તિ નિષ્ફળ ન જાય એવી છે આ શક્તિ વડે સંગ્રામમા અર્જુનને હણીશ અને જ્યારે પાંડુપુત્ર અર્જુન હણાશે ત્યારે એના ભાઇઓ અર્જુનરહિત થઇ કોઇ રીતે પણ પૃથ્વીને ભોગવી શકશે નહિ, ને જ્યારે તે સર્વ નાશ પામશે ત્યારે હે કૃપાચાર્ય ! આ સાગર સહિત પૃથ્વી યત્નવિના કૌરવોના પતિ દુર્યોધનના વશમા રહેશે. હે શારદ્વત કૃપાચાર્ય ! સારા નીતિવાળા ઉપાયોવડે સર્વ અર્થ સિદ્ધ થાય છે એમા સંશય નથી એ અર્થને જાણ્યા પછી હું ગર્જના કરૂં છું તમે બ્રાહ્મણ, વૃદ્ધ અને સંગ્રામ વિષે અશક્ત છો, તેમ કુંતિના પુત્રો વિષે સ્નેહવાળા છો તેણેકરી મોહથી મને નિંદો છો હે દ્વિજ કૃપાચાર્ય ! જો ફરી આ પ્રમાણે મને અપ્રિય વચન કહેશો તો તે જ વખતે હે દુર્મતે ! ખડ્ગ ઉગામી તમારી જીભને કાપી નાખીશ, અને હે દુષ્ટમતિવાળા વિપ્ર કૃપાચાર્ય ! કૌરવોના સર્વ સૈન્યોને બીવરાવતા એવા તમે જે પાંડવોને વખાણવા ઇચ્છો છો, પણ એ વિષે યથાર્થ કહેતો એવો જે હું તેનું વાક્ય સાંભળો હે બ્રાહ્મણ ! જ્યા દુર્યોધન, દ્રોણાચાર્ય, શકુનિ, દુર્મુખ, જય, દુઃશાસન, વૃષસેન, મદ્રદેશનો રાજા શલ્ય, તમે તથા, સોમદત્ત, ભૂરિશ્રવા, દ્રોણપુત્ર અશ્વત્થામા, વિવિંશતિ એ સર્વ યુદ્ધકુશળ પુરૂષો સજ્જ થઇ રહ્યા હો ત્યા એ પુરૂષોને ઇન્દ્રની સમાન બળવાળો પણ કયો વૈરિ માણસ જીતી શકે ? શૂરા, અસ્ત્રોમા કુશળ, બળવાન, સ્વર્ગને ઇચ્છનારા, ધર્મને જાણનારા ને યુદ્ધમા કુશળ એવા જે પુરૂષો, યુદ્ધમા દેવતાઓને પણ નાશ પમાડે એવા છે,તે આ પાંડવોના વધને ઇચ્છનારા તથા પોતાના જયને ઇચ્છનારા પુરૂષો કુરૂકુળમા થયેલા દુર્યોધન માટે સંગ્રામવિષે સજ્જ થઇ ઉભા રહેશે હું અતિ બળવાળા પુરૂષોના પણ જયને તો દૈવાધીન માનું છું હે પુરૂષોમા અધમ કૃપાચાર્ય ! જ્યા સંગ્રામ વિષે મહાબાહુ ભીષ્મપિતામહ ઘણા શસ્ત્રવડે વ્યાપ્ત થઇ સુતા છે અને વિકર્ણ, ચિત્રસેન,

બાલ્હીક, જયદ્રથ, ભૂરિશ્રવા, જય જલસંધ, સુદક્ષિણ, રથિઓમા શ્રેષ્ઠ શલ અને વીર્યવાન ભગદત્ત એ અને દેવતાઓએ પણ અતિ દુખેકરી જીતાય એવા અતિ બળવાન બીજા રાજાઓને પાડવોએ નાશ પમાડયા છે, ત્યા દૈવયોગ વગર તમે બીજુ શુ માનો છો ? હે દ્વિજ કૃપાચાર્ય ! વળી નિરંતર જે દુર્યોધનના શત્રુઓને વખાણો છો તેઓના પણ હજારો શૂરાઓ હણાયા છે પાડવો સાથે કુરૂઓના સર્વ સૈન્યો ક્ષય પામે છે, એમા કોઇ રીતે પણ હું પાંડવોના પરાક્રમને જોતો નથી હે બ્રાહ્મણોમા અધમ કૃપાચાર્ય ! તમે નિરંતર તેઓને બળવાન માનો છો, તેઓ સાથે સંગ્રામમા યુદ્ધ કરવા હું શક્તિ પ્રમાણે દુર્યોધનના હિત માટે યત્ન કરીશ, પણ જય થવો એ ભાગ્યાધીન વાત

यस्तान्बलवतो नित्यं मन्यसे त्वं द्विजाधम ।
यतिष्येहं यथाशक्तियोद्धतैः सहसयुगे ॥
दुर्योधन हितार्थाय जयो दैवे प्रतिष्ठित. ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे कृपकर्णवाक्ये गुर्जरभाषाया मष्टांचाशदाधिकशततमोऽध्यायः ॥ १५८ ॥

## અધ્યાય ૧૫૯ મો. કર્ણનો તિરસ્કાર.

संजय उवाच—तथा परुषित दृष्ट्वा सूतपुत्रेण मातुल ।
खड्ग मुद्यम्यवेगेन द्रौणिरभ्यपतद्रुतम् ॥

સંજય કહે છે—સૂતપુત્ર કર્ણે તેવી રીતે કઠણ વચન કહેલા મામાને જોઇ ખડ્ગ ઉગામી દ્રોણપુત્ર અશ્વત્થામા તતર દોડયા અને પરમ ક્રોધ પામેલો સિહ જેમ મદોન્મત્ત હસ્તિ પ્રત્યે જાય તેમ દ્રોણપુત્ર અશ્વત્થામા કુરૂરાજ દુર્યોધનના જોતા કર્ણ તરફ ગયા અશ્વત્થામા કહે છે, હે નરોમા અધમ અતિ દુષ્ટ બુદ્ધિવાળા કર્ણ ! જે અર્જુનના સત્ય ગુણોને કહેતા શૂર એવા મારા મામાને દ્વેષથી તમે તરછોડો છો અને શૌર્યવડે સર્વ લોકમા ધનુર્ધારિને નિંદતા અતિ ગર્વેકરી યુક્ત એવા તમે આજે યુદ્ધમા કોઇને ગણકારતા નથી તે જ્યારે તમને સંગ્રામમા જીતી તમારા જોતા ગાંડિવ ધનુર્ધારિ અર્જુને જયદ્રથને માર્યો ત્યારે તમારૂ બળ અને અસ્ત્રો ક્યા ગયા હતા ? હે સૂતાધમ ! પૂર્વ જેણે સાક્ષાત્ મહાદેવ સાથે યુદ્ધ કર્યું હતુ તેને જીતવા વૃથા ઇચ્છો છો, સર્વ શસ્ત્રધારી પુરૂષોમા ઉત્તમ કૃષ્ણ સહિત એવા બળવાન અર્જુનને જીતવા ઇંદ્ર સહિત એકઠા મળેલા દેવ અને દૈત્યો શક્તિમાન નથી, તે લોકમા એક વીર અજીત એવા અર્જુનને જીતવા માટે હે દુષ્ટ બુદ્ધિવાળા સૂત કર્ણ ! તું આ રાજાઓ સહિત કોણ માત્ર છે ? હે અતિ દુષ્ટ બુદ્ધિવાળા નરોમા અધમ એવા કર્ણ ! હમણા ઉભો રહે, હે સદુર્મતે ! આજે કાયા થકી તમારા મસ્તકને કાપુ છુ તે જોઇ લે. સંજય કહે છે કે—મારવાને ઉદ્યમ કરતા અશ્વત્થામાને પોતે રાજા દુર્યોધને અને મનુષ્યોમા ઉત્તમ મહા તેજસ્વી કૃપાચાર્યે નિવાર્યા કર્ણ કહે છે, હે કુરૂશ્રેષ્ઠ દુર્યોધન ! આને છોડી દ્યો, અને દુષ્ટમતિવાળો બ્રાહ્મણોમા અધમ, યુદ્ધને વખાણનારો શૂર આ ભલે મારા બળને જુએ. અશ્વત્થામા કહે

છે—હે અતિ દુષ્ટ બુદ્ધિવાળા સૂતપુત્ર કર્ણ ! અમે તને આ ક્ષમા કરીએ છીએ પણ વધેલા આ તારા ગર્વને અર્જુન મટાડશે દુર્યોધન કહે છે—હે માનને આપનાર અશ્વત્થામા ! ક્ષમા કરવાને યોગ્ય છો માટે પ્રસન્ન થાઓ અને કોઇ રીતે પણ તમારે સૂતપુત્ર કર્ણ પ્રત્યે કોપ કરવો નહિ, કારણ કે તમારે વિષે, કર્ણ વિષે, દ્રોણાચાર્ય વિષે, મદ્રરાજ એવા શલ્ય વિષે અને શકુનિ વિષે મે કાર્ય આરભેલુ છે, માટે હે દ્વિજશ્રેષ્ઠ ! પ્રસન્ન થાઓ હે બ્રહ્મન્ અશ્વ-ત્થામન્ ! રાધાપુત્ર કર્ણની સાથે યુદ્ધ કરવા ઇચ્છતા અને ચોતરફથી બોલતા એવા આ સર્વ પાડવો આવે છે માટે પ્રસન્ન થાઓ સજય કહે છે,—હે મહારાજ ! પછી રાજા દુર્યોધને મનાવેલા ક્રોધના વેગવડે યુક્ત મોટા મનવાળા દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રસન્ન થયા અને હે રાજેદ્ર ! તે પછી અતિ મોટા મનવાળા સૌમ્ય સ્વભાવથી તત્કાળ જેને મૃદુતા પ્રાપ્ત થએલી છે એવા કૃપાચાર્ય પણ આ પ્રમાણે બોલ્યા કૃપાચાર્ય કહે છે—હે અતિ દુષ્ટ મતિવાળા સૂત પુત્ર કર્ણ ! અમે આ તને ક્ષમા કરીએ છીએ, પણ તારા વધેલા ગર્વને અર્જુન નાશ પમાડશે સજય કહે છે—હે રાજન ! પછી પાડવો અતિ યશસ્વી પચાલ દેશના યોદ્ધાઓને ભેગા કરી ચોતરફથી કર્ણને તરછોડતા આવ્યા, રથિ પુરૂષોમા શ્રેષ્ઠ પરાક્રમવાન અને દેવતાઓના સમૂહોવડે વિટાએલો ઇન્દ્ર હોય તેમ ઉત્તમ કૌરવોવડે વિટાએનો તેજસ્વી કર્ણ પણ પોતાના બાહુબળનો આશ્રય કરી તૈયાર થઇ ઉભો રહ્યો હે મહારાજ ! પછી કર્ણનુ સિહ નાદવડે શોભિત ભયકર એવુ પાડવો સાથે યુદ્ધ થયુ હે રાજન્ ! તે વખતે પાડવો અને યશસ્વી પચાલ યોદ્ધાઓ મહાબાહુ કર્ણને જોઇ આ કર્ણ, કયા કર્ણ ! હે કર્ણ ઉભો રહે અને હે દુરાત્મન્ પુરૂષાધમ કર્ણ ! મહા રણભૂમિમા અમારી સાથે યુદ્ધકર, એ રીતે મોટા શબ્દ કરવા લાગ્યા અને ક્રોધેકરી જેના રાતા નેત્ર થયા છે એવા બીજાઓ રાધાપુત્ર કર્ણને જોઇ આ ગર્વ પામેલા અલ્પ બુદ્ધિવાળા સૂતપુત્ર કર્ણને મારો, આના જીવવાવડે સર્વ ઉત્તમ રાજાઓને લાભ નથી તથા આ પાપી પુરૂષ કુતિના પુત્રોનો અત્યત વૈરી નિત્ય દુર્યો ધનના મતમા રહેલો અનર્થોનુ મૂળ છે માટે આને હણો, એ પ્રમાણે કહેતા એવા ક્ષત્રિયો મોટી બાણવૃષ્ટિઓવડે તેને ઢાકતા પાડુપુત્ર અર્જુનની પ્રેરણાથી સૂતપુત્ર કર્ણના વધ માટે દોડયા તે રીતે દોડતા તે સર્વ મહારથિઓને જોઇ સૂતપુત્ર કર્ણ વ્યથા ન પામ્યો, તેમ ત્રાસ ન પામ્યો હે ભરતવર્ય ! સહાર સમય સરખા ઉછળતા સૈન્યરૂપી સાગરને જોઇ, તમારા પુત્રોને પ્રસન્ન કરવા ઇચ્છતો સગ્રામ વિષે પરાજય રહિત શીઘ્રકારી મહા બળવાન કર્ણ બાણના સમૂહોવડે તે સૈન્યને ચોતરફથી વારવા લાગ્યો પછી ધનુષને હલાવતા એવા હજારો અને લાખો રાજાઓ તેને વારવા લાગ્યા અને દૈત્યોના સમૂહ જેમ ઇન્દ્રને યુદ્ધ કરાવે તેમ રાધાપુત્ર કર્ણને યુદ્ધ કરાવવા લાગ્યા

હે પ્રભો ! રાજાઓની નાખેલી બાણવૃષ્ટિને કર્ણ બાણવૃષ્ટિવડે ચોતરફથી નાશ પમાડવા લાગ્યો. સામસામી એક ક્રિયાને કરતા એવા તે યોદ્ધાઓનુ યુદ્ધ જેવી રીતે દેવ અને દૈત્યોના યુદ્ધમા, દાનવો સાથે ઇન્દ્રનુ યુદ્ધ થયુ હતુ તેવી રીતે યુદ્ધ થયુ ત્યા અમે સૂતપુત્ર કર્ણના આશ્ચર્યકારી શીઘ્રપણાને જોયુ કે જે એકલા કર્ણને યુદ્ધમા સર્વ તરફથી યત્નવાળા રાજાઓ વારી શકતા ન હતા. રાધાપુત્ર મહારથિ કર્ણ રાજાઓના બાણસમૂહોને નિવારી પોતાના નામાકિત ભયકર બાણોનો ધોસરા વિષે, લાગલદડો વિષે, છત્ર, ધ્વજ અને ઘોડાઓ પર નાખતો હતો તે પછી વ્યાકુળ થએલા કર્ણના બાણોવડે પીડા પામેલા રાજાઓ જેમ શીતવડે પીડા પામેલી

આયો ભાગે તેમ જ્યા ત્યા ભાગતા હતા તેવી રીતેજ કર્ણથી નાશ પામતા ઘોડા, હાથી અને રથિના સમૂહોને અમે જોતા હતા હે રાજન્! પાછા ન હઠનારા યોદ્ધાઓના પડી ગએલા, નાશ પામેલા, નાશ પામતા અને સર્વ તરફ ફેલાતા મસ્તકોવડે અને બાહુઓવડે ચોતરફથી યુદ્ધ યમપુરીની ઉપમા અપાય એવુ ભયકર થયુ હતુ પછી રાજા દુર્યોધને કર્ણના પરાક્રમને જોઇ અશ્વત્થામા પ્રત્યે આવી આવુ વાકય કહ્યુ કે, રણભૂમિમા સજ્જ થએલો આ કર્ણ સર્વ રાજાઓ સાથે યુદ્ધ કરે છે તેથી કર્ણના બાણોવડે પીડા પામેલી અને ભામતી આ સેનાને કાર્તિ-કસ્વામીએ નાશ કરેલી અસુરોની સેનાની પેઠે જુઓ રણભૂમિમા બુદ્ધિમાન કર્ણે જીતેલી આ સેનાને જોઇ, સુતપુત્ર કર્ણને મારવાની ઇચ્છાવડે આ અર્જુન જાય છે, તે માટે જેવી રીતે આપણા જોતા યુદ્ધમા પાડુપુત્ર અર્જુન, સુતપુત્ર મહારથિ કર્ણને ન મારે તેવી રીતે યુધ્ધકરો રીતે દુર્યોધને કહ્યુ ત્યાર પછી દ્રોણપુત્ર અશ્વત્થામા, કૃપાચાર્ય, શલ્ય ને મહારથિ હાર્દિક્યને સર્વ સુતપુત્ર કર્ણની રક્ષા કરવાની ઇચ્છાવડે દૈત્યોની સેના પ્રત્યે આવતા ઇંદ્રને જોઇ જેમ સુરલોક સામે જાય તેમ, કુતિપુત્ર અર્જુનને આવતો જોઇ તેઓ સામે ગયા હે રાજેંદ્ર! તે સમયે પચાલ દેશના યોદ્ધાઓવડે વિંટાએલો અર્જુન પણ જેવી રીતે ઇદ્ર વૃત્રાસુર સામે જાય તેવી રીતે કર્ણ પ્રત્યે ગયો ધૃતરાષ્ટ્ર પૂછે છે કે—હે સુત! કલ્પાતક યમરાજાની ઉપમા અપાય એવા ક્રોધ પામેલા અર્જુનને જોઇ સૂર્યપુત્ર કર્ણ શુ ઉત્તમ કાર્ય સિદ્ધ કરી શકયો? જે મહારથિ નિર-તર કુતિપુત્ર અર્જુનની સાથે સ્પર્ધા કરે છે અને યુદ્ધમા અતિ દારૂણ એવા અર્જુનને જીત-વા ઇચ્છે છે

હે સજય! સૂર્યનો પુત્ર કર્ણ નિત્ય અસત વૈરી એવા અર્જુનને તત્કાળ પ્રાપ્ત થએલો જોઈ શુ ઉત્તમ કાર્ય સિદ્ધ કરી શકયો? સજય કહે છે કે, પાડુપુત્ર અર્જુનને આવતો જોઇ, હાથી સમીપ જેમ હાથિ જાય તેમ રણભૂમિમા અવ્યાકુલ એવો કર્ણ ધનજય પ્રત્યે ગયો વેગેકરી સમીપ આવતા સૂર્યપુત્ર કર્ણને કુતિપુત્ર અર્જુને સીધા જનારા બાણોવડે ઢાકી કાઢયો અને કર્ણે અર્જુનને ઢાકી મૂકયો પછી ફરીને પાડુપુત્ર અર્જુને ઘણા બાણોવડે કર્ણને ઢાકયો ત્યારે અતિ ક્રોધ પામેલા કર્ણે ત્રણ બાણોવડે અર્જુનને વિંધ્યો કર્ણની તે શીઘ્રતા જોઇ મહા બળવાન કુતિપુત્ર અર્જુન સહન કરી શકયો નહિ અને સુતપુત્ર કર્ણ પ્રત્યે શિલા-ઓવડે તીક્ષ્ણ કરેલા સ્વચ્છ અગ્ર ભાગવાળા સીધા ચાલનારા ત્રણસો બાણને શત્રુને તપા-વનારા અર્જુને નાખ્યા તથા ક્રોધ પામેલા પરાક્રમી બળવાન અર્જુને હસીને જેમ તેમ કર્ણને જમણા હાથના અગ્ર ભાગ વિષે વિધ્યો, તેથી બાણેકરી વિંધાએલા કર્ણના હાથથી ધનુષ પડી ગયુ, ફરીને નિમેષાર્ધ વખતમા ધનુષ ફેકવામા કુશળ પુરૂષની પેઠે બીજુ ધનુષ લેઇ મહા બળવાન કર્ણે બાણોના સમૂહોવડે અર્જુનને ઢાકી દીધો હે ભારત! સુતપુત્ર કર્ણે કરેલી તે બાણોની વૃષ્ટિને હસતો હોય નહિ તેમ, અર્જુને બાણવૃષ્ટિવડે નાશ પમાડી હે પાર્થિવ ધૃતરાષ્ટ્ર! સામસામી એક ક્રિયા કરવાને ઇચ્છતા એવા મહા ધનુર્ધારી તે બેઉ સામસામા આવી બાણરૂપી વૃષ્ટિવડે ઢાકતા હતા જે પ્રમાણે હાથણીના કારણથી ક્રોધ પામેલા વનના બે હા-થીઓનુ યુદ્ધ થાય, તેમ રણભૂમિમા અદ્દભુત એવુ કર્ણ અને પાડુપુત્ર અર્જુનનું તે મોટુ યુદ્ધ થતુ હતુ પછી મહા ધનુર્ધારી અર્જુને કર્ણનુ પરાક્રમ જોઇ ઉતાવળથી કર્ણની મુઠીના ભાગમા રહેલા ધનુષને કાપી નાખ્યુ અને ભાલાઓવડે ચાર ઘોડાને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલી દીધા તેમજ શત્રુને તપાવનારા અર્જુને સારથિના મસ્તકને કાયા પરથી પાડી નખ્યું અને એ પછી જેનુ ધનુષ કપાએલુ અને જેના ઘોડા અને સારથિ નાશ પામ્યા છે એવા કર્ણને

કુંતિપુત્ર પાંડવ અર્જુને ચાર બાણોવડે વિંધ્યો બાણોવડે પીડા પામેલો નરોમાં ઉત્તમ એવો કર્ણ અર્જુનના બાણસમૂહોવડે યુક્ત એવા શલ્યની પેઠે જીવિતાર્થને ઇચ્છતો જલદી રથમાંથી કૂદી કૃપાચાર્યના રથ પર બેઠો હે ભરતવર્ય ! રાધાપુત્ર કર્ણને અર્જુને જીતેલો જોઇ ધન-જયના બાણોવડે પીડા પામેલા તમારા યોદ્ધાઓ દશ દિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા

હે નૃપ ! તે યોદ્ધાઓને ભાગતા જોઇ રાજા દુર્યોધન પાછા વાળવા લાગ્યો અને આ વાક્ય બોલ્યો કે હે ક્ષત્રિયોમાં ઉત્તમ શૂરા પુરૂષો ! તમારા ભાગવાવડે ઘણું થયું માટે ઉભા રહો અને આ હું પોતે સંગ્રામ વિષે કુંતિપુત્ર અર્જુનનો વધ કરવા સારૂ જાઉં છું તથા હું પંચાલ અને સોમક યોદ્ધાઓ સહિત કુંતિના પુત્રોને મારીશ જેમ યુગના નાશ વખતે કાળના પરાક્રમને જુએ તેમ રાજાઓ આજે ગાંડિવ ધનુષવાળા અર્જુનની સાથે યુદ્ધ કરતા મારા પરાક્રમને જોશે, આજે યુદ્ધમાં પતંગિઆઓની પંક્તિની પેઠે ધનુષથી છૂટતા મારા બાણસમૂહોને યોદ્ધાઓ જોશે વર્ષા ઋતુમાં મેઘની વૃષ્ટિને જેમ જુએ તેમ આજે યુદ્ધમાં બાણોને ફેંકતો ધનુર્ધારી એવો જે હું તેની બાણમય વૃષ્ટિને સૈનિકો જોશે, આજે રણભૂમિમાં નમેલ પર્વવાળા બાણોએકરી કુંતિપુત્ર અર્જુનને જીતીશ હે શૂરાઓ ! યુદ્ધમાં ઉભા રહો અને અર્જુનના ભયને તજો જેવી રીતે મકરાલય ( મગરોના રેહઠાણરૂપી ) મોટો સાગર ભરતીને પામી તેને ન સહે તેવી રીતે અર્જુન મારા પરાક્રમને સહી શકશે નહિ એ પ્રમાણે કહી મોટા સૈન્યવડે વિંટાએલો દુઃખેકરી સહી શકાય એવો ક્રોધાયમાન રાતા નેત્રવાળો રાજા દુર્યોધન અર્જુન સામે ગયો, તે સમયે મહાબાહુ રાજાને જતો જોઇ શારદ્વત કૃપાચાર્ય આવી અશ્વત્થામા પ્રત્યે આ વાક્ય બોલ્યા કે, આ અમર્ષવાન ક્રોધવાળા મહાબાહુ રાજા દુર્યોધન પતંગિઆની વૃત્તિને ગ્રહી અર્જુન સામે યુદ્ધ કરવા ઇચ્છે છે માટે હે પુરૂષોમાં ઉત્તમ અશ્વત્થામા ! જ્યાસુધી આપણા જોતા કુંતિપુત્ર અર્જુન સાથે મળેલો રાજા પ્રાણ ન ખૂવે તેટલા વખતમાં કૌરવ એવા અર્જુનને નિવારી રાખો, અને જેટલા વખતમાં શૂર કુરૂકુળમાં થએલો રાજા આજે યુદ્ધમાં અર્જુનના બાણ વિષયને ન પામે તેટલા વખતમાં તેને વારો તેમ જેટલી વારમાં ભયંકર અને કાચળી રહિત સર્પ સરખા બાણોવડે રાજાને અર્જુને ભસ્મ ન કરાય તેટલી વારમાં યુદ્ધથી તેને નિવારો હે માનને આપનાર અશ્વત્થામા ! આપણે છીએ ને જો રાજા સહાય વગર યુદ્ધ સારૂ જાય તે અયોગ્ય હોય તેમ હું માનું છું તેમજ જેવી રીતે સિંહની સાથે યુદ્ધ કરનારા હાથીનું જીવિત દુર્લભ મનાય તેવી રીતે મુકુટવાન કુંતિપુત્ર અર્જુનની સાથે યુદ્ધ કરનારા કુરૂકુળમાં થએલા દુર્યોધનનું જીવિત હું દુર્લભ માનું છું મામા કૃપાચાર્યે એ પ્રમાણે કહેલા શસ્ત્રધારી પુરૂષોમાં ઉત્તમ એવા દ્રોણપુત્ર અશ્વત્થામા ત્વરાથી દુર્યોધન પ્રત્યે આ વાક્ય બોલ્યા. હે ગાંધારીપુત્ર કૌરવ્ય દુર્યોધન ! હું જીવું છું, ત્યાં સુધી તમારે નિરંતર હિત ઇચ્છનાર એવો જે હું તેને તિરસ્કાર કરી તમે યુદ્ધ પ્રત્યે જવા યોગ્ય નથી હે દુર્યોધન ! તમારે કુંતિપુત્ર અર્જુનના વિજય પ્રત્યે સંભ્રમ કરવો નહિ, કેમકે હું તેમને હઠાવીશ માટે તમે ઉભા રહો દુર્યોધન કહે છે—હે દ્વિજોત્તમ આચાર્ય ! પાંડુના પુત્રોને પુત્રપેઠે રાખો છો પણ તમે નિરંતર તેઓ વિષે ઉપેક્ષા કરો છો તેમ મારા મંદભાગ્યપણાને લીધે કિંવા ધર્મ રાજાના પ્રિય માટે અથવા દ્રૌપદીના પ્રિય માટે તમારૂ પરાક્રમ મંદ થાય છે, તે હું જાણતો નથી ? લોભી એવો જે હું તેનેજ ધિક્ છે કે જેને માટે સુખને યોગ્ય પરાજય રહિત એવા સર્વ બાંધવો પરમ દુઃખને પામે છે. શસ્ત્ર જાણનારા પુરૂષોના મધ્યમાં મુખ્ય અને યુદ્ધમાં મહા-

દેવની સમાન શક્તિમાન એવો ગૌતમીનો પુત્ર ન હોય તેવો કોણ શત્રુને નાશ ન પમાડે? હે અશ્વત્થામા! તમે પ્રસન્ન થાઓ અને મારા અહિતકારી શત્રુઓને નાશ પમાડો, કેમકે ત મારા અસ્ત્રવિષય વિષે રહેવા દેવ અને દાનવો પણ સમર્થ નથી હે દ્રોણપુત્ર અશ્વત્થામા! અનુચરો સહિત પંચાલ અને સોમક યોદ્ધાઓને તમે નાશ પમાડો અને શેષ રહેલાઓને તમે રક્ષા કરેલા એવા અમેજ નાશ પમાડશુ હે વિપ્ર અશ્વત્થામા! આ યશસ્વી સોમક અને પંચાલ યોદ્ધાઓ મારા સૈન્ય વિષે ક્રોધ પામતા દાવાગ્નિની પેઠે ફરે છે તેઓને તથા કેકય રાજાઓને હે નરોમા ઉત્તમ! નિવારો તેમને કેમકે આગળ મુકુટવાન અર્જુને રક્ષા પમાડેલા તેઓ સૈન્યને નિઃશેષ કરે છે, હે શત્રુને દમનાર અશ્વત્થામા! ત્વરાયુક્ત એવા તમે જલદી જાઓ કેમકે,હે મારિષ! પ્રથમ અથવા પછી એ તમારૂજ કામ છે હે મહાબાહો અશ્વત્થામન્! તમે પંચાલ યોદ્ધાઓના વધ સારૂ ઉત્પન્ન થયા છો, માટે ઉદ્યમ કરી સર્વ જગતને પંચાલ યોદ્ધાઓ રહિત કરશો આ પ્રમાણે જે સિદ્ધ વાણી હુ કહુ છુ તે તેમજ થશે, માટે હે પુરૂષોમા ઉત્તમ અશ્વત્થામા! અનુચરો સહિત પંચાલ યોદ્ધાઓને નાશ પમાડો. તમારા અસ્ત્ર આગળ ઇન્દ્ર સહિત એવા પણ દેવતાઓ રહેવા સમર્થ નથી, ત્યારે આ તમને સત્ય કહું છુ કે પંચાલ સહિત એવા કુંતિના પુત્રો કોણ માત્ર છે? હે વીર અશ્વત્થામાન્! આ તમને સત્ય કહું છુ કે તમારી સાથે સંગ્રામમા સોમક યોદ્ધાઓ સહિત પાંડુના પુત્રો બળથી યુદ્ધ કરવા સમર્થ નથી હે મહાબાહો અશ્વત્થામાન્! જાઓ જાઓ જેથી આપણો કાલ જાય નહિ, આ કુંતિપુત્ર અર્જુનના બાણોવડે પીડા પામતી સેના ભાગે છે હે માન અપાનાર મહાબાહો અશ્વત્થામા! પાંડુપુત્ર અને પંચાલ યોદ્ધાઓના વધ વિષે તમે પોતાના દિવ્ય તેજવડે સમર્થ છો

शक्तोऽसि महाबाहो दिव्येन स्वेन तेजसा।
निग्रहे पाण्डुपुत्राणां पञ्चालानां च मानद ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे दुर्योधनवाक्ये गुर्जरभाषाया मेकोनषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १५९ ॥

## અધ્યાય ૧૬૦ મો. અશ્વત્થામાનો કોપ.

संजय उवाच—दुर्योधने नैव मुक्तो द्रौणि राहवदुर्मद ।
चक्रोरारिविधेयत्नमिन्द्रे दैत्यवधे यथा ॥

સંજય કહે છે—દુર્યોધને એ પ્રમાણે કહેલા યુદ્ધમા દુર્મદ એવા મહાબાહુ દ્રોણપુત્ર અશ્વત્થામા જેવી રીતે ઇન્દ્ર દૈત્યોના વધમા યત્ન કરે તેવી રીતે શત્રુઓના વધ વિષે યત્ન કરવા લાગ્યા. તથા તમારા પુત્ર પ્રત્યે આ વચન બોલ્યા કે, હે મહાબાહો કૌરવ કે, દુર્યોધન! જે પ્રમાણે તમે કહો છો તે પ્રમાણે જરૂર મને તથા મારા પિતાને પણ પાંડવો નિરંતર પ્રિય છે હે તાત કુરૂદ્વહ દુર્યોધન! તેમજ અમે એ તેઓના પ્રિય છીએ, પણ યુદ્ધમા નથી માટે શક્તિથી નિર્ભય પુરૂષની પેઠે પ્રાણને કોરે મૂકી યુદ્ધ કરીએ છીએ. હે નૃપોત્તમ દુર્યોધન! હું, કર્ણ, શલ્ય, કૃપાચાર્ય અને હાર્દિકય એટલાજ નિમેષ વખતમા પાંડવોની સેનાને નાશ પમાડીએ તેમ

છીએ. હે કુરૂદ્વહ મહાબાહો દુર્યોધન ! જો અમે યુદ્ધમા ન હોઇએ તો તેઓ પણ નિમેષાર્ધ વખતમા કૌરવોની સેનાને નાશ પમાડે તેમ છે હે ભારત દુર્યોધન ! પાડવો પ્રત્યે શક્તિવડે યુદ્ધ કરતા એવા જે અમે તેનુ અને અમ પ્રત્યે યુદ્ધ કરવા ઇચ્છનારા પાડવોનુ તેજ, તેજને પામી શમી જાય છે હુ તમને સત્ય કહુ છુ કે પાડુ પુત્રોના જીવતા બળથી પાડવોની સેના જીતી શકે તેમ નથી હે ભારત દુર્યોધન ! પોતાને માટે યુદ્ધ કરતા એવા તે સમર્થ પાડુ-પુત્રો શા માટે તમારા સૈન્યોને જીતશે નહિ હે રાજન્ કૌરવ દુર્યોધન ! તમે તો અતિ લોભી ઠગબાજીને જાણનાર સર્વ વિષે શકા કરનાર અભિમાની છો તેથી અમારા પ્રત્યે શકા કરો છો હે રાજન્ દુર્યોધન ! તમે નિદિત પાપાત્મા અને પાપી પુરૂષ છો, તેથી હે ક્ષુદ્ર પાપભાવવાળા તમે અમારા તથા બીજાઓ પ્રત્યે પણ શકાઓ કરો છો હે કુરૂપુત્ર દુર્યોધન ! આ હુ તો તમારે અર્થે યત્ન કરી જેણે જીવિત કોરે મૂકેલુ છે એવો થઇ તમારે માટે સગ્રામ વિષે જાઉં છુ હે શત્રુને દમનાર દુર્યોધન ! તમારા પ્રિય માટે આજે હુ સગ્રામ પ્રત્યે જાઉ છુ, અને પચાલ, સોમક, કૈકેય તથા પાડવ શત્રુઓ સાથે યુદ્ધ કરીશ, અને સારા સારા યોદ્ધાઓને જીતીશ આજે જેમ સિહવડે પીડા પામેલી ગાયો ચોતરફ ભાગે તેમ મારા બાણવડે પીડા પામતા પચાલ અને સોમક યોદ્ધાઓ ભાગશે આજ રાજા ધર્મપુત્ર યુધિષ્ઠિર મારા પરાક્રમને જોઇ લોકને સોમક સહિત અશ્વત્થામામય માનશે, અને ધર્મપુત્ર યુધિષ્ઠિર વૈરાગ્ય પામશે હે ભારત દુર્યોધન ! રણભૂમિમા સોમક યોદ્ધાઓ સહિત પચાલ યોદ્ધાઓને નાશ પામેલા જાઇ જેઓ યુદ્ધમા મારા પ્રત્યે યુદ્ધ કરશે તેઓને હણીશ હે શૂર દુર્યોધન ! જેઓ મારા બાહુના મધ્ય ભાગને પ્રાપ્ત થશે તેઓ મુક્ત નહિ થાય, એ પ્રમાણે મહાબાહુ અશ્વત્થામા તમારા પુત્ર દુર્યોધનને કહી સર્વ ધનુર્ધારિઓને ત્રાસ પમાડતા તમારા પુત્રોનુ પ્રિય કરવા ઇચ્છતા એવા પ્રાણધારિ પુરૂષોમા ઉત્તમ અશ્વત્થામા યુદ્ધ કરવા માટે ગયા અને પછી ગૌતમીપુત્ર અશ્વત્થામા કૈકેય યોદ્ધાઓ સહિત પચાલ યોદ્ધાઓને કહેવા લાગ્યા કે, હે મહારથિઓ ! સર્વ તમે આ મારા શરીર વિષે પ્રહાર કરો અને સ્થિર થએના અસ્ત્રોની શીઘ્રતાને દર્શાવતા એવા યુદ્ધ કરો હે મહારાજ ! એવી રીતે અશ્વત્થામાએ કહેલા યોદ્ધાઓ દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે જેવી રીતે મેઘ જળ પ્રત્યે વૃષ્ટિ કરે તેવી રીતે શસ્ત્ર વૃષ્ટિઓ કરવા લાગ્યા તે બાણોને દ્રોણપુત્ર અશ્વત્થામાએ નાશ પમાડી પાડુપુત્ર અને ધૃષ્ટદ્યુમ્નની સમીપ દશ શૂરાઓને મારી નાખ્યા હે પ્રભો ! સગ્રામમા હણાતા એવા પચાલ અને સોમક યોદ્ધાઓ રણભૂમિ વિષે દ્રોણપુત્ર અશ્વત્થામાને તજી દશ દિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા

હે મહારાજ ! શૂર એવા પચાલ અને સોમક યોદ્ધાઓને સાથે દોડતા જોઇ ધૃષ્ટદ્યુમ્ન રણમા દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે દોડયો અને પછી કાચનવડે વિચિત્ર, મેઘતુલ્ય શબ્દવાળા, શૂરા, ન નિવૃત્ત થનારા સો રથિઓવડે વિટાએલો પાચાલ રાજાનો મહારથિપુત્ર ધૃષ્ટદ્યુમ્ન યો-દ્ધાઓને હણેલા જોઇ દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે બોલ્યો કે, હે દુષ્ટ બુદ્ધિવાળા આચાર્યના પુત્ર ! બીજાઓના હણવાવડે તને શુ થશે, માટે જો શૂર છે તો મારી સાથે યુદ્ધમા સમાગમ પામ હુ તને હણીશ માટે હમણા મારી આગળ ઉભો રહે હે ભરતવર્ય ! એમ કહ્યા પછી પ્રતા-પવાળા ધૃષ્ટદ્યુમ્ન મર્મને ભેદનારા તીક્ષ્ણ બાણોવડે આચાર્યના પુત્ર અશ્વત્થામાને પ્રહાર કર્યો, જે રીતે મધને ઇચ્છનારા ઉત્તમ ભમરાઓ પુષ્પવાળા વૃક્ષ પ્રત્યે પ્રવેશ કરે તે રીતે ધૃષ્ટદ્યુ-મ્નના તે પક્તિરૂપ કરેલા તત્કાળ જનારા રૂકમ પુખવાળા સારા અગ્ર ભાગવાળા સર્વ કાયાને ચીરનારા બાણ દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે પ્રવેશ કરવા લાગ્યા પગેકરી દબાએલા સર્પની

પેઠે અતિ વિધાએલા અને અતિ ક્રોધ પામેલા માનવાળા અમઞ્રાત અને બાણુ જેના હાથમા છે એવા દ્રોણુપુત્ર અશ્વત્થામા બોલ્યા કે, હે ધૃષ્ટદ્યુમ્ન ! સ્થિર થઇ મુહૂર્ત વાર ઉભો રહે કે, જેથી તને તીક્ષ્ણ બાણોવડે હું યમરાજાના સ્થાન પ્રત્યે મોકલુ, એ પ્રમાણે ધૃષ્ટદ્યુમ્નને કહી પર-શત્રુઓને મારનાર દ્રોણુપુત્ર અશ્વત્થામા અસ્ત્રકુશળ પુરૂષની પેઠે ચોતરફથી બાણોના સમૂહોવડે તેને ઢાકવા લાગ્યા. તે સમયે યુદ્ધમા દ્રોણુપુત્ર અશ્વત્થામાથી પીડા પામતો યુદ્ધમા દુર્મદ એવો પચાલ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન વાણીવડે દ્રોણુપુત્ર અશ્વત્થામાને પીડવા લાગ્યો હે વિપ્ર ! મારી પ્રતિજ્ઞાને તથા ઉત્પત્તિને તુ જાણુતો નથી હે અતિ દુષ્ટ મતિવાળા ! દ્રોણાચાર્યને હણી મારે તને મારવો છે, તે માટે આજે યુધ્ધમા દ્રોણાચાર્યના જીવતા હુ તને મારતો નથી હે સુદુર્મતે અશ્વત્થામન્ ! આ રાત્રિનુ સવાર નહિ થયુ હોય એટલામા તો તારા પિ-તાને મારી પછીથી તને યુદ્ધમા પ્રેતલોક પ્રત્યે મોકલીશ, એ મારા મનમા રહેલુ છે માટે કુતિના પાચ પુત્રો સામે દ્વેષ છે અને કૌરવોપર ભક્તિ છે, તેને સ્થિર થઇ દર્શાવ કેમકે મારાથી તુ જીવતો નહિ જાય જે બ્રાહ્મણુ બ્રાહ્મણુપણાને મૂકી દેઇ ક્ષત્રિયોના ધર્મ વિષે પ્રીતિવાળો છે તે પુરૂષોમા અધમ જાણુવો, તુ તેને તેની પેઠે સર્વ લોકને હણુવા યોગ્ય છે. એવી રીતે ધૃષ્ટદ્યુમ્ને કઠિણ વાક્ય કહેલા બ્રાહ્મણોમા ઉત્તમ એવા અશ્વત્થામા તીવ્ર ક્રોધને શાત કરી ગયા અને 'ઉભો રહે, ઉભો રહે' એ પ્રમાણે બોલ્યા તથા નેત્રોવડે બોલતા હોય નહિ તેમ ધૃષ્ટદ્યુમ્નને જોવા લાગ્યા અને સર્પની પેઠે નિશ્વાસ નાખતા બાણોવડે ઢાકવા લાગ્યા હે રાજશ્રેષ્ઠ ! દ્રોણુપુત્ર અશ્વત્થામાએ યુધ્ધમા બાણવડે આચ્છાદન કરેલો સર્વ પા-ચાલ સેનાઓવડે વિંટાએલો રથિ પુરૂષોમા શ્રેષ્ઠ, મહાબાહુ ધૃષ્ટદ્યુમ્ન પોતાના પરાક્રમનો આશ્રય કરી કપ્યો નહિ અને જૂદા જૂદા પ્રકારના બાણો અશ્વત્થામા ઉપર નાખવા લાગ્યો ફરીને પ્રાણુ દ્યૂતના મઝારરૂપી રણુમૂમિમા બાણોના સમૂહોવડે પરસ્પર પીડા પમાડતા અમ-ર્ષવાળા, ચોતરફથી બાણુવૃષ્ટિઓને કરતા, મહા ધનુર્ધારી તે બેઉ લડવા લાગ્યા તે સમયે દ્રોણુ-પુત્ર અશ્વત્થામા અને ધૃષ્ટદ્યુમ્નના ઘોર રૂપવાળા ભયાનક યુધ્ધને જોઇ સિધ્ધ, ચારણુ અને ગધર્વો વખાણુવા લાગ્યા આકાશ અને દિશાઓને બાણોના સમૂહોવડે પૂર્ણ કરતા અલક્ષ્ય એવા તે બેઉ બાણોવડે મોટા અધકારને કરી યુધ્ધ કરવા લાગ્યા રણુમૂમિમા નૃત્ય કરતા હોય તેમ રહેલા, જેણે મડળાકાર ધનુષ ખેચેનુ છે એવા, પરસ્પર વધ કરવામા યત્નવાળા સર્વ જતુને ભયકર, મહાબાહુ તેઓ આશ્ચર્યકારી શીઘ્ર અને સારૂ યુદ્ધ કરતા હતા સગ્રામ વિષે હજારો યોદ્ધાઓના મુખ્ય પુરૂષોથી વખાણુ પામતા, રણુમા આગમ રહિત એવા તે બેઉને જેમ વનના હાથિઓને વનમા જોઇ દર્પ થાય, તેમ બેઉ સેનાને વિષે ઘણો હર્ષ થતો હતો, તેમ સિહનાદ સરખા શબ્દો થતા હતા સૈનિકો હજારો અને લાખો શખ તથા વાદિત્રોને વગાડતા હતા એ રીતે ભીરૂના ભયને વધારનારૂ તે સકુલ યુદ્ધ થતુ હતુ, તે વખતે તેઓનુ તુમુલ યુદ્ધ મુહૂર્તવાર સમાન રૂપવાળુ થયુ પછી હે મહારાજ ! દ્રોણુપુત્ર અશ્વત્થામાએ મહાત્મા ધૃષ્ટદ્યુમ્નના ધ્વજને, ધનુષને તથા છત્રને, બે પડખાના સારથિને, રથસારથિને, અને ચાર ઘોડાઓને હણ્યા તથા રણુમૂમિ વિષે દોડયા અને વળી માપી ન શકાય એવા પરાક્રમ-વાળા તેઓએ નમેલ પર્વવાળા બાણોએ કરી હજારો ને લાખો પચાલ યોદ્ધાઓને નસાડયા. હે ભરતવર્ય ! તે પછી પાડવોની સેના યુદ્ધમા ઇન્દ્રસરખુ દ્રોણુપુત્ર અશ્વત્થામાનુ મોટુ કર્મ જોઇ વ્યથા પામવા લાગી મહારથિ દ્રોણુપુત્ર અશ્વત્થામાએ દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્નના અને

ફાલ્ગુન એવા અર્જુનના જોતા સો બાણોવડે પચાલના સો યોદ્ધાઓને તથા તીક્ષ્ણ ત્રણ બાણોવડે ત્રણ મહારથિઓને નાશ પમાડ્યા અને જેઓ અતિ નિશ્ચય કરી રહેલા હતા તે પચાલ યોદ્ધાઓને પણ નાશ પમાડ્યા સગ્રામ વિષે સૃજય યોદ્ધાઓ સહિત વધ થતા તે પંચાલ યોદ્ધાઓ દ્રોણપુત્ર અશ્વત્થામાને તજી દેઈ, જેઓના રથ અને ધ્વજ જૂદા જૂદા થઈ ગયા છે, એવા થઇ જતા હતા યુદ્ધમા શત્રુઓને જીતી મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામા જેવી રીતે મેઘ ઘણો મોટો નાદ કરે તેમ અતિ મોટો નાદ કરતા હતા અને જે પ્રમાણે યુગના નાશ વખતે સર્વ જતુઓને ભસ્મ કરી અગ્નિ શોભે તે પ્રમાણે બહુ શૂરાઓને નાશ પમાડી તેઓ શોભતા હતા તેમ જે રીતે શત્રુઓના સમૂહોને હણી, ઈન્દ્ર શોભે તે રીતે સગ્રામ વિષે હજારો શત્રુઓના થોકને જીતી યુદ્ધમા કૌરવોથી વખાણાતા પ્રતાપવાન તે બેઉ શોભતા હતા

सम्पूज्यमानो युधिकौरवेयै र्निर्जित्य सङ्घेरिगणान्सहस्रश' ।
व्यरोचत द्रोणसुत. प्रतापवान् यथा सुरेन्द्रोरिगणान्निहत्य वै ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे अश्वत्थामा पराक्रमे गुर्जरभाषायां षष्ठ्यधिकशततमोऽध्यायः ॥ १६० ॥**

## અધ્યાય ૧૬૧ મો. સમિશ્ર સકુલ યુદ્ધ.

**संजय उवाच—ततो युधिष्ठिरश्चैव भीमसेनश्च पाण्डवः ।
द्रोणपुत्रं महाराज समन्तात्पर्यवारयन् ॥**

સજય કહે છે—હે મહારાજ ! તે પછી યુધિષ્ઠિર અને પાડુપુત્ર ભીમસેન, દ્રોણપુત્ર અશ્વત્થામાને વારવા લાગ્યા પછી ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યે યુક્ત એવો રાજા દુર્યોધન સગ્રામ વિષે, પાડવો સામે ગયો તે પછી હે મહારાજ ! ભીરૂ પુરૂષોના ભયને વધારનારૂ ઘોરરૂપવાળુ યુધ્ધ થયુ તે વખતે ક્રોધ પામેલા ભીમસેને અબષ્ટ, માલવ, બગ, શિબિ અને ત્રિગર્ત દેશના યોધ્ધાઓને પણ મૃત્યુલોક પ્રત્યે મોકલ્યા તેમજ યુધ્ધમા દુર્મદ એવા આભીષાહ અને શૂરસેન દેશના યોધ્ધાઓને હણી ભીમસેને પૃથ્વીને રૂધિરરૂપી ગારાવાળી કરી મૂકી વળી હે રાજન્ ! મુકુટવાળા અર્જુને પર્વતમા વસનારા યોધ્ધાઓને અને મદ્રક તથા માળવા દેશના યોધ્ધાઓને પણ મૃત્યુ લોકપ્રત્યે મોકલ્યા તે સમયે શીઘ્ર ગતિવાળા અર્જુનનાં તીક્ષ્ણ બાણોએકરી દઢ પ્રહાર પામતા બે દાતવાળા હસ્તિઓ જેવી રીતે બે શીખરવાળા પર્વતો પડે તેમ પૃથ્વીપર પડતા હતા કપાએલી અને આણીકોર તેણીકોર ચેષ્ટા કરતી એવી હાથિઓની શુડવડે વિટાએલી પૃથ્વી, જેવી રીતે ફરતા સર્પોવડે શોભે તેમ શોભતી હતી અને પડલા સુવર્ણવડે વિચિત્ર એવા રાજાઓના છત્રોએકરી જે પ્રમાણે યુગના નાશ વખતે સૂર્ય અને ચદ્ર આદિ ગ્રહોવડે વિટાએલુ અતરીક્ષ શોભે તે પ્રમાણે શોભતી હતી વળી હે નિર્ભય પુરૂષો ! હણો, પ્રહાર કરો, વિધો અને કાપો, એવી રીતે અર્જુનના રથ પ્રત્યે સકુલ શબ્દ થતો હતો તેમ સગ્રામ વિષે પરમ ક્રોધ પામેલા દ્રોણાચાર્ય તો જેમ દુખેકરી નાશ પામે એવો મોટો વાયુ વાદળાઓને નાશ પમાડે તેમ વાયવ્ય અસ્ત્રેકરી યોદ્ધાઓને નાશ પમાડતા હતા તેથી દ્રોણાચાર્યથી નાશ પામતા પચાલ યોદ્ધાઓ ભયથી ભીમસેન અને મહાત્મા કુતિપુત્ર અર્જુનના જોતા ભાગતા હતા પછી મુકુટવાન અર્જુન ને ભીમસેન તુર્ત મોટા રથસમૂહોવડે મોટા સૈન્યને લેઇ પાછા

વળ્યા. દક્ષિણ પડખે રહેલો અર્જુન અને ઉત્તર પડખે રહેલો ભીમસેન તે બેઉ મોટા બાણ-સમૂહોવડે ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય પ્રત્યે વૃષ્ટિ કરતા હતા હે મહારાજ! તેઓની પાછળ મત્સ્ય અને સોમક યોદ્ધાઓ સહિત મહાબલવાન સંજય અને પંચાલ યોદ્ધાઓ જતા હતા તેમજ હે રાજન્! તમારા પુત્ર દુર્યોધનના પ્રહાર કરનારા મહારથિઓ મોટી સેના સાથે દ્રોણાચાર્યના રથ પ્રત્યે જતા હતા પછી મુકુટવાન અર્જુનથી હણાતી, તે ભારતી સેના અંધકાર અને નિદ્રાવડે ફરીને વધાર કપાતી હતી હે મહારાજ! તે સમયે દ્રોણાચાર્યે અને પોતે તમારા પુત્ર દુર્યોધને નિવારાતા એવા પણ તે યોદ્ધાઓ નિવારી શકાતા ન હતા પાંડુપુત્રના બાણોવડે કપાતી તે મોટી સેના અંધકારે વિંટાએલા જગત વિષે ચાર તરફ દોડતી હતી હે મહારાજ! તે સમયે ભયયુક્ત કેટલાક રાજાઓ ઘણા ઘોડાઓને તજી આમતેમ દોડતા હતા

तमसा सम्वृते लोके व्यद्रवत्सर्वतोमुखी ।
उत्सृज्य शतशो वाहांस्तत्र केचिन्नराधिपा ॥
प्राद्रवन्त महाराज भयाविष्टा समन्ततः ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुल-युद्धे गुर्जरभाषायामेकषष्ठ्यधिकशततमोऽध्यायः ॥ १६१ ॥

## અધ્યાય ૧૬૨ મો. સાત્યકિ ને સોમદત્તનું યુદ્ધ.

संजय उवाच—सोमदत्तं तु सम्प्रेक्ष्य विधुन्वान महद्धनुः
सात्यकि प्राहयन्तार सोमदत्ताय मा वह ॥

સંજય કહે છે—મોટા ધનુષને હલાવતા સોમદત્તને જોઈ સાત્યકિ પોતાના સારથિને કહેવા લાગ્યો કે, મને સોમદત્ત સમીપ લઇ જા, કેમકે હે સૂત! રણભૂમિમા મહા બળવાન શત્રુ સોમદત્તને માર્યા સિવાય હુ યુદ્ધથી પાછો વળનાર નથી, એ મારૂ સત્ય વચન છે એવી રીતે સાત્યકિના કહ્યા પછી સારથિ મન સરખા વેગવાળા, શંખ સરખા વર્ણવાળા સર્વ શબ્દોને ઉલ્લંઘી જનારા સિંધુ દેશના ઘોડાઓને રણભૂમિ વિષે ચલાવવા લાગ્યો મન અને વાયુ તુલ્ય વેગવાળા તે ઘોડાઓ જેવી રીતે પૂર્વે દૈત્યના વધ પ્રત્યે ઉદ્યમવાળા ઇંદ્રને ઘોડાઓ લઇ વહી ગયા હતા તેવી રીતે સાત્યકિને લેઇ ગયા રણભૂમિમા સમીપ આવતા વેગવાળા સાત્યકિને જોઇ વૃષ્ટિમાન મેઘની પેઠે બાણવૃષ્ટિ કરતો મહાબાહુ અસંભ્રાંત એવો સોમદત્ત સામો થયો અને મેઘ જેમ જળવૃષ્ટિવડે સૂર્યને ઢાંકે તેમ શિનિપૌત્ર સાત્યકિને બાણવૃષ્ટિવડે ઢાંકવા લાગ્યો હે ભરતવર્ય! સંગ્રામમા સાવધાન એવો સાત્યકિ બાણોના સમૂહોવડે ચોતરફથી કુરૂમા ઉત્તમ એવા સોમદત્તને ઢાંકવા લાગ્યો હે રાજન્! સોમદત્તે સાઠ બાણોવડે સાત્યકિને છાતી વિષે વિંધ્યો, અને સાત્યકિએ પણ સોમદત્તને તીક્ષ્ણ બાણોવડે વિંધ્યો. પરસ્પર બાણોવડે ઘાયલ નરોમા ઉત્તમ તે બે જેવી રીતે વસંત ઋતુમા સારા પુષ્પવાળા ફૂલેલા કેસુડાના બે વૃક્ષ શોભે તેવી રીતે શોભતા હતા જેઓના રૂધિરવડે છંટાએલા સર્વ અંગ છે એવા કુરૂ અને વૃષ્ણિકુળની કીર્તિ વધારનારા સોમદત્ત અને સાત્યકિ પરસ્પર નેત્રોવડે બાળતા હોય નહિ તેમ

જોતા હતા રથમડલના માર્ગો વિષે ફરતા શત્રુઓને નાશ પમાડનારા તેઓ વૃષ્ટિમાન મેઘની પેઠે ઘોર રૂપવાળા થયા હતા અને હે રાજેદ્ર ! બાણોવડે જેના શરીર ભેદ પામેલા છે એવા બાણોવડે ઘાયલ થએલા તેઓ સર્વ શરીર વિષે ઘાયલ થએલા સસલા જેમ દેખાય તેમ દેખાતા હતા તેમજ હે રાજન્ ! સુવર્ણ પુખવાળા બાણોવડે વ્યાપ્ત થએલા તે બેઉ જે પ્રમાણે વર્ષાઋતુમા પતગિઆઓવડે વિટાએલી વનસ્પતિ શોભે તે પ્રમાણે શોભતા હતા તથા તે બાણોવડે પ્રદીપ્ત જેના સર્વ અગ છે એવા રણભૂમિ વિષે ક્રોધ પામેલા મહારથિ તે બેઉ જેવી રીતે ઉલ્કાઓવડે બે હસ્તિઓ દેખાય તેવી રીતે દેખાતા હતા હે મહારાજ ! પછી મહારથિ સોમદત્તે અર્ધચદ્રવડે મધુકુળમા થએલા સાત્યકિના મોટા ધનુષને કાપી નાખ્યુ એ પછી સાત્યકિને પચ્ચીસ બાણવડે પ્રહાર કર્યો અને ઉતાવળ કરવાને વખતે ઉતાવળ કરી ફરીને દશ બાણોવડે વિધ્યો પછી સાત્યકિએ અતિ વેગવાળુ બીજુ ધનુષ લેઇ પાચ બાણોવડે તુર્ત સોમદત્તને વિધ્યો અને બીજા ભલ્લ નામના બાણોવડે હે રાજન્ ! રણમા હાસ્ય કરતો હોય નહિ તેમ રહેલા સાત્યકિએ બાહ્લિકના પુત્ર સોમદત્તની સેનાના ધ્વજને કાપી નાખ્યો ધ્વજને નાશ પામેલો જોઇ સભ્રાત ન થએલા એવા સોમદત્તે પચ્ચીસ બાણોવડે શિનિપૌત્ર સાત્યકિને વિધ્યો રણભૂમિમા ક્રોધ પામેલા સાત્યકિએ પણ ધનુર્ધારિ સોમદત્તના ધનુષને ભલ્લ અને ક્ષુરપ્ર નામના અસ્ત્રેકરી કાપી નાખ્યુ અને હે રાજન્ ! એ પછી સોમદત્તને જેવી રીતે પડી ગયેલી દાઢોવાળા હાથિો પ્રહાર કરે તેવી રીતે સુવર્ણ પુખવાળા તથા નમેલ પર્વવાળા સો બાણેકરી બહુ પ્રકારે પ્રહાર કર્યો પછી મહા બળવાન મહારથિ સોમદત્તે બીજા ધનુષને લેઇ બાણ વૃષ્ટિવડે સાત્યકિને ઢાકી દીધો રણભૂમિમા ક્રોધ પામેલો સાત્યકિ સોમદત્તને વિધતો હતો અને સોમદત્ત બાણોના સમૂહવડે સાત્યકિને પીડા પમાડતો હતો સાત્વત એવા સાત્યકિને અર્થે ભીમસેને દશ બાણોએકરી બાહ્લિકના પુત્ર સોમદત્તને પ્રહાર કર્યો પછી સભ્રમ રહિત એવા સોમદત્તે પણ તીક્ષ્ણ બાણોએકરી ભીમસેનને પીડિત કર્યો પછી ફરીને સાત્યકિના કાર્યને લીધે ભીમસેને નવી, દઢ, ભયકર ભોગળને સોમદત્તની છાતી સામે નાખી તે વેગવડે સમીપ આવતી ભયકર દર્શનવાળી ભોગળને હસતો હોય નહિ તેમ ઉભો રહેલ એવો જે કૌરવ સોમદત્ત, તેણે સગ્રામ વિષે બે પ્રકારેકરી કાપી નાખી બે પ્રકારે કાપેલી તે મોટી લોઢાની ભોગળ જેવી રીતે વજ્રવડ કપાએલુ પર્વતનુ મોટુ શિખર પડે તેમ પડી હે રાજન્ ! સગ્રામ વિષે સાત્યકિએ ભલ્લ બાણવડે સોમદત્તના ધનુષને તથા પાચ બાણોવડે હાથના મોજાને કાપી નાખ્યા પછી જલદી ચાર બાણોવડે તેના ઉત્તમ ઘોડાઓને પ્રેત રાજાની સમીપ મોકલ્યા અને હે ભારત ! નરોમા અને શિનિકુળમા ઉત્તમ એવા સાત્યકિએ નમેલ પર્વવાળા બાણેકરી સારથિના મસ્તકને કાયાથી છૂટુ કર્યુ પછી હે રાજન્ ! સાત્વત એવા સાત્યકિએ મહા ઘોર, સુવર્ણ પુખવાળા, શિલાવડે તીક્ષ્ણ કરેલા બાણને જેવી રીતે બળતા અગ્નિને નાખે તેવી રીતે તેનીપર નાખ્યુ

હે સમર્થ ભારત ! બળવાન શિનિપૌત્ર સાત્યકિએ નાખેલા ભયકર બાણ તત્કાળ સોમદત્તની છાતી વિષે પડયા હે મહારાજ ! સાત્યકિએ અતિ વિંધેલો મહારથિ મહાબાહુ સોમદત્ત નીચે પડી ગયો અને મૃત્યુ પામ્યો તે સમયે સોમદત્તને મરણ પામેલો જોઇ મહારથિ પુરૂષો મોટી બાણવૃષ્ટિવડે સાત્યકિને પીડા પમાડવા લાગ્યા હે મહારાજ ! બાણોવડે ઢકાતા સાત્યકિને જોઇ યુધિષ્ઠિર અને પાડવો સર્વ પ્રભદ્રક યોદ્ધાઓ સાથે તથા મોટી સેના સાથે દ્રોણાચાર્યના સૈન્ય સામે દોડયા પછી ક્રોધ પામેલા યુધિષ્ઠિર ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના જોતા

બાણોવડે તમારા યોધ્ધાઓના મોટા સૈન્યને નસાડવા લાગ્યા સૈન્યને નસાડતા યુધિષ્ઠિરને જોઇ ક્રોધે કરી જેના નેત્ર રાતા થયા છે એવા દ્રોણાચાર્ય વગવડે યુધિષ્ઠિર સામે દોડયા પછી અતિ તીક્ષ્ણ સાત બાણોએકરી કુંતિપુત્ર યુધિષ્ઠિરને વિંધ્યા તેમ બહુ ક્રોધ પામેલા યુધિષ્ઠિરે પણ પાચ બાણોવડે દ્રોણાચાર્યને સામા વિંધ્યા અતિ વિંધેલા, ગલોફા ચાટતા એવા મહાબાહુ દ્રોણાચાર્યે યુધિષ્ઠિરના ધ્વજ અને ધનુષને કાપી નાખ્યુ ત્વરાને વખતે ધનુષ અને રથ રહિત રાજાઓમા ઉત્તમ એવા યુધિષ્ઠિરે વેગેકરી સગ્રામ વિષે બીજા દઢ ધનુષને લીધુ અને કુંતિપુત્ર યુધિષ્ઠિરે તે હજાર અસ્ત્રોવડે ઘોડા, સારથિ, ધ્વજ અને રથ સહિત દ્રોણાચાર્યને વિંધ્યા, તે આશ્ચર્ય સરખુ થયુ પછી મુહૂર્તવાર વ્યથા પામેલા અને બાણના ઘાથી જરા પીડા પામેલા દ્રોણાચાર્ય રથના સારથિને બેસવાને સ્થાને બેઠા હે ભરતશ્રેષ્ઠ ! પછી મુહૂર્તવારમા સજ્ઞા પામી ઘણા ક્રોધેકરી યુક્ત એવા દ્રોણાચાર્યે બાણોમા શ્રેષ્ઠ એવુ વાયવ્ય અસ્ત્ર ફેક્યુ હે ભારત ! તે સમયે અસભ્રાત એવા બળવાન કુંતિપુત્ર યુધિષ્ઠિરે ધનુષને ખેચી તે અસ્ત્રને અસ્ત્રવડે સ્થિર કર્યું અને પાડુપુત્ર યુધિષ્ઠિરે બ્રાહ્મણ દ્રોણાચાર્યના મોટા ધનુષને કાપી નાખ્યુ પછી ક્ષત્રિયોને નાશ પમાડનારા દ્રોણાચાર્યે બીજુ ધનુષ લીધુ દ્રોણાચાર્યના ધનુષને કુરૂમા ઉત્તમ એવા યુધિષ્ઠિરે તીક્ષ્ણ ભલ્લાવડે કાપી નાખ્યુ પછી વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ કુંતિપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યા કે હે ભરતશ્રેષ્ઠ મહાબાહો યુધિષ્ઠિર ! હુ તમને કહું છુ તે સાભળો તમે યુદ્ધમા દ્રોણાચાર્યથી વિરામ પામો કેમકે દ્રોણાચાર્ય સગ્રામ વિષે નિરતર તમને પકડવા યત્ન કરે છે માટે તમારી સાથે દ્રોણાચાર્યના યુદ્ધને હુ યોગ્ય માનતો નથી. જે માણસ એમના નાશ માટે ઉત્પન્ન કર્યો છે, તે માણસજ એમને મારશે માટે તમે ગુરૂ દ્રોણાચાર્યને તજીને જ્યા દુર્યોધન રાજા છે ત્યા જાઓ

હે કુંતિપુત્ર યુધિષ્ઠિર ! રાજા રાજાની સાથે યુદ્ધ કરવા યોગ્ય છે પણ રાજાથી ભિન્ન પુરૂષ સાથે રાજાએ યુદ્ધ ઇચ્છાતુ નથી, માટે જ્યા સુધી સહાય એવો જે હું તેણે સહિત અર્જુન અને રથિપુરૂષોમા ઉત્તમ એવો ભીમસેન કૌરવો સાથે યુદ્ધ કરીએ છીએ ત્યા સુધી હાથી, ઘોડા અને રથવડે વિંટાએલા તમે જ્યા દુર્યોધન છે ત્યા જાઓ એ રીતે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણનુ વચન સાભળી ધર્મરાજ યુધિષ્ઠિર મુહૂર્તવાર વિચાર કર્યા પછી જ્યા શત્રુઓને હણનારો ઉઘાડા અને ફાડેલ મુખવાળા કાળની પેઠે તમારા યોદ્ધાઓને હણતો એવો ભીમ નિશ્ચય કરી રહ્યો છે તે દારૂણ યુધ્ધપ્રત્યે તુર્ત ગયા જેવી રીતે વર્ષાઋતુમા મેઘ દશ દિશાઓને શબ્દવાળી કરી મૂકે તેવી રીતે મોટા રથના શબ્દેકરી પૃથ્વીને ગજાવતા પાડુના પુત્ર યુધિષ્ઠિરે શત્રુઓને હણતા એવા ભીમસેનનુ પડખુ પકડયુ તેમ રાત્રિના પ્રદોષ સમયે દ્રોણાચાર્યે પણ પાડુપુત્ર અને પચાલ યોધ્ધાઓને પીડિત કર્યા

**भीमस्यनिघ्नत शत्रुन्पार्ष्णिजग्राह पाण्डवः ।**
**द्रोणोपि पाण्डुपचालां व्यधमद्रजनीमुखे ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे गुर्जरभाषायां द्विषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६२ ॥**

## અધ્યાય ૧૬૩ મો. રાત્રિયુદ્ધમાં દીવાઓની ગોઠવણ.

**संजय उवाच—वर्तमाने तथा युद्धे घोररूपे भयावहे ।**
**तमसा सम्वृते लोकरजसा च महीपते ॥**

સંજય કહે છે—હે મહીપતે ! ઘોરરૂપવાળુ અને ભયંકર યુદ્ધ થતુ હતુ તથા અંધકારે અને રજવડે વિંટાએલા લોક જ્યારે થયા હતા ત્યારે રણભૂમિમા રહેલા યોદ્ધાઓ પરસ્પર દેખાતા ન હતા પણ અનુમાન અને સંજ્ઞાવડે જેમા મનુષ્ય, હાથી અને ઘોડાઓનો નાશ છે એવુ પરમ રૂવાં ઉભા કરે એવુ મોટુ યુદ્ધ વૃદ્ધિ પામતુ હતુ, હે નૃપશ્રેષ્ઠ ! દ્રોણાચાર્ય, કર્ણ, કૃપાચાર્ય વગેરે શૂરાઓ અને ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ એ શૂરાઓ પરસ્પર સૈન્યોને ક્ષોભ પમાડતા હતા, ચોતરફથી તે મહારથિઓએ નાશ પમાડેલા સૈન્યો અંધકારવડે વિંટાએલા જગત વિષે ચોતરફ નાસતા હતા હે મહારાજ ! સંગ્રામ વિષે સર્વ તરફ નાસતા, ચેતના રહિત, દોડતા એવા યોદ્ધાઓ નાશ પામતા હતા અને હજારો મહારથિઓ યુદ્ધમા પરસ્પર હણતા હતા હે ભારત ! તમારા પુત્ર દુર્યોધનના દુર્મંત્રિતને લીધે ગાઢ અંધકારવિષે મોહ પામેલા સર્વ સૈન્યો અને સેનાના રક્ષક પુરૂષો તે સમયે અંધકારવડે જગતના વિંટાવાથી રણભૂમિ વિષે ઘણો મોહ પામતા હતા ધૃતરાષ્ટ્ર પૂછે છે–હે સંજય ! તે વખતે પાંડવોએ કંપિત કરેલા અને પાંડવોવડે જેઓનુ બળ નાશ પામ્યુ છે એવા ગાઢ અંધારામા મગ્ન થએલા એવા જે તમે તેઓનુ મન કેવુ થયુ હતુ અને તેવી રીતે અંધકારવડે વિંટાએલા લોક વિષે તેઓના અને મારા સૈન્યનો કેમ પ્રકાશ થતો હતો ? સંજય કહે છે–પછી હણાવાથી જે શેષ રહ્યા હતા તે સર્વ સૈન્યો સેનાના રક્ષકોને પૂછ્યા પછી, વ્યૂહ કલ્પના કરવા લાગ્યા હે રાજન્ ! કૌરવોની સેનામા આગળ દ્રોણાચાર્ય અને પાછળ શલ્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા, કૃતવર્મા અને શકુનિ રહ્યા અને રાજા દુર્યોધન પોતે રાત્રિ વિષે સર્વ સૈન્યોને સાચવતો ચાલ્યો પછી હે પાર્થિવ ધૃતરાષ્ટ્ર ! દુર્યોધન શાંતિપૂર્વક સર્વ પાયદળ સમૂહોને કહેવા લાગ્યો કે તમે સર્વ ઉત્તમ આયુધોને મૂકી દેઇ હાથવડે પ્રકાશવાળા દિવાઓ અને મશાલ ગ્રહણ કરો તે રીતે રાજાઓમા શ્રેષ્ઠ એવા દુર્યોધને કહેલા હર્ષ પામેલા યોદ્ધાઓ દિવાઓ તથા મશાલ લેવા લાગ્યા, તેમજ સ્વર્ગ લોક વિષે રહેલા દેવર્ષિ ગંધર્વ અને સુરર્ષિના સમૂહો, વિદ્યાધરો, અપ્સરાઓના સમૂહો ને યક્ષ, ઉરગ અને કિન્નરો સહિત એવા નાગ હર્ષ પામતા દિવાઓ ગ્રહણ કરવા લાગ્યા તેમ ચોતરફથી દિશાઓના દેવતાઓથી પણ પ્રકાશવાળા સુગંધી સહિત તેલવાળા દિવાઓ દેખાવા લાગ્યા તેમા પણ નારદ અને પર્વત આદિ ઋષિઓએ કૌરવ ને પાંડવો માટે સંબોધન કરાતા એવા વિશેષે કરી દેખાતા હતા ફરીને વિભાગ પામેલી તે સેના રાત્રિ વિષે દીવાઓની કાંતિવડે, મહા ધનવાળા આભરણોવડે ને દિવ્ય સંપત્તિવાળા દીપ્ત અસ્ત્રોવડે શોભવા લાગી એક એક રથ વિષે પાંચ પાંચ દિવાઓ, હાથી પર ત્રણ અને પ્રત્યેક ઘોડા વિષે એક મોટો દિવો એ રીતે પાંડવો અને કૌરવોએ ક્ષણ વારમા સેનાને પ્રકાશ પમાડનારા સર્વ દિવાઓ તુર્ત પ્રકટ્યા જે પ્રમાણે અંતરિક્ષમા વિજળીઓવડે મેઘ દેખાય તેવી રીતે દીવીઓ અને તેલના પાત્ર જેઓના હાથમા છે એવા પાયદળોએ સેનાઓ વિષે કરેલા પ્રકાશવાળા સર્વ દીવાઓ દેખાતા હતા

હે રાજેંદ્ર ! પછી પ્રકાશિત સેના વિષે અગ્નિ તુલ્ય ચોતરફ તપતા એવા સુવર્ણના કવચવાળા દ્રોણાચાર્ય જેવી રીતે મધ્ય દિવસને પ્રાપ્ત થએલા કિરણોના સમૂહવાળો સૂર્ય

શોભે તેમ શોભતા હતા તે સમયે યુદ્ધમા સુવર્ણ, આભરણ નિષ્ક શુદ્ધ ધનુષને પામેલા શસ્ત્રો વિષે દીવાઓના પ્રતિબિબ પડતા હતા હે અજમીઢ! ગદાઓ, શિક્ય, બાણો, સુદર ભોગળો ને રથો વિષે રહેલી શક્તિઓ ને સર્વ પ્રતિબિંબના કિરણોએ કરી વારવાર દિવાઓને ઉત્પન્ન કરતી હતી હે રાજન્! તે સમયે ત્યા પ્રહાર કરનારા યોદ્ધાઓના છત્ર, ચમ્મર, ખડ્ગ, દીપ્ત એવી મોટી ઉલ્કાઓ અને હાલતી એવી સુવર્ણમાળાઓ અત્યત શોભતી હતી હે નૃપ! તે શસ્ત્રોની કાતિ અને દીવાઓની કાતિવડે શોભતુ સૈન્ય, તે સમયે આભરણોની પ્રભા-વડે પ્રકાશિત થવાથી ઘણુજ પ્રકાશવાળુ લાગતુ જે પ્રમાણે વર્ષાકાળમા અતરીક્ષ વિષે વિજળી શોભાને ઉત્પન્ન કરે તે પ્રમાણે ત્યા પામેલા, લોહીવડે ભીના થએલા શસ્ત્રો અને શૂર પુરૂષોએ ધારણ કરેના કવચ દીપ્ત કાતિને ઉત્પન્ન કરતા હતા જે રીતે વાયુએ કપાવેલા મોટાં કમળ શોભે તે રીતે તે સમયે ઘા વાગવાના વેગવડે કપતા, હણાતા અને વેગવડે સમીપ આવતા પુરૂષોના મુખો શોભતા હતા જે પ્રમાણે લાકડાયુક્ત મોટુ વન બળે ત્યારે સૂર્ય પણ નાશ પામે તે પ્રમાણે હે ભારત! તે વખતે પ્રકાશ પામેલી, મહા ભયવાળી તથા ભયકર રૂપવાળી તે સેના થઇ રહી અમારા તે સૈન્યને પ્રકાશ પામેલુ જોઇ ત્વરાવાન્ એવા કુતિપુત્રોએ પણ તે જ પ્રમાણે સર્વ સૈન્યો વિષે પાયદળોના સમૂહોને દીવાઓ કરવા પ્રેરણા કરી અને તેઓએ પણ દીવાઓ કર્યા, તથા મશાલો કરી એકએક હાથીપર સાત સાત, એક એક રથવિષે દશ દશ, એક એક ઘોડા વિષે બે બે બીજાઓ પડખે તથા ધ્વજો વિષે અને જઘન ભાગ વિષે પણ દીવાઓ કર્યા તેમજ સર્વ સેનાઓ વિષે પડખે પાછળ આગળ અને સવ તરફ દીવાઓ કર્યા, જેના હાથમા દીવીઓ છે એવા મધ્ય ભાગમા રહેના પુરૂષો પાડુપુત્રની સેનાને પ્રકાશિત કરતા હતા તથા બેઉ સેના વિષે મધ્ય ભાગમા જેઓના હાથ વિષે દીવીઓ રહેલી છે એવા પુરૂષો અતિ શોભતા હતા સર્વ સૈન્યો વિષે હાથી, રથ અને ઘોડાઓના સમૂહોવડે મિશ્ર એવા દીવી રાખનારા પુરૂષો જેવી રીતે તમારી સેનાને પ્રકાશિત કરતા હતા, તે રીતે પ્રકાશ પામેલાં તે સૈન્યોવડે તમારૂ સૈન્ય જેમ પ્રકાશ કરતા કિરણવાન સૂર્યગ્રહવડે અગ્નિ બળવાન થાય, તેમ બળવાળુ થતુ હતુ તે બેઉ સૈન્યોની કાતિ પૃથ્વીને અને પ્રકાશિત અતરીક્ષને તેમ સર્વ દિશાઓને ઉલ્લઘન કરી વૃદ્ધિ પામતી હતી હે રાજન્! તે પ્રકાશેકરી તમારૂ અને તેઓનુ સૈન્ય ઘણુજ પ્રકાશિત થયુ હતુ તેમ સ્વર્ગમા ગએલા તે પ્રકાશે દેવતાઓના સમૂહોને જાગૃત કર્યા તેથી ગધર્વ, યક્ષ, અસુર અને સિદ્ધના સમૂહો સર્વ આવ્યા હતા તથા અપ્સરાઓ આવી હતી દેવ અને ગધર્વોવડે આકુલ તેમજ યક્ષ, અસુરેન્દ્ર અને અપ્સરાઓના સમૂહોવડે આકુલ અને નાશ પામેલા સ્વર્ગમા જતા શૂર પુરૂષોવડે આકુલ એવુ તે યુદ્ધ સ્વર્ગ સરખુ થયુ હતુ રથ ઘોડા અને હસ્તિઓવડે આકુલ, દીવાઓથી પ્રકાશિત, જેમા ક્રોધવાળા યોદ્ધાઓ છે, જેમા હણેલા તથા નાસી જતા ઘોડાઓ છે, જેમા વ્યૂહ કરેલા રથ, ઘોડા અને હસ્તિ છે એવુ તે મોટુ સૈન્ય સુર અને અસુરના વ્યૂહ સમાન થયુ હતું જેમા શકિતઓના સમૂહોવડે આકુલ ચડવાયુ છે, જેમા મોટા રથિરૂપી વાદળ છે, જેમા હાથી અને ઘોડાના શબ્દોરૂપી મેઘ ગર્જના છે, જેમા શસ્ત્રોના સમૂહરૂપી વૃષ્ટિ છે, જેમા રૂધીરરૂપી જળધારા છે એવુ તે રથિ પુરૂષોરૂપ દુર્દિન રાત્રિ વિષે થયુ હતુ હે નરેદ્ર! જેવી રીતે ગ્રીષ્મ કાળમા મધ્ય દિવસ પ્રત્યે રહેલો સૂર્ય તાપ કરનાર થાય તેવી રીતે ઘણા અગ્નિ તુલ્ય કાતિવાળા મહાત્મા બ્રાહ્મણોમા મુખ્ય એવા દ્રોણાચાર્ય પાડવોને સતાપ પમાડનાર થઇ પડયા

शस्त्रौघवर्षं रुधिराम्बुधारं निशिप्रवृत्तं रथदुर्दिनं तत् ।
तस्मिन्महाग्निप्रतिमो महात्मा सन्तापयन्पांडवानिप्रमुख्य. ॥
गभस्तिभिमध्य गतो यथार्को वर्षात्यये तद्वद भून्नरेन्द्र ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे दीपोद्योतने गुर्जरभाषायां त्रिषष्ठ्यधिकशततमोऽध्यायः ॥ १६३ ॥

## અધ્યાય ૧૬૪ મો. રાત્રિયુદ્ધમાં દુર્યોધનની આશા.

संजय उवाच—प्रकाशिते तदा लोके रजसातमसावृते ।
समाजग्मु रथो वीरा परस्पर वधैषिण ॥

સંજય કહે છે— હે રાજન્ ! તે સમયે રજવડે અને અંધકારવડે વિંટાએલા લોક પ્રકાશિત થવાથી પરસ્પર વધને ઇચ્છતા એવા શૂરપુરૂષો યુદ્ધમાં મળ્યા અને મળીને શસ્ત્ર, પ્રાસ અને ખડગને ધરનારા, પરસ્પર જેણે અપરાધ કરેલો છે એવા યોદ્ધાઓ એક બીજાને જોવા લાગ્યા હે ભારત ! તે સમયે જે પ્રમાણે ગ્રહોવડે આકાશ શોભે તે પ્રમાણે ચોતરફ, શોભતા હજારો દિવાઓવડે અને રત્નવ્યાપ્ત સુવર્ણ દંડવાળા અને સુગંધ તૈલવાળા એવા કાંતિવડે અધિક ઉજ્વલ જે દેવ તથા ગંધર્વોના દિવા આદિ પદાર્થો તેણેકરી ભૂમિ અત્યંત શોભતી હતી તેમ લોકના પ્રલય વખતે દહન પામતી પૃથ્વી જેમ દેખાય તેમ પ્રકાશવાળા હજારો ઉંબાડીઆઓવડે પૃથ્વી દેખાતી હતી જેવી રીતે વર્ષાકાળમાં પ્રદોષ વખતે પતંગીઆ ઓવડે વિંટાએલા વૃક્ષો શોભે તેવી રીતે ચોતરફથી તે દિવાઓવડે યુક્ત એવી સર્વ દિશાઓ શોભતી હતી પછી શૂર પુરૂષો વિષે જૂદા જૂદા નરપુરૂષો યુદ્ધ કરવા સજ્જ થયા હાથિઓ હાથિઓ સાથે, ઘોડેસ્વારો ઘોડેસ્વાર સાથે અને રથિપુરૂષો ઉત્તમ રથિઓ સાથે હર્ષયુક્ત સમાગમ પામ્યા હે મહારાજ ! તે રાત્રિના પ્રદોષ વખતે તમારા પુત્રના હુકમથી ચતુરંગ એવા સૈન્યનો મોટો નાશ થયો પછી સર્વ રાજાઓને ન ગણકારતો ત્વરાયુક્ત એવો અર્જુન કૌરવોની સેનાને નાશ પમાડવા લાગ્યો ધૃતરાષ્ટ્ર પૂછે છે—ક્રોધ પામેલો, આમર્ષવાન, દુર્ધર્ષ અર્જુન મારા પુત્રની સેના પ્રત્યે પેઠો ત્યારે તમારૂં મન કેવું થયું ? અને પગે પીડા કરનાર સૈન્ય પ્રત્યે પેઠેલો અર્જુનવિષે સૈન્યો શું કરવા લાગ્યા ? તેમ દુર્યોધને શું કૃત્ય સમયોચિત માન્યું ? શત્રુને દમનારા કોણ યુદ્ધમાં અર્જુનની સામે ગયા ? શ્વેત જેના ઘોડા છે એવો અર્જુન જ્યારે સેના પ્રત્યે પેઠો ત્યારે દ્રોણાચાર્યનું કોણ રક્ષણ કરવા લાગ્યા ? કોણ દ્રોણાચાર્યના દક્ષિણચક્રને અને કોણ ઉત્તર ચક્રને સાચવતા હતા ? શૂરાઓને હણતા એવા અર્જુનની પાછળ કીયા શૂરાઓ થયા અને શત્રુઓને હણતા એવા અર્જુનની આગળ રણભૂમિમાં કોણ થયા ? મહાધનુર્ધારી, નરોમાં ઉત્તમ, બળવાન પરાજય રહિત એવા દ્રોણાચાર્ય રથ માર્ગોવિષે નૃત્ય કરતા હોય નહિ તેમ પંચાલ યોદ્ધાઓ પ્રત્યે ગયા હતા ધૂમકેતુ તારાની પેઠે ક્રોધ પામેલા જે દ્રોણાચાર્યે પંચાલ યોદ્ધાઓના રથિ પુરૂષોના સમૂહોને દગ્ધ કર્યા હતા, તે કેવી રીતે મૃત્યુ પામ્યા ? હે સૂત સંજય ! જે પ્રમાણે શત્રુઓને અવ્યગ્ર પરાજય રહિત, હર્ષ પામેલા અને સંગ્રામ વિષે ઉદય પામેલા કહે છે, તે પ્રમાણે મારા યોદ્ધાઓને કહતો નથી મારા યોદ્ધાઓને તો હણેલા, કાપેલા, વિખરાઇ ગએલા કહે છે તથા યુદ્ધમાં રથિ પુરૂષોને રથ રહિત કરેલા કહે છે

સંજય કહે છે—હે મહારાજ ! રાત્રિ પ્રત્યે જેની યુદ્ધ કરવા ઇચ્છા છે એવા દ્રોણાચાર્યનો મત જાણી દુર્યોધન, વશ વર્તતા ભાઇઓને કહેવા લાગ્યો કે—હે કૌરવ ! કર્ણ, વૃષસેન, મદ્રરાજા શલ્ય, દુર્ધર્ષ અને દીર્ઘબાહુ ને જે અનુસરનારા નોકર છે તે સર્વ યત્નવાળા પરાક્રમી પુરુષો દ્રોણાચાર્યનું પાછલા ભાગ વિષે રક્ષણ કરો હાર્દિક્ય દક્ષિણચક્રને તથા ઉત્તરચક્રને શલ્ય સાચવે, ત્રિગર્ત દેશના હણાતા જે બાકી રહેલા શૂરા મહારથિઓ હોય તે સર્વને તમારા પુત્રે આજ્ઞા કરી કે દ્રોણાચાર્ય ઘણા યત્નવાળા જેમ થયા છે તેમ પાંડવો પણ અતિ યત્નવાળા થયા છે, માટે રણભૂમિમાં શત્રુઓને હણતા એવા દ્રોણાચાર્યને તમે અતિ યત્નવાળા થઇ સાચવો યુદ્ધમાં બળવાન ધનુર્ધારી પ્રતાપવાન દ્રોણાચાર્ય દેવતાઓને પણ જીતે ત્યારે યુદ્ધમાં સોમક યોદ્ધાઓ સહિત કુંતિપુત્રોને જીતે એમાં શી નવાઇ તમે સર્વ ઘણા યત્નવાળા ભેગા થએલા મહારથિઓ દ્રોણાચાર્યને પંચાલ રાજાના પુત્ર મહારથિ ધૃષ્ટદ્યુમ્નથી રક્ષણયુક્ત કરો, હું પાંડવોની સેનાઓ વિષે ધૃષ્ટદ્યુમ્ન વગર કોઇ પણ તેવા રાજાને નથી દેખતો, કે જે રાજા દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરે તે માટે સર્વોત્તમવડે ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યનું રક્ષણ કરવું એમ હું માનું છું, કેમકે સારી રીતે રક્ષા કરેલા દ્રોણાચાર્ય પાંડવોને અને સોમક યોધ્ધાઓને મારે તેમ છે અને જ્યારે સેનાના અગ્ર ભાગમાં સર્વ સૃંજય યોધ્ધાઓ નાશ પામશે ત્યારે રણભૂમિમાં દ્રોણપુત્ર અશ્વત્થામા ધૃષ્ટદ્યુમ્નને મારશે એમાં સંશય નથી તેમજ મહારથિ રાધાપુત્ર કર્ણ અર્જુનને હણશે અને દીક્ષાવાળો એવો હું પણ યુધ્ધમાં ભીમસેનને જીતીશ શેષ રહેલા હીન તેજવાળા પાંડવોને બળાત્કારથી યોધ્ધાઓ જીતશે તે અમારો જય થોડા વખતમાં સ્પષ્ટ થશે. તે માટે સંગ્રામ વિષે મહારથિ દ્રોણાચાર્યને સાચવો એ રીતે કહી, હે ભરત શ્રેષ્ઠ ! તમારા પુત્ર દુર્યોધને તેજ પ્રમાણે સૈન્યને આજ્ઞા કરી પછી હે ભરતશ્રેષ્ઠ ! રાત્રિ વિષે દારૂણ અંધકારમાં બેઉ સેનાઓનું પરસ્પર જીતવાની ઇચ્છાએ કરી ભયંકર યુધ્ધ પ્રવૃત્ત થયું જૂદા જૂદા શસ્ત્રોના સમૂહોવડે અર્જુન કૌરવોના સૈન્યને અને કૌરવો અર્જુનને એ પ્રમાણે પરસ્પર પીડવા લાગ્યા દ્રોણપુત્ર અશ્વત્થામાએ પંચાલ રાજાઓ અને ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યે સૃંજય યોધ્ધાઓને નમેલ પર્વવાળા બાણેએકરી સંગ્રામ વિષે ઢાંકી દીધા હે ભારત ! પરસ્પર હણતા એવા પાંડવ, પાંચાલ અને કૌરવ સૈન્યોનો તે વખતે ભયંકર નાશ થયો કે જેના જેવો અમે તથા પૂર્વજોએ પણ પ્રથમ દીઠો ન હતો, વળી જેવું યુધ્ધ સાંભળ્યું ન હતું, તેવું રૌદ્ર અને ભયાનક યુદ્ધ થયું

आसीन्निधानको घोरो निघ्नतामितरेतर ॥
नैवास्माभिस्तथा पूर्वं दृष्टपूर्वं तथाविधं ॥
श्रुत वायादृशं युद्धमासीद्रौद्र भयानक ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुलयुद्धे गुर्जरभाषायां चतुःषष्ठ्यधिकशततमोऽध्यायः ॥ १६४ ॥**

## અધ્યાય ૧૬૫ મો. યુધિષ્ઠિરનું અપયાન.

**संजय उवाच—वर्तमाने तथा रौद्रे रात्रियुद्धे विशांपते ।**
**सर्वभूतक्षयकरे धर्मपुत्रो युधिष्ठिर' ॥**

સંજય કહે છે—હે વિશાપતે ! જ્યારે સર્વ પ્રાણિઓના નાશને કરનારૂ ભયકર રાત્રિયુદ્ધ થતુ હતુ, ત્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિરે પાડવ, પચાલ અને સોમક યોદ્ધાઓને કહ્યુ કે દોડો અને દ્રોણાચાર્યનેજ હણવાની ઇચ્છાથી જાઓ હે રાજન્ ! એવી રીતે રાજાના કહેવાથી પચાલ તથા સૃજય યોધ્ધાઓ ભયકર શબ્દો કરતા દ્રોણાચાર્ય પ્રત્યેજ ગયા ક્રોધવાળા તેઓ પણ સામી ગર્જના કરતા શકિત, ઉત્સાહ અને ધૈર્ય પ્રમાણે યુધ્ધમા સામા થયા દ્રોણાચાર્ય પ્રત્યે આવતા યુધિષ્ઠિર પ્રત્યે હાર્દિક્ય એવા કૃતવર્મા જેવી રીતે, મત્ત હસ્તિ પ્રત્યે હસ્તિ જાય તેવી રીતે ગયો હે રાજન્ ! ચોતરફ બાણવૃષ્ટિઓને કરતા શિનિપૌત્ર સાત્યકિ પ્રત્યે સગ્રામના અગ્ર ભાગ વિષે કૌરવ એવો ભૂરિશ્રવા યોધ્ધો ગયો હે રાજન્ ! દ્રોણાચાર્યની સામે આવતા એવા મહારથિ પાડુપુત્ર સહદેવને સૂર્યપુત્ર કર્ણે વાર્યા એ પછી જેણે મુખ ફાડેલુ છે એવા કાળની પેઠે આવતા ભીમસેન પ્રત્યે જેમ મૃત્યુની સામો જાય તેમ રાજા દુર્યોધન પોતે સામે ગયો હે રાજન્ ! સર્વ યુદ્ધમા કુશળ તથા યોદ્ધાઓમા શ્રેષ્ઠ એવા નકુળને સુબલાનો પુત્ર શકુનિ ઉતાવળો થઇ વારવા લાગ્યો હે રાજન્ ! એ પછી રથવડે આવતા રથિપુરૂષોમા ઉત્તમ એવા શિખડિને શારદ્વત કૃપાચાર્ય સગ્રામ વિષે વારવા લાગ્યા હે મહારાજ ! એ પછી મયૂર સરખા ઘોડાઓવડે આવતા યત્નવાળા પ્રતિવિંધ્ય રાજાને યત્નવાળો દુશાસન વારવા લાગ્યો હે મહારાજ ! એ પછી હજારો માયા વિષે કુશળ એવા આવતા ભીમસેનના પુત્ર રાક્ષસ ઘટોત્કચને અશ્વત્થામા વારવા લાગ્યા સગ્રામ વિષે દ્રોણાચાર્યને મારવા ઇચ્છતા એવા મહારથિ દ્રુપદરાજાને સૈન્ય અને અનુચરો સહિત વૃષસેને વાર્યો હે ભરત ! દ્રોણાચાર્યના નાશ સારૂ શીઘ્ર આવતા વિરાટ રાજાને અતિ ક્રોધ પામેલો મદ્ર દેશનો રાજા શલ્ય વારવા લાગ્યો એ પછી રણભૂમિમા વેગવાળા આવતા નકુળના પુત્ર શતાનીકને તત્કાળ ચિત્રસેન દ્રોણાચાર્યનુ રક્ષણ કરવાની ઇચ્છાવડે બાણોએકરી રોકવા લાગ્યો હે મહારાજ ! યોદ્ધાઓમા શ્રેષ્ઠ દોડતા એવા મહારથિ અર્જુનને રાક્ષસેદ્ર એવો અલબુષ વારવા લાગ્યો તેવી રીતે રણભૂમિમા શત્રુઓને હણતા હર્ષિત રૂપવાળા મહા ધનુર્ધારી દ્રોણાચાર્યને પચાલ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન વારવા લાગ્યો હે રાજન્ ! તેવી રીતે બીજા પાડુપુત્રોના આવતા મહારથિઓને તમારા રથિપુરૂષો બળવડે વારવા લાગ્યા મોટા યુદ્ધમા હજારો અને લાખો માવતો માવતોની સાથે મળી પરસ્પર યુદ્ધ કરવા તથા નાશ પમાડવા લાગ્યા હે રાજન્ ! અર્ધ રાત્રિ સમયે જેવી રીતે પક્ષવાળા પર્વતો દેખાય તેવી રીતે વેગવડે એક બીજાને નસાડતા ઘોડાઓ દેખાતા હતા

હે મહારાજ ! જેઓના હાથમા પ્રાસ, શકિત અને ઋષ્ટિ નામના હથિઆર છે એવા જૂદા જૂદા શબ્દ કરતા ઘોડેસ્વારો ઘોડેસ્વારો સાથે સમાગમ પામ્યા તે યુધ્ધમા ઘણા મનુષ્યો ગદા, મુસળ અને જૂદા જૂદા પ્રકારના શસ્ત્રોવડે પરસ્પર સમાગમ પામતા જે પ્રમાણે ઉછળતા સમુદ્રને કિનારો વારે તે પ્રમાણે ધર્મપુત્ર યુધિષ્ઠિરને હાર્દિક્ય પુત્ર કૃતવર્મા વારવા લાગ્યો. યુધિષ્ઠિરે કૃતવર્માને પાચ બાણોવડે વિધી ફરીને 'ઉભો રહે ઉભો રહે' એમ કહી વીસ બાણોવડે વિધ્યો હે મારિષ ! ક્રોધ પામેલા કૃતવર્માએ પણ ભલ્લ બાણોવડે ધનુષ કાપી નાખ્યુ અને

યુધિષ્ઠિરને સાત બાણવડે વિંધ્યા એ પછી મહારથિ ધર્મપુત્ર યુધિષ્ઠિરે દશ બાણોએકરી કૃતવર્માને બે બાહુવિષે અને છાતિવિષે પ્રહાર કર્યો હે મારિષ ! રણભૂમિમાં ધર્મપુત્ર યુધિષ્ઠિરે વિંધેલો માધવ એવા કૃતવર્મા કંપિત થયો અને રોષેકરી સાત બાણોવડે તેણે યુધિષ્ઠિરને પીડિત કર્યા હે રાજન્ ! કુંતિપુત્ર યુધિષ્ઠિરે તેના ધનુષને અને હાથના મોજાને કાપી શિલાવડે તીક્ષ્ણ કરેલાં તથા સ્વભાવથીજ તીક્ષ્ણ એવા પાંચ બાણો નાખ્યા તે બાણ જેવી રીતે સર્પ રાફડામા પેસે તેવી રીતે સુવર્ણવડે વિચિત્ર એવા મહા ધનુવાળા કૃતવર્તાના કવચને ભેદી પછી પૃથ્વીને ભેદી તે પ્રત્યે પેસી ગયા નેત્રોના નિમેષ માત્ર વખતમા બીજા ધનુષને લેઇ કૃતવર્માએ પાંડુપુત્ર યુધિષ્ઠિરને સાઠ બાણોએ અને તેના સારથિને નવ બાણોએ વિંધ્યો હે ભરતશ્રેષ્ઠ ! અમેયાત્મા પાંડુપુત્ર યુધિષ્ઠિરે સર્પ સરખી ઉત્તમ એવી શક્તિને, ધનુષને રથમા રાખી કૃતવર્માની સામે ફેંકી સુવર્ણવડે વિચિત્ર પાંડુપુત્ર યુધિષ્ઠિરે નાખેલી શક્તિ કૃતવર્માના દક્ષિણ બાહુને ભેદી પૃથ્વીતલ પ્રત્યે પેસી ગઇ એજ વખતે ફરીને કુંતિપુત્ર યુધિષ્ઠિરે ધનુષને લેઇ નમેલ પર્વવાળા બાણોવડે કૃતવર્માને ઢાંકી દીધો તે પછી સંગ્રામમા શૂર અને વૃષ્ણિઓના મધ્યમા ઉત્તમ એવા રથિ કૃતવર્માએ નિમેષાર્ધ વખતમા યુધિષ્ઠિરને ઘોડા, સારથિ અને રથ રહિત કર્યા પછી જ્યેષ્ઠ પાંડુપુત્ર એવા યુધિષ્ઠિરે ખડ્ગચર્મને ગ્રહણ કર્યું રાજા યુધિષ્ઠિરના ખડ્ગચર્મને પણ રણભૂમિમા મધુકુળમા થએલા કૃતવર્માએ તીક્ષ્ણ બાણોએકરી કાપી નાખ્યું પછી યુધિષ્ઠિરે સુવર્ણ દંડવાળા દુઃખથી સહન થાય તેવા તોમરને લઇ સંગ્રામ વિષે શીઘ્ર કૃતવર્મા પ્રત્યે નાખ્યું તે સમીપ આવતા ધર્મરાજ યુધિષ્ઠિરના હાથમાથી નીકળેલા તોમરને તત્કાળ હસતો હોય નહિ તેમ રહેલ એવો જે ધનુર્ધારી કૃતવર્મા તેણે બે પ્રકારેકરી કાપી નાખ્યો. પછી ધર્મપુત્ર પ્રત્યે યુધ્ધમા સો બાણોવડે વૃષ્ટિ કરી અને ક્રોધ પામેલા કૃતવર્માએ તીક્ષ્ણ બાણોએકરી યુધિષ્ઠિરના બખ્તરને કાપી નાખ્યું કૃતવર્માના બાણોવડે છુંદાયેલું એવું મહા ધનવાળું તે બખ્તર જેવી રીતે આકાશમાથી તારાઓનો સમૂહ અસ્ત પામે તેવી રીતે રણભૂમિમા વીખરાઇ ગયું તે સમયે જેનું ધનુષ કપાએલું છે અને બખ્તર તુટી ગયેલું છે એવા બાણોવડે પીડા પામેલા રથ રહિત એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર જલદી રણભૂમિમાથી દૂર જતા રહ્યા અને કૃતવર્મા ધર્માત્મા એવા યુધિષ્ઠિરને જીતી ફરીને મહાત્મા દ્રોણાચાર્યના ચક્રને રક્ષણયુક્ત કરવા લાગ્યો

कृतवर्मा तु निर्जित्य धर्मातन युधिष्ठिर ।
पुनर्द्रोणस्य जुगुपे चक्रमेव महात्मन ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे युधिष्ठिरापयानंनाम गुजरभाषायां पञ्चषष्ठ्यधिकशततमोऽध्यायः ॥ १६५ ॥

## અધ્યાય ૧૬૬ મો. ઘટોત્કચે કરેલું તુમુલ યુદ્ધ.

संजय उवाच—भूरिस्तु समरे राजन् शैनेय रथिनांवरं ।
आपतन्तमपालेधत्प्रयाणा द्विपकुञ्जर ॥

સજય કહે છે—હે રાજન્ ! સગ્રામ વિષે ભૂરિરાજા તો રથિઓમા ઉત્તમ એવા સમીપ આવતા શિનિપૌત્ર સાત્યકિને જે પ્રમાણે પ્રયાણ થકી હસ્તિને નિષિદ્ધ કરે તેમ નિષિદ્ધ કરવા લાગ્યો એ પછી ક્રોધ પામેલા સાત્યકિએ ભૂરિ યોદ્ધાને તીક્ષ્ણ એવા પાચ બાણોવડે હૃદય વિષે વિંધ્યો તેથી તેને લોહી સ્રવવા લાગ્યુ તેવી રીતેજ યુદ્ધમા ભૂરિ નામના કૌરવે પણ સ્વભાવિક તીક્ષ્ણ અને તીક્ષ્ણ કરેલા દશ બાણોએકરી યુદ્ધમા દુર્મદ એવા શિનિપૌત્ર સાત્યકિને છાતી વિષે વિંધ્યો હે મહારાજ ! ક્રોધેકરી જેઓના રક્ત નેત્ર થયા છે એવા તે બેઉ ધનુષનો ટંકારવ કરી પરસ્પર બાણોએકરી પીડતા હતા હે મહારાજ ! બાણોને નાખ-તા અને યમ તથા પ્રેતપતિ સમાન એવા ક્રોધ પામેલા તે બેઉની અતિ દારૂણ એવી શસ્ત્રવૃષ્ટિ થતી હતી હે રાજન્ ! તે બેઉ પરસ્પર બાણોવડે આચ્છાદિત કરી રહ્યા હતા અને મુહૂર્તવાર તો તેઓનુ યુદ્ધ જે પ્રમાણે તુલ્ય રૂપવાળુ હોય તે પ્રમાણેજ ચાલુ થયુ પણ પછી હે મહારાજ ! ક્રોધ પામેલા શિનિપૌત્ર સાત્યકિએ હસીને સગ્રામ વિષે મહાત્મા ભૂરિ કૌરવ્યનુ ધનુષ કાપી નાખ્યુ એ પછી ભાગી પડેલા ધનુષવાળા એ ભૂરિકૌરવને ' ઉભો રહે ઉભો રહે ' એમ કહી તુરત સાત્યકિએ નવ એવા તીક્ષ્ણ બાણોએકરી હૃદયમા વિંધ્યો, બળવાન શત્રુએ અતિ વિંધેલો તે શત્રુને તપાવનાર એવો જે ભૂરિકૌરવ તેણે બીજુ ધનુષ લેઇ સાત્વત એવા સાત્યકિને સામો વિંધ્યો હે વિશાંપતે ! હસતો હોય નહિ તેમ રહેલો એવો જે ભૂરિ તેણે સાત્વત સાત્યકિને ત્રણ બાણવડે વિંધી અતિ તીક્ષ્ણ ભાલાવડે ધનુષ કાપી નાખ્યુ હે મહારાજ ! જેનુ ધનુષ કપાએલુ છે એવા ક્રોધયુક્ત સાત્યકિએ મહાવેગવાળી શક્તિને ભૂરિકૌરવની છાતી વિષે ફેકી તે શક્તિએકરી ભેદ પામેલા છે અંગ જેના એવો ભૂરિ જેવી રીતે ઇન્દ્રે વજ્રવડે દીપ્ત કિરણવાળો મગળનો તારો આકાશથી પડે તેવી રીતે ઉત્તમ રથથી હેઠ પડ્યો તે શૂર એવા ભૂરિને હણાએલા જોઇ મહારથિ અશ્વત્થામા વેગેકરી યુદ્ધમા શિનિપૌત્ર સાત્યકિ પ્રત્યે દોડ્યા અને હે નરાધિપ ! જે પ્રમાણે મેઘ મેરૂ પર્વત પ્રત્યે જળવૃષ્ટિવડે વર્ષે તે પ્રમાણે બાણસમુદાયે વૃષ્ટિ કરવા લાગ્યા હે રાજન્ ! શિનિપૌત્ર સાત્યકિના રથ પ્રત્યે આવતા ક્રોધવાળા અશ્વત્થામાને નાદ કરી મહારથિ ઘટોત્કચ કહેવા લાગ્યો કે, હે દ્રોણપુત્ર ! ‘ઉભો રહે ઉભો રહે,’ મારાથી જીવતો જઇશ નહિ આ હુ જેવી રીતે કાર્તિકસ્વામીએ મહિષાસુરને હણ્યા હતો તેવી રીતે તને હણીશ અને આજ હુ રણાંગણ વિષે તારી યુદ્ધશ્રદ્ધાને મટાડીશ એ પ્રમાણે કહી ક્રોધેકરી જેના રાતા નેત્ર છે, એવો પરશૂરને મારનાર રાક્ષસ ઘટોત્કચ જે રીતે ક્રોધ પામેલો કેસરી સિંહ મોટા હાથી પ્રત્યે દોડે તેમ દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે દોડ્યો અને જેમ મેઘ ધારાવડે વર્ષે તેમ ઘટોત્કચ રથિ પુરૂષોમા ઉત્તમ એવા દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે રથના અક્ષમાત્ર બાણોએકરી વૃષ્ટિ કરવા લાગ્યો તે પ્રાપ્ત થયેલી બાણવૃષ્ટિને સર્પની ઉપમા અપાય એવા બાણોએકરી માની એવા દ્રોણપુત્ર અશ્વ-ત્થામાએ સગ્રામ વિષે નાશ પમાડી ને પછી મર્મને ભેદનારા, જલદી જનારા, તીક્ષ્ણ સો બાણોએકરી શત્રુને દમનાર રાક્ષસેન્દ્ર ઘટોત્કચને વ્યાપ્ત કર્યો હે મહારાજ ! રણભૂમિના અગ્ર ભાગમા તેમણે બાણોએકરી વ્યાપ્ત કરેલો રાક્ષસ ઘટોત્કચ જેવી રીતે પીછાઓવડે વ્યાપ્ત શાહુડી શોભે તેવી રીતે શોભતો હતો પછી ક્રોધયુક્ત એવો પ્રતાપવાન ભીમસેનનો પુત્ર ઘટોત્કચ ઇન્દ્રના વજ્ર સરખા ઉગ્ર એવા બાણ ક્ષુરપ્ર, અર્ધચન્દ્ર, શિલીમુખ સહિત એવા નારાચ, અને વરાહ, કર્ણ, નાલિક અને વિકર્ણ નામના હથિયારોવડે દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે પીડા કરવા લાગ્યો, તથા વૃષ્ટિ કરવા લાગ્યો ઇન્દ્રના વજ્ર સમાન શબ્દવાળી, ઉપર પડતી, અતિ દુ:ખે

સહેવાય એવી તે અતુલ શસ્ત્રવૃષ્ટિને વ્યથા રહિત જેની ઇન્દ્રિયો છે એવા અતિ ક્રોધ પામેલા મહા તેજવાળા દ્રોણપુત્ર અશ્વત્થામાએ જેવી રીતે વાયુ મોટા મેઘને મટાડે તેવી રીતે દિવ્ય અસ્ત્રોવડે મંત્રેલા ઘોર બાણોએકરી નાશ પમાડી તે પછી હે મહારાજ ! બીજુ યુદ્ધ થાય તેમ યોદ્ધાઓના હર્ષને વધારનારૂ ભયંકર રૂપવાળુ અંતરિક્ષમાં બાણોનુ યુદ્ધ થયુ પછી ચોતરફ અસ્ત્રોના પ્રહારાવડે થએલા તણખાઓવડે રાત્રિના પ્રદોષ વખતે જે પ્રમાણે પતંગિઆઓવડે યુક્ત એવુ આકાશ શોભે તે પ્રમાણે અંતરિક્ષ શોભતું હતું દ્રોણપુત્ર અશ્વત્થામાએ બાણોના સમૂહોવડે સર્વ તરફથી દિશાઓને ઢાંકીને તમારા પુત્રોના પ્રિય માટે રાક્ષસ પ્રત્યે વૃષ્ટિ કરી પછી જે રીતે ઇન્દ્ર ને પ્રલ્હાદનુ યુદ્ધ થયુ હતુ તે રીતે રણભૂમિમા ગાઢ અર્દ્ધ રાત્રિ વિષે દ્રોણપુત્ર અશ્વત્થામાનુ અને રાક્ષસ ઘટોત્કચનુ યુદ્ધ થયુ પછી સંગ્રામ વિષે ક્રોધ પામેલા ઘટોત્કચે દ્રોણપુત્ર અશ્વત્થામાને કાળાગ્નિ સરખા દશ બાણોએકરી છાતી વિષે પ્રહાર કર્યો રાક્ષસ ઘટોત્કચે મોટા બાણોવડે વિંધેના મહા બળવાન દ્રોણપુત્ર અશ્વત્થામા જેવી રીતે વાયુએ કંપાવેલુ વૃક્ષ ચલાયમાન થાય તેવી રીતે ચલાયમાન થયા અને મોહ પામેલા ધ્વજ યષ્ટિનો આશ્રય કરી ગયા

હે જનાધિપ ! તે સમયે તમારૂ સર્વ સૈન્ય હાહાકાર કરવા લાગ્યુ અને હે વિશાંપતે ! સર્વ તમારા યોદ્ધાઓ અશ્વત્થામાને નાશ પામેલા માનવા લાગ્યા સંગ્રામ વિષે તેવી અવસ્થાવાળા અશ્વત્થામાને જોઇ પંચાલ અને સૃંજય યોદ્ધાઓ સિંહનાદ કરવા લાગ્યા. પછી શત્રુને નાશ પમાડનારા મહા બળવાન અશ્વત્થામાએ સંજ્ઞા પામી ડાબા હાથવડે ધનુષને દબાવી કર્ણ પર્યંત ખેંચેલા ધનુષવડે ઘટોત્કચને તાકી તત્કાળ યમદંડની ઉપમા અપાય એવા ભયંકર ઉત્તમ બાણને નાંખ્યુ હે પૃથ્વીપતે ! ઉગ્ર એવુ તે ઉત્તમ બાણ રાક્ષસના હૃદયને ભેદી પુંખ સહિત પૃથ્વીમા પેસી ગયુ હે મહારાજ ! રણશાળી એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ અતિ વિંધેલો એવો તે રાક્ષસેંદ્ર ઘટોત્કચ રથના સારથિને બેસવાને સ્થાને બેઠો હિડિંબાના પુત્ર ઘટોત્કચને મોહ પામેલો જોઇ અસંભ્રાંત તથા ત્વરાયુક્ત એવા સારથિ દ્રોણપુત્ર અશ્વત્થામાની સમીપથી રણાંગણથી દૂર લેઇ ગયો તે રીતે સંગ્રામ વિષે રાક્ષસેંદ્ર ઘટોત્કચને વિંધી મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામા અતિ મોટો નાદ કરવા લાગ્યા હે ભારત ! તમારા પુત્રોએ અને સર્વ યોદ્ધાઓએ વખાણેલા અશ્વત્થામા શરીરેકરી, જે પ્રમાણે મધ્યાન્હ સમયે સૂર્ય શોભે તે પ્રમાણે શોભતા હતા

ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના રથ સમીપ યુદ્ધ કરતા ભીમસેનને પોતે રાજા દુર્યોધન તીક્ષ્ણ બાણોએકરી વિંધવા લાગ્યો હે મારિષ ! દુર્યોધનને ભીમસેને દશ બાણોવડે વિંધ્યો, તેમ દુર્યોધને પણ વીસ બાણેકરી ભીમસેનને સામો વિંધ્યો રણાંગણ વિષે બાણોવડે ઢંકાએલા તે બે જે પ્રમાણે આકાશમા મેઘના સમૂહવડે ઢંકાએલા ચંદ્ર અને સૂર્ય શોભે તે પ્રમાણે શોભતા હતા એ પછી હે ભરતશ્રેષ્ઠ ! રાજા દુર્યોધને ભીમસેનને ‘ઉભો રહે ઉભો રહે’ એમ કહ્યુ અને પાંચ બાણોએકરી વિંધ્યો ભીમસેને દશ બાણોએકરી તેના ધનુષને અને ધ્વજને કાપી નમેલ પર્વવાળા નવ બાણવડે કૌરવશ્રેષ્ઠ એવા દુર્યોધનને વિંધ્યો. તે પછી ક્રોધ પામેલા ભરતશ્રેષ્ઠ દુર્યોધને અતિ મોટા બીજા ધનુષને લેઇ રણના અગ્ર ભાગમા સર્વ ધનુર્ધારિઓના જોતા તીક્ષ્ણ બાણોએકરી ભીમસેનને પીડયો દુર્યોધનના ધનુષથી નીકળતા તે બાણોને ભીમસેને કાપી કૌરવ એવા દુર્યોધનને પચ્ચીસ બાણવડે વ્યથિત કર્યો હે મારિષ! અતિ ક્રોધ પામેલા દુર્યોધને ક્ષુરપ્ર બાણથી ભીમસેનના ધનુષને કાપી દશ બાણોએકરી સામો

વિંધ્યો એ પછી તુરત બીજા ધનુષને લેઇ મહા બળવાન ભીમસેને રાજા દુર્યોધનને તીક્ષ્ણ એવા સાત બાણવડે વિંધ્યો હે મહારાજ! લઘુ હસ્તવાળા ધનુર્ધારિ પુરૂષની પેઠે ભીમસેનના ધનુષને પણ દુર્યોધને કાપી નાખ્યું વળી તે પ્રમાણેજ મહોન્મત્ત જયશાલી એવા તમારા પુત્ર દુર્યોધને ભીમસેને લીધેલા ત્રીજા, ચોથા અને પાચમા ધનુષને પણ કાપી નાખ્યું હે મહારાજ! ભીમસેન જે જે ધનુષ લેતો તે તે ધનુષને દુર્યોધન કાપી નાખતો હતો તેવી રીતે વારવાર ધનુષના કપાવાથી ભીમસેને સર્વ આકાશના મિમાડાને દીપ્ત કરતી હોયનીમ નહિ તેમ રહેલી અગ્નિ તુલ્ય કાંતિવાળી એવી સુદર શક્તિને જેવી રીતે મૃત્યુની બેનને અને એવી અગ્નિની જ્વાળાને ફેંકે તેવી રીતે ફેંકી ન પ્રાપ્ત થએલી તે શક્તિને સર્વ લોકના તથા મહાત્મા ભીમસેનના જોતા કૌરવ એવા દુર્યોધને બે પ્રકારે કરી કાપી નાખી હે મહારાજ! તે પછી ભીમસેને ઘણી કાંતિવાળી મોટી ગદાને તાકી વેગેકરી દુર્યોધનના રથ ઉપર ફેંકી તે વખતે તે મોટી ગદાએ તુરત સગ્રામ વિષે તમારા પુત્રના ઘોડાઓને, સારથિને અને પછી રથને નાશ પમાડયા, અને હે રાજેંદ્ર! તમારો પુત્ર દુર્યોધન ભીમસેનથી ભયવાન થઇ નાસીને બીજા મહાત્મા નદક રાજાના રથ ઉપર ચઢી ગયો ત્યાર પછી ભીમસેન મહારથિ એવા તમારા પુત્ર દુર્યોધનને નાશ પામેલો માની રાત્રિ વિષે કૌરવોને તરછોડતો મોટો સિંહનાદ કરવા લાગ્યો અને પછી તે સર્વ ચોતરફ હાય હાય એવી રીતે હોકાર કરવા લાગ્યા હે રાજન્! ત્રાસ પામેના તે સર્વ યોદ્ધાઓના શબ્દને સાભળી તથા મહાત્મા ભીમસેનના શબ્દને સાભળી રાજા યુધિષ્ઠિર દુર્યોધનને હણાએલો માની વેગે કરીને જ્યા કુંતિપુત્ર વૃકોદર એવો ભીમસેન હતો ત્યા આવ્યા ને હે વિશાપતે! પચાલ, કેકય, મત્સ્ય અને સૃજય યોદ્ધાઓ પણ આવ્યા અને સર્વ ઉદ્યોગે કરી દ્રોણાચાર્ય પ્રત્યેજ યુદ્ધ કરવાની ઇચ્છાવડે ગયા એ પછી ત્યા ઘોર અધકાર વિષે મગ્ન થએલા અને પરસ્પર પ્રહાર કરતા એવા યોદ્ધાઓના મધ્યમા દ્રોણાચાર્યનું શત્રુઓ સાથે અતિ મોટું યુદ્ધ થયુ

> तत्रासीत्सु महद्युद्ध द्रोणस्याथ परै सह ।
> घोरे तमसिमग्नाना निघ्नतामितरेतर ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे दुर्योधनापयाने गुर्जरभाषाया षट्षष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६६ ॥

## અધ્યાય ૧૬૭ મો. અલબુષનો પરાભવ.

> सजय उवाच—सहदेव मयायान्त द्रोणप्रेप्सु विशांपते ।
> कर्णो वैकर्तनो युद्धे वारयामास भारत ॥

સજય કહે છે—હે વિશાપતે! હે ભારત! દ્રોણાચાર્યને પામવા ઇચ્છતા એવા સહદેવને આવતો જોઇ સૂર્યપુત્ર કર્ણ યુદ્ધમા તેને વારવા લાગ્યો સહદેવ રાધાપુત્ર કર્ણને નવ બાણોવડે વિંધી ફરીને નમેલ પર્વવાળા દશ બાણોએકરી વિંધતો હતો, તે સહદેવને નમેલ પર્વવાળા સો બાણોએકરી કર્ણે સામો વિંધ્યો અને શીઘ્ર ધનુષને કાપી નાખ્યું તે પછી પ્રતાપવાન માદ્રીના પુત્ર સહદેવે બીજું ધનુષ લેઇ કર્ણને વીસ બાણવડે વિંધ્યો તે આશ્ચર્ય સરખુ થયુ

બળવાન કર્ણે નમેલ પર્વવાળા બાણોએકરી તેના ઘોડાઓને હણી સહદેવના સારથિને ભલ્લ બાણેકરી તત્કાળ યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો રથ રહિત થએલા સહદેવે ખડ્ગ અને ઢાલને લીધી સહદેવના ખડ્ગને પણ હાસ્ય કરતો હોય તેમ સામે રહેલ એવા જે કર્ણ તેણે બાણોવડે કાપી નાખ્યુ એ પછી અતિ ક્રોધ પામેલા સહદેવે સુવર્ણવડે વિચિત્ર મહા ભયકર એવી મોટી ગદાને સૂર્યપુત્ર કર્ણના રથ પ્રત્યે ફેકી સહદેવે ફેકેલી જલદી સમીપ આવતી ગદાને કર્ણે બાણોએ સ્થિર કરી દીધી અને એને પૃથ્વી વિષે પાડી. ગદાને પાડેલી જોઇ ત્વરાયુક્ત એવા સહદેવે કર્ણ પ્રત્યે શક્તિને ફેકી તે શક્તિને પણ બાણોએ કરી કર્ણે કાપી નાખી, તે પછી હે મહારાજ ! સભ્રમ રહિત જલદી ઉત્તમ રથમાથી થેકડો મારી સહદેવ કર્ણને ઉભેલો જોઇ યુદ્ધમા રથચક્રને ઝાલી અધિરથ પુત્ર કર્ણ પ્રત્યે નાખ્યુ કાળચક્રની પેઠે તે જલદી નાખેલુ ચક્ર સમીપ આવ્યુ તેને સૂતપુત્ર કર્ણે હજારો બાણવડે કાપી નાખ્યુ મહાત્મા સૂતપુત્ર કર્ણે તે ચક્રને કાપી નાખ્યુ, ત્યારે સહદેવ કર્ણને તાકી લાગલદડ, ગશ, જૂદા જૂદા પ્રકારના ધોસરા, મરેલા હાથીના અગ, ઘોડા અને મરેલા પુરૂષોને ફેક્યા. તેઓને કર્ણે બાણોવડે કાપી નાખ્યા તે સમયે બાણોએકરી નિવારાતો એવો માદ્રીપુત્ર સહદેવ આત્માને આયુધ રહિત થએલો જાણી રણભૂમિને તજવા લાગ્યો હે ભરતર્ષભ ! હે વિશાપતે ! મુહૂર્ત-વારમા રાધાપુત્ર કર્ણ તે પ્રત્યે દોડી હસીને કહેવા લાગ્યો કે હે અગ ! રણભૂમિમા પોતાથી વિશેષ એવા રથિપુરૂષો સાથે યુદ્ધ ન કર હે માદ્રીપુત્ર ! સમાન રથિઓ સાથે યુદ્ધ કર અને અમારા વચન પ્રત્યે શકા લાવ મા એમ કહ્યા પછી સહદેવને ધનુષના અગ્ર ભાગવડે દુખી કરતો ફરીને વચન બોલ્યો કે–હે માદ્રીપુત્ર ! આ અર્જુન રણભૂમિમા કુરૂઓની સાથે યુદ્ધ કરે છે, ત્યા જલદી જા અથવા માનતો હોય તો ઘેર જા એ પ્રમાણે તેને કહી રથિપુરૂષોમા ઉત્તમ એવા કર્ણ રથવડે પાચાલ અને પાડવ સૈન્યો પ્રત્યે તેઓને જેમ બાળતો હોય તેવી રીતે ગયો

હે રાજન્ ! સગ્રામ વિષે શત્રુઓને હણનાર સત્ય પ્રતિજ્ઞા તથા મહા યશવાળા કર્ણે કુતિના વચનને સભારી વધને પ્રાપ્ત થએલા એવા પણ માદ્રીપુત્ર સહદેવને માર્યો નહી હે રાજન્ ! તે પછી નારાજ થયેલો બાણોવડે પીડિત તથા કર્ણના વાગ્બાણોએકરી તાપ પામેલો સહદેવ જીવિતથી થકી વૈરાગ્ય પામ્યો અને ત્વરાયુક્ત એવો મહારથિ તે મહાત્મા પાચાલ્ય એવા જનમેજયના રથ પ્રત્યે બેઠો દ્રોણાચાર્ય પ્રત્યે જલદી સેના સહિત આવેલા ધનુર્ધારિ વિરાટરાજાને મદ્ર દેશનો રાજા શલ્ય બાણોના સમૂહવડે ઢાકવા લાગ્યો હે રાજન્ ! પૂર્વે જેવુ જભાસુર અને ઇંદ્રનુ યુદ્ધ થયુ હતુ તેવુ બે ધનુર્ધારિઓનુ રણભૂમિ વિષે યુદ્ધ થયુ હે મહારાજ ! ત્વરાવાન, એવા મદ્રરાજે જલદી સેનાના પતિ વિરાટરાજાને નમેલ પર્વવાળા સો બાણોએકરી વિધ્યો હે રાજન્ ! તેને વિરાટ રાજાએ તીક્ષ્ણ એવા નવ બાણોએ સામો વિધ્યો ફરીને પણ છોતેર બાણોએ વિધી પછીથી સો બાણોએ વિધ્યો મદ્રદેશના અધિપતિ શલ્યે તેના ચાર રથના ઘોડાઓને હણી સગ્રામ વિષે બે બાણવડે સારથિને અને ધ્વજને પાડયો. ઘોડા રહિત થએલા રથથી જલદી થેકડો મારી ધનુષને ટકારવ કરતો અને તીક્ષ્ણ બાણોને ફેકતો એવો મહારથિ વિરાટ રાજા ઉભો રહ્યો પછી વાહન રહિત થયેલા ભાઇ વિરાટ રાજાને જોઇ જલદી સર્વ લોકના જોતા શતાનીક રથ સહિત તેની સમીપ આવ્યો. એ પછી શતાનીકને આવતો જોઇ મદ્રરાજ શલ્યે મહા સગ્રામ વિષે ઘણા બાણોએકરી હણ્યો, અને પછીથી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યો તે શૂર શતાનીકના હણાવાથી રથિઓમા શ્રેષ્ઠ

એવો વિરાટ રાજા તે જ ધ્વજપંક્તિવાળા રથ પ્રત્યે ચઢયો અને પછી તે બમણા પરાક્રમવાળો એવો વિરાટરાજા ક્રોધથી નેત્ર ચઢાવી જલદી મદ્રરાજ શલ્યના રથને બાણોવડે ઢાકવા લાગ્યો પછી ક્રોધ પામેલા મદ્રાધિપ એવા શલ્યે નમેલ પર્વવાળા બાણેકરી સેનાના પતિ વિરાટરાજાને છાતી વિષે દૃઢ પ્રહાર કર્યો હે મહારાજ ભરતર્ષભ ! અતિ વિધેલો વિરાટ રાજા રથના સારથિને બેસવાને ઠેકાણે બેઠો અને તીવ્ર મોહને પામ્યો હે ભારત ! સગ્રામ વિષે બાણવડે ઘાયેલ થએલા વિરાટરાજાને સારથિ દૂર લેઇ ગયો, તે સમયે મોટી એવી તે સેના રાત્રિ વિષે સગ્રામમા શોભનાર એવા શલ્યે ઘણા બાણોવડે વધ કરેલી એવી નાસવા લાગી તે નાસી જતી સેનાને જોઇ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ અને ધનજય અર્જુન એ બે હે રાજેન્દ્ર ! જ્યા શલ્ય ઉભો હતો ત્યા ગયા તે વખતે હે રાજન્ ! રાક્ષસેન્દ્ર અલબુષ આઠ ચક્રવડેયુક્ત, ઘોડાઓ સરખા જેઓના મુખ છે એવા ઘોર દર્શનવાળા પિશાચોવડે યુક્ત, લોહીવડે ભીંજાએલ પતાકાવાળા, રક્તમાલ્યવડે શોભિત, દૃઢ લોહમય, ભયકર રીંછના ચર્મવડે યુક્ત, ભયકર વિચિત્ર પાખવાળા અને મોટી આખવાળા તથા શબ્દ કરતા મોટા ગીધેકરી શોભિત એવા ઉંચા દડવાળા ધ્વજેકરીયુક્ત ઉત્તમ રથ પ્રત્યે બેસી તે બેઉની સામો ગયો તે સમયે હે રાજન્ ! તે રાક્ષસ ભિન્ન એવા અજનના સમૂહની ઉપમા અપાય એવો શોભતો હતો હે રાજન્ ! અર્જુનના મસ્તક વિષે હજારો બાણસમૂહોને વર્ષાવતા એવા તે રાક્ષસે જેવી રીતે મોટો પર્વત તોફાની વાયુને રોકે તેવી રીતે આવતા અર્જુનને રોકયો તે સમયે હે ભારત ! અર્જુન અને રાક્ષસનુ સર્વ જોનારાઓની પ્રીતિ વધારનારૂ તથા ગીધ, કાગડા, કાક, ઘુડ, અને કંક તથા શિયાળને હર્ષ પમાડનારૂ અતિ તીવ્ર એવુ મોટુ યુદ્ધ થયુ હે ભારત ! અર્જુને તે રાક્ષસને સો બાણેકરી પ્રહાર કર્યો અને તીક્ષ્ણ એવા નવ બાણવડે તેના ધ્વજને કાપી નાખ્યો ત્રણ બાણોએકરી સારથિને, ત્રણ બાણોએકરીને ત્રિવિકણને, એક બાણેકરીને ધનુષને તથા ચાર બાણોએકરી ચાર ઘોડાઓને કાપી નાખ્યા ફરીને રાક્ષસે જે ધનુષને પ્રત્યચા યુક્ત કર્યું, તેને પણ બે પ્રકારે કાપી નાખ્યુ રથ રહિત એવા એ રાક્ષસના ઉગામેલા ખડગને પણ બે પ્રકારે કાપી નાખ્યુ પછી હે ભરતર્ષભ ! કુતિપુત્ર અર્જુને અતિ તીક્ષ્ણ એવા ચાર બાણેકરી રાક્ષસેન્દ્ર અલબુષને વિધ્યો અને વિધેલો એવો તે ભયથી ભાગ્યો હે રાજન્ ! તે અલબુષને જીતી અર્જુન જલદી દ્રોણાચાર્યની સમીપ મનુષ્ય, હાથિ અને ઘોડાઓ વિષે બાણના સમૂહોને નાખવા લાગ્યો તે સમયે હે મહારાજ ! યશસ્વી પાડુપુત્ર અર્જુનથી વધ પામતા સૈનિકો જેવી રીતે વાયુએ કપાવેલા વૃક્ષો પડે, તેવી રીતે પૃથ્વી ઉપર પડતા હતા એ રીતે હે વિશાપતે ! મહાત્મા ફાલ્ગુન એવા અર્જુને તેઓનો નાશ કરવાથી તમારા પુત્રોનુ સર્વ સૈન્ય નાસવા લાગ્યુ

**तेषु तूत्साद्यमानेषु फाल्गुनेन महात्मना ।**
**संप्राद्रवद्बलं सर्वं पुत्राणां ते विशांपते ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे अलंबुष-पराभवे गुर्जरभाषायां सप्तषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६७ ॥**

## અધ્યાય ૧૬૮ મો. શતાનીકનું પરાક્રમ.

**सजय उवाच—शतानीकशरैस्तूर्ण निर्द्दहन्त चमू तव ।**
**चित्रसेनस्तवसुतो वारयामास भारत ॥**

સજય કહે છે— હે ભારત ! તમારી સેનાને બાણવડે નિર્દહન કરતા શતાનીકને તમારો પુત્ર ચિત્રસેન જલદી વારવા લાગ્યો, તેમ નકુળનો પુત્ર શતાનીક પાચ બાણોએકરી ચિત્રસેનને વિંધી, વારવા લાગ્યો ચિત્રસેને પણ તીક્ષ્ણ અ ા દશ બાણોવડે તેને સામો વિંધ્યો. હે મહારાજ ! ફરીને યુદ્ધમા ચિત્રસેને નવ તીક્ષ્ણ બાણોએકરી શતાનીકને છાતી વિષે વિંધ્યો,તેમ નકુળપુત્ર શતાનીકે નમેલ પર્વવાળા બાણોએકરી ચિત્રસેનના શરીરપરના કવચને કાપી નાખ્યુ, તે જેમ આશ્ચર્ય હોય તેમ થયુ હે નૃપ ! હે રાજેદ્ર ! કવચ રહિત તમારો પુત્ર જે પ્રમાણે ત્યાગ કરવાને વખતે કાચળીને તજી સર્પ શોભે તે પ્રમાણે અતિ શોભતો હતો. હે મહારાજ ! પછી સગ્રામ વિષે યત્ન કરતા એવા ચિત્રસેનના ધનુષને તથા ધ્વજને નકુળના પુત્ર શતાનીકે કાપ્યો હે મહારાજ ! સગ્રામ વિષે જેનુ ધનુષ કપાએલુ છે એવા કવચ રહિત મહારથિ ચિત્રસેને શત્રુને વિદારનારા બીજા ધનુષને ગ્રહણ કર્યું અને તરત ભરત યોદ્ધાઓમા મહારથિ એવા ક્રોધ પામેલા તેણે સગ્રામ વિષે નવ બાણોએકરી નકુળના પુત્ર શતાનીકને વિંધ્યો. હે મારિષ ! એ પછી અતિ ક્રોધ પામેલા નરોમા ઉત્તમ એવા શતાનીકે ચિત્રસેનના ચાર ઘોડાઓને અને સારથિને હણ્યા તે રથમાથી ઉતરી મહારથિ બળવાન ચિત્રસેને નકુળના પુત્ર શતાનીકને પચીસ બાણોવડે પીડયો રણભૂમિમા ભયકર કર્મ કરતો એવો ચિત્રસેન તેના રત્નવડે શોભિત ધનુષને નકુળના પુત્ર શતાનીકે અર્ધચદ્ર બાણેકરી કાપી નાખ્યુ, ત્યારે ધનુષ, રથ, ઘોડા અને સારથિ એ સર્વ જેના નાશ પામેલા છે એવો ચિત્રસેન જલદી મહાત્મા કૃતવર્માના રથ ઉપર ચઢી ગયો ત સમયે દ્રોણાચાર્યને પામવા ઇચ્છતા સૈન્ય સહિત એવા મહારથિ દ્રુપદરાજા પ્રત્યે જલદી ઘણા બાણવડે વૃષ્ટિ કરતો એવો વૃષસેન સામે ગયો હે પાપરહિત ! સગ્રામ વિષે મહારથિ કર્ણના પુત્ર વૃષસેનને દ્રુપદરાજાએ સાઠ બાણોએકરી બે બાહુ અને છાતી વિષે વિંધ્યો અતિ ક્રોધ પામેલા વૃષસેને પણ ઘણા તીક્ષ્ણ બાણવડે રથમા બેઠેલા દ્રુપદ રાજાને હૃદય વિષે વિંધ્યો હે મહારાજ ! રણભૂમિ વિષે જેઓના બાણો-વડે કપિત અગ છે એવા બાણોવડે તે બે જે રીતે સિમોળીઆવડે શાહુડી નામના બે જનાવર શોભે તે રીતે શોભતા હતા અને મોટા યુદ્ધમા સુવર્ણ પુખવાળા પ્રસન્ન અગ્રભાગ-વાળા બાણોએકરી જેના બખ્તર કપાયા છે એવા રૂધિરના પ્રવાહવડે ભીંજાએલા તેઓ અત્યત શોભતા હતા જેમ વિચિત્ર બે કલ્પવૃક્ષ શોભે તથા પ્રફુલિત એવા બે કેસુડાના વૃક્ષ શોભે તેમ સુવર્ણ તુલ્ય કાતિવાળા તે બે રણાગણ વિષે શોભતા હતા હે રાજન્ ! પછી વૃષસેને નવ બાણોએ દ્રુપદરાજાને વિંધી ફરીને સીત્તેર બાણોએ તથા બીજા પણ ત્રણ ત્રણ બાણોએ વિંધ્યો

હે મહારાજ ! તે વખતે હજારો બાણને ફેકતો એવો કર્ણનો પુત્ર વૃષસેન જે પ્રમાણે વર્ષતો મેઘ શોભે તે પ્રમાણે શોભતો હતો, તે પછી ક્રોધ પામેલા દ્રુપદરાજાએ પાએલ એવા તીક્ષ્ણ ભલ્લ બાણેકરી વૃષસેનના ધનુષને બે પ્રકારેકરી કાપી નાખ્યુ વૃષસેને પણ સુવર્ણબદ્ધ નવા દૃઢ ધનુષને લેઇ ભાથામાથી નિર્મળ, પાયેલા એવા તીક્ષ્ણ દૃઢ ભલ્લ બાણને ખેચી તેને ધનુષ વિષે જોડી દ્રુપદ રાજાને બરોબર તાકી કાન પર્યંત ખેચી સર્વ સોમક યોદ્ધાઓને ત્રાસ

પમાડતા નાખ્યુ તે બાણ તેના હૃદયને ભેદી પૃથ્વીતલ પ્રત્યે ગયુ. તે વખતે વૃષસેનના બાણવડે પીડિત એવો દ્રુપદરાજા મોહ પામ્યો તેને સારથિના ચેષ્ટિતને સભારતો એવો સારથિ દૂર લેઇ ગયો પછી હે રાજેદ્ર ! પચાલ યોદ્ધાઓનો મહારથિ તે ઘાયલ થવાથી બાણોએકરી કપાએલા તથા ભેદાયેલા છે કવચ જેના એવુ દ્રુપદરાજાનુ સૈન્ય તે સમયે હે રાજન્ ! ભયકર અર્ધરાત્રિ થવાથી નાસવા લાગ્યુ હે મહારાજ ! જેવી રીતે વાદળા રહિત ગ્રહોવડે અતરીક્ષ શોભે તેવી રીતે દીવાઓવડે યુક્ત ચોતરફ પ્રકાશિત એવા તે યોદ્ધાઓવડે પૃથ્વી શોભતી હતી, તેમજ હે મહારાજ ! પડી ગએલા બાજુબધોવડે પૃથ્વી જે પ્રમાણે વર્ષાકાળમા વિજળીઓ-વડે મેઘ શોભે તે પ્રમાણે દેખાતી હતી, પછી જે રીતે તારકાસુરના યુદ્ધમા ઇન્દ્રના ભયેકરી ત્રાસ પામેલા દાનવો ભાગતા હતા તે રીતે કર્ણના પુત્ર વૃષસેનથી ત્રાસ પામેલા સોમક યોદ્ધાઓ આડાઅવળા દોડવા લાગ્યા તે વખતે હે મહારાજ ! તેણે પીડા પમાડેલા યુદ્ધમા ભાગતા એવા સોમક યોદ્ધાઓ દિવાઓવડે વિશેષ શોભતા હતા, તેમ હે ભારત ! સગ્રામ વિષે તે યોદ્ધાઓને જીતી કર્ણપુત્ર વૃષસેન પણ જે પ્રમાણે મધ્ય દિવસને પ્રાપ્ત થએલો સૂર્ય શોભે તે પ્રમાણે શોભતો હતો, અને તે તમારા અને પારકા હજારો રાજા વિષે પ્રતાપવાન એકલોજ શોભી રહ્યો હતો તે રણભૂમિમા શૂર સોમક યોદ્ધાઓના મહારથિઓને જીતી જ્યા યુધિષ્ઠિર રાજા હતા ત્યા તે ત્વરાથી ગયો એ પછી રણભૂમિમા ક્રોધ પામેલા, શત્રુઓને નાશ પમાડતા પ્રતિવિધ્ય યોદ્ધાની સામે તમારો પુત્ર મહારથિ દુશાસન ગયો હે રાજન્ ! જેવી રીતે મેઘ રહિત આકાશ વિષે બુધ અને સૂર્યનો સમાગમ થાય, તેવી રીતે તે બેનો વિચિત્ર રૂપવાળો સમાગમ થયો સગ્રામ વિષે દુખે કરાય એવા કર્મને કરતા એવા પ્રતિવિધ્યને કપાળ વિષે દુશાસને ત્રણ બાણોએકરી વિધ્યો બળવાન ધનુર્ધારી તમારા પુત્રે અતિ વિધેલો મહાબાહુ પ્રતિવિધ્ય જે રીતે શિખર સહિત પર્વત શોભે તે રીતે શોભતો હતો સગ્રામ વિષે દુશા-સનને મહારથિ પ્રતિવિધ્યે નવ બાણવડે વિધી ફરીને સાત બાણવડે વિધ્યો હે ભારત ! તે સમયે તમારા પુત્ર દુશાસને દુષ્કર્મ કર્યું કે ઉગ્ર બાણોએકરી પ્રતિવિધ્યના ઘોડાઓને પાડયા અને ભાલાવડે એના સારથિને તથા ધ્વજને પાડયો અને હે રાજન્ ! ધનુર્ધારી તે પ્રતિવિધ્યના રથને તલ જેવડા કકડા કરી કાપી નાખ્યો, તેમજ હે પ્રભો ! ક્રોધ પામેલા દુશાસને નમેલ પર્વવાળા બાણોએકરી ભાથા અને રક્મિ સહિત પતાકાઓને તથા રથના ઘોડાને બાધવાની રાશને તલ પ્રમાણે કાપી નાખી રથ રહિત થએલો ધનુષ જેના હાથમા છે એવો ધર્માત્મા પ્રતિવિધ્ય ઉભો રહી ઘણા બાણોને નાખતો પછી તમારા પુત્રની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તમારા પુત્ર દુશાસને ક્ષુરપ્રેકરી તેના ધનુષને કાપ્યુ અને પછી કપાએલા ધનુષવાળા પ્રતિવિધ્યને દશ બાણોએકરી પીડિત કર્યો તે સમયે પ્રતિવિધ્યને રથ રહિત જોઇ તેના મહારથિ ભાઇઓ સગ્રામ વિષે મોટી સેના સાથે સમીપ આવ્યા હે મહારાજ ! પછી પ્રતાપી પ્રતિવિધ્ય સુતસોમના રથ પ્રત્યે ચઢી ધનુષ લેઈ તમારા પુત્રને વિધવા લાગ્યો, તે વખતે મોટી સેનાવડે વિટાયલા તમારા સર્વ યોદ્ધાઓ સગ્રામ વિષે તમારા પુત્ર દુશાસનને વિટી વળી સમીપ વર્તવા લાગ્યા હે ભારત ! તે પછી ભયકર અર્ધરાત્રિ સમયે તમારા અને તે યોદ્ધાઓનુ યુદ્ધ યમરાજાના રાષ્ટ્રને વધારનારૂ પ્રવૃત્ત થયુ

**ततः प्रववृते युद्धं तव तेषां च भारत।**
**निशीथे दारुणेकाले यमराष्ट्र विवर्द्धनं**

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे शतानीकादियुद्धे गुर्जरभाषायामष्टषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६८ ॥

## અધ્યાય ૧૬૯ મો. નકુળનું વીરત્વ.

संजय उवाच—नकुलं रभसं युद्धे निघ्नन्तं वाहिनीं तव ।
अभ्ययात्सौबलः क्रुद्धस्तिष्ठतिष्ठेति चाब्रवीत् ॥

સંજય કહે છે—યુદ્ધમાં વેગવાળા તમારી સેનાને હણતા એવા નકુળ પ્રત્યે ક્રોધ પામેલો શકુનિ ગયો અને "ઉભો રહે, ઉભો રહે," એમ બોલ્યો. કરેલું છે વેર જેઓએ એવા પરસ્પર વધને ઇચ્છતા તે બેઉ પૂર્ણ વિસ્તાર કરી નાખેલા બાણોવડે એક બીજાને હણતા હતા. હે રાજન્! જેવી રીતે નકુળ બાણવૃષ્ટિ કરતો હતો તેવી રીતેજ શકુનિ શિક્ષાને દર્શાવતો બાણવૃષ્ટિ કરતો હતો. હે મહારાજ! તે વખતે સંગ્રામ વિષે બાણોવડે વ્યાપ્ત એવા તે બે શૂરાઓ જે પ્રમાણે સિસોળીઆવડે બે શાહુડી જનાવરો શોભે તે પ્રમાણે શોભતા હતા. તથા મોટા યુદ્ધમાં સુવર્ણ પુંખવાળા સરખા અગ્ર ભાગવાળા બાણોવડે જેના બખ્તર કપાએલા છે એવા રૂધિરના વહેવાથી ભિંજાએલા તે બેઉ અતિ દીપતા હતા. તેમજ રણાંગણ વિષે સુવર્ણ તુલ્ય કાંતિવાળા તે બે જેવી રીતે વિચિત્ર એવા બે કલ્પવૃક્ષ તથા પ્રફુલ્લિત એવા કિંશુકવૃક્ષ શોભે તેવી રીતે શોભતા હતા. હે મહારાજ! તે સમયે જે પ્રમાણે કંટકવડે બે શાલ્મલી વૃક્ષ શોભે તે પ્રમાણે સંગ્રામ વિષે બાણોવડે વ્યાપ્ત એવા તે બે શૂરાઓ શોભતા હતા. હે રાજન્! જેઓના નેત્ર ચઢયા છે તથા ક્રોધેકરી રાતા થયા છે એવા તે બે પરસ્પર દહન કરતા હોય તેમ અતિ વક્ર નજર કરતા હતા. તમારો સાળો હસતો હોય નહિ તેમ અતિ ક્રોધવાન થઇ એક તીક્ષ્ણ બાણેકરી માદ્રીપુત્ર નકુળને હૃદય વિષે વિંધતો હતો, ધનુર્ધારી તમારા સાળા શકુનિએ અતિ વિંધેલો નકુળ રથના સારથિને ઠેકાણે બેઠો અને ઘણો મોહ પામ્યો. હે રાજન્! જેમ વર્ષાકાળમાં મેઘ ગર્જના કરે તેમ અત્યંત વૈરિ અને મત્ત એવા શત્રુને તે રીતે આવેલો જોઈ શકુનિ નાદ કરવા લાગ્યો. તે પછી સંજ્ઞા પામીને પાંડુપુત્ર નકુળ ફરીને જે પ્રમાણે ફાડેલ મુખવાળો કાળ ઉઠે તે પ્રમાણે શકુનિ સામે ગયો. હે ભરતર્ષભ! અતિ ક્રોધ પામેલા નકુળે શકુનિને સાઠ બાણવડે વિંધી ફરીને સો નારાચ બાણવડે હૃદય વિષે વિંધ્યો. એ પછી તે જ સમયે તેણે મુઠીના ભાગમાં રહેલા બાણ સહિત તેના ધનુષને કાપી નાખ્યું અને જલદી ધ્વજને કાપી રથ ઉપરથી પૃથ્વીપર પાડી નાખ્યો. પાંડુપુત્ર નકુળે સ્વભાવથીજ તીક્ષ્ણ અને તીક્ષ્ણ કરેલા પાયેલા એક બાણેકરી શકુનિના બે સાથળને ભેદી જે પ્રમાણે પાંખ સહિત બાજ પક્ષિને પાડે તે પ્રમાણે બાણેકરી તેને પાડ્યો. હે મહારાજ! નકુળે અતિ વિંધેલો તે શકુનિ રથના સારથિના સ્થાનકે બેઠો. હે અનઘ! જે પ્રમાણે કામી પુરૂષ કામિની સ્ત્રીનો આશ્રય કરે, તે પ્રમાણે ક્લેશ પામી ધ્વજનો આશ્રય કરી પડેલા સંજ્ઞા રહિત તમારા સાળા શકુનિને જોઇ સારથિ તરત સેનાના અગ્ર ભાગથી તેને દૂર લેઇ ગયો.

પછી કુંતિપુત્રો અને જે તેઓને અનુસરનારા સર્વજન્ય શબ્દ કરવા લાગ્યા. રણભૂમિ વિષે શત્રુને જીતી શત્રુને તપાવનાર એવો ક્રોધવાન નકુળ સારથિ પ્રત્યે બોલ્યો કે મને દ્રોણાચા-

ર્યના સૈન્ય સમીપ લેઈ જા હે રાજન્ ! માદ્રીપુત્ર નકુળના વચનને સાભળી તેનો સારથિ જ્યા દ્રોણાચાર્ય ઉભા હતા ત્યા તે રથને લેઈ ગયો હે વિશાપતે ! સગ્રામ વિષે દ્રોણાચાર્યને પામવા ઇચ્છતા શિખડી સામે યત્નવાન શારદ્વત એવા કૃપાચાર્ય વેગ સહિત ગયા જલદી દ્રોણાચાર્યના સૈન્ય પ્રત્યે આવેલા શત્રુને દમન કરનાર એવા શારદ્વત કૃપાચાર્યને હસતો હોય નહિ તેમ શિખડિ ભલ્લ નામના નવ બાણોવડે વિધવા લાગ્યો હે મહારાજ ! તમારા પુત્રોનુ પ્રિય કરનાર એવા કૃપાચાર્યે પાચ બાણવડે તેને વિધી ફરીને વીસ બાણોએ વિધ્યો તે બેનુ ઘોર રૂપવાળુ ભયાનક યુદ્ધ જેવી રીતે દેવ અને અસુરના યુદ્ધમા શબરાસુર અને ઇન્દ્રનુ યુદ્ધ થયુ હતુ તેવી રીતે થયુ જે રીતે વર્ષાકાળમા બે મેઘ આકાશને જળવૃષ્ટિ યુક્ત કરે તે રીતે સગ્રામમા દુમદ શૂર એવા તે બે મહારથિઓએ આકાશને બાણના સમૂહવડે વિટાએલુ કરી મૂકયુ હે ભરતશ્રેષ્ઠ ! સ્વભાવેકરી ઘોર રૂપવાળુ તે યુદ્ધ હતુ અને ફરીને તે સમયે અતિશય ભયકર થયુ તથા યુદ્ધશાલિ યોદ્ધાઓને ઘોર રૂપવાળી ભયાનક તે રાત્રિ કાળ રાત્રિ સરખી થઇ હતી હે મહારાજ ! શિખડિએ શારદ્વત કૃપાચાર્યના પ્રત્યચા અને બાણ સહિત એવા મોટા ધનુષને અર્ધચદ્ર નામના શસ્ત્રેકરી કાપી નાખ્યુ

હે રાજન્ ! તે વખતે ક્રોધ પામેલા કૃપાચાર્યે દારૂણ એવી શક્તિને તેની ઉપર ફેકી સુવર્ણ દડવાળી, નથી કુંઠિત થએલો અગ્ર ભાગ જેનો એવી, શિલ્પશાસ્ત્ર વેત્તાએ શોધેલી સમીપ આવતી તે શક્તિને શિખડિએ ઘણા બાણોએકરી કાપી નાખી મહા કાન્તિવાળી દીપ્ત તે શક્તિ પૃથ્વીને શોભાવતી હેઠે પડી હે મહારાજ ! એ પછી રથિ પુરૂષોમા ઉત્તમ એવા શારદ્વત કૃપાચાર્ય બીજુ ધનુષ લેઈ તીક્ષ્ણ બાણોવડે શિખડિને ઢાકવા લાગ્યા સગ્રામ વિષે યશસ્વી એવા શારદ્વત કૃપાચાર્યે બાણોવડે આચ્છાદન કરેલો એવો રથિઓમા ઉત્તમ શિખડિ રથના સારથિના સ્થાનકે બેઠો હે ભારત ! યુદ્ધમા ખેદ પામતા શિખડિને જોઇ હણવાને ઇચ્છતા હોય તેમ શારદ્વત કૃપાચાર્ય બહુ બાણોએકરી પ્રહાર કરવા લાગ્યા મહારથિ શિખડિને રણભૂમિમા પાછુ મુખ કરનારો જોઇ ચોતરફથી સોમક અને પચાલ યોદ્ધાઓ તેને વિટી વળ્યા તેવીજ રીતે તમારા પુત્રો મોટી સેના સહિત બ્રાહ્મણોમા ઉત્તમ એવા કૃપાચાર્યને વિટી વળ્યા હે રાજન્ ! પછી પરસ્પર દોડતા એવા રથિ પુરૂષોનુ યુદ્ધ થયુ હે વિશાપતે ! જે પ્રમાણે ગર્જના કરતા એવા મેઘનો શબ્દ થાય તે પ્રમાણે દોડતા એવા ઘોડેસ્વાર અને હાથી ઉપર બેસનારા યોદ્ધાઓનો સકુલ શબ્દ થતો હતો હે રાજન્ ! ચોતરફથી ચતુર્યુદ્ધ પરસ્પર ક્રૂર ભાસતુ હતુ અને હે મહારાજ ! જેવી રીતે ભયવડે બીનેલી સ્ત્રી કપે તે પ્રમાણે નાસનારા પાયદળોના પગના શબ્દોએ કરી પૃથ્વી કપતી હતી હે રાજન ! જેવી રીતે કાગડાઓ પતગીઆઓને પકડે તેવી રીતે ઘણા રથિ પુરૂષો અતિ વેગવાળા રથ પ્રત્યે ચઢી ભાગતા એવા રથપતિઓને પકડતા હતા હાથી ઉપર બેસનારાઓને મદ ઝરતા હાથી ઉપર બેસનારાઓ પકડતા હતા હે ભારત ! તેમજ યત્નવાળા મોટા હાથી ઉપર બેસનારાઓ મદ ઝરતા હાથી ઉપર બેસનારાઓને, ઘોડેસ્વાર ઘોડેસ્વારને અને પાયદળ પાયદળને પકડતા હતા અને રણભૂમિમા પરસ્પર ક્રોધ પામેલા પુરૂષોને સમીપ જઈ ઉલ્લઘન કરી જતા હતા તે સમયે રાત્રિ વિષે દોડતા, નાસતા અને પાછા આવતા એવા સૈન્યોનો અતિ મોટો શબ્દ થતો હતો હે ભરતશ્રેષ્ઠ મહારાજ ! જે પ્રમાણે આકાશથી પડેલા મોટા ઉબાડીઆ દેખાય તે પ્રમાણે રથ, હાથી અને ઘોડાઓ વિષે શોભતા દિવાઓ દેખાતા હતા હે રાજન્ !

રણભૂમિના અગ્ર ભાગમા દીવાઓવડ શોભતી એવી તે રાત્રિ દિવસ સરખી થઇ હતી અને જે રીતે સૂર્યવડે લોકમા વ્યાપેલુ અધારૂ નાશ પામે તે રીતે આણીકાર અને તેણીકાર પ્રકાશવાળા એવા દિવાઓવડે આકાશ અને પૃથ્વી પ્રત્યે વ્યાપ્ત એવુ ઘોર અધારૂ નષ્ટ થયુ તથા રજ અને અધકારેકરી વ્યાપ્ત દિશાઓ અને દિશાના ખુણાઓ કાતિવડે ફરીને પ્રકાશ પામ્યા. તેમ તે દીવાઓવડે શોભિત એવી મહાત્મા પુરૂષોના અસ્ત્ર, કવચ અને મણિઓની કાતિ અ-તર્ધ્યાન પામી ગઇ હે ભારત ! રાત્રિના પ્રદોષ વખતે કોલાહલ અને યુદ્ધ થતું હતું ત્યારે હુ અહિ છુ, એ રીતે કઇ પણ યોદ્ધાઓ જાણતા ન હતા તથા હે ભરતશ્રેષ્ઠ ! યુદ્ધમા મોહથી પિતા પુત્રને, પુત્ર પિતાને, સખા સખાને, મામો ભાણેજને, ભાણેજ મામાને, પોતે પોતાનાઓને અને પારકા પારકાઓને પરસ્પર હણતા હતા એ રીતે નિર્મર્યાદ અને બીરૂ પુરૂષોને ભય ઉપજાવનારૂ યુદ્ધ રાત્રિ વિષે ચાલતુ હતુ

स्वेस्वाम्नेरपराश्चापि निघ्नुजरितरेतरं ।
निर्मर्यादमभूद्युद्ध रात्रौ भीरु भयानक ॥

इति श्री महाभारते द्रोणपर्वाणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुलयुद्धे गुर्जरभाषायामूनसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १६९ ॥

## અધ્યાય ૧૭૦ મો. દ્રોણ સામે ધૃષ્ટદ્યુમ્ન.

संजय उवाच—तस्मिन्सुतुमले युद्धे वर्तमाने भयावहे ।
धृष्टद्युम्नो महाराज द्रोणमेवाभ्यवर्त्तत ॥

સજય કહે છે–હે મહારાજ ! તે ભયંકર અતિ રણસકુલ યુદ્ધ થતુ હતુ ત્યારે ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય પ્રત્યેજ ગયો અને શ્રેષ્ઠ ધનુષને સાધતો તથા વારવાર પ્રત્યચાને ખેચતો એવો તે સુવર્ણવડે શોભિત એવા દ્રોણાચાર્યના રથ સમીપ દોડયો હે મહારાજ ! એ પછી દ્રોણાચાર્યનો નાશ કરવાની ઇચ્છાવડે આવતા ધૃષ્ટદ્યુમ્નને જોઇ પાડવો સહિત પચાલ યોદ્ધાઓ ચોતરફથી વિટી વળ્યા તે રીતે ચોતરફથી વિટેલા આચાર્યમા શ્રેષ્ઠ એવા દ્રોણને જોઇ યત્નવાળા એવા તમારા પુત્રો સગ્રામ વિષે સર્વ તરફથી દ્રોણાચાર્યને રક્ષણયુક્ત કરવા લાગ્યા. તે પછી જે પ્રમાણે વાયુવડે ઉછળતા અને જેમા જતુઓ ક્ષોભ પામેલ છે એવા બે સાગર ભેગા થાય, તે પ્રમાણે રાત્રિના પ્રદોષ વખતે તે સૈન્યરૂપી બે સમુદ્ર સામસામા મળ્યા. હે મહારાજ ! પછી ધૃષ્ટદ્યુમ્ને જલ્દી પાચ બાણોએકરી દ્રોણાચાર્યને હૃદય વિષે વિંધ્યા અને સિંહનાદ કર્યો હે ભારત ! દ્રોણાચાર્યે પચ્ચીસ બાણવડે તેને વિંધી બીજા ભલ્લ બાણેકરી ધૃષ્ટદ્યુમ્નના મોટા શબ્દવાળા ધનુષને કાપી નાખ્યુ હે ભરતર્ષભ ! દ્રોણાચાર્યે વિંધેલા ધૃષ્ટદ્યુમ્ને તત્કાળ ધનુષને મૂકી દીધુ અને ઓઠ પીસી ક્રોધ પામેલા પ્રતાપવાન ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યનો નાશ કરવાની ઇચ્છાવડે, શ્રેષ્ઠ બીજુ ધનુષ લીધુ, અને હે મહારાજ ! પછી પરવીરને હણનાર એવા ધૃષ્ટદ્યુમ્ને વિચિત્ર એવા ધનુષને કાન પર્યત ખેચી દ્રોણાચાર્યના નાશને કરનારા ઘોર બાણને નાખ્યુ મોટા યુદ્ધમા નાખેલું તે ભયકર બાણ જેવી રીતે ઉદય પામેલા

સૂર્યને શોભાવે તે પ્રમાણે તે સૈન્યને શોભાવતુ હતુ હે રાજન્ ! સંગ્રામ વિષે ભયકર એવા તે બાણુને જોઇ દેવ, ગધર્વ અને મનુષ્યો દ્રોણાચાર્યનુ કલ્યાણ થાઓ એ રીતે વચન બોલવા લાગ્યા હે રાજન્ ! દ્રોણાચાર્યના રથ પ્રત્યે આવતા તે બાણુને બાણ નાખવામા કુશળ પુરૂષ પેઠે કર્ણે દશ પ્રકારેકરી કાપી નાખ્યુ હે રાજન્ ! ધનુર્ધારી સૂતપુત્ર કર્ણે બહુ પ્રકારે કાપેલું તે બાણ જે પ્રમાણે વિષરહિત એવો સર્પ પડે તે પ્રમાણે જલદી નીચે પડયુ પછી કર્ણે દશ બાણોવડે ધૃષ્ટદ્યુમ્નને વિંધ્યો પાચ બાણોએ દ્રોણપુત્ર અશ્વત્થામાએ, સાત બાણોએ પોતે દ્રોણાચાર્યે, દશ બાણોએ શલ્યે ત્રણ બાણોએ દુ શાસને, વીસ બાણોએ દુર્યોધને અને પાચ બાણોએ શકુનિએ એ પ્રમાણે તે સર્વ મહારથિ પુરૂષોએ ત્વરાવડે ધૃષ્ટદ્યુમ્નને વિંધ્યો હે રાજન્ ! મોટા સગ્રામ વિષે ભયકર સાત મહારથિ પુરૂષોએ વિંધેલા ધૃષ્ટદ્યુમ્ને સભ્રમ વગર દ્રોણાચાર્યને, દ્રોણપુત્ર અશ્વત્થામાને, કર્ણને અને તમારા પુત્રને એ રીતે સર્વને ત્રણ ત્રણ બાણવડે સામા વિંધ્યા ધનુર્ધારી ધૃષ્ટદ્યુમ્ને વિંધેલા તેઓમાથી રથિઓમા ઉત્તમ એવા એક એક જણાએ પાચ પાચ બાણોવડે ફરીને ધૃષ્ટદ્યુમ્નને સગ્રામ વિષે વિંધ્યો. હે રાજન્ ! પછી અતિ ક્રોધ પામેલા દ્રુમસેને એક બાણેકરીને અને તુરત " ઉભો રહે, ઉભો રહે " એમ કહી ત્રણ બાણોવડે વિંધ્યો યુદ્ધમા ધૃષ્ટદ્યુમ્ને પ્રાણના નાશને કરનાર, શિલાઓવડે તીક્ષ્ણ કરેલા, સુવર્ણ પુખવાળા, સીધા જનારા, સ્વભાવથી તીક્ષ્ણ એવા ત્રણ બાણવડે સામો વિંધ્યો વળી પરાક્રમવાન એવા ધૃષ્ટદ્યુમ્ને પછીથી બીજા ભલ્લ નામના બાણેકરી સુવર્ણ શોભિત કુડળવાળા દ્રુમસેનના મસ્તકને કાયાથી ભિન્ન કરી નાખ્યુ દાબેલા ઓઠવાળુ તે મસ્તક જે રીતે મહાવાયુએ કપાવેલુ તાડનુ પાકેલુ ફળ પડે તે રીતે રણભૂમિપર પડયુ. તે શૂર એવા ધૃષ્ટદ્યુમ્ને ફરીને યોદ્ધાઓને અતિ તીક્ષ્ણ બાણોવડે વિંધી વિચિત્ર યુદ્ધ કરનાર રાધાપુત્ર કર્ણના ધનુષને ભલ્લ બાણોવડે કાપી નાખ્યુ, જે પ્રમાણે મોટો સિંહ અતિ ઉગ્ર એવા પુછડાના કાપને ન સહી શકે તે પ્રમાણે કર્ણે ધનુષના છેદનને સહ્યુ નહિ ક્રોધેકરી જેના નેત્ર રાતા થયા છે એવો શ્વાસ લેતો કર્ણ બીજા ધનુષને લેઇ બાણના સમૂહોવડે મહા બળવાન ધૃષ્ટદ્યુમ્નને ઢાંકતો તેના સામો દોડયો કર્ણને ક્રોધ પામેલો જોઇ દુર્યોધન, દુ શાસન, દ્રોણ, કર્ણ, શલ્ય અને શકુનિ વગેરે શૂરા છ મહારથિઓ પચાલ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્નને હણવાની ઇચ્છાવડે ઉતાવળા ચોતરફથી વિંટી વળ્યા. તે વખતે તમારા યોદ્ધાઓમાં અતિ શૂર એવા છ પુરૂષોની આગળ રહેલા ધૃષ્ટદ્યુમ્નને મૃત્યુના મુખને પ્રાપ્ત થએલો એવો અમે માનવા લાગ્યા તે જ સમયે બાણોને ફેંકતો દાશાર્હ એવો સાત્યકિ પરાક્રમી ધૃષ્ટદ્યુમ્નને આવી મળ્યો સામે આવતા યુદ્ધમા દુર્મદ એવા સાત્યકિને રાધાપુત્ર કર્ણે સીધા જનારા દશ બાણોએકરી વિંધ્યો હે મહારાજ ! તેને સર્વ શૂરાઓના જોતા 'જઇશ મા ઉભો રહે' એમ કહી સાત્યકિએ દશ બાણોવડે વિંધ્યો હે રાજન્ ! જેવી રીતે બલિરાજા અને ઇંદ્રનો સમાગમ થયો હતો તેવી રીતે બલવાન સાત્યકિનો અને મહાત્મા કર્ણનો સમાગમ થયો રથના ઘોષેકરી ક્ષત્રિયોને ત્રાસ પમાડતો ક્ષત્રિયોમા ઉત્તમ એવો સાત્યકિ કમળ સરખા નેત્રવાળા કર્ણને સામો વિંધતો હતો હે મહારાજ ! ધનુષના શબ્દવડે પૃથ્વીને કપાવતો બળવાન એવો સૂતપુત્ર કર્ણ સાત્યકિને સામુ યુદ્ધ કરાવતો હતો વિપાટ કર્ણિ, નારાચ, વત્સદત અને ક્ષુર એવા પણ હજારો હથિઆરોવડે કર્ણ શિનિપૌત્ર સાત્યકિને સામો વિંધતો હતો તેવી રીતેજ યુદ્ધમા વૃષ્ણિઓમા ઉત્તમ એવો સાત્યકિ પણ યુદ્ધ કરતાં બાણોવડે કર્ણ પ્રત્યે વૃષ્ટિ કરતો હતો અને તેઓનુ યુદ્ધ સમાન થતુ હતુ હે મહારાજ !

તમારા યોદ્ધાઓ અને કવચવાન એવા કર્ણપુત્ર એ સર્વ ચોતરફથી તીક્ષ્ણ બાણોવડે સાત્યકિને જલદી વિંધતા હતા હે વિભો ! અસ્ત્રોવડે તેઓના અને કર્ણના અસ્ત્રોને નિવારી ક્રોધ પામેલા સાત્યકિએ વૃષસેનને છાતી વિષે વિંધ્યો

હે વિશાપતે ! તેણે બાણે વિંધેલો મોહ પામેલો બળવાન વૃષસેન ધનુષને તજી રથ વિષે બેઠો તે પછી મહારથિ વૃષસેનને મરેલો સમજી પુત્રના શોકવડે સંતાપ પામેલો કર્ણ સાત્યકિ પ્રત્યે પીડા કરતો હતો કર્ણથી પીડાતો એવો મહારથિ સાત્યકિ વારવાર ઉતાવળો થઇ કર્ણને બહુ બાણોએકરી વિંધતો હતો સાત્વત એવા સાત્યકિએ દશ બાણોવડે કર્ણને તથા સાત બાણવડે વૃષસેનને વિંધી તે બેના હાથના મોજા સહિત ધનુષને કાપ્યા તેઓ બીજા બે શત્રુના ભયને કરનારા ધનુષને સજ્જ કરી ચોતરફથી તીક્ષ્ણ બાણવડે સાત્યકિને વિંધતા હતા. હે રાજન્ ! ઉત્તમ શૂરાઓનો જેમા નાશ છે એવો તે સંગ્રામ થતો હતો ત્યારે ગાંડિવ ધનુષનો અતિ મોટો શબ્દ સાભળ્યો હે રાજન્ ! રથના ઘોંઘાટને અને ગાંડિવ ધનુષના શબ્દને સાભળી સૂતપુત્ર કર્ણ દુર્યોધન પ્રત્યે આવુ વચન બોલ્યો કે, આ સર્વ સેનાને અને નરોમા ઉત્તમ એવા મુખ્ય યોદ્ધાઓને તથા પૌરવ યોદ્ધાઓને હણી ઉત્તમ ધનુષને કંપાવતો એવો મહા ધનુર્ધારી કુંતિપુત્ર અર્જુન જ્યા જય પામે છે ત્યા ગાંડિવ ધનુષનો મોટો શબ્દ અને શબ્દ કરતા ઇન્દ્ર સરખા રથનો શબ્દ સંભળાય છે હે રાજન્ દુર્યોધન ! પાંડુપુત્ર અર્જુન પોતાને યોગ્ય એવુ સ્પષ્ટ કર્મ કરે છે અને આ ભારતી સેના બહુ પ્રકારે કંપાય છે જે પ્રમાણે વાયુએ કંપાવેલો વાદળાનો સમૂહ વિખરાઇ જાય તેમ આ સૈન્યો કોઇ ઠેકાણે ઉભા રહેતા નથી જેવી રીતે સાગર વિષે નૌકા ભાગેલી હોય તેવી રીતે સવ્યસાચિ અર્જુનને પામી ભાગતા ગાંડિવ ધનુષથી નાખેલા બાણોવડે વિંધેલા અનેક મુખ્ય યોદ્ધાઓનો મોટો શોર સંભળાય છે હે રાજશાર્દૂલ ! આકાશ વિષે મેઘનો શબ્દ થાય તેમ અર્ધરાત્રિ વખતે અર્જુનના રથ પ્રત્યે થતા નગારા સરખા શબ્દને સાભળો અને હાહાકાર શબ્દોને તથા પુષ્કળ સિંહનાદને તેમ બહુ પ્રકારના અર્જુનના રથ પ્રત્યે થતા શબ્દોને પણ સાભળો. આ આપણા મધ્યમા રહેલો સાત્વતોમા ઉત્તમ એવો સાત્યકિ જો અહિ મારા લક્ષને પ્રાપ્ત થાય તો સર્વ શત્રુઓને જીતીશુ આ પાંચાલ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સાથે મળ્યો છે અને સર્વ તરફથી રથિઓમા શ્રેષ્ઠ એવા શૂર યોદ્ધાઓએ વિંટેલો છે માટે હે મહારાજ ! જો સાત્યકિને અને પાર્ષત એવા ધૃષ્ટદ્યુમ્નને હણીએ તો નિઃસંશય આપણો જય થાય. હે મહારાજ ! સુભદ્રાના પુત્ર અભિમન્યુની પેઠે આ બે શૂર એવા મહારથિ સાત્યકિ અને ધૃષ્ટદ્યુમ્નને હણવા માટે યત્ન કરીએ. હે ભારત ! સવ્યસાચિ એવો અર્જુન કુરુમા ઉત્તમ એવા બહુ પુરુષો સાથે સાત્યકિ આસક્ત થએલો જાણી અર્જુન સાત્યકિને ઘણા યોદ્ધાઓએ વિંટેલો ન જાણે તેટલા સમયમા જ્યા સાત્યકિ છે ત્યા રથિઓમા શ્રેષ્ઠ એવા ઘણા ઉત્તમ પુરુષો જાય અને જેવી રીતે અર્જુન જાણે નહિ તેવી રીતે શૂરાઓ અત્યંત બાણો નાખવામા ઉતાવળ કરે, અને હે મહારાજ ! જે રીતે અહિં આ માધવ એવો સાત્યકિ પરલોક પ્રત્યે જાય તેમ સારા પ્રયોગવાળી સુનીતિ કર. હે રાજન્ ! સંગ્રામ વિષે કર્ણના મત પ્રત્યે રહી તમારો પુત્ર દુર્યોધન જે પ્રમાણે પૂર્વે ઇન્દ્ર, યશસ્વી એવા વિષ્ણુને કહેતો હતો, તે પ્રમાણે શકુનિને કહેવા લાગ્યો કે પાછા ન હઠનારા દશ હજાર હાથિઓવડે અને દશ હજાર રથવડે યુક્ત એવા તમે જલદી અર્જુન સામે જાઓ. ઘણા પાયદળોવડે યુક્ત એવા દુઃશાસન દુર્વિષહ સુબાહુ અને

દુ પ્રધર્ષણ એઓ તમારી પાછળ આવશે હે મહાબાહો ! માતુલ, કૃષ્ણ, અર્જુન, ધર્મરાજ એવા યુધિષ્ઠિર, નકુળ, સહદેવ અને ભીમસેનને હણો, કેમકે જેવી રીતે દેવતાઓની જયની આશા ઇન્દ્ર વિષે રહી હતી તેવી રીતે મારી જયાશા તમારા વિષે રહી છે હે માતુલ (મામા)! જે પ્રમાણે કાર્તિકસ્વામી અસુરોને હણે તે પ્રમાણે કુંતિના પુત્રોને તમે હણો હે વિભો! એવી રીતે તમારા પુત્રે કહેલો શકુનિ મોટી સેના સાથે તમારા પુત્રો સહિત તમારા પુત્ર દુર્યોધનના પ્રિય માટે પાડુપુત્રોને ભસ્મ કરવા ઇચ્છતો કુતિપુત્રો સામે ગયો હે રાજન્! શકુનિ પાડવોની સેના પ્રત્યે ગયો ત્યારે તમારા યોદ્ધાઓનુ શત્રુઓ સાથે પાછુ યુદ્ધ પ્રવર્ત્યું અને મોટા સૈન્યવડે યુક્ત યુદ્ધમા ઘણા બાણોને ફેકતો એવો સૂતપુત્ર કર્ણ ત્વરા સહિત સાત્યકિ પ્રત્યે ગયો ને તેવી રીતેજ સર્વ પાર્થિવો સાત્યકિને ચોતરફથી વિટી વળ્યા પછી હે ભારત ! જ્યારે ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય ધૃષ્ટદ્યુમ્નના રથ પ્રત્યે જઇ યુદ્ધ કરવા લાગ્યા, ત્યારે દ્રોણાચાર્યનુ શૂરા ધૃષ્ટદ્યુમ્ન અને પચાલ યોદ્ધાઓ સાથે આશ્ચર્યકારક મોટુ રાત્રિયુદ્ધ થયુ

भरद्वाजस्ततो गत्वा धृष्टद्युम्नरथप्रति ।
महद्युद्ध तदासीत्तु द्रोणस्य निशि भारत ॥
धृष्टद्युम्नेनवीरेणपंचालैश्च सहाद्भुत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुलयुद्धे गुजरभाषायां सप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७० ॥

## અધ્યાય ૧૭૧ મો. રાત્રિયુદ્ધની ઘોરતા.

संजय उवाच—ततस्ते प्राद्रवन्सर्वे त्वरितायुद्ध दुर्मदाः ।
अमृष्यमाणा सरब्धा युयुधान रथ प्रति ॥

સજય કહે છે—પછી યુદ્ધમા દુર્મદ એવા અમર્ષવાળા ક્રોધ પામેલા યોદ્ધાઓ ત્વરા સહિત સાત્યકિના રથ સામે દોડયા વળી હે રાજન્ ! સુવર્ણ અને રૂપાથી શોભિત એવા કલ્પેલા રથો વડે તથા ઘોડેસ્વાર અને હાથિસ્વાર યોદ્ધાઓવડે તેને તેઓ ચોતરફથી વિટી વળ્યા એ પછી સાત્યકિને સર્વ તરફથી કોષ્ટકરૂપ કરી સર્વ મહારથિઓ સિહનાદ કરવા લાગ્યા અને સાત્યકિને તરછોડવા લાગ્યા મધુકુળમા થએલા સાત્યકિના વધને ઇચ્છતા એવા મહાશૂરા તેઓ ત્વરા સહિત સત્ય પરાક્રમવાળા સાત્યકિને તીક્ષ્ણ બાણોવડે આચ્છાદિત કરવા લાગ્યા સમીપ આવતા યોદ્ધાઓને જોઇ પરશૂરાઓને હણનાર ઘણા બાણોને ફેકનો એવો મહાબાહુ શિનિપૌત્ર સાત્યકિ તુર્ત સામો ગયો અને તે સમયે શૂર મહા ધનુર્ધારી યુદ્ધમા દુર્મદ એવા સાત્યકિએ નમેલ પર્વવાળા ઉગ્ર બાણોવડે કેટલાક યોદ્ધાઓના માથા કાપી નાખ્યા તેમ મધુકુળમા થએલા તેણે ક્ષુરપ્ર બાણોવડે હાથિઓની શુડ, ઘોડાઓની સ્થૂલ ગરદનોને અને તમારા યોદ્ધાઓના બાહુને પણ ઢાકી દીધા હે સમર્થ ભારત ! જેવી રીતે અતરિક્ષ નક્ષત્રોવડે પુરાએલુ હોય તેવી રીતે પડેલા ચામર અને શ્વેત છત્રોવડે પૃથ્વી પૂર્ણ થઇ હે ભારત ! યુદ્ધમા સાત્યકિ સાથે યુદ્ધ કરતા યોદ્ધાઓનો જે પ્રમાણે શબ્દ કરતા પ્રેતોનો શબ્દ થાય તે પ્રમાણે રણસકુલ શબ્દ થયો તે મોટા શબ્દવડે પૃથ્વી પૂરિત થઇ અને રાત્રિ તીવ્ર રૂપવાળી ભયકર

થઈ રૂવાને હર્ષ પમાડનાર એવા અર્ધ રાત્રિ વખતે સાત્યકિના બાણોવડે હણાતાં તથા કપાતા સૈન્યને જોઈ તેમ મોટા શબ્દને સાભળી રથિ પુરૂષોના મધ્યમા ઉત્તમ એવો તમારો પુત્ર દુર્યોધન, હે રાજન્ ! સારથિને વારવાર કહેવા લાગ્યો કે જ્યા આ શબ્દ થાય છે ત્યા ઘોડાઓને ચલાવ તેણે આમ કહેતા સારથિ પછી તે ઉત્તમ ઘોડાઓને સાત્યકિના રથ પ્રત્યે લેઇ ગયો પછી ક્રોધ પામેલો, દૃઢ ધનુષવાળો, યુદ્ધમા કુશળ, જેણે ગ્લાનિ જીતેલ છે એવો વિચિત્ર યુદ્ધ કરનારો દુર્યોધન સાત્યકિ સામે દોડયો, તે સમયે માધવ એવા સાત્યકિએ પૂર્ણ વિસ્તારી ફેંકેલા, શોણિતનુ ભોજન કરનારા દશ બાણોવડે દુર્યોધનને સામો વિધ્યો તે રીતે સાત્યકિએ પ્રથમજ બાણોવડે પીડા પમાડેલા, સહન ન કરતા દુર્યોધને દશ બાણોએકરી શિનિપૌત્ર સાત્યકિને સામો વિધ્યો હે ભરતર્ષભ ! તે પછી સર્વ પચાલ અને ભરત યોદ્ધાઓનુ દારૂણ અને રણ-સકુલ યુદ્ધ થયુ હે ભારત ! રણભૂમિમા ક્રોધ પામેલા શિનિપૌત્ર સાત્યકિએ મહારથિ તમારા પુત્ર દુર્યોધનને એશી બાણોવડે વક્ષસ્થળ વિષે વિધ્યો પછી સગ્રામ વિષે એના ઘોડાઓને બાણોએકરી યમરાજાના સ્થાન પ્રત્યે મોકલ્યા અને બાણેકરી જલદી સારથિને રથ ઉપરથી પાડયો તે વખતે હે વિશાપતે ! નાશ પામેલા ઘોડાવાળા રથ વિષે બેઠેલા તમારા પુત્રે શિનિપૌત્ર સાત્યકિના રથ પ્રત્યે તીક્ષ્ણ પચાસ બાણોને નાખ્યા હે રાજન્ ! યુદ્ધમા તમારા પુત્રે નાખેલા તે પચાસ બાણોને યુદ્ધકુશળ પુરૂષપેઠે શિનિપૌત્ર સાત્યકિએ કાપી નાખ્યા એ પછી યુદ્ધમા વેગેકરી માધવ એવા સાત્યકિએ તમારા પુત્રના મુઠીના ભાગમા રહેલા મોટા ધનુષને બીજા ભલ્લબાણેકરી કાપી નાખ્યુ ત્યારે રથ અને ધનુષ રહિત થએલો સર્વ લોકનો પતિ અને સમર્થ એવો દુર્યોધન જલદી કૃતવર્માના શોભાયમાન રથ પ્રત્યે ચઢી ગયો હે વિશાપતે ! દુર્યોધન પરાભવ પામવાથી શિનિપૌત્ર સાત્યકિ મધ્ય રાત્રિ વખતે તમારી સેનાને બાણોવડે નસાડવા લાગ્યો હે રાજન્ ! શકુનિ સર્વ તરફથી હજારો રથ, હાથી અને ઘોડાઓવડે અર્જુનને વિટાઇ વળી જૂદા જૂદા પ્રકારવાળા શસ્ત્રોવડે, વૃષ્ટિ કરતો હતો અને અર્જુન પ્રત્યે સર્વ મોટા અસ્ત્રોને નાખતા અને કાળે પ્રેરેલા એવા તે ક્ષત્રિયો અર્જુન સાથે યુદ્ધ કરતા હતા, મહા બળવાન અર્જુન ઘણા ક્ષયને કરતો હજારો રથ, હસ્તિ અને ઘોડાઓને નિવારતો હતો પછી તે સમયે સગ્રામમા સુબલાનો પુત્ર શકુનિ હસતો હોય તેમ અર્જુનને તીક્ષ્ણ બાણોવડે વિધવા લાગ્યો ફરીને પણ તેણે મહારથિ અર્જુનને સો બાણવડે વિધ્યો હે ભારત ! તેને અર્જુને વીસ બાણવડે વિધ્યો અને એ પછી બીજા મહા ધનુર્ધારી પુરૂષોને ત્રણ ત્રણ બાણોવડે વિધ્યા હે રાજન્ ! યુદ્ધમા બાણોના સમૂહોવડે તેઓને નિવારી જે રીતે જેના હાથમા વજ્ર છે એવો ઇંદ્ર અસુરોને હણે તે રીતે ધનજય એવો અર્જુન તમારા યોદ્ધાઓને હણતો હતો. હે મહી-પાળ ! યુદ્ધમા હસ્તિની શુંડની ઉપમા અપાય એવા કપાઈ પડેલા ભુજાવડે યુક્ત એવી પૃથ્વી જે પ્રમાણે પાચ મુખવાળા સર્પોવડે શોભે તે પ્રમાણે શોભતી હતી તેમજ મુકુટ સહિત સુદર નાસિકા અને કુડળવાળા, દબાવેલા ઓઠવાળા, ઉંચા ચઢેલા નેત્રવાળા, નિષ્ક અને ચૂડામણિને ધરનારા અને ક્ષત્રિયોને પ્રિય કહેનાર તેઓના મસ્તકોવડે જેમ પૃથ્વીપર નાખેલા કમળોએકરી પર્વતોવડે શોભે તેમ શોભતી હતી ઉગ્ર પરાક્રમવાળા અર્જુને ઉગ્ર કર્મ કરી ફરીને નમેલ પર્વવાળા પાચ બાણોએકરી શકુનિને વિધ્યો તેવીજ રીતે ત્રણ બાણોવડે ઉલૂકને વિધ્યો. તે સમયે વિધેલા ઉલૂકે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણને પ્રહાર કર્યો અને પૃથ્વીને જેમ પૂરતો હોય તેમ તે મોટો શબ્દ કરવા લાગ્યો રણભૂમિમા અર્જુને બાણોવડે શકુનિના ધનુષને કાપ્યું અને ચાર ઘોડાઓને યમ રાજાના સ્થાન પ્રત્યે મોકલ્યા

હે ભરતર્ષભ ! તે રથમાથી ઉતરી શકુનિ જલદી ઉલૂકના રથ ઉપર પ્રત્યે ચઢી ગયો. તે વખતે હે વિશાંપતે ! એક રથ પ્રત્યે ચઢેલા મહારથિ તે બે પિતા અને પુત્ર, જે પ્રમાણે પર્વત પ્રત્યે પાણીવડે બે મેઘ વર્ષે તે પ્રમાણે કુંતિપુત્ર અર્જુનપર બાણવૃષ્ટિ કરતા હતા. હે મહારાજ ! તે બેઉને પાંડુપુત્ર અર્જુન તીક્ષ્ણ બાણોવડે વિંધી તમારી સેનાને નસાડતો બાણોવડે હજારો યોદ્ધાને હણતો હતો હે વિશાંપતે ! હે રાજન્ ! જે રીતે વાયુવડે વાદળાઓ વિખરાઇ જાય તે પ્રમાણે ચોતરફ સૈન્યો વિચ્છિન્ન થતા હતા હે ભરતશ્રેષ્ઠ ! તે સમયે રાત્રિ વિષે વધ થતુ સૈન્ય સર્વ દિશાઓ પ્રત્યે જોતુ ભયવડે પીડિત થઇ નાસતુ હતુ. સગ્રામ વિષે કેટલાક ઘોડાઓને તજી જતા હતા અને કેટલાક સભ્રાંત એવા તે દારૂણ અંધકાર વિષે ચોતરફ દોડતા હતા હે ભરતર્ષભ ! સગ્રામમા તમારા યોદ્ધાઓને જીતી વસુદેવ એવા શ્રીકૃષ્ણ અને ધનજય એવો અર્જુન, એ બેઉ હર્ષ પામતા શખ વગાડવા લાગ્યા હે મહારાજ ! ધૃષ્ટદ્યુમ્ને ત્રણ બાણવડે દ્રોણાચાર્યને વિંધી જલદી તીક્ષ્ણ બાણેકરી ધનુષની પ્રત્યચાને કાપી નાખી ક્ષત્રિયોને નાશ પમાડનારા શૂર એવા દ્રોણાચાર્યે તે ધનુષને પૃથ્વીપર રાખી અતિ વેગવાન અને બળવાન એવા ધનુષને લીધુ પછી દ્રોણાચાર્યે સાત બાણોવડે ધૃષ્ટદ્યુમ્નને વિંધી હે રાજન્ ! પાચ બાણોએકરી સગ્રામ વિષે તેના સારથિને વિંધ્યો દ્રોણાચાર્યને જલદી બાણોવડે નિવારી મહારથિ ધૃષ્ટદ્યુમ્ન જેવી રીતે ઇન્દ્ર અસુરની સેનાને નાશ પમાડે તેવી રીતે કૌરવોની સેનાને હણવા લાગ્યો હે મારિષ ! જ્યારે તે તમારા પુત્રનુ સૈન્ય વધ પામવા લાગ્યુ ત્યારે બેઉ સેનાઓના મધ્યમા, જે રીતે યમ રાજાના પુર પ્રત્યે વૈતરણી નદી ચાલે તે રીતે ભયંકર રૂધિરના પ્રવાહ અને તરગવાળી મનુષ્ય, ઘોડા અને હાથિઓને વહેનારી નદી ચાલી હે રાજન્ ! તે સમયે સૈન્યને નસાડી પ્રતાપવાન એવા ધૃષ્ટદ્યુમ્ન જે પ્રમાણે દેવતાઓના સમૂહોમા તેજસ્વી ઇંદ્ર શોભે તે પ્રમાણે શોભતો હતો એ પછી ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડિ મોટા શખ વગાડતા હતા તેમજ તમારા હજારો રથિઓને જીતી નકુળ, સહદેવ, સાત્યકિ અને પાંડુપુત્ર ભીમસેન વગેરે મહારથિઓ શખ વગાડવા લાગ્યા વળી હે વિશાંપતે ! તમારા પુત્ર દુર્યોધનના, કર્ણના અને શૂર એવા દ્રોણાચાર્ય તથા દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાના જોતા રણભૂમિ વિષે મત્ત એવા જયશાલી પાંડવો સિંહનાદ કરવા લાગ્યા

सिंहनाद रवांश्चक्रु पांडवाजितकाशिन ॥
पश्यतस्तवपुत्रस्य कर्णस्य चरणोत्कटाः ॥
तथा द्रोणस्य शूरस्य द्रौणेश्चैव विशांपते ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुलयुद्धे गुर्जरभाषायामेकसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७१ ॥

## અધ્યાય ૧૭૨ મો. દ્રોણ ને કર્ણે મચાવેલું યુદ્ધ.

सजय उवाच—विद्रुतं स्वबल दृष्ट्वा वध्यमान महात्मभि. ।
क्रोधेनमहताविष्टः पुत्रस्तव विशांपते ॥

સંજય કહે છે—હે વિશાંપતે ! મહાત્મા પુરુષોથી વધ પામતા પોતાના સૈન્યને નાસી જતું જોઇ ઘણા ક્રોધ યુક્ત એવો તમારો પુત્ર અમર્ષને વશ થએલો વાક્યને જાણનાર દુર્યોધન તત્કાળ જીતનારા પુરુષોમા ઉત્તમ એવા દ્રોણાચાર્ય અને કર્ણની સમીપ જઇ કહેવા લાગ્યો કે ક્રોધ પામેલા તમોએ અહિં સંગ્રામ પ્રવર્તાવ્યો છે ને યુદ્ધમા અર્જુને હણેલા સિંધુ દેશના રાજા જયદ્રથને તથા પાંડવોના સૈન્યે હણાતી એવી મારી સેનાને જોઇ તેઓના વિજય વિષે સમર્થ થઇને અશક્ત પુરુષોની પેઠે જોયા કરો છો જો તમોએ મને ત્યાગ કરવો યોગ્ય હોય તો હું બોલવા યોગ્ય નથી, પણ અમે બેઉ યુદ્ધમા પાંડુપુત્રોને જીતીશું, એમ માનનારા તો તમેજ હતા તેથી સંગ્રામ કર્યો, નહિ તો ત્યારેજ હું તમારા અનુમતવાળું વચન સાંભળી આ જેમા યોદ્ધાઓનો નાશ છે એવું કુંતિપુત્રો સાથે વૈર કરત નહિ. હે પુરુષર્ષભો ! જો તમોએ ત્યાગ કરવા યોગ્ય હું ન હોઉં તો અતિ પરાક્રમવાળા તમે યોગ્ય પરાક્રમવડે યુદ્ધ કરો. પછી આ પ્રમાણે તમારા પુત્રે કહેલા વચનરૂપી ચાબખાવડે પ્રેરાયેલા તે બે શૂરવીરો દબાએલા સર્પોની પેઠે સંગ્રામ પ્રવર્તાવવા લાગ્યા અને રણભૂમિમા રથિ પુરુષોના મધ્યમા શ્રેષ્ઠ સર્વ લોકમા ધનુર્ધારી એવા તે બે, શિનિપુત્ર સાત્યકિ જેમા પ્રમુખ છે એવા કુંતિપુત્રો સમીપ દોડ્યા તે સર્વ સૈન્યવડે યુક્ત ભેગા થએલા એવા કુંતિપુત્રો પણ શબ્દ કરતા એવા તે બે શૂરાઓની સમીપ વર્તવા લાગ્યા એ પછી મહા ધનુર્ધારી દ્રોણાચાર્યે દશ બાણોએકરી શિનિકુળમા ઉત્તમ એવા સાત્યકિને વિંધ્યો તેમ ક્રોધ પામેલા સર્વ શસ્ત્રધારી પુરુષોમા ઉત્તમ એવા કર્ણે દશ બાણોએ, તમારા પુત્ર દુર્યોધને સાત બાણે, વૃષસેને દશ બાણે અને શકુનિએ સાત બાણે ત્વરા સહિત તેને વિંધ્યો હે કૌરવ ! યુદ્ધમા એ સર્વ શિનિપૌત્ર સાત્યકિને વિંધતા હતા અને સોમક યોદ્ધાઓ સંગ્રામ વિષે પાંડવની સેનાને હણતા એવા દ્રોણાચાર્યને જોઇ જલદી તે પ્રત્યે ચોતરફથી બાણવૃષ્ટિ કરતા હતા હે વિશાંપતે ! તે સમયે જે પ્રમાણે સૂર્ય કિરણોએકરી ચોતરફથી અંધકારને હરી લે તે પ્રમાણે હે રાજન્ ! દ્રોણાચાર્ય બાણોવડે ક્ષત્રિયોના પ્રાણને હરતા હતા હે વિશાંપતે ! તે વખતે દ્રોણાચાર્યથી વધ પામતા અને પરસ્પર બોલાવતા એવા પંચાલ યોદ્ધાઓનો સંકુલ શબ્દ સંભળાતો હતો. કેટલાક યોદ્ધાઓ પુત્રોને, કેટલાક પિતાઓને કેટલાક ભાઇઓને, કેટલાક મામાઓને, ભાણેજોને, સમાન વયવાળાઓને તથા સંબંધિ અને બાંધવોને તજીને જીવિતને ઇચ્છતા જલદી નાસી જતા હતા કેટલાક મોહ પામેલા મોહથી તેનીજ સામે અને કેટલાક યોદ્ધાઓ રણભૂમિમા પરલોક પ્રત્યે જતા હતા હે રાજન્ ! એ રીતે મહાત્મા દ્રોણાચાર્યથી પીડાતી એવી પાંડવોની સેના રાત્રિ વિષે ભીમસેન, અર્જુન, શ્રીકૃષ્ણ, નકુળ, સહદેવ, ધર્મપુત્ર અને ધૃષ્ટદ્યુમ્નના જોતા હજારો ઉંબાડીઆને તજી પલાયન કરી જતી હતી તથા અંધકારવડે યુક્ત એવા જગત વિષે કંઇ પણ જણાતુ ન હતું અને કૌરવોના પરાક્રમે કરી શત્રુઓ નાસી જતા દેખાતા હતા

હે રાજન્ ! ભાગતા એવા તે સૈન્યને પાછળથી ઘણા બાણોને નાખતા એવા મહારથિ દ્રોણાચાર્ય અને કર્ણ હણતા હતા જ્યારે સર્વ તરફથી પંચાલ યોદ્ધાઓ ભાગી ગયા અને ક્ષીણ થયા ત્યારે દીન મતવાળા જનાર્દન એવા કૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા કે—આ મળેલા મહા ધનુર્ધારી દ્રોણાચાર્ય અને કર્ણ બાણોએકરી ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિને તથા પંચાલ યોદ્ધાઓને હણે છે તેમ હે કુંતિપુત્ર અર્જુન ! આ એની ભયંકર બાણવૃષ્ટિએકરી આપણા મહારથિઓ ભાગી ગયા અને સેના વારવા છતા પણ ઉભી રહેતી નથી એ પ્રમાણે તેમના

કહેવા પછી નાસી જતી પોતાની સેનાને જોઇ કેશવ અને અર્જુન કહેવા લાગ્યા કે હે પાડવના યોદ્ધાઓ ! ત્રાસ પામેના તમે ભાગો મા અને ભયને તજો આ અમે બેઉ સર્વ સૈન્યોવડે તથા જેમા સારી રીતે ઉંચા આયુધ કર્યા છે એવા વ્યૂહોવડે દ્રોણાચાર્યને અને સૂતપુત્ર કર્ણને પીડવા માટે યત્ન કરીએ છીએ આ બળવાન, અસ્ત્રકુશલ, જયશાલી, તમારા સૈન્યોએ ઉપેક્ષા કરેલા એવા બે શત્રુઓને આ રાત્રિ પ્રત્યે યોદ્ધાઓ નાશ પમાડો, એ રીતે તે બે કહેતા હતા તે સમયે જેનુ ભયકર કર્મ છે એવો મહા બળવાન વૃકોદર ભીમસેન ફરીને જલદી સેના પ્રત્યે આવ્યો હે રાજન્ ! એ પછી ત્યા આવતા વૃકોદરને જોઇ જનાર્દન એવા શ્રીકૃષ્ણ પાડવોને હર્ષ પમાડતા હોય તે રીતે ફરીને કહેવા લાગ્યા કે આ રણભૂમિને વખાણનાર સોમક અને પાડવ યોદ્ધાઓવડે યુક્ત એવો ભીમસેન વગેરી મહારથિ દ્રોણાચાર્ય અને કર્ણ સામે જાય છે માટે હે પાડુપુત્ર અર્જુન ! એ સહિત અને મહારથિ પચાલ યોદ્ધાઓ સહિત સર્વ સૈન્યોની આશ્વાસના માટે યુદ્ધ કર પછી તે બે પુરૂષોમા ઉત્તમ એવા માધવ શ્રીકૃષ્ણ અને પાડવ અર્જુન, દ્રોણાચાય અને કર્ણને પામી રણભૂમિના અગ્ર ભાગમા ઉભા રહ્યા

સજય કહે છે—તે વખતે ફરીને મોટુ યુધિષ્ઠિરનુ સૈન્ય પાછુ વળ્યુ અને પછી યુદ્ધમા દ્રોણાચાર્ય અને કર્ણ શત્રુઓને પીડવા લાગ્યા હે રાજન્ ! જે પ્રમાણે ચદ્રના ઉદયવડે વૃદ્ધિ પામેલા બે સાગરોનુ અથડાવુ થાય તે પ્રમાણે રાત્રિ વિષે સકુલ એવુ તે મોટુ યુદ્ધ થયુ તે પછી હાથમાથી મશાલને મૂકી દેઇ તમારી સેના પાડવો સાથે ઉન્મત્ત માણસની પેઠે યુદ્ધ કરવા લાગી અત્યત દારૂણ રજ અને અધકારે પિતૃના લોક વિષે કેવળ નામ અને ગોત્રવડે જયને ઇચ્છનારા પુરૂષો યુદ્ધ કરતા હતા હે મહારાજ ! યુદ્ધમા જેવી રીતે સ્વયવરમા સભળાય તેવી રીતે પ્રહાર કરતા એવા રાજાઓએ સભળાતા એવા નામ સભળાતા હતા યુદ્ધ જલદી નિ શબ્દ થતુ હતુ અને ફરીને ક્રોધ પામેલા તથા યુદ્ધ કરતા એવા જય પામતા પુરૂષોનો જય થાઓ, એ રીતે મોટો શબ્દ થતો હતો હે કુરૂશ્રેષ્ઠ ! જે જે ઠેકાણે દિવાઓ દેખાતા હતા તે તે ઠેકાણે તે શૂરા પુરૂષો પતગિઆઓની પેઠે પડતા હતા તેમ હે રાજેદ્ર ! તેવી રીતે સર્વ પાડવો અને કૌરવો જ્યારે યુદ્ધ કરતા હતા ત્યારે મહા રાત્રિ અતિ ગાઢ થઇ હતી

**तथा सयुध्यमानानां विगाढासीन्महानिशा ।**
**पांडवानां च राजेंद्र कौरवाणां च सर्वश ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुलयुद्धे गुर्जरभाषायां द्विसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७२ ॥**

## અધ્યાય ૧૭૩ મો. ઘટોત્કચને કૃષ્ણે ઉત્તેજ્યો.

**संजय उवाच—तत कर्णोरणे दृष्ट्वा पार्षत परवीरहा ॥**
**आजघानोरसिशरैर्दशभिर्मर्मभेदिभि ॥**

સજય કહે છે—ને પછી રણભૂમિ વિષે પરવીરને હણનારા કર્ણે ધૃષ્ટદ્યુમ્નને જોઇ મર્મને ભેદનારા દશ બાણોએકરી છાતી વિષે તેને પ્રહાર કર્યો હે મારિષ ! હર્ષ પામેલા ધૃષ્ટદ્યુમ્ને

પણ તરત તેને દશ બાણોવડે વિંધ્યો અને 'ઉભો રહે ઉભો રહે' એમ કહ્યુ યુદ્ધમા બળવાન મહારથિ એવા તે બેઉ એકબીજાને પૂર્ણ ખેંચેલા બાણોએ ઢાકી પરસ્પર વિંધતા હતા પછી સગ્રામ વિષે કર્ણે પચાલ યોદ્ધાઓમા મુખ્ય એવા ધૃષ્ટદ્યુમ્નના સારથિને અને ચાર ઘોડાઓને વિધ્યા અને તીક્ષ્ણ બાણોવડે એના ઉત્તમ ધનુષ્યને કાપ્યુ તથા ભલ્લ બાણેકરી સારથિને રથના નીડ ભાગથી પાડી નાખ્યો તે સમયે જેના રથ, ઘોડા અને સારથિ નાશ પામેલા છે એવો ધૃષ્ટદ્યુમ્ન ઘોર પરિઘને લેઇ કર્ણના ઘોડાઓને મારવા લાગ્યો પછી કર્ણે સર્પની ઉપમા અપાય એવા બહુ બાણોવડે વિંધેલો ધૃષ્ટદ્યુમ્ન પગે ચાલીનેજ યુધિષ્ઠિરના સૈન્ય પાસે પહોચ્યો અને હે મારિષ ! કર્ણ તરફ જવાની ઇચ્છાવાળો, ધર્મપુત્રે વારેલો એવો તે સહદેવના રથપર ચઢ્યો ઘણા મોટા તેજવાળો કર્ણ સિહનાદવડે મિશ્ર એવા ધનુષના શબ્દ કરવા લાગ્યો અને ઉંચા સ્વરે કરી શખ ફુકવા લાગ્યો યુદ્ધમા ધૃષ્ટદ્યુમ્નને હારેલો જોઇ તે અમર્ષ વશ થએના મહારથિ સોમક યોદ્ધાઓ સહિત પચાલ યોદ્ધાઓ સૂતપુત્ર કર્ણના વધ માટે સર્વ અસ્ત્રોને લેઇ કર્ણને ઉદ્દેશી, મૃત્યુને નિવર્તન કરી તેની સામે ગયા કર્ણના રથ વિષે પણ સારથિએ શખ સમાન વર્ણવાળા, કીક વહન કરનારા, મહા વેગવાળા સિંધુ દેશના ઘોડાઓને જોડ્યા તે વખતે પ્રાપ્ત થએલુ છે નિશાન જેને એવો પ્રયત્નવાન રાધાપુત્ર કર્ણ જેવી રીતે મેઘ પર્વત પ્રત્યે વૃષ્ટિ કરે તેવી રીતે પચાલ યોદ્ધાઓના મહારથિઓને પીડતો હતો કર્ણે પીડા પમાડેલી પચાલ યોદ્ધાઓની તે મોટી સેના ભય પામતી, જે પ્રમાણે સિંહે પીડા પમાડેલી મૃગલી નાસે તે પ્રમાણે નાઠી પછી જલદી તે તે ઠેકાણે હાથી, ઘોડા અને રથોથી પડેલા મનુષ્યો દેખાયા મોટા યુદ્ધ વિષે દોડતા યોદ્ધાના બે બાહુને અને કુડળ સહિત એવા મસ્તકને ક્ષુરપ્ર નામના હથિયારોવડે કાપી નાખ્યા હે વિશપતે ! બીજા હાથી ઉપર બેઠેલા યોદ્ધાના બે સાથળને કાપ્યા અને હે મારિષ ! ઘોડાના પૃષ્ટ ઉપર રહેલા અતિ મોટા યોદ્ધાના પણ સાથળને કાપી નાખ્યા દોડતા એવા ઘણા મહારથિઓ સગ્રામ વિષે પડેલા પોતાના શરીરોને તથા વાહનોને પણ જાણતા ન હતા યુદ્ધમા સૃજય યોદ્ધાઓ સહિત વધ થતા વીર પચાલ યોદ્ધાઓ ખડના હાલવાથી પણ સૂતપુત્ર કર્ણને આવ્યો માનતા હતા તેમ યુદ્ધમા દોડતા ચેતના રહિત એવા પોતાના યોદ્ધાને પણ કર્ણ છે, એમ માનતા હતા, અને તેથી બીતા એવા તેઓ નાસતા હતા હે ભારત ! ભગાણ પડેલા અને નાસતા તે સૈન્યોની પાછળ કર્ણ બાણોને નાખતો જલદી દોડતો હતો મહાત્મા કર્ણે વધ કરેલા, પરસ્પર જોતા, અતિ મોહ પામેલા અને ચેતના રહિત એવા યોદ્ધાઓ ઉભા રહેવાને સમર્થ થતા ન હતા હે રાજન્ ! કર્ણે અને દ્રોણાચાર્યે મોટા બાણોવડે હણેલા એવા યોદ્ધાઓ સર્વ દિશાઓને જોતા નાસી જતા હતા પછી યુધિષ્ઠિર રાજા પોતાના સૈન્યને નાસતુ જોઇ જરા ખિન્ન મન કરી અર્જુન પ્રત્યે વાક્ય બોલ્યા કે હે કુતિપુત્ર અર્જુન ! દારૂણ અર્ધ રાત્રિ સમયે તપતા સૂર્યની પેઠે મહા ધનુર્ધારી, જેના હાથમા ધનુષ છે એવા સામે ઉભા રહેલા કર્ણને જો, અનાથની પેઠે તું જેનો બધુ છે એવા અને કર્ણના બાણોવડે નાસતા તથા બૂમ પાડતા યોદ્ધાઓનો આ શબ્દ વારવાર સભળાય છે હે કુતિપુત્ર ! જે રીતે બાણોને સાધતો અને ફેકતો એવો આ કર્ણ તેના અતરને જોતો નથી, તે રીતે તો નિશ્ચે કર્ણ આપણને નાશ પમાડશે માટે હે ધનજય ! હવે પછી અહિ જે સમયોચિત કાર્ય દેખતો હોઉં તે કર્ણના મર્દનરૂપ કાર્ય કર. હે મહારાજ ! એ રીતે યુધિષ્ઠિરના વચન સાભળી કુતિપુત્ર અર્જુન શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે, આ કુતિપુત્ર રાજા યુધિષ્ઠિર રાધાપુત્ર કર્ણના પરાક્રમથી ભય પામ્યા છે,

માટે આ રીતે જ્યારે વારવાર કર્ણનુ સૈન્ય ઉચિત કાળને પ્રાપ્ત થાય ત્યારે તમે શીઘ્ર જવા નિશ્ચય કરો, કારણ કે સેના નાસે છે હે મધુસૂદન કૃષ્ણ ! દ્રોણાચાર્યના બાણોવડે નાશ અને ભગાણ પામતા તથા કર્ણે ત્રાસ પમાડેલા યોદ્ધાઓની સ્થિતિ રણમા નથી તેમજ તીક્ષ્ણ બાણોએ કરી નાસતા મહારથિઓ પ્રત્યે તીક્ષ્ણ બાણવડે વર્ષતા કર્ણને અભીત પુરૂષની પેઠે હું ફરતો જોઉં છુ હે વૃષ્ણિવર્ય કૃષ્ણ ! જે પ્રમાણે પગના સ્પર્શને સર્પ સહન ન કરે તે પ્રમાણે રણના અગ્ર ભાગમા ફરતા આ કર્ણને હુ પ્રત્યક્ષ સહન કરવા સમર્થ થઈશ નહિ હે મધુસૂદન કૃષ્ણ ! તમે જ્યા મહારથિ કર્ણ છે ત્યા જલદી મને લઇ જાઓ હું એને હણીશ અથવા એ મને હણશે

શ્રીકૃષ્ણ કહે છે—હે કુતિપુત્ર અર્જુન ! સગ્રામ વિષે, મનુષ્યના પરાક્રમને ઉલ્લઘી જનાર જેનુ પરાક્રમ છે એવા નરોમા ઉત્તમ કર્ણને જે પ્રમાણે દેવતાઓના રાજા ઇન્દ્રને જોઉં તે પ્રમાણે હુ ફરતો જોઉં છુ હે પુરુષવ્યાઘ્ર ધનજય ! તારા વગર અને રાક્ષસ ઘટોત્કચના વગર યુદ્ધમા આ કર્ણની સામે જનાર બીજો પુરૂષ નથી હે મહાબાહો પાપરહિત અર્જુન ! જ્યા સુધી સગ્રામ વિષે તારે માટે મોટા ઉબાડીઆ પેઠે પ્રકાશવાળી ઇન્દ્રે આપેલી આ કર્ણની શક્તિ છે, અને સૂતપુત્ર કર્ણે યુદ્ધમા રાખી છે, તથા આ શક્તિ ભયકર રૂપને ધારણ કરે છે ત્યા સુધી સૂતપુત્ર કર્ણ સાથે તારા સમાગમને હુ સમયોચિત માનતો નથી, માટે મહા બળવાન ઘટોત્કચ, રાધાપુત્ર કર્ણની સામો જાય, કેમકે તે બળવાન ભીમસેનથી ઉત્પન્ન થયો છે, અને દેવતાની સમાન પરાક્રમવાળો છે વળી તેને વિષે દિવ્ય રાક્ષસો સબધી અને અસુર સબધી અસ્ત્રો છે, તથા ઘટોત્કચ નિરતર તમારા પ્રત્યે પ્રીતિવાળો અને હિત ઇચ્છનાર છે, માટે રણભૂમિમા કર્ણને જીતશે, એ વિષે મને આ બાબતમા સશય નથી આ પ્રમાણે કૃષ્ણે કહેતા કમળ તુલ્ય નેત્રવાળા મહાબાહુ કુતિપુત્ર અર્જુને તે રાક્ષસને બોલાવ્યો અને તરત તે પ્રગટ થયો હે વિશાપતે ! કવચ, બાણ, ખડ્ગ અને ધનુષ સહિત એવો તે કૃષ્ણને અને પાડુપુત્ર ધનજયને અભિવદન કરી પછીથી કૃષ્ણ પ્રત્યે બોલ્યો—કે આ હું આવ્યો છું મને આજ્ઞા કરો એવી રીતે તેના કહેવા પછી જે પ્રમાણે હસતા હોય તે પ્રમાણે શ્રીકૃષ્ણ મેઘ તુલ્ય જેનુ મુખ અને કુંડળ દીપ્ત છે એવા હિડિબાના પુત્ર ઘટોત્કચ પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા.

હે પુત્ર ઘટોત્કચ ! જે તને કહુ છુ તે સમજ આ તારો પરાક્રમનો વખત છે, બીજા કોઇનો પણ નથી, માટે તે તુ બૂડતા એવા બધુજનોને વહાણરૂપ થા કેમકે તારી પાસે જૂદા જૂદા પ્રકારના બાણો અને રાક્ષસી માયા છે હે હિડિબાના પુત્ર ઘટોત્કચ ! જે પ્રમાણે ગોપાળે હકારાતી ગાયો હોય, તે પ્રમાણે કર્ણે નસાડેલી પાંડવોની સેનાને જો. આ મહા ધનુર્ધારી, મતિમાન, દઢ પરાક્રમવાળો કર્ણ, પાડવોના સૈન્યો વિષે ઉત્તમ ક્ષત્રિયોને હણે છે દઢ ધનુર્ધારી પુરૂષો બાણવૃષ્ટિઓ કરે છે, તોપણ કર્ણના બાણોના તેજ વડે પીડાતા એવા ઉભા રહેવા શક્તિમાન થતા નથી અર્ધ રાત્રિ વખતે સૂતપુત્ર કર્ણ બાણવૃષ્ટિવડે પીડેલા આ પાચાલ યોદ્ધાઓ જે પ્રમાણે સિહે પીડા કરેલા મૃગ નાસે તે પ્રમાણે નાસે છે હે ભયકર પરાક્રમવાળા ! આ પ્રમાણે યુદ્ધમા વૃદ્ધિ પામેલા સૂતપુત્ર ગર્વ ઉતારવા કર્ણને તારા વગર બીજો કોઇ સમર્થ નથી તેથી હે મહાબાહો ! અહિ પોતાના મામાઓના તથા પિતૃઓના તેજને તથા અસ્ત્રબળને યોગ્ય એવુ કર્મ કર. હે હિડિબાના પુત્ર ! એટલાજ

માટે મનુષ્યો પુત્રોને ઇચ્છે છે ત્યારે પુત્ર કેમ દુઃખથી ન તારે ? તું પણ બાંધવોને દુઃખમાંથી તાર હે ઘટોત્કચ ! હિતકારી પુત્રો આ લોકથી તારશે અને પરલોકમાં તારશે એવા સ્વાર્થના હેતુથી પિતાઓ પુત્રોને ઇચ્છે છે. વાસ્તે હે ભીમપુત્ર ! સંગ્રામ વિષે નિરંતર યુદ્ધ કરતો એવો જે તું તેનું આ ઠેકાણે ભયંકર સૈન્ય અને દુઃખેકરી તરાય એવી માયાઓ છે માટે હે પરંતપ ! રાત્રિ વિષે કર્ણે ભંગાણ પાડેલા અને ધૃતરાષ્ટ્રના સૈન્યો વિષે મગ્ન થતા પાંડવોને તું બચાવ, કેમકે બળવાન, અતિ દુઃખેકરી સહન થાય એવા પરાક્રમ કરનારા રાક્ષસો રાત્રિ વિષે અત્યંત ઘણા પરાક્રમવાળા થાય છે તેથી તું અર્ધ રાત્રિ વખતે રણભૂમિમાં મહા ધનુર્ધારી કર્ણને માર અને ધૃષ્ટદ્યુમ્ન જેની આગળ ચાલનાર છે એવા કુંતિપુત્રો દ્રોણાચાર્યને મારશે

સંજય કહે છે—હે કૌરવ્ય ! કેશવ એવા કૃષ્ણનું વચન સાંભળી બીભત્સુ એવો અર્જુન પણ શત્રુને દમનાર રાક્ષસ ઘટોત્કચને કહેવા લાગ્યો કે, હે ઘટોત્કચ ! મારા સર્વ સૈન્યો વિષે તું અને સાત્યકિ મહાબાહુ મનાયા છો તેથી પાંડુપુત્ર ભીમસેન માટે તું જા અને રાત્રિ વિષે કર્ણની સાથે બે રથવાળું યુદ્ધ કર ને મહારથિ સાત્યકિ તારી પાછળ રક્ષા કરનારો થશે. જે પ્રમાણે પૂર્વે ઇન્દ્રે કાર્તિક સ્વામી સાથે મળી તારકાસુરને હણ્યો હતો તે પ્રમાણે સાત્યકિવડે સહાયવાન એવો તું રણભૂમિમાં શૂરા કર્ણને હણ ઘટોત્કચ કહે છે–હે ભારત ! હું એકજ કર્ણ, દ્રોણાચાર્ય અને મહાત્મા અસ્ત્ર કુશળ બીજા ક્ષત્રિયો માટે બસ છું આજ રાત્રિ વિષે સૂતપુત્ર કર્ણને એવા યુદ્ધને આપીશ કે જે યુદ્ધને મનુષ્યો જ્યાં સુધી પૃથ્વી ધારણ કરશે ત્યાં સુધી સંભારશે આ યુદ્ધ વિષે રાક્ષસના ધર્મ પ્રત્યે રહેલો એવો હું શૂરાઓને, ભય પામેલાઓને અને હાથ જોડનારાઓને પણ મૂકીશ નહિ, અને સર્વ યોદ્ધાઓને હણીશ સંજય કહે છે—એવી રીતે કહી મહાબાહુ પરશૂરાઓને હણનારો હિડિંબાનો પુત્ર ઘટોત્કચ સંકુલ યુદ્ધમાં તમારા સૈન્યને બીવરાવતો કર્ણ સામે ધસ્યો તેમ સમીપ આવતા એવા અતિ ક્રોધ પામેલા દીપ્તમુખ અને કેશવાળા ઘટોત્કચ પ્રત્યે હસતો એવો નરશ્રેષ્ઠ સૂતપુત્ર કર્ણ સામો થયો હે રાજાઓમાં શ્રેષ્ઠ ! સંગ્રામ વિષે ગર્જના કરતા તે બે કર્ણ અને રાક્ષસનું યુદ્ધ જે પ્રમાણે ઇંદ્ર અને પ્રલ્હાદનું યુદ્ધ થયું હતું તે પ્રમાણે ભયંકર યુદ્ધ થયું.

तयो समभवद्युद्धं कर्ण राक्षसयोर्मधे ।
गर्जतो राजशार्दूल शक्र प्रह्लादयोरिव ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे घटोत्कच प्रोत्साहने गुर्जरभाषायां त्रिसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७३ ॥**

## અધ્યાય ૧૭૪ મો. ઘટોત્કચ સામે અલંબુષ.

संजय उवाच—दृष्ट्वा घटोत्कचं राजन्सूतपुत्रं रथप्रति ।
आयान्तं तु तथायुक्त जिघांसुं कर्णमाहवे ॥

સંજય કહે છે—હે રાજન્ ! યુદ્ધમાં તે પ્રમાણે ઉદ્યમવાળા કર્ણને હણવાને ઇચ્છતા ઘટોત્કચને કર્ણના રથ સામે આવતો જોઇ તે સમયે તમારો પુત્ર દુર્યોધન દુઃશાસન અને

આવુ વચન બોલ્યો કે આ રાક્ષસ રણભૂમિમા કર્ણના પરાક્રમને જોઇ જલદી કર્ણ સામે જાય છે, માટે હે માન આપનાર દુ શાસન ! જે ઠેકાણે યુદ્ધમા મહાબળવાન સૂર્યપુત્ર કર્ણ રાક્ષસની સાથે યુદ્ધ કરવા ઇચ્છે છે ત્યા મોટી સેનાવડે યુક્ત એવો તુ તુરત જા, અને મહારથિ રાક્ષસને વાર, તથા સૈન્યવડે યુક્ત યત્નવાળો તુ કર્ણનુ રણભૂમિ વિષે રક્ષણ કર, જેથી ઘોર રાક્ષસ પ્રમાદથી કર્ણને નાશ ન પમાડે હે રાજન્ ! દુર્યોધન એમ કહેતો હતો એટલા વખતમા બળવાન પ્રહાર કરનારાઓમા ઉત્તમ એવો જટાસુરનો પુત્ર, દુર્યોધન પ્રત્યે સમીપ આવી બોલ્યો કે હે દુર્યોધન ! પ્રખ્યાત, યુદ્ધમા દુર્મદ એવા તમારા શત્રુ પાડવોને અને તેને અનુસરનારાઓને તમે આજ્ઞા આપેલો હુ હણવાને ઇચ્છુ છુ, કારણ કે પૂર્વ રાક્ષસોનો અગ્રણી મારો પિતાજટાસુર હતો, તેને ક્ષુદ્ર એવા કુતિપુત્રોએ રાક્ષસોને મારનાર કર્મ કરી નાશ પમાડયો હતો માટે શત્રુઓના રૂધિરરૂપી પૂજાવડે અને શત્રુઓના માસોવડે તેનો બદલો વાળવા હુ ઇચ્છુ છુ, તેથી હે રાજેન્દ્ર ! મને આજ્ઞા આપવા યોગ્ય છો તે પછી વારવાર પ્રસન્ન થતો એવો રાજા દુર્યોધન તે પ્રત્યે બોલ્યો કે—દ્રોણાચાર્ય અને કર્ણ આદિ યોદ્ધાઓ સહિત હુ શત્રુઓના વધ વિષે પૂર્ણ છુ તોપણ મે આજ્ઞા કરેલો તુ તે પ્રત્યે જા, અને યુદ્ધમા ઘટોત્કચને માર, અને ક્રૂર કર્મવાળા રાક્ષસને મનુષ્યથી ઉત્પન્ન થએલા નિરતર પાડવોના હિતવાળા હાથી ઘોડા અને રથોનો ઘાત કરનારા યુદ્ધમા આ કાળ માર્ગ પ્રત્યે ગએલા તે રાક્ષસને યમરાજાના સ્થાન પ્રત્યે મોકલી દે ' તેમ કરીશ ' એ રીતે કહી મોટી કાયાવાળો જટાસુરનો પુત્ર, ભીમસેનના પુત્ર ઘટોત્કચને બોલાવી જૂદા જૂદા પ્રકારની શસ્ત્રવૃષ્ટિ કરના લાગ્યો તેમ એકલો હિડિબાનો પુત્ર ઘટોત્કચ જેવી રીતે ઘણો વાયુ વાદળાઓને વિખેરે તેવી રીતે અલબુષને, કર્ણને અને દુસ્તર એવા કુરૂસૈન્યને દુ ખ પમાડતો હતો પછી માયાના બળને જોઇ જલદી રાક્ષમ અલબુષ જૂદા જૂદા પ્રકારના બાણસમહોવડે પીડવા લાગ્યો અને મહાબળવાન તે બહુ બાણોએકરી ભીમસેનના પુત્ર ઘટોત્કચને વિધી બાણોના સમૂહોવડે પાડવોની સનાને નસાડવા લાગ્યો હે ભારત ! અર્ધ રાતે તેણે નસાડેલા એવા પાડવોના સૈન્યો જે પ્રમાણે વાયુએકરી વાદળાઓ વિખરાઇ જાય તે પ્રમાણે જુદા જૂદા થઇ જતા હતા તેમજ હે રાજન્ ! અર્ધ રાતે ઘટોત્કચના બાણોવડે હણાતી એવી તમારી સેના હજારો ઉમાડિઆઓને તજી ભાગી જતી હતી પછી મોટા યુદ્ધમા ક્રોધ પામેલા અલબુષે ભીમસેનના પુત્રને જે પ્રમાણે મોટા હાથિને અકુશોવડે પ્રહાર કરે તે પ્રમાણે દશ બાણોવડે પ્રહાર કર્યો, ત્યારે તેના વાહનને, સારથિને તથા સર્વ આયુધોના ઘટોત્કચે તલ જેવડા કડકા કરી કાપી નાખ્યા અને અતિ દારૂણ નાશ કરતો એવો તે હજારો બાણસમૂહોવડે કર્ણને, બીજા કૌરવોને અને અલબુષને જે રીતે મેઘ મેરૂ પર્વત પ્રત્યે વર્ષે તે રીતે આચ્છાદિત કરવા લાગ્યા તે પછી રાક્ષસે પીડલુ કૌરવોનુ સૈન્ય ક્ષોભ પામવા લાગ્યુ અને ઘટોત્કચ ઉપરાઉપરી ચાર અગવાળા સૈન્યને પરસ્પર પીડવા લાગ્યો હે મહારાજ ! જેનો સારથિ અને રથ હણાએલો છે એવો જટાસુરનો પુત્ર રણભૂમિમા ક્રોધ પામી મુઠીવડે ઘટોત્કચને દઢ પ્રહાર કરવા લાગ્યો તે રાક્ષસે મુઠીવડે હણેલો ઘટોત્કચ જેવી રીતે પૃથ્વીકપ થવાથી તૃણગુલ્મવાન એવો વૃક્ષ સહિત પર્વત ચલાયમાન થાય તેની રીતે ચલિત થયો પછી ભીમસેનના પુત્ર ઘટોત્કચે શત્રુઓના સમહને હણતા ભોગળ સરખા હાથની મુઠીવડે જટાસુરના પુત્રને અત્યત પ્રહાર કર્યો ને તેને પીડી ક્રોધ પામેલા હિડિબાના પુત્રે જલદી નીચે પછાડયો અને ઇન્દ્રના ધ્વજ સરખા હાથવડે ભૂતલ વિષે પીસ્યો જટાસુરનો પુત્ર ઘટોત્કચથી આત્માને મૂકાવી ઉઠીને ફરી વેગવડે ઘટોત્કચ સામે દોડયો અલબુષ ક્રોધથી તેને

દૂર ફેંકી રાક્ષસ ઘટોત્કચને રોષથી રણમા પૃથ્વીતલ વિષે પછાડવા લાગ્યો તે વખતે ગર્જના કરતા મોટી કાયાવાળા તે બે-ઘટોત્કચ અને અલબુષનુ રૂવાને હર્ષ પમાડનારૂ સંકુલ યુદ્ધ થયુ. અતિ માયાવાળા અને માયાઓવડે એક બીજાથી વધતા એવા તે રાક્ષસો જે પ્રમાણે પૂર્વે મોટા પરાક્રમવાળા ઇન્દ્ર ને બલિરાજા યુદ્ધ કરતા હતા, તે પ્રમાણે યુદ્ધ કરતા હતા. અગ્નિ અને સમુદ્ર થઇને, ફરીને ગરૂડને તક્ષક, પછી મેઘને મહાવાયુ, પાછા વજ્ર અને મહા પર્વત, ફરીને હાથી અને સિંહ, તે પછી રાહુ અને સૂર્ય થઇને યુદ્ધ કરતા હતા એ પ્રમાણે હજારો માયાને ઉત્પન્ન કરનાર પરસ્પર વધને ઇચ્છનાર એવા અલબુષ અને ઘટોત્કચ અતિ વિચિત્ર યુદ્ધ કરતા હતા પરસ્પર પરિઘ, ગદા, પ્રાસ, મુદ્ગર, પટ્ટિશ મુસલ અને પર્વતના અગ્રભાગોવડે તે બેઉ પ્રહાર કરતા હતા યુદ્ધમા મહા માયાવી રાક્ષસોમા ઉત્તમ એવા તેઓ ઘોડા હાથી, રથ, અને પાયદળોવડે યુદ્ધ કરતા હતા

હે રાજન્! ત્યારપછી ઘટોત્કચ અલબુષનો વધ કરવાની ઇચ્છાવડે અત્યત ક્રોધવાન એવો બાજપક્ષિ જે પ્રમાણે ઉડે તે પ્રમાણે ઉચે ઉડયો, અને પાછો પડયો તથા મોટી કાયાવાળા રાક્ષસેદ્ર અલબુષને પકડી જે રીતે યુદ્ધમ વિષ્ણુએ મય નામના દૈત્યને હણ્યો હતો તે રીતે ઉચો કરી પૃથ્વી પર પછાડયો, અને પછી ઘટોત્કચે અદ્ભુત દર્શનવાળા ખડ્ગને ખેચી સંગ્રામ વિષે ફરતા અને અતિ ભયકર શબ્દ કરતા ભયકર એવા તે શત્રુના, ફરી ગયેલી નજરવાળા ભયકર મસ્તકને કાયાથી જુદુ પાડી નાખ્યુ હે મહારાજ! અમિત પરાક્રમવાળા ઘટોત્કચ રૂધિરવડે ભિજાએના તે મસ્તકને કેશ ભાગ વિષે પકડી જલદી દુર્યોધનના રથ પ્રત્યે ગયો પછી તે સમીપ જઇ હસતા એવા મહાબાહુ રાક્ષસે ફરી ગયેલા મુખ અને વિકીર્ણ કેશવાળા મસ્તકને દુર્યોધનના રથમા ફેકી જેમ વર્ષાકાળમા મેઘ શબ્દ કરે તેમ ભયકર શબ્દ કર્યો. હે રાજન્! પછી દુર્યોધન પ્રત્યે તે આવુ વાક્ય બોલ્યો કે, આ તારો બધુ હણાયો અને તે આનુ પરાક્રમ જોયુ? વળી ફરીને કર્ણના અને પોતાના નાશને દેખીશ જે માણસ પોતાના ધર્મને, અર્થને તથા કામને એ ત્રણેને ઇચ્છે તે ઠાલા હાથવાળો, રાજાને બ્રાહ્મણને અને સ્ત્રીને જુવે નહિ જ્યા સુધી હુ કર્ણને હણુ ત્યા સુધી અતિ પ્રીતિમાન એવો તુ ઉભો રહે એ પ્રમાણે કહી પછીથી હે નરેશ્વર! રણભૂમિના અગ્ર ભાગમા તીક્ષ્ણ બાણસમૂહોને ફેંકતો એવો રોષ પામેલો તે કર્ણ પ્રત્યે ગયો હે મહારાજ! તે સમયે રણભૂમિ વિષે નર અને રાક્ષસનુ યુદ્ધ ઘોર રૂપવાળુ ભયાનક અને વિસ્મય કરાવનારૂ થયુ.

ततःसमभवद्युद्धं घोररूपं भयानकं ।
विस्मापनं महाराज नरराक्षसयोर्मृधे ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे अलम्बुषवधे गुर्जरभाषायां चतुःसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७४ ॥

## અધ્યાય ૧૭૫ મો. કર્ણ અને ઘટોત્કચ.

धृतराष्ट्र उवाच—यत्तद्वैकर्तनः कर्णो राक्षसश्च घटोत्कचः ।
निशीथेसमगच्छेतां तद्युद्धमभवत्कथ ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! સૂર્યપુત્ર કર્ણ અને રાક્ષસ ઘટોત્કચ અર્ધ રાતે સામસામા સજ્જ થયા તે બેનું યુદ્ધ કેવી રીતે થયું ? ભયંકર તે રાક્ષસનું રૂપ કેવું થયું ? તેનો રથ કેવો હતો અને ઘોડાઓ તથા સર્વ આયુધો કેવા હતા ? તેના ઘોડાઓ કેવા પ્રમાણવાળા હતા અને રથ તથા ધ્વજ, ધનુષ, કવચ તથા એમનું મસ્તકત્રાણ કેવું હતું, તે તું કુશળ છે માટે કહે ? સંજય કહે છે—રાતા નેત્રવાળો, મોટા શરીરવાળો, રાતા મુખવાળો, નમતા પેટવાળો, ઉભા રૂવાવાળો, તીક્ષ્ણ કાળી દાઢવાળો, તથા ઉંચા ચાર દાંતવાળો, ખીલા સરખા કાનવાળો, મહા હનુ કાન પર્યંત લાંબા મુખવાળો, અતિ મોટી અને રાતી જીભ તથા ઓઠવાળો, લાંબી ભમરવાળો, જાડા નાકવાળો, કાળા અંગવાળો, રાતી ડોકવાળો, પર્વત સરખા શરીરવાળો, ભયંકર મોટી કાયાવાળો, મોટા બાહુવાળો, મોટા માથાવાળો, ઘણા બળવાળો, વિકારવાળો, કઠણ સ્પર્શવાળો, વિસ્તારવાળું છે દૃઢ અંગ જેનું એવા મસ્તકવાળો, સ્થૂલ સ્પિક્ પ્રદેશવાળો, ઉંડી નાભિવાળો, સ્પિક્ પ્રદેશ વિષેજ શિથિલ અને વૃદ્ધિવાળો, હાથના ઘરેણાવાળો, મહા માયાવાન, બાજુબંધવાળો, તથા પર્વત જેવી રીતે અગ્નિની પંક્તિને ધારણ કરે તેવી રીતે છાતીવડે નિષ્ક નામના આભૂષણથી અલંકૃત એવો તે રાક્ષસ હતો, તેનો સુવર્ણમય, વિચિત્ર, બહુ રૂપવાળા અંગોએકરી શોભિત, તોરણ તુલ્ય શ્વેત મુકુટ મસ્તક વિષે શોભતો હતો, તેમ બાલસૂર્યની કાંતિ સમાન કાંતિવાળા બે કુંડળ શોભતા હતા, સુવર્ણમય સુંદર માળાને, મોટા કાંસ્યને અને ઘણી કાંતિવાળા કવચને ધારણ કરતો એવો તે હજારો ક્ષુદ્રઘંટીના શબ્દવાળા રાતા ધ્વજ અને પતાકાવાળા રીંછના ચર્મયુક્ત જેના ભાગ છે એવા ચારસો હાથ પ્રમાણવાળા, સર્વ ઉત્તમ આયુધોવડે યુક્ત ધ્વજની પંક્તિવાળા, આઠ ચક્રોવડે યુક્ત અને મેઘ સરખો ગંભીર જેનો શબ્દ છે એવા મોટા રથ પ્રત્યે બેઠો હતો, તે ઘોર રાક્ષસને ધારણ કરનારા મત્ત હસ્તિ સરખા, રાતા નેત્રવાળા, બીહામણા, યથેચ્છ વર્ણ અને વેગયુક્ત, જેઓએ શ્રમ જીતેલો છે એવા અને મોટી કેશવાળીઓવાળા વારંવાર શબ્દ કરતા એવા તેને સો ઘોડા હતા એનો સારથિ, દીપ્તમુખ અને કુંડળવાળો વિરૂપાક્ષ રાક્ષસ હતો અને તેણે રણભૂમિ વિષે સૂર્યના કિરણ તુલ્ય કાંતિવાળી રેનોવડે ઘોડાઓને પકડયા હતા, જે પ્રમાણે વરૂણ સહિત સૂર્ય અને મોટા મેઘવડે યુક્ત એવો મોટો પર્વત રહ્યો હોય તે પ્રમાણે તે સારથિ સહિત ઘટોત્કચ રહ્યો હતો એના રથ વિષે ઉંચો અતિ મોટો એવો ગીધયુક્ત ધ્વજ આકાશને સ્પર્શ કરતો હતો રક્ત મસ્તકવાળો, અતિ બીહામણો, ઇંદ્રના વજ્ર સરખા શબ્દવાળા, દૃઢ પ્રત્યંચાવાળા, સ્પષ્ટ, જેનો એક હાથ વિસ્તાર છે એવા મુઠી રહિત બાર હાથ જેવડા ધનુષને કંપાવતો અને દેહાનુકૂલ શક્તિવાળા બાણોવડે સર્વ દિશાઓને ઢાંકતો એવો તે રાક્ષસ શૂરાઓને નાશ પમાડનારી રાત્રિ વિષે કર્ણ સામે ગયો હે ભારત ! રથમાં સ્થિર થઈ રહેલા ધનુષને કંપાવતા તે રાક્ષસના ધનુષનો શબ્દ જે રીતે વજ્રનો શબ્દ સંભળાય તે રીતે સંભળાતો હતો. તેણે ત્રાસ પમાડેલા તમારા સર્વ સૈન્યો જે પ્રમાણે સમુદ્રના મોટા મોજાઓ કંપે તે પ્રમાણે સર્વત્ર કંપતા હતા ખરાબ નેત્રવાળા, બીહામણા તે રાક્ષસને સમીપ આવતો જોઈ જેમ હસતો હોય તેમ રાધાપુત્ર કર્ણ ત્વરાવાન થઇ વારવા લાગ્યો અને પછી સમીપ બાણોને ફેંકતા તે રાક્ષસ પ્રત્યે બાણોને ફેંકતો એવો કર્ણ જેવી રીતે હાથી હાથી સામે જાય અને સાંઢ મોટા સાંઢ પ્રત્યે જાય તેવી રીતે ગયો હે વિશાંપતે ! તે બે, કર્ણ અને રાક્ષસને તે સમાગમ જે પ્રમાણે ઇંદ્ર અને શંબરાસુરનો થયો હતો તે પ્રમાણે સંકુલ થયો હે રાજન્ ! તે બે મહા વેગવાળા ભયંકર શબ્દ કરનારાં ધનુષને લેઇ પરસ્પર મોટા બાણોવડે પ્રહાર

કરતા અને ઢાકતા હતા પછી પૂર્ણ ખેચેલા તથા નાખેલા નમેલ પર્વવાળા બાણોવડે કાસ્યના કવચને ભેદી પરસ્પર નિવારણ કરતા હતા તે બે જેવી રીતે નખોવડે બે સિહ અને દાતવડે બે હસ્તિઓ લડે તેવી રીતે દેહને અનુકૂળ એવી શક્તિઓવડે અને બાણોવડે પરસ્પર યુદ્ધ કરતા હતા શરીરોને ભેદતા, બાણોને સાધતા અને બાણરૂપી ઉબાડીઆઓવડે બાળતા એવા તે બેઉ દુખેકરી જોવાય તેવા થયા હતા અને સર્વ અગે ઘાયલ થયેલા અને રૂધિરના વહેવાવડે ભીંજાએલા તે બેઉ જે રીતે પાણીને સ્ત્રવતા એવા બે ગેરૂના પર્વત શોભે તે પ્રમાણે શોભતા હતા બાણના અગ્ર ભાગોવડે દુખ પામતા અગવાળા, પરસ્પર ભેદતા અને યત્ન કરતા એવા ઘણી કાતિવાળા તે બેઉ એક બીજાથી કપતા ન હતા. અને તેમના વચ્ચે થતુ એવું રાત્રિ યુદ્ધ ઘણીવાર જે પ્રમાણે સમાન હોય તે પ્રમાણે થતુ હતુ

હે રાજન્! પ્રાણને વેચતા એવા કર્ણ અને રાક્ષસમાથી એક જ્યારે તીક્ષ્ણ બાણોને સાધતો હતો અને ગાઢ બાણવૃષ્ટિ કરતો હતો ત્યારે ધનુષના શબ્દવડે પોતાના અને પરના યોદ્ધાઓ ત્રાસ પામતા હતા હે નૃપ! જ્યારે કર્ણ ઘટોત્કચથી વધ્યો નહીં ત્યારે દિવ્ય અસ્ત્રોને જાણનારાઓમાં ઉત્તમ એવા કર્ણે દિવ્ય અસ્ત્ર પ્રકટ કર્યું કર્ણે સાધેલા દિવ્ય અસ્ત્રને જોઇ પાડવપુત્ર ઘટોત્કચે રાક્ષસની મોટી માયાને ઉત્પન્ન કરી અને તે શૂલ મુદ્દગરને ધરનારી પર્વત અને ઝાડ જેના હાથમા છે એવી ઘોર રૂપવાળા રાક્ષસોની મોટી સેનાવડે યુક્ત થયો. ઉગામેલા મોટા ધનુષવાળા તે રાક્ષસને જોઇ જે પ્રમાણે પ્રાણિઓનો નાશ કરનારા કાળના ઉગ્ર દડને ધરનારા પુરૂષને આવતો જોઇ વ્યથા પામે તે પ્રમાણે તમારા રાજાઓ વ્યથા પામ્યાં, અને ઘટોત્કચે કરેલા સિહનાદવડે ભય પામેલ, હાથિઓ મૂત્ર સ્ત્રવવા લાગ્યા તથા મનુષ્યો અત્યત દુખ પામવા લાગ્યા તે પછી અર્ધ રાતે અધિક બળવાળા રાક્ષસોનાં સૈન્યોએ ફેંકેલી અતિ ઉગ્ર ચોતરફ મોટી પાણાની વૃષ્ટિ થઇ તેમજ લોઢાના ચક્ર, ભુશડીઓ, શક્તિ, તોમર શૂલ, શતઘ્ની અને પટ્ટિશો અત્યત પડવા લાગ્યાં હે નૃપ! તે અતિ ઉગ્ર અને ભયંકર યુદ્ધને જોઇ તમારા પુત્રો અને યોદ્ધાઓ વ્યથા પામતા આમ તેમ ભાગવા લાગ્યા તે સમયે એક અસ્ત્ર-બલ વિષે વખાણવા યોગ્ય એવો માનવાળો કર્ણ વ્યથા પામ્યો નહિ અને તેણે બાણોએકરી ઘટોત્કચે કરેલી માયાને મટાડી જ્યારે માયા નાશ પામી, ત્યારે અમર્ષથી ઘટોત્કચ સૂતપુત્ર કર્ણ સામે ઘોર બાણો ફેકવા લાગ્યો તે બાણો તે પ્રત્યે પ્રવેશ કરવા લાગ્યા અને મહા સગ્રામ વિષે કર્ણને ભેદી લોહીવડે ભિજાએલા તે બાણ જે રીતે ક્રોધ પામેલા સર્પ દરમા પેસે તે પ્રમાણે પૃથ્વી પ્રત્યે પ્રવેશ કરવા લાગ્યા પછી અતિ ક્રોધ પામેલા, હલકા હાથવાળા, પ્રતાપવાન કર્ણે ઘટોત્કચને અતિક્રમ કરી દશ બાણોવડે ભેદ્યો સૂતપુત્ર કર્ણે ભેદેલા, અત્યત વ્યથા પામેલા ઘટોત્કચે હજાર આરાવાળા, ક્ષુર જેના મધ્યમા છે એવા બાલસૂર્યની કાતિ સમાન કાતિવાળા, મણિ અને રત્નવડે શોભિત દિવ્યચક્રને લીધુ, ને ક્રોધ પામેલા તે ભીમસેનના પુત્રે અધિરથના પુત્ર કર્ણને હણવાની ઇચ્છાવડે ફેકયુ અતિ વેગેકરી ફેકેલુ ને કર્ણના બાણોએ વિંધેલુ ચક્ર જે પ્રમાણે ભાગ્યહિન પુરૂષનો સકલ્પ નિષ્ફળ થાય તે પ્રમાણે નિષ્ફળ એવુ પૃથ્વી પર પડ્યું. કર્ણે પાડેલા ચક્રને જોઇ અતિ ક્રોધ પામેલો ઘટોત્કચ જેવી રીતે રાહુ સૂર્યને ઢાકી દે તેવી રીતે બાણોવડે તેને ઢાકવા લાગ્યો તેમ અસભ્રાત, રૂદ્ર, વિષ્ણુ અને ઇન્દ્ર તુલ્ય પરાક્રમ-વાળો કર્ણ જલદી ઘટોત્કચના રથને બાણોવડે ઢાકવા લાગ્યો. તે સમયે ક્રોધવાન ઘટોત્કચે સુવર્ણના બાજુબધવાળી ગદા ફેરવીને ફેકી, તે ગદા પણ કર્ણે બાણોવડે હણી અને તે પૃથ્વી

પર પડી ત્યાર પછી અંતરિક્ષ પ્રત્યે ઉડી કાળમેઘનીપેઠે શબ્દ કરતો એવો મોટી કાયાવાળો તે આકાશતલમાંથી વૃક્ષોની વૃષ્ટિ કરવા લાગ્યો તે વખતે જેમ સૂર્ય કિરણોવડે મેઘને મટાડે તેમ કર્ણ માયાવી એવા ભીમસેનના પુત્ર ઘટોત્કચને અંતરિક્ષ વિષે બાણોવડે વિંધવા લાગ્યો તેના સર્વ ઘોડાઓને હણી સો પ્રકારે રથને કાપી કર્ણ જે રીતે મેઘ વર્ષે તે રીતે બાણવૃષ્ટિ કરવા લાગ્યો તે વખતે બાણોએકરી એ રાક્ષસના શરીર વિષે ન ભેદ પામેલ એવો બે આંગળ પણ માર્ગ રહ્યો ન હતો, અને જે પ્રમાણે પિંછાંવડે શાહુડી દેખાય તે પ્રમાણે મુહૂર્તવારમાં તે દેખાવા લાગ્યો સંગ્રામ વિષે બાણસમૂહોવડે યુક્ત એવા ઘોડાઓને, તેના રથને, ધ્વજને અને ઘટોત્કચને અમે દેખતા ન હતા કર્ણના તે અસ્ત્રમંત્રને અસ્ત્રેકરી શાંત કરતો એવો તે માયાવી રાક્ષસ સૂતપુત્ર કર્ણને માયાયુદ્ધવડે મોહ પમાડતો હતો, અને તેવખતે તે શીઘ્રતાવડે તથા માયાવડે કર્ણની સાથે યુદ્ધ કરતો હતો

હે કુરૂશ્રેષ્ઠ ! અંતરિક્ષમાં ન જણાતા એવા બાણસમૂહો પડતા હતા, અને હે ભારત ! મહા માયાવાળો મોટી કાયાવાળો ભીમસેનનો પુત્ર ઘટોત્કચ માયાવડે મોહ પમાડતો હોય તે પ્રમાણે ફરતો હતો કુરૂપવાળાં ખરાબ મુખ કરી માયાવડે સૂતપુત્ર કર્ણના દિવ્ય અસ્ત્રોને ગળી જતો હતો ફરીને રણભૂમિ વિષે મોટી કાયાવાળો, સો પ્રકારે ભેદ પામેલો, નિઃસત્વ, ઉત્સાહ રહિત આકાશથી પડેલો તે દેખાતો હતો તેને હણેલો માની કુરૂશ્રેષ્ઠ પુરૂષો શબ્દ કરતા હતા એ પછી નવા બીજા દેહોવડે સર્વ દિશાઓમાં દેખાતો હતો ફરીને મોટી કાયાવાળો, મહાબાહુ, સો મસ્તકવાળો અને સો પેટવાળો જેવી રીતે મૈનાક પર્વત દેખાય તેવી રીતે દેખાતો હતો પછીથી અંગુષ્ટ જેવડો થઇ તે રાક્ષસ ઉછળતા એવા સાગરના મોજાની પેઠે ઉંચો ને આડો થતો હતો વળી ફરીને પૃથ્વીને ચીરી પાણી વિષે બુડતો હતો તે વખતે પાછો બીજે ઠેકાણેથી બહાર નીકળતો દેખાતો હતો ત્યાર પછી તે ઉતરીને સુવર્ણ શોભિત રથ વિષે બેઠો કવચવાળો અને કુંડળ યુક્ત મુખવાળો તે માયાવડે પૃથ્વી, આકાશ ને દિશાઓને પામી કર્ણના રથ સમીપ ફરવા લાગ્યો અને હે વિશાંપતે ! અસંભ્રાંત એવો સૂતપુત્ર કર્ણ પ્રત્યે બોલ્યો—હે સૂતપુત્ર કર્ણ ! હમણાં ઉભો રહે મારાથી જીવતો ક્યાં જઇશ? આજે રણાંગણ વિષે હું તારી યુદ્ધશ્રદ્ધા મટાડીશ એ રીતે કહી રોષવડે રાતાં જેનાં નેત્ર છે એવો ક્રૂર પરાક્રમવાળો રાક્ષસ અંતરિક્ષ પ્રત્યે ગયો અને બહુ હસવા લાગ્યો તથા જે પ્રમાણે કેશરીસિંહ મોટા હાથીને હણે તે પ્રમાણે કર્ણને પ્રહાર કરવા લાગ્યો, જેવી રીતે મેઘ ધારાવડે વર્ષે તેવી રીતે દેહ શક્તિને અનુકૂળ બાણોએકરી ઘટોત્કચ રથિઓમાં ઉત્તમ એવા કર્ણ સામે વૃષ્ટિ કરતો હતો તે પ્રાપ્ત થએલી બાણવૃષ્ટિને કર્ણ દૂરથીજ નાશ પમાડતો હતો હે ભરત શ્રેષ્ઠ ! પછી માયાને કર્ણે મટાડેલી જોઇ ઘટોત્કચ છાનો માયા કરવા લાગ્યો તે શૂલ પ્રાસ, તરવાર અને મુસળરૂપી જલયુક્ત ઝરણાંવાળો વૃક્ષોવડે સંયુક્ત એવાં શિખરોએકરી અતિ ઉંચો મોટો પર્વત થયો તે અંજનના સમૂહ સરખા ઘોરવડે ઉગ્ર પર્વતને આયુધોને ધારણ કરેલો જોઇ કર્ણ ક્ષોભ પામ્યો નહિ, પણ જેમ હસતો હોય તેમ કર્ણ દિવ્ય અસ્ત્રને ફેંકવા લાગ્યો પછી અસ્ત્રેકરી તે મોટો પર્વત ભુક્કો થઇ નાશ પામ્યો તે સમયે અત્યુગ્ર એવો તે રાક્ષસ આકાશ વિષે ઇન્દ્ર ધનુષ સહિત નીલ મેઘ થઇ સૂતપુત્ર કર્ણ પ્રત્યે પાણીની વૃષ્ટિ કરવા લાગ્યો એ પછી અસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ એવા કર્ણે વાયવ્યાસ્ત્રને સાધી, કાળમેઘને નાશ પમાડ્યો એ રીતે હે મહારાજ ! સૂર્યપુત્ર શ્રેષ્ઠ એવો તે કર્ણ બાણોના

સમૂહોવડે સર્વ દિશાઓને ઢાકી ઘટોત્કચના અસ્ત્રને નાશ પમાડતો હતો. ત્યાર પછી યુદ્ધમા હસીને મહા બળવાન ભીમસેન પુત્ર ઘટોત્કચે મહારથિ કર્ણ પ્રત્યે મોટી માયા પ્રગટ કરી. ફરીને રથિઓમા ઉત્તમ અસંભ્રાત એવા, સિંહ ને શાર્દૂલ સરખા, મત્ત હસ્તિ સમાન પરાક્રમવાળા, હાથી ઉપર બેઠેલા, રથ ઉપર બેઠેલા, ઘોડાની પીઠ ઉપર બેઠેલા, જૂદા જૂદા શસ્ત્રોને ધરનારા, ભયકર, જૂદા જૂદા કવચ અને આભૂષણવાળા, ઘણા રાક્ષસોએ વિંટેલા એવા ઘટોત્કચને, જે પ્રમાણે ક્રૂર દેવતાઓએ યુક્ત એવા ઇન્દ્રને જુએ તે પ્રમાણે કર્ણે સામો આવતો જોયો તે જોઇ મહા ધનુર્ધારી કર્ણ, રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યો પછી ઘટોત્કચ પાચ બાણોવડે કર્ણને વિંધી સર્વ રાજાઓને બીવરાવનો એવો ભયકર શબ્દ કરવા લાગ્યો અને ફરીને, તેણે જલદી બાણેકરી બાણના સમૂહ સહિત કર્ણના હાથમા રહેલા મોટા ધનુષને કાપી નાખ્યુ. એ પછી કર્ણ દૃઢ ભારને સહેનારા મોટા ધનુષને ગ્રહી જે પ્રમાણે મોટા ઇદ્રના આયુધને, ખેચે તે પ્રમાણે બળથી ખેચવા લાગ્યો ત્યાર પછી હે મહારાજ! કર્ણ સુવર્ણ પુખવાળા, શત્રુઓને હણનારા, આકાશમા જનારા બાણોને આકાશમાં જનારા રાક્ષસો ઉપર નાખવા લાગ્યો. જે પ્રમાણે વનમા જન્મેના હસ્તિઓનુ ટોળુ સિંહેકરી આકુલ અને પીડિત થાય તે પ્રમાણે કર્ણના બાણોવડે મોટા વક્ષસ્થળવાળા રાક્ષસોનુ યૂથ પીડિત થયુ.

જે પ્રમાણે યુગના નાશ સમયે સર્વ પ્રાણિઓને ભગવાન—અગ્નિ બાળે તે પ્રમાણે ઘોડા, સારથિ ને રથ સહિત રાક્ષસોને નાશ પમાડી રાક્ષસોની સેનાને હણી સમર્થ એવો સૂતપુત્ર કર્ણ જેવી રીતે પૂર્વે ત્રિપુરાસુરને બાળી સ્વર્ગ વિષે દેવ એવા શકર શોભતા હતા તેવી રીતે શોભતો હતો, તે સમયે હે મારિષ! પાર્થિવ પાડવોના હજારો રાજાઓની વચ્ચે વીર કર્ણને જોવા માટે ક્રોધ પામેલા યમ સરખા ભીમસેનના પરાક્રમ અને બળવડે યુક્ત એવા રાક્ષસેદ્ર ઘટોત્કચ વગર કોઇ પણ હે રાજન્! શકિતમાન હતો નહિ પછી હે રાજન્! ક્રોધ પામેલા તે ઘટોત્કચના નેત્રથી જેવી રીતે સર્જરસમિશ્ર ઉબાડીઆથી જ્વાલા સહિત તેલના ટીપા પડે તેવી રીતે અગ્નિ ઉત્પન્ન થયો અને ક્રોધ પામેલો તે તાળીવડે તાળી પાડી ઓઠ પીસી ફરીને માયાવડે નિર્માણ કરેલા હાથી સરખા, પિશાચના મુખ સમાન મુખવાળા, ગધેડાઓવડે યુક્ત એવા રથ પ્રત્યે બેસી મને સૂતપુત્ર કર્ણ પ્રત્યે લેઇ જા, એમ સારથિ પ્રત્યે બોલ્યો, ને હે વિશાપતે! ફરીને રથિ પુરુષોમા ઉત્તમ એવો તે ઘોર રૂપવાળા રથેકરી સૂતપુત્ર કર્ણ સાથે દ્વૈરથયુદ્ધ કરવા ગયો ક્રોધ પામેલા તે રાક્ષસે ફરીને મહા ભયકર, રૂદ્રે નિર્માણ કરેલા, આઠ ચક્રવાળા, બે યોજન ઉચાઇવાળા, એક યોજન લબાઇ અને પહોળાઇવાળા, શૂલેકરી વ્યાપ્ત લોઢાના વજ્રને સૂતપુત્ર કર્ણ પ્રત્યે જે પ્રમાણે કેસરવડે વ્યાપ્ત એવા, રૂદ્રબુતે નાખે તે પ્રમાણે ફેકયુ, તે વજ્રને કર્ણે મોટુ ધનુષ રથ પ્રત્યે રાખી ઠેકડો મારીને પકડયુ, અને તેને રાક્ષસ તરફ ફેકયુ તે રથમાથી ઉતરી ગયો અને મહા કાંતિવાળુ તે વજ્ર, ઘોડા, સારથિ ને ધ્વજ સહિત રથને ભસ્મ કરી પૃથ્વી પ્રત્યે ભેદીને તેમા પેસી ગયુ. તે સમયે દેવતાઓ વિસ્મય પામ્યા અને સર્વ પ્રાણીઓ કર્ણને સ્પષ્ટ વખાણવા લાગ્યા કે ઠેકડો મારી દેવે કરેલા એવા વજ્રને ગ્રહણ કર્યું એ પ્રમાણે રણભૂમિ વિષે કર્મ કરી, કર્ણ રથ પ્રત્યે ફરીને બેઠો તથા પરતપ એવો સૂતપુત્ર બાણોને ફેકવા લાગ્યો. હે માનદ! બીજાઓએ કરવાને અશક્ય એવા ભયકર દર્શનવાળા કર્મને જ્યારે સગ્રામ વિષે કર્ણે કર્યું, ત્યારે ધારાવડે જેમ પર્વત હણાતો હોય તેમ હણાતો એવો ગધર્વનગર સરખા આકારવાળો તે ફરીને [illegible]

થઇ ગયો એવી રીતે મોટી કાયાવાળો શત્રુને હણનારો તે રાક્ષસ માયાવડે અને શીઘ્રતા વડે તે દિવ્ય અસ્ત્રોને નાશ પમાડતો હતો તે રાક્ષસે જ્યારે માયાવડે અસ્ત્રોને હણવા માડયા ત્યારે પણ અસભ્રાત એવો કર્ણ તે રાક્ષસ પ્રત્યે યુદ્ધ કરતો હતો હે મહારાજ ! પછી ક્રોધ પામેલા મહા બળવાન મહારથિઓને ભય પમાડતા એવા ભીમસેનના પુત્ર ઘટોત્કચે આત્માને બહુ પ્રકારનો કર્યો તે સમયે દરેક દિશાઓથી સિહ, વાઘ અને તરક્ષુ જનાવરો પડવા લાગ્યા અગ્નિ સરખી જીભવાળા, સર્પ અને લોઢા સરખા મુખવાળા પક્ષીઓ પડવા લાગ્યાં તે સમયે કર્ણના ધનુષથી પડેલા વિશિખ-બાણોએકરી વ્યાપ્ત થતો એવો તે રાક્ષસ જે રીતે મોટો હાથી દુખે કરી જોઇ શકાય તેવો થાય તેમ દુખેકરી જોવાય એવો થએલો અતર્ધ્યાન થઇ જતો હતો રાક્ષસો, પિશાચો, યાતુધાનો, કુતરાઓ અને ખરાબ મુખવાળા ઘણાં વરૂઓ કર્ણને નાશ પમાડવા માટે સર્વ તરફથી દોડતા હતા એ પછી કર્ણને તેઓ ઉગ્ર વાણીવડે, ઉગામેલા ભયકર અને લોહીવડે ભિજાએલા ઘણા આયુધોવડે ત્રાસ પમાડતા હતા તેઓના મધ્યમા એક એકને કર્ણ અનેક બાણોવડે વિધતો હતો, તેણે દિવ્ય અસ્ત્રોવડે તે રાક્ષસની માયાને હણી અને નમેલ પર્વવાળા બાણોવડે એ રાક્ષસના ઘોડાઓને હણ્યા ભગ્ન પામેલા તથા ઘાયલ થએલા અગવાળા અને બાણોવડે ભાગી ગએલી પીઠવાળા તે ઘોડાઓ રાક્ષસના જોતા પૃથ્વી પ્રત્યે પડયા તે સમયે નાશ પામેલી માયાવાળો હિડિબાનો પુત્ર ઘટોત્કચ સૂર્યપુત્ર કર્ણને આ તારા મૃત્યુને કરૂ છુ એમ કહી અતર્ધ્યાન થઇ ગયો

> सभग्नमाये हैडिम्बः कर्ण वैकर्तन तदा ।
> एषते विदधेमृत्युरित्युक्त्वान्तरधीयत ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे कर्ण-घटोत्कचयुद्धे गुर्जरभाषायां पञ्चसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७५ ॥**

## અધ્યાય ૧૭૬ મો. અલાયુધનું રણ ચઢવુ.

> **संजय उवाच**—तस्मिस्तथा वर्तमाने कर्णराक्षसयोर्मृधे ।
> अलायुधो राक्षसेन्द्रो वीर्यवानभ्यवर्त्तत ॥

સજય કહે છે-તેવી રીતે કર્ણ અને રાક્ષસનું તે યુદ્ધ થતુ હતુ ત્યારે બળવાન રાક્ષસેદ્ર અલાયુધ સમીપ વર્તવા લાગ્યો, અને જૂદા જૂદા રૂપને ધરનારા, શૂર, ખરાબ રૂપવાળા હજારો રાક્ષસોએ વિટેલો મોટી સેનાવડે યુક્ત એવો, પૂર્વે પરાક્રમી, જ્ઞાતિના બ્રાહ્મણોને ભક્ષ કરનારો બકાસુર હણાયો અને મહા તેજસ્વી કિર્મિર અને સખા હિડિબ રાક્ષસ પણ હણાયો હતો ઘણા કાળથી રહેલા તથા રાખેલા પ્રથમના તે વૈરને સ્મરણ કરતો વળી સંગ્રામ વિષે રાત્રિના યુદ્ધને જાણી ભીમસેનને મારવાને ઇચ્છતો એવો તે જે પ્રમાણે મત્ત હાથી અને ક્રોધ પામેલો સર્પ જાય તે પ્રમાણે દુર્યોધન પાસે ગયો, અને યુદ્ધની ઇચ્છા કરતો દુર્યોધન પ્રત્યે આવુ વાક્ય બોલ્યો કે, હે મહારાજ ! તમારૂં જાણેલુ છે કે જેવી રીતે ભીમસેને મારા ભાઇ હિડિંબ, બક અને કિર્મિર રાક્ષસોને હણેલા છે અને બીજા રાક્ષસોને તથા અમને પરાભવ પમાડી પૂર્વે કન્યા હિડિબાનો સ્પર્શ કરેલો છે એથી બીજુ શુ ? માટે હે

રાજન્ ! તે ભીમસેનને હાથી, રથ ને ઘોડાઓ સહિત ને તેમજ કુટુંબ સહિત તથા હિડિબાના પુત્ર ઘટોત્કચને સહાય સહિત હણવા માટે આવેલો પોતે હું આજે વસુદેવના પુત્ર જેઓમા અગ્રેસર છે એવા સર્વ કુંતિપુત્રોને સર્વ અનુચરો સહિત હણી ભક્ષણ કરીશ, માટે તમારા સર્વ સૈન્યને નિવારો અમે પાંડવો પ્રત્યે યુદ્ધ કરશુ તે રાક્ષસના વચનને સાંભળી તે સમયે પ્રસન્ન થએલો દુર્યોધન તેમને સ્વીકારી ભાઈઓવડે યુક્ત એવો આવુ વાક્ય બોલ્યો કે, તને ગણુસહિત અગ્રેસર કરી અમે શત્રુઓને યુદ્ધ કરાવશુ અને વૈરના અંતવિષે મનવાળા એવા મારા સૈનિકો ઉભા રહેશે નહિ દુર્યોધને એમ કહ્યુ ત્યારે એમ હો એ પ્રમાણે રાજા દુર્યોધનને કહી હે રાજેંદ્ર ! રાક્ષસોમા શ્રેષ્ઠ ત્વરાવાળો રાક્ષસો સહિત જેવા દેહવડે અને રથવડે યુક્ત ઘટોત્કચ હતો તેવા દીપ્ત શરીરે કરી અને સૂર્ય સમાન તેજવાળા રથેકરી યુક્ત એવો તે ભીમસેનના પુત્ર પાસે ગયો તેનો મોટો રથ અતુલ શબ્દવાળો, બહુ તોરણોવડે વિચિત્ર, રીંછના ચર્મવડે યુક્ત જેના ભાગ છે એવો ચારસે હાથ પ્રમાણવાળો હતો તેના ઘોડાઓ પણ શીઘ્ર ચાલનારા અને હાથી જેવડી મોટી કાયાવાળા તથા કઠણ સ્વરવાળા અને માંસ તથા રૂધિરને ખાનારા સો હતા તેના રથનો ઘોઘાટ પણ મોટા મેઘના શબ્દની ઉપમા અપાય તેવો હતો. તેનુ અતિ મોટુ ધનુષ પણ દૃઢ પ્રત્યંચાવાળુ સુવર્ણેકરી ઉજ્વલ હતું તેના બાણો પણ પોતાની શરીર શક્તિને અનુકૂલ તથા સુવર્ણ પુંખવાળા શિલાઓવડે તીક્ષ્ણ કરેલાં હતા, અને તે શૂરો મહાબાહુ પણ જે પ્રમાણે ઘટોત્કચ હતો તે જ પ્રમાણે હતો તેનો કેતુ પણ ગોમાયુના સૈન્યે સાચવેલો અગ્નિ અને સૂર્ય તુલ્ય હતો, તે રૂપે પણ ઘટોત્કચના રૂપયુક્ત વ્યાકુલ અને દીપ્ત મુખવાળો, દીપ્ત બાજુબંધવાળો, દીપ્ત મુકુટ અને માળાવાળો, બાંધેલા માળાવાળા શિરસ્ત્રાણવાળો અને જેણે ખડ્ગ બાંધેલુ હતુ એવો, ગદા, ભુશંડી, મુસલ, હળ અને ધનુષયુક્ત હસ્તિ તુલ્ય શરીરવાળો હતો યુદ્ધમા ચોતરફ ફરતા અગ્નિ તુલ્ય કાંતિવાળા તે રથેકરી તે પાંડવોની સેનાને નસાડતો એવો રાક્ષસ જે પ્રમાણે અંતરિક્ષ વિષે રહેલો મેઘ શોભે તે પ્રમાણે શોભતો હતો, હે રાજન્ ! મહા બળવાન કવચ અને ચર્મવાળા તે સર્વ ઉત્તમ મોટા રાજાઓ અને હર્ષયુક્ત એવા પાંડવોના યોદ્ધાઓ અને શૂરા પુરૂષો પણ તે રાક્ષસની ચોતરફ યુદ્ધ કરતા હતા.

> ते चापि सर्वे प्रवरानरेन्द्रा महाबला वर्मिणश्चर्मिणश्च ॥
> हर्षान्वितायुयुधुस्तस्य राजन् समंतत. पांडवयोधवीरा: ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुलयुद्धे गुर्जरभाषायां षष्ठसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७६ ॥

## અધ્યાય ૧૭૭ મો. અલાયુધ ને ભીમસેન.

> संजय उवाच—समागतमभिप्रेक्ष्य भीमकर्माणमाहवे ।
> हर्षमहारव्यां चक्रु. कुरवः सर्वे एव ते ॥

સંજય કહે છે—યુદ્ધમા ભયંકર કર્મવાળા તે રાક્ષસને આવેલો જોઈ સર્વ કુરૂઓ હર્ષ કરવા લાગ્યા તેમજ જેઓમા દુર્યોધન અગ્રેસર છે એવા તમારા પુત્રો જેવી રીતે સમુદ્રને તરવા ઇચ્છનારા વહાણ રહિત પુરૂષો વહાણને પામી હર્ષ પામે તેવી રીતે હર્ષ પામ્યા

અને આત્માને ફરીને ઉત્પન્ન થએલો માનતા હોય તેમ માનતા એવા પુરૂષશ્રેષ્ઠ તેઓ સ્વ-અંતે કરી રાક્ષસેંદ્ર ઘટોત્કચને વખાણતા હતા જ્યારે મહા ભયંકર દારૂણ દર્શનવાળુ કર્ણ અને રાક્ષસનુ તે અમાનુષ યુદ્ધ થતુ હતુ ત્યારે હે રાજન્! રાજાઓ સહિત હાસ્ય કરતા એવા પંચાલ યોદ્ધાઓ અને તે તે ઠેકાણે નજર કરી રહેલા તમારા યોદ્ધાઓ જોયા કરતા હતા અને આ સૈન્ય છે નહિ, એ પ્રમાણે શોર કરતા હતા રણાગણ વિષે હિડિબાના પુત્ર ઘટોત્કચનુ તે કર્મ જોઇ દ્રોણાચાર્ય, દ્રોણપુત્ર અશ્વત્થામા અને કૃપાચાર્ય આદિ યોધ્ધાઓ સંભ્રાંત થયા હતા હે મહારાજ! તમારૂ સર્વ સૈન્ય ઉદ્વેગ પામેલુ હાહાકાર કરનારૂં ચેતના રહિત અને કર્ણના જીવિત વિષે નિરાશ થયુ હતુ, દુર્યોધન કર્ણને અતિ પીડા પામેલો જોઈ રાક્ષસેંદ્ર અલાયુધને બોલાવી આવુ કહેવા લાગ્યો કે, યુદ્ધમા આ કર્ણ હિડિબાના પુત્ર સાથે સમાગમ પામેલો એમને યોગ્ય અતિ મોટુ કર્મ કરે છે જે પ્રમાણે હસ્તિએ હણેલા વૃક્ષો દેખાય તે પ્રમાણે ભીમસેનના પુત્રે હણેલા જૂદાં જૂદા શસ્ત્રોવડે ઘાયલ થએલા આ શૂર રાજાઓને જો હે શૂર! સગ્રામ વિષે તારાજ મતથી મે રાજાઓના મધ્યમા આ તારો ભાગ કર્યો છે માટે પરાક્રમેકરી તે રાક્ષસને નાશ પમાડ હે શત્રુઓને પીડનારા! પાસે આ પાપી ઘટોત્કચ માયાબળનો આશ્રયકરી સૂર્યપુત્ર કર્ણને દુખ પમાડે છે, માટે તેને હણ એવી રીતે રાજા દુર્યોધને કહેલા ભયંકર પરાક્રમવાળો મહાબાહુ તે રાક્ષસ 'તમે કહો છો તેમ કરીશ' એમ કહી ઘટોત્કચ પ્રત્યે દોડ્યો પછી હે પ્રભો! ભીમસેન ઘટોત્કચ પણ કર્ણને તજી સમીપ આવતા શત્રુને બાણોવડે પીડવા લાગ્યો, જે પ્રમાણે વનમા હાથણી માટે બે હાથિઓનુ યુદ્ધ થાય, તે પ્રમાણે ક્રોધ પામેલા રાક્ષસેંદ્ર એવા તે બેનુ યુદ્ધ થયુ રાક્ષસે તજેલો રથિઓમા ઉત્તમ એવો કર્ણ પણ સૂર્ય સમાન કાંતિવાળા રથેકરી ભીમસેન પ્રત્યે દોડ્યો આવતા કર્ણને ગણકાર્યા વગર જેમ સિંહ ગાયોના પતિ બળદને પીડે તેમ સગ્રામમા અનાયુધે પીડેલા ઘટોત્કચને જોઇને પ્રહાર કરનારાઓમા ઉત્તમ એવો ભીમસેન સૂર્ય સરખા કાંતિમાન રથેકરી બાણોના સમૂહોને નાખતો અનાયુધના રથ સામે ગયો તે વખતે હે પ્રભો! ભીમસેનને આવતો જોઈ અલાયુધ ઘટોત્કચને મૂકી દેઇ ભીમસેનને બોલાવવા લાગ્યો હે પ્રભો! રાક્ષસોના નાશને કરનારો ભીમસેન જલદી તેની સમીપ જઇ સૈન્ય સહિત એવા તે રાક્ષસેંદ્ર પ્રત્યે બાણવૃષ્ટિ કરવા લાગ્યો, તે પ્રમાણેજ હે અરિદમ રાજન્! અલાયુધ કુંતિપુત્ર ભીમસેન પ્રત્યે શિલાવડે તીક્ષ્ણ કરેલા બાણોવડે વારવાર વૃષ્ટિ કરવા લાગ્યો, તેમજ તમારા પુત્રોના જયને ઇચ્છનારા તે સર્વ ભયંકર જૂદા જૂદા હથિઆરવાળા રાક્ષસો ભીમસેન પ્રત્યે દોડયા બહુ રાક્ષસોએ તાડન કરાતો મહાબળવાન ભીમસેન તે સર્વને તીક્ષ્ણ પાચ પાચ બાણોવડે વિધવા લાગ્યો ભીમસેનથી વધ થતા ક્રૂર બુદ્ધિવાળા તે રાક્ષસો સકુલ શબ્દો કરવા લાગ્યા અને દશ દિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા ભીમે ભય પમાડેલા રાક્ષસોના મોટા સૈન્યને જોઇ તે રાક્ષસ વેગેકરી ભીમસેન પ્રત્યે દોડયો અને એ પ્રત્યે બાણોવડે વૃષ્ટિ કરવા લાગ્યો તેમ તે રાક્ષસને યુદ્ધમા ભીમસેન તીક્ષ્ણ અગ્રવાળા બાણોવડે પીડવા લાગ્યો તેમ રણભૂમિમા ભીમસેને ફેંકેલા તે બાણોને તે રાક્ષસ કાપી નાખવા લાગ્યો અને કેટલાકને વેગેકરી સગ્રામ વિષે ગ્રહણ કરવા લાગ્યો તે સમયે રાક્ષસેંદ્રને જોઇ ભયંકર પરાક્રમવાળા ભીમસેને વજ્રપાતની ઉપમા અપાય એવી ગદાને ફેંકી સમીપ આવતી જ્વાલાવડે આકુલ એવી તે ગદાને ગદાવડે વેગેકરી રાક્ષસે હણી, તે ગદા ભીમ પ્રત્યે ગઇ પછી કુંતિપુત્ર રાક્ષસેંદ્ર પ્રત્યે બાણવૃષ્ટિ કરવા લાગ્યો તે એના બાણોને પણ રાક્ષસ તીક્ષ્ણ બાણોએકરી નિષ્ફળ કરવા લાગ્યો અને રાત્રિ વિષે ભયંકરરૂપ-

વાળા સર્વ તે રાક્ષસો પણ રાક્ષસેંદ્રની આજ્ઞાથી રથ અને હાથિઓને હણવા લાગ્યા. તે સમયે રાક્ષસોથી અત્યંત પીડાતા એવા પંચાલ યોદ્ધાઓ તથા સંજય યોદ્ધાઓ, ઘોડાઓ અને મોટા હાથિઓ શાંતિ પામતા ન હતા. મહા ભયંકર થતા તે યુદ્ધને જોઇ કમળ તુલ્ય નેત્રવાળા શ્રીકૃષ્ણ ધનંજય અર્જુન પ્રત્યે આવું વાક્ય બોલ્યા કે—મહાબાહુ ભીમસેનને રાક્ષસેંદ્રથી વશ પામેલો જો. હે પાંડવ અર્જુન ! વિચાર કર મા અને એના પદને અનુસર તથા ધૃષ્ટદ્યુમ્ન શિખંડિ સહિત એવા યુદ્ધામન્યુ અને ઉત્તમૌજા ને મહારથિ દ્રુપદરાજાના પુત્રો એટલા કર્ણ પ્રત્યે જાઓ. તેમ હે પાંડવ ! નકુલ સહદેવને બળવાન સાત્યકિ તારી આજ્ઞાથી બીજા રાક્ષસોને હણે અને હે મહાબાહો ! નરશ્રેષ્ઠ તું પણ દ્રોણાચાર્યે આગળ કરેલી સેનાને વાર, કેમકે મોટો ભય પ્રાપ્ત થયો છે. એવી રીતે કૃષ્ણે કહ્યું ત્યારે જે પ્રમાણે આજ્ઞા કરી હતી તે પ્રમાણે મહારથિઓ સૂર્યપુત્ર કર્ણ પ્રત્યે અને તે રાક્ષસો પ્રત્યે રણભૂમિ વિષે ગયા. એ પછી પૂર્ણ વિસ્તારથી નાખેલા, સર્પની ઉપમા આપાય એવા બાણોવડે પ્રતાપવાન રાક્ષસેંદ્ર અલાયુધે ભીમસેનના ધનુષને કાપી નાખ્યું અને મહા બળવાન તે રાક્ષસે યુદ્ધમાં ભીમસેનના જોતાં તીક્ષ્ણ બાણોવડે એમના ઘોડાઓને અને સારથિને હણ્યા. રથના સારથિના સ્થાનથી ઉતરી, હણેલા ઘોડા અને સારથિવાળા ભીમસેને નાદ કરી ભયંકર મોટી ગદાને રાક્ષસ ઉપર ફેંકી. તે સમયે ભયંકર શબ્દવાળી, સમીપ આવતી તે મોટી ગદાને તે ઘોર રાક્ષસે ગદાવડે હણી નાખી. રાક્ષસેંદ્રના તે ભયંકર ઘોર કર્મને જોઇ પ્રસન્ન આત્માવાળા ભીમસેને જલદી ગદાને પકડી, ગદાના પડવાના શબ્દોવડે પૃથ્વીને અત્યંત કંપાવતા એવા તે બે નર અને રાક્ષસનું સંકુલ યુદ્ધ થયું ને ફરીને ગદાને નાખનારા તે બે પરસ્પર મળી વજ્ર સરખા જેના શબ્દ છે એવી મુઠીઓવડે એક બીજાને પ્રહાર કરવા લાગ્યા. રથના ચક્રોવડે, ધોંસ, અક્ષ, અધિષ્ઠાન ને બીજા સામાનવડે તથા જે મળ્યું તેને ગ્રહણ કરી એક બીજાને પ્રહાર કરતા હતા. અમર્ષવાળા તે બેઉ પરસ્પર સમાગમ પામી રૂધિરને સ્ત્રવતા, જે પ્રમાણે મત્ત મોટા હાથી લડે તે પ્રમાણે વારંવાર યુદ્ધ કરતા હતા. પાંડવોના હિત વિષે પ્રીતિવાળા ઋષિકેશ એવા શ્રીકૃષ્ણે જોયું અને તેમણે ભીમસેનની રક્ષા માટે હિડિંબાના પુત્ર ઘટોત્કચને પ્રેરણા કરી.

> मत्ताविव महानागौ च कृषाते पुनः पुनः ॥
> तदपश्य हृषिकेशः पांडवानां हिते रतः ॥
> स भीमसेन रक्षार्थं हैडिम्बिपर्यचोदयत् ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे संकुलयुद्धे गुर्जरभाषायां सप्तसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १७७ ॥**

## અધ્યાય ૧૭૮ મો. બે રાક્ષસોનું યુદ્ધ.

**संजय उवाच—सदृश्य समरे भीमं रक्षसाग्रस्तमन्तिकात् ।
वासुदेवो ब्रवीद्राजन् घटोत्कचमिदं वचः ॥**

સંજય કહે છે—હે રાજન્ ! સંગ્રામ વિષે રાક્ષસે પીડેલા ભીમસેનને સમીપ જોઇ વાસુદેવના પુત્ર કૃષ્ણે ઘટોત્કચને આવું વચન કહ્યું કે—હે મહાબાહો ! હે મહાદ્યુતે ! યુદ્ધમાં સર્વ સૈન્યોના

અને તારા જોતા ભીમસેનને રાક્ષસે પીડેલો જો હે મહાબાહો ! તુ કર્ણને તજી જલદી રાક્ષસેંદ્ર અલાયુધને માર અને પછી કર્ણને મારજે એ રીતે વૃષ્ણિઓમા ઉત્તમ એવા કૃષ્ણનુ વચન સાભળી કર્ણને મૂકી દેઇ બળવાન ઘટોત્કચ બક રાક્ષસના ભાઇ રાક્ષસેંદ્ર અલાયુધ સાથે યુદ્ધ કરવા લાગ્યો. પછી હે ભારત ! રાત્રિ વિષે તે બે રાક્ષસ અલાયુધ અને હિડિંબાના પુત્ર ઘટોત્કચનુ અતિ સકુલ યુદ્ધ થયુ, તે સમયે ભયકર દેખાવવાળા વેગેકરી સમીપ આવતા, જેઓએ ધનુષ લીધેલુ છે એવા શૂરા અલાયુધના યોદ્ધા રાક્ષસોને, જેણે આયુધ ગ્રહણ કરેલું છે એવો, અતિ ક્રોધ પામેલો સાત્યકિ અને મહારથિ નકુલ તથા સહદેવ તીક્ષ્ણ બાણોવડે પ્રહાર કરતા હતા તેમ હે રાજન્ ! સગ્રામ વિષે ચોતરફથી મુકુટવાન અર્જુન સર્વ શ્રેષ્ઠ ક્ષત્રિય પુરૂષો પ્રત્યે બાણ વૃષ્ટિ કરતો હતો, ને હે રાજન્ ! યુદ્ધમા કર્ણ ધૃષ્ટદ્યુમ્ન અને શિખડિ આદિ પચાલ યોદ્ધાઓના મહારથિ રાજાઓને નસાડતો હતો. એ રીતે રણભૂમિમા તે રાજાઓને પ્રહાર કરતો જોઇ ભયકર પરાક્રમવાળો ભીમસેન ત્વરા સહિત બાણોને ફેંકતો કર્ણ સામે ગયો તે સમયે નકુલ, સહદેવ ને મહારથિ સાત્યકિ તેઓ પણ રાક્ષસોને હણી જ્યા સૂતપુત્ર કર્ણ હતો ત્યા આવ્યા અને તેઓ કર્ણની સાથે યુદ્ધ કરવા લાગ્યા તેમ પચાલ યોદ્ધાઓ તો દ્રોણાચાર્યની સાથેજ યુદ્ધ કરવા લાગ્યા અતિ ક્રોધ પામેલા અલાયુધે તો શત્રુને દમનારા ઘટોત્કચને માથા વિષે મોટી ભોગળેકરી પ્રહાર કર્યો, તે પ્રહારે કરી મહાબળવાન પરાક્રમવાળો ભીમસેનનો પુત્ર જરા મૂર્ચ્છા પામતા આત્માને સ્થિર કરવા લાગ્યો પછી તેણે દીપ્ત અગ્નિ સરખી સો ઘટાવાળી, શોભિતી, સુવર્ણરૂપી આભૂષણવાળી ગદાને યુદ્ધમા અલાયુધ ઉપર ફેંકી ભયકર પરાક્રમવાળા ઘટોત્કચે નાખેલી મોટા વેગ અને શબ્દવાળી તે ગદાએ એના ઘોડાને, રથને અને સારથિને ચૂર્ણ કરી નાખ્યા, પછી ચૂર્ણ થયેલા ઘોડા, ચક્ર, અક્ષ, ધ્વજ અને કુબડાવાળા રથમાથી જલદી રાક્ષસી માયા કરી ઉડયો તથા તે માયા કરીને ઘણુ રૂધિર વરસાવવા લાગ્યો તે વખતે વિજળીઓવડે શોભિતુ ને સકુલ એવુ મેઘવડે આકુલ આકાશ થયુ તથા વજ્રપાત અને વજ્ર સહિત મેઘના શબ્દો થતા તેમ યુદ્ધમા તે સમયે મોટો ભયકર શબ્દ થયો તે મોટી રાક્ષસની માયા જોઇ ઉચે ઉડી હિડિબાના પુત્ર રાક્ષસ ઘટોત્કચે માયાવડે માયાને નાશ પમાડી. પછી માયાએ કરીનેજ માયાને હણેલી જોઇ તે માયાવી રાક્ષસ ઘટોત્કચ વિષે અતિ સકુલ પાષાણની વૃષ્ટિ કરવા લાગ્યો તે ભયકર પાષાણની વૃષ્ટિને બળવાન ઘટોત્કચે બાણવૃષ્ટિ વડે દિશાઓ વિષે નાશ પમાડી તે ઘણુજ આશ્ચર્ય સરખુ થયુ પછી લોઢાના પરિઘ, શૂલ, ગદા, મુસલ, મુદ્ગર, પિનાક, ખડ્ગ, તોમર, પ્રાસ, કપન, નારાચ, તીક્ષ્ણ ભલ્લશર, ચક્ર, પરશ્વધ, અયોગૂઢ, ભિંદિપાલ, ગોશીર્ષ ને ઉલૂખલ એવા પ્રહાર કરવાના પદાર્થોવડે તથા શમી, પીલુ કદબ, ચપક, ઈંગુદ, બોરડીઓ, પુષ્પવાળા કોવિદાર, ખાખરા, અરિમેદ, પીપળા, વડ, અને પીંપર એવા મોટી શાખાવાળાં, જૂદા જૂદા પ્રકારના ઉખેડેલા મોટા વૃક્ષોવડે યુદ્ધમા પરસ્પર પ્રહાર કરતા હતા હે ભારત ! તેમજ જૂદી જૂદી ધાતુઓથી વ્યાપ્ત એવા મોટા પર્વતોના અગ્ર ભાગવડે પ્રહાર કરતા હતા હે નૃપ ! જેવી રીતે ભેદ પામતાં વજ્રોનો મોટો શબ્દ થાય તે પ્રમાણે તેઓનો શબ્દ થતો હતો, અને ભીમપુત્ર ઘટોત્કચ તથા અલાયુધનુ ભયકર યુદ્ધ જે પ્રમાણે પૂર્વે વાનરેંદ્ર વાલિ અને સુગ્રીવનુ યુદ્ધ થયુ હતુ તે પ્રમાણે થતુ હતું. તે બે વિવિધ ઘોર આયુધોવડે અને બાણોવડે યુદ્ધ કરીને તીક્ષ્ણ ખડ્ગો લેઇ એકબીજાની સામે થતા હતા તથા અતિ મોટા બળવાળા તથા મોટી કાયાવાળા તે બે એક બીજા સામે દોડી હાથવડે કેશ પકડતા હતા હે જનાધિપ ! જેવી રીતે મેઘ અતિ વૃષ્ટિ કરે તેવી રીતે

મહા બળવાન, મોટી કાયાવાળા અને પરસેવા યુક્ત શરીરવાળા તે બે, પરસેવાને તથા રૂધિરને સ્ત્રવતા હતા એ પછી વેગવડે સમીપ જઇ હિડિંબાના પુત્ર ઘટોત્કચે બળેકરી રાક્ષસને ફેરવી તેને પછાડી એના મોટા મસ્તકને કાપી નાખ્યુ ને તે સમયે અતિ મોટા બળવાળો તે કુંડળો-વડે શોભિત તેના મસ્તકને હાથમા લેઇ અતિ સંકુલ નાદ કરવા લાગ્યો. તેમજ મોટી કાયા-વાળા શત્રુને દમનાર બક રાક્ષસના ભાઇ અલાયુધને હણેલો જોઇ પંચાલ અને પાંડવ યોદ્ધા-ઓ પણ સિંહનાદ કરવા લાગ્યા, ત્યારપછી યુદ્ધમા રાક્ષસના હણવાને લીધે પાંડવોના યોદ્ધાઓ હજારો ભેરી અને શંખનાદ કરવા લાગ્યા તેઓને તે રાત્રિ અત્યંત વિજય કરનારી થઇ અને ચોતરફથી દીવાઓની પંક્તિવાળી પ્રકાશયુક્ત તે અત્યંત શોભવા લાગી પછી મહા બળવાન ભીમસેનના પુત્ર ઘટોત્કચે ચેતન રહિત અલાયુધના મસ્તકને દુર્યોધનની આગળ ફેંક્યું. હે ભારત! એ પછી રાજા દુર્યોધન અલાયુધને નાશ પામેલો જોઇ સૈન્ય સહિત અત્યંત ઉદ્વેગવાળો થયો, કારણ કે અત્યંત વૈરને સંભારતા એવા તે રાક્ષસે પોતે આવીને દુર્યોધનની આગળ પ્રતિજ્ઞા કરી હતી કે યુદ્ધમાં હું ભીમસેનને હણીશ. તેથી જરૂર તે રાક્ષસ તેને મારશે, એવી રીતે રાજા દુર્યોધન માનતો હતો અને ભાઇઓના જીવિતને ઘણા કાળવાળુ ધારતો હતો, પણ તે અલાયુધ રાક્ષસને ભીમસેનના પુત્ર ઘટોત્કચે હણેલો જોઇ પછી ભીમસેનની પ્રતિજ્ઞાનેજ પૂર્ણ માનવા લાગ્યો

स तं दृष्ट्वा विनिहतं भीमसेनात्मजेनवै ।
प्रतिज्ञां भीमसेनस्य पूर्णा मेवाभ्यमन्यत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे अलायुध-वधे गुर्जरभाषायां सप्तषष्ठ्यधिकशततमोऽध्यायः ॥ १७८ ॥

## અધ્યાય ૧૭૯ મો. ઘટોત્કચનો વધ.

संजय उवाच—निहत्यालायुधं रक्षः प्रहृष्टात्मा घटोत्कच. ।
ननाद विविधान्नादान्वाहिन्याः प्रमुखे तव ॥

સંજય કહે છે—હે મહારાજ! રાક્ષસ અલાયુધને હણી પ્રસન્ન મનવાળો ઘટોત્કચ તમારી સેના સમીપ વિવિધ પ્રાકારે નાદ કરવા લાગ્યો હસ્તિઓને કંપાવનારા તે રાક્ષસના સંકુલ શબ્દને સાભળી તમારા યોદ્ધાઓને અતિ દારૂણ ભય થયો અલાયુધ સાથે આસક્ત થએ-લા મહા બળવાન ભીમસેનના પુત્ર ઘટોત્કચને જોઇ મહાબાહુ કર્ણ પંચાલ યોદ્ધા સામે દોડયો અને દૃઢ પૂર્ણ વિસ્તારથી નાખેલા નમેલ પર્વવાળા દશ બાણોવડે ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડિને ભેદ્યા, પછી નારાચ બાણોએકરી યુધામન્યુ, ઉત્તમૌજા અને મહારથિ સાત્યકિને કંપાવવા લાગ્યો. હે જનાધિપ! યુદ્ધમા ઉત્તર દક્ષિણ બાણોને ફેંકતા તે યોદ્ધાઓના ધનુષ પણ મંડલા-કાર દેખાતા હતા તેઓનો પ્રત્યંચા શબ્દ, તલ શબ્દ અને રથ નેમિનો શબ્દ જેવી રીતે વર્ષાકાળમા મેઘનો શબ્દ થાય તેવી રીતે રાત્રિ વિષે સંકુલ થતો હતો હે રાજન્! સંગ્રામ-રૂપી મેઘ પ્રત્યંચા શબ્દ અને નેમિશબ્દરૂપી ગર્જનાવાળો, ધનુષરૂપી વિજળીમંડળ અને કેતુ-રૂપી શિખરવાળો ને બાણવૃષ્ટિરૂપી આકુલ વૃષ્ટિવાળો થયો હતો હે નરેંદ્ર! અદ્ભુત વૃષ્ટિને

પર્વતની પેઠે કંપ રહિત મોટા પર્વતની સમાન બળવાળો શત્રુસમૂહને પીડનારો સૂર્યપુત્ર કર્ણ રણભૂમિ વિષે નાશ પમાડતો હતો ત્યાર પછી જેની સમાન બીજા બાણ નથી એવા વજ્રપાત સરખાં, સુવર્ણવડે વિચિત્ર પુંખવાળા તીક્ષ્ણ બાણોએકરી યુધ્ધમા તમારા પુત્રના હિતમા પ્રીતિવાળો મહાત્મા સૂર્યપુત્ર કર્ણ શત્રુઓને હણતો હતો થોડી વારમા સૂર્યપુત્ર કર્ણે કરેલા કેટલાક છિન્નભિન્ન ધ્વજવાળા, કેટલાક બાણોવડે પીડિત ને ભેદ પામેલ દેહવાળા, કેટલાક સારથિ રહિત અને કેટલાક ઘોડાઓ રહિત થયા પછી યુધ્ધમા સુખ ન પામતા એવા તેઓ યુધિષ્ઠિરના સૈન્ય પ્રત્યે ગયા તેઓને ભગાણ પામેલા ને વિમુખ કરેલા જોઇ ઘટોત્કચે અતિ ક્રોધ કર્યો ને સુવર્ણ રત્નવડે વિચિત્ર ઉત્તમ રથ પ્રત્યે બેસી સિહની પેઠે નાદ કર્યો તથા સૂર્યપુત્ર કર્ણ સમીપ જઇ વજ્ર સરખા બાણવડે તેને વિધવા લાગ્યો તે બેઉ કર્ણિ, નાનાચ, શિલીમુખ, નાલીક, દડાસન, વત્સદત, વરાહકર્ણ, વિપાઠ, શૃગ ને ક્ષુરપ્ર નામના અસ્ત્રોની વૃષ્ટિવડે આકાશને શબ્દયુક્ત કરતા હતા યુદ્ધમા તેઓની બાણધારાઓવડે યુકત એવુ અતરિક્ષ, વક્ર જતા સુવર્ણ પુખવડે ઉજ્વળ કાતિવાળી બાણપક્તિઓવડે જે રીતે વિચિત્ર પુષ્પવાળી ધ્વજાવડે શોભે તે રીતે શોભતુ હતું, જ્યારે નિરૂપમ સામર્થ્યવાળા મળેલા તે બેઉ પરસ્પર ઉત્તમ અસ્ત્રોવડે પ્રહાર કરતા હતા ત્યારે યુદ્ધમા કોઇપણ માણસ તે બેના મધ્યમા એકને પણ વિશેષ દેખતો ન હતો જેવી રીતે આકાશ વિષે રાહુ અને સૂર્યનુ અતિમત્ત યુદ્ધ થાય તેવી રીતે સૂર્યપુત્ર કર્ણ અને ભીમસેનપુત્ર ઘટોત્કચનુ અત્યત વિચિત્ર અતુલ્ય રૂપવાળુ શસ્ત્રોના પાતવડે ભયકર અતિ સકુલ યુદ્ધ થતુ હતુ

સજય કહે છે—હે નૃપ ! જ્યારે કર્ણ ઘટોત્કચ કરતા વધ્યો નહિ ત્યારે અસ્ત્રોને જાણનારાઓમા ઉત્તમ એવા કર્ણે ઉગ્ર અસ્ત્ર પ્રગટ કર્યું ને તે અસ્ત્રેકરી વીર રાક્ષસના ઘોડા ને સારથિ સહિત રથને હણ્યો પછી રથ રહિત હિડિબાનો પુત્ર જલદી અતર્ધ્યાન થઈ ગયો. ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય ! તે માયાયુદ્ધ કરનારો રાક્ષસ જલદી અતર્ધ્યાન થઈ ગયો ત્યારે મારા યોદ્ધાઓએ શુ જાણ્યુ અને શુ કર્યું તે મને કહે ? સજય કહે છે—રાક્ષસેદ્રને અતર્ધ્યાન થએલો જોઇ સર્વ કુરૂઓ શોર કરવા લાગ્યા કે માયાયુદ્ધ કરનારો ન દેખાતો એવો આ રાક્ષસ કર્ણને કેમ નથી મારતો ? તે સમયે શીઘ્ર ગતિવાળા અને વિચિત્ર બાણોવડે યુદ્ધ કરનારા કર્ણે બાણોના સમૂહોવડે સર્વ દિશાઓને ઢાંકી દીધી, તોપણ ત્યા બાણોવડે અધકારરૂપ આકાશ થવાથી કોઇ પ્રાણી નજરેપડયો નહિ શીઘ્રતાથી સૂતપુત્ર કર્ણ હાથના અગ્ર ભાગવડે બાણોને ગ્રહણ કરતો સાધતો અને સ્પર્શ કરતો દેખાતો ન હતો. ફક્ત બાણોવડે સર્વ અતરિક્ષને ઢાકતો એવો દેખાતો હતો ત્યાર પછી અમે અતરિક્ષ વિષે દારૂણ ઘોર ભયકર રાતા વાદળ સરખા પ્રકાશવાળી અતિ દીપ્ત રાક્ષસે કરેલી માયાને જે પ્રમાણે ઉગ્ર અગ્નિની જ્વાળાને જોઇએ તે પ્રમાણે જોઈ હે કૌરવેદ્ર ! પછી તે માયા વિષે વિજળીઓ, બળતા ઉબાડીઆઓ અને હજારો વાગતા નગારાઓના અતિ ઘોર શબ્દ પ્રગટ થયા તે પછી સુવર્ણ પુંખવાળા બાણ, શક્તિ, ઋષ્ટિ, પ્રાસ, મુસલ, આયુધો, પરશ્વધ, તેલેકરી સ્વચ્છ કરેલા અને પ્રદીપ્ત અગ્ર ભાગવાળા ખડ્ગ, તોમર ને પટ્ટિશો પડયા તથા પ્રકાશવાળા પરિઘ, લોહબદ્ધ ગદાઓ, વિચિત્ર ને તીક્ષ્ણ ધારવાળા શૂલ, હેમપટ્ટવડે યુક્ત એવી મોટી ગદાઓ ને શતઘ્નીઓ ચોતરફથી પ્રગટ થઇ તે ઠેકાણે હજારો મોટી શિલાઓ પડી અને અશનિ સહિત વજ્રો પડયા તેમ અનેક ક્ષુરવાળા અગ્નિ સમાન કાતિવાળા ચક્ર પ્રગટ થયા. તે શક્તિ, પાષાણ, પરશ્વધ, પ્રાસ, અસિ, વજ્ર, અશનિ ને મુદ્‍ગરોની પડતી પ્રકાશ-

વાળી મોટી વૃષ્ટિને કર્ણ બાણોના સમૂહવડે મટાડવા સમર્થ ન થયો બાણોવડે હણેલા અને પડતા ઘોડાઓનો, વજ્રોવડે હણેલા પડતા હાથિઓને તથા શિલાઓવડે હણેલા પડતા મહારથિઓનો મોટો શબ્દ થતો હતો ઘટોત્કચે અતિ ભયંકર જૂદા જૂદા પ્રકારના શસ્ત્રો પાડવાવડે ચોતરફથી હણેલુ પીડિત રૂપવાળુ દુર્યોધનનુ સૈન્ય ચોતરફ ભમતુ હાહાકારવાળુ ખિન્ન રૂપવાળુ અને નાશ પામતું દેખાયુ તે સમયે પણ આર્યના ભાવથી પુરૂષોમા શૂર એવા તે યોદ્ધાઓ વિમુખ ન થયા તે રાક્ષસની ભયંકર રૂપવાળી અતિ ઘોર મહાશસ્ત્રમય એવી પડતી વૃષ્ટિને અને નાશ પામતા સૈન્યના સમહોને જોઇ તમારા પુત્રો પ્રત્યે ઘણો ભય પેઠો. હે નરેંદ્ર! અગ્નિ સરખી દીપ્ત જીવ્હાવાળી, અતિ ભયંકર શબ્દવાળી, હજારો બોલતી શાહુડીઓને અને શબ્દ કરતા રાક્ષસોના સમૂહોને પણ જોઇ યોદ્ધાઓ વ્યથા યુક્ત થયા દીપ્ત જીન્હા અને અગ્નિ સરખી તીક્ષ્ણ દાઢવાળા બીહામણા, પર્વત સરખી કાયાવાળા, શક્તિયુક્ત હાથવાળા, આકાશમા રહેલા તે રાક્ષસો જેવી રીતે મેઘ વૃષ્ટિ કરે તેવી રીતે ઉગ્ર વૃષ્ટિ કરતા હતા તેઓએ શર, શક્તિ, શૂલ, ઉગ્ર ગદાઓ, દીપ્ત ભોગળ, વજ્ર, પિનાક, અશનિના પ્રહાર, શતઘ્ની તથા ચક્રોવડે પ્રહાર કરેલા અને નાશ પમાડેલા યોદ્ધાઓ રણમા પડતા હતા શૂળ, ભુશુંડી, અશ્મગુડ ને સ્થૂલ દઢ લોહપટ્ટોવડે બાધેલી શતઘ્ની તે રાક્ષસો તમારા પુત્રના સૈન્ય સામે નાખતા હતા, તેથી ભયંકર મોહ પ્રગટ થયો તે સમયે હણેલા મસ્તકોવડે જેઓના આતરડા વિખરાયેલા છે એવા ભાગી ગએલ અંગવાળા શૂરાઓ સુઇ જતા હતા શિલાઓવડે ઘોડાઓ છિન્નભિન્ન થયા હસ્તિઓ પણ ભગ્ન થયા અને રથો ચૂર્ણ થઇ ગયા એવી રીતે મોટી શસ્ત્ર વૃષ્ટિને કરતા ઘોર રૂપવાળા જે રાક્ષસો ઘટોત્કચે ઉત્પન્ન કર્યા તેઓ તે વખતે યાચના કરનારને અને ભય પામેલાને પણ મૂકતા ન હતા જ્યારે કુરૂવીર પુરૂષોનો જેમા નાશ છે એવો ઘોર કાળે કરેલો ક્ષત્રિયોનો અભાવ થતો હતો ત્યારે ઘાયલ થયેલા તે સર્વ કૌરવો આ સૈન્ય નથી માટે હે કૌરવો! ભાગો, કેમકે પાડવો માટે ઇંદ્ર સહિત દેવતાઓ આપણને હણે છે, એમ બૂમ પાડતા જલદી ભાગતા હતા તેવી રીતે યુદ્ધમા ભગ્ન થતા તે ભારત યોદ્ધાઓને સૂતપુત્ર કર્ણ બેટરૂપ થયો જ્યારે તે સંકુલ યુદ્ધ થતુ હતું, સૈન્ય ભંગાણ પામેલુ હતુ અને નાશ પામતું હતું તથા સૈન્યોનો વિભાગ પ્રકાશિત ન હતો ત્યારે કૌરવો અને શત્રુઓ જણાતા ન હતા જ્યારે મર્યાદ રહિત ઘોર રૂપવાળુ સૈન્ય નાસતુ હતુ ત્યારે સર્વ દિશાઓને શૂન્ય દેખતા હતા

હે રાજન્! બાણવૃષ્ટિને છાતીવડે ગ્રહણ કરતા એવા તે એક કર્ણને તે સમયે અમે જોતા હતા, તે પછી રાક્ષસની દિવ્ય માયાને લજ્જાયુક્ત કરતા એવા કર્ણે બાણોવડે અંતરિક્ષને ઢાકી દીધુ તે વખતે દુષ્કર આર્ય કર્મ કરતો એવો સૂતપુત્ર કર્ણ યુદ્ધમા મોહ પામતો ન હતો. હે રાજન્! તે પછી ભય પામેલા સર્વ સૈંધવ અને બાલ્હિક યોદ્ધાઓ યુદ્ધમાં રાક્ષસના વિજયને જોતા એવા કર્ણના અસંબોધને વખાણતા હતા તે રાક્ષસે નાખેલી ચક્રયુક્ત શતઘ્નીએ કર્ણના ચાર ઘોડાઓને સાથેજ નાશ પમાડયા ને તેઓ પ્રાણ રહિત તથા દાંત, નેત્ર અને જીભ્હા જેની ગએલી છે એવી ગોઠવણોવડે પૃથ્વી ઉપર પડયા તે સમયે હણેલા ઘોડાવાળા રથમાથી ઉતરી કૌરવોનો નાશ થવાથી તથા માયાવડે દિવ્ય અસ્ત્ર નાશ પામવાથી વ્યાકુળ મનવાળો કર્ણ ઉચિત વખતને વિચારતો એવો મોહ પામતો ન હતો. પછી સર્વ કૌરવો ઘોર રૂપવાળી માયાને જોઇ કર્ણને કહેવા લાગ્યા કે, હે કર્ણ! શક્તિવડે જલદી આજે રાક્ષસને હણ, કારણ કે આ ધૃતરાષ્ટ્રના યોદ્ધા કૌરવો નાશ પામે છે તે ભીમ-

સેન તથા કુંતિપુત્ર અર્જુન આપણને શુ કરશે ? માટે અર્ધ રાત્રિ વખતે તપતા આ પાપી રાક્ષસને હણ, કેમકે જે માણસ ઘોર રૂપવાળા સગ્રામથી અમને મુક્ત કરે તે સૈન્ય સહિત કુંતિપુત્રોને અને અમને પણ યુદ્ધ કરાવી શકે માટે હે કર્ણ ! ઇદ્રે આપેલી શક્તિવડે ઘોર રૂપવાળા આ રાક્ષસને માર, જેથી રાત્રિયુદ્ધમા ઇદ્ર સરખા યોદ્ધાઓ સહિત સર્વ કૌરવો નાશ ન પામે હે રાજન્ ! અર્ધ રાત્રિ વિષે રાક્ષસે પ્રહાર કરેલા કર્ણે, ત્રાસ પમાડેલા સૈન્યને અને મોટા કૌરવોના શબ્દને સાભળી શક્તિ ફેકવા માટે તેણે બુદ્ધિ કરી, અને સિંહની પેઠે ક્રોધ પામેલા અમર્ષવાળા રણભૂમિમા પ્રતિઘાતને ન સહેતા એવા કર્ણે તે રાક્ષસનો વધ કરવાની ઇચ્છાવડે સહન ન થાય એવી શ્રેષ્ઠ વૈજયતી શક્તિને લીધી હે રાજન્ ! અમોઘ શક્તિ ઘણા વર્ષ થયા રાખી હતી અને યુદ્ધમા અર્જુનના વધ માટે નિર્માણ થયેલી હતી તથા જે શ્રેષ્ઠ શક્તિને કુડળ સહિત નિર્માણ કરી ઇન્દ્રે સૂતપુત્ર કર્ણને આપી હતી તે મૃત્યુની બેનરૂપ પાશવડ યુક્ત દીપ્ત શક્તિને જેવી રીતે અતકની જીહ્વાને તથા બળતા ઉબાડીઆને નાખે તેવી રીતે સૂર્યપુત્ર કર્ણે રાક્ષસ ઉપર ફેકી હે રાજન્ ! પારકાની કાયાને નાશ પમાડનારી હાથમા રહેલી પ્રકાશવાળી તે ઉત્તમ શક્તિને જોઇ ભય પામેલો રાક્ષસ વિંધ્યાચળ તુલ્ય પ્રમાણવાળા આત્માને કરી ભાગ્યો તેમ હે નરેદ્ર ! કર્ણના બાહુના મધ્યમા રહેલી તે શક્તિને જોઇ અતરિક્ષમા ભૂત પણ નાદ કરવા લાગ્યા અને હે રાજન્ ! વાયુ પણ સકુલ વાવા લાગ્યો તથા શબ્દ સહિત વજ્ર પૃથ્વી પ્રત્યે પડ્યુ તે વખતે પ્રકાશવાળી તે શક્તિ માયાને ભસ્મ કરી રાક્ષસના દૃઢ હૃદયને ભેદી રાત્રિ વિષે શોભતી એવી ઉચી ગઇ અને નક્ષત્રોના મધ્યમા પ્રવેશ કરી ગઇ, જૂદા જૂદા પ્રકારના દિવ્ય અસ્ત્ર સમૂહવડે, હસ્તિઓવડે, મનુષ્યોવડે અને રાક્ષસોવડે ભિન્ન થએલા ભયકર શબ્દ કરતા તે રાક્ષસને ઇદ્રની શક્તિએ પ્રિય પ્રાણને તજનાર કર્યો હે રાજન્ ! તે સમયે શક્તિવડે જેનુ મર્મસ્થાન ભેદ પામેલુ છે એવો તે મેઘ અને પર્વત સરખો શોભતો હતો તે પછી જેના પ્રાણ ગએલા છે, જેનુ શરીર સ્તબ્ધ થયુ છે, જેની જીવ્હા ગએલી છે, જેનો દેહ ભિન્ન થયો છે, એવો ઘટોત્કચ મોટુ રૂપ કરી અ-તરિક્ષમાથી તરત નીચે પડ્યો એણે શત્રુઓના નાશ માટે વિચિત્ર આશ્ચર્ય રૂપવાળુ બીજુ કર્મ કર્યુ તે ભયકર કર્મવાળો ભીમસેનનો પુત્ર ભયકર રૂપ કરી પડ્યો, અને હે રાજન્ ! એવી રીતે હણેના એવા પણ તે રાક્ષસે પોતાના દેહેકરી તમારા સૈન્યના એક ભાગને નાશ કર્યો પાડવોનુ પ્રિય કરતા જેના પ્રાણ ગએલા છે એવા પડતા તે રાક્ષસે અતિ પ્રમાણવાળી જલદી વધતી કાયાવડે તમારી અક્ષૌહિણી સેનાને તરત નાશ પમાડી ત્યાર પછી સિહનાદવડ મિશ્ર ભેરી, શખ, મુરજ અને આનક નામના વાદિત્ર વાગ્યા અને માયાને દગ્ધ થએલી તથા રાક્ષસને હણાએલો જોઇ હર્ષ પામેલા કૌરવો જયનાદ કરવા લાગ્યા પછી જે પ્રમાણે વૃત્રા-સુરના વધમા દેવતાઓએ ઇદ્રનો સત્કાર કર્યો હતો તે પ્રમાણે કુરૂઓએ સત્કાર કરેલો સૂર્યપુત્ર કર્ણ તમારા પુત્રના રથ પ્રત્યે બેઠેલો ને હર્ષ પણ પામેલો એવો પોતાના સૈન્ય પાસે ગયો

तत कर्णः कुरुभिः पूज्यमानो यथाशक्रो वृत्रवधे मरुद्भिः ।
अन्वारुढस्तव पुत्रस्यान हृष्टश्चापि प्राविशत्तत्स्व सैन्यम्

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे घटोत्कच वधे गुर्जरभाषायामूनाशीत्यधिकशततमोऽध्यायः ॥ १७९ ॥

## અધ્યાય ૧૮૦ મો. શ્રીકૃષ્ણને થયેલો હર્ષ.

**સંજય ઉવાચ—હૈડિમ્બિં નિહતં દૃષ્ટ્વા વિશીર્ણમિવ પર્વતમ્ ॥**
**બભૂવુ. પાંડવા. સર્વેશોકબાષ્પા કુલેક્ષણા ॥**

સંજય કહે છે—નાશ પામેલા મોટા પર્વતને જુએ તેમ હિડિંબાના પુત્ર ઘટોત્કચને હણાએલો જોઇ સર્વ પાંડવો શોકાશ્રુવડે આકુલ નેત્રવાળા થયા, અને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ તો ઘણા આનંદેકરી યુક્ત એવા સિંહનાદ કરવા લાગ્યા, અને અર્જુનને મળ્યા તે મહા નાદ કરી રથની રાશને નિયમિત કરી હર્ષ યુક્ત એવા જેવી રીતે વાયુએ કંપાવેલું વૃક્ષ કંપે તેવી રીતે નૃત્ય કરવા લાગ્યા તે પાછા ફરીને કુંતિપુત્ર અર્જુનને મળી તેને વારંવાર હલાવી રથના સારથિના સ્થાને ગએલા તે બુદ્ધિમાન અચ્યુત ભગવાન વળી ફરીને નાદ કરવા લાગ્યા. હે રાજન્! વસુદેવના પુત્ર કૃષ્ણને હર્ષ યુક્ત મનવાળા જાણી નથી અતિ પ્રસન્ન મન જેનું એવો હોય તેમ મહા બળવાન અર્જુન બોલ્યો કે, હે મધુસૂદન! હિડિંબાના પુત્રના વધેકરી શોકસ્થાન પ્રાપ્ત થયું છે ત્યાં આજ તમારો આ અતિ હર્ષ છે તે અયોગ્ય છે અમે તો આ સમયે સૈન્યોને વિમુખ દેખી અને ઘટોત્કચને હણાએલો જોઇ અત્યંત ઉદ્વેગવાળા છીએ માટે હે જનાર્દન! હિડિંબાના પુત્ર ઘટોત્કચના વધથી આ અલ્પ પણ હર્ષનું કારણ શું છે? હે સત્યયુક્ત પુરૂષોમાં ઉત્તમ માધવ! તમે આજ મને સત્ય વાત કહો હે અરિંદમ! જો આ તમારૂં રહસ્ય ન હોય તો તમે કહેવાને યોગ્ય છો હે મધુસૂદન! તમે આજ ધૈર્યના વિકારને કહો હે જનાર્દન! જેમ સમુદ્રના શોષને અને મેરૂના ડગવાને ન માનું પણ આજ આ તમારા કર્મને હું માનું છું વસુદેવના પુત્ર કૃષ્ણ કહે છે—હે ધનંજય! જલદી મનની અતિ પ્રસન્નતાને કરનાર ઉત્તમ પ્રાપ્ત થએલા મારા આ અતિ હર્ષને સાંભળ હે મહાદ્યુતે ધનંજય! ઘટોત્કચેકરી એ શક્તિને તજાવીને યુદ્ધમાં કર્ણને જલદી હણેલોજ સમજ યુદ્ધમાં કાર્તિકસ્વામી સામે ઉભો રહે તેમ જેના હાથમાં શક્તિ છે એવા આ કર્ણની સામે ઉભો રહે એવો આ લોકમાં કયો પુરૂષ છે? બહુ સારૂં થયું કે જેના કવચ અને કુંડળ ગયાં છે એવો કર્ણ થયો બહુ સારૂં થયું કે તે સફળ એવી એની શક્તિ ઘટોત્કચ વિષે ખતમ થઇ જો કવચ અને કુંડળ સહિત કર્ણ હોય તો રણભૂમિમાં તે એકલો દેવતાઓ સહિત એવા ત્રણ લોકને પણ જીતે તથા ઈંદ્ર વા કુબેર કિંવા જલેશ્વર વરૂણ અથવા યમ પણ રણભૂમિમાં કર્ણનો સમાગમ કરવા ઉત્સાહ ન ધરે માટે તેવી રીતે યુક્ત એવા નરશ્રેષ્ઠ કર્ણને, ગાંડિવ ધનુષ ઉગામી તું અને સુદર્શન ચક્રને ઉંચું કરી હું રણભૂમિમાં જીતવા શક્તિમાન નથી તારા હિત માટે તો ઇંદ્રે માયાવડે હરી લીધેલા કુંડળવાળો અને કવચ રહિત પરપુરને જીતનારો આ કર્ણને કર્યો, જેથી કર્ણે કવચને અને નિર્મળ એવા તે બે કુંડળને ઉતારી ઇંદ્રને આપ્યાં, તેથી તે વૈકર્તન કહેવાય છે જે પ્રમાણે ક્રોધ પામેલો સર્પ મંત્રના તેજવડે સ્થિર થએલો ભાસે તથા જ્વાળા શમી ગએલો અગ્નિ ભાસે તે પ્રમાણે આજ મને કર્ણ હતસત્વ ભાસે છે હે મહાબાહો! જ્યારથી બે કુંડળ અને દિવ્ય કવચવડે બદલો વાળી મહાત્મા ઇંદ્રે કર્ણને શક્તિ આપી કે જે આ ઘટોત્કચ વિષે તેણે ફેંકી તે શક્તિને પામી ધર્મ જેને મુખ્ય છે એવો કર્ણ ત્યારથી રણભૂમિ વિષે તને હણેલો નિરંતર માનતો અને સમજતો હતો હે પુરૂષવ્યાઘ્ર! હે અનઘ! સત્યવડે સમ ખાઉં છું કે આવી રીતે પ્રાપ્ત થએલો શૂરવીર કર્ણ તારા વગર બીજા કોઇથી પણ હણી શકાય તેમ નથી વળી બ્રાહ્મણ્ય, સત્યવાદી, તપસ્વી, નિય-

મિત વ્રતવાળો અને શત્રુઓને વિષે પણ દયાવાન છે તેથી કર્ણને વૃષ એમ કહેલો છે, યુદ્ધમા કુશળ મહાબાહુ જેનુ નિરતર ઉગ્ર ધનુષ છે એવો, જેવી રીતે કેસરી સિંહ નાદ કરે તેવી રીતે નાદ કરતો જેમ હાથી બીજા હાથીઓને મદ રહિત કરે તેમ શ્રેષ્ઠ રથિ પુરૂષોને મદ રહિત કરે છે અને પુરૂષવ્યાઘ્ર, જેવી રીતે મધ્યાન્હનો સૂર્ય જોઇ શકાય નહિ તેવી રીતે રણભૂમિમા યોદ્ધાઓમા મુખ્ય એવા તમારા મહાત્મા પુરૂષોએ જોઇ શકાતો નથી. શરદ ઋતુમા જેવો સૂર્ય હોય તેવો બાણુસમૂહરૂપી હજારો કિરણવાળો છે, જે રીતે વર્ષાકાળમા વૃષ્ટિમાન મેઘ હોય તે રીતે વારવાર બાણુરૂપી ધારાઓને નાખનાર અને દિવ્ય અસ્ત્રરૂપી જળને આપનાર કર્ણ મેઘરૂપ છે, ચોતરફથી બાણવૃષ્ટિ કરતા અને માસ શોણિતને સ્રવતા એવા દેવતાઓએ પણ આ કર્ણ જીતી શકાય તેમ નથી હે પાડવ ! કવચ અને કુડળોવડે હીન તથા ઇદ્રે આપેલી શક્તિવડે રહિત એવો તે આજ મનુષ્યપણાને પ્રાપ્ત થયો હવે આના વધ માટે એક ઉપાય થાય એમ છે, કે જ્યારે એનુ રથચક્ર પૃથ્વી પ્રત્યે પેસે ત્યારે છિદ્ર વિષે બાવરા એવા કર્ણને તું પ્રથમ સજ્ઞાને વિચારી પોતે ગફલતમા નહિ રહેતા હણજે, કેમકે યુદ્ધમા ઉગામેલા અસ્ત્રવાળા ન જીતી શકાય એવા કર્ણને એક શૂર એવો વજ્ર સહિત ઇદ્ર પણ હણે તેમ નથી, તારા હિત માટે મહાત્મા જરાસધ, મહાબાહુ ચેદી દેશનો રાજા શિશુપાલ ને રાક્ષસ એકલવ્ય એ સર્વને મેજ તે તે ઉપાયોવડે એક પછી એક હણેલા છે એ પછી બીજાઓ હિડિબા, કિર્મિર ને બક જેઓમા મુખ્ય છે એવા રાક્ષસેંદ્રોને હણેલા છે પરચક્રને નાશ પમાડનાર એવા અલાયુધને તથા ઉગ્ર કર્મવાળા બળવાન ઘટોત્કચને મેજ હણેલા છે

> एकैकशो निहता· सर्व एते योगैस्तैस्तैस्त्वद्धितार्थमेव ।
> अथापरे निहता राक्षसेंद्रा हिडिम्बकिर्मीरबकप्रधाना: ॥
> अलायुध. परचक्रावमर्दी घटोत्कच श्चोग्रकर्मातरस्वी ॥

**इति श्री महाभारते द्रोणपर्वाणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे घटोत्कचवधे श्रीकृष्णहर्षे गुर्जरभाषायामशीत्यधिकशततमोऽध्यायः ॥ १८० ॥**

## અધ્યાય ૧૮૧ મો. શ્રીકૃષ્ણનું સાન્તવન.

**अर्जुन उवाच—कथमस्मद्धितार्थं ते कैश्च योगैर्जनार्दन ।**
**जरासध प्रभृतयो घातिता पृथिवीश्वरा**

અર્જુન પૂછે છે–હે જનાર્દન કૃષ્ણ ! કેવી રીતે અમારા હિત માટે કયા કયા ઉપાયોવડે જરાસધ આદિ રાજાઓને હણ્યા ? હે વસુદેવના પુત્ર કૃષ્ણ ! જો પૂર્વે મહા બળવાન જરાસધ ચેદીરાજ, શિશુપાલ અને રાક્ષસ એકલવ્ય ન હણાયા હોત તો હમણા ભયકર વિઘ્ન થાત અને દુર્યોધન રથિઓમા શ્રેષ્ઠ એવા તેઓને અવશ્ય માગત ને આપણા વિષે નિરતર દ્વેષવાળા તેઓ કૌરવોનોજ આશ્રય કરત દેવતાઓની પેઠે તે મહા ધનુર્ધારી, અસ્ત્રકુશળ દૃઢ યુદ્ધ કરનાર શૂરાઓ સઘળી ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની સેનાને સાચવત સૂતપુત્ર જરાસધ, ચેદીરાજ, શિશુપાલ ને નિષાદ, એકલવ્ય દુર્યોધનનો આશ્રય કરી આ પૃથ્વીને જીતે તેમ હતા હે ધનજય ! જે ઉપાયોવડ તેઓને મે હણ્યા તે પણ સાભળ યુક્તિઓ વગર તેઓ યુદ્ધમાં દેવતા-

ઓએ પણ જીતી શકાય તેમ ન હતા હે કુંતિપુત્ર અર્જુન ! તેઓમાંનો એક એક જૂદો જૂદો, સંગ્રામ વિષે લોકપાળોએ રક્ષા કરેલી સઘળી દેવતાઓની સેના સાથે યુદ્ધ કરે તેવો બળવાન હતા બળભદ્રે તિરસ્કાર કરેલા રોષ પામેના જરાસંધે અમારા વધ માટે સર્વનો ઘાત કરનારી અગ્નિ સમાન કાંતિવાળી આકાશના સિમાડાને દીપ્ત કરતી હોય તેવી ઉગ્ર ગદાને ફેંકી, તે સમીપ આવતી ગદા જે પ્રમાણે ઇન્દ્રે નાખેલું વજ્ર દેખાય તે પ્રમાણે દેખાઇ, સમીપ આવતી તે ગદાને જોઇ બળભદ્રે તેના નાશ માટે સ્થૂણાકર્ણ નામના બાણને ફેંક્યું અસ્ત્રના વેગેકરી હણેલી તે ગદા જેવી રીતે પૃથ્વીને ચીરતી હોય અને પર્વતને કંપાવતી હોય તેવી રીતે પૃથ્વી ઉપર પડી. તે સમયે ઘોર અતિ પરાક્રમવાળી જરા નામની રાક્ષસી હતી તે, ઉત્પન્ન થએલા શત્રુઓને દમનાર જરાસંધને સાંધતી હતી અને બે માતાઓથી જૂદા જૂદા અર્ધ દેહવાળો જરા નામની રાક્ષસીએ સાંધ્યો તેથી જરાસંધ કહેવાયો હે કુંતિપુત્ર ! તે સ્થૂણાકર્ણ અસ્ત્રેકરી ભૂમિ પ્રત્યે ગહેલી સુત અને બાંધવ સહિત તે રાક્ષસીને ગદા સાથે હણી અને હે ધનંજય ! તારા જોતાં ગદા સહિત રાક્ષસી રહિત થએલા જરાસંધને મહા યુદ્ધમાં ભીમસેને હણ્યો હે નરોત્તમ ! ગદા જેના હાથમાં છે એવો પ્રતાપવાન જરાસંધ હોત તો રણભૂમિ વિષે તેને હણવા ઇન્દ્ર સહિત એવા પણ દેવતાઓ શક્તિમાન થાત નહિ. તારા હિત માટે કપટેકરી દ્રોણાચાર્યવડે આચાર્યપણેકરી સત્ય પરાક્રમવાળા એકલવ્ય ભિલને અંગુઠા રહિત મેંજ કરાવ્યો, તે જેણે અંગુલિત્રાણ બાંધેલું છે એવો દૃઢ પરાક્રમવાળો અતિ માનવાન વનમાં ફરનારો ભીલ બીજા રામ હોય તેમ શોભતો હતો હે કુંતિપુત્ર ! જ્યારે અંગુઠા સહિત એવા એકલવ્યને યુદ્ધમાં ક્યારે પણ જીતવા માટે રાક્ષસ અને ઉરગ સહિત દેવ દાનવ પણ સમર્થ નથી ત્યારે રાત્રિ દિવસ અસ્ત્ર ફેંકતો કુશળ દૃઢ મુઠીવાળો તે, મનુષ્ય માત્રે તો શું જીતી શકાય ? તારા હિત માટે મેં સંગ્રામના અગ્ર ભાગમાં તેને હણ્યો ને તારી સામે પરાક્રમી ચેદિરાજ શિશુપાળને માર્યો, તે કર્ણ પણ સંગ્રામમાં સર્વ સુર અને અસુરોએ જીતી શકાય તેવો નથી, તેના વધ માટે અને બીજા દેવતાઓના દ્વેષિઓના વધ માટે તથા લોકોના હિતની ઇચ્છાવડે હે નરવ્યાઘ્ર ! તું જેનો સહાય છે એવો હું ઉત્પન્ન થયો છું, રાવણ સમાન બળવાળા તથા વેદ અને યજ્ઞનો વિનાશ કરનારા હિડિંબ, બક અને કિર્મીર રાક્ષસોને ભીમસેનવડે નાશ પમાડ્યા, તેમજ માયાવી અલાયુધને હિડિંબાના પુત્ર ઘટોત્કચવડે હણ્યો અને હિડિંબાના પુત્ર ઘટોત્કચને કર્ણે ઉપાયવડે શક્તિએકરી હણ્યો, જો મહા યુદ્ધમાં એને કર્ણે શક્તિવડે ન હણત તો ભીમસેનના પુત્ર ઘટોત્કચને મારે મારવો પડત મેં જે પૂર્વે ન હણ્યો એ તારા પ્રિયની ઇચ્છાવડે, એ બ્રાહ્મણ અને યજ્ઞોનો દ્વેષી, ધર્મનો લોપ કરનાર અને પાપાત્મા રાક્ષસ હતો તે માટે એને નાશ પમાડ્યો હે અનઘ ! ઇન્દ્રે આપેલી શક્તિને પણ મેંજ ઉપાયેકરી વ્યર્થ કરી, કેમકે હે પાંડવ ! જે ધર્મનો લોપ કરનારા છે તેઓ મારે વધ કરવા યોગ્ય છે ધર્મના સ્થાપન માટે તો અમારી નાશ રહિત પ્રતિજ્ઞા છે તે તને સત્યેકરી સમ ખાઇ કહું છું કે જ્યાં બ્રહ્મ વેદ, સત્ય, દમ, પવિત્રતા, ધર્મ, લજ્જા, લક્ષ્મી, ધૃતિ અને ક્ષમા છે ત્યાં હું ક્રીડા કરું છું માટે તારે વૈકર્તન એવા કર્ણ વધ માટે ખેદ ન કરવો અને તને ઉપાય બતાવું છું કે જેણેકરી તું તેને સહન કરીશ ને વૃકોદર એવો ભીમસેન પણ રણભૂમિ વિષે દુર્યોધનને હણશે. હે પાંડવ ! તેના પણ વધનો ઉપાય તને કહીશ આ શત્રુઓની સેના પ્રત્યે સંકુલ શબ્દ વૃદ્ધિ પામે છે તારા સૈન્યો દશ દિશાઓ તરફ દોડે છે, કેમકે જેને નિશાન પ્રાપ્ત થએલું છે,

એવા કૌરવો તારી સેનાને હણે છે અને આ પ્રહાર કરનારાઓમા ઉત્તમ એવા દ્રોણાચાર્ય તમારા સૈન્યને દહે છે

विद्रवन्ति च सैन्यानि त्वदीयानि दिशा दशे ।
लब्धलक्ष्याहि कौरव्या विधमन्ति चमूतव ॥
दहत्येषचव सैन्य द्रोण प्रहरतावर ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे कृष्ण-वाक्ये गुर्जरभाषायामेकशीत्यधिकशततमोऽध्यायः ॥ १८१ ॥

## અધ્યાય ૧૮૨ મો. ધૃતરાષ્ટ્રની શકાનું નિરાકરણ.

धृतराष्ट्र उवाच—एकवीरवधे मोघाशक्ति सूतात्मजे यदा ।
कस्मात्सर्वान्समुत्सृज्य सता पार्थेन मुक्तवान् ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—જ્યારે સૂતપુત્ર કર્ણ વિષે એક શૂર પુરૂષના વધ વિષે સફળ એવી શક્તિ હતી ત્યારે સર્વને તજી તેણે તે શકિતને કુંતિપુત્ર અર્જુન વિષે શા માટે ન મૂકી ? કેમકે તેના હણવાથી સર્વ પાડવ અને સંજય યોદ્ધાઓ હણેના થાત એક શૂરના વધથી શા માટે યુદ્ધમા જય ન કર્યો ? વળી બોલાવેલો હુ પાછો ન વળુ એવી રીતે તેનુ મહા વ્રત હતુ વાસ્તે જ્યારે સૂતપુત્ર કર્ણ પોતે અર્જુનને શોધવા યોગ્ય હતો ત્યારે બે રથવડે યુદ્ધ કરનાર અર્જુનને બચાવી ઇન્દ્રે આપેલી શક્તિવડે કર્ણે ઘટોત્કચને કેમ માર્યો નહિ તે હે સજય ! મને કહે ? નિશ્ચ બુદ્ધિ અને સહાય રહિત મારા પુત્રને શત્રુઓએ છેતર્યો હશે, ત્યારે તે પાપી કેવી રીતે શત્રુઓને જીતે ? કેમકે એના જયના આશ્રયરૂપ જે પરમ શકિત હતી તે શક્તિ તો વસુદેવના પુત્ર કૃષ્ણે ઘટોત્કચ પર વ્યર્થ કરાવી અને જેવી રીતે ઠૂંઠા પુરૂષના હાથમા રહેલા ફૂલને અતિ બળવાન પુરૂષે લેવાય તેવી રીતે સફળ એવી તે શકિત ઘટોત્કચ ઉપર વ્યર્થ થઇ માટે જે પ્રમાણે વરાહ કુતરાના યુદ્ધથી તે બેનો નાશ થાય અને કુતરાના ભક્ષકને લાભ થાય તે પ્રમાણે વિદ્વાન, વસુદેવના પુત્ર કૃષ્ણને, અને કર્ણ અને હિડિંબાના પુત્ર ઘટોત્કચને લાભ થયો, એમ માનુ છુ જો ઘટોત્કચ કર્ણને મારે તો તે પાડવોને પરમ લાભ થાય અને જો કર્ણ તેને હણે તોપણ શકિતના નાશથી કાર્ય સિદ્ધ થાય એ રીતે બુદ્ધિવડે વિચારી બુદ્ધિમાન, પાડવોના પ્રિય અને હિતને કરનાર એવા વસુદેવના પુત્ર મહાત્મા કૃષ્ણે યુદ્ધમાં કર્ણવડે ઘટોત્કચને નાશ પમાડ્યો સજય કહે છે—હે રાજન્ ! અર્જુનને શકિત-વડે હણવાની કર્ણની ઇચ્છાને જાણી મહા બુદ્ધિમાન, મધુદૈત્યને હણનારા, જનાર્દન શ્રીકૃષ્ણે તમારા દુષ્ટ વિચારને લીધે રાક્ષસેશ્વર મહા બળવાન ઘટોત્કચને બે રથેકરી યુદ્ધ કરનારા કર્ણ સામે લગાડ્યો. હે કુરૂદ્વહ ! જો મહારથિ કર્ણથી કુંતિપુત્ર અર્જુનની કૃષ્ણ રક્ષા ન કરત તો તે વખતેજ આપણે સિદ્ધ કાર્યવાળા થાત હે ધૃતરાષ્ટ્ર ! યુદ્ધમા યોગિના ઇશ્વર પ્રભુ જનાર્દન શ્રીકૃષ્ણ વગર ઘોડા, ધ્વજ અને રથ સહિત અર્જુન પૃથ્વી વિષે પડે ? ન પડે હે પાર્થિવ ! વાણીઓએ વિવિધ ઉપાયોવડે રક્ષા કરેલો અને કૃષ્ણે પાળેલો તે અર્જુન સન્મુખ રહ્યો શત્રુઓને

જીતેજ જે રીતે વજ્ર વૃક્ષને હણે તે રીતે શક્તિ જલદી કુંતિપુત્ર અર્જુનને હણે તે માટે તો તે કૃષ્ણ, વિશેષ સફળ શક્તિથી અર્જુનની રક્ષા કરતા હતા ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સૂત સંજય ! મારો પુત્ર વિરોધી, ખરાબ વિચારવાળો અને આ માને પંડિત માનનાર છે કે જેનો આ જય પ્રત્યે શત્રુના વધનો ઉપાય નષ્ટ થયો હે સંજય ! સર્વ શસ્ત્રધારી પુરૂષોમા ઉત્તમ મહા બુદ્ધિમાન કર્ણે સફળ શક્તિને ધનંજય અર્જુન વિષે કેમ ફેંકી નહિ ?

હે મહા બુદ્ધિવાળા સંજય ! તારો પણ એ અન્યાય થયો કે જે તે એ અર્થને જાણ્યો નહિ. સંજય કહે છે—દુર્યોધનની, શકુનિની, મારી અને દુઃશાસનની નિરંતર મોટી રાત્રિ વિષે એજ માગણી હતી કે હે કર્ણ ! કાલે સર્વ સેનિકોને તજી ધનંજય અર્જુનનો નાશ કર. પછી દાસની પેઠે પાંડવ અને પંચાલ યોદ્ધાને આપણે ભોગવશું અથવા કુંતિપુત્ર અર્જુનના હણાવાથી જો વૃષ્ણિઉત્તમ એવા કૃષ્ણ પાંડવોમાથી એકને પણ રાજ્ય વિષે સ્થાપે તો તેને હણવા, કેમકે કૃષ્ણ પાંડવોનુ મૂળ છે જેમ થડ હોય તેમ કુંતિપુત્ર અર્જુન ઉત્પન્ન થયો છે, જેમ શાખાઓ હોય તેમ બીજા કુંતિપુત્રો છે અને પંચાલ યોદ્ધાઓ પર્ણ રૂપ છે, તેમ કૃષ્ણ જેના આશ્રય, બળ અને નાથ છે એવા પાંડવો છે તેથી જેવી રીતે નક્ષત્રોના પરમ આશ્રયરૂપ ચંદ્રમા છે, તેવી રીતે પાંડવોના પરમ આશ્રયરૂપ કૃષ્ણ છે, માટે હે સૂતપુત્ર ! પાન, શાખા અને થડને તજી સર્વદા સર્વ ઠેકાણે પાંડવોના મૂળરૂપ એવા કૃષ્ણ છે એમ સમજ હે રાજન્ ! જો કર્ણ યાદવના પુત્ર કૃષ્ણને હણે તો સઘળી પૃથ્વી તેના વશમા રહે એમા સંશય નથી હે નરેંદ્ર ! જો યદુકુળ અને પાંડવોને આનંદ ઉપજાવનાર મહાત્મા શ્રીકૃષ્ણ નાશ પામીને પૃથ્વી વિષે શયન કરે તો નીચે પર્વત, સમુદ્ર ને વન સહિત પૃથ્વી તારી આધિનતાને પામે દેવતાઓના ઈશ્વર, અપ્રમેય, ઋષિકેશ એવા શ્રીકૃષ્ણના અસ્તિત્વમાં એવી રીતે તેણે બુદ્ધિ તો કરી પણ યુદ્ધના સમયમા મોહ પામી અર્જુનની, રાધાપુત્ર કર્ણથી કેશવ એવા શ્રીકૃષ્ણ સદા રક્ષણ કરતા હતા, જેથી એને રણભૂમિમા કર્ણ પાસે રહેવા દેવા ઇચ્છતા ન હતા વળી હે પ્રભો ધૃતરાષ્ટ્ર ! તે સફલ શક્તિને કેવી રીતે નિષ્ફળ કરૂં એવા હેતુથી અચ્યુત ભગવાન બીજા મહારથિઓને કર્ણ સમીપ રાખતા હતા હે રાજન્ ! એવી રીતે કર્ણથી મોટા મનવાળા જે કૃષ્ણ કુંતિપુત્ર અર્જુનની રક્ષા કરે છે તે પુરૂષોત્તમ આત્માને કેમ ન સાચવે ? હું વિચાર કરી જોઉં છું તો ત્રણ લોકમા તેવો પુરૂષ નથી કે જે શત્રુઓને દમનાર ચક્ર જેનુ આયુદ્ધ છે એવા જનાર્દન શ્રીકૃષ્ણને જીતે સંજય કહે છે—તે સમયે મહાબાહુ શ્રીકૃષ્ણને રથશાર્દૂલ મહારથિ સત્ય પરાક્રમવાળા સાત્યકિએ કહ્યું કે, કર્ણનો અર્જુન ઉપર શક્તિ નાખવી એ નિશ્ચય હતો તેમ કર્ણ પાસે ઘણા પરાક્રમવાળી શક્તિ હતી તે શા માટે સૂતપુત્ર કર્ણે ફાલ્ગુન અર્જુન ઉપર ન ફેંકી ? વાસુદેવ એવા કૃષ્ણ કહે છે કે દુઃશાસન કર્ણ અને સિંધુ દેશના રાજા જયદ્રથ સહિત શકુનિ, એ નિરંતર વિચાર કરતા હતા અને દુર્યોધન જેમા અગ્રેસર છે એવા તે કહેતા હતા કે હે મહા ધનુર્ધારી, અત્યંત પરાક્રમવાળા કર્ણ ! હે જીતનારાઓમા ઉત્તમ કર્ણ ! તારે રણભૂમિ વિષે કુંતિપુત્ર ધનંજય વગર આ શક્તિને બીજા વિષે ફેંકવી નહિ, કારણ કે જે પ્રમાણે ઇન્દ્ર દેવતાઓમા અતિ યશવાળો છે તે પ્રમાણે તેઓમા તે અતિ યશવાળો છે, જેમ અગ્નિ રહિત દેવતાઓ થાય તેમ કુંતિપુત્ર અર્જુનના હણાવાથી પાંડવો સંજય યોદ્ધાઓ સહિત આત્મા રહિત થશે હે શિનિકુળમાં શ્રેષ્ઠ સાત્યકિ ! એ રીતે કર્ણે પ્રતિજ્ઞા કરી છે અને નિરંતર કર્ણના હૃદય વિષે ગાંડિવ ધનુષવાળા

અર્જુનનો વધ રમી રહ્યો છે, વાસ્તે હે યુદ્ધ કરનારાઓમા ઉત્તમ! હુજ રાધાપુત્ર કર્ણને મોહિત કરૂ છુ તેણે શ્વેત વાહનવાળા પાડુપુત્ર અર્જુન વિષે શક્તિ ફેકી નહિ હે યોદ્ધાઓમા ઉત્તમ! તે શક્તિ અર્જુનના મૃત્યુરૂપ છે એવી રીતે નિરતર વિચાર કરતો એવો હુ તેને નિદ્રા નથી અને મનથી હર્ષ નથી હે શિનિપુગવ! આજ તે શકિતને ઘટોત્કચ વિષે વ્યર્થ ગયેલી જોઇ ધનજય અર્જુનને મૃત્યુના મુખમાથી મુકત થએલો જોઉ છુ જે પ્રમાણે યુદ્ધમા મારે અર્જુન રક્ષા કરવા યોગ્ય છે તે પ્રમાણે પિતા, માતા, તમે ભાઇઓ અને પ્રાણ પણ રક્ષા કરવા યોગ્ય નથી હે સાત્વત સાત્યકિ! ત્રૈલોક્યના રાજ્યથી જે કોઇ પણ બીજુ અતિ દુર્લભ હોય તે પણ કુતિપુત્ર ધનજય વિના હુ ન ઇચ્છુ, એ માટે હે યુયુધાન! મર્યા પછી પાછા આવેલાને જેમ જોઇએ તેમ કુતિપુત્ર અર્જુનને જોઇ આજ મને ઘણામા ઘણો હર્ષ થયો અને એ માટે યુદ્ધમા રાક્ષસને મે કર્ણ તરફ મોકલ્યો, કારણ કે યુદ્ધમા રાત્રિ વિષે કર્ણને પીડવા બીજો કોઇ સમર્થ નહોતો સજય કહે છે—તે સમયે ધનજયના હિત વિષે યુક્ત તથા તેના પ્રિયમા નિરતર પ્રીતિવાળા દેવકીપુત્ર શ્રીકૃષ્ણે એવી રીતે સાત્યકિને કહ્યુ

इतिसात्यकयेप्राहतदा देवकिनन्दन ।
धनजय हितेयुक्तस्तत्प्रियसततरत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे कृष्ण-वाक्ये गुर्जरभाषायाद्व्यशीत्यधिकशततमोऽध्यायः ॥ १८२ ॥

## અધ્યાય ૧૮૩ મો. કર્ણ શકિતનું વ્યર્થ જવું.

धृतराष्ट्र उवाच—कर्ण दुर्योधनादीनां शकुने सौबलस्य च ।
अपनीतं महत्तात तव चैव विशेषत. ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે તાત! કર્ણ અને દુર્યોધન આદિનો, સુબલપુત્ર શકુનિનો તથા વિશેષેકરી તારો મોટો અન્યાય છે, જ્યારે નિરતર રણભૂમિ વિષે ઇન્દ્ર સહિત એવા દેવતાઓએ પણ ન નિવારાય એવી અસહ્ય અને હણનારી તે શકિતને જાણો છો ત્યારે હે સજય! યુદ્ધ પ્રવર્ત્યુ ત્યારે પ્રથમ શા માટે કર્ણે દેવકીપુત્ર કૃષ્ણ વિષે અથવા અર્જુન વિષે તેને ન ફેકી? સજય કહે છે–હે કુરુકુળશ્રેષ્ઠ વિશાપતે! સગ્રામથી નિવૃત્ત થએલા અમારા સર્વનો નિરતર રાત્રિ વિષે આ વિચાર થતો કે–હે કર્ણ! હે કર્ણ! કાલે પ્રાત કાલમા આ શક્તિ કેશવ ભગવાન પર અથવા અર્જુન ઉપર નાખવી પણ પછીથી હે રાજન્! પ્રાત કાલ વિષે કર્ણની અને બીજા યોદ્ધાઓની તે બુદ્ધિ ફરી ને દેવતાઓએ નાશ કરાતી હતી હુ તો દૈવનેજ પરમ માનુ છુ કે હાથમા રહેલી શક્તિવડે કર્ણે રણભૂમિ વિષે કુતિપુત્ર અર્જુનને અથવા દેવકીપુત્ર કૃષ્ણને માર્યા નહિ. તેના હાથમા રહેલી શકિત જેવી કાળરાત્રિ હોય તેવી ઉદય પામેલી હતી, પણ ભાગ્યેકરી નષ્ટ બુદ્ધિ થવાથી કર્ણે તેને નાખી નહિ હે પ્રભો! દેવકીપુત્ર કૃષ્ણ વિષે અથવા ઇન્દ્ર તુલ્ય કુતિપુત્ર અર્જુન વિષે વધ માટે ઇન્દ્રે આપેલી શકિત નાખવામા દેવમાયાએ કર્ણને મોહિત કર્યો ધૃતરાષ્ટ પૂછે છે–દૈવે કરીને અને કેશવ ભગવાનની બુદ્ધિ તથા પોતાની બુધ્ધિવડે તમે દુ ખી થયા જેથી ઈદ્રે આપેલી શકિત તૃણરૂપ ઘટોત્કચને

હણી ગઇ તથા તે જ ખરાબ અન્યાયવડે કર્ણ, મારા પુત્રો અને બીજા સર્વ રાજાઓ યમ રાજાના સ્થાન પ્રત્યે ગએલા હોય તેવા થયા જ્યારે હિડિબાનો પુત્ર ઘટોત્કચ હણાયો ત્યારે ફરીને જેવી રીતે કુરૂ અને પાડવોનુ યુધ્ધ થયુ તે મને કહે ? જે વ્યૂહયુક્ત સૈન્યવાળા પ્રહાર કરનારા પાડવો ને સૃજય યોદ્ધાઓ પણ પચાલ યોદ્ધાઓ સાથે દ્રોણાચાર્ય સામે દોડતા હતા તેઓ કેવી રીતે યુદ્ધ કરતા હતા ? સોમદત્તના પુત્ર ભૂરિશ્રવાના અને સિધુ દેશના રાજા જયદ્રથના વધથી અમર્ષેકરી જીવિતને તજી આવતા તથા સેના પ્રત્યે પેસતા અને બાણોને ફેકતા એવા દ્રોણાચાર્ય પ્રત્યે જેની રીતે મોટા વ્યાઘ્ર પ્રત્યે અને ફાડેલા મુખવાળા કાળ પ્રત્યે જાય તેવી રીતે તેઓ કેમ જઇ શકયા ? હે તાત ! દુર્યોધન જેઓમા અગ્રેસર છે એવા જે દ્રોણ-પુત્ર અશ્વત્થામા, કર્ણ અને કૃપાચાર્ય તેઓ દ્રોણાચાર્યની રક્ષા કરતા હતા ? તેઓ યુદ્ધમા શુ કરતા હતા ? હે સજય ! ભરદ્વજના પુત્ર દ્રોણાચાર્યને હણવા ઇચ્છતા એવા અર્જુન અને ભીમસેનને મારા યોદ્ધાઓ યુદ્ધમા કેવી રીતે પીડતા હતા ? અને સિધુરાજ જયદ્રથના વધેકરી આ કૌરવો તથા ઘટોત્કચના વધે કરી પાડવો અમર્ષવાળા અને અતિ ક્રોધ પામેલા થઇ રાત્રિ વિષે કેવી રીતે યુદ્ધ કરતા હતા તે કહે સજય કહે છે–હે રાજન્ ! જ્યારે કર્ણે રાત્રિ વિષે રાક્ષસ ઘટોત્કચને હણ્યો અને શબ્દ કરતા, હર્ષ પામેલા, યુદ્ધ કરવાને ઇચ્છતા એવા તમારા યોદ્ધાઓ વેગવડે જલદી આવતા હતા તથા સૈન્ય નાશ પામતુ હતુ ને ઘોર રાત્રિ થઇ હતી ત્યારે અતિ દીનતાને પામેલા મહાબાહુ રાજા યુધિષ્ઠિર ભીમસેન પ્રત્યે આવુ વચન બોલ્યા કે, હે મહાબાહો ! ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની સેનાનુ વારણ કર, કેમકે હિડિ-બાના પુત્ર ઘટોત્કચના વધથી મને ઘણો મોહ થયો છે એવી રીતે ભીમસેનને કહી તે પોતાના રથ પર બેઠા અને આસુથી ભરેલા મુખવાળા, વારવાર નિશ્વાસ નાખતા એવા રાજા યુધિ-ષ્ઠિર કર્ણના ભયકર પરાક્રમને જોઇ અતિ મોહ પામ્યા. પછી તે વખતે તેમને વ્યથા યુક્ત જોઇ કૃષ્ણ આવુ વચન બોલ્યા કે–હે કુતિપુત્ર ! વ્યથા કરો મા, કેમકે એ વિહ્વલપણુ તમારે વિષે જેવી રીતે હલકા પુરૂષ વિષે હોય તેવી રીતે યોગ્ય નથી, માટે હે ભરતશ્રેષ્ઠ રાજન્ ! ઉઠો યુદ્ધ કરો અને મોટા કામના ભારને ધારણ કરો કારણ કે તમે વિહ્વલપણાને પામવાથી વિજયમા સશય થશે એવી રીતે કૃષ્ણના વચન સાભળી ધર્મરાજ યુધિષ્ઠિર હાથવડે નેત્રને લુછીને કૃષ્ણ પ્રત્યે વચન બોલ્યા કે હે મહાબાહો ! મે ધર્મની ઉત્તમ ગતિ જાણેલી છે ને જે માણસ કરેલાને નથી જાણતો તેને બ્રહ્મહત્યાનુ પાપ લાગે છે હે જનાર્દન ! બાળક એવા પણ મહાત્મા હિડિબાના પુત્ર ઘટોત્કચે વનમા રહેના એવા જે અમે તેઓની અસ્રના કાર-ણુથી શ્વેત વાહનવાળા પાડુપુત્ર અર્જુનને ગએલો જાણી સહાયતા કરી હતી

હે કૃષ્ણ ! એ મહા ધનુર્ધારી મને કામવનમા મળ્યો હતો તથા જ્યા સુધી ધનજય આવ્યો ન હતો ત્યા સુધી અમારી સાથે રહ્યો હતો તેણે ગધમાદનની યાત્રામા અમને દુ ખથી તાર્યા હતા અને તે મહાત્માએ થાકી ગએલી દ્રૌપદીને પીઠવડે ઉપાડી હતી હે પ્રભો ! આરભથી યુધ્ધોમા એણે જે કર્યુ છે તે તેણે મહા યુધ્ધમા મારા માટે દુખેકરી કરાય તેવુ કર્મ કર્યુ છે હે જનાર્દન ! સ્વભાવથી જે મારી સહદેવમા પ્રીતિ છે તેજ મારી પરમ પ્રીતિ રાક્ષસેદ્ર ઘટોત્કચ વિષે હતી મહાબાહુ તે મારો ભક્ત છે અને હુ એને પ્રિય છુ તથા એ મારો પ્રિય છે, તેણેકરી હે વાર્ષ્ણેય ! શોકવડે તાપ પામેલો હુ મોહ પામુ છુ હે વાર્ષ્ણેય ! કૌર-વોથી નાસતા સૈન્યોને અને યુદ્ધમા યત્નવાળા મહારથિ દ્રોણાચાર્ય તથા કર્ણને જુઓ, જેવી

રીતે બે મત્ત હસ્તિઓએ કમલવન છુંદાય તેવી રીતે અર્ધ રાત્રિ વિષે આ બેઉ સૈનિકોએ પાંડવાના સૈન્યને દુઃખી કર્યું હે માધવ! ભીમસેનના બાહુબળનો તથા કુંતિપુત્ર અર્જુનના વિચિત્ર અસ્ત્રપણાનો અનાદર કરી કૌરવો પરાક્રમ કરતા હતા રણભૂમિ વિષે આ દ્રોણાચાર્ય કર્ણ અને રાજા દુર્યોધન યુદ્ધમા રાક્ષસને હણી નાદ કરે છે હે જનાર્દન! અમારા અને તમારા જીવતા સૂતપુત્ર કર્ણ સાથે મળેલો હિડિંબાનો પુત્ર ઘટોત્કચ કેમ મૃત્યુ પામ્યો ' અર્જુનના જોતા અમને સર્વને ગણ્યા વગર મહા બળવાન ભીમસેનના પુત્ર રાક્ષસને તેણે હણ્યો જ્યારે દુરાત્મા ધૃતરાષ્ટ્રના યોદ્ધાએ અભિમન્યુને હણ્યો ત્યારે રણભૂમિમા અર્જુન ન હતો અને દુરાત્મા સિંધુરાજ જયદ્રથે અમને સર્વને રોક્યા તથા તે કર્મ વિષે પુત્ર સહિત દ્રોણાચાર્ય નિમિત્તરૂપ થયા વળી પોતે દ્રોણાચાર્યે પ્રયત્ન કરતા કર્ણને વધનો ઉપાય બતાવ્યો ને તેણે ખડ્ગે કરી ખડ્ગને બે પ્રકારે કાપી નાખ્યુ અને ઘાતકી પુરૂષની પેઠે કૃતવર્માએ દુઃખમા રહેલા અભિમન્યુના ઘોડાને તથા જલદી બે પડખાના સારથિઓને હણ્યા તેવી રીતેજ બીજા મહા ધનુર્ધારીઓ યુદ્ધમા સુભદ્રાના પુત્ર અભિમન્યુને હણતા હતા હે યાદવશ્રેષ્ઠ કૃષ્ણ! થોડા કારણને લીધે જે ગાંડિવ ધનુષવાળા અર્જુને સિંધુરાજ જયદ્રથને હણ્યો તે પણ મને અતિ પ્રિય નથી કેમકે જો શત્રુનો વધ ન્યાયયુક્ત હોય તો પાંડવોએ કરવા યોગ્ય છે હે પુરૂષશ્રેષ્ઠ! રણભૂમિ વિષે કર્ણ અને દ્રોણાચાર્યને પ્રથમ મારવા એવી મારી બુદ્ધિ હતી, કારણ કે એ બે આપણા દુઃખોનુ મૂળ છે રણભૂમિમા એ બેને પામી દુર્યોધન આશ્વાસનના પામ્યો છે, માટે જે ઠેકાણે દ્રોણાચાર્ય અને અનુચર સહિત સૂતપુત્ર કર્ણ હણવા યોગ્ય હતા તે ઠેકાણે મહાબાહુ અર્જુને દૂર વસનારા સિંધુરાજ જયદ્રથને હણ્યો મારે તો અવશ્ય સૂતપુત્ર કર્ણને નાશ કરવો છે તે માટે હે શૂર કૃષ્ણ! હુ પોતે કર્ણને હણવાની ઇચ્છાવડે જઇશ પછી દ્રોણાચાર્યના સૈન્ય સાથે મહાબાહુ ભીમસેન મળેલો છે એવી રીતે કહી ઉતાવળા એવા યુધિષ્ઠિર મોટા ધનુષને શબ્દાયમાન કરી તથા ભયંકર શંખને વગાડી જલદી ગયા.

તે સમયે હજાર રથ, ત્રણ હજાર હાથી ને પાંચ હજાર ઘોડાઓવડે તથા પ્રભદ્રક યોદ્ધા સહિત એવા પંચાલ યોદ્ધાવડે યુક્ત ઉતાવળો શિખંડિ રાજાની પાછળ ગયો તે વખતે જેમાં યુધિષ્ઠિર અગ્રેસર છે એવા કવચધારી પાંડવ અને પંચાલ યોદ્ધાઓ ભેરી અને શંખ વગાડવા લાગ્યા તે સમયે મહાબાહુ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ ધનંજયને કહેવા લાગ્યા કે આ ક્રોધયુક્ત યુધિષ્ઠિર ઉતાવળા સૂતપુત્ર કર્ણને હણવાની ઇચ્છાથી જાય છે તેની ઉપેક્ષા કરવી યોગ્ય નથી એ પ્રમાણે કહી ઋષિકેશ જનાર્દન ભગવાને જલદી ઘોડાઓને હાંક્યા અને દૂર જતા રાજા યુધિષ્ઠિરને અનુસર્યા સૂતપુત્ર કર્ણને હણવાની ઇચ્છાવડે જલદી જતા અને શોકવડે જેનો સંકલ્પ નાશ પામ્યો છે એવા અગ્નિવડે બળતા હોય નહિ તેમ ગરમ થયેલા ધર્મપુત્ર યુધિષ્ઠિર પ્રત્યે આવી વ્યાસ કહે છે કે—સંગ્રામ વિષે કર્ણને પામી અર્જુન જીવે છે તે બહુ સારૂ થયુ કેમકે અર્જુનના વધને ઇચ્છતા એવા કર્ણે શક્તિ રાખી હતી અને તે કારણથી મહા યુદ્ધમા બે રથવડે યુદ્ધ કરનાર કર્ણ પ્રત્યે અર્જુન ન ગયો તે ઠીક થયુ હે યુધિષ્ઠિર! સ્પર્ધાવાળા તે બે સર્વ દિવ્ય અસ્ત્રોને સજે અને અસ્ત્રો જ્યારે નાશ પામવા લાગે ત્યારે જરૂર પીડા પામેલો કર્ણ યુદ્ધમા ઇન્દ્રે આપેલી શક્તિને ફેંકે તેથી હે ભરતશ્રેષ્ઠ! તમને ભયંકર દુઃખ થાય માટે હે માનદ! સૂતપુત્ર કર્ણે રાક્ષસને હણ્યો તે ઠીક થયુ એ રાક્ષસ કાળે કરીનેજ ઇન્દ્રની શક્તિને નિમિત્તરૂપ કરી નાશ પામ્યો ને હે તાત! યુદ્ધમા તો રાક્ષસ

તમારાજ કારણથી નાશ પામ્યો માટે હે ભરતશ્રેષ્ઠ ! ક્રોધ કરોમા અને પુત્રના શોક વિષે મન કરો માં હે યુધિષ્ઠિર ! આ લોક વિષે સર્વ પ્રાણિઓની એ અવસ્થા થાય છે, માટે સર્વ ભાઇઓ અને મહાત્મા રાજાઓ સહિત સગ્રામ વિષે કૌરવો સામે યુદ્ધ કરો હે ભારત રાજન્ ! હે તાત ! આજથી પાચમે દિવસે પૃથ્વી તારી થશે હે પુરૂષવ્યાઘ્ર પાડવ, નિરતર ધર્મનુ ચિતન કર અને પરમ પ્રસન્ન એવા ભનાઇ તપ, દાન, ક્ષમા અને સત્યને સેવ, કારણ કે જ્યા ધર્મ છે ત્યા જય છે એ રીતે વ્યાસ, પાડવ યુધિષ્ઠિરને કહી ત્યાજ અતર્ધ્યાન થઈ ગયા

सेवेथाः परमप्रीतो यतो धर्मस्ततो जय' ।
इत्युक्त्वा पाडव व्यासस्तत्रैवान्तरधीयत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि घटोत्कचवधपर्वणि रात्रियुद्धे व्यासवाक्ये गुर्जरभाषायां त्र्यशीत्यधिकशततमोऽध्यायः ॥ १८३ ॥

## અધ્યાય ૧૮૪ મો. દ્રોણવધની તૈયારી.

### द्रोणवध पर्व.

संजय उवाच—व्यासे नैवमथोक्तस्तु धर्मराजो युधिष्ठिर. ।
स्वयकर्ण वधाद्वीरो निवृत्तो भरतर्षभ ॥ १ ॥

સજય કહે છે—હે ભરતશ્રેષ્ઠ ! વ્યાસે એવી રીતે કહેલા શૂરવીર ધર્મરાજ યુધિષ્ઠિર તે પછી પોતે કર્ણના વધથી નિવૃત્ત થયા તે રાત્રિ પ્રત્યે સૂતપુત્ર કર્ણે ઘટોત્કચને હણ્યો ત્યારે દુ ખેકરી અમર્ષને વશ થયેલા ધર્મરાજ યુધિષ્ઠિર, ભીમસેને વારણ કરેલી તમારી મોટી સેનાને જોઈ ધૃષ્ટદ્યુમ્નને આ પ્રમાણે કહેવા લાગ્યા કે—દ્રોણાચાર્યનુ નિવારણ કર કારણ કે દ્રોણાચાર્યના નાશ માટે તુ અગ્નિથી બાણ, કવચ, ખડગ અને ધનુષ સહિત શત્રુને તપાવનાર ઉત્પન્ન થયો છે માટે રણભૂમિમા પ્રસન્ન થએલાનો તને કોઈ પણ રીતે જરાએ ભય નથી. જનમેજય, શિખડી, દુર્મુખપુત્ર, યશોધર, નકુલ, સહદેવ, દ્રુપદ રાજાના પુત્રો અને પ્રભદ્રક યોદ્ધાઓ પ્રસન્ન થએલા ચોતરફથી દ્રોણાચાર્ય પ્રત્યે દોડો તેમજ પુત્ર ને ભાઈઓ સહિત દ્રુપદ રાજા ને વિરાટ રાજા તથા સાત્યકિ, કેકય યોદ્ધાઓ અને પાડવ ધનજય એ સર્વ વેગેકરી દ્રોણાચાર્યના વધની ઇચ્છાવડે દોડો તેમ સર્વ રથિ પુરૂષો અને જે કાઇ હાથી, ઘોડા તથા પાયદળ છે તેઓ મહારથિ દ્રોણાચાર્યને રણભૂમિ વિષે પાડો. પછી એ રીતે સર્વ જણ મહાત્મા પાડવ યુધિષ્ઠિરે આજ્ઞા કરેલા વેગેકરી દ્રોણાચાર્યના વધની ઇચ્છાએ દોડયા તે સમયે સપૂર્ણ ઉદ્યોગેકરી જલદી આવતા પાડવો સામે યુદ્ધમા શસ્ત્રધારીઓમા ઉત્તમ દ્રોણાચાર્ય ગયા પછી અતિ ક્રોધ પામેલા દ્રોણાચાર્યના જીવિતને ઇચ્છનો એવો રાજા દુર્યોધન સપૂર્ણ ઉદ્યોગે કરી પાડવો સામે દોડયો હે મહારાજ ! પાછુ તે વખતે જેમા વાહન અને સૈનિકો થાકી ગએલા છે એવુ યુદ્ધ પ્રવૃત્ત થયુ અને પરસ્પર ગર્જના કરતા એવા પાડવ અને કૌરવોના યુદ્ધમા તેઓ નિદ્રાવડે અધ અને થાકી જવા લાગ્યા સગ્રામ વિષે મહારથિઓ લેશ પણ ચેષ્ટા પામી શકતા ન

હતા અને તેવી રીતે વધ કરતા યોદ્ધાઓને તથા વિશેષેકરી ઘાયલ થએલાઓને તો રાત્રિ ઘોર રૂપવાળી, ભયાનક ત્રણ પ્રહરવાળી એવી પણ હજાર પ્રહર સરખી અને પ્રાણને હરનારી થઇ પડી તેમા પણ નિદ્રાવડે અંધ થએલાઓને તો અર્ધ રાત્રિ વિશેષેકરી ભયંકર જણાઇ તે સમયે તમારા અને શત્રુઓના સર્વ ક્ષત્રિયો દીન મનવાળા તથા આ યુદ્ધમા અસ્ત્રો અને જેઓની ઇચ્છા જતી રહી છે એવા ઉત્સાહ રહિત થયા, તોપણ તે સમયે જે પ્રમાણિક અને વિશેષે કરી લજ્જાવાળા અને પોતાના ધર્મને જોતા એવા હતા તે પોતાની સેનાને તજી જતા ન હતા બીજા નિદ્રાવડે અંધ થએલા મનુષ્યો અસ્ત્રોને મૂકી સુતા હતા હે ભારત નરાધિપ! કેટલાક હસ્તિઓ વિષે અને કેટલાક ઘોડા વિષે નિદ્રાવડે અંધ થયેલા કશી પણ ચેષ્ટાને સમજતા ન હતા તેઓને યુદ્ધમા બીજા યોદ્ધાઓ યમ રાજાના સ્થાન પ્રત્યે મોકલતા હતા. તેમજ અતિ ચેતના રહિત અને સ્વપ્નની પેઠે આચરણ કરનારા શત્રુઓને બીજાઓ યમ-રાજાના સ્થાન પ્રત્યે મોકલતા હતા મહા યુદ્ધમા તેઓ પોતાનાઓને અને શત્રુ પારકાઓને હણતા હતા તથા નિદ્રાવડે અંધ થએલા જૂદા જૂદા પ્રકારની વાણી પણ ઉચ્ચારતા હતા હે મહારાજ! નિદ્રાવડે જેના રાતા નેત્ર થયા છે એવા અમારા ઘણા મનુષ્યો શત્રુથી યુદ્ધ કરવુ, એ પ્રમાણે નિશ્ચય કરી રહેલા હતા કેટલાક નિદ્રાવડે અંધ થએલા પણ રણભૂમિમા ફરતા હતા, તેમ તે શૂરાઓ યુદ્ધમા દારૂણ અંધકાર વિષે પણ શૂરા શત્રુઓને હણતા હતા યુદ્ધમા અતિ નિદ્રાવડે મોહ પામેલા ઘણા મનુષ્યો શત્રુઓથી નાશ પામતા આત્માને પણ જાણતા ન હતા તે યોદ્ધાઓની એવી ચેષ્ટા જોઇને પુરૂષોમા શ્રેષ્ઠ એવો અર્જુન દિશાઓને ગજાવતો આવા વચન કહેવા લાગ્યો કે–હે સૈનિકો! તમે સર્વ વાહનો સહિત અંધકારે અને ઘણી રજવડે યુક્તવાળા સૈન્ય વિષે થાકેલાજ છો તે તમે જો માનતા હો તો વિરામ પામો અને આ રણભૂમિ વિષેજ મુહૂર્તવાર નિદ્રા કરો અને પાછો જ્યારે ચંદ્રમા ઉગે ત્યારે નિદ્રા અને શ્રમ રહિત થઇ કૌરવ પાંડવ યોદ્ધાઓ તમે પરસ્પર યુદ્ધ કરજો હે વિશાંપતે! ધાર્મિક એવા અર્જુનના તે વચનને સર્વ ધર્મજ્ઞ પુરૂષો ને સૈન્યો પસંદ કરવા લાગ્યા અને પરસ્પર કહેવા લાગ્યા કે હે કર્ણ! હે કર્ણ! હે દુર્યોધન! પાંડવોની સેના વિરામ પામી માટે વિરામ પામો, એ રીતે બોલવા લાગ્યા જ્યારે તેવી રીતે તે તે ઠેકાણે અર્જુન બોલવા લાગ્યો ત્યારે હે ભારત! તમારી અને પાંડવોની સેના વિરામ પામી અને તેની તે ઉત્કૃષ્ટ વાણીને દેવતાઓ, ઋષિઓ, મહાત્મા અને સર્વ સૈન્યો પ્રસન્ન થઇ વખાણવા લાગ્યા હે ભરતશ્રેષ્ઠ! તેના ક્રૂર નહિ એવા વચનને વખાણી થાકેલા સર્વ સૈન્યો મુહૂર્તવાર સુતા હે ભારત! તમારી સેના વિશ્રામને પામ્યા પછી સુખ પામેલી ટુકડીઓ શૂર એવા અર્જુનને વખાણવા લાગી

હે મહાબાહો! હે અનઘ! તમારે વિષે વેદ, અસ્ત્રો, બુદ્ધિ, પરાક્રમ, ધર્મ અને પ્રાણિઓ વિષે દયા છે હે શૂર કુંતિપુત્ર! જેથી તમે આશ્વાસના કરી તેથી અમે તમારા સુખને ઇચ્છીએ અને તે સુખ તમારૂ થાઓ તથા જલદી તમે મનના પ્રિય અર્થોને પામો હે વિશાંપતે! એ રીતે તેઓ નરશ્રેષ્ઠ એવા અર્જુનને વખાણતા સર્વ મહારથિઓ નિદ્રાવડે ડોલા ખાતા સુતા રહ્યા કેટલાક ઘોડાઓની પીઠ ઉપર કેટલાક રથના સારથિના મ્યાનો વિષે, કેટલાક હાથીની કાંધ ઉપર અને કેટલાક પૃથ્વી વિષે સુતા, તેમ કેટલાક નરો આયુધ, ગદા ખડ્ગ, પરશુ અને કવચ સહિત જૂદા જૂદા સુતા નિદ્રાવડે અંધ થએલા હસ્તિઓએ પૃથ્વીના રજયુક્ત

સર્પની ફણુ સરખી શુંડવડે લાબા નસકોરાના નિશ્વાસ લેતા મોટા સર્પોવડે પર્વતો શોભે તેવી રીતે પૃથ્વીતલ ઉપર સુતેલા અને નિશ્વાસ લેતા હસ્તિઓ શોભવા લાગ્યા વળી સુવર્ણની લગામવાળી કેશવાળી ઉપર રહેલા ઘોસરાવડે યુક્ત એવા કેટલાક ઘોડાઓ ખાડા ટેકરાવાળી પૃથ્વીને ખરીઓના અગ્ર ભાગવડે સરખી કરવા લાગ્યા હે રાજેદ્ર ! તે સમયે સર્વ વાહનો વિષે યુક્ત થઇ સુતા તેમ હે ભરતશ્રેષ્ઠ ! ઘણા શ્રમવડે યુક્ત એવા ઘોડા હાથી અને યોદ્ધાઓ પણ યુદ્ધથી વિરામ પામી સુતા જે રીતે કુશળ શિલ્પશાસ્ત્રવેત્તા પુરૂષોએ વસ્ત્ર વિષે ચિત્ર રચેલું હોય તે રીતે અદ્ભુત એવુ તે સૈન્ય નિદ્રાવડે અતિ મગ્ન અને જ્ઞાન રહિત થઇ સુતુ કેટલાક કુંડળધારી તથા પરસ્પર જેઓના બાણોવડે અંગ ઘાયલ થએલા છે એવા જુવાન ક્ષત્રિયો તો જે પ્રમાણે કામવાળી સ્ત્રીઓના સ્તનો સ્તનો વિષે આલિંગન કરી સુવે, તે પ્રમાણે હસ્તિઓના કુંભસ્થળો વિષે લીન થઇને સુતા હતા. ત્યાર પછી કામિની સ્ત્રીનાં ગંડસ્થળ સરખા શ્વેત નેત્રોને આનંદ આપનારા કુમુદનાથ ચદ્રમાએ પણ પૂર્વ દિશાને શોભાવી કિરણોરૂપી કેશવાળીવડે સુંદર તથા જરા પીળાશ અને રતાશ યુક્ત, અંધકારરૂપી હસ્તિઓના યૂથનો નાશ કરનાર, ઉદયાચળ પર્વતના કેસરીસિંહરૂપ એવા તે, પૂર્વ દિશારૂપી ગુફામાથી નીકળ્યા પછી મહાદેવના પોઠીઆના ઉત્તમ શરીર સરખી અને કામદેવના ધનુષ તુલ્ય સંપૂર્ણ કાંતિવાળા તથા નવીન સ્ત્રીના મંદ હાસ્યની પેઠે સુંદર દેખાતા અને મનને હરનાર કુમુદ બાંધવ ચંદ્રમા વિસ્તાર પામ્યા અને મુહૂર્ત પછી પ્રભુ એવા તે ભગવાન ચંદ્રમા ચાદરણુઓના ચળકાટને ઝાંખો કરનારા રકત તેજને મૃગાંકની પાસે દર્શાવવા લાગ્યા. અને તે રકત તેજની પાછળ પણ રૂપ સમાન કાંતિયુક્ત વિસ્તારવાળા કિરણ સમૂહને ધીરે ધીરે તેઓ વિસ્તારવા લાગ્યા પછી કાંતિવડે અંધકારને દૂર કરતા ચંદ્રમાના કિરણો ધીરેધીરે સર્વ દિશાઓ, આકાશને અને પૃથ્વી પ્રત્યે પ્રસર્યા એટલે મુહૂર્તવારમા જગત તેજોરૂપ હોય તે પ્રમાણે થયુ અને જલદી અંધારૂ નાશ રહિત તથા અદશ્ય થઇ ગયુ હે રાજન્ ! ચંદ્રમાને લીધે જગત પ્રકાશિત અને દિવસ તુલ્ય થવાથી તે સમયે કેટલાક નિશાચરો ફરતા હતા અને કેટલાક નહોતા પણ ફરતા હે રાજન્ ! જે રીતે સૂર્યના કિરણોવડે કમળવન પ્રફુલ્લિત થાય, તે રીતે ચંદ્રમાના કિરણોએકરી તે સૈન્ય જાગૃત થયુ, અને પછી જેમ ક્ષોભ પામેલો સમુદ્ર ચંદ્રના ઉદયવડે ઉછળતો થાય તેમ તે સૈન્યરૂપી સમુદ્ર ઉદયવડે ઉઠયો પછી હે વિશાંપતે ! ઉત્તમ લોકને પામવા ઇચ્છનારા યોદ્ધાઓનુ જગતમા લોકોના નાશ માટે ફરીને પણ યુદ્ધ પ્રવૃત્ત થયુ.

ततः प्रववृते युद्धं पुनरेव विशांपते ।
लोकेलोकविनाशायपरं लोकमभीप्सतां ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि रात्रियुद्धे सैन्यनिद्रायां चतुरशीत्यधिकशततमोऽध्यायः ॥ १८४ ॥**

## અધ્યાય ૧૮૫ મો. દ્રોણાચાર્યને પ્રોત્સાહન.

**संजय उवाच—ततो दुर्योधनो द्रोणमभिगम्या ब्रवीदिद ।**
**अमर्ष वशमापन्नो जनयन् हर्षतेजसी**

સજય કહે છે—તે વખતમા અમર્ષને વશ પામેલો દુર્યોધન દ્રોણાચાર્ય પ્રત્યે જાઇ હર્ષ અને તેજને ઉત્પન્ન કરાવવા આવુ વચન બોલ્યો દુર્યોધન કહે છ—સગ્રામ વિષે વિશ્રામ લેતા શ્રમેકરી યુક્ત એવા ગ્લાનિ યુક્ત મનવાળા અને વિશેષેકરી લોકમા આવેલા શત્રુઓ સહન કરવા યોગ્ય નથી તમારૂ પ્રિય કરનારી ઇચ્છાવડે અમોએ સહન કર્યુ તો તે આ અતિ બળવાન પાડવો વિશ્રામ પામ્યા સર્વ પ્રકારે તેઓ તેજ અને બળવડે હીન છે પણ તમા- રાથી વારવાર પાલન કરાતા એવા તે વૃદ્ધિ પામે છે બ્રહ્માસ્ત્ર આદિ જે સર્વ દિવ્ય અસ્ત્રો છે તે સર્વ તમારામાજ વિશેષ રહ્યા છે પાડવો અમે અને બીજાઓ લોકમા જેઓ ધનુર્ધારી છે તેઓ યુદ્ધ કરતા એવા જે તમે તેની બરોબર નથી, એ તમને સત્ય કહુ છુ હે દ્વિજો- ત્તમ ! સર્વ અસ્ત્રોને જાણનાર તમે, સુર અસુર અને ગધર્વ સહિત આ લોકોને દિવ્ય અસ્ત્રો- વડે હણો તેમ છો, એમા સશય નથી, પણ તે તમે તમારાથી વિશેષ ભય પામનારા આ પાડવોને, શિષ્યપણાને અથવા મારી મદ ભાગ્યતાને આગળ કરી સહન કરો છો સજય કહે છે—હે રાજન્ ! તમારા પુત્રે હર્ષ અને કોપ પમાડેલા દ્રોણાચાર્ય શોક સહિત દુર્યોધન પ્રત્યે આવુ વચન બોલ્યા કે-હે દુર્યોધન ! યુદ્ધમા વૃદ્ધ એવો હુ પણ પરમ શક્તિવડે યુદ્ધ કરૂં છુ, એથી બીજુ હલકુ વિજયને ઇચ્છનાર એવો હુ તેણે શુ કરવુ ? શુ અસ્ત્રોને જાણ નાર એવો હુ તેણે આ અસ્રોને ન જાણનાર સર્વ લોકને મારવા ? હે કૌરવ્ય ! જે તમે શુભ વા અશુભ માનતા હો તે જ તમારા વચનથી કરીશ અને બીજે પ્રકારે નહિ કરૂ હે રાજન્ ! યુદ્ધમા સર્વ પચાલ યોદ્ધાને હણી પરાક્રમ કરીને કવચ ઉતારીશ, એ સત્ય કહી આયુધ લઉં છુ બીજુ જે કુતિપુત્ર અર્જુનને યુદ્ધમા થાકી ગએલો માને છે તે હે મહા બાહો કૌરવ ! તેના પરાક્રમને સત્યવડે સાભળ યુદ્ધમા કોપ પામેલા અર્જુનને જીતવા દેવતા, ગધર્વ, યક્ષ અને રાક્ષસો પણ ઉત્સાહ પામતા નથી જે મહાત્મા ખાડવ વનમા સુરેશ્વર સામા ગયા હતા અને બાણવૃષ્ટિઓવડે તેને વાર્યા હતા, બળેકરી ગર્વિષ્ટ એવા યક્ષ, નાગ અને જે બીજા દૈત્યો તેઓને પુરૂષેદ્ર અર્જુને હણ્યા તે પણ તમારૂ જાણેલુ છે તેમ ગોષ યાત્રામા ચિત્રસેન આદિ ગધર્વોને જીત્યા અને તેઓએ પકડેલા તમોને દઢ ધનુર્ધારી અર્જુને મૂકાવ્યા વળી દેવતાઓના શત્રુ સગ્રામ વિષે દેવતાએ ન હણાય એવા નિવાત કવચોને તે શૂરે જીત્યા તથા હિરણ્યપુરવાસી હજારો દાનવોને જીત્યા તે પુરૂષશ્રેષ્ઠ મનુષ્યોએ કેવી રીતે જીતી શકાય ? અને હે વિશાપતે ! જેવી રીતે આપણે ચેષ્ટા કરતા હતા ને પાડુપુત્ર અર્જુને આ તમારા સૈન્યને હણ્યુ તે સર્વ તમારૂ પ્રત્યક્ષ છે સજય કહે છે-હે રાજન્ ! તે વખતે અર્જુનને વખાણતા દ્રોણાચાર્ય પ્રત્યે કોપ પામેલો તમારો પુત્ર ફરીને પણ આની રીતે બોલ્યો કે-હુ, દુશાસન, કર્ણ, મારો મામો શકુનિ અમે યુદ્ધમા મેનાને બે પ્રકારે કરી આજ અર્જુનને હણીશુ તેના તે વચનને માભળી ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય હસતા હોય તેમ રાજા દુર્યોધનને તમારૂ કલ્યાણ થાઓ એમ અનુસર્યા અને આ રીતે બોલ્યા કે તેજવડે પ્રકાશ વાળો હોય તેમ રહેલા ક્ષય રહિત ક્ષત્રિયોમા શ્રેષ્ઠ એવા ગાડિવ ધનુર્ધારી અર્જુનને કયો ક્ષત્રિય નાશ પમાડે તેમ છે ? આયુધ સહિત એવા તેને કુબેર, ઇન્દ્ર, યમ, વરૂણ, અસુર, ઉરગ અને રાક્ષસો પણ નાશ પમાડે તેમ નથી હે ભારત ! તમે જે વચનોને કહો છો એ વચનોને મૂઢ પુરૂષો બોલે છે યુધ્ધમા અર્જુનને પામી કોણ કલ્યાણ યુક્ત ઘેર જાય તેમ છે ? તમે તો સર્વ વિષે સકિતપણાથી કઠોર ભાષણ કરનાર અને પાપ નિશ્ચયવાળા છો તેથી નમારા હિતમા રહેલા અને કલ્યાણકારી પુરૂષોને પણ અહિ તે તે વચન કહેવાને

ઇચ્છા કરો છો માટે તમે પણ કુંતિપુત્ર અર્જુન પ્રત્યે જાઓ. ઘણીવાર કરો મા અને પોતા માટે તેને મારો, કારણ કે તમે પણ યુધ્ધ કરવા માટે કહો છો અને વળી ઉત્તમ કુળમાં થએલા ક્ષત્રિય છો. શા માટે આ નિરપરાધી સર્વ ક્ષત્રિયોનો નાશ કરો છો ? તમે આ વૈરનું મૂળ છો માટે અર્જુન પ્રત્યે જાઓ અને હે દુર્યોધન ! આ તમારો મામો પંડિત ક્ષાત્ર ધર્મને અનુસરનાર ખરાબ જુગટાને રમનાર યુધ્ધમા અર્જુન પ્રત્યે જાય, કેમકે આ પાસા નાખવામા કુશળ અને અપ્રમાણિક દ્યૂત કરનારો, છેતરનારો, ધુતારો અને જુગાર તથા અપ્રમાણિકપણા વિષે બુધ્ધિવાળો પાંડવોને યુધ્ધમા જીતશે તમે કર્ણની સાથે પ્રસન્ન થએલા પુરૂષની પેઠે ધૃતરાષ્ટ્રના સાંભળતા શૂરા પુરૂષની પેઠે વારવાર ઘણુ કહ્યુ છે કે હે તાત ! હું, કર્ણ તથા મારો ભાઇ દુઃશાસન એ ત્રણ અમે ભેગા થએલા પાંડુપુત્રોને હણીશુ એ રીતે તમે સભા વિષે બડાઇ કરતા તે સાભળેલુ છે માટે તેઓ સાથે તે પ્રતિજ્ઞાને અનુસરો અને સત્યવાણીવાળા થાઓ. આ તમારો શત્રુ પાંડવ શંકા રહિત આગળ ઉભો છે માટે ક્ષત્રિયોના ધર્મને જુઓ. જયથી તમારો વધ વખાણવા યોગ્ય છે. વળી દાન કર્યું છે, ભોગવ્યુ છે, અધ્યયન કર્યું છે અને ઇચ્છિત ઐશ્વર્ય મળેલુ છે, તેથી કૃતકૃત્ય અને ઋણ રહિત છો માટે બીઓ મા અને પાંડુપુત્ર પ્રત્યે યુદ્ધ કરો. એ રીતે કહી દ્રોણાચાર્ય જ્યા શત્રુઓ હતા ત્યા યુદ્ધમા સેનાને બે ભાગવાળી કરીને ગયા અને ફરીને યુધ્ધ ચાલુ થયુ.

कृतकृत्यो नृपश्चासिमाभैर्युध्यस्व पांडवं ॥
इत्युक्त्वा समरे द्रोणोन्यवर्त्ततयत परं ॥
द्वैधीकृत्य तत सेनां युद्ध समभवत्तदा ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणदुर्योधनभाषणे गूर्जरभाषायां पंचाशीत्याधिकशततमोऽध्यायः ॥ १८५ ॥

## અધ્યાય ૧૮૬ મો. રાત્રીનું છેલ્લું યુદ્ધ.

संजय उवाच—त्रिभाग मात्रशेषायां रात्र्यां युद्धमवर्तत ।
कुरूणा पांडवानां च सहृष्टानां विशांपते ॥

સંજય કહે છે—હે વિશાંપતે ! ત્રિભાગ શેષ રાત્રિ રહી ત્યારે હર્ષ પામેલા કૌરવો અને પાંડવોનુ યુધ્ધ થયુ એ પછી ચંદ્રની પ્રભાને ચોરનાર સૂર્યની આગળ ચાલનાર અરૂણ આકાશને રાતુ કરતો હોય નહિ તેમ ઉદય પામ્યો. તે સમયે પૂર્વ દિશામા સૂર્યના સારથિ અરૂણે રક્ત કરેલુ સૂર્યમંડળ જે પ્રમાણે સુવર્ણનુ ચક્ર શોભે તે પ્રમાણે શોભવા લાગ્યુ. તે પછી રથ, ઘોડા અને મ્યાનાઓને તજી સર્વ કુરૂ અને પાંડવ યોધ્ધાઓ સંધ્યા સારૂ ગએલા, સૂર્યની સામા જપ કરતા એવા હાથ જોડી ઉભા. પછી બે ભાગ કરેલા બે સૈન્ય વિષે દુર્યોધન જેની આગળ ચાલનાર છે એવા દ્રોણાચાર્ય, પચાસ યોધ્ધાઓ સહિત એવા સોમક અને પાંડવ યોધ્ધાઓ પ્રત્યે દોડયા. બે ભાગયુક્ત કરેલા કૌરવોને જોઈ માધવ એવા કૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યા કે શત્રુઓને ડાબી તરફ કરી આ દ્રોણાચાર્યને જમણી

તરફ કર. પછી તેમનુ એવુ કહેવુ સાભળીને ધનજય અર્જુને કૃષ્ણને કહ્યું કે તેમ કરો, એટલા વખતમા મહા ધનુર્ધારી દ્રોણાચાર્ય અને કર્ણ ડાબી તરફ વર્તવા લાગ્યા તે સમયે કૃષ્ણના અભિપ્રાયને જાણી પારકાના પુરને જીતનારો ભીમસેન યુધ્ધના અગ્ર ભાગમા રહેલા કુતિપુત્ર અર્જુનને કહેવા લાગ્યો કે હે અર્જુન ! હે અર્જુન ! હે બીભત્સો ! મારૂ આ વચન સાભળ કે જે માટે રજપૂતાણી જે પુત્રોને જણે છે તેનો આ વખત આવ્યો છે, માટે જો આ આવેલા વખત વિષે કલ્યાણ ન પામી શકીશ તો અપ્રતિષ્ઠિત અયોગ્ય રૂપવાળો તુ અતિ ઘાતકી કર્મ કરીશ (મતલબ કે ઘાતકી કર્મ કરનાર થઇશ) તેથી હે યુદ્ધ કરનારાઓમા શ્રેષ્ઠ ! સત્ય, લક્ષ્મી, ધર્મ અને યશના બળવડે ઋણરહિતપણાને પ્રાપ્ત થા. સૈન્યને ભેદ અને આ યોદ્ધાઓને જમણી તરફ કર સજય કહે છે–ભીમસેન અને કેશવ ભગવાને પ્રેરલો અર્જુન, કર્ણ અને દ્રોણાચાર્યનુ ઉલ્લઘન કરી તેઓને ચોતરફથી વારવા લાગ્યો યુદ્ધના અગ્ર ભાગમા રહેલા શ્રેષ્ઠ ક્ષત્રિયોને દહન પમાડનારા પરાક્રમી અર્જુનને આવતો જોઇ તે સમયે પરાક્રમ કરી શ્રેષ્ઠ ક્ષત્રિયો જે પ્રમાણે વૃધ્ધિ પામતા અગ્નિને વારવા સમર્થ ન થાય તે પ્રમાણે તેને વારવા સમર્થ ન થયા એ પછી દુર્યોધન, કર્ણ અને સુબલાપુત્ર શકુનિ પણ બાણસમૂહોવડે કુતિપુત્ર ધનજયને ઢાકવા લાગ્યા, તે સર્વના અસ્ત્રોને ઉત્તમ અસ્ત્ર જાણનારાઓમા શ્રેષ્ઠ અર્જુન ગણકાર્યા શિવાય બાણવૃષ્ટિ કરતો હતો હે રાજેન્દ્ર ! હલકા હાથવાળા જીતેદ્રિય અર્જુને અસ્ત્રોવડે શત્રુઓના અસ્ત્રોને વારી સર્વ યોદ્ધાઓને તીક્ષ્ણ દશ દશ બાણોવડે વિધ્યા અને જેવી રીતે રજની, વૃષ્ટિને નાશ પમાડે તેવી રીતે બાણવૃષ્ટિને નાશ પમાડી તે સમયે ઘોર અધારૂ હતુ, મોટો શબ્દ થતો હતો અને તેવી રીતે થએલા જગત વિષે આકાશ ભૂમિ અને દિશાઓ જણાતા હતા તથા સૈન્ય અને રજવડે મોહ પામેલુ સર્વ અધ હોય તેમ થયુ હતુ હે રાજન્ ! તેઓ અને અમે પરસ્પર કશુએ દેખતા ન હતા પણ તે ઉદ્દેશેકરી રાજાઓ યુદ્ધ કરતા હતા. હે રાજન્ ! રથ રહિત અને રથવાળા પુરૂષો સામસામા આવી કેશ કવચ અને ભુજાઓ વિષે સજજ થતા હતા, તે ઠેકાણે નાશ પામેલા છે ઘોડા અને સારથિ જેઓના એવા ચેષ્ટા રહિત રથિઓ જેમ ઘાયલ થએલા તથા ભયવડે પીડિત એવા પુરૂષો જીવતા હોય તેમ દેખાતા હતા પર્વતોની પેઠે હણેલા હસ્તિઓનું આલિગન કરી રહેલા કેટલાક નિર્જીવ ઘોડાઓ પણ દેખાતા હતા, તેમજ કેટલાક ઘોડેસ્વારો સહિત એવા પણ દેખાતા હતા પછી તે વખતે મગ્રામથી દૂર જઇ ઉત્તર દિશા પ્રત્યે રણ ભૂમિમા દ્રોણાચાર્ય જે રીતે ધૂમરહિત બળતો અગ્નિ રહે તે રીતે ઉભા રહ્યા યુદ્ધમા અગ્રભાગથી એકાતમા ગએલા તેમને જોઇ હે વિશાપતે ! પાડવોના સૈન્યો કપવા લાગ્યા અને હે ભારત ! લક્ષ્મીવડે યુક્ત શોભિત તેજેકરી પ્રકાશિત હોય તેવા દ્રોણાચાર્યને જોઇ શત્રુઓ ત્રાસ પામવા, ગ્લાનિ પામવા તથા ફરવા લાગ્યા મત્ત હાથીની પેઠે વેગળા રહેલા શત્રુઓના સૈન્યને બોલાવતા દ્રોણાચાર્યને જેવી રીતે દાનવો ઇદ્રને જીતવા ઇચ્છતા ન હતા તેવી રીતે જીતવા પણ ઇચ્છતા ન હતા કેટલાક ઉત્સાહ રહિત, કેટલાક મનસ્વી પુરૂષો ક્રોધયુક્ત કેટલાક વિસ્મય પામેલા અને કેટલાક અમર્ષવાન થયા કેટલાક રાજાઓ હાથવડે હાથના અગ્ર ભાગને પીસવા લાગ્યા, કેટલાક ક્રોધ યુક્ત થયેલા દાતવડે ઓઠ પીસવા લાગ્યા, કેટલાક આયુધોને ફેકવા લાગ્યા, કેટલાક ભુજાઓને ઠોકવા લાગ્યા, અને બીજાઓ મહા બળવાન આત્માને તજી દ્રોણાચાર્ય પ્રત્યે જવા લાગ્યા હે રાજેદ્ર ! વિશેષેકરી દ્રોણાચાર્યના બાણોવડે

પીડા પામેલા અત્યંત વેદનાયુક્ત પંચાલ યોદ્ધાઓ યુદ્ધમાં સજ્જ થતા હતા. રણભૂમિ વિષે વિરાટ અને દ્રુપદરાજા દ્રોણાચાર્ય પ્રત્યે ગયા.

હે વિશાંપતે ! તેવી રીતે વળી સંગ્રામમાં ફરતા અત્યંત યુદ્ધમાં દુઃખેકરી જીતાય એવા તે દ્રોણાચાર્ય પ્રત્યે દ્રુપદ રાજાના ત્રણે પ્રપુત્રો અને મહા ધનુર્ધારી ચેદિદેશના યોદ્ધાઓ પણ ગયા. તે સમયે યુદ્ધમાં દ્રુપદ રાજાના ત્રણેય પુત્રોના પ્રાણને ત્રણ તીક્ષ્ણ બાણોએકરી દ્રોણાચાર્યે હર્યા અને હણેલા તેઓ પૃથ્વી વિષે પડ્યા. ત્યાર પછી ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યે ચેદિ, કેકય, સૃંજય અને સર્વ મહારથિ મત્સ્ય યોદ્ધાઓને જીત્યા. તે વખતે દ્રુપદ રાજા ક્રોધથી બાણવૃષ્ટિ કરવા લાગ્યા. હે મહારાજ ! આ મહા યુદ્ધમાં વિરાટ રાજા પણ દ્રોણાચાર્ય પ્રત્યે બાણવૃષ્ટિ કરવા લાગ્યા. તે બાણવૃષ્ટિને ક્ષત્રિયોને નાશ પમાડનારા દ્રોણાચાર્યે હણી, બાણોવડે વિરાટ અને દ્રુપદ બેઉને ઢાંકી દીધા. સંગ્રામના અગ્ર ભાગમાં દ્રોણાચાર્યથી ઢંકાતા તેઓ ક્રોધ યુક્ત થઇ દ્રોણાચાર્યને બાણોવડે વિંધવા લાગ્યા. તે સમયે હે મહારાજ ! ક્રોધ અને અમર્ષ યુક્ત દ્રોણાચાર્યે અતિ તીક્ષ્ણ બે ભલ્લબાણોવડે પરમ ક્રોધ પામેલા તે બેના બે ધનુષને કાપ્યાં ત્યારે કોપ પામેલા વિરાટ રાજાએ યુદ્ધમાં દ્રોણાચાર્યના વધની ઇચ્છાવડે દશ તોમર અને દશ બાણ નાખ્યા તથા ક્રોધ પામેલા દ્રુપદ રાજાએ મોટા સર્પ સમાન કાંતિવાળી, ભયંકર, સુવર્ણવડે શોભિત લોઢાની શક્તિને દ્રોણાચાર્યના રથ પ્રત્યે ફેંકી. તે સમયે દ્રોણાચાર્યે અતિ તીક્ષ્ણ ભાલાઓવડે તે દશ તોમરોને કાપી બાણોવડે સુવર્ણ અને વૈડૂર્ય મણિવાળી શક્તિને પણ કાપી નાખી. પછી શત્રુને મારનાર તેમણે અત્યંત પાએલા બે ભલ્લબાણોવડે દ્રુપદ અને વિરાટ રાજાને મૃત્યુ પાસે મોકલ્યા. તે વખતે વિરાટ, દ્રુપદરાજા, કેકય, ચેદિ, મત્સ્ય, પંચાલ યોદ્ધાઓ અને દ્રુપદ રાજાના શૂરા ત્રણ પૌત્રોના હણાવાથી તે દ્રોણાચાર્યના કર્મને જોઈ કોપ અને દુઃખયુક્ત મોટા મનવાળા ધૃષ્ટદ્યુમ્ને રથિ પુરૂષોના મધ્યમાં સમ ખાધા કે, આજ જે હું, તેને દ્રોણાચાર્ય પરાભવ પમાડે અને હું તેનો શત્રુ દ્રોણાચાર્ય મુક્ત થાય તો ભલે તે હું ઇષ્ટાપૂર્તાદિ ક્ષત્રિયધર્મ અને બ્રાહ્મણ્યથી રહિત થાઉં. એવી રીતે તેણે સર્વ ધનુર્ધારિઓના મધ્યમાં પ્રતિજ્ઞા કરી. પછી પરશત્રુને હણનારો પંચાલ દેશના રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન જ્યારે સૈન્ય સહિત દ્રોણાચાર્ય સામે આવ્યો અને એક તરફથી પંચાલ યોદ્ધાઓ પાંડવો સહિત દ્રોણાચાર્યને પીડવા લાગ્યા ત્યારે બીજી તરફથી દુર્યોધન, કર્ણ, સુબલપુત્ર શકુનિ અને મુખ્ય મુખ્ય દુર્યોધનના સહોદર ભાઇઓ તે સર્વ યુદ્ધમાં દ્રોણાચાર્યની રક્ષા કરતા હતા. એ રીતે તે સર્વ મહારથિઓએ રક્ષેલા દ્રોણાચાર્યને યત્ન કરતા એવા પણ પંચાલ યોદ્ધાઓ સામું જોવા શક્તિમાન થતા ન હતા. હે મારિષ ! તે સમયે પુરૂષશ્રેષ્ઠ ભીમસેન ધૃષ્ટદ્યુમ્ન ઉપર ક્રોધ પામ્યો અને એને ઉગ્ર વાણીવડે દુઃખ દેવા લાગ્યો. ભીમસેન કહે છે-દ્રુપદના કુળમાં ઉત્પન્ન થએલો સર્વ અસ્ત્રયુક્ત પુરૂષોમાં ઘણાં અસ્ત્રોને જાણનાર જ્ઞાનવાળો કયો ક્ષત્રિય પ્રાપ્ત થએલા શત્રુને જોયા કરે ? અને કયો પુરૂષ પિતા અને પુત્રના વધને પામી શત્રુને પાળે ? તેમાં પણ વિશેષે કરી રાજાઓની સભામાં સમ ખાઇ કોણજ પાળે ? અગ્નિની પેઠે પોતાના તેજવડે વૃદ્ધિ પામેલા બાણ અને ધનુષરૂપી કાષ્ઠવાળા આ દ્રોણાચાર્ય તેજેકરી ક્ષત્રિયોને બાળે છે અને પાસે પાંડવોની સેનાને શેષ રહિત કરે છે માટે તમે ઉભા રહેલા મારા કર્મને જુઓ અને હુંજ દ્રોણાચાર્ય સામે જાઉં છું. એ રીતે કહી ક્રોધ પામેલો ભીમસેન પૂર્ણ વિસ્તારવાળાં નાખેલા બાણોવડે તમારી સેનાને

નસાડતો એવો દ્રોણાચાર્યના સૈન્યપ્રત્યે પેઠો અને ધૃષ્ટદ્યુમ્ન પણ મોટી સેના પ્રત્યે પેસી રણભૂમિમા દ્રોણાચાર્ય સામે ગયો તે વખતે સકુલ મોટુ યુદ્ધ થયુ કે જેના સરખુ પૂર્વે જોયેલુ પણ નથી અને કદાપિ સાભળેલુ પણ યુદ્ધ નથી હે સજય રાજન્! જેવી રીતે સૂર્યોદય સમયે મોટો સગ્રામ થયો હતો, રથસમૂહો ભેગા થએલા દેખાતા હતા, મનુષ્યોના શરીરો હણેલા તથા પડેલા હતા, કેટલાક યોદ્ધાઓ બીજે ઠેકાણે જતા હતા તેઓને માર્ગમા બીજાઓ પીડિત કરતા હતા, કેટલાક વિમુખ થનારાઓને પાછળથી લગાવતા હતા, અને કેટલાકને પડખેથી હણતા હતા તેવી રીતે અતિ ભયકર તે સકુલ યુદ્ધ થયુ એ પછી ક્ષણ વારમા સૂર્ય પ્રાત કાલની સધ્યાને પ્રાપ્ત થયો

विमुखा॰ पृष्ठतश्चान्ये ताडयन्ते पार्श्वतः परे ।
नथासं सक युद्ध तद्भवद्भृश दारुण ॥
अथ संध्या गत सूर्यः क्षणेनसमपद्यत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि संकुलयुद्धे षडशीत्यधिकशततमो ऽध्यायः ॥ १८६ ॥

## અધ્યાય ૧૮૭ મો. નકુલે કરેલો સંગ્રામ.

संजय उवाच—ते तथैव महाराज दशितारण मूर्धनि ॥
सध्यागतं सहस्रां शुमादित्यमुपतस्थिरे ॥ १ ॥

સજય કહે છે—હે મહારાજ! રણભૂમિના અગ્ર ભાગમા એકઠા થએલા તેઓ તેવી રીતેજ સધ્યાકાળને પામેલા જેનો ઉદય નજીક છે એવા સૂર્યની સ્તુતિ કરતા હતા જ્યારે તપેલા સુવર્ણના સરખી કાતિવાળા સૂર્ય ઉદય પામ્યા અને લોક પ્રકાશિત થયા ત્યારે પાછુ યુદ્ધ થયુ હે ભારત! સૂર્યોદયની પહેલા રણભૂમિમા જે ભેગા મળેલા હતા તે જ સૂર્ય ઉદય પામ્યા ત્યારે સામસામા પાછા યુદ્ધમા આસકત થયા રથો સાથે રથો, ઘોડા ઘોડાઓ સાથે, હાથી સાથે હસ્તિઓ, પાયદળો સાથે પણ હસ્તિઓ, તેમ ઘોડાઓ સાથે ઘોડા અને પાયદળો સાથે પાયદળ સમાગમ પામ્યા તેવી રીતેજ હે ભરતશ્રેષ્ઠ! રથિઓ રથિઓ સાથે મળેલા અને ન મળેલા હાથીવાળાઓ હાથીવાળાઓ સાથે મળેલા અને ન મળેના એવા યોદ્ધાઓ યુદ્ધમા ભળ્યા રાત્રિ વિષે જેઓએ યુદ્ધ કર્મ કરેલુ છે એવા થાકેલા સૂર્યના તેજવડે ક્ષુધા અને તૃષાવડે વ્યાપ્ત જેઓના અગ છે એવા તે ઘણા યોદ્ધાઓ ભાન વગરના થયા હે રાજન્! શખ, ભેરી અને મૃદગોનો, ગર્જના કરતા હસ્તિઓનો અને કપાવી ખેચેલા શબ્દ કરતા ધનુષનો શબ્દ આકાશને સ્પર્શ કરનારો થતો હતો હે ભરતશ્રેષ્ઠ! દોડતા પાયદળોનો, પડતા શસ્ત્રોનો, શબ્દ કરતા ઘોડાઓનો અને પ્રવૃત્ત થતા શોર બકોર અને ગર્જના કરતા રથિઓનો અતિ વૃદ્ધિ પામેલો સકુલ મોટો શબ્દ આકાશ પ્રત્યે જતો હતો વળી તે યુદ્ધ ઘણુ સકુલ થયુ હતુ જૂદા જૂદા આયુધોવડે કપાએલા ચેષ્ટા કરતા સૈનિકોનો ઘણો આતુર શબ્દ પૃથ્વી વિષે સભળાતો હતો તેમજ પડતા અને નાશ પામતા પાયદળ, ઘોડા, રથિ અને હાથીઓનો મોટો શબ્દ સભળાતો હતો, તેથી તે યુદ્ધ અભયકર થયુ હતુ જ્યારે

તે સર્વ સૈન્યો ભેગા થએલા હતા ત્યારે અનેક પોતાના યોદ્ધાઓ પોતાનાઓને, પારકાઓ પોતાનાઓને, પોતે શત્રુઓને અને શત્રુઓ પોતાનાને મારતા હતા શૂરાઓના બાહુવડે નાશ પામેલા ઘોડા, યોદ્ધા અને હસ્તિઓ વિષે વીર પુરૂષોના હાથવડે ઉગામેલા અને કાપેલા ખડ્ગોના સમૂહો જેવી રીતે વસ્ત્રોને સાફ કરવાના સ્થાનકો વિષે વસ્ત્રોના સમૂહ દેખાય તે પ્રમાણે દેખાતા હતા અને તેઓનો શબ્દ જે રીતે ધોવાતા વસ્ત્રોનો શબ્દ થાય તે રીતે થતો હતો એક ધારવાળાં ખડ્ગો, તોમરો અને પરશ્વધોવડે અતિ દારૂણ મળેલુ તે ઉત્તમ યુદ્ધ થતું હતું. શૂર પુરૂષો હાથી અને ઘોડાઓના શરીરથી થએલી મનુષ્યોના દેહરૂપી પ્રવાહવાળી, શસ્ત્રરૂપી મત્સ્યોવડે અતિ સપૂર્ણ, માસ ને શોણિતરૂપી કાદવવાળી, પીડિત શબ્દરૂપી શબ્દ-વાળી, પતાકા ને શસ્ત્રરૂપી ફીણવાળી અને પરલોક વિષે પ્રવાહવડે જનારી નદીને પ્રવર્તાવતા હતા શર અને શક્તિઓવડે પીડિત, ગ્લાનિ પામેલા રાત્રિવડે મોહિત તથા અલ્પ ચેતનાવાળા હાથી અને ઘોડાઓ સર્વ શરીરને સ્થિર કરી રહ્યા હતા તે તે ઠેકાણે બહુ વિચિત્ર કવચ, સુંદર કુડળવાળા મસ્તક અને યુદ્ધની સામગ્રીવડે તથા બીજા સામાનોવડે યોધ્ધાઓ શોભતા હતા. તે સમયે મરેલા અને અર્ધ મરેલા રાક્ષસોના સમૂહોવડે યુક્ત સઘળી રણભૂમિ પ્રત્યે રથમાર્ગ રહ્યો ન હતો રથના ચક્રો ખુચી જતા હતા તેથી બળેકરી પગાણે થાકી ગએલા ધ્રુજતા અને બાણોવડે પીડા પામેલા ઘોડાઓ ચાલતા હતા ઉત્તમ કુળ, ધૈર્ય અને બળેકરી યુક્ત તથા હાથિની ઉપમા અપાય એવા પણ ઘોડાઓ પરાણે ચાલતા હતા હે ભારત! દ્રોણાચાર્ય અને અર્જુન એ બે વગર તે સઘળુ સૈન્ય વિહ્વલ, અતિ મોહિત, ભયયુક્ત અને આતુર થયુ હતુ તે બેઉ પીડિત પુરૂષોના આશ્રયરૂપ અને ભયને વધારનારા થયા હતા. તે બેઉને જ પામી બીજાઓ યમ રાજાના સ્થાન પ્રત્યે જતા હતા કૌરવોનુ મોટુ સૈન્ય વ્યા-કુળ થયુ હતુ અને કાળની ક્રીડાના સ્થાનક સરખુ ભીરૂ પુરૂષોના ભયને વધારનારૂ મળેલુ પંચાલ યોધ્ધાઓનુ સૈન્ય કશુ પણ જણાતુ ન હતુ હે રાજન્! પૃથ્વી વિષે રાજવંશમા થએલાઓનો ઘણો ક્ષય થતો હતો, તે વખતે કર્ણને, દ્રોણાચાર્યને, અર્જુનને, યુધિષ્ઠિરને, ભીમસેનને, નકુળને, સહદેવને ધૃષ્ટદ્યુમ્નને, સાત્યકિને, દુશાસનને, દ્રોણપુત્ર અશ્વત્થામાને, દુર્યોધન તથા શકુનિને, કૃપાચાર્યને, મદ્રરાજ શલ્યને, કૃતવર્માને, બીજાઓને, પૃથ્વીને, દિશાઓને કે આકાશને પણ અમે દેખતા ન હતા. ફકત સૈન્ય અને રજવડે યુક્ત ભેગા થએલાઓને દેખ-તા હતા, જ્યારે સભ્રમવાળો સકુલ ઘોર રજરૂપી મેઘ ઉત્પન્ન થયો હતો ત્યારે યોધ્ધાઓ જેવી રીતે પ્રાપ્ત થએલી બીજી રાત્રિને માને તેવી રીતે માનતા હતા અને કૌરવો, પચાલ યોધ્ધાઓ અને પાડવો ઓળખાતા ન હતા, તેમ દિશા આકાશ તથા સમવિષમ પૃથ્વી જણા-તી ન હતી હાથના સ્પર્શને પામેલા પોતાનાને કે પારકાઓને ઓળખતા ન હતા. તે સમયે યુધ્ધમા જયને ઇચ્છનારા પુરૂષો પોતાનાને અને પારકાને હણતા હતા રજના ઉડવાથી અને લોહીના સ્રવવાથી તથા વાયુની શીઘ્રતાથી પૃથ્વીનુ રજ શમી જતુ હતુ અને ત્યા રૂધિર વડે ભીંજાએલા હાથી, ઘોડા, યોધ્ધા, રથિઓ અને પાયદળો, પારિજાત ઝાડના વનો જેમ શોભે તેમ શોભતા હતા તે વખતે દુર્યોધન, કર્ણ, દ્રોણાચાર્ય અને દુશાસન એ ચાર રથિઓ ચાર પાડવો સાથે લડવા તૈયાર થયા ભાઇ સહિત દુર્યોધન, નકુળ સહદેવ સાથે સજ્જ થયો, ભીમસેન સાથે રાધાપુત્ર કર્ણ અને ભરદ્વાજપુત્ર દ્રોણાચાર્ય સાથે અર્જુન સજ્જ થયો તે ઘોર મોટા આશ્ચર્યને સર્વ ચોતરફથી જોવા લાગ્યા વિચિત્ર તે રથમાર્ગોવડે, દિવ્ય વિચિત્ર રથોવડે સકુલ એવા ઉગ્ર રથિઓના સમાગમને અને વિચિત્ર

યુધ્ધ કરનારાઓના વિચિત્ર યુધ્ધને રથિ પુરૂષો જોતા હતા યત્ન કરતા પરાક્રમી, પરસ્પર જીતવાને ઇચ્છતા સૂર્ય સરખા રથો પ્રત્યે બેઠેલા તે શ્રેષ્ઠ પુરૂષો જેવી રીતે વર્ષાકાળે મેઘ વર્ષે તેવી રીતે બાણવૃષ્ટિ કરતા હતા અને જે પ્રમાણે ચળકતી વિજળીવાળા શરત્કાળના વાદળાઓ શોભે તે પ્રમાણે શોભતા હતા હે મહારાજ ! ક્રોધ અને અમર્ષયુક્ત સ્પર્ધાવાળા મહા ધનુર્ધારી યત્ન કરનારા તે યોધ્ધાઓ જે રીતે મત્ત હાથી અને સાંઢ, મત્ત હાથી તથા સાંઢ સામા જાય તે રીતે એક બીજા સમીપ જતા હતા તે સમયે કોપેલા હાથ, પગ, કુંડળ સહિત મસ્તક ધનુષ વિશિખ, પ્રાસ, ખડ્ગ, પરશુ, પટ્ટિશ, નાલીક હલકા નારાચ, નખ, શક્તિ, તોમર અને જૂદા જૂદા પ્રકારવાળા સાફ કરેલા પ્રહાર કરવાના ઉત્તમ બીજા હથિયારો, વિચિત્ર ભાગેલા રથ, હણેલા હાથી, ઘોડા પર્વતની સમાન આકારવાળા તથા જેઓના યોધ્ધા ને ધ્વજ નાશ પામેલા છે એવા ઠાલા રથો, ભય પામેલા, તે તે ઠેકાણે ખેંચતા વાયુપેઠે જનારા હણેલ શૃગાવડે શોભિત ઘોડા, વીંઝણા કવચ શત્રુઓએ પાડેલા ધ્વજ છત્ર આભૂષણ વસ્ત્ર, પુષ્પોવડે સુગંધીયુક્ત હાર કિરીટ મુકુટ ઉષ્ણીશ ઘુત્રરીઓના સમૂહ, છાતી વિષે રહેલા મણિ નિષ્ક અને ચૂડામણિઓવડે યુધ્ધ થયુ હતુ તે જેમ તારાગણે કરીને આકાશ શોભે તેમ શોભતુ હતુ અને હે રાજન્ ! કાળ આવ્યા વગર મનુષ્યોના દેહનો ભેદ જરૂર કરી થતો નથી, તેથી એકી વખતે સર્વ મહારથિઓ તે યુધ્ધમા નાશ પામતા ન હતા તે પછી અમર્ષ અને ક્રોધવાળા નકુળ સાથે અમર્ષ અને ક્રોધયુક્ત એવા દુર્યોધનનો સમાગમ થયો. તે વખતે હજારો બાણને વર્ષાવનાર હર્ષયુક્ત માદ્રીપુત્ર નકુળે તમારા પુત્રને જમણી તરફ કર્યો તે સમયે મોટો નાદ થયો હે મહારાજ ! યુધ્ધમા તમારા ભત્રિજા અતિ અમર્ષવાળા નકુળે અપસવ્ય કર્યું તે તમારા પુત્ર રાજા દુર્યોધને સહન કર્યું નહિ અને તેને પણ જમણી તરફ કર્યો ફરીને જલદી અપસવ્ય સામુ કરવાને ઇચ્છતા તમારા પુત્રને વિચિત્ર માર્ગને જાણનાર તેજસ્વી નકુળ વારવા લાગ્યો અને સર્વ તરફથી એને નિવારી બાણ સમૂહવડે પીડતાં તેને વિમુખ કર્યો તે કર્મને સર્વ સૈનિકો વખાણવા લાગ્યા અને નકુળ સર્વ દુઃખોને તથા તમારા તે દુષ્ટ વિચારને સંભારી તમારા પુત્રને 'ઉભો રહે, ઉભો રહે' એમ કહેવા લાગ્યો

विमुखं नकुलश्चक्रे तत्सैन्याः समपूजयन् ।
तिष्ठतिष्ठेति नकुलो बभाषे तनयं तव ॥
सस्मृत्य सर्वे दुःखानि तव दुर्मंत्रितं च तत् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणवधपर्वणि नकुलयुद्धे गुर्जरभाषायां सप्ताशीत्यधिकशततमोऽध्यायः ॥ १८७ ॥

## અધ્યાય ૧૮૮ મો. સહદેવે કરેલું પરાક્રમ.

संजय उवाच—ततो दुःशासनः क्रुद्धः सहदेवमुपाद्रवत् ।
रथवेगेन तीव्रेण कम्पयन्निव मेदिनीम् ॥ १ ॥

સંજય કહે છે-તે વખતે ક્રોધ પામેલો દુઃશાસન ઉગ્ર એવા રથના વેગેકરી પૃથ્વીને કંપાવતો હોય નહિ તેમ સહદેવ પ્રત્યે દોડયો સમીપ આવતા દુઃશાસનના સારથિના

મસ્તકને શિરસ્ત્રાણ સહિત ભલ્લ બાણેકરી શત્રુને મારનારા માદ્રીપુત્ર સહદેવે જલદી કાપી નાખ્યુ સહદેવે શીઘ્રતાથી જેનુ મસ્તક કાપેલુ છે એવા સારથિને દુઃશાસન કે કોઇ પણ સૈનિક જાણતો ન હતો. જ્યારે ન ઝાલી રખાવાથી ઇચ્છા પ્રમાણે ઘોડા ચાલવા લાગ્યા, ત્યારે દુઃશાસને સારથિને ચેતના રહિત જાણ્યો પછી ઘોડા હાંકવામા કુશળ ( ઘોડેસ્વાર ) રથિઓમા શ્રેષ્ઠ પોતે યુધ્ધમા ઘોડાઓને ઝાની શીઘ્રતાથી વિચિત્ર અને સુંદર યુધ્ધ કરવા લાગ્યો. સગ્રામ વિષે સારથિ રહિત રથવડે દુઃશાસન નિર્ભય પુરૂષની પેઠે ફરવા લાગ્યો તે એના કર્મને પોતાના અને પારકા પણ યુધ્ધમા વખાણવા લાગ્યા સહદેવ ઘોડાઓ પ્રત્યે તીક્ષ્ણ બાણવૃષ્ટિ કરવા લાગ્યો ત્યારે બાણોવડે પીડા પામતા તે ઘોડાઓ જલદી તે તે ઠેકાણે દોડવા લાગ્યા. તે વખતે દુઃશાસન રશ્મિ વિષે આસક્તપણાથી ધનુષને મૂકી દેવા લાગ્યો અને પાછો ધનુષવડે ફરતો એવો રશ્મિને ( ઘોડાની રાશને ) મૂકી દેવા લાગ્યો તે છિદ્રો વિષે તે પ્રત્યે માદ્રીપુત્ર સહદેવ બાણવૃષ્ટિ કરવા લાગ્યો તે વખતે તમારા પુત્રને ઇચ્છનારો કર્ણ તેઓના વચમા પડયો તેને સાવધાન ભીમસેને કાન સુધી ખેચેલા ત્રણ ભલ્લ બાણોવડે બે બાહુ અને છાતી વિષે પ્રહાર કરી શબ્દ કર્યો, ત્યારે દબાયેલા સર્પની પેઠે તે પાછો વળ્યો અને તીક્ષ્ણ બાણોને નાખતા એવા ભીમસેનને વારવા લાગ્યો તે સમયે ભીમસેન અને રાધાપુત્ર કર્ણનુ સકુલ યુદ્ધ થયુ અને તે બેઉ સાંઢની પેઠે શબ્દ કરતા જેના નેત્રો ચઢેલા છે એવા પરસ્પર ક્રોધ પામેલા ઘણા વેગેકરી સામા જતા હતા સમીપ મળેના યુદ્ધમા કુશળ એવા તે બેના બાણો વિચ્છિન્ન થયા ત્યારે ગદા યુદ્ધ થયુ અને હે રાજન્ ! ભીમસેને ગદાવડે કર્ણના રથના કુબડાને સો પ્રકારે ભેદ્યો, તે જે પ્રમાણે આશ્ચર્ય હોય તેમ થયુ તે પછી બળવાન રાધાપુત્ર કર્ણે ભીમસેનની તેજ ગદાને લેઇ તેના રથ પ્રત્યે ફેકી તે ગદાને ગદાવડે ભીમસેને ભેદી, તે વખતે ફરી મોટી ગદાને અધિરથપુત્ર કર્ણ પ્રત્યે ફેકી તેને કર્ણે સુદર પુખવાળા, અતિ તીક્ષ્ણ, ઘણા બાણોવડે વિંધી પાછા બીજા બાણોવડે વિંધી, કર્ણના બાણોએ વિંધેલી તે ગદા મંત્રે કરી દુઃખ પામેલી નાગણીની પેઠે ભીમસેન તરફ પાછી ગઈ તે ગદાના પડવાથી ભીમસેનનો મોટો ધ્વજ પડયો અને એનો સારથિ ગદાવડે હણેલો મોહ પામ્યો પછી ક્રોધ પામેલા કર્ણે આઠ બાણ નાખ્યા તેને હે ભારત ! મહા બળવાન શત્રુના શૂરા પુરૂષોને મારનારા ભીમસેને તીક્ષ્ણ કરેલા ને સ્વભાવથી તીક્ષ્ણ એવા બાણોવડે કાપ્યા, અને હે ભારત ! હસતો હોય તેમ રહેલો એવો ભીમસેન તેણે ધ્વજ, ધનુષ અને હાથના મોજાને કાપી નાખ્યા રાધાપુત્ર કર્ણે પણ સહન ન થાય તેવા સુવર્ણ પૃષ્ઠવાળા બીજા ધનુષને લેઇ ફરીને પણ રથના બાણોવડે ભીમસેનના કાબરચિત્રા ઘોડાને અને બે પડખાના સારથિને જલદી હણ્યા જેનો રથ નાશ પામેલો છે એવો ભીમસેન જે રીતે સિંહ પર્વતના શિખર ઉપર ચઢી જાય તેમ નકુળના રથ ઉપર ચઢી ગયો હે રાજેદ્ર ! તેમજ મહારથિ ગુરૂ શિષ્ય, યુદ્ધમા જેઓએ પ્રહાર કરેલો છે એવા દ્રોણાચાર્ય અને અર્જુન વિચિત્ર યુદ્ધ કરતા હતા, તથા બાણના શીઘ્ર નાખવાવડે, સાધવાવડે અને રથોના ચાલવાવડે મનુષ્યોના નેત્ર અને મનને મોહ પમાડતા હતા હે ભરતશ્રેષ્ઠ ! તે સર્વ યોદ્ધાઓ પૂર્વે ન જોએલા ગુરૂ શિષ્યના તે યુદ્ધને જોતા એવા વિરામ પામ્યા હતા સેનાના મધ્યમા વિચિત્ર રથ માર્ગોએ કરી તે બે શૂરાઓ તે સમયે પરસ્પર અપસવ્ય કરવા ઇચ્છતા હતા તે એના પરાક્રમને અતિ વિસ્મય પામેલા તે યોદ્ધાઓ જોતા હતા હે મહારાજ ! જે પ્રમાણે ગગન વિષે માસ માટે બે બાજ પક્ષિનું યુદ્ધ થાય તે પ્રમાણે દ્રોણાચાર્ય અને પાંડવ અર્જુનનુ મોટુ યુદ્ધ થતુ હતુ કુંતિપુત્ર અર્જુ-

નને જીતવાની ઇચ્છાવડે જે જે કર્મ દ્રોણાચાર્ય કરતા હતા, તે તે તેમના કર્મને હસતો હોય તેમ પાંડુપુત્ર અર્જુન જલદી હણતો હતો જ્યારે દ્રોણાચાર્ય પાડવ અર્જુનને ભેદવા સમર્થ ન થયા, ત્યારે અસ્ત્ર માર્ગ વિષે કુશળ દ્રોણાચાર્યે ઇન્દ્રના, શિવના, ત્વષ્ટાના, વાયુના અને વરુણના અસ્ત્રને પ્રકટ કર્યું દ્રોણાચાર્યના ધનુષથી જે બાણ પડતુ હતુ તેને ધનજય નાશ પમાડતો હતો જ્યારે તેના અસ્ત્રોને વિધિ પ્રમાણે પાડુપુત્ર અર્જુન અસ્ત્રોવડે હણવા મડયો, ત્યારે દ્રોણાચાર્ય ઉત્તમ દિવ્યઅસ્ત્રવડે વૃષ્ટિ કરવા લાગ્યા દ્રોણાચાર્ય જે જે અસ્ત્રને જીતવાની ઇચ્છાવડે કુતિપુત્ર સામે નાખતા હતા તે તે અસ્ત્રના નાશ માટે અર્જુન તે તે નામવાળા અસ્ત્રને નાખતો હતો, પછી વિધિ પ્રમાણે દિવ્ય અસ્ત્રોને પણ અર્જુને નાશ પમાડયાં ત્યારે દ્રોણાચાર્ય અર્જુનને મનવડેજ વખાણવા લાગ્યા અને હે ભારત ! પૃથ્વી વિષે સર્વ શસ્ત્રોને જાણનારા પુરૂષોથી અધિક એવા તે શિષ્યવડે પરતપ દ્રોણાચાર્ય આત્માને અધિક માનવા લાગ્યા તેવી રીતે મહાત્માઓના મધ્યમા અર્જુને વારણ કરેલા યત્ન કરતા એવા દ્રોણાચાર્ય હસતા હસતા પ્રીતિવડે અર્જુનને વારતા હતા તે સમયે જોવાની ઇચ્છાવડે અતરિક્ષમા હજારો દેવ, ગધર્વ, ઋષિઓ ને સિધ્ધ ચારણસમૂહો સ્થિર થઇ રહ્યા હતા, અને જેવી રીતે ઘણા મેઘ-વડે આકાશ શોભિત થાય તેવી રીતે અપ્સરાઓવડે યુક્ત અને યક્ષ ગધર્વોવડે સકુલ શોભા-યમાન અતરિક્ષ થયુ હતુ હે નરાધિપ ! તે વખતે દ્રોણાચાર્ય અને કુતિપુત્ર અર્જુનની સ્તુ-તિ યુક્ત એવી આકાશવાણી વારવાર થવા લાગી અને તે સાભળી જ્યારે નાખેલા અસ્ત્રો દશ દિશાઓને બાળવા લાગ્યા ત્યારે આવેલા સિદ્ધ અને ઋષિયો બોલ્યા કે—જરૂર આ મનુ-ષ્યનુ, અસુરનુ, દેવનું કે ગધર્વનુ યુદ્ધ નથી, પણ આ ઉત્તમ બ્રહ્મ યુધ્ધ છે આ અચબો ઉપજાવે એવુ આશ્ચર્ય છે અને એ અમારૂ જોએલુ અને સાભળેલુ પણ નથી પાડવ અર્જુ-નને ઉલ્લઘન કરી દ્રોણાચાર્ય રહ્યા છે અને દ્રોણાચાર્યને ઉલ્લઘન કરી પાડુપુત્ર અર્જુન રહ્યો છે, આ બેનું અતર જોવા બીજા કોઇએ પણ શકિતમાન થવાય તેમ નથી જો શિવ આત્મા-વડે આત્માને બે પ્રકારે કરી યુધ્ધ કરે તો તેને વિષે આની ઉપમા કરી શકાય પણ બીજે ઠેકાણે તો કરી શકાય તેમ નથી દ્રોણાચાર્ય વિષે જ્ઞાન અધિક રહ્યુ છે અને પાડુપુત્ર અર્જુન વિષે જ્ઞાન અને યોગ રહ્યો છે, તેમ દ્રોણાચાર્ય વિષે શૌર્ય અધિક રહ્યુ છે અને પાડવ અર્જુન વિષે બળ અને શૌર્ય રહ્યું છે (સારાશ કે આચાર્ય, જ્ઞાન અને શૌર્યના અવધિરૂપ છે અને અર્જુન યોગ ને બળેકરી અધિક છે તેથી આચાર્યની તુલ્ય છે) યુધ્ધમા શત્રુઓએ મહા ધનુર્ધારી આ બેઉને હણી શકાય તેમ નથી અને જો આ બે ઇચ્છે તો દેવ સહિત એવા જગતને પણ હણી શકે, હે મહારાજ ! પુરૂષશ્રેષ્ઠ એવા તે બેઉને જોઇ એવી રીતે અતર્ધાન પામેલા અને પ્રકાશ પામેલા પ્રાણિઓ સર્વ તરફ કહેતા હતા ત્યાર પછી મહા બુધ્ધિમાન રણભૂમિમા કુતિપુત્ર અર્જુનને અને અતર્ધ્યાન પામેલા પ્રાણિઓને સતાપ પમાડતા એવા દ્રોણાચાર્યે બ્રહ્માસ્ત્રને પ્રકટ કર્યું તે સમયે પૃથ્વી, પર્વત, વન અને વૃક્ષો સહિત પૃથ્વી ચલિત થઇ વાયુ વિષમ વાવા લાગ્યો અને સમુદ્રો ક્ષોભ પામ્યા (ઉછળવા લાગ્યા) મહાત્મા દ્રોણાચાર્યે અસ્ત્ર ઉત્પન્ન કર્યું તેથી કુરૂ અને પાડવની સેના વિષે અને સર્વ પ્રાણિઓ વિષે મોટો ભય ઉત્પન્ન થયો તે વખતે હે રાજેન્દ્ર ! સભ્રમ રહિત એવા અર્જુને તે અસ્ત્રને બ્રહ્માસ્ત્રે કરી-નેજ નાશ પમાડયુ ત્યારેજ સર્વે શાત થયુ જ્યારે તે બેઉમાથી એકનો પણ પાર પામતો ન હતો ત્યારે તે યુધ્ધને સકુલ યુધ્ધવડે વ્યાકુળ કર્યું હે વિશાપતે ! ફરીને પણ સગ્રામ વિષે દ્રોણાચાર્ય અને પાડુપુત્ર અર્જુનનું સકુલ યુધ્ધ થવાથી કશુએ જણાતું ન હતું અને

તે સમયે મેઘના સમૂહોની પેઠે બાણોના સમૂહોવડે યુક્ત એવા આકાશ વિષે કોઇ પણ અંતરિક્ષમા ફરનારો જંતુ કે પક્ષી ઉડતો ન હતો

शरजालै. समाकीर्णेमेघजालैरिवाम्बरे ।
नापतच्चतत कश्चिदन्तरिक्षचरस्तदा ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषाया मष्टाशीत्यधिकशततमोऽध्यायः ॥ १८८ ॥

## અધ્યાય ૧૮૯ મો. દુર્યોધન ને સાત્યકિ.

संजय उवाच—तस्मिंस्तथा वर्त्तमाने गजाश्वनरसक्षये ।
दु शासनो महाराज धृष्टद्युम्नमयोधयत् ॥

સજય કહે છે—હે મહારાજ ! જ્યારે હાથી, ઘોડા અને મનુષ્યોનો જેમા નાશ છે એવુ તે યુદ્ધ થતુ હતુ, ત્યારે દુ શાસન ધૃષ્ટદ્યુમ્નની સાથે યુદ્ધ કરવા લાગ્યો દુ શાસનના બાણોવડે પીડિત, સુવર્ણમય રથ પ્રત્યે બેઠેલો ધૃષ્ટદ્યુમ્ન અમર્ષથી તમારા પુત્રના ઘોડા પ્રત્યે બાણવૃષ્ટિ કરવા લાગ્યો તે સમયે હે મહારાજ ! ક્ષણ વારમા તેનો તે રથ, ધ્વજ અને સારથિ સહિત ધૃષ્ટદ્યુમ્નના બાણોવડે વ્યાપ્ત એવો અદૃશ્ય થયો પછી હે રાજેન્દ્ર ! મહાત્મા ધૃષ્ટદ્યુમ્નના બાણ સમૂહોથી પીડિત એવો દુ શાસન તેની આગળ ઉભો રહેવા સમર્થ ન થયો અને ધૃષ્ટદ્યુમ્ન તો બાણોવડે દુ શાસનને વિમુખ કરી હજારો બાણોને નાખતો એવો યુદ્ધમા દ્રોણાચાર્ય પ્રત્યેજ ગયો એ પછી હાર્દિકપુત્ર કૃતવર્મા આવ્યો તેને ધૃષ્ટદ્યુમ્ન અને તેના બે સહોદર ભાઇઓ એ ત્રણ વારવા લાગ્યા. દીપ્ત અગ્નિની પેઠે પ્રકાશવાળા દ્રોણાચાર્યની સમીપ જતા તે ધૃષ્ટદ્યુમ્નની પછવાડે રક્ષા કરતા એવા પુરૂષશ્રેષ્ઠ નકુળ અને સહદેવ ગયા તે વખતે હે રાજન્ ! તે અમર્ષવાળા, બળવાન, શુદ્ધ અત કરણ અને વૃત્તવાળા, જેઓએ સ્વર્ગને આગળ કરેલુ છે એવા સર્વ અતિ મોટા મહારથિઓ મરણને આગળ કરી યુદ્ધ કરતા હતા. વળી હે જનાધિપ ! પરસ્પર જીતવાને ઇચ્છતા, જેના વશ અને કર્મ શુદ્ધ છે એવા, બુદ્ધિમાન, ઉત્તમ ગતિને ઇચ્છનારા યોદ્ધાઓ આર્યયુદ્ધ અને ધર્મયુદ્ધ કરતા હતા તે સમયે અધર્મિષ્ઠ કે ન વખાણવા યોગ્ય એવુ તો યુદ્ધ થતુંજ ન હતુ એ યુદ્ધમા કર્ણી બાણ, નાલીક બાણ, વિષ યુક્ત એવુ બસ્તિક બાણ, સૂચી બાણ, મર્કટાસ્થિમય બાણ, ગવાસ્થિજ બાણ, ગજાસ્થિજ બાણ, બે શલ્યવાળુ મલિન અને વાકુ જનાર બાણ ન હતુ સારા યુદ્ધવડે પરલોકને અને કીર્તિને ઇચ્છનારા સર્વ યોદ્ધાઓ સરળ અને શુદ્ધ એવાજ અસ્ત્રો ધારણ કરતા હતા. તે સમયે હે રાજન્ ! તમારા ચાર યોદ્ધાઓનુ ત્રણ પાડવ યોદ્ધાઓ સાથે સર્વ દોષ રહિત એવુ સકુલ યુદ્ધ થયુ. પછી તમારા તે શૂરા રથિશ્રેષ્ઠ પુરૂષોને નકુળ અને સહદેવ વારેલા જોઇ શીઘ્ર અસ્ત્રવાળો ધૃષ્ટદ્યુમ્ન તો દ્રોણાચાર્ય પ્રત્યે ગયો જેવી રીતે બે પર્વતોમા વાયુ આસક્ત થાય, તેવી રીતે નિવારેલા તે ચાર યોદ્ધાઓ પુરૂષશ્રેષ્ઠ એવા નકુળ અને સહદેવ વિષે સજ્જ થયા. બે બે રથિઓ સાથે રથિશ્રેષ્ઠ તે બે આસક્ત થયા તે વખતે ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યની સમીપ

વર્તવા લાગ્યો હે મહારાજ! દ્રોણાચાર્ય તરફ જતા યુદ્ધમા દુર્મદ એવા ધૃષ્ટદ્યુમ્નને અને નકુળ સહદેવ સાથે આસક્ત થએલા મહારથિઓને જોઇ તરત દુર્યોધન રૂધિરને ખાનારા બાણોને નાખતો નાખતો દોડયો તે પ્રત્યે ઘણી શીઘ્રતાથી સાત્યકિ ફરીને ગયો સર્વ બાલ્યાવસ્થાના આચરણને સભારી પ્રસન્ન થતા, પરસ્પર જોતા, વારવાર હસતા, ભય રહિત અને નરશ્રેષ્ઠ તે બે કુરૂ અને મધુકુળમા થએલા દુર્યોધન અને સાત્યકિ પરસ્પર સમીપ આવી લડવા લાગ્યા એ પછી પોતાના આચરણને સદા નિદનાર એવો રાજા દુર્યોધન પ્રિયસખા સાત્યકિ પ્રત્યે બોલ્યો કે હે સખે! ક્રોધને, લોભને, મોહને, અમર્ષને ક્ષત્રિયોના આચરણને અને છાતીના બળને ધિક્ છે કે જે ઠેકાણે હે શિનિકુળમા ઉત્તમ! તુ મને પ્રહાર કરે છે, અને હુ તને પ્રહાર કરૂ છુ તુ પ્રાણવડે મારો અતિ પ્રિય છે અને હુ તારો નિરતર અતિ પ્રિય છુ જે આપણા બેના બાલ્યાવસ્થાના વૃત્તાત હતા તે સર્વને સભારૂ છુ તો હમણા રણાગણ વિષે આપણા બેના તે સર્વ આચરણ જુના થયા છે હે સાત્વત! જે આજ યુધ્ધ ચાલે છે તે ક્રોધને લોભ વગર શુ છે? તેવી રીતે કહેનાર દુર્યોધન પ્રત્યે તે સમયે પરમ અસ્ત્ર જાણનારો હસતો એવો સાત્યકિ તીક્ષ્ણ બાણોને ઉગામી બોલ્યો કે—હે રાજપુત્ર! હે રાજન્! જે ઠેકાણે ભેગા થએલા આપણે ક્રીડા કરી હતી તે આ સભા કે આચાર્યનુ ઘર નથી અર્થાત્ યુદ્ધ છે દુર્યોધન કહે છે—હે શિનિપુગવ! આપણી બાળપણામા ક્રીડા હતી તે કયા ગઇ અને આ અતિ મોટુ યુદ્ધ કયા આવ્યુ? માટે કાળ અતિ દુખેકરી ઉલ્લધન કરાય એવો છે ધનેકરીને અને ધનની ઇચ્છાવડે કરીને આપણુ શુ કામ થાય એમ છે? જે ઠેકાણે ધનના લોભથી મળેલા આપણે સર્વ યુદ્ધ કરીએ છીએ

સજય કહે છે—તેવી રીતે બોલનાર રાજા દુર્યોધનને માધવ એવો સાત્યકિ કહેવા લાગ્યો કે, આવી રીતે ક્ષત્રિયોનુ નિરતર આચરણ છે કે આ લોકમા ગુરૂઓ પ્રત્યે પણ યુદ્ધ કરે છે, માટે હે રાજન્! જો હુ તારો પ્રિય છુ તો મને માર અને ઘણી વાર કર મા હે ભરતશ્રેષ્ઠ! તારે માટે પુણ્યકારી લોક પ્રત્યે જાઉ માટે જે તારી શક્તિ અને બળ હોય તે જલદી મારા પર દર્શાવ, કારણ કે હુ મિત્રોના તે મોટા દુખને જોવા ઇચ્છતો નથી એ પ્રમાણે સ્પષ્ટ કહી ઉત્તર આપી અવ્યગ્ર એવો સાત્યકિ જલદી સામો ગયો અને તેણે આત્મા વિષે દયા ન કરી હે રાજન્! સામે આવતા મહાબાહુ શિનિપૌત્ર સાત્યકિ પ્રત્યે તમારો પુત્ર ગયો અને બાણવૃષ્ટિ કરવા લાગ્યો તે પછી જેવી રીતે હાથી અને સિંહનુ યુદ્ધ થાય તેવી રીતે પરસ્પર ક્રોધ પામેલા કુરૂશ્રેષ્ઠ અને માધવશ્રેષ્ઠ એવા તે બેનુ ઘોર યુદ્ધ થયુ તેવામા કોપ પામેલા દુર્યોધને પૂર્ણ વિસ્તારી નાખેલા દશ બાણોએકરી યુદ્ધમા દુર્મદ એવા સાત્યકિને વિધ્યો તેવી રીતેજ તેને બાણવૃષ્ટિ કરતા એવા સાત્યકિએ પચાસ બાણોવડે સામો વિધ્યો અને ફરીને રણભૂમિમા ચાળીસ બાણોવડે વિધ્યો હે રાજન્! યુદ્ધમા હસતા એવા તમારા પુત્રે પણ સાત્યકિને કાન પર્યંત ખેચેલા એવા તીક્ષ્ણ ત્રીસ બાણોવડે વિધ્યો અને ક્ષુરપ્રેકરી એના બાણ સહિત ધનુષને બે પ્રકારે કાપી નાખ્યુ તે સમયે હલકા હાથવાળો વીર સાત્યકિ બીજા દૃઢ ધનુષને લેઇ તમારા પુત્ર તરફ બાણ સમૂહને ફેંકવા લાગ્યો હણવાની ઇચ્છાવડે જલદી સમીપ આવતી તે બાણોની પક્તિને રાજા દુર્યોધને બહુ પ્રકારે કાપી નાખી તે સમયે મનુષ્યો બૂમ પાડવા લાગ્યા વેગવાળો દુર્યોધન સુવર્ણ પુખવાળા, શિલાવડે તીક્ષ્ણ કરેલા, કાન પર્યંત ખેચી નાખેલા તોતેર બાણોવડે સાત્ય-

કિને પીડવા લાગ્યો જ્યારે દુર્યોધન બાણ સાધતો હતો ત્યારે સાધેલા બાણવાળા તેના ધનુષને સાત્યકિએ બાણોવડે કાપ્યું અને જલદી તેને વિંધ્યો હે મહારાજ ! સાત્યકિએ અતિ વિંધેલો, વ્યથા પામેલો અને સાત્યકિના બાણોવડે પીડિત એવો તે દુર્યોધન બીજા રથ વિષે ગયો અને શ્વાસ ખાઈ તમારો તે પુત્ર ફરીને સાત્યકિના રથ પ્રત્યે બાણ સમૂહોને ફેંકતો તેની સામે ગયો હે રાજન્ ! તેવી રીતે સાત્યકિ પણ દુર્યોધનના રથ સામે વારંવાર બાણોને ફેંકતો હતો તેથી તે યુદ્ધ સંકુલ થતું હતું વળી જે પ્રમાણે વનમાં અગ્નિ લાગવાથી વાંસના મોટા શબ્દ થાય તે પ્રમાણે મનુષ્યો વિષે વાગતા અને પડતા બાણોનો મોટો શબ્દ થતો હતો તે વખતે તે બેઉના હજારો બાણોવડે પૃથ્વીતલ ઢંકાઈ ગયું હતું, તેમ આકાશ પણ અગમ્ય રૂપવાળું થયું હતું વળી તે સમયે તે બેમાં પણ રથિશ્રેષ્ઠ સાત્યકિને અધિક જાણી તમારા પુત્રને ઇચ્છતો એવો કર્ણ જલદી સમીપ આવ્યો તેને મહા બળવાન ભીમસેન સહન કરી શક્યો નહિ, તેથી ઘણા બાણોને ફેંકતો તે ઉતાવળો કર્ણ સામે ગયો તે સમયે તેના તીક્ષ્ણ બાણોને હણી હસતો હોય તેમ રહેલો એવો જે કર્ણ તેણે બાણોવડે ભીમના ધનુષને તથા બાણોને અને સારથિને કાપી નાખ્યો પછી યુદ્ધમાં અતિ ક્રોધ પામેલા પાંડુપુત્ર ભીમસેને ગદા લેઈ શત્રુ એવા કર્ણના ધ્વજને, ધનુષને અને સારથિને હણ્યો તથા મહા બળવાન એવા તેણે કર્ણના રથચક્રને ભાગી નાખ્યું. ભાગી ગયેલા ચક્રવાળા રથ વિષે પણ કર્ણ મોટા પર્વતની પેઠે કંપ રહિત રહ્યો તે વખતે જેવી રીતે એક ચક્રવાળા સૂર્યના રથને સાત ઘોડાઓ ધારણ કરે છે તેવી રીતે તેના એક ચક્રવાળા રથને ઘોડાઓ ધારણ કરતા હતા સંગ્રામમાં ભીમસેન પ્રત્યે અમર્ષવાળો કર્ણ જૂદા જૂદા શસ્ત્રોવડે અને ઘણા પ્રકારના બાણ સમૂહોવડે યુદ્ધ કરતો હતો તેમ અતિ ક્રોધ પામેલો ભીમસેન પણ સૂતપુત્ર કર્ણ સાથે યુદ્ધ કરતો હતો જ્યારે તેવી રીતે યુદ્ધ થતું હતું ત્યારે ક્રોધ પામેલા ધર્મપુત્ર યુધિષ્ઠિરે પંચાલ યોદ્ધાઓના શ્રેષ્ઠ પુરૂષોને અને પુરૂષોમાં શ્રેષ્ઠ એવા મત્સ્ય યોદ્ધાઓને કહેવા લાગ્યા કે જે અમારા મહારથિ યોદ્ધાઓ અમારા પ્રાણ અને મસ્તકરૂપ છે તે આ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધનના યોદ્ધાઓમાં આસક્ત થયા છે માટે હે પુરૂષશ્રેષ્ઠ યોદ્ધાઓ ! જેવી રીતે મોહ પામેલા ચેતના રહિત પુરૂષ હોય તેમ શું ઉભા રહ્યા છો ? જ્યાં મારા આ રથિ પુરૂષો યુદ્ધ કરે છે ત્યાં ક્ષત્રિયના ધર્મને આગળ કરી જ્વર રહિત એવા તમે સર્વે જાઓ જય અથવા વધ પામેલા પણ તમે ઉત્તમ ગતિને પામશો જો જીતો તો જીતીને ઘણી દક્ષિણાવાળા યજ્ઞોવડે યજન કરજો, અને હણાયા થશો તો દેવાધિન એવા મોટા લોકને પામશો એ રીતે રાજા યુધિષ્ઠિરે પ્રેરેલા તે યુદ્ધ કરનારા શૂરા મહારથિઓ ક્ષત્રિયના ધર્મને આગળ કરી ઉતાવળા દ્રોણાચાર્ય સામે ગયા. એક તરફથી પંચાલ યોધ્ધા તીક્ષ્ણ બાણોવડે દ્રોણાચાર્યને હણતા હતા અને એક તરફથી ભીમસેન જેઓમાં અગ્રેસર છે એવા યોધ્ધાઓ વારતા હતા પાંડુપુત્રોના ત્રણ મહોન્મત્ત મહારથિઓ નકુળ, સહદેવ અને ભીમસેન હતા, તેઓ ધનંજય અર્જુનને બોલાવતા હતા કે—હે અર્જુન ! જલદી દ્રોણાચાર્યથી દૂર જા અને કૌરવો પ્રત્યે દોડ, એટલે પંચાલ યોધ્ધાઓ રક્ષા રહિત એવા ગુરુ દ્રોણાચાર્યને હણશે તેઓએ એમ કહ્યું તે પછી કુંતિપુત્ર અર્જુન જલદી કૌરવો પ્રત્યે દોડયો અને હે ભારત ! દ્રોણાચાર્ય તો જેઓમાં ધૃષ્ટદ્યુમ્ન અગ્રેસર છે એવા પંચાલ યોધ્ધાઓ સામે ગયા અને પાંચમે દિવસે વેગવડે શૂરાઓને મર્દન કરવા લાગ્યા

पञ्चालानेवतु द्रोणो धृष्टद्युम्न पुरोगमान् ॥
प्रमर्द्दस्तरसावीरा. पचमेहनि भारत ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषाया मूननवत्यधिकशततमोऽध्यायः ॥ १८९ ॥

## અધ્યાય ૧૯૦ મો. 'નરો વા કુંજરો વા' વૃત્ત.

सजय उवाच—पञ्चालानां ततो द्रोणोऽप्यकरोत्कदनं महत् ।
यथा क्रुद्धोरणे शक्रो दानवानां क्षयं पुरा ॥

સજય કહે છે—પૂર્વે જે પ્રમાણે રણભૂમિમા ક્રોધ પામેલા ઇન્દ્રે દાનવોનો ક્ષય કર્યો હતો તે પ્રમાણે તે સમયે દ્રોણાચાર્ય પચાલ યોધ્ધાઓનો નાશ કરતા હતા હે મહારાજ ! યુધ્ધમા દ્રોણાચાર્યના અસ્ત્રથી વધ થતા બળવાન મહારથિ શત્રુઓ રણભૂમિ વિષે દ્રોણાચાર્યથી ત્રાસ પામતા ન હતા, પણ હે મહારાજ ! યુધ્ધ કરતા એવા મહારથિ પચાલ અને સૃજય યોધ્ધાઓ યુદ્ધમા દ્રોણાચાર્ય પ્રત્યેજ જતા હતા તે વખતે ચોતરફથી બાણવૃષ્ટિઓવડે ઢકાતા અને વધ પામતા એવા પચાલ યોદ્ધાઓનો ભયકર શબ્દ થતો હતો જ્યારે સગ્રામ વિષે મહાત્મા દ્રોણાચાર્યથી પચાલ યોદ્ધાઓનો વધ થતો હતો અને દ્રોણાચાર્યનુ અસ્ત્ર ઉંચુ ખેચાતુ ત્યારે પાડવો પ્રત્યે ભય ઉત્પન્ન થયો હે મહારાજ ! તે સમયે યુદ્ધના ઘોડા, મનુષ્ય અને યોદ્ધાઓનો ઘણો નાશ જોઇ પાડવો જય પ્રત્યે નિરાશ થતા હતા. તેઓ બોલતા હતા કે, જે પ્રમાણે શિશિર ઋતુના અત વિષે વૃદ્ધિ પામેલો અગ્નિ ખડને બાળે તે પ્રમાણે પરમ અસ્ત્રને જાણનાર દ્રોણાચાર્ય આપણા સર્વને તો નાશ નહિ પમાડે ' સગ્રામ વિષે આની સામુ જોવા કોઇ પણ સમર્થ નથી, અને ધર્મને જાણનાર અર્જુન પણ કયારનો આની સામો યુદ્ધ કરતો નથી એ રીતે ભય પામેલા અને દ્રોણાચાર્યના બાણોવડે પીડિત એવા કુતિપુત્રોને જોઇ તેઓના કલ્યાણ માટે યુક્ત એવા બુદ્ધિમાન કેશવ ભગવાન બોલ્યા કે—સગ્રામ વિષે સર્વ ધનુર્ધારી પુરૂષોમા શ્રેષ્ઠ એવા આ દ્રોણાચાર્ય યુદ્ધવડે ઇન્દ્ર સહિત એવા દેવતાઓએ પણ જીતી શકાય તેમ નથી અને જો શસ્ત્રનો ત્યાગ કરે તો યુદ્ધમા મનુષ્યોએ મારી શકાય, માટે હે પાડવો ! ધર્મને તજી જય વિષે એવી રીતે ઉપાય કરો કે જેથી કરી સુવર્ણમય વાહનવાળા દ્રોણાચાર્ય સર્વને ન હણે મારી બુધ્ધિ એવી રીતે છે કે, અશ્વત્થામાના હણાવાથી એ યુધ્ધ નહિ કરે માટે કોઇ પણ માણસ યુદ્ધમા દ્રોણાચાર્યની સમીપ જઇ અશ્વત્થામાને હણેલો કહો પછી હે રાજન્ ! કૃષ્ણનુ કહેવુ કુતિપુત્ર ધનજયે પસદ કર્યું નહિ પણ બીજા સર્વેએ પસદ કર્યું, તેમ યુધિષ્ઠિરે તો દુ ખવડે પસદ કર્યું ત્યાર પછી હે રાજન્ ! મહાબાહુ ભીમસેને પોતાના સૈન્યમા માળવ દેશના ઇન્દ્રવર્મા રાજાના શત્રુને નાશ પમાડનારા ભયકર અશ્વત્થામા નામના મોટા હાથીને ગદાવડે હણ્યો અને ભીમસેન તો લજ્જા સહિત યુધ્ધમાં દ્રોણાચાર્ય પ્રત્યે જઇ ઉંચે પ્રકારે શબ્દ કરવા લાગ્યો કે અશ્વત્થામાને હણ્યો અશ્વત્થામા એ રીતે નામવડે પ્રખ્યાત તે હાથી હણેલો હતો તેને મનમા ધારી ભીમસેન તે સમયે ખોટુ બોલ્યો તે અતિ અપ્રિય એવુ ભીમસેનનુ વચન સાભળી

દ્રોણાચાર્ય જે રીતે પાણીમા રેતીના સમૂહ શિથિલ થાય ત રીતે મનવડે શિથિલ શરીરવાળા થયા, તોપણ પોતાના પુત્રના પરાક્રમને જાણનાર અને વાક્ય મિથ્યા હશે એમ શંકા કરનાર તે અશ્વત્થામા હણ્યો એ પ્રકારનુ વચન સાભળી ધૈર્યથી કપ્યાજ નહિ દ્રોણાચાર્ય શત્રુઓએ સહી શકાય નહિ એવા પોતાના પુત્રને વિચારી ચેતનાને પામી ક્ષણ વારમાજ આશ્વાસના પામ્યા અને પોતાના મૃત્યુરૂપ એવા ધૃષ્ટદ્યુમ્ન સામે દોડી, તેને હણવાની ઇચ્છાથી તેની સામે કંકપક્ષિના પિછવાળા, હજારો તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા તે વખતે સગ્રામમા તેવી રીતે ફરતા દ્રોણાચાર્ય પ્રત્યે વીસ હજાર પચાલ યોદ્ધાઓ સર્વ તરફથી બાણવૃષ્ટિ કરતા હતા હે વિશાપતે ! જેમ વર્ષાકાળમા મેઘે ઢંકેલા સૂર્યને જોઇ શકીએ નહિ, તેમ અસખ્ય બાણો વડે વ્યાપ્ત એવા દ્રોણાચાર્યને અમે જોઈ શકતા નહોતા તે પછી શત્રુઓને તપવનારા અમર્ષવાન મહારથિ દ્રોણાચાર્યે પચાલ યોદ્ધાઓના બાણસમૂહોને નાશ પમાડી શૂર એવા તે પચાલ યોદ્ધાઓના નાશ માટે ઉત્તમ બ્રહ્માસ્ત્રને પ્રગટ કર્યું તે સમયે સર્વ સૈનિકોને હણતા એવા દ્રોણાચાર્ય અત્યત શોભતા હતા અને મહા યુદ્ધમા પચાલ યોદ્ધાઓના મસ્તકોને અને ભોગળ સરખા આકારવાળા સુવર્ણના આભૂષણયુક્ત બાહુને પાડતા હતા જે પ્રકારે વાયુએ પાડેલા વૃક્ષો પૃથ્વી ઉપર પડે તે પ્રકારે ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યથી વધ પામતા રાજાઓ યુધ્ધમા પડતા હતા હે ભારત ! પડતા એવા હાથિઓ અને ઘોડાઓના સમૂહોના માસ અને લોહરૂપી કાદવવાળી પૃથ્વી અગમ્ય રૂપવાળી થઇ હતી તે સમયે પચાલ યોધ્ધાએના વીસ હજાર રથિ સમૂહોને હણી દ્રોણાચાર્ય જે પ્રકારે ધૂમરહિત બળતો અગ્નિ સ્થિર રહે તે પ્રકારે યુદ્ધમા ઉભા રહ્યા વળી તેવી રીતેજ ફરીને ક્રોધ પામેલા પ્રતાપવાન ભરદ્વાજપુત્ર દ્રોણાચાર્યે ભલ્લ બાણવડે વસુદાન રાજાના મસ્તકને કાયાથી હરી લીધુ પછી પાચસો મત્સ્ય યોદ્ધાઓને, છ હજાર સૃજય યોદ્ધાઓને, દશ હજાર હસ્તિઓને અને દશ હજાર ઘોડાઓને હણ્યા તે વખતે દ્રોણાચાર્યને ક્ષત્રિયોના વધ સારૂ નિશ્ચય કરી રહેલા જોઇ, જેઓમા હવ્યવાહ અગ્રેસર છે એવા બ્રહ્મલોક પ્રત્યે દ્રોણાચાર્યને લેઇ જવા ઇચ્છનારા વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, વસિષ્ઠ, કશ્યપ અને અત્રિ એ સિવાય પ્રશ્નિઓ, ગર્ગો, વાલખિલ્યો, મરીચિયો, ભૃગુઓ, અગિરાઓ અને બીજા સૂક્ષ્મ એવા મહર્ષિઓ તરત આવ્યા અને તે સર્વ યુદ્ધમા શોભનારા દ્રોણાચાર્ય પ્રત્યે બોલ્યા કે, અધર્મથી યુદ્ધ કર્યું માટે તમારા નાશનો સમય છે તેથી હે દ્રોણાચાર્ય ! રણભૂમિ વિષે આયુધને નાખી ઉભા રહેલા અમોને જુઓ અને હવે અહિઆથી વધારે ક્રૂર કર્મ ફરીને તમે કરવા યોગ્ય નથી, કેમકે વેદ અને વેદાગને જાણનાર સત્યધર્મ વિષે પ્રીતિવાળા એવા જે તમે તેને આ કર્મ યોગ્ય નથી, અને વિશેષેકરી બ્રાહ્મણ એવા તમે તેને આ ઘટિતજ નથી માટે હે સફળ બાણવાળા દ્રોણાચાર્ય ! આયુધને તજો અને નાશ રહિત એવા માર્ગ વિષે ઉભા રહો, કારણ કે મનુષ્ય લોકમા વસવાનો તમારો કાળ આજ પરિપૂર્ણ થયો છે હે વિપ્ર ! તમે બ્રહ્માસ્ત્રવડે પૃથ્વી વિષે અસ્ત્રને ન જાણનારા પુરૂષોને બાળ્યા એવુ જે આ તમે કર્મ કર્યું તે ઠીક ન કર્યું, માટે હે વિપ્ર દ્રોણાચાર્ય ! આયુધને રણભૂમિ વિષે નાખી તમે ઘણી વાર લગાડો મા હે દ્વિજવર ! ફરીને અતિ પાપિષ્ઠ કર્મ કરશો મા એવી રીતે તેઓના વચનને અને ભીમસેનના તે વચનને સાભળી તથા રણભૂમિ વિષે ધૃષ્ટદ્યુમ્નને જોઈ તે વ્યાકુળ મનવાળા થયા અને સદેહ તથા વ્યથા યુક્ત એવા મારા પુત્રને હણેલો છે કે નથી હણેલો, એ રીતે કુતિપુત્ર યુધિષ્ઠિરને પૂછવા લાગ્યા કારણ કે દ્રોણાચાર્યની એવી સ્થિર બુદ્ધિ હતી કે, કુતિપુત્ર યુધિષ્ઠિર ત્રણ લોકના પણ અધિપતિપણા માટે

કોઇ પ્રકારે પણ ખોટું કહે તેમ નથી, તેથી દ્વિજશ્રેષ્ઠ દ્રોણાચાર્ય બીજા કોઇને નહિ પણ તેમને પૂછતા હતા કારણ કે તે પાડવ વિષે તેમની બાળપણાથીજ સત્ય વાણીની આશા હતી.

તે વખતે યોદ્ધાઓના પતિ એવા દ્રોણાચાર્ય પૃથ્વીને પાડવ રહિત કરશે એમ જાણી વ્યથામાન એવા ગોવિદ-ભગવાન ધમરાજ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે-જો દ્રોણાચાર્ય ક્રોધ યુકત એનો અર્ધ દિવસ યુદ્ધ કરશે તો સત્ય કહુ છુ કે તમારી સેના નાશ પામશે માટે તમે દ્રોણાચાર્યથી અમારી રક્ષા કરો, કારણ કે સત્યથી ખોટુ વચન શ્રેષ્ઠ છે અને જીવિતને અર્થે ખોટુ બોલનાર ખોટાવડે યુકત નથી થતો એ પ્રકારે તે બે બોલતા હતા ત્યારે ભીમસેન બોલ્યો કે હે મહારાજ ! આ પ્રમાણે મહાત્મા દ્રોણાચાર્યના વધને સાભળી મે તમારી સેના પ્રત્યે પ્રવેશ કરતા માલવ દેશના રાજા ઇંદ્રવર્માનો અશ્વત્થામા એ રીતે પ્રખ્યાત ઇંદ્રના હાથીની જેને ઉપમા અપાય એવા હાથીને યુદ્ધમા પરાક્રમે કરી હણ્યો અને પછી દ્રોણાચાર્યને કહ્યુ કે હે બ્રહ્મન્ ! અશ્વત્થામાને હણ્યો માટે યુદ્ધથી નિવૃત્ત થાઓ પણ એ રીતે મારા વાકય વિષે એ પુરૂષશ્રેષ્ઠ દ્રોણાચાર્યે શ્રદ્ધા રાખી નહિ તેથી હે રાજન્ ! તમે જયને ઇચ્છનારા ગોવિદ ભગવાનના વચનોને માનો અને અશ્વત્થામાને હણેલો દ્રોણાચાર્યને કહો હે જનાધિપ રાજન્ ! તમે કહેવા દ્વિજશ્રેષ્ઠ દ્રોણાચાર્ય કદી પણ યુદ્ધ નહિજ કરે, કારણ કે આ ત્રણ લોકમા તમે સત્યવાન એવા વિખ્યાત છો પછી હે મહારાજ ! ભીમસેનના તે વચનને સાભળીને અને ભાવિપણાથી શ્રીકૃષ્ણે વાક્યવડે પ્રેરેલા યુધિષ્ઠિર કહેવાનો આરભ કરવા લાગ્યા અને હે રાજન્ ! ખોટાના ભય વિષે ચિતાવાન તથા જય વિષે આસકત એવા યુધિષ્ઠિર અસ્પષ્ટ બોલ્યા કે નરો વા કુજરો વા' નર અથવા હાથી હણ્યો જ્યારે તેમણે એવી રીતે કહ્યુ ત્યારે પૂર્વે તેમનો રથ પૃથ્વીથી પાચ આગળ ઉંચો રહેતો તે તેમ નહિ રહેતાં તેમના ઘોડાઓ પૃથ્વીને સ્પર્શ કરવા લાગ્યા તે સમયે યુધિષ્ઠિરના વચનને સાભળી મહારથિ દ્રોણાચાર્ય પુત્રના દુખવડે સતાપ પામેલા જીવિત વિષે નિરાશ થયા હે રાજન્ ! પુત્રને હણેલો સાભળી તથા ઋષિઓના વાકયવડે આત્માને, મહાત્મા પાડવોના અપરાધને કરનાર હોય નહિ તેમ માનતા, નાખુશ એવા, ધૃષ્ટદ્યુમ્નને જોઇ પરમ ઉદ્વેગવાળા શત્રુને દમનાર તે જે પ્રમાણે પ્રથમ યુદ્ધ કરવાને શક્તિમાન હતા તે પ્રમાણે યુદ્ધ કરવા સમર્થ રહ્યા નહિ.

विचेता परमोद्विग्नो धृष्टद्युम्नमवेक्ष्य च ।
योद्धुंनाशक्नुवद्राजन् यथा पूर्वमरिंदम ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणवधपर्वणि युधिष्ठिरासत्यकथने नवत्यधिकशततमोऽध्यायः ॥ १९० ॥

## અધ્યાય ૧૯૧ મો. શોકખિન્ન દ્રોણ.

सजय उवाच—त दृष्ट्वा परमोद्विग्नशोकोपहतचेतसं ।
पञ्चाल राजस्य सुतो धृष्टद्युम्न समाद्रवत् ॥

સજય કહે છે—અતિ ઉદ્વેગ પામેલા શોકવડે દુખિત ચિત્તવાળા દ્રોણાચાર્યને જોઇ પચાલ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તેમની સામે દોડ્યો, જેને મોટા યજ્ઞ વિષે યજન કરી દ્રુપદ રાજા

દ્રોણાચાર્યના વિનાશ માટે વૃદ્ધિ પામેલા અગ્નિથકી પાન્યા હતા, તે ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને હણવાની ઈચ્છાથી જીતનારા, ભયંકર, મેઘ સરખા શબ્દવાળા, દૃઢ પ્રત્યંચા યુક્ત ધનુષને લેઇ, તે ધનુષને વિષે જેવી રીતે મોટી જ્વાળાવાળા અગ્નિને નાખે તે રીતે સર્પની અને અગ્નિની ઉપમા અપાય એવા દિવ્ય બાણને નાખ્યુ તે વખતે ધનુષની પ્રત્યંચાના મંડળના મધ્ય ભાગમા તે બાણનુ રૂપ જેમ ગ્રીષ્મકાળમા મંડળવાળા પ્રકાશિત સૂર્યનુ રૂપ દેખાય તેમ દેખાયુ ધૃષ્ટદ્યુમ્ને લીધેલા તે ધનુષને પ્રકાશિત હોય તેમ જોઇ સૈનિકો અંતકાળને પ્રાપ્ત થએલો માનવા લાગ્યા તેમ તેના સાધેલા તે બાણને જોઇ પ્રતાપવાન ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય પણ દેહના છેવટ કાળને માનવા લાગ્યા પછી હે રાજેંદ્ર ! તે સમયે દ્રોણાચાર્ય તેને વારવા વિષે પ્રયત્ન કરવા લાગ્યા, પણ એ મહાત્માના અસ્ત્રો પ્રગટ થતા ન હતા તમને બાણ ફેંકતા ચાર દિવસ અને એક રાત્રિ ગઈ, અને પાંચમા દિવસના ત્રીજા ભાગમા તો તે બાણો ક્ષય પામ્યા, તેથી તે દ્રોણાચાર્ય બાણોનો નાશ થવાથી અને જૂદા જૂદા પ્રકારના દિવ્ય અસ્ત્રોની અપ્રસન્નતાથી તથા પુત્રના શોકથી પીડિત એવા શસ્ત્રોને ફેંકવા ઇચ્છા તો કરતા પણ ઋષિઓના વાક્યે પ્રેરેલા તે પ્રથમ પ્રમાણે યુદ્ધ કરતા ન હતા પછી બીજા દિવ્ય અંગિરાના ધનુષને તથા બ્રહ્મદંડ સરખા બાણોને લેઇ ધૃષ્ટદ્યુમ્ન સાથે યુદ્ધ કરતા હતા અને તે સમયે મોટી બાણવૃષ્ટિ વર્ષાવતા હતા, તથા ક્રોધાયમાન એવા અમર્ષવાળા ધૃષ્ટદ્યુમ્નને પ્રહાર કરતા હતા વળી તેના નાખેલા બાણોને દ્રોણાચાર્યે તીક્ષ્ણ બાણોવડે આ પ્રકારે કાપ્યા ને તેના ધ્વજને, ધનુષને તથા સારથિને પણ પાડયો તે વખતે ધૃષ્ટદ્યુમ્ને હાસ્ય કરી ફરીને બીજુ ધનુષ લીધુ અને તીક્ષ્ણ બાણેકરી એ દ્રોણાચાર્યને છાતી વિષે સામા વિંધ્યા પછી સંગ્રામ વિષે અતિ વિંધેલા, મહા ધનુર્ધારી, અસંભ્રાંત હોય નહિ તેમ રહેલા દ્રોણાચાર્યે તીક્ષ્ણ ધારવાળા ભાલાએકરી ફરી એના ધનુષને કાપ્યુ તે સમયે હે વિશાંપતે ! જે જે બાણ ધૃષ્ટદ્યુમ્ને ધનુષ વિષે સાંધ્યુ તે તે સર્વને ગદા ને ખડ્ગ વિના તેમણે કાપી નાખ્યુ વળી હે પરંતપ ! ક્રોધ પામેલા અને ક્રોધયુક્ત જેનુ રૂપ છે એવા જીવિતના અંતને કરનારા તેમણે તીક્ષ્ણ નવ બાણોવડે ધૃષ્ટદ્યુમ્નને વિંધ્યો એ પછી બ્રહ્માસ્ત્રને ઉત્પન્ન કરતા એવા અમેય આત્માવાળા મહારથિ ધૃષ્ટદ્યુમ્ને તેમના ઘોડાઓ સાથે મિશ્ર કરી દીધા

તે સમયે હે ભરતશ્રેષ્ઠ ! શીઘ્ર જનારા, વાયુ સમાન વેગવાળા અને કબૂતર પક્ષિના સરખા વર્ણવાળા ઘોડાઓ જેમ વર્ષાકાળમા વીજળીઓ સહિત ગર્જના કરતો મેઘ શોભે તેમ રણભૂમિના અગ્ર ભાગમા મિશ્ર થએલા તેઓ શોભતા હતા જેનો આત્મા ન માપી શકાય એવા દ્વિજ દ્રોણાચાર્યે ધૃષ્ટદ્યુમ્નના લાંગલદંડને, ચક્રને અને રથને નાશ પમાડયો, એટલે જેનુ ધનુષ, ધ્વજ અને સારથિ નાશ પામેલો છે એવા શૂર ધૃષ્ટદ્યુમ્ને પરમ આપત્તિને પામી ગદાને ફેંકી તે ફેંકલી ગદાને ક્રોધ પામેલા સત્ય પરાક્રમવાળા દ્રોણાચાર્યે તીક્ષ્ણ વિશિખ—બાણોએકરી ભેદી નાખી પછી તે ગદાને બાણોવડે હણેલી જોઇ નરશ્રેષ્ઠ ધૃષ્ટદ્યુમ્ને શતચન્દ્ર ચિન્હવાળા નિર્મળ પ્રકાશિત ધનુષને લીધુ અને નિ:સંશય થઇને આચાર્યોમા મુખ્ય એવા મહાત્મા દ્રોણાચાર્યના વધને સમયોચિત માનવા લાગ્યા પછી દ્રોણાચાર્યનો વધ કરવાની ઇચ્છાવડે તે શતચન્દ્ર નામના તેજસ્વી ખડ્ગને ઉગામી રથના નીડભાગ પ્રત્યે ગયો, અને દુઃખેકરી કરાય એવા કર્મને કરવા ઇચ્છનાર મહારથિ તે ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધમા ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યની છાતીને ભેદવા ઇચ્છા કરવા લાગ્યો તે વખતે તે ધોંસરાના મધ્ય ભાગમા અને ઘોડાઓની જાંઘોના

અર્ધ ભાગમા ઉભો હતો તે કર્મને સર્વ સૈનિકો વખાણુતા હતા વળી ધોસરાના રશ્મિની પંક્તિ વિષે અને શોણિત સરખા રગવાળા ઘોડાઓ પ્રત્યે જે ઉભો રહેતો અને તેના અન્તરને દ્રોણાચાર્ય જે જોઇ શકતા ન હતા, તે જે રીતે આશ્ચર્ય હોય તે રીતે થતુ હતુ જે પ્રમાણે માસને ઇચ્છનારા બાજ પક્ષિનો ધસારો થાય તે પ્રમાણે રણભૂમિમા દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્નનો સમીપ ધસારો થતો હતો તેના કબૂતર તુલ્ય વર્ણવાળા સર્વ ઘોડાઓને એક પછી એક દ્રોણાચાર્યે રાતા ઘોડાઓને મૂકી દેઇને નાશ પમાડયા હે વિશાપતે! ધૃષ્ટદ્યુમ્નના તે ઘોડાઓ પૃથ્વી વિષે પડયા અને રાતા ઘોડાઓ રથના બધનથી છૂટી ગયા પછી દ્વિજશ્રેષ્ઠ એવા દ્રોણાચાર્યે હણેલા તે ઘોડાઓને જોઇ યોદ્ધાઓમા શ્રેષ્ઠ મહારથિ ધૃષ્ટદ્યુમ્ન સહન કરી શકયો નહિ, અને હે રાજન્! રથ રહિત એવા ખડ્ગધારી પુરૂષોમા ઉત્તમ તે ખડ્ગને લેઇ જે પ્રમાણે ગરૂડ સર્પ પ્રત્યે જાય તે પ્રમાણે દ્રોણાચાર્ય પ્રત્યે ગયો તે સમયે હે રાજન્! ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યને હણવાને ઇચ્છતો એવો જે તે, તેનુ રૂપ જે રીતે પૂર્વે હિરણ્યકશ્યપુના વધ વિષે વિષ્ણુનુ રૂપ શોભતુ હતુ તે રીતે શોભતુ હતુ વળી હે કૌરવ્ય! ખડ્ગ અને ઢાલને ધારણ કરતો એવો તે ધૃષ્ટદ્યુમ્ન રણભૂમિ વિષે ફરતો હાથ ઉગામી મડળાકાર ખડ્ગના ફેરવવાને, પોતાની ચોતરફ ખડ્ગના ફેરવવાને શત્રુને સપડાવવા જવુ તેને, ખડ્ગના અગ્ર ભાગેકરી શત્રુના દેહનો સ્પર્શ કરવો તેને, શત્રુને છેતરી તેને વિષે શસ્ત્ર નાખવુ તેને, શત્રુની જમણી અને ડાબી બાજુ ફરવુ તેને, પાછુ હઠવુ તેને, પરસ્પર તાડન કરવુ તેને, પોતાની અધિકતા બતાવવા તેને, જૂદા જૂદા અગના ભાગ વિષે ફેરવવુ તેને, વિચિત્ર એવી ખડ્ગની ગતિ દેખાડવી તેને, અને છુપાઇને ચર્મ વિષે ખડ્ગને દાખલ કરવુ તેને, આ પ્રમાણે જૂદા જૂદા ઉત્તમ એવા એકવીસ માર્ગને દર્શાવતો હતો અને યુદ્ધમા દ્રોણાચાર્યનો નાશ કરવાની ઇચ્છાવડે ફરતો હતા જ્યારે તે ખડ્ગ અને ઢાલવાળો વિચિત્ર માર્ગો પ્રત્યે ફરતો હતો, ત્યારે રણભૂમિમા આવેલા યોદ્ધાઓ અને દેવતાઓ વિસ્મય પામતા હતા તે સમયે યુદ્ધમા દ્વિજ એવા તે દ્રોણાચાર્યે હજાર બાણોવડે ધૃષ્ટદ્યુમ્નના શતચન્દ્ર એવા ખડ્ગને અને ચર્મને પાડયુ હે ભારત! વૈતસ્તિક નામના જે બાણો હતા તે સમીપ યુદ્ધ કરનારા દ્રોણાચાર્યના ઉત્તમ યુદ્ધમા હતા અને તે બાણ કૃપાચાર્ય, અર્જુન, અશ્વત્થામા કર્ણ, પ્રદ્યુમ્ન, સાત્યકિ અને અભિમન્યુ વગર બીજાઓ પાસે ન હતા એ પછી પુત્રની તુલ્ય એવા શિષ્યને હણવા ઇચ્છતા દ્રોણાચાર્યે અતિ ઉત્તમ દઢ બાણને નાખ્યુ તે બાણને તીક્ષ્ણ દશ બાણોવડે શિનિપુગવ એવા સાત્યકિએ કાપ્યુ અને તમારા પુત્ર દુર્યોધનના અને મહાત્મા કર્ણના જોતા આચાર્યમા મુખ્ય એવા દ્રોણે પીડેલા ધૃષ્ટદ્યુમ્નને તેથી મુક્ત કર્યો તે સમયે હે ભારત! રથ માર્ગો વિષે ફરતા સત્ય પરાક્રમવાળા દ્રોણાચાર્ય અને કર્ણના મધ્યમા ગયેલા તથા કૃપાચાર્યના પણ મધ્યમા ગએલા સાત્યકિને મહાત્મા શ્રીકૃષ્ણ અને અર્જુન જોતા હતા અને 'ઠીક ઠીક' એ રીતે કહી તેને વખાણતા હતા પછી યુદ્ધમા કૃષ્ણ અને અર્જુન સેના પ્રત્યે સમીપ આવ્યા તે વખતે, સર્વ યોદ્ધાઓના દિવ્ય અસ્ત્રોને હણતા સાત્યકિને જોઇ ધનજય એવો અર્જુન કૃષ્ણ પ્રત્યે બોલ્યો કે, હે કેશવ! આચાર્યના મુખ્ય રથિઓના મધ્યમા ક્રીડા કરતો પરવીરને મારનાર એવો સાત્યકિ મને વારવાર આનદ ઉપજાવે છે અને તેમજ માદ્રીપુત્ર નકુળ, સહદેવને, ભીમસેનને અને રાજા યુધિષ્ઠિરને પણ આનદ પમાડે છે, કેમકે જેની શીખવણીવડે ઉદ્ધત નહિ એવો, વૃષ્ણિઓની કીર્તિને વધારનાર, મહારથિઓની સમીપ ક્રીડા કરતો એવો તે રણભૂમિમા ફરે છે તેથી તે પ્રત્યે આ વિસ્મય પામેલા સૈનિકો અને દેવતાઓ હર્ષ પામે

છે હે રાજન્ ! એ રીતે અર્જુન બોલ્યો તે સમયે યુદ્ધમા જીતી ન શકાય એવા સાત્યકિને જોઇ બેઉ તરફના સર્વ યોધ્ધાઓ 'સારૂ સારૂ' એમ કહી તેના કર્મને વખાણવા લાગ્યા

तमेते प्रतिनन्दन्ति सिद्धा सैन्याश्च विस्मिता: ॥
अजय्यंसमरे दृष्ट्वा साधु साध्विति सात्यकिं ॥
योधाश्चोभयत. सर्वे कर्मभि' समपूजयन् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणवधपर्वणि संकुलयुद्धे गुर्जरभाषाया मेकनवत्यधिकशततमोऽध्याय: ॥ १९१ ॥

## અધ્યાય ૧૯૨ મો. દ્રોણાચાર્ય નિધન.

सजय उवाच—सात्वतस्य तु तत्कर्म दृष्ट्वा दुर्योधनादय ॥
शैनेय सर्वत: क्रुद्धावारयामासुरञ्जसा ॥

સજય કહે છે—સાત્વત એવા સાત્યકિના તે કર્મને જોઇ ક્રોધ પામેલા દુર્યોધન આદિ યોદ્ધાઓ જલદી ચોતરફથી શિનિપૌત્ર સાત્યકિને વારવા લાગ્યા હે મારિષ ! સગ્રામ વિષે તમારા પુત્રો, કૃપાચાર્ય અને કર્ણ એ ત્વરાવડે શિનિપૌત્ર સાત્યકિની સમીપ જઇ તીક્ષ્ણ બાણોવડે પ્રહાર કરવા લાગ્યા તે સમયે રાજા યુધિષ્ઠિર, પાડવ એવા માદ્રીપુત્ર નકુલ, સહદેવ અને બળવાન ભીમસેન એ સાત્યકિને વિટી વળ્યા અને કર્ણ મહારથિ કૃપાચાર્ય અને દુર્યોધન આદિ યોદ્ધાઓ બાણવૃષ્ટિવડે શિનિપૌત્ર સાત્યકિને વારવા લાગ્યા તે સમયે હે રાજન્ ! ઘોર રૂપવાળી ઉત્પન્ન થયેલી તે બાણવૃષ્ટિને મહારથિઓ સાથે યુદ્ધ કરતો એવો શિનિપૌત્ર સાત્યકિ વારવા લાગ્યો અને તેઓના દિવ્ય અસ્ત્રોને પણ મહા યુદ્ધમા તે વિધિ પ્રમાણે દિવ્ય અસ્ત્રોવડે ભેદવા લાગ્યો તે વખતે જેવી રીતે પૂર્વે પરશુઓને હણતા રૂદ્રનુ યુદ્ધ થયુ હતુ તેવી રીતે ક્રૂર યુદ્ધ થયુ હે ભારત ! રણભૂમિ વિષે ઠેકાણે ઠેકાણે હાથ, મસ્તક, ધનુષ, છત્ર અને ભાગેલા ચામરોના સમૂહો દેખાતા હતા અને પૃથ્વી, ભાગી ગએલાં ચક્રવાળા રથોવડે, પાડેલા મોટા ધ્વજોવડે અને હણેલા શૂર ઘોડેસ્વારોવડે ઢકાઇ ગઇ હતી હે કુરૂશ્રેષ્ઠ ! બાણપાતથી હણેલા યોદ્ધાઓ મહા યુદ્ધવિષે જૂદા જૂદા પ્રકારની ચેષ્ટા કરતા દેખાતા હતા જ્યારે તેવી રીતે દેવ અને અસુરના યુદ્ધની ઉપમા અપાય એવુ ઘોર યુદ્ધ થયુ હતુ, ત્યારે ધર્મરાજા યુધિષ્ઠિર ક્ષત્રિયો પ્રત્યે બોલ્યા કે—હે મહારથિઓ ! તૈયાર થઇ દ્રોણાચાર્ય સામે દોડો, કારણ કે આ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્ય સાથે મળ્યો છે અને શક્તિ પ્રમાણે ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના નાશ વિષે યત્ન કરે છે તેથી જેવુ એનુ રૂપ મહા રણભૂમિ વિષે દેખાય છે એ પ્રમાણે તો જરૂર આજ ક્રોધ પામેલો ધૃષ્ટદ્યુમ્ન યુદ્ધમાં દ્રોણાચાર્યને હણશે વાસ્તે તમે ભેગા થઇ દ્રોણાચાર્ય પ્રત્યે યુદ્ધ કરો પછી એ રીતે યુધિષ્ઠિરે આજ્ઞા કરેલા સૃજય યોદ્ધાઓના મહારથિઓ યત્ન કરતા એવા ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યને હણવાની ઇચ્છા કરીને દોડ્યા સમીપ આવતા તે સર્વ પ્રત્યે મહારથિ ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય મરવુ એવો નિશ્ચય કરીને વેગવડે સામે ગયા. જ્યારે સત્ય પ્રતિજ્ઞાવાળા

દ્રોણાચાર્ય ગયા ત્યારે પૃથ્વી કંપવા લાગી સેનાને ત્રાસ પમાડતા એવા નિર્ઘાત શબ્દ સહિત વાયુ વાવા લાગ્યો અને સૂર્યથી નીકળતી પ્રકાશવાળી બેઉ સેનાને મોટા ભયને સૂચવતી એવી મોટી ઉલ્કા પડી તે સમયે હે મારિષ ! ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના શસ્ત્રો પ્રકાશ પામવા લાગ્યા, રથો અતિશે શબ્દ કરવા લાગ્યા, ઘોડાઓ અશ્રુ પાડવા લાગ્યા અને મહારથિ ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્ય નિર્બળ હોય એવા દેખાવા લાગ્યા, તથા એમનું ડાબું નેત્ર ફરક્યું અને ડાબો બાહુ પણ ફરકવા લાગ્યો તેમજ યુદ્ધમાં નજીક ધૃષ્ટદ્યુમ્નને જોઇ નાખુશ થયા અને વેદ તુલ્ય એવા ઋષિઓના વચનોને સાંભળી સારા યુદ્ધવડે પ્રાણને તજી દેહ સ્વર્ગ તરફ જવા આરંભ કરવા લાગ્યા તે સમયે ચાર દિશાઓમાં દ્રુપદ રાજાના સૈન્યોએ વિંટેલા તે ક્ષત્રિયોના સમૂહોને બાળતા એવા રણભૂમિ વિષે ફરવા લાગ્યા અને શત્રુઓને હણનાર તેમણે વીસ હજાર ક્ષત્રિયોને હણી, તીક્ષ્ણ બાણોવડે એક લાખ હસ્તિઓને હણ્યા પછી ક્ષત્રિયોના નાશ માટે બ્રહ્માસ્ત્રને સજનારા યુદ્ધમાં યત્નવાળા ધૂમ રહિત બળતા અગ્નિની પેઠે ઉભા રહ્યા તે સમયે રથ રહિત થએલા અને જેના સર્વ આયુધ નાશ પામેલા છે એવા, અતિ ખેદ પામેલા મહાત્મા ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે બળવાન ભીમસેન આવ્યો અને શત્રુને હણનાર એવો તે ધૃષ્ટદ્યુમ્નને પોતાના રથ પ્રત્યે બેસાડી સમીપ બાણ ફેંકતા દ્રોણાચાર્યને જોઇ કહેવા લાગ્યો કે–હે ધૃષ્ટદ્યુમ્ન ! આ જગત વિષે તારા વિના બીજો પુરૂષ દ્રોણાચાર્ય પ્રત્યે યુદ્ધ કરવા ઉત્સાહ ધરાવે તેવો નથી, માટે પ્રથમ તેમના વધ માટે ઉતાવળ કર કેમકે તે કામનો ભાર તારા વિષે રહ્યો છે પછી તેવી રીતે ભીમસેનના વચન સાંભળી મહાબાહુ સર્વ ભારને સહેનારા આયુધોમાં ઉત્તમ એવા દૃઢ ધનુષને સમીપ જઇ લેવા લાગ્યો અને રણભૂમિ વિષે દુઃખેકરી વારણ કરાય એવા દ્રોણાચાર્યને વારવાને ઇચ્છતો બાણોને ફેંકતો એવો ક્રોધ પામેલો તે દ્રોણાચાર્ય સામે બાણવૃષ્ટિ કરવા લાગ્યો એ રીતે હે મહારાજ ! રણભૂમિમાં શોભનારા ક્રોધ પામેલા શ્રેષ્ઠ તે બે, નિવારણ કરતા હતા, તથા બ્રહ્માસ્ત્રોને અને અનેક દિવ્ય અસ્ત્રોને ઉત્પન્ન કરતા હતા રણભૂમિ વિષે ધૃષ્ટદ્યુમ્ને ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના સર્વ અસ્ત્રોને હણી, તેમને મોટા અસ્ત્રોવડે ઢાંકી દીધાં, તેમજ સંગ્રામમાં દ્રોણાચાર્યની રક્ષા કરવા ઉભેલા વસાતિ સહિત એવા શિબિ યોદ્ધાઓ, બાલ્હીક યોદ્ધાઓ અને કૌરવો તેઓને પણ સાત્યકિએ પીડિત કર્યા હે રાજન્ ! તે વખતે ચોતરફથી બાણસમૂહોવડે દિશાઓને ઢાંકતો એવો ધૃષ્ટદ્યુમ્ન જે પ્રમાણે કિરણોવડે દિશાઓ પ્રત્યે વ્યાપ્ત થતો સૂર્ય શોભે તે પ્રમાણે શોભતો હતો પછી દ્રોણાચાર્યે તેનું ધનુષ કાપી બાણોવડે એને વિંધી મર્મસ્થાન પ્રત્યે અતિ પ્રહાર કર્યો, તેથી તે અત્યંત વ્યથા પામ્યો તે સમયે હે રાજેંદ્ર ! દૃઢ ક્રોધવાળો ભીમસેન દ્રોણાચાર્યના રથને અડી તેમના પ્રત્યે ધીરેથી વચન બોલ્યો કે–પોતાના કર્મોવડે નિંદિત એવા બ્રાહ્મણો જો યુદ્ધ ન કરત તો ક્ષત્રિયોનું કર્મ નાશ ન પામત, કેમકે, સર્વ પ્રાણિ વિષે અહિંસા ને અતિ શ્રેષ્ઠ ધર્મ કહેલો છે અને તે ધર્મનું બ્રાહ્મણ મૂળ છે ને તમે તો અતિશે બ્રહ્મજ્ઞ પુરૂષ છો, માટે હે બ્રહ્મન્ ! મૂઢ પુરૂષની પેઠે, પુત્ર, સ્ત્રી અને ધનની ઇચ્છાવડે ચંડાળની પેઠે મ્લેચ્છોના સમૂહોને અને બીજા ઘણી જાતના અજ્ઞ પુરૂષોને હણી તથા એક પુત્ર માટે અધર્મની વિદ્યાવડે, પોતાના કર્મ વિષે રહેલા ઘણાઓને મારી ખરાબ કર્મ વિષે રહેલા તમે કેમ લજ્જા પામતા નથી ? જેને અર્થે અને જેને ઇચ્છીને શસ્ત્ર ગ્રહણ કરી તમે જીવો છો તે તમારો ન જાણેલો એવો પાછળ પડેલો સુવે છે, ધર્મરાજના તે વાક્ય પ્રત્યે તમે શંકા કરવા યોગ્ય

નથી. એ પ્રમાણે ભીમસેનના વચન સાભળી ધર્માત્મા દ્રોણાચાર્ય ધનુષને તજી સવ અસ્રોને છોડવા ઇચ્છતા ફરીને બોલ્યા કે–હે મહા ધનુર્ધારીન્ કર્ણ ! હે દુર્યોધન ! વારવાર હુ કહુ છુ કે સગ્રામ વિષે યત્ન કરો અને પાડવાથી તમારુ કલ્યાણ થાઓ આ હુ શસ્રને તજુ છુ એ રીતે કહી હે મહારાજ ! તે સમયે અશ્વત્થામાને બોલાવવા લાગ્યા અને રણભૂમિ વિષે શસ્રને તજી રથના સારથિના સ્થાનકે બેસી સર્વ પ્રાણિઓના અભયને આપવા લાગ્યા અને યોગને પામ્યા આ પ્રમાણે તેમને સાન જોઇ પ્રતાપવાન ધૃષ્ટદ્યુમ્ન બાણ સહિત એવા ભયકર ધનુષને રથ વિષે નાખી ખડ્ગ યુક્ત એવા રથથી ઉતરી જલદી દ્રોણાચાર્ય સામે દોડયો એ રીતે દ્રોણાચાર્ય પ્રત્યે આવતા તેને અને તેની આધીનતાને પામેલા દ્રોણાચાર્યને જોઇ સર્વ મનુષ્યો અને બીજા પ્રાણીઓ અતિશે હાહાકાર કરવા લાગ્યા તથા 'અહો ધિક્ છે 'એ પ્રમાણે બોલવા લાગ્યા દ્રોણાચાય પણ શસ્રોને તજી ઉત્તમ યોગને પ્રાપ્ત થયા યોગને પામી જ્યોતિરૂપ થએલા મહા તપસ્વી તે મનવડે ઉત્તમ એવા પુરાણ પુરૂષ વિષ્ણુને પ્રાપ્ત થયા મુખને જરા ઉચુ કરી, છાતીને આગળ સ્થિર કરી, હૃદય વિષે વિષયોના સ્મરણને કાઢી નાખી, સત્વગુણ વિષે રહેલા, જેણે નેત્રા મીચેલા છે એવા તેજરૂપ મહા તપસ્વી, તે એ પ્રકારે એક અક્ષર વિરૂપ એવા દેવ દેવના પણ ઇશ એવા ઉત્તમ પ્રભુને સભારી સત્પુરૂષોએ પણ દુખેકરી પમાય એવા સ્વર્ગ પ્રત્યે ગયા જ્યારે તે પ્રમાણે તે ગયા ત્યારે બે સૂર્ય હોય એ રીતે અમારી બુદ્ધિ થઇ અને સૂર્ય સરખી કાતિવાળા ભરદ્વાજ પુત્ર દ્રોણાચાર્યને લીધે અતરિક્ષ એકાગ્ર હોય નહિ શુ તેમ તેજોવડે પૂર્ણ થયુ તે સમયે યોગયુક્ત એવા મહાત્મા દ્રોણાચાર્યને પરમ ગતિને પામતા મે, કુતિપુત્ર અર્જુને, દ્રોણપુત્ર અશ્વત્થામાએ, વસુદેવ પુત્ર શ્રીકૃષ્ણે અને ધર્મપુત્ર પાડવ યુધિષ્ઠિરે આ અમે પાચ જણાએજ જોયા તે સમયે હે મહારાજ ! બુદ્ધિમાન યોગયુક્ત અને દેવતાઓવડે ગુહ્ય, જેમા ઉત્તમ દેવતાઓ છે એવા મોટા દિવ્ય બ્રહ્મલોક પ્રત્યે જતા ભરદ્વાજપુત્ર દ્રોણાચાર્યના મહિમાને બીજા બધા જોતા ન હતા તેમ ઉત્તમ ગતિને પામેલા દ્રોણાચાર્યને પણ ન જાણતા એવા મનુષ્યો તેમને શ્રેષ્ઠ ઋષિઓની સાથે જતા જોતા ન હતા યોગેકરી બ્રહ્મલોક પ્રત્યે જતા શત્રુઓને દમનારા, બાણોના સમહોવડે અતિ દુખિત અગવાળા, જેણે આયુધો તજેલા છે એવા લોહીને સ્રવતા દ્રોણાચાર્યને સર્વ પ્રાણીઓએ ધિક્કાર કરેલો ધૃષ્ટદ્યુમ્ન પ્રહાર કરવા લાગ્યો અને જીવ રહિત દેહવાળા કઇ પણ ન બોલતા એવા દ્રોણાચાર્યના મસ્તકને પકડી ખડ્ગવડે કાયાથી જૂદુ પાડી નાખ્યુ પછી ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના નાશથી ઘણા હર્ષવડે યુક્ત તે, યુદ્ધમા ખડ્ગને ફેરવતો એવો સિહનાદ કરવા લાગ્યો તે સમયે હે રાજન્ ! તમારે માટે ઉમ્મરે પચાસી વરસના અને જેને કાન પર્યંત શ્યામ પળિઆ છે એવા તે દ્રોણાચાર્ય યુદ્ધમા સોળ વરસના પુરૂષની પેઠે ફરતા હતા તે વખતે સગ્રામમા મહાબાહુ કુતિપુત્ર ધનજય અર્જુને ધૃષ્ટદ્યુમ્નને કહ્યુ હતુ કે–હે દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ન ! દ્રોણાચાર્યને જીવતા લાવ અને હણ મા તેમ 'દ્રોણાચાર્ય હણવા યોગ્ય નથી, હણવા યોગ્ય નથી,' એ રીતે તે સૈનિકો પણ બૂમ પાડતા હતા અને અર્જુન દયાસહિત તે પ્રત્યે જતો હતો, તોપણ અર્જુન અને સર્વ રાજાઓના બોલતા ધૃષ્ટદ્યુમ્ને નરશ્રેષ્ઠ દ્રોણાચાર્યને રથરૂપી શય્યાવિષે હણ્યા અને લોહી લુહાણ દ્રોણાચાર્ય રથમાથી પૃથ્વી ઉપર પડયા. તે વખતે રક્ત અગવાળો સૂર્ય હોય તે પ્રમાણે લોહીવડે રક્ત અગવાળા તે દુર્ધર્ષ થયા. એ રીતે યુદ્ધમા તેમને હણેલા સેનાના મનુષ્યોએ જોયા હે રાજન્ ! તે સમયે મહા ધનુર્ધારી ધૃષ્ટદ્યુમ્ને તો ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના મસ્તકને હર્યું અને વળી તેને તમારા યોદ્ધાઓની

આગળ ફેંક્યું તે વખતે હે રાજન્! ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના મસ્તકને જોઈ પલાયન વિષે કરેલો છે ઉત્સાહ જેમણે એવા તમારા સૈનિકો ચોતરફ દિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા હે નૃપ! દ્રોણાચાર્ય તો અંતરીક્ષ પ્રત્યે જઇ નક્ષત્ર માર્ગ પ્રત્યે પેઠા દ્રોણાચાર્યના નાશને તો કૃષ્ણ અને ઋષિ એવા સત્યવતીના પુત્ર વ્યાસના અનુગ્રહથી હું જ જોતો હતો જે પ્રમાણે ધૂમ રહિત બળતા ઉંબાડીઆને જતા જોઇએ તે પ્રમાણે ઘણી કાંતિવાળા આકાશને સ્થિર કરી જતા એવા દ્રોણાચાર્યને અમે જોતા હતા જ્યારે દ્રોણાચાર્યને હણ્યા ત્યારે ઉત્સાહ રહિત એવા કુરૂ, પાંડવ અને સૃંજય યોદ્ધાઓ ઘણા વેગ સહિત દોડયા, તેથી સૈન્ય ભગાણ યુક્ત થયું તથા સંગ્રામ વિષે તીક્ષ્ણ બાણોવડે બહુ હણાના યોદ્ધાઓ નાશ પામ્યા તેમ દ્રોણાચાર્યના હણાવાથી તમારા યોદ્ધાઓ આલોક વિષે પરાજયને અને પરલોકના મોટા ભયને પામીને પ્રાણ રહિત હોય તેવા થયા બેઉ લોકવડે હીન એવા તે યોદ્ધાઓ આત્માની ધૃતિને પામતા ન હતા હે મહારાજ! ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના શરીરને ઇચ્છતા એવા રાજાઓ હજારો ધડવડે સંકુલ એવા યુદ્ધ વિષે જતા ન હતા પાંડવો તો આલોક વિષે જયને અને પરલોક વિષે મોટા યશને પામી બાણ અને શંખના શબ્દો તથા ઘણા સિંહનાદ કરતા હતા હે રાજન્! તે સમયે ભીમસેન અને દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન એ બે સેના વિષે પરસ્પર મળી નૃત્ય કરતા હતા, અને તે વખતે ભીમસેન શત્રુને તપાવનારા ધૃષ્ટદ્યુમ્નને કહેતો હતો કે—હે ધૃષ્ટદ્યુમ્ન! જ્યારે સંગ્રામ વિષે સૂતપુત્ર કર્ણ અને પાપી ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધન હણાશે ત્યારે વિજયવાળો એવો જે તું તેને ફરીને હું વધાવીશ એ રીતે કહી ઘણા હર્ષવડે યુક્ત એવો પાંડુપુત્ર ભીમસેન બહુ શબ્દવડે પૃથ્વીને કંપાવતો હતો, તેના શબ્દેકરી ત્રાસ પામેલા તમારા યોદ્ધાઓ યુદ્ધમાં ક્ષત્રિયોના ધર્મને તજી પલાયન વિષે તત્પર એવા નાસી જતા હતા, અને હે વિશાંપતે! પાંડવ યોદ્ધાઓ તો સંગ્રામ વિષે જયને પામી પ્રસન્ન થતા હતા તથા શત્રુઓના નાશને પામી તે વડે સુખ પામતા હતા

पांडवास्तु जयं लब्ध्वा हृष्टाह्यासन् विशांपते।
अरिक्षय च संग्रामे तेन ते सुखमाप्नुवन् ॥

इति श्री महाभारते द्रोणपर्वणि द्रोणवधपर्वणि गुर्जरभाषायां द्विनवत्यधिकशततमोऽध्यायः ॥ १९२ ॥

## અધ્યાય ૧૯૩ મો. સૈન્યમાં ભગાણ ને અશ્વત્થામાને વધ કથન.

## नारायणास्त्रमोक्षपर्व.

संजय उवाच— ततो द्रोणे हते राजन्कुरव शस्त्रपीडिता ॥
हतप्रवीराविध्वस्ताभृश शोक परायणा

સંજય કહે છે—હે રાજન્! દ્રોણાચાર્ય નાશ પામ્યા ત્યારે જેઓનો મોટો શૂર પુરૂષ નાશ પામેલો છે એવા ઘાયલ થએલા યોદ્ધાઓ અતિશે શોક મગ્ન થયા, અને હે વિશાંપતે! શત્રુઓને ઉદય પામેલા જોઇ વારંવાર કંપતા એવા આંસુવડે ભરેલા નેત્રવાળા, ત્રાસ પામેલા

અને દીન થયા તેમ ચેતના રહિત, જેનો ઉત્સાહ નાશ પામેલો છે એવા, મોહવડે જેનું બળ જતું રહ્યું છે એવા, તેઓ ઘણા પીડિત સ્વરે ફરી તમારા પુત્રને, જે રીતે પૂર્વે હિરણ્યાક્ષ દૈત્યને હણ્યો ત્યારે અશ્રુ યુક્ત કંઠવાળી કંપતી એવી દશ દિશાઓને જોતી રજસ્વલા દૈત્યની સ્ત્રી વિંટી વળી હતી તે રીતે વિંટી વળ્યા તે સમયે ક્ષુદ્ર મૃગોની પેઠે ભય પામેલા તે યોદ્ધાઓએ યુક્ત એવો તે તમારો પુત્ર ઉભો રહેવા સમર્થ ન થયો અને દૂર ગયો તેમ હે ભારત ! ભૂખ અને તૃષાવડે ગ્લાનિ પામેલા તમારા યોદ્ધાઓ સૂર્યવડે સંતાપ પામેલા હોય તેમ અત્યંત વ્યાકુળ થયા હે રાજન્ ! જે પ્રમાણે સૂર્યના પતનને, સમુદ્રના શોષણને, મેરૂ પર્વતના ફરી જવાને, અને ઇંદ્રના પરાજયને જૂવે તે પ્રમાણે સહન ન થાય તેવા ભરદ્વાજના પુત્ર દ્રોણાચાર્યના નાશને જોઈ જેઓનું અતિ ભય પામેલું રૂપ છે એવા કૌરવો ભયથી ભાગતા હતા ગાંધાર દેશનો રાજા શકુનિ સુવર્ણ રથવાળા દ્રોણાચાર્યને હણેલા સાંભળી રથિઓ સહિત એવો અતિ ત્રાસ પામેલા યોદ્ધાઓ સાથે નાસતો હતો પતાકા સહિત સેનાને વેગ યુક્ત ભાગતી જોઇ સૂતપુત્ર કર્ણ મોટી સેનાને લેઇ દૂર જતો રહ્યો રથ, હાથી અને ઘોડાઓવડે મિશ્ર એવી સેનાને આગળ કરી મદ્રદેશનો રાજા શલ્ય જોતો ભયથી દૂર જતો રહ્યો ઘણા ઘાયલ થએલા શૂરાઓ અને પતાકાવાળા ધ્વજોવડે યુક્ત એવા કૃપાચાર્ય 'કષ્ટ છે, કષ્ટ છે,' એ રીતે બોલતા જતા હતા હે રાજન્ ! શેષ રહેલા ભોજના સૈન્યવડે અનેક લિંગ આરટ્ટ તથા બાલ્હીક યોદ્ધાએ વિંટેલો કૃતવર્મા અતિ વેગવાળા ઘોડાઓવડે જતો રહ્યો હે રાજન્ ! પાયદળોના સમૂહવડે યુક્ત ત્રાસ પામેલો અને ભયવડે પીડિત એવો ઉલૂક દ્રોણાચાર્યને નાશ પામેલા જોઈ ભાગી ગયો. દર્શનીય જૂવાન શૌર્યવડે પ્રખ્યાત દુઃશાસન બહુ ઉદ્વેગ પામેલો હસ્તિઓવડે યુક્ત ભાગ્યો દ્રોણાચાર્યને પાડેલા જોઇ વૃષસેન દશ હજાર રથોને અને ત્રણ હજાર હસ્તિઓને લેઇ જલદી ચાલતો થયો હે મહારાજ ! હાથી, ઘોડા અને રથોવડે યુક્ત પાયદળોએ વિંટેલો મહારથિ દુર્યોધન તે સમયે જતો રહ્યો હે રાજન્ ! દ્રોણાચાર્યને પાડેલા જોઇ સુશર્મા મુકુટવાળા અર્જુને હણેલાઓથી શેષ રહેલા સંશપ્તક યોદ્ધાઓના સમૂહોને લેઇ ભાગી ગયો યુદ્ધમાં સુવર્ણ રથવાળા દ્રોણાચાર્યને હણેલા જોઇ હાથી અને રથ ઉપર બેસી તથા ઘોડાઓને તજી સર્વ ચોતરફ નાસી જતા હતા તે સમયે કેટલાક કૌરવો ઉતાવળા પિતાઓ પ્રત્યે, કેટલાક ભાઇઓ પ્રત્યે, કેટલાક મામાઓ પ્રત્યે, કેટલાક પુત્ર પ્રત્યે, અને કેટલાક સમાન વયવાળા મિત્રો પ્રત્યે ભાગી જતા હતા કેટલાક સૈન્યોને પ્રેરતા એવા ભાણેજો પ્રત્યે અને કેટલાક સંબંધિઓ પ્રત્યે દશ દિશાઓ વિષે નાસી જતા હતા હે વિભો ! બે યોદ્ધાઓ એક ઠેકાણે દોડતા ન હતા અને વિખરાઇ ગએલા કેશવાળા ઘાયલ થએલા એ સૈન્ય છે નહિ એ રીતે માનતા એવા ઉત્સાહ અને બળ રહિત તમારા યોદ્ધાઓ બખ્તરોને તજી નાસી જતા હતા, અને હે ભરતશ્રેષ્ઠ ! પરસ્પર તેઓ 'ઉભો રહે, ઉભો રહે' એ રીતે બોલતા હતા અને પોતે તે ઠેકાણે ઉભા રહેતા ન હતા કેટલાક યોદ્ધાઓ જેનો સારથિ નાશ પામેલો છે એવા રથથકી અતિ શણગારેલા ઘોડાઓને છોડી ઘોડાઓ ઉપર બેસી જલદી પગવડે પ્રેરણા કરતા હતા એ રીતે જે વખતે ત્રાસ પામેલા રૂપવાળું અને હણેલા બળવાળું સૈન્ય નાસતું હતું તે વખતે જે પ્રમાણે મગર પ્રવાહ પ્રત્યે જાય તે પ્રમાણે દ્રોણપુત્ર અશ્વત્થામા શત્રુઓ તરફ ગયા તે સમયે તેમનું અતિ મોટું યુદ્ધ શિખંડિ છે મુખ્ય જેમાં એવા સૈનિકો પ્રભદ્રક, પંચાલ અને કેકય સહિત એવા ચેદિ યોદ્ધાઓ સાથે થયું તે સમયે યુદ્ધમાં દુર્મદ

અને મત્ત હાથી સરખી ગતિવાળા પાડવ યોદ્ધાઓની બહુ પ્રકારની સેનાઓને તેમણે હણી કોઇ રીતે પણ સંકટ થકી મુક્ત થયા પછી જેણે પલાયન વિષે ઉત્સાહ કરેલો છે એવા સૈન્યને ભાગતુ જોઈ દ્રોણપુત્ર અશ્વત્થામા દુર્યોધન સામે જઈ આવુ કહેવા લાગ્યા કે- હે ભારત ! જેમ ભય પામેલા રૂપવાળી હોય તેમ આ સેના કેમ ભાગે છે ‘ અને હે રાજેદ્ર ! ભાગી જતી સેનાને રણભૂમિ વિષે કેમ ઉભી રાખતા નથી ‘ હે નરાધિપ ! તમે પણ જેવી રીતે પ્રથમ પ્રકૃતિ વિષે રહેલા હતા તેવી રીતે હાલ નથી અને હે પાર્થિવ ! કર્ણ જેઓમા આદિ છે એવા આ યોદ્ધાઓ ઉભા રહેતા નથી હે મહાબાહો ! તે સમયે બીજા યુદ્ધ વિષે પણ સેના ભાગતી ન હતી, માટે હે ભારત ! તમારા સૈન્યનુ તો કુશળ છે કે ? હે કૌરવ રાજન્ ! કયા રથિશ્રેષ્ઠના હણાવાથી આ તમારૂ સૈન્ય આ અવસ્થાને પ્રાપ્ત થયુ છે તે મને કહો દ્રોણપુત્ર અશ્વત્થામાના વચનને સાભળી પાર્થિવશ્રેષ્ઠ એવો દુર્યોધન ભયકર અપ્રિયને કહેવા સમર્થ ન થયો અને જે રીતે ભાગેલુ વહાણુ સમુદ્ર વિષે બૂડે તે રીતે શોકરૂપી સમુદ્રમા બૂડેલો તમારો પુત્ર રથમા બેઠેલા દ્રોણપુત્ર અશ્વત્થામાને જોઇ અશ્રુવડે આચ્છાદિત થયો પછી કૃપાચાર્યને રાજા દુર્યોધન લજ્જા સહિત આવુ કહેવા લાગ્યો કે એમને તમારૂ કુશળ અને જે રીતે સૈન્ય ભાગ્યુ તે કહો હે રાજન્ ! એ પછી વારવાર પીડા પામતા એવા કૃપાચાર્ય જેવી રીતે દ્રોણાચાર્યને હણ્યા તેવી રીતે દ્રોણપુત્ર અશ્વત્થામાને કહેવા લાગ્યા

કૃપાચાર્ય કહે છે—અમે પૃથ્વી ઉપર અતિ ઉત્તમ એવા દ્રોણાચાર્યને આગળ કરી કેવળ પચાલ યોદ્ધાઓ સાથેજ યુદ્ધ કરતા હતા, ત્યાર પછી જ્યારે સગ્રામ પ્રવૃત્ત થયો ત્યારે મિશ્ર થયેલા કુરૂ અને સોમક યોદ્ધાઓ પરસ્પર ગર્જના કરતા એવા શસ્ત્રોવડે દેહને નાશ પમાડતા હતા તેવી રીતે યુદ્ધ થવાથી જ્યારે દુર્યોધનના યોદ્ધાઓ સગ્રામ વિષે ક્ષય પામવા લાગ્યા ત્યારે ક્રોધ પામેલા તમારા પિતાએ બ્રહ્માસ્ત્રને ઉત્પન્ન કર્યું અને બ્રહ્માસ્ત્રને ફેરવતા એવા નરશ્રેષ્ઠ તેમણે ભલ્લીવડે હજારો અને લાખો શત્રુઓને માર્યા વિશેષે કરીને કાળે પ્રેરેલા પાડવ યોદ્ધાઓ, કેકય યોદ્ધાઓ, મત્સ્ય યોદ્ધાઓ અને પચાલ યોદ્ધાઓ તેમના રથની સામેજ નાશ પામતા હતા અને તેમણે બ્રહ્માસ્ત્રના યોગેકરી હજાર નરશ્રેષ્ઠ યોદ્ધાઓને અને બે હજાર હસ્તિઓને મૃત્યુ પ્રત્યે મોકલ્યા તે વખતે કાન સુધી શ્યામ પળિઆવાળા પચાશી વર્ષના વૃદ્ધ તેઓ યુદ્ધમા સોળ વર્ષના પુરૂષની પેઠે ફરતા હતા જ્યારે સૈન્યો કલેશ પામવા લાગ્યા અને રાજાઓ વધ પામવા લાગ્યા ત્યારે અમર્ષ વશ પામેલા પચાલ યોદ્ધાઓ વિમુખ થયા તે સમયે બાણરૂપી કિરણવાળા પ્રતાપવાન તમારા પિતા જેમ મધ્ય દિવસને પામેલો સૂર્ય દુઃખેકરી જેવાય તેમ તે પાડવોના યોદ્ધાઓ મધ્ય ભાગને પામી થયા હતા ભગવાન સૂર્ય-ની પેઠે શોભતા તેમણે દહન કરેલા તે યોદ્ધાઓ દગ્ધ પરાક્રમવાળા તથા ઉત્સાહ અને ચેતના રહિત થયા હતા પછી તેમણે પીડેલા તે યોદ્ધાઓને જોઇ પાડુપુત્રોના જયને ઇચ્છનારા કૃષ્ણ આ વચન કહેવા લાગ્યા કે—શસ્ત્રધારીઓમા ઉત્તમ રથિના યૂથની રક્ષા કરનારાઓના સમૂહની પણ રક્ષા કરનારા આ દ્રોણાચાર્ય મનુષ્યોએ કયારે પણ જીતી શકાય એમ નથી, અને યુદ્ધમા ઇંદ્રે પણ જીતાય તેમ નથી, માટે હે પાડવો ! જે રીતે સુવર્ણમય વાહનવાળા દ્રોણાચાર્ય યુદ્ધમા તમો સર્વને ન હણે તે રીતે તમે ધર્મને તજી જયને પાળો મારી બુદ્ધિ તો અશ્વત્થામાના હણાવાથી આ યુદ્ધ નહિ કરે એમ છે માટે કોઇ પણ માણસ યુદ્ધમા

અશ્વત્થામાને હણેલો દ્રોણાચાર્ય પ્રત્યે મિથ્યા કહો કૃષ્ણના વાક્યને કુંતિપુત્ર અર્જુન પસદ કરતો ન હતો પણ બીજાઓ પસદ કરવા લાગ્યા અને યુધિષ્ઠિર દુખેકરી પસદ કરનાર થયા. પછી ભીમ તમારા પિતાને અશ્વત્થામા નાશ પામ્યો એ રીતે લજ્જા સહિત કહેવા લાગ્યો, પણ તેને તમારા પિતા માનતા ન હતા પછી તે ખોટુ માનતા એવા પુત્ર-વત્સલ તમારા પિતા તમને હણેલા છે કે નહી હણેલા એ રીતે યુદ્ધમા ધર્મરાજને પૂછવા લાગ્યા, ત્યારે ખોટાના ભય વિષે બૂડેલા યુધિષ્ઠિર યુદ્ધમા પર્વત સરખા દેહવાળા અશ્વત્થામા નામના માલવ દેશના ઇંદ્રવર્માના મોટા હાથીને ભીમસેને હણેલો જોઇ જય વિષે આ-સક્ત થયા તે સમયે ભીમસેન તમારા પિતા પાસે જઇ ઉચે સ્વરે આવી રીતે બોલ્યો કે– "જેને અર્થે તમે શસ્ત્રને લ્યો છો અને જેને ઇચ્છીને જીવો છો તે તમારો નિરતર પ્રિય પુત્ર અશ્વત્થામા જેવી રીતે વનમા સિહનો શિશુ સુતો હોય તેવી રીતે ભૂમિ વિષે નાશ પામીને સુતો છે" પછી એમ તેના કહેવા ઉપરથી તમારા પિતાએ રાજા યુધિષ્ઠિરને પૂછ્યું તો અસત્યના દોષોને જાણતા એવા તેમણે પણ દ્વિજશ્રેષ્ઠ તમારા પિતા પ્રત્યે 'કુંજર અથવા નર હણ્યો' એ રીતે તેમનાથી તમને યુદ્ધમા હણેલા સાભળી સતાપવડે દુખ પામેલા તેઓ દિવ્ય અસ્ત્રોને નિયમમા રાખી જે પ્રમાણે પ્રથમ યુદ્ધ કરતા હતા તે પ્રમાણે યુદ્ધ કરતા બધ થયા પછી તેમને અતિ ઉદ્વેગ પામેલા અને શોકાતુર ચિત્તવાળા જોઇ જેનુ કર્મ ક્રૂર છે એવો દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન તેમની સમીપ દોડ્યો પોતાના મૃત્યુરૂપ કહેલા તે ધૃષ્ટ-દ્યુમ્નને જોઇ લોકતત્વને જાણનારા તમારા પિતા દિવ્ય અસ્ત્રોને તજી રણભૂમિ વિષે અન્ન, જલ આદિનો ત્યાગ કરી મરણ પર્યંત ઇશ્વર સ્મરણ કરવા એક આસને બેસી રહેવાના નિયમને ગ્રહણ કરવા લાગ્યા પછી તે સમયે ધૃષ્ટદ્યુમ્ને ડાબા હાથવડે એમના કેશ પકડી દ્રોણાચાર્ય હણવા યોગ્ય નથી, એ રીતે વારવાર શૂરાઓ બોલતા હતા તથા તેઓ સર્વ તરફથી કહેતા હતા અને તેમજ ધર્મજ્ઞ અર્જુન વાહનથી ઉતરી એ પ્રત્યે દોડ્યો હતો અને ઉતાવળો બાહુને ઉચા કરી દ્રોણાચાર્યને જીવતા લાવ અને વધ કર મા, એ રીતે વારવાર કહેતો હતો, તે છતા તેણે મસ્તક કાપ્યુ હે નરશ્રેષ્ઠ! તેવી રીતે કૌરવોએ અને અર્જુને વાર્યો છતા પણ તે ઘાતકી કર્મ કરનારે તમારા પિતાને હણ્યા તે સમયે હે પાપરહિત! તમારા પિતાના હણાવાથી ભયવડે પીડા પામેલા સર્વ સૈનિકો અને ઉત્સાહ રહિત એવા અમે પણ નાઠા સજય કહે છે–હે મારિષ! દ્રોણપુત્ર અશ્વત્થામા યુદ્ધમા પિતાના તે નાશને સાભળી જે પ્રમાણે પગવડે પ્રહારેલો સર્પ ક્રોધ કરે તે પ્રમાણે તીવ્ર ક્રોધ કરવા લાગ્યો અને પછી જે રીતે ઘણા બળતણને પામી અગ્નિ જ્વલિત થાય તે રીતે રણભૂમિ વિષે ક્રોધ પામેલા તે અત્યત બળવા લાગ્યો વળી જે પ્રમાણે ફૂફાડા નાખતો રાતા નેત્રવાળો સર્પ થાય તે પ્રમાણે શ્વાસ લેતા લાલચોળ નેત્રયુક્ત થયા અને તાળીવડે તાળીને પીસી તથા દાતવડે દાતને પીસવા લાગ્યા

तलतलेन निष्पिष्यदन्तैर्दन्तानुपास्पृशत् ।
नि श्वसन्नुरगोयद्वल्लोहिताक्षोऽभवत्तदा ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वण्यश्वत्थामक्रोधे गुर्जरभाषायांत्रिनवत्यधिकशततमोऽध्यायः ॥ १९३ ॥**

## અધ્યાય ૧૯૪ મો. અશ્વત્થામાએ શું કર્યું.

धृतराष्ट्र उवाच—अधर्मेण हतं श्रुत्वा धृष्टद्युम्नेन संजय ।
ब्राह्मणपितरं वृद्धमश्वत्थामाकिमब्रवीत् ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય ! વૃદ્ધ એવા બ્રાહ્મણ પિતાને ધૃષ્ટદ્યુમ્ને અધર્મવડે હણેલા સાંભળી અશ્વત્થામા શું બોલ્યા ? જેને વિષે માનવ, વારૂણ, આગ્નેય, ઐંદ્ર અને નારાયણ અસ્ત્ર નિરંતર રહેલું હતું તથા ગુણોને ઇચ્છનાર એવા જે મહાત્માએ સમયકી ધનુર્વેદને જાણી પુત્રને દિવ્ય અસ્ત્રો આપ્યા હતા તે ધર્મિષ્ઠ આચાર્યને યુદ્ધમા ધૃષ્ટદ્યુમ્ને હણેલા સાંભળી બળવાન અશ્વત્થામા શું બોલ્યા ? આલોક વિષે પુરૂષો પોતાથી અતિ ગુણવાન એવા એકજ પુત્રને ઇચ્છે છે અને કોઇ રીતે પણ બીજાને ઇચ્છતા નથી વળી મહાત્મા આચાર્યોના રહસ્ય હોય છે અને તે રહસ્યોને, પુત્રને અથવા પોતાને અનુસરતા શિષ્યને આપે છે, તે પ્રમાણે હે સંજય ! શિષ્ય એવા તે શૂર શારદ્વતીના પુત્ર અશ્વત્થામા સવિશેષ એવા સર્વ રહસ્યને પામી યુદ્ધમા દ્રોણાચાર્યથી ઉતરતા ન હતા, જે શસ્ત્ર વિષે રામની સમાન હતા, યુદ્ધમા ઇંદ્રની સમાન હતા, પરાક્રમમા સહસ્રાર્જુન સમાન અને બુદ્ધિમા બૃહસ્પતિ બરોબર, સ્થિરતામા પર્વતની તુલ્ય, તેજવડે અગ્નિની તુલ્ય, જુવાન, ગાભીર્યમા સમુદ્ર તુલ્ય, ક્રોધમા સર્પની ઉપમા અપાય એવા, લોકમા મુખ્ય રથિ, દૃઢ ધનુર્ધારી, ગ્લાનિ રહિત, યુદ્ધમા વાયુની પેઠે શીઘ્ર જનારા તથા ક્રોધ પામેલા કાળની પેઠે ફરનારા હતા. યુધ્ધમા અસ્ત્રોને ફેંકતા એવા જેણે પૃથ્વીને પીડિત કરી હતી સત્ય પરાક્રમવાળા, શૂર, જે સંગ્રામ વિષે વ્યથા ન પામતા, જે વેદમાં કુશળ, વ્રતમા કુશળ અને ધનુર્વેદના પારને પામનાર હતા જે પ્રમાણે દશરથના પુત્ર રામ હતા તે પ્રમાણે જે સમુદ્રની પેઠે ક્ષોભ ન પમાડાય તેવા હતા તે ધર્મિષ્ઠ દ્રોણાચાર્યને યુધ્ધમા ધૃષ્ટદ્યુમ્ને અધર્મવડે હણેલા સાંભળી અશ્વત્થામા શું બોલ્યા ? જે રીતે દ્રોણાચાર્યના મૃત્યુરૂપ દ્રુપદ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન થયો તે પ્રમાણે તે મહાત્માએ ધૃષ્ટદ્યુમ્નના મૃત્યુરૂપ જેને ઉત્પન્ન કર્યો હતો તે અશ્વત્થામા ઘાતકી, પાપી, ક્રૂર અને જેની દીર્ઘદૃષ્ટિ નથી એવા ધૃષ્ટદ્યુમ્ને યુધ્ધમા તે દ્રોણાચાર્યને હણેલા સાંભળી શું બોલ્યા ?

तं नृशंसेन पापेन क्रूरेणा दीर्घदर्शिना ।
श्रुत्वा निहतमाचार्यमश्वत्थामाकिमब्रवीत् ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि धृतराष्ट्रप्रश्ने गुर्जरभाषायां चतुर्नवत्यधिकशततमोऽध्यायः ॥ १९४ ॥**

---

## અધ્યાય ૧૯૫ મો. નારાયણાસ્ત્ર છોડવું.

संजय उवाच—छद्मनानिहतं श्रुत्वा पितरं पापकर्मणा ।
बाष्पेणा पूर्यत द्रौणीरोषेण च नरर्षभ ॥ १ ॥

સંજય કહે છે—હે નરશ્રેષ્ઠ ! પિતાને પાપ કર્મવાળા ધૃષ્ટદ્યુમ્ને કપટેકરી હણેલા સાંભળી દ્રોણપુત્ર અશ્વત્થામા અશ્રુવડે અને રોષવડે પૂર્ણ થયા હે રાજેંદ્ર ! ક્રોધ પામેલા તે અશ્વત્થા-

આનુ રૂપ જેવી રીતે કાળના અતમા પ્રાણિઓને હરણ કરવાને ઇચ્છતા એવા અતકનું શરીર દેખાય તેવી રીતે દીપ્ત દેખાતુ હતુ પછી અશ્રુવડે ભરેલા નેત્રોને વારવાર શુદ્ધ કરી ક્રોધથી નિઃશ્વાસ નાખી અશ્વત્થામા દુર્યોધન પ્રત્યે આવુ વચન બોલ્યા કે—જે રીતે ધર્મધ્વજવાળા યુધિષ્ઠિરે તજેલા શસ્ત્રવાળા મારા પિતાને ક્ષુદ્ર પુરૂષોવડે નાશ પમાડ્યા ને પાપ કર્યું, તે મારૂં જાણેલુ છે અને આર્યને યોગ્ય નહિ એવુ જે અતિ ઘાતકી કર્મ ધર્મપુત્રનુ છે તે મે સાભળ્યું. હે રાજન્! યુધ્ધો વિષે પ્રવર્તેલા પુરૂષોનો જરૂર જય અને પરાજય એ બે થાય તેમા પણ વધ વખણાય છે તથા સગ્રામમાં યુદ્ધ કરનારાનો જે ન્યાયયુક્ત વધ થાય છે તે દુઃખ માટે નથી તેમ બ્રાહ્મણો સહિત તેણે જોયા માટે તે મારા પિતા વીરલોક પ્રત્યે ગયા, એમા સશય નથી, માટે હે પુરુષશ્રેષ્ઠ ! તે સમયે જે મારા પિતા નાશ પામ્યા તે શોક કરવા યોગ્ય નથી, પણ ધર્મમા પ્રવૃત્ત એવા જે તે કેશના ગ્રહણને સર્વ સૈન્યોના જોતા પામ્યા તે, અને વળી મારા જીવતા પિતા, જે કેશ ગ્રહણને પ્રાપ્ત થયા તે મારા મર્મસ્થાનોને ભેદે છે, કારણ કે પુત્રવાળા બીજાઓ પુત્રોથકી કેવી રીતે ઇચ્છા કરશે ? જે રીતે પુરૂષો કામથી, ક્રોધથી, અજ્ઞાનથી, હર્ષથી અને બાળપણાથી, જે ધર્મ વિરૂદ્ધ કર્મ કરે છે તે આ મોટુ અધર્મનું કર્મ મને ગણ્યા વગર પાપી દુરાત્મા ધૃષ્ટદ્યુમ્ને કર્યું, તેનુ ફળ જરૂર એ ધૃષ્ટદ્યુમ્ન અતિ દારૂણ જોશે અને તે સમયે મિથ્યાવાદી આ પાડવ, પરમ ન કરવા યોગ્ય એવાં કર્મને કરી કપટવડે આચાર્યને શસ્ત્ર તજાવતો હતો, તે ધર્મરાજનુ લોહી આજ પૃથ્વી વિષે જોશે. હે કૌરવ્ય ! સત્ય અને ઇષ્ટાપૂર્તવડે હુ સમ ખાઉં છુ કે, સર્વ પચાલ યોદ્ધાઓને હણ્યા વગર કોઇ રીતે પણ જીવીશ નહિ અને સર્વ ઉપાયોવડે પચાલ યોદ્ધાઓના વધ વિષે યત્ન કરીશ તથા મૃદુ અથવા દારૂણ એવા જે તે કર્મવડે યુદ્ધમા હુ પાપ કરનારા ધૃષ્ટદ્યુમ્નને હણીશ. અને હે કૌરવ ! પચાલ યોદ્ધાઓનો વધ કરી હું શાંતિ પામીશ હે પુરૂષશ્રેષ્ઠ ! મનુષ્યો તે માટે પુત્રોને ઇચ્છે છે કે જે માટે અહિ અને નાશ પામી પરલોકમા પ્રાપ્ત થએલાઓને મોટા ભયથી રક્ષા કરે પણ મારા પિતાએ તો પર્વત તુલ્ય એવો હુ અને શિષ્યના જીવતા જેવી બધુ રહિત એવા માણસે અવસ્થા પમાય તેવી અવસ્થા પમાઇ, માટે મારા દિવ્ય અસ્ત્રોને, બાહુને અને પરાક્રમને ધિક્ છે કે જે પુત્રને પામી મારા પિતા કેશ ગ્રહણને પામ્યા, તે માટે હે ભરતશ્રેષ્ઠ ! હું તેવી રીતે કરીશ કે જે રીતે પરલોકમા ગએલ એવા પણ પિતાના ઋણ રહિત થઇશ સજ્જન માણસે કદી પણ પોતાની સ્તુતિ કહેવા યોગ્ય નથી, તોપણ આજ પિતાના વધને સહન ન કરતો એવો હું અહિ પરાક્રમને કહું છું. યુગોના અતને કરતો હોઉં તેમ સર્વ સૈન્યોને પીડતો એવો જે હું તેના પરાક્રમને આજ, શ્રીકૃષ્ણ સહિત પાડવો જૂઓ. આજ રથમા બેઠેલો એવો જે હું તેને દેવ, ગધર્વ, અસુર, રાક્ષસ અને સૌ મનુષ્યો રણભૂમિ વિષે જીતવા શક્તિમાન નથી આલોક વિષે કોઇ પણ ઠેકાણે મારાથી અને અર્જુનથી બીજો અસ્ત્ર જાણનાર નથી. જે પ્રમાણે પ્રકાશવાળા કિરણોના મધ્યમા સૂર્ય હોય તે પ્રમાણે સેના પ્રત્યે ગએલો હું દેવતાઓએ સરજેલા અસ્ત્રોને જોડનાર છુ આજે યુદ્ધમા ધનુષથકી મે જોડેલા બાણો બળને દર્શાવતા એવા પાંડવોને પીડશે

હે રાજન્ ! આજ અહિ પાંડવો મારાં તીક્ષ્ણ બાણોવડે વિટેલી સર્વ દિશાઓને ધારાઓવડે સકુલ હોય તેમ દેખશે જેવી રીતે મહાવાયુ વૃક્ષોને પાડે તેવી રીતે બાણ સમૂહોને ફેંકતો એવો હું સર્વ તરફથી ભયકર શબ્દવાળા શત્રુઓને પાડીશ હે કૌરવ્ય ! મારા વિષે

પ્રયોગ અને ઉપસહાર રહિત જે આ અસ્ત્ર છે તેને નથી જાણતો અર્જુન કે નથી જાણતા શ્રીકૃષ્ણ, નથી જાણતો ભીમસેન કે નકુળ સહદેવ, નથી જાણતા યુધિષ્ઠિર કે નથી જાણતો દુરાત્મા આ ધૃષ્ટદ્યુમ્ન, તેને નથી જાણતો શિખંડિ કે નથી જાણતો સાત્યકિ પૂર્વે નારાયણને પ્રણામ કરી મારા પિતાએ વિધિપૂર્વક વેદરૂપ ઉપહાર તેમને આપ્યો હતો અને તે ઉપહારને પોતે ભગવાને ગ્રહણ કર્યો અને તેમણે વરદાન આપ્યું તે સમયે મારા પિતાએ ઉત્તમ એવા નારાયણ અસ્ત્રને માગ્યું હે રાજન્! એ પછી દેવશ્રેષ્ઠ ભગવાન મારા પિતા પ્રત્યે બોલ્યા કે યુદ્ધમાં કોઇ ઠેકાણે તમારી બરોબર કોઇપણ બીજો પુરૂષ થશે નહિ હે બ્રહ્મન્! જલદી તમારે આ અસ્ત્રને કોઇ પણ ઠેકાણે જોડવું નહિ કારણ કે આ અસ્ત્ર શત્રુના વધ વગર નિવૃત્ત થતું નથી હે પ્રભો! આ નાશ કરે એ રીતે કોઇએ જાણી શકાય તેમ નથી અને ન હણી શકાય એવા માણસને પણ આ હણે છે માટે આ અસ્ત્રને જોડવું નહિ હે પરંતપ! આ મહાસ્ત્રની શાંતિ વિષે યુદ્ધમાં રથનો ત્યાગ, શસ્ત્રોનો ત્યાગ અને શરણ પામેલા શત્રુઓના શરણનો નાશ એ ઉપાયો છે માટે રણભૂમિ વિષે સર્વ પ્રકારે પીડાવાળો પુરૂષ અવધ્ય શત્રુઓને પીડા કરી મારે એમ કહી ભગવાન પ્રભુ સ્વર્ગ પ્રત્યે ગયા અને તે અસ્ત્રને મારા પિતાએ ગ્રહણ કર્યું અને સમર્થ એવા તેમણે મને કહ્યું કે તું આ અસ્ત્રવડે અને તેજવડે સંગ્રામ વિષે પ્રકાશ પામીશ અને ઘણીવાર સર્વ શસ્ત્રવૃષ્ટિઓને નાશ પમાડીશ તે આ નારાયણ અસ્ત્રથકી પિતા જેના બંધુ છે એવો હું તેણે પમાયું છે માટે તે અસ્ત્રેકરી હું જે રીતે રણભૂમિમાં ઇન્દ્ર અસુરોને નસાડે તે રીતે પાંડવ, પંચાલ, મત્સ્ય અને કેકય યોદ્ધાઓને નસાડીશ. હે ભારત! જેવી જેવી રીતે હું ઇચ્છા કરૂં તેવી તેવી રીતે થઇ મારા બાણો પરાક્રમ કરતા એવા પણ શત્રુઓ વિષે પડે તેમ છ. માટે રણભૂમિ વિષે રહેલો હું ઇચ્છા પ્રમાણે પાષાણવૃષ્ટિવડે પ્રવર્તિશ અને આકાશમાં જનારા બાણોવડે મહારથિઓને નસાડીશ તથા સંશય વગર તીક્ષ્ણ પરશ્વધોને ફેંકીશ શત્રુઓને તપાવનાર એવો હું પાંડવોને મણુકાર્યા વગર મોટા નારાયણ અસ્ત્રવડે શત્રુઓને નાશ પમાડીશ અને મિત્ર, બ્રાહ્મણ અને ગુરૂનો દ્રોહી મૂર્ખ અને અતિ નિંદિત એવો પાંચાલ નીચ ધૃષ્ટદ્યુમ્ન આજ મારાથી જીવતો મૂકાશે નહિ. તે સાંભળી દ્રોણપુત્ર અશ્વત્થામાની સેના ફરવા લાગી અને સર્વ શ્રેષ્ઠ પુરૂષો મોટા શંખો ફુંકવા લાગ્યા તથા પ્રસન્ન થએલા હજારો ભેરી અને ડિંડિમ વાદિત્ર વગાડવા લાગ્યા તથા ખરી અને નેમિવડે પીડિત એવી પૃથ્વી શબ્દ કરવા લાગી અને સંકુલ એવો તે શબ્દ આકાશ, સ્વર્ગ અને પૃથ્વીને ગજાવવા લાગ્યો તે મેઘ શબ્દની ઉપમા અપાય એવા શબ્દને સાંભળી ભેગા થએલા રથિ શ્રેષ્ઠ પુરૂષો મળીને વિચાર કરવા લાગ્યા અને હે ભારત! દ્રોણપુત્ર અશ્વત્થામા તો તેમ કહી જળને લેઇ તે સમયે તે દિવ્ય એવા નારાયણ અસ્ત્રને પ્રગટ કરવા લાગ્યા

समेत्यरथिनां श्रेष्ठाः सहिताश्चाप्य मन्त्रयन् ॥
तथोक्त्वा द्रोणपुत्रस्तु वार्युपस्पृश्य भारत ॥
प्रादुश्चकारतद्दिव्यमस्त्रं नारायण तदा ॥

इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि अश्वत्थामक्रोधे गुर्जरभाषायांपंचनवत्यधिकशततमोऽध्यायः ॥ १९५ ॥

## અધ્યાય ૧૯૬ મો. દ્રોણવધનો શોક.

**संजय उवाच—प्रादुर्भूते ततस्तस्मिन्नस्त्रे नारायणे प्रभो।**
**प्रावात्सपृषतो वायुरनभ्रे स्तनयित्नुमान्**

સજય કહે છે—હે પ્રભો! જ્યારે નારાયણ અસ્ત્ર પ્રગટ થયુ ત્યારે મેઘનો કાળ ન હતો ને તે વખતે વાયુ, જળબિંદુ સહિત અને મેઘ ગર્જના યુક્ત વાવા લાગ્યો, પૃથ્વી કપવા લાગી, મહાસાગર ક્ષોભ પામવા લાગ્યો, સમુદ્રમા જનારી નદીઓ પ્રવાહો સામે ચાલવા લાગી, અને હે ભારત! તે સમયે પર્વતોના શિખરો ભેદાવા લાગ્યા તથા મૃગો પાડવોની સેનાને ડાબી તરફ ફરવા લાગ્યા સૂર્ય અધકારવડે યુક્ત અને મલિન થયા તથા હર્ષ પામેલાની પેઠે ભૂત અને રાક્ષસો પડવા લાગ્યા હે વિશાપતે! દેવ, દાનવ અને ગધર્વો પણ ત્રાસ પામેલા થયા અને કેમ કરવુ? એ રીતે તે મોટુ સૈન્ય આકુલવ્યાકુળ થયુ, તથા હે વિશાપતે! દ્રોણ-પુત્ર અશ્વત્થામાના ઘોર રૂપવાળા ભયકર તે અસ્ત્રને જોઈ સર્વ રાજાઓ ત્રાસ પામેલા થયા. ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સજય! સગ્રામ વિષે અતિ શોકવડે તાપ પામેલા અને પિતાના વધને સહન ન કરતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ સૈન્યોને નિવૃત્ત કર્યા, ત્યારે કૌરવોને સમીપ આવતા જોઈ ધૃષ્ટદ્યુમ્નના રક્ષણ વિષે પાડવોમા શો વિચાર થયો તે મને કહે? સજય કહે છે કે—પ્રથમજ તમારા પુત્રના યોદ્ધાઓને નાસતા જોઈને યુધિષ્ઠિર પાછા સકુલ શબ્દ સાભળી અર્જુન પ્રત્યે આ રીતે બોલ્યા યુધિષ્ઠિર કહે છે—હે ધનજય! જે રીતે વજ્ર જેના હાથમા છે એવા ઈંદ્રે મોટા વૃત્રાસુરને હણ્યો હતો, તે રીતે યુદ્ધમા ધૃષ્ટદ્યુમ્ને દ્રોણાચાર્યને હણ્યા ત્યારે યુદ્ધમા જયને ન ઈચ્છતા એવા દીન મનવાળા કુરુઓ આત્માના રક્ષણ વિષે બુદ્ધિ કરી રણભૂમિથી ભાગતા હતા તેમા કેટલાક રાજાઓ જલદી પતાકા, ધ્વજ અને છત્ર રહિત જેઓના કૂબર ભાગી ગએલા છે, જેઓના સારથિના બેસવાના ભાગ ભાગી ગએલા છે અને જેઓના આકુલ ઘોડાઓ છે એવા ફરતા રથોને લીધે બીજા રથોમા બેસી નાસતા હતા, કેટલાક ચેતના રહિત ભય પામેલા ઘોડાઓ પર બેસી પગવડે ઉતાવળ કરતા હતા, કેટલાક પોતે રથોને, ભાગી ગએલા અક્ષ, ધોસરા અને ચક્રોવડે ચોતરફથી ખેચતા હતા કેટલાક ભાગી ગએલા રથોને તજી પગવડે ચાલી નાસી જતા હતા, કેટલાક ઘોડાની પીઠ ઉપર બેઠેલા અર્ધ ખસી ગએલા આસનવાળાને ઘોડાઓ ખેચી જતા હતા, કેટલાક નારાચ બાણો-વડે જેઓના આસન ખસી ગયા છે એવા હાથીઓની કાધ ઉપર પડેલા હતા, કેટલાકને બાણવડે પીડા પામેલા ભાગેલા હસ્તિઓએ ગ્રહણ કર્યા હતા, કેટલાક શસ્ત્ર અને કવચ રહિત એવા વાહનો થકી પૃથ્વી ઉપર પડયા હતા, કેટલાક નેમિઓવડે કચરાએલા અને કેટલાક ઘોડા અને હસ્તિઓએ કચરેલા હતા કેટલાક હે તાત! હે પુત્ર! એ રીતે બોલતા, ભયથી ભાગી જતા હતા કેટલાક મોહવડે જેઓનુ બળ નાશ પામેલુ છે એવા એક બીજાને જાણતા ન હતા. કેટલાક દૃઢ ઘાયલ થએલા એવા પુત્રોને, પિતાઓને, સખાઓને અને ભાઈઓને બેસાડી કવચોને પણ મૂકી જળવડે સિચન કરતા હતા માટે દ્રોણાચાર્યના હણાવાથી તેવી અવસ્થાને પામી ભાગેલુ સૈન્ય હમણા ફરીને કોણે પાછુ વાળ્યુ? તે જો જાણતો હોઉ તો મને કહે કેમકે, હણહણાટ કરતા ઘોડાઓનો અને હસ્તિઓનો મોટો શબ્દ, રથ નેમિના શબ્દોવડે મિશ્ર સભળાય છે અને કુરુરૂપી સાગર વિષે આ અતિ તીવ્ર શબ્દો થાય છે. વળી વારવાર ઉત્પન્ન થાય છે અને મારા સૈનિકોને પણ કપાવે છે અને જે આ

સકુલ શબ્દ સભળાય છે તે રૂવાને હર્ષ પમાડનાર થાય છે અને આ શબ્દ ઈંદ્ર સહિત એવા પણ ત્રણ લોકોને નાશ પમાડે એમ છે એ રીતે મારી બુદ્ધિ છે તથા હું માનું છુ કે વજ્રને ધારણ કરનારા ઇંદ્રનો આ ભયંકર સ્વરવાળો નાદ છે અને દ્રોણાચાર્યના હણાવાથી કૌરવો માટે સ્પષ્ટ આ ઇંદ્ર આવે છે અને તેથી રથિશ્રેષ્ઠ પુરૂષો હર્ષિત રોમકૂપવાળા અને વેગવાળા થયા છે હે ધનંજય! જેવી રીતે દેવેશ્વર ઇંદ્ર યુદ્ધને માટે દેવતાઓને નિવૃત્ત કરે તેવી રીતે આ કયો મહારથિ ભાગેલા કૌરવોને પાછા વાળે છે ' તે અતિ ભયંકર મોટા શબ્દને સાભળી કહે

અર્જુન કહે છે–હે રાજન્! જેણે શસ્ત્ર તજેલા છે એવા ગુરૂના હણાવાથી એક આ, જે, દુર્યોધનના યોદ્ધાઓને ઉભા રાખી નાદ કરે છે જેને વિષે તમારો સંશય છે અને જેના પરાક્રમના આશ્રયવાળા બળ પ્રત્યે રહેલા કૌરવો ઉગ્ર કર્મને માટે આત્માને ઉદ્યમવાળો કરી શંખ વગાડે છે તેને લજ્જાવાન મહાબાહુ મત્ત હસ્તિની પેઠે ચાલનાર વ્યાઘ્ર સરખા મુખવાળા, ઉગ્ર કર્મવાળા અને કુરૂઓના અભયને કરનાર સમજે જેના ઉત્પન્ન થવાથી દ્રોણાચાર્યે અતિ પૂજ્ય એવા બ્રાહ્મણોને દશ હજાર ગાયોના ધણને આપ્યુ હતું, તે આ અશ્વત્થામા ગર્જના કરે છે શબ્દ કરતા ઉચ્ચૈઃશ્રવા ઘોડાની પેઠે ઉત્પન્ન થએલા, માત્ર જે થરે ભૂમિને અને ત્રણ લોકોને કંપાવ્યા હતા, અને તે સમયે તેને સાભળી અંતર્ધ્યાન થએલા પ્રાણિએ તેનુ અશ્વથામા એવી રીતે નામ પાડ્યુ હતુ, હે પાડવ! તે આ અશ્વત્થામા આજ આવી રીતે ગર્જના કરે છે તથા અનાથની પેઠે જેને દબાવી ધૃષ્ટદ્યુમ્ને અતિ ઘાતકી કર્મવડે હણ્યા તેનો નાથ ઉભો થયો છે જે ઠેકાણે મારા ગુરૂને ધૃષ્ટદ્યુમ્ને કેશસમૂહ વિષે સ્પર્શ કર્યો હતો તે કદી પણ પોતાના પરાક્રમને જાણનાર એવા દ્રોણપુત્ર અશ્વત્થામા સહન નહિ કરે તમે રાજ્યના કારણથી ગુરૂને મિથ્યા ઉપચારવાળા કર્યા અને પ્રસિદ્ધ, સારા તથા ધર્મજ્ઞ એવા તમે તેણે અતિ મોટો તે અધર્મ કર્યો, માટે જેવી રીતે વાલીના વધથી રામચંદ્ર વિષે અપકીર્ત્તિ રહી છે તેવી રીતે દ્રોણાચાર્યના હણાવાથી સ્થાવર જંગમ સહિત એવા ત્રણ લોક વિષે તમારી અપકીર્ત્તિ ઘણો વખત રહેશે, કારણ કે સર્વ ધર્મવડે યુક્ત આ, તે, મારો શિષ્ય પાડવ છે અને આ મિથ્યા બોલતો નથી એવો તમારે વિષે જે દ્રોણાચાર્યે વિશ્વાસ કર્યો હતો તે આચાર્યને સત્યરૂપી કંચુકને પ્રાપ્ત એવા જે તમે તેણે તે સમયે 'કુંજર અથવા નર હણ્યો' એ રીતે અસત્ય કહ્યુ તે પછી હે રાજન્! જેવી રીતે સમર્થ તે, શસ્ત્રને તજી મમતા અને ચેતના રહિત અતિ વિહ્વલ તથા શોકવડે યુક્ત વિમુખને પુત્રવત્સલ એવા તે ગુરૂને નિત્ય એવા ધર્મને તજી શસ્ત્રવડે તમે નાશ કરાવ્યા જેણે નાખી દીધેલા શસ્ત્ર છે એવા ગુરૂનો અધર્મવડે ઘાત કરાવી હવે જો સામાન્ય એવા તમે સમર્થ હો તો જેના બધુ નાશ પામેલા છે એવા ક્રોધ પામેલા આચાર્ય પુત્ર અશ્વત્થામાએ પીડેલા ધૃષ્ટદ્યુમ્નને બચાવો. આજ સર્વ અમે ધૃષ્ટદ્યુમ્નને બચાવવા સમર્થ થઇશુ નહીં મનુષ્યોને ઉલ્લંઘન કરી રહેલા જે સર્વ પ્રાણિઓ વિષે સ્નેહ રાખે છે તે આજ રણભૂમિ વિષે પિતાના કેશ ગ્રહણ કર્યા તેને સહન કરશે નહિ આચાર્યને પૂછનાર એવો જે હું તેણે ઘણીના કહ્યા છતા શિષ્ય એવા પોતે ધર્મને તજી ગુરૂને હણ્યા માટે આપણુ ઘણુ વય ગયુ અને હવે અતિ ઓછું શેષ રહ્યુ છે, તેનો આ વિકારરૂપ મોટો અધર્મ હમણા કર્યો જે સ્નેહથી અને ધર્મથી નિરંતર પિતા તુલ્ય હતા તે ગુરૂને થોડા વખતવાળા રાજ્યના કારણથી નાશ કરાવ્યા. હે વિશાંપતે! ધૃત-

રાષ્ટ્રે ભીષ્મ અને દ્રોણાચાર્યને, તત્પર એવા પુત્રો સહિત સર્વ પૃથ્વી આપી હતી અને તેવી વૃત્તિને આપીને શત્રુઓએ નિરંતર સત્કાર કર્યો હતો તોપણ ગુરૂ જે દ્રોણાચાર્ય હમેશા પુત્ર થકી પણ મનેજ અધિક ઇચ્છતા હતા તે જેણે શસ્ત્ર તજેલા છે અને તમને અને મને જોતા એવા ગુરૂને યુદ્ધમા હણ્યા યુદ્ધ કરતા એવા એમને ઇંદ્ર પણ હણી શકે નહિ, તે નિત્ય ઉપકાર કરનાર વૃદ્ધ આચાર્યનો દ્રોહ રાજ્યને માટે લોભી બુદ્ધિવાળા અને અનાર્ય એવા આપણે કર્યો અહો ! ખેદ છે કે, આપણે અતિ દારૂણ મોટુ પાપરૂપ કર્મ કર્યુ કે જે રાજ્ય સુખના લોભેકરી આ દ્રોણાચાર્યનો અભિઘાત કરાવ્યો મારા પ્રેમેકરી પુત્રોને, ભાઇઓને પિતાઓને, સ્ત્રિઓને અને સર્વને, તેમ જીવિતને પણ ઇંદ્રપુત્ર અર્જુન તજે, એવી રીતે મારા જે ગુરૂ માનતા તે નાશ પામેલાની હે રાજન્ ! રાજ્યની કામનાવાળો એવો હુ તેની ઉપેક્ષા કરી, માટે હે પ્રભો ! નીચુ જેનુ મસ્તક છે એવો હું નરકને પ્રાપ્ત થયો છુ જેણે શસ્ત્ર તજેલાં છે એવા મહામુનિ બ્રાહ્મણ વૃદ્ધ આચાર્યનો રાજ્ય માટે ઘાત કરાવી આજ મરવુ તે શ્રેયરૂપ છે પણ જીવવુ તે કલ્યાણરૂપ નથી

ब्राह्मणं वृद्धमाचार्यंन्यस्तशस्त्रं महामुनिं ।
घातयित्वद्यराज्यार्थे मृत श्रेयो न जीवित ॥

इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि अर्जुनवाक्ये गुर्जरभाषायां षण्णवत्याधिकशततमोऽध्यायः ॥ १९६ ॥

## અધ્યાય ૧૯૭ મો. ધૃષ્ટદ્યુમ્ન અને અર્જુનનો સંવાદ.

संजय उवाच—अर्जुनस्यवचं श्रुत्वा नोचुस्तत्र महारथा ।
अप्रियं वा प्रियं वापि महाराज धनंजयं ॥ १ ॥

સંજય કહે છે—હે મહારાજ ! અર્જુનનુ વચન સાભળી તે સમયે મહારથિઓ ધનંજય અર્જુન પ્રત્યે પ્રિય અથવા અપ્રિય બોલ્યા નહિ. હે ભરતશ્રેષ્ઠ ! તે પછી ક્રોધ પામેલો મહાબાહુ ભીમસેન કુંતિપુત્ર અર્જુનને નિંદતો હોય તેમ બોલ્યો કે—હે કુંતિપુત્ર અર્જુન ! જેવી રીતે અરણ્યમા ગએલ મુનિ અને તજેલા દંડવાળો જેણે વ્રત સંપૂર્ણ કરેલા હોય એવો બ્રાહ્મણ ધર્મ યુક્ત કહે છે તેવી રીતે, નાશથકી રક્ષા કરનાર, ક્ષા થકી જીવનાર, સત્પુરૂષો અને સ્ત્રીઓ વિષે પણ ક્ષમાવાન એવો જે ક્ષત્રિય તે જલદી પૃથ્વીને, ધર્મને, યશને, અને લક્ષ્મીને પામે છે તે તુ, સર્વ ક્ષત્રિઓના ગુણોવડે યુક્ત અને સત્કુલવાન એવો અવિદ્વાનની પેઠે વાણીને કહેતો આજ શોભતો નથી. હે કુંતિપુત્ર ! શચીનાપતિ ઇન્દ્રની પેઠે તારૂ પરાક્રમ જે રીતે મહાસાગર કિનારાને ઉલ્લઘન કરે તે રીતે ધર્મને ઉલ્લઘન કરી વર્તતુ નથી માટે તમે તેર વર્ષના અમર્ષને પાછા કરી ધર્મનેજ ઇચ્છો છો, તે તમને આજ કોણ ન વખાણે ? હે તાત ! હર્ષની વાત છે કે આજ તારૂં મન ધર્મને અનુસરે છે. હે અચ્યુત ! તમારી બુદ્ધિ નિરંતર ભલાપણા વિષે વર્તે છે તે હર્ષની વાત છે, પણ ધર્મમા પ્રવૃત્ત એવો જે તુ તેના રાજ્યને અધર્મથી શત્રુઓએ હર્યું. સભા પ્રત્યે આણી દ્રૌપદીનો સ્પર્શ કર્યો અને તે ભાવને યોગ્ય નહિ એવા આપ

ધુને વલ્કલ અને ચર્મના વસ્ત્રવાળા એવા કરી વન પ્રત્યે મોકલ્યા હે અનઘ! એ અમર્ષના સ્થાનોને મે તેર વર્ષલગી સહન કર્યા અને ક્ષત્રિયના ધર્મ વિષે આસક્ત એવો હુ તેણે એ સર્વ કર્યું માટે દૂર કરેલા તે અધર્મને આજ મભારી તુ સહિત હુ ક્ષુદ્ર એવા રાજ્ય હરનારા શત્રુઓને સગા વહાલા સહિત હણીશ યુદ્ધ માટે આપણે શક્તિ પ્રમાણે ઉદ્યમ કરીશું એમ તે પ્રથમ કહેલુ હતુ અને હવે આજ તો તુ અમને નિંદે છે અને ધર્મને જાણવા ઇચ્છે છે તે તારૂ વચનજ મિથ્યા છે અને તુ વાણીવડે ભયેકરી પીડિત એવા જે અમે તેઓના મર્મોને ભેદે છે હે શત્રુકર્શન! વ્રણવાળા પુરુષોના વ્રણ વિષે ક્ષાર નાખનારા પુરૂષની પેઠે તમે વાણીરૂપી બાણવડે પીરેલુ મારૂ હૃદય ભેદાય છે આ મોટા અધર્મને તુ ધાર્મિક થઇ જાણતો નથી કે જે તુ, આત્માને વખાણવા યોગ્ય એવા અમોને વખાણતો નથી હે ધનજય! વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ ઉભા છે તે છતા દ્રોણપુત્ર અશ્વત્થામાને વખાણે છે કે જે, તારી પુરી સોળમી કળાને પણ યોગ્ય નથી, માટે તુ પોતે પોતાના દોષોને કહેતો એવો કેમ લજ્જા નથી પામતો? આ મોટી ભયકર સુવર્ણ માળાવાળી ગદાને લેઇ ક્રોધથી હુ પૃથ્વીને ચીરૂ, પર્વતોને પાડુ, વાયુની પેઠે પર્વત સરખા વૃક્ષોને ભાગુ અને ઇંદ્ર સહિત એવા પણ સમાગમ પામેલા દેવતાઓને, રાક્ષસ સમહ, અસુર, ઉરગ અને મનુષ્યો સહિત બાણોવડે નસાડુ તેમ છુ હે નરશ્રેષ્ઠ કુતિપુત્ર અર્જુન! એ પ્રકારનો મને અતુલ પરાક્રમી જાણતો એવો તુ દ્રોણપુત્ર અશ્વત્થામાથી ભય પામવા યોગ્ય નથી કા તો હે અર્જુન! સર્વ સહોદર ભાઈઓ સાથે ઉભો રહે એટલે હુ એકલો ગદા જેના હાથમા છે એવો મોટા યુદ્ધમા એમને જીતીશ. એ પછી તે સમયે જે પ્રમાણે હિરણ્યકશિપુ વિષ્ણુને કહે તે પ્રમાણે ક્રોધ પામેલાની પેઠે શબ્દ કરતા કુતિપુત્ર અર્જુન પ્રત્યે પાચાલ રાજાનો પુત્ર બોલ્યો ધૃષ્ટદ્યુમ્ન કહે છે—હે અર્જુન! વિદ્વાન બ્રાહ્મણોનાં યજન, અધ્યાપન, દાન, યજ્ઞ, પ્રતિગ્રહ અને છઠ્ઠુ અધ્યયન એવા છે બ્રહ્મકર્મ છે તે તમારા જાણેલા છે એ કર્મોના મધ્યમા ક્યા કર્મ વિષે દ્રોણાચાર્ય રહ્યા હતા અને મે તેમને હણ્યા ' હે કુતિપુત્ર! મને આવી રીતે કેમ નિંદો છો? પોતાના ધર્મથી ખસેલા, ક્ષત્રિયના ધર્મનો આશ્રય કરનારા અને ક્ષુદ્ર કર્મને કરનારા તે, દિવ્ય અસ્ત્રવડે આપણને હણતા હતા તથા માયાને કરતા, અસત્ય બ્રાહ્મણોમા નિંદ્ય એવા તેમને જે માયા વડેજ મારે તેમા હે કુતિપુત્ર! શુ યોગ્ય નથી ' તેવી રીતે દ્રોણાચાર્ય માટે ક્રોધ રહિત એવો હુ તેણે તેમને માર્યા તેથી જે અશ્વત્થામા ભયકર શબ્દ કરે છે તેમા શુ મારૂ ઓછુ થાય છે? જે દ્રોણપુત્ર અશ્વત્થામા યુદ્ધના નામવડે કૌરવોને બચાવવા અસમર્થ એવો ઘાત યુક્ત કરાવશે એમા હુ આશ્ચર્ય માનતો નથી ધાર્મિક તમે જે, મને ગુરૂનો ઘાત કરનારો કહો છો તો તેને માટે તો હુ દ્રુપદ રાજાનો પુત્ર અગ્નિ થકી ઉત્પન્ન થયો છુ હે ધનજય! યુદ્ધ કરતા એવા જે માણસનુ કાર્ય અથવા અકાર્ય રણભૂમિ વિષે બરોબર થાય તેને તુ, કેમ બ્રાહ્મણ કહે છે કે ક્ષત્રિય કહે છે? ક્રોધ યુકત એવો જે, બ્રહ્માસ્ત્રોવડે અસ્ત્રોને ન જાણનારા પુરૂષોને હણે તે પુરૂષશ્રેષ્ઠ કેમ મારવા યોગ્ય નથી? હે ધર્માર્થ તત્વજ્ઞ અર્જુન! ધર્મને જાણનારા પુરૂષોએ ધર્મ રહિત કહેલા અને ધર્મને જાણનારાઓમા વિષની ઉપમા અપાય એવા તેમને જાણતો એવો તુ મને કેમ નિંદે છે? હે અર્જુન! ક્રૂર એવા તેમને રથને વિષેજ મે જે નાશ પમાડયા તે અનિંદ્ય એવો હુ તેને તમે વખાણતા શા માટે નથી? હે કુતિપુત્ર! કાળના અગ્નિ સરખા અગ્નિ અને સૂર્યની ઉપમા અપાય એવા ભયકર દ્રોણાચાર્યના મસ્તકને મે જે કાપ્યુ તે મને વખાણતા કેમ નથી? જે, આ યુદ્ધમા મારાજ બાંધવોને હણતા હતા

અને શત્રુ આને હણુતા ન હતા તેના મસ્તકને કાપીને પણ હુ જ્વર રહિત થયો નથી, અને જેવી રીતે રાક્ષસના વિષયમા જયદ્રથના મસ્તકને ફેક્યુ હતુ તેવી રીતે મે તેમના મસ્તકને જે ન ફેક્યુ, તે મારા મર્મને ભેદે છે હે અર્જુન ! શત્રુઓનો વધ ન કરવો એ ક્ષત્રિયનો અધર્મ સભળાય છે અને હણે અથવા હણાવે એ ક્ષત્રિયનો ધર્મ સભળાય છે, માટે હે પાડવ ! જેવી રીતે તમે પિતાના મિત્ર શૂરવીર ભગદત્તને માર્યો તેવી રીતે મે યુદ્ધમાં તે શત્રુને ધર્મ વડે માર્યો જ્યારે તમે રણભૂમિ વિષે પોતાના પિતાના પિતામહને મારી ધર્મ ગણો છો ત્યારે મે શત્રુને હણ્યો તે પાપમા શા માટે ધર્મ નથી માનતા ? હે કુતિપુત્ર ! જેવી રીતે પોતાના શરીર વિષે પગથિઆ કરેલા છે એવા બેઠેલા હસ્તિને કહેવા યોગ્ય ન હો તેવી રીતે સબધવડે નમ્ર એવો હું તેને તમે કહેવા યોગ્ય નથી હે અર્જુન ! દ્રૌપદી અને દ્રૌપદીના પુત્રો માટે અને બીજા હેતુવડે તમારા સર્વ એવા અમર્યાદપણાને માફ કરૂ છુ વળી આચાર્યની સાથે કુલક્રમથી આવેલુ મારૂ વૈર જેવી રીતે પ્રસિદ્ધ છે, તેવી રીતે પાડુપુત્ર એવા તમેજ જાણો છો એમ નથી પણ આ સર્વ લોક જાણે છે હે અર્જુન ! જ્યેષ્ઠ પાડવ અસત્યવાન નથી, અને હુ અધર્મવાન નથી તથ શિષ્યનો દ્રોહી પાપી નાશ પામ્યો અને તમારો જય છે, માટે યુદ્ધ કરો

नानृती पांडवो ज्येष्ठो नाहवाऽधार्मिकोऽर्जुन ।
शिष्यद्रोहीहतः पापो युध्यस्व विजयस्तव ॥

इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि धृष्टद्युम्नवाक्ये गुर्जरभाषायां सप्तनवत्यधिकशततमोऽध्यायः ॥ १९७ ॥

## અધ્યાય ૧૯૮ મો. સાત્યકિ અને ધૃષ્ટદ્યુમ્ન વચ્ચે કજિયો.

धृतराष्ट्र उवाच—साङ्गा वेदा यथान्याय येनाधीता महात्मना ।
यस्मिन्साक्षाद्धनुर्वेदो ह्रीनिषेवे प्रतिष्ठित. ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—જે મહાત્મા ન્યાય પ્રમાણે અગ સહિત વેદ ભણેલા હતા અને જેના વિષે ધનુર્વેદ સાક્ષાત લજ્જાના સેવનમા રહ્યા હતા, અને જેના અનુગ્રહથી શ્રેષ્ઠ પુરૂષો, દેવતાઓએ સહેલાઇથી ન કરાય તેવા દિવ્યકર્મોને સગ્રામ વિષે કરે છે, તે દ્રોણાચાર્ય વિષે વીર ધૃષ્ટદ્યુમ્નને બકવાદ કરવા છતા પાપ કર્મવાળા, નીચ મનવાળા, ઘાતકી, ક્ષુદ્ર અને ગુરૂનો ઘાત કરનાર એવા ધૃષ્ટદ્યુમ્નની સાથે જે અમર્ષ નથી કરતા તે ક્ષત્રિયોના ધર્મને અને અમર્ષવાનપણાને ધિક્ છે હે સજય ! પૃથ્વી વિષે જે સર્વ ધનુર્ધારી રાજાઓ છે તે અને સર્વ કુતિપુત્રો ધૃષ્ટદ્યુમ્નને શુ કહેતા હતા તે, મને કહે સજય કહે છે—હે વિશાપતે ! ક્રૂર કર્મવાળા દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્નની વાણી સાભળી સર્વ રાજાઓ તો મૂગા રહ્યા અને અર્જુન તો કટાક્ષવડે ધૃષ્ટદ્યુમ્ન પ્રત્યે વક્ર જોઇ અશ્રુ સહિત અતિ નિશ્વાસ નાખી 'ધિક્કાર છે, ધિક્કાર છે' એ રીતે બોલવા લાગ્યો, અને હે રાજન્ ! યુધિષ્ઠિર, ભીમસેન, નકુલ, સહદેવ, શ્રીકૃષ્ણ અને બીજાઓ અતિ લજ્જાવાન થયા તથા સાત્યકિ તો આવુ બોલ્યો કે આ ઠેકાણે

કોઇ પણ પુરૂષ નથી કે જે, આ પાપી પુરૂષ અકલ્યાણુ બોલનારા અધમ નરને શીઘ્ર હણે આ સર્વ પાડવો જાણુવાની ઇચ્છાવડે તને, જેવી રીતે બ્રાહ્મણો પાપીકર્મવડે ચડાળને નિદે તેવી રીતે તે ક્રમે કરી નિદે છે આ મોટા પાપને કરી સર્વ સત્ય પુરૂષોએ નિદેલો તુ શોભાયમાન સભાને પામી બોનતા કેમ લજ્જા નથી પામતો ‘ અને તારી જીહ્વા તથા મસ્તક સો પ્રકારે કેમ ભેદાતુ નથી ? હે ક્ષુદ્ર ! તુ ગુરૂ પ્રત્યે બકવાદ કરે છે તે છતા અધર્મ કમ તને નાશ નથી પમાડતો ‘ તુ સર્વ કુતિપુત્રોએ અને અધક તથા વૃષ્ણિકુળમા થએલા પુરૂષોએ નિદ્દા કરવા યોગ્ય છે, કારણુ કે મલિન કર્મ કરી જે મનુષ્યોની સભામા બડાઇ કરે છે અને વળી તેવા ન કરવા યોગ્ય કામને કરી પાછો ગુરૂનેજ નિદે છે, માટે તુ વધને યોગ્ય છે મુહૂર્તવાર પણુ તારા જીવવાવડે અર્થ નથી હે પુરૂષાધમ ! તારા વગર બીજો કોણુ આર્યધર્માત્મા સદ્ગુરૂના કેશ વિષે સ્પર્શ કરી આ વધરૂપી કર્મ કરે ? તે સાત પેઢી પૂર્વેની અને સાત પેઢી પછીની બોળી અને કુળમા નીચ એવો તુ તેને પામી તેઓ યશ રહિત થયા વળી નરશ્રેષ્ઠ ભીષ્મ પિતામહની સમીપ જે કુતિપુત્ર વિષે કહેલુ હતુ તે પ્રમાણે તે પોતેજ મહાત્માએ પોતાનો નાશ કર્યો તે ભીષ્મ પિતામહનો પણુ હણુનાર અતિ પાપકારી તારો સહોદર ભાઇ છે. પૃથ્વી વિષે પચાલ એવા દ્રુપદ રાજાના પુત્રો સિવાય બીજો પાપ કરનાર નથી ભીષ્મપિતામહના નાશને કરનાર જે છે તેને પણુ તારા પિતાએજ ઉત્પન્ન કરેલો છે તે મહાત્માના મૃત્યુરૂપ શિખડિને તેણે બચાવ્યો, અને સર્વ સારા પુરૂષોએ ધિક્કારેલો એવો તુ તેને પામી તારી સાથે ક્ષુદ્ર મિત્ર તથા ગુરૂના દ્રોહી એવા પચાલ રાજાઓ ધર્મથી ચલિત થયા માટે ફરી જો મારી સમીપમા આવી વાણી બોલીશ તો વજ્રસરખી ગદાવડે તારા મસ્તકને પાડી નાખીશ. બ્રાહ્મણુને હણુનાર એવો તુ તેને જોઇ તારૂ બ્રહ્મહત્યારૂપી પાપ છે તે તારા પોતાના પ્રાયશ્ચિત્ત માટે સૂર્યને જુવે છે, માટે હે અતિ દુષ્ટ વૃત્તવાળા ધૃષ્ટદ્યુમ્ન ! મારા ગુરૂ અર્જુનની આગળ ગુરૂના ગુરૂ દ્રોણાચાર્યને વારવાર નિદતો એવો તુ કેમ લજ્જા પામતો નથી ? ‘ ઉભો રહે ઉભો રહે,’ અને આ એક મારા ગદાપાતને સહન કર તથા હુ પણુ તારા અનેક ગદાપાતને સહન કરીશ આ પ્રમાણે સાત્વત સાત્યકિએ કઠણુ વચનવડે સારી રીતે નિદેલો, ક્રોધ પામેલો ધૃષ્ટદ્યુમ્ન હસતો હોય તેમ ક્રોધ પામેલા સાત્યકિને કહેવા લાગ્યો ધૃષ્ટદ્યુમ્ન કહે છે–હે માધવ ! સભળાય છે સભળાય છે અને ક્ષમા કરાય છે અને સદા અશુભ તથા દુર્જન, સારા પુરૂષને નિદવા ઇચ્છે છે અને લોકમાં ક્ષમા વખણાય છે પણુ પાપી પુરૂષ ક્ષમાને યોગ્ય નથી, કારણુ કે ક્ષમાવાન પુરૂષને, ‘આને જીત્યો,’ એવી રીતે પાપ મનવાળો પુરૂષ જાણે છે વાસ્તે તેવો તુ પણુ નીચ પુરૂષ સરખા આચરણુવાળો નીચ મનવાળો અને પાપ વિષે નિશ્ચયવાળો છે અને નિદ્ય એવો કેશથી માડી નખના અગ્ર ભાગ પર્યંત કહેવાને ઇચ્છે છે. વારણુ કરાતા એવા તુ તેણે પ્રાયવૃત્તને પામેલા, કપાઇ પડેલા હાથવાળા શૂરવીર ભૂરિશ્રવાને હણ્યો તેથી શુ વધારે પાપ છે ‘ અને હે ક્રૂર ! યુદ્ધમા દિવ્ય અસ્ત્રવડે પ્રવેશ કરતા એવા તજેલા શસ્ત્રવાળા દ્રોણાચાર્યને હણ્યા તેમા શુ પાપ છે ? હે સાત્યકે ! રણુભૂમિ વિષે યુદ્ધ ન કરતા અને તેવી રીતે પ્રાયવૃત્ત પામેલા, શત્રુઓએ જેનો બાહુ કાપેલો છે એવા મુનિને જે હણે તે કેમ બોલે ? જ્યારે પરાક્રમી એવો ભૂરિશ્રવા પગવડે તને પ્રહાર કરી પૃથ્વી વિષે ખેચતો હતો ત્યારે પુરૂષોમા શ્રેષ્ઠ થઇ એને કેમ મારી શકયો નહિ ‘ ફરીને જ્યારે પ્રથમ કુતિપુત્ર અર્જુને જીત્યો ત્યારે અનાર્ય એવો તુ તેણે શૂર પ્રતાપવાન સોતદત્તના પુત્ર ભૂરિશ્રવાને હણ્યો, અને હુ તો જે જે ઠેકાણે દ્રોણાચાર્ય પાડવોની સેનાને નમાડતા હતા તે તે ઠેકાણે હજારો

બાણોને નાખતો જતો હતો ચડાળની પેઠે તું પોતે એવા પ્રકારનુ કર્મ કરી નિદા કરવા યોગ્ય છતા મને કઠણ વચન કહેવા બીલકુલ યોગ્ય છે? હે વૃષ્ણિકુલાધમ! તે કર્મનો કરનાર તો તુ છે, હું નથી, અને પાપનો તથા પાપવાળા કર્મોનો તુ નિવાસરૂપ છે, માટે ફરીને બોલ મા શાતિ પામ, અને આથી બીજુ અતિ વધારે મને કહેવા યોગ્ય નથી આ અતિ ખરાબ મને જે તુ કહેવાને યોગ્ય થાય છે અને હવે પછી ફરીને મૂર્ખપણાથી આવુ કઠણ કહીશ તો યુદ્ધમા બાણોવડે તને યમરાજાના સ્થાન પ્રત્યેજ વળાવીશ હે મૂર્ખ! એક ધર્મે કરીનેજ આ પ્રકારે થવુ શકય નથી' તેઓનુ પણ અધર્મેકરી જેવુ ચેષ્ટિત છે તે તુ સાભળ પ્રથમ અધર્મે કરી પાડવ યુધિષ્ઠિરને છેતર્યા તથા અધર્મે કરી દ્રૌપદીને કલેશવાળી કરી, અને હે સાત્યકે! સર્વ પાડવોને દ્રૌપદી સહિત વન પ્રત્યે મોકલ્યા હે મર્ખ! અધર્મ-વડે સર્વસ્વ લેઇ લીધુ અને અધર્મે કરી પરવડે પ્રેરિત એવા મદ્રરાજ શલ્યને ખેચી લીધો, તથા અધર્મે કરી બાળક એવા સુભદ્રાના પુત્ર અભિમન્યુને હણ્યો, એથી પણ અધર્મવડે પરપૂરને જીતનારા ભીષ્મપિતામહને હણ્યા અને ધર્મને જાણનાર એવો તુ તેણે અધર્મે કરી ભૂરિશ્રવાને હણ્યો એવી રીતે હે સાત્વત! જયને સાચવતા એવા શૂરા, ધર્મને જાણનારા એવા પણ શત્રુઓ અને પાડવોએ યુદ્ધમા આચરણ કર્યુ માટે તે ઉત્તમ એવો ધર્મ છે તે દુખેકરી જણાય એવો છે તથા અધર્મ છે તે પણ દુખેકરી જણાય એવો છે તેથી કૌરવો સાથે યુદ્ધ કર અને પિતાના સ્થાન પ્રત્યે જા મા

સજય કહે છે કે, આવા પ્રકારના ક્રૂર અને પરૂષ વાક્યોને સભળાવેલો શ્રીમાન સાત્યકિ જરા કપિત હોય તેમ થયો અને તે સાભળી ક્રોધવડે જેના લાલચોળ નેત્ર થયા છે એવો તે ગદાને ગ્રહણ કરવા લાગ્યો અને સર્પની પેઠે નિશ્વાસ લેતો એવો ધનુષને રથમા રાખી પછીથી ધૃષ્ટદ્યુમ્નની સમીપ જઇ ક્રોધવડે આ વચન બોલ્યો કે—તને કઠણ કહીશ નહિ પણ વધને યોગ્ય એવો જે તુ તેને હણીશ તેમ કહી જલદી સમીપ જતા મહા બળવાન, અમર્ષવાળા, અંતને સારૂ અતક જાય તેમ જતા તથા ધૃષ્ટદ્યુમ્ન સારૂ કોપેલા, અતકની ઉપમા અપાય એવા, તે સાત્યકિ પ્રત્યે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે પ્રેરેલો મહા બળવાન ભીમસેન રથમાથી જલદી ઉતરી ગયો અને બે બાહુવડે તેને વારવા લાગ્યો તથા તેવી રીતે દોડતા, ક્રોધ પામેલા, સ્થાનથી જરા ચલિત થયેલા, સમર્થ તેને, બળવાન પાડવ ભીમસેન બળથકી ઝાલી રાખવા લાગ્યો એ સમયે ઉભા રહી પગને સ્થિર કરી, બળ-વાન પુરૂષોમા ઉત્તમ એવા શિનિપુગવ સાત્યકિને અતિ બળવાન એવા તેણે રથમાથી જલદી ઉતરી છઠ્ઠા પગલામા ગ્રહણ કર્યો હે વિશાપતે! ગ્રહણ કરેલા વીર સાત્યકિને સ્નેહવાળી વાણીવડે સહદેવ કહેવા લાગ્યા કે હે પુરૂષવ્યાઘ્ર! અધક, વૃષ્ણિ અને પચાલ રાજા-ઓથી ઉત્તમ અમારો બીજો મિત્ર અને હે મારિષ! તેવી રીતેજ અધક તથા વૃષ્ણિઓને અને વિશેષેકરી કૃષ્ણનો અમારાથી બીજો મિત્ર નથી હે વાર્ષ્ણેય! પૃથ્વીને ઇચ્છતા એવા પચાલ રાજાઓના ઉત્તમ મિત્ર જેવી રીતે પાડવ અને વૃષ્ણિઓ છે તેવી રીતે બીજા નથી, અને જેવી રીતે તમે માનો છો તે તમે એવા મિત્ર છો હે સર્વધર્મજ્ઞ! જે પ્રમાણે અમારા તમે છો તે પ્રમાણે તમારા અમે છીએ માટે એવી રીતે મિત્રના ધર્મને સભારતા એવા તમે ધૃષ્ટદ્યુમ્નથી શાત થઇ ક્રોધને નિયમમા રાખો અને હે શિનિપુગવ! તેને તમે ક્ષમા કરો અને ધૃષ્ટદ્યુમ્ન તમને ક્ષમા કરે તથા અમે ક્ષમા કરાવનારા છીએ અને શાતિ વગર

બીજુ શુ થાય ? હે મારિષ ! સહદેવે શિનિપુત્ર સાત્યકિને શાંત કરવાથી પાંચાલ રાજાનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન હસતો એવો આ રીતે બોલ્યો કે–હે ભીમ ! યુદ્ધના મદેકરી યુક્ત એવા શિનિના પૌત્રને છોડી દે, છોડી દે, અને જેવી રીતે વાયુ પર્વતને પામે તેવી રીતે એ ભલે મારા પ્રત્યે આવે કે, તેટલા વખતમા હુ તીક્ષ્ણ બાણોવડે એના ક્રોધને મટાડુ અને યુદ્ધની શ્રદ્ધાને નાશ પમાડુ, તથા યુદ્ધમા જીવિતને હરૂ આ કૌરવો આવે છે તે પાડુપુત્રોનુ અતિ મોટુ પ્રાપ્ત થએલુ આ કાર્ય મારાથી કરી શકાય એમ છે ? અર્થાત્ નથી, અથવા મારાથી કરી શકાય તેમ હોય તોપણ અર્જુન યુદ્ધમા સર્વને વારશે અને હુ પણ બાણોવડે એના મસ્તકને પાડીશ શુ મને યુદ્ધમા કપાઇ પડેલા હાથવાળો ભૂરિશ્રવારૂપ માને છે ? એને છોડી દે એટલે હુ એને હણીશ, અથવા એ મને હણશે આવી રીતે ધૃષ્ટદ્યુમ્નના વાક્યોને સાભળતો અને સર્પની પેઠે શ્વાસ લેતો એવો બળવાન સાત્યકિ ભીમસેનના બે બાહુના મધ્યમા રહેલો એવો પણ વારવાર ઉછળતો હતો હે મારિષ ! તે સમયે બે સાંઢની પેઠે શબ્દ કરતા બળવાન અને બાહુવડે શોભનાર એવા તે બેઉને ત્વરાવડે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ અને ધર્મરાજ યુધિષ્ઠિર એ બે ઘણા યત્નવડે વારતા હતા, અને ક્રોધવડે જેના લાલ નેત્ર થયા છે એવા મહા ધનુર્ધારી તે બેઉને નિવારી તેઓ તથા ક્ષત્રિયોમા શ્રેષ્ઠ એવા યોદ્ધાઓ યુદ્ધ કરવાને ઇચ્છતા શત્રુઓ પ્રત્યે સગ્રામ વિષે ગયા

निवार्यपरमेष्वासौ कोपसंरक्तलोचनौ ।
युयुत्सूनपरान्सख्येप्रतीयुः क्षत्रियर्षभा ॥

इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि धृष्टद्युम्नसात्यकिक्रोधे गुर्जरभाषायामष्टनवत्यधिकशततमोऽध्यायः ॥ १९८ ॥

## અધ્યાય ૧૯૯ મો. અશ્વત્થામાએ માંડેલું ઘોર યુદ્ધ.

सजय उवाच—ततः सकदन चक्रे रिपूणां द्रोणनन्दन ।
युगान्ते सर्वभूतानां कालसृष्ट इवान्तक. ॥

સજય કહે છે—તે સમયે જે રીતે યુગના નાશના વખતમા રૂદ્રે ઉત્પન્ન કરેલો નાશ કરનારો અગ્નિ, પ્રાણિઓનો નાશ કરે તે રીતે દ્રોણપુત્ર મહાત્મા અશ્વત્થામા શત્રુઓના નાશને કરતા હતા, અને ભલ્લબાણોવડે શત્રુઓને હણી ધ્વજરૂપી વૃક્ષવાળા, શસ્ત્રરૂપી શિખરવાળા, નાશ પામેલા હસ્તિઓરૂપી મોટી શિલાઓવાળા, ઘોડાઓરૂપી કિન્નરવાળા, ધનુષરૂપી લતાઓવડે યુક્ત, રાક્ષસરૂપી પક્ષિઓએ ગજાવેલા અને ભૂત તથા યક્ષોના સમૂહવડે આકુલ એવા દેહરૂપી પર્વતને એકઠો કરતા હતા તે પછી ઘણા વેગવડે નાદ કરી નરશ્રેષ્ઠ તે ફરીને તમારા પુત્રને પ્રતિજ્ઞા સભળાવવા લાગ્યા, કે જે માટે યુદ્ધ કરતા એવા આચાર્યને, ધર્મરૂપી કચુકને ધરનાર એવા કુતિપુત્ર યુધિષ્ઠિર "અસ્ત્રને તજો" એ રીતે બોલ્યા હતા તે માટે તેમના જોતા તેમની સેનાને નસાડીશ અને સર્વને નસાડી નીચ એવા ધૃષ્ટદ્યુમ્નનેજ હણીશ, અને જો રણભૂમિ વિષે યુદ્ધ કરશે તો એ સર્વને હણીશ આ રીતે તમારી પાસે સત્ય પ્રતિજ્ઞા કરી માટે સેનાને ચલાવો તે વચન સાભળી તમારો પુત્ર મોટા સિંહનાદ વડે ઘણા ભયને

તજી સેનાને ચલાવતો હતો હે રાજન્! ત્યાર પછી ફરી પણ કુરુ અને પાંડવ સેનાનો સમાગમ જેવી રીતે પૂર્ણ એવા બે સાગરનો થાય તેવી રીતે તીવ્ર થયો એક તરફ દ્રોણપુત્ર અશ્વત્થામા વડે સ્થિર થએલા ક્રોધ પામેલા કૌરવો હતા અને બીજી તરફ દ્રોણાચાર્યના વધ વડે પાંડુ અને પંચાલ યોદ્ધાઓ ઉગ્ર થયેલા હતા હે વિશાંપતે! પરમ હર્ષ પામેલા આત્મા વિષે જયને જોતા અને ક્રોધ પામેલા એવા તે યોદ્ધાઓનો મોટો વેગ પ્રગટ થયો હતો હે રાજેંદ્ર! જે પ્રમાણે પર્વત વિષે પર્વત અથડાય અને સાગરો સાથે સાગર અથડાય તે પ્રમાણે કુરૂ અને પાંડવો અથડાતા હતા તે સમયે હર્ષ પામેલા કુરુ અને પાંડવ સૈનિકો હજારો શંખ અને દશ હજાર ભેરીઓને વગાડતા હતા અને જે રીતે મંથન કરાતા સમુદ્રનો શબ્દ પૂર્વે થયો હતો, તે રીતે તમારા સૈન્યનો અદ્ભુત ઉપમાવાળો અતિ મોટો શબ્દ થતો હતો પછી તે વખતે દ્રોણપુત્ર અશ્વત્થામાએ પાંડવ અને પંચાલ યોદ્ધાઓની સેનાને તાકી નારાયણ અસ્ત્રને પ્રગટ કર્યું તે અસ્ત્રથી પાંડવોને નાશ પમાડનારા જે પ્રમાણે દીપ્ત મુખવાળા સર્પ હોય તે પ્રમાણે દીપ્ત અગ્ર ભાગવાળા હજારો બાણો આકાશ વિષે પ્રગટ થયા અને હે રાજન્! આકાશને મુહૂર્તવારમા લોક વિષે સૂર્યના કિરણોની પેઠે તે બાણો મહા યુદ્ધમા દિશાઓને અને સૈન્યને વિટી વળ્યા તે સમયે હે મહારાજ! નિર્મળ આકાશ વિષે તારાઓની પેઠે શોભતી એવી દૃઢ લોહમય ગૂઢ બે ચક્રવાળી અને ચાર ચક્રવાળી શતઘ્નીઓ ઘણી ગદાઓ અને જેવી રીતે સૂર્યના મંડળ હોય તેવી રીતે ચક્રો અને ક્ષુરાંત નામના શસ્ત્રો પ્રગટ થયા, હે પુરૂષર્ષભ! શસ્ત્રોના આકારોવડે અત્યંત યુક્ત એવા અંતરીક્ષને જોઈ પાંડવ પંચાલ અને સૃંજય યોદ્ધાઓ ઉદ્વેગવાળા થયા, અને હે જનાધિપ! જેમ જેમ પાંડવોના મહારથીઓ યુદ્ધ કરતા હતા તેમ તેમ તે અસ્ત્ર અતિ વૃદ્ધિ પામતુ હતુ તે સમયે નારાયણ અસ્ત્રેકરી વધ પામતા તેઓ જેમ અગ્નિએકરી દહન થતા હોય તેમ સર્વ તરફથી રણભૂમિ વિષે પીડિત થયા હતા અને જે પ્રકારે શિશિર કાળના અંતમા અગ્નિ ખડને બાળે તે પ્રકારે તે અસ્ત્ર, પાંડવોની સેનાને બાળતુ હતું હે પ્રભો! જ્યારે ચોતરફથી પડતા એવા અસ્ત્રે કરી સૈન્ય નાશ પામવા માંડ્યુ ત્યારે ધર્મપુત્ર યુધિષ્ઠિર પરમ ત્રાસ પામ્યા, તથા નાસતા અને ચેતના રહિત એવા સૈન્યને અને કુંતિપુત્ર અર્જુનના મધ્યસ્થપણાને જોઈ આવી રીતે બોલ્યા કે–હે ધૃષ્ટદ્યુમ્ન! તુ પાંચાલ યોદ્ધાઓની સેના સહિત નાસી જા અને હે સાત્યકે! મહાન એવો તું વૃષ્ણિ અને અંધક યોદ્ધાઓ સહિત જતો રહે, અને ધર્માત્મા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ પણ જે આત્માને યોગ્ય હશે તે કરશે કારણ કે એ લોકના કલ્યાણને કરે છે ત્યારે આત્માના કલ્યાણને કરે તેમા શુ? તમને સર્વ સૈનિકોને હુ કહુ છુ કે, તમારે સંગ્રામ ન કરવો, કારણ કે હુ સહોદર ભાઈઓ સહિત અગ્નિ પ્રત્યે પ્રવેશ કરીશ ભીરૂ પુરૂષોએ દુખેકરી તરાય એવા સંગ્રામ વિષે ભીષ્મ અને દ્રોણાચાર્યરૂપી સાગરને તરી હવે દ્રોણપુત્ર અશ્વત્થામારૂપી ગોષ્પદવાળા પાણીમા બૂડીશ અર્જુનનો મનોરથ મારા પ્રત્યે જલદી સિદ્ધ થાઓ, કેમકે કલ્યાણ વિષે વૃત્તિવાળા આચાર્યને મે યુદ્ધમા માર્યા છે, જેણે યુદ્ધોના જ્ઞાન રહિત બાળક સુભદ્રાના પુત્ર અભિમન્યુનો ક્રૂર એવા સમર્થ ઘણા યોદ્ધાઓવડે ઘાત કરાવ્યો હતો પ્રશ્ન ન કહેતા એવા પુત્ર સહિત જેણે સભા પ્રત્યે ગયેલી દાસભાવને પામતી એવી દ્રૌપદીની ઉપેક્ષા કરી હતી, જેણે થાકેલા ઘોડાઓ વિષે અર્જુનની જેવી રક્ષા કરી હતી તેવી સિંધુ દેશના રાજા જયદ્રથની રક્ષા માટે હણવાને ઇચ્છતા એવા ધૃતરાષ્ટ્રના પુત્રની કવચવડે રક્ષા કરી હતી. બ્રહ્માસ્ત્રને જાણનાર એવા જેણે મારા જય વિષે યત્ન કરતા, સત્યજીત છે મુખ્ય જેઓમા

એવા પચાલ રાજાઓને મળ સહિત નાશ પમાડયા હતા જ્યારે અધર્મે કરી રાજ્યથી અમને કાઢી મૂક્યા હતા, ત્યારે અમે નિવારણ કરેલા એવા જેણે અમને અનુમરવાની ઇચ્છા કરી હતી અને અમારે વિષે જે અત્યત સ્નેહ રાખતા હતા તે નાશ પામ્યા તેને માટે હુ બાધવો સહિત મરણ પામીશ

પછી જ્યારે એવી રીતે કુતિપુત્ર યુધિષ્ઠિર કહેતા હતા ત્યારે શ્રીકૃષ્ણ ત્વરા સહિત બાહુવડે સેનાને નિવારી આ વચન બોલ્યા કે—હે યોદ્ધાઓ ! જલદી શસ્ત્રોને તજો અને વાહનોથી ઉતરો કારણ કે આ અસ્ત્રના નિષેધમા મહાત્માએ આ ઉપાય કહ્યો છે માટે સર્વ તમે હાથી, ઘોડા અને રથોમાથી પૃથ્વી પ્રત્યે ઉતરો એ પ્રમાણે ભૂમિ વિષે આયુધ રહિત એવા તમોને આ અસ્ત્ર નહિ હણે કેમકે જેમ જેમ આ યોદ્ધાઓ આ અસ્ત્ર પ્રત્યે યુદ્ધ કરે છે તેમ આ કૌરવો અતિ બળવાન થાય છે, તેથી જે માણસો વાહનોથી ઉતરી શસ્ત્રોને નાખી દેશે તે માણસોને યુદ્ધમા આ અસ્ત્ર હણશે નહિ અને જે કોઇ પણ અહિ મને કરીને પણ આ અસ્ત્ર પ્રત્યે યુદ્ધ કરશે તે સર્વ રસાતળ પ્રત્યે ગએલા એવાને પણ હણશે હે ભારત ! તે સર્વ યોદ્ધાઓ વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના વચનને સાભળી મન ઇંદ્રિયવડે અસ્ત્રોને તજવા ઇચ્છા કરવા લાગ્યા તે વખતે હે રાજન્ ! તેઓને અસ્ત્રોને તજવાની ઇચ્છાવાળા જાણી પાડુપુત્ર ભીમસેન હર્ષ પમાડતો આવી રીતે વચન બોલ્યો કે—આ ઠેકાણે કોઇ રીતે પણ કોઇએ શસ્ત્રો તજવા નહિ હુ બાણોવડે દ્રોણપુત્ર અશ્વત્થામાના અસ્ત્રને વારીશ અને રણભૂમિ વિષે આ મોટી ગદાવડે પણ કાળની પેઠે દ્રોણપુત્ર અશ્વત્થામાના અસ્ત્રને મદ કરતો એવા પ્રહાર કરીશ જેવી રીતે સૂર્ય સરખુ બીજુ તેજ નથી તેવી રીતે આ લોકમા પરાક્રમવિષે મારી તુલ્ય કોઇપણ પુરૂષ નથી હસ્તિરાજની ઉપમા અપાય એવા અને શિશિર કાળના વૃક્ષને પણ પાડવામા સમર્થ એવા મારા આ બે બાહુને જુઓ જે પ્રમાણ સ્વર્ગ દેવતાઓ વિષે શત્રુ રહિત એવો ઇંદ્ર પ્રખ્યાત છે તે પ્રમાણે આ લોકમા મનુષ્યો વિષે હુ એકલો દશ હજાર હાથીની સમાન બળવાળો છુ આજ યુદ્ધમા દીપ્ત એવા દ્રોણપુત્ર અશ્વત્થામાના અસ્ત્રને વારવામા પ્રકાશમાન એવો જે હુ તેના સ્થૂલ ખભાવાળા બે બાહુના બળને જુઓ જો નારાયણ અસ્ત્રની સામો યુદ્ધ કરનારો કોઇ નથી તો આજ હુ આ સર્વ પાડવોના જોતા એ અસ્ત્ર સામુ યુદ્ધ કરીશ હે અર્જુન ! હે અર્જુન ! હે બીભત્સો ! તારે ગાડિવ ધનુષને તજવુ નહિ કેમકે ચદ્રમાના નિર્મળપણાને જેમ મલિનતા મટાડે છે તેમ તે તારા નિર્મળપણાને મટાડશે આવુ સાભળી અર્જુન કહે છે—હે ભીમસેન ! નારાયણ અસ્ત્ર ગાયો અને બ્રાહ્મણો એઓ વિષે મારે ગાડિવ ધનુષ તજવા યોગ્ય છે, કારણ કે મારૂ ઉત્તમ વ્રત છે એવી રીતે અર્જુને કહેલો ભીમસેન તે સમયે મેઘ સરખા શબ્દવાળા અને સૂર્ય સરખા તેજવાળા રથવડે શત્રુને દમનાર એવા દ્રોણપુત્ર અશ્વત્થામા સામે ગયો શીઘ્ર ગતિવાળો તે કુતિપુત્ર ભીમસેન નિમિષ માત્ર વખતમા અશ્વત્થામાને શીઘ્રપણાથી બાણોના સમૂહવડે ઢાકવા લાગ્યો તે પછી જતા એવા ભીમસેનને હસી તથા બોલાવી દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રદીપ્ત અગ્ર ભાગવાળા, મત્રેલા મોટા બાણોવડે રણભૂમિ વિષે અગ્નિને વિટતા, દીપ્ત મુખવાળા સર્પોની પેઠે વૃષ્ટિ કરવા લાગ્યા તે કાચનમય બાણોવડે તણખાઓની પેઠે કુતિપુત્ર ભીમસેન વ્યાપ્ત થયો તે સમયે હે રાજન્ ! યુદ્ધમા ભીમસેનનુ રૂપ જે રીતે દિવસના અતભાગમા પતગિઆઓએ વિટેલા પર્વતનુ રૂપ થાય તે રીતે

થયું હતું, અને હે મહારાજ ! જે પ્રમાણે અગ્નિ વાયુવડે વૃદ્ધિ પામેલો થાય તે પ્રમાણે તે દ્રોણપુત્ર અશ્વત્થામાનું અસ્ત્ર, સામો થતો એવો જે ભીમસેન તેને વિષે વૃદ્ધિ પામતું હતું તે અસ્ત્રને વૃદ્ધિ પામતું જોઇ ભયંકર પરાક્રમવાળા ભીમસેન વગર, પાંડવોના સૈન્ય પ્રત્યે અતિ મોટો ભય પેઠો. તે સમયે તે સર્વ યોદ્ધાઓ શસ્ત્રોને પૃથ્વીતલ વિષે ફેંકી સર્વ રથ અને હાથી ઘોડાઓથી નીચે ઉતર્યા. જ્યારે તેઓએ અસ્ત્રો નાખી દીધા અને વાહનોથી ઉતર્યા ત્યારે ઘણું એવું તે અસ્ત્રનું બળ ભીમસેનના મસ્તક ઉપર પડયું એ વખતે હાહાકાર યુક્ત એવા પ્રાણિઓ અને વિશેષેકરી પાંડવોજ તેવી રીતે તેજવડે યુક્ત ભીમસેનને દેખતા હતા.

**हाहाकृतानि भूतानि पांडवाश्च विशेषत:**
**भीमसेनमपश्यत तेजसा सम्वृत तथा ॥**

**इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि पांडवसैन्यास्त्रत्यागे गुर्जरभाषायांनवनवत्योत्तरशततमोऽध्यायः ॥ १९९ ॥**

## અધ્યાય ૨૦૦ મો. ભીમે શસ્ત્ર મૂકયાં.

**संजय उवाच—भीमसेनं समाकीर्णं दृष्ट्वास्त्रेण धनंजय ।**
**तेजस प्रतिघातार्थं वारुणेन समावृणोत् ॥**

સંજય કહે છે—હે રાજન્ ! ભીમસેનને અસ્ત્રે વિંટેલો જોઇ ધનંજય અર્જુન તેજના પ્રતિઘાત માટે વારૂણાસ્ત્રવડે ભીમસેનને ઢાંકવા લાગ્યો. અને અર્જુનની શીઘ્રતાથી અને તેજના સંવૃતપણાથી વારૂણાસ્ત્રે વિંટેલા ભીમસેનને કોઇ પણ માણસ જોઇ શકતો ન હતો. જે રીતે જ્વાળારૂપી માળાવાળા અગ્નિ વિષે નાખેલો અગ્નિ અતિ દુઃખેકરી જોવાય તે રીતે દ્રોણપુત્ર અશ્વત્થામાના અસ્ત્રવડે યુકત ઘોડા, સારથિ ને રથ સહિત એવો ભીમસેન અતિ દુઃખવડે જોવાય તેમ નહતો. જે પ્રમાણે રાત્રિના નાશ વખતે તારાઓ અસ્તાચળ તરફ જાય છે, તે પ્રમાણે બાણો ભીમસેનના રથ ઉપર પડતા હતા. હે મારિષ ! દ્રોણપુત્ર અશ્વત્થામાએ વિંટેલો તે ભીમસેન, એનો રથ, ઘોડાઓ અને સારથિ તે સર્વ અગ્નિના મધ્ય ભાગને પામેલા થયા હતા. જેવી રીતે યુગના નાશ વખતે અગ્નિ સ્થાવર ને જંગમ સહિત એવા સર્વ જગતને બાળી પ્રભુના મુખ પ્રત્યે જાય તેવી રીતે તે અસ્ત્ર ભીમસેનને વિંટતું હતું. જેમ સૂર્ય પ્રત્યે પેઠેલો અગ્નિ અને અગ્નિ પ્રત્યે પેઠેલો સૂર્ય ન જણાય તેમ પાંડવ ભીમસેન પ્રત્યે પેઠેલું તે તેજ જણાતું ન હતું. વળી તેવી રીતે ભીમસેનના રથ ઉપર વિંટી વળેલા અસ્ત્રને અને યુદ્ધમાં ઉદય પામતા તથા જેની સામો યુદ્ધ કરનાર બીજો નથી એવો તેને જોઇ તેમજ તજેલા શસ્ત્રવાળા પાંડવોના સર્વ સૈન્યને ચેતના રહિત જોઇ અને યુધિષ્ઠિર આદિ મહારથિઓને વિમુખ જોઇ ત્વરા સહિત એવી ઘણી કાંતિવાળા અર્જુન અને વાસુદેવ શ્રીકૃષ્ણ એ બે શૂરા રથમાંથી ઉતરી તે સમયે ભીમસેન પ્રત્યે દોડયા અને તે પછી દ્રોણપુત્ર અશ્વત્થામાના અસ્ત્ર બળથી થએલા તેજ પ્રત્યે પ્રવેશ કરી અતિ બળવાન તે બે ઉભા રહ્યા. તે સમયે તજેલા શસ્ત્રવાળા તે બેને અસ્ત્રથી થએલો તે અગ્નિ વારૂણાસ્ત્રના પ્રયોગથી અને કૃષ્ણના પરા-

ક્રમીપણુથી બાળતો ન હતો ત્યાર પછી નર અને નારાયણ એવા અર્જુન તથા શ્રીકૃષ્ણ નારાયણ અસ્ત્રની શાંતિ માટે ભીમસેનને અને સર્વ શસ્ત્ર તથા આયુધોને બળથી ખેચતા હતા ખેચાતો એવો કુંતિપુત્ર ભીમસેન મોટો શબ્દ કરતો હતો અને દ્રોણપુત્ર અશ્વત્થામા અતિ દુઃખેકરી જીતાય એવું તે ભયંકર અસ્ત્ર વૃદ્ધિ પામતું હતું તે વખતે વસુદેવના પુ શ્રીકૃષ્ણ, તેને કહેવા લાગ્યા કે–હે પાંડુપુત્ર ! આ શું ? જે વારણ કરતા પણ યુદ્ધથી નિવૃ થતો નથી હે કુંતિપુત્ર ! જો યુદ્ધવડે એ કૌરવો જીતાતા હોય, તો અમે પણ અહિં યુ કરીએ અને આ નરશ્રેષ્ઠ યોદ્ધાઓ પણ યુદ્ધ કરે હે કૌંતેય ભીમસેન ! તારા સર્વ એ અમે રથોમાથી ઉતર્યા છીએ માટે તું પણ જલદી રથમાથી ઉતર એવી રીતે કહી શ્રીકૃષ્ તેને જે રીતે નિઃશ્વાસ નાખતા તથા ક્રોધવડે જેના લાલ નેત્ર થએલા છે એવા નાગને ઉતા તે રીતે રથમાથી પૃથ્વી પ્રત્યે ઉતાર્યો, જે વખતે ભીમસેનને રથમાથી ખેચી ઉતાર્યો અ પૃથ્વી વિષે આયુધને નખાવ્યું તે વખતે શત્રુને તપાવનારૂં નારાયણ અસ્ત્ર શાંત થયું

સંજય કહે છે–તે વિધિવડે દુઃસહ એવું તે તેજ શાંત થયું ત્યારે સર્વ દિશાઓના મુખ નિર્મલ થયા, વાયુ સુખરૂપ વાવા લાગ્યો, મૃગ અને પક્ષિઓ શાંત થયા, અને અતિ દુર્જ એવું તે અસ્ત્ર શાંત થવાથી વાહનો પ્રસન્ન થયા હે ભારત ! પછી જ્યારે તે ઘોર તે નાશ પામ્યું ત્યારે જેવી રીતે પ્રાતઃકાલમા ઉદય પામેલો સૂર્ય શોભે તેવી રીતે બુદ્ધિમા ભીમસેન શોભતો હતો અને હણવાથી શેષ રહેલું પાંડવોનું સૈન્ય અસ્ત્રના વિરામથી તમાર પુત્રને હણવાની ઇચ્છાવડે હર્ષ પામેલું ઉભું હતું હે મહારાજ ! જ્યારે તે સૈન્ય ઉભું હ અને અસ્ત્ર શાંત થઇ ગયું હતું ત્યારે દુર્યોધન દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યે બોલ્યો કે–હે અશ્વ ત્થામન્ ! ફરીને જલદી એ અસ્ત્રોનો પ્રયોગ કરો, કારણકે પાછા જયને ઇચ્છનારા આ પંચાલ યોદ્ધાઓ તૈયાર થઇ રહ્યા છે હે મારિષ ! તમારા પુત્રે તેવી રીતે કહેલા અશ્વત્થામા અતિ દીન નિઃશ્વાસ નાખી રાજા દુર્યોધન પ્રત્યે આ વચન બોલ્યા કે–હે રાજન્ ! આ અસ્ પાછું નથી વળતું અને બે વાર પ્રાપ્ત નથી થતું તથા પ્રયોગ કરનારાને વિંટીવળી નિવૃ થાય છે હે જનાધિપ ! વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણે અસ્ત્રનો પ્રતિઘાત કર્યો, નિકર યુદ્ધમ શત્રુનો વધ કરત મૃત્યુ અને પરાજયમાં મૃત્યુ છે એ શ્રેષ્ઠ છે પણ પરાજય શ્રેષ્ઠ નથી. શ સ્ત્રોના ત્યાગથી મરેલાની ઉપમા અપાય એવા આ શત્રુઓનો આપણે અવશ્ય જીત્યા છે દુર્યોધન કહે છે–હે અસ્ત્ર જાણનારાઓમા ઉત્તમ આચાર્યપુત્ર ! જો આ અસ્ત્ર બીજી વા ન જોડાતું હોય તો તમારે વિષે અને અતુલ બળવાળા ત્ર્યંબક એવા મહાદેવ વિષે દિવ અસ્ત્રો છે માટે હણવાને ઇચ્છતા એવા તમથકી ક્રોધ પામેલો ઇંદ્ર પણ મુક્ત થાય નહિ મા બીજા અસ્ત્રોવડે ગુરૂને હણનારાઓને હણો ધૃતરાષ્ટ્ર પૂછે–છે કપટેકરી દ્રોણાચાર્યને હણ્ય અને તે અસ્ત્રને નાશ પમાડયું ત્યારે તેવી રીતે દુર્યોધને કહેલા દ્રોણપુત્ર અશ્વત્થામા સંગ્રામ વિષે યુદ્ધ માટે ઉભેલા નારાયણ અસ્ત્રથી મુક્ત થએલા અને સેનાના અગ્ર ભાગમા ફરતા એવા કુંતિપુત્રોને જોઇ શું કરવા લાગ્યા ?

સંજય કહે છે–સિંહપુચ્છ જેના ધ્વજમા છે એવા પિતાના નાશને જાણતા એવા અશ્વત્થામા ક્રોધ સહિત ભયને તજી ધૃષ્ટદ્યુમ્ન તરફ દોડયા અને હે નરશ્રેષ્ઠ ! વીર તેમણે હમેશ ક્ષુદ્ર બાણોવડે અને વેગેકરી પાંચ બીજા બાણોવડે તેને વિંધ્યો પછી હે રાજન્ ! તે સમયે બળતા એવા અગ્નિને જેમ વિંધે તેમ ધૃષ્ટદ્યુમ્ને પણ સાઠ બાણોવડે દ્રોણપુત્ર અશ્વ-

ત્થામાને વિંધ્યા સુવર્ણ પુખવાળા શિલાવડે તીક્ષ્ણ કરેલા વીસ બાણોએકરી એમના સારથિને અને તીક્ષ્ણ એવા ચાર બાણોવડે ચાર ઘોડાઓને વિંધ્યા. આ મહા યુદ્ધમા જેમ પૃથ્વીને કપાવતો હોય અને સર્વ લોકના પ્રાણને હરતો હોય તેમ ધૃષ્ટદ્યુમ્ન દ્રોણપુત્ર અશ્વત્થામાને વારવાર વિંધી નાદ કરતો હતો હે રાજન્! બળવાન અસ્ત્ર કુશળ નિશ્ચયવાળો ધૃષ્ટદ્યુમ્ન મૃત્યુને નિવૃત્ત કરી દ્રોણપુત્ર અશ્વત્થામા પ્રત્યેજ દોડયો તે સમયે અમેય જેનો આત્મા છે એવો રથિઓમા ઉત્તમ દ્રોણપુત્ર અશ્વત્થામાના મસ્તક વિષે બાણમય વૃષ્ટિને કરતો હતો પછી ક્રોધ પામેલા યુદ્ધમા પિતાના વધને સભારતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ તેને બાણોવડે ઢાકી દીધો અને દશ બાણોવડ એને વિંધ્યો તેમ ફેંકેલા બે ક્ષુરપ્ર બાણોએકરી પાચાલરાજ ધૃષ્ટદ્યુમ્નના ધ્વજ અને ધનુષને કાપી તેને પીડિત કર્યો વળી ક્રોધ પામેલા તેઓએ એને ઘોડા, સારથિ ને રથ રહિત કર્યો અને બાણોએકરી તેના સર્વ અનુચરોને નસાડયા હે વિશાપતે! તે સમયે સભ્રમ યુક્ત રૂપવાળુ પીડિત એવુ પચાલ યોદ્ધાઓનુ સૈન્ય ભાગ્યુ તે પરસ્પર જોઇ શકાતુ પણ ન હતુ યોદ્ધાઓને વિમુખ અને ધૃષ્ટદ્યુમ્નને પીડિત જોઇ શિનિપૌત્ર સાત્યકિ જલદી પોતાના રથને દ્રોણપુત્ર અશ્વત્થામાના રથ સામે પ્રેરવા લાગ્યો અને અમર્ષવાળા સાત્યકિએ તીક્ષ્ણ એવા આઠ બાણોવડ અશ્વત્થામાને પીડયા જૂદા જૂદા આકાર રૂપવાળા બાણોવડે ફરીને પ્રહાર કરી તેમના સારથિને વિંધ્યો અસ્ત્ર કુશળ પુરુષની પેઠે યત્નવાન એવા તેણે ચાર બાણોએકરી અશ્વત્થામાના ચાર ઘોડાઓને વિંધી, ધનુષને અને ધ્વજને કાપ્યો વળી તેણે સુવર્ણવડે શોભિત એવા રથને ઘોડાઓ સહિત ભાગી નાખ્યો તેમ સગ્રામ વિષે ત્રીસ બાણોવડ તેમને હૃદય વિષે અત્યત વિંધ્યા હે રાજન્! એવી રીતે પીડા પામેલા મહા બળવાન તે, બાણ સમૂહોવડ યુક્ત એવા કર્તવ્યને પિછાણતા ન હતા. અને એ પ્રમાણે જ્યારે ગુરૂના પુત્રથી તે પીડા પામ્યા ત્યારે મહારથિ તમારો પુત્ર કૃપાચાર્ય અને કર્ણ આદિ યોદ્ધાઓ સાથે બાણોએકરી સાત્વત સાત્યકિને ઢાકવા લાગ્યો પછી દુર્યોધને વીસ બાણોવડે, શારદ્વત એવા કૃપાચાર્યે ત્રણ બાણોવડે, કૃતવર્માએ દશ બાણોવડે, કર્ણે પચાસ બાણોવડે, દુ:શાસને સો બાણોવડે, અને વૃષસેને સાત બાણોવડે, ચોતરફથી જલદી સાત્યકિને વિંધ્યો હે નૃપ! હે રાજન્! ત્યાર પછી સાત્યકિએ અત્યત તીક્ષ્ણ બાણોએકરી ક્ષણ વારમા સર્વ મહારથિઓને રથ રહિત અને વિમુખ કર્યા હે ભરતશ્રેષ્ઠ! અશ્વત્થામા તો ચેતનાને પામી દુ:ખવડે પીડિત એવા વારવાર નિ:શ્વાસ નાખતા વિચાર કરતા હતા અને એ પછી પરતપ એવા તે બીજા રથ પ્રત્યે ચઢી હજારો બાણોને ફેંકતા સાત્યકિને વારવા લાગ્યા. રણભૂમિમા આવતા તે દ્રોણપુત્ર અશ્વત્થામાને જોઈ મહારથિ સાત્યકિએ ફરીને તેમને રથ રહિત અને વિમુખ કર્યા હે રાજન્! તે વખતે સાત્યકિના પરાક્રમને જોઇ પાડવો અત્યત શખનાદ અને સિહનાદ કરવા લાગ્યા એવી રીતે સત્ય પરાક્રમવાળા સાત્યકિએ અશ્વત્થામાને રથ રહિત કરી વૃષસેનના ત્રણ હજાર મહારથિઓને હણ્યા અને તેની સાથેજ તેણે કૃપાચાર્યના દસ હજાર હાથીને અને શકુનિના પચાસ હજાર ઘોડાઓને નાશ પમાડયા હે મહારાજ! તે સમયે સાત્યકિ પ્રત્યે ક્રોધ પામેલા બળવાન દ્રોણપુત્ર અશ્વત્થામા રથ પ્રત્યે ચઢી તેના વધની ઇચ્છાવડે ગયા હે અરિદમ! ફરીને તેમને આવેલા જોઇ શિનિપૌત્ર સાત્યકિ અતિ ક્રૂર એવો તીક્ષ્ણ બાણોવડે વારવાર પ્રહાર કરવા લાગ્યો સાત્યકિએ જૂદા જૂદા બાણોવડે અતિ વિંધેલા મહા ધનુર્ધારી અમર્ષવાળા દ્રોણપુત્ર અશ્વત્થામા હસતા હસતા આ રીતે વચન બોલ્યા—હે શિનિપૌત્ર! આચાર્યને હણનારા ધૃષ્ટદ્યુમ્ન વિષે તારા અનુગ્રહને

જાણું છું, પણ મે પીડેલા આત્માને અને એને બચાવી શકીશ નહિ હે શૈનેય ! હુ આત્મા વડે સત્યે કરી અને તપે કરી સમ ખાઉં છુ કે સર્વ પચાલ યોદ્ધાઓને હણ્યા વગર શાંતિ નહિ પામુ જે પાડવોનુ સૈન્ય છે તેને અને વૃષ્ણિઓનુ જે સૈન્ય છે તે સર્વને અહિ રાખો તોપણુ સોમક યોદ્ધાઓને હુ હણીશ એમ કહી જેવી રીતે પૂર્વે ઇંદ્ર વૃત્રાસુર પ્રત્યે વજ્રને ફેંકતો હતો તેવી રીતે દ્રોણપુત્ર અશ્વત્થામાએ સૂર્યના કિરણ સરખી કાંતિવાળુ અતિ તીક્ષ્ણ એવા ઉત્તમ બાણને તે પ્રત્યે ફેંક્યુ તેમણે ફેંકેલુ તે ઉત્તમ બાણ સાત્યકિને કવચ સહિત ભેદી જેવી રીતે ફૂફવાડા નાખતો સર્પ રાફડા પ્રત્યે પેસે તેવી રીતે પૃથ્વીને ભેદી તે પ્રત્યે પેઠુ જે રીતે અંકુશવડે પીડિત હાથી હોય તે રીતે જેનુ કવચ ભિન્ન થએલુ છે એવો બહુ વ્રણને સ્રવતો દુઃખ પામતો અને રૂધિરવડે ભીંજાએલો એવો શૂર માર્ત્યકિ રથના સારથિને ટેકાણે બેઠો, અને સારથિ તેને દ્રોણપુત્ર અશ્વત્થામાથી બીજા રથ પ્રત્યે દૂર લેઇ ગયો એ પછી સારા પુખવાળા અને નમેલ પર્વવાળા બીજા બાણેકરી પરતપ અશ્વત્થામાએ ધૃષ્ટદ્યુમ્નને બે ભમરના મધ્યમા પ્રહાર કર્યો તે સમયે પ્રથમ અતિ વિંધેલો અને પછી પણ પીડેલો વીર ધૃષ્ટદ્યુમ્ન દુઃખ પામવા લાગ્યો અને ધ્વજનો આશ્રય કરી ગયો તે સમયે હે રાજન્ ! જેમ સિંહે પીડેલા હાથીને જુવે તેમ બાણોવડે પીડેલા તેને જોઇ પાડવાના પાચ શૂરા મહારથિઓ મુકુટવાન અર્જુન, ભીમસેન, પૌરવ એવો વૃદ્ધક્ષત્ર, ચેદી યોદ્ધાઓનો યુવરાજ, અને માલવ એવો સુદર્શન, એ સર્વ હાહાકાર કરતા અને જેઓએ ધનુષ બાણ ગ્રહણ કરેલા છે એવા વેગવડે દોડયા અને શૂર દ્રોણપુત્ર અશ્વત્થામાને ચોતરફથી વારવા લાગ્યા વીસમે પગલે યત્નવાળા એવા તઓએ અમર્ષવાળા ગુરૂપુત્ર અશ્વત્થામાને પાચ પાચ બાણોવડે સર્વ તરફથી સરખો પ્રહાર કર્યો તે જ સમયે દ્રોણપુત્ર અશ્વત્થામાએ સર્પ સમાન કાંતિવાળા તીક્ષ્ણ એવા પચ્ચીસ બાણોને કાપ્યા વળી તેઓએ તીક્ષ્ણ સાત બાણોએકરી પૌરવ એવા વૃદ્ધક્ષત્રને, ત્રણ બાણોવડે માલવને, એક બાણે કુંતિપુત્ર અર્જુનને, અને છ બાણોવડે ભીમસેનને પીડયો

હે રાજન્ ! તે સમયે સર્વ મહારથિઓએ એક વખતે જૂદા જૂદા સુવર્ણ પુખવાળા શિલાવડે તીક્ષ્ણ કરેલા બાણોએકરી દ્રોણપુત્ર અશ્વત્થામાને વિંધ્યો યુવરાજે વીસ બાણોવડે અને કુંતિપુત્ર અર્જુને ફરીને આઠ બાણોવડે તથા બીજા સર્વેએ ત્રણ ત્રણ બાણોવડે વિંધ્યા તે પછી દ્રોણપુત્ર અશ્વત્થામાએ છ બાણોએ અર્જુનને, દશ બાણોએ વસુદેવપુત્ર શ્રીકૃષ્ણને, પાચ બાણોએ ભીમસેનને, ચાર બાણોએ યુવરાજને, બે બે બાણોએ માલવ અને પૌરવ રાજાને વિંધ્યો વળી ભીમસેનના સારથિને છ બાણોવડે વિંધી પછીથી ધનુષને ધ્વજને અને ફરીને કુંતિપુત્ર અર્જુનને બાણ વૃષ્ટિવડે વિંધી તેમણે ભયંકર સિંહ નાદ કર્યો જ્યારે પાએલા ધારાવાળા અતિ તીક્ષ્ણ બાણોને તે ફેંકતા હતા ત્યારે તેમના ઘોર રૂપવાળા બાણોએકરી પૃથ્વી, આકાશ, સ્વર્ગ, દિશાઓ અને દિશાઓના ખુણાઓ ઢંકાઇ ગયા હતા તે વખતે તીવ્ર તેજવાળા અને ઇન્દ્રની સમાન પરાક્રમવાળા તેમણે પોતાના રથ સમીપ રહેલા સુદર્શન રાજાના, ઇન્દ્રના ધ્વજ સરખા પ્રકાશવાળા બે બાહુને અને મસ્તકને એક વખતે બાણોવડે કાપ્યુ તેમજ તેમણે રથશક્તિવડે પૌરવ વૃદ્ધક્ષત્રને હણી, બાણોવડે એના રથને ચૂર્ણ કરી, ઉત્તમ ચદન યુક્ત એવા બે બાહુને કાપી, ભાલાએકરી કાયાથી એના મસ્તકને જુદુ પાડી નાખ્યુ કાપી વળી ત્વરાવાન એવા તેઓએ કમળની માળા સરખા વર્ણવાળા યુવાન ચેદિ દેશના ધણી યુવરાજને બે બળતા અગ્નિ સરખા બાણોવડે હડાવી, વિંધી, ઘોડા અને સારથિ સહિત મૃત્યુ પ્રત્યે

ઓકલ્યા તે વખતે તેમણે સમક્ષ હણેલા એવા માનવ, પારવ યુવરાજ અને ચેદિ દેશના પતિને જોઇ મહાબાહુ પાડુપુત્ર ભીમસેન અતિ ક્રોધ પામ્યા, તેથી શત્રુઓને તપાવનાર એવો તે, ક્રોધ પામેલા સર્પની ઉપમા અપાય એવા તીક્ષ્ણ હજારો બાણોવડે યુદ્ધમા દ્રોણપુત્ર અશ્વત્થામાને ઢાકવા લાગ્યો તે સમયે મહા તેજસ્વી દ્રોણપુત્ર અશ્વત્થામાએ તે બાણવૃષ્ટિને તીક્ષ્ણ બાણોવડે હણી ભીમસેનને વિધ્યો તે સમયે યુદ્ધમા અમર્ષવાન મહાબાહુ મહા બળવાન એવા ભીમસેને પણ ક્ષુરપ્રે કરી ધનુષને કાપી બાણવડે દ્રોણપુત્ર અશ્વત્થામાને વિધ્યો. મોટા મનવાળા દ્રોણપુત્ર અશ્વત્થામાએ તે ધનુષને તજી બીજા ધનુષને લેઇ બાણોવડે વળી ભીમસેનને વિધ્યો તે સમયે વૃષ્ટિવાળા બે મેઘની પેઠે યુદ્ધમા પરાક્રમી અને મહા બળવાન દ્રોણપુત્ર અશ્વત્થામા તથા ભીમસેન બાણવૃષ્ટિ કરતા હતા અને જેવી રીતે મેઘના સમૂહો સૂર્યને ઢાકી દે તેવી રીતે સુવર્ણ પુખવાળા, શિલાવડે તીક્ષ્ણ કરેલા નામાકિત ભીમસેનના બાણો દ્રોણપુત્ર અશ્વત્થામાને ઢાકતા હતા તેવી રીતેજ દ્રોણપુત્ર અશ્વત્થામાએ નાખેલા નમેલ પર્વવાળા અસખ્ય બાણોએકરી ભીમસેન પણ જલદી ઢકતો હતો તે વખતે હે મહારાજ ! રણભૂમિમ શોભનાર એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ નાખેલા બાણોવડે ઢાકતો એવો ભીમસેન વ્યથા પામતો ન હતો તે આશ્ચર્ય હોય તેમ થતુ હતુ ત્યારપછી મહાબાહુ ભીમસેને સુવર્ણવડે શોભિત એવા યમદડ સરખા તીક્ષ્ણ નારાચ બાણોને ફેક્યાં હે મારિષ ! તે બાણો દ્રોણપુત્ર અશ્વત્થામાના જત્રુ દેશને (બાહુ અને કઠના સાધાના ભાગને) પામી જેવી રીતે સર્પ રાફડામા પેસી જાય તેવી રીતે જલદી તેને ભેદી પૃથ્વીમા પેસી ગયા મહાત્મા પાડવ ભીમસેને અતિ વિધેલા તે દ્રોણપુત્ર અશ્વત્થામા ધ્વજયષ્ટિને પામી નેત્ર મીચી ગયા અને હે નરાધિપ ! મુહૂર્ત વારમા પાછા સજ્ઞા પામી અત્યત ક્રોધ કરવા લાગ્યા, અને સગ્રામ વિષે લોહીલુહાણ અને મહાત્મા પાડુપુત્રે દૃઢ પ્રહાર કરેલા મહાબાહુ તેઓ ભીમ-સેનના રથ પ્રત્યે જવા અતિ વેગ કરવા લાગ્યા તે વખતે હે ભારત ! તેમણે કાન પર્યંત ખેચેલા, મોટા સર્પ સરખી કાતિવાળા ને તીવ્ર તેજવાળા સો બાણોને ફેક્યા તેમ તેના બળને વિચાર ન કરતા યુદ્ધમા વખાણવા યોગ્ય એવા પાડવ ભીમસેને પણ જલદી ઉગ્ર એ બાણવૃષ્ટિ કરી હે મહારાજ ! તે સમયે ક્રોધ પામેલા દ્રોણપુત્ર અશ્વત્થામાએ તીક્ષ્ણ વિશિખ નામના બાણોએકરી એના ધનુષને કાપી પાડવ ભીમસેનને છાતી વિષે પ્રહાર કર્યો તે સમયે અમર્ષવાન એવા ભીમસેને બીજા ધનુષને લઇ તીક્ષ્ણ એવા પાચ બાણોવડે યુદ્ધમા દ્રોણપુત્ર અશ્વત્થામાને વિધ્યો જે રીતે વર્ષાકાળમા મેઘ હોય તે રીતે બાણના સમૂહને વર્ષાવનારા, ક્રોધે કરી જેના નેત્ર લાલ છે એવા તે બે, યુદ્ધમા એક બીજાને ઢાકતા હતા અને તે સમયે ઘોર શબ્દોએકરી પરસ્પર ત્રાસ પમાડતા અતિ ક્રોધ પામેલા સામસામી અનેક ક્રિયા કરવાને ઇચ્છતા એવા તે બે યુદ્ધ કરતા હતા તે પછી સુવર્ણ શોભિત અતિ મોટા ધનુષનો ટકારવ કરી તે દ્રોણપુત્ર, સમીપ બાણ ફેકતા એવા ભીમસેનને જેવી રીતે શરત્કાળમા દિવસના મધ્ય ભાગને પામેલા દીપ્ત કાતિમાન સૂર્ય જુવે તેવી રીતે જોતા હતા જલદી જનારાં બાણોને ગ્રહણ કરતા, સાધતા, ખેચતા, અને ફેકતા એવા અશ્વત્થામાના અતરને મનુષ્યો જોઈ શકતા ન હતા હે મહા-રાજ ! સમયે બાણોને ફેકતા એવા તે દ્રોણપુત્ર અશ્વત્થામાનુ મડળાકાર આયુધ ઉંબાડી-આના ચક્ર સરખુ થયુ હતુ, અને તેમના ધનુષથી નીકળેલા હજારો અને લાખો બાણ આકાશ વિષે જેવી રીતે પતગિઆઓની પક્તિઓ દેખાય તેવી રીતે દેખાતા હતા

હે ભારત ! તે વખતે અમે ભીમસેનના પરાક્રમને, બળને શૌર્યને, મહત્તાને, અનેનિશ્ચયને અદ્ભુત રીતે જોતા હતા, કે, જેવી રીતે ગ્રીષ્મકાળમા મેઘ થકી ઉત્પન્ન થએલી જલવૃષ્ટિને વિચારે તેવી રીતે અશ્વત્થામાથી સર્વ તરફ ઉત્પન્ન થએલી મહા ભયકર બાણવૃષ્ટિને વિચારતો તે ભયકર પરાક્રમ-જો ભીમસેન દ્રોણપુત્રના વધની ઇચ્છાથી જેમ વર્ષાકાળમા મેઘ વર્ષે તેમ બાણવૃષ્ટિઓને કરતો હતો મહા રણમા ભીમસેનનુ સુવર્ણ પૃષ્ઠવાળુ ખેચાતુ એવુ ભયકર ધનુષ બીજુ ઇન્દ્ર ધનુષ હોય તેમ શોભતુ હતુ અને તે ધનુષથી સગ્રામમા મોટા યુદ્ધ વિષે શોભનાર એવા દ્રોણપુત્ર અશ્વત્થામાને ઢાકતા એવા હજારો અને લાખો બાણ પ્રકટ થતા હતા હે સભ્ય રાજન્ ! એવી રીતે બાણસમૂહોને ફેકતા એવા તે બેના મધ્યમા વાયુ પણ ગતિ કરવા સમર્થ ન હતો વળી હે મહારાજ ! દ્રોણપુત્ર અશ્વત્થામા સુવર્ણ શોભિત તેલવડે સ્વચ્છ કરેલા અને જેના અગ્ર ભાગ સારા છે એવા જે બાણોને ભીમસેનના વધની ઇચ્છાવડે નાખતા હતા તે બાણોને એક એક બાણના ત્રણ ત્રણ કકડા કરી ભીમસેન નાશ પમાડતો હતો તેમ વિશેષ દ્રોણપુત્ર અશ્વત્થામાને ઉભો રહે, ઉભો રહે એ રીતે તે કહેતો હતો પાછો ફરીને પણ બળવાન તે ઘોર એવી ઉગ્ર બાણવૃષ્ટિઓને દ્રોણપુત્રના વધની ઇચ્છા સારૂ કરવા લાગ્યો તે સમયે મહાસ્ત્રને જાણનારા દ્રોણપુત્ર અશ્વત્થામાએ મોટી બાણવૃષ્ટિને અસ્ત્રમાયાવડે નિવારી ભીમસેનના ધનુષને કાપ્યુ અને યુદ્ધમા ક્રોધ પામેલા તેમણે બહુ બાણોવડે તેને વિંધ્યો તે વખતે જેનુ ધનુષ કાપેલુ છે એવા બળવાન ભીમસેને અતિ દારૂણ એવી રથશક્તિને લીધી અને વેગવડે દ્રોણપુત્રના રથ પ્રત્યે ફેકી સમીપ આવતી એવી મોટા ઉબાડીઆ સરખી તે શક્તિને યુદ્ધમા હાથની શીઘ્રતાને દર્શાવતા એવા દ્રોણપુત્ર અશ્વત્થામાએ તીક્ષ્ણ બાણોવડે કાપી નાખી, એટલે હસતા એવા વૃકોદર ભીમસેને દૃઢ ધનુષને લેઇ બાણોવડે દ્રોણપુત્ર અશ્વત્થામાને વિંધ્યો પછી હે મહારાજ ! દ્રોણપુત્ર અશ્વત્થામાએ નમેલ પર્વવાળા બાણેકરી ભીમસેનના સારથિને કપાળ વિષે વિંધ્યો તે સમયે હે રાજન્ ! બળવાન દ્રોણપુત્ર અશ્વત્થામાએ અતિ વિંધેલો તે સારથિ ઘોડાઓની રાશને તજી અતિ મોહ પામ્યો તે સમયે તે રથનો સારથિ મોહ પામવાથી ઘોડાઓ જલદી ભીમસેનના અને સર્વ ધનુર્ધારીઓના જોતા ભાગવા લાગ્યા તે વખતે હે રાજેન્દ્ર ! ભાગેલા ઘોડાઓએ રણાગણથી ખેચેલા ભીમસેનને જોઇ હર્ષ પામેલા અને પરાજય રહિત એવા અશ્વત્થામા મોટા શખને વગાડવા લાગ્યા. તે સમયે ભય પામેલા એવા સર્વ પચાલ યોદ્ધાઓ અને પાડવ ભીમસેન એ ધૃષ્ટદ્યુમ્નના રથને તજી દિશાઓ પ્રત્યે દોડવા લાગ્યા તે સમયે નાસી જતા એવા તેઓ પ્રત્યે દ્રોણપુત્ર અશ્વત્થામા પાછળથી બાણવૃષ્ટિ કરતા હતા અને વેગેકરી પાડવોની સેનાને હણતા તેની સમીપ જતા હતા તે સમયે હે રાજન્ ! યુદ્ધમા દ્રોણપુત્ર વધ કરેલા એવા રાજાઓ દ્રોણ-પુત્રના ભયથી સર્વ દિશાઓને સેવવા લાગ્યા

अभ्यवर्त्तत वगेन कालयन्पाण्डुवाहिनीं ।
ते वध्यमाना समरे द्रोणपुत्रेण पार्थिवा' ॥
द्रोणपुत्र भयाद्राजन्दिश सर्वाश्च भेजिरे ॥

**इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वण्यश्वत्थामपराक्रमे गुर्जरभाषायां द्विशततमोऽध्यायः ॥ २०० ॥**

## અધ્યાય ૨૦૧ મો. અશ્વત્થામાની રુદ્રસ્તુતિ.

**सञ्जय उवाच—तत्प्रभग्नं बलं दृष्ट्वा कुन्तीपुत्रो धनंजय ।**
**न्यवारयदमेयात्मा द्रोणपुत्रं जयेप्सया ॥**

સંજય કહે છે—ભાગેલા તે સૈન્યને જોઇ જેનો આત્મા ન મપાય એવો હતો તે કુંતિપુત્ર ધનંજય, દ્રોણપુત્ર અશ્વત્થામાને જયની ઇચ્છાવડે વારવા લાગ્યો. તે સમયે હે રાજન્! ગોવિંદ ભગવાને અને અર્જુને યત્નેકરી ઉભા રાખવા માંડયા પણ તે ઉભા રહેતા ન હતા અને એકજ અર્જુન, સોમક રાજા, મત્સ્ય રાજા અને બીજાઓની સાથે મળી કૌરવો તરફ જતો હતો. તે પછી અર્જુન જેના ધ્વજમાં સિંહ પુચ્છ છે એવા મહા ધનુર્ધારી અશ્વત્થામાને ઉલ્લંઘન કરી કહેવા લાગ્યો કે—જે શક્તિ, જે જ્ઞાન, જે શૌર્ય, જે પરાક્રમવાળી ધૃતરાષ્ટ્રના પુત્રો વિષે તમારી પ્રીતિ, અને અમારે વિષે જે તમારો દ્વેષ, તમે તમારૂં જે ઘણું તેજ છે, તે બધુ મારે વિષે દર્શાવો. એટલે દ્રોણાચાર્યનો હણનાર જે ધૃષ્ટદ્યુમ્ન છે તેજ તમારા ગર્વને મટાડશે, માટે કાળાગ્નિ સરખી કાંતિવાળા શત્રુઓના કાળની ઉપમા અપાય એવા તેને અને કેશવ ભગવાન સહિત એવા મને પણ તમે પામો. પોતાના વૃત્તથી ચલિત એવા જે તમે તેના ગર્વને આજ હું સંગ્રામ વિષે નાશ પમાડીશ. ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે સંજય! આચાર્યપુત્ર અશ્વત્થામા માનવા યોગ્ય છે અને બળવાન પણ છે. વળી ધનંજય અર્જુન વિષે એની પ્રીતિ છે અને મહાત્મા અર્જુનના એ પ્રિય છે તેથી આવું કઠણ વાક્ય અર્જુનથી ક્યારે પણ પૂર્વે ઉત્પન્ન થએલું નથી અને એ સમયે શા માટે કુંતિપુત્ર અર્જુને સખાપ્રત્યે રૂક્ષ વચન કહ્યું?

સંજય કહે છે કે—હે પ્રભો! યુવરાજ પૌરવ એવો વૃદ્ધક્ષત્ર અને અસ્ત્ર વિધિવડે સંપન્ન એવો માલવરાજ સુદર્શન નાશ પામ્યો તેને લીધે ધૃષ્ટદ્યુમ્ન સાત્યકિ અને ભીમસેન પરાજય પામ્યા તેને લીધે યુધિષ્ઠિરના તે વાક્યોએ મર્મસ્થાન વિષે પ્રહાર કર્યો તેને લીધે, અને દુ:ખ સંભારી અંતઃકરણની વિહ્વલતા થઇ તેને લીધે દુ:ખથી પૂર્વે ન થએલો એવો અર્જુનથી ક્રોધ ઉત્પન્ન થયો અને તેથી જેવી રીતે નિંદિત પુરૂષ રૂક્ષ બોલે તેવી રીતે માન્ય એવા દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા પ્રત્યે અયોગ્ય તથા નિંદિત અને અપ્રિય તેણે કહ્યું. પછી હે નૃપ! એવી રીતે કુંતિપુત્ર અર્જુને સર્વ મર્મને ભેદનારી વાણીવડે કઠણ વચન કહેલા ક્રોધથી શ્વાસ લેતા એવા અતિ મોટા ધનુર્ધારી દ્રોણપુત્ર અશ્વત્થામા તેના પ્રત્યે અને વિશેષેકરી શ્રીકૃષ્ણ પ્રત્યે ક્રોધ કરવા લાગ્યા અને બળવાન તથા યત્નવાન એવા તેમણે રથ વિષે બેસી જળનો સ્પર્શ કરી દેવતાઓએ પણ દુ:ખેકરી સહન થાય એવા આગ્નેય અસ્ત્રને ચઢાવ્યું. પરશત્રુને હણનાર એવા તે આચાર્યપુત્રે દૃશ્ય અને અદૃશ્ય એવા શત્રુ સમૂહને ટેવી જે રીતે ધુમ રહિત એવા અગ્નિને મંત્રે તે રીતે પ્રકાશવાન એવા બાણને મંત્રી ક્રોધ કરી સર્વ તરફથી ફેંકવા લાગ્યા. તે સમયે આકાશ વિષે સંકુલ એવી બાણવૃષ્ટિ થઈ અને અગ્નિની જ્વાળા યુક્ત એવી તે બાણવૃષ્ટિ કુંતિપુત્ર અર્જુન પ્રત્યેજ ગઇ. આકાશમાંથી ઉલ્કાડીઓ પડવા લાગ્યા, દિશાઓ શોભા રહિત થવા લાગી અને ભયંકર એવું અંધારૂં જલદી તે એના પ્રત્યે થવા લાગ્યું. ભેગા થએલા પિશાચ અને રાક્ષસો અતિ શબ્દ કરવા લાગ્યા. વાયુ શીતળ વાવા લાગ્યો. સૂર્ય તાપ રહિત થવા લાગ્યો, અને કાગડાઓ પણ સર્વ દિશાઓમાં ભયંકર શબ્દ

કરવા લાગ્યા તથા રૂધિરને વર્ષતા એવા મેઘ અતરિક્ષ વિષે ગર્જના કરવા લાગ્યા પક્ષી પશુઓ અને સારા વ્રતવાળી એવી ગાયો પણ શબ્દ કરવા લાગી અને પરમ યત્નવાળા એવા યોગીઓ પણ શાતિ પામતા ન હતા જેમા સર્વ મહાભૂત ભ્રાતિ પામેલુ છે અને સૂર્ય ફરતા જણાય છે એવા સતાપ પામેલા ત્રણ લોક જ્વરવડે યુક્ત હોય તેમ થયા અસ્ત્ર-તેજવડે સતાપ પામેલા ભૂમિ વિષે સુનારા તથા નિશ્વાસ નાખતા તથા ઘોર તેજને તજી જવા ઇચ્છતા એવા નાગ પડવા લાગ્યા હે ભારત ! જળમા થએલા જતુઓ તપતા એવા જળના સ્થાનકોમા બળાતા હતા અને શાતિ પામતા ન હતા દિશાઓથી, દિશાઓના ખૂણા-ઓથી, આકાશથી, પૃથ્વીથી, અને સર્વ તરફથી ગરૂડ અને વાયુની સમાન વેગવાળી જૂદા જૂદા પ્રકારની બાણવૃષ્ટિ પડવા લાગી અને વજ્ર સમાન વેગવાળા દ્રોણપુત્ર અશ્વત્થામાના બાણોવડે દગ્ધ થએલા શત્રુઓ અગ્નિવડે બળેલા વૃક્ષોની પેઠે ભૂમિપર પડતા હતા નાશ પામતા હતા બળતા અને મેઘની ઉપમા અપાય એવા સાદવાળા ભયકર શબ્દો બોલતા એવા મોટા હસ્તિઓ ચોતરફથી પૃથ્વી વિષે પડતા હતા હે વિશાપતે ! કેટલાક હસ્તિઓ જે રીતે વનમા દાવાગ્નિએ વિટેલા અને ત્રાસ પામેલા હોય તે રીતે ભયવડે બીનેલા દિશાઓ પ્રત્યે ભાગતા હતા હે મારિષ ! હે ભારત ! જેવી રીતે અગ્નિવડે બળેલા વૃક્ષોના અગ્રભાગ દેખાતા હોય તેવી રીતે ઘોડાઓના સમૂહો અને રથોના સમૂહો દેખાતા હતા વળી હે ભારત ! તે તે ઠેકાણે હજારો રથોના સમૂહો પડતા હતા અને ભયવડે ઉદ્વેગ પામેલા તે સૈન્યને યુદ્ધમા અશ્વત્થામા જે પ્રમાણે યુગના નાશ વખતે સર્વ પ્રાણિઓને સહાર કરનાર એવો અગ્નિ બાળે તે પ્રમાણે બાળતા હતા હે રાજન્ ! મહા યુદ્ધમા પાડવોની સેનાને બળતી જોઇ હર્ષ પામેલા તમારા યોદ્ધાઓ સિહનાદ કરતા હતા અને હે ભારત ! તે સમયે હર્ષ પામેલા જયશાળી તમારા સૈનિકો જલદી જૂદા જૂદા પ્રકારના હજારો તૂર્યને વગાડતા હતા હે રાજ-ન્ ! અધકારવડે લોક વિંટાવાથી સઘળી અક્ષૌહિણી સેના અને પાડવ અર્જુન મહા યુદ્ધમા દેખાતો ન હતો હે રાજન્ ! જેવુ અમર્ષવાળા દ્રોણપુત્ર અશ્વત્થામાએ અસ્ત્ર ઉત્પન્ન કર્યું તેવુ અમે પૂર્વે જોએલુ અને સાભળેલુ પણ નથી હે મહારાજ ! પછી અર્જુને બ્રહ્માએ સર્વ અસ્ત્રોના પ્રતિઘાત માટે કરેલા બ્રહ્માસ્ત્રને ઉત્પન્ન કર્યું ત્યારે મુહૂર્ત વારમા જેમ શાત થાય તેમ તે અધારૂ શાત થયુ, વાયુ શીતળ વાવા લાગ્યો અને દિશાઓ નિર્મળ થઇ તે સમયે અમે આશ્ચર્ય જોયુ કે સઘળી અક્ષૌહિણી સેનાને હણેલી ન જણાય એવા રૂપવાળી અને અસ્ત્રના તેજવડે બળેલી જોઇ તે પછી જે રીતે આકાશમા સૂર્ય તથા ચદ્રમા દેખાય તે રીતે મુક્ત થએલા મહા ધનુર્ધારી કેશવ ભગવાન અને અર્જુન એ બે ભેગા દેખાવા લાગ્યા અને તે વળી ગાડિવ ધનુર્ધારી અર્જુન અને કેશવ ભગવાન એ બેઉ વ્રણ રહિત એવા દેખાયા તેમ પતાકા, ધ્વજ, ઘોડા, અને રથનો એક ભાગ દેખાયો તે પછી ઉત્તમ આયુધ રહિત તમારા યોદ્ધાઓના ભયને કરનાર એવો જોડેલો તેમનો રથ શોભવા લાગ્યો તે સમયે હર્ષ પામેલા પાડવોનો ક્ષણ વારમા શખ ભેરીઓના શબ્દો સહિત કિલકિલા શબ્દ થયો પછી તે બેઉ સેનાની જે પ્રથમ એવી બુદ્ધિ થઇ હતી કે તે બે નાશ પામ્યા, તે બુદ્ધિ વેગવડે આવેલા કેશવ ભગવાન અને અર્જુનને સાથે જોઇને મટી જ્યારે ઘાયલ ન થયેલા તથા હર્ષ પામેલા એવા તે બે ઉત્તમ શખ વગાડવા લાગ્યા ત્યારે કુતિપુત્રોને હર્ષ પામેલા જોઇ તમારા યોદ્ધાઓ અતિ વ્યથા પામ્યા

હે મારિષ ! મહાત્મા બેને મુક્ત થએલા જોઇ અતિ દુખિત એવા દ્રોણપુત્ર અશ્વત્થામા ' આ શુ ' એ રીતે મુહૂર્તવાર ચિંતા કરવા લાગ્યા હે રાજેન્દ્ર ! વિચાર કરીને ધ્યાનવડે શોકાધીન એવો મોટો ઉષ્ણ નિશ્વાસ નાખી ઉદ્વેગવાન થયા તે સમયે તેઓ રથમાથી ઉતરી ધનુષને ' ધિક્ છે ધિક્ છે, આ સર્વ મિથ્યા થયુ ' એમ કહી વેગ સહિત રણભૂમિથી નાઠા તે સમયે નીલમેઘ સમા કાંતિવાળા, વેદના વિભાગને કરનાર, સરસ્વતીના નિવાસરૂપ એવા વેદવ્યાસને તેમણે દીઠા કુરૂકુળને ધારણ કરનારા વ્યાસજીને આગળ ઉભેલા જોઇ જેનો કંઠ રૂધાએલો છે એવા અશ્વત્થામા અતિ દીનની પેઠે આ વચન બોલ્યા. હે ભગવન ! હે ભગવન ! માયા છે કે ઇશ્વર ઇચ્છા છે ? આ તે શુ થાય છે ? એ અમે જાણતા નથી આ મારૂ અસ્ત્ર કેમ વૃથા થાય છે મારો કાઇ અન્યાય છે અથવા આ અતિ નીચ કામ છે ? કિવા લોકોનો પરાભવ છે કે જે આ શ્રીકૃષ્ણ અને અર્જુન જીવતા છે ? કાંતો આ કાળજ અતિ દુખેકરી ઉલ્લઘન કરાય એવો છે મે કરેલા આ અસ્ત્રને અસુર, ગંધર્વ, પિશાચ, રાક્ષસ, સર્પ, યક્ષ, પક્ષિઓ અને મનુષ્યો કોઇ રીતે પણ વ્યર્થ કરવા ઉત્સાહ નથી પામતા, તે આ બળતુ એવુ કેવળ અક્ષૌહિણી સેનાને હણી શાંત થયુ મે સર્વને હણનારા અને અતિ દારૂણ એવા અસ્ત્રને નાખ્યુ અને મહાત્મા એવા આ કેશવ ભગવાન અને અર્જુનને તેણે કયા કારણે હણ્યા નહિ ? હે મહા મુને ! આ સર્વ કારણને હુ તત્વેકરી સાભળવા ઇચ્છુ છુ માટે મારાથી પુછાયલા તમે એ યથાયોગ્ય કહો વ્યાસ કહે છે–વિસ્મય પામી તમે મને જે પૂછો છો તે મોટાજ અર્થને પૂછો છો, તે સર્વ અર્થ તમને કહુ છુ તે મનને ઠીક રાખી સાભળો આ પૂર્વજોના પૂર્વજ વિશ્વને કરનાર કાર્ય માટે ધર્મના પુત્ર થઇ, નારાયણ ઉત્પન્ન થયા હતા તે શિશિર પર્વત પ્રત્યે રહેલા જેના ઉંચા હાથ છે એવા મહા તેજસ્વી અગ્નિ અને સૂર્ય સરખા સાઠ હજાર વર્ષ તીવ્ર તપ કરતા હતા અને તેટલા હજાર વર્ષ કમળ સરખા નેત્રવાળા તે વાયુને ભક્ષણ કરતા એવા આત્માને શોષણ પમાડતા હતા એ પછી બીજુ બે વાર તપ કરી ફરીને મોટુ તપ કરી તેજવડે આકાશ અને પૃથ્વીના વિવર (છિદ્રને) પૂરતા હતા તે જ્યારે હે તાત ! તપેકરી બ્રહ્મરૂપ થયા ત્યારે તેમણે વિશ્વના ઇશ્વર, વિશ્વના કારણરૂપ, જગતના પતિ, અતિ દુર્ધર્ષ, સર્વ દેવોએ સ્તુતિ કરેલા, અણુઓથકી પણ અતિ અણુ મોટાઓ થકી અતિ મોટા, રૂદ્ર, બ્રહ્મા આદિ દેવતાઓમા શ્રેષ્ઠ હર, શભુ જટાજૂટવાન, પરમ સ્થાનમા રહેલા, સ્થાવર અને જગમના ચેતાવનાર, દુખેકરી વારણ થાય એવા, દુર્દર્શ, દુષ્ટો વિષે તીવ્ર કોપવાળા, મહાત્મા સર્વને હરનાર, સારા પુરૂષો વિષે ઉદાર ચિત્તવાળા, દિવ્ય ધનુષ અને ભાથાને ગ્રહણ કરનાર, હિરણ્યવર્મા, અનત વીર્યવાળા, પિનાકવાન, વજ્રવાન, દીપ્ત શૂલવાળા, પરશ્વધયુક્ત ગદાવાળા, મોટા ખડ્ગવાળા, શુભ્ર જટાવાન, મુસલયુક્ત, જેના મુકુટમા ચદ્ર છે એવા, વ્યાઘ્રના ચર્મવડે યુક્ત પરિઘ યુક્ત જેના હાથમા દડ છે એવા, શુભ બાજુબધવાળા, નાગ ને યજ્ઞોપવિત યુક્ત, સર્વ ગણોએ અને ભૂતના સમૂહોવડે શોભિત, એક થએલા તપોના સમૂહરૂપ, વૃદ્ધોએ પ્રિય વાણીવડે સારી રીતે સ્તુતિ કરેલા અને જળ, દિશા, આકાશ, પૃથ્વી, ચદ્ર, સૂર્ય, વાયુ, અગ્નિ તથા જગતને માપતા એવા દેવને દીઠા બ્રાહ્મણના દ્વેષિઓને હણનાર અને મોક્ષના કારણરૂપ એવા જેને દુરાચારવાળા મનુષ્યો જોવા સમર્થ નથી અને જેને સારા આચરણવાળા ને પાપ ક્ષીણ થવાથી મનવડે શોક રહિત એવા બ્રાહ્મણો જૂવે છે

તેમને, તપવડે અને તેમની ભક્તિવડે આવતા એવા ધર્મરૂપ, સ્તુત કરવા યોગ્ય વિશ્વરૂપ ભગવાનને જોયા એમને જોઈ વાણી, મન, બુદ્ધિ અને દેહવડે જેનો આત્મા પ્રસન્ન છે એવા વાસુદેવ નારાયણ હર્ષ પામ્યા અને અક્ષમાળા યુક્ત તેજના પરમ નિધિરૂપ અને જેનાથી વિશ્વની ઉત્પત્તિ છે એવા તે ઇશ્વરનુ દર્શન કરી વદન કર્યું અંધકાસુરને મારનારા રૂદ્રનુ વદન કર્યા પછી ભક્તિમાન કમળ સરખા નેત્રવાળા નારાયણ વન્દાનને આપનાર મોટા સુદર અગવાળા પાર્વતીવડે યુક્ત ક્રીડા કરતા પ્રભુ મહાત્મા ભૂતના સમૂહ અને ગણોવડે યુક્ત અજ (ઉત્પત્તિ રહિત) ઇશાન અવ્યક્ત કારણાત્મા અચ્યુત અને વિરૂપાક્ષ એવા દેવ પ્રત્યે સ્તુતિ કરવા લાગ્યા શ્રીનારાયણ કહે છે—હે વરેણ્ય આદિ દેવ ! પૂર્વે આ જગતની રક્ષા કરનારા પ્રાણિઓને બનાવનારા પ્રજાપતિઓ તમારાથી ઉત્પન્ન થએલા હતા કે જેઓ આ પૃથ્વીપર રહી પ્રાચીન એવી તમારી સૃષ્ટિનુ રક્ષણ કરતા હતા હે દેવ ! તેમજ સુર, અસુર, નાગ, રાક્ષસ, પિશાચ, સુપર્ણ, ગધર્વ, યક્ષ અને જૂદા જૂદા પ્રકારના પ્રાણીઓના સમૂહો વિશ્વ વિષે રહેલા તે સર્વને તમારાથી ઉત્પન્ન થએલા જાણીએ છીએ અને ઇંદ્ર, યમ, વરૂણ, કુબેર, પિતૃ, ત્વષ્ટા અને ચદ્રમાનુ જે કર્મ છે તે તમારે માટેજ છે રૂપ, તેજ, શબ્દ, આકાશ, વાયુ. સ્પર્શ, રસ, પાણી, ગધ, પૃથ્વી, કાલ, બ્રહ્મા, બ્રહ્મ, બ્રાહ્મણ, સ્થાવર અને જગમ, આ જગત તમારાથી થયુ છે જેવી રીતે સમુદ્રના જળથી અલ્પ એવા વૃષ્ટિના બિદુઓ જુદાપણાને પામે છે, અને પ્રલય વખતે ફરીને તે જળ સાથે એકપણાને પામે છે તેવી રીતે પ્રાણીઓની ઉત્પત્તિ અને નાશને માની વિદ્વાન પુરૂષ તમારા એકપણાને પામે છે, જે હૃદયરૂપી આકાશ વિષે રહેલા અને મનવિષે સ્પષ્ટ થએલા એવા ઇશ્વર અને જીવરૂપી બે ગરૂડપક્ષીઓ છે, જે મહત્વ, અહકાર, શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગધ એ રૂપી વાણીમાત્રેકરી સાત પીપળાઓની શાખા છે અને જે દેહને ધારણ કરે છે એવી દશ ઈંદ્રિય છે તેને તમે ઉત્પન્ન કરેલી છે અને તમે તેઓથી પર છો. ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય એ અને આ સર્વ જગત તમારાથી થએલુ છે એવા તમે, ભકત અને તમને ભજતો એવો હું તેને અનુસરો, અને મને કામ આદિ અહિતની પ્રાપ્તિવડે મારશો મા હે દેવવર્ય ! જીવના આત્મારૂપ અને જેને વિષે બીજો અહકાર આદિ બોધ નથી એવા જે તમે તેને જાણનારો પુરૂષ અનિદ્ય એવા બ્રહ્મને પામે છે, અને હુ તો તમારા અર્ચનને ઇચ્છતો એવો અને સ્તુતિને યોગ્ય એવા તમને શોધતો એવી સ્તુતિ કરતો હતો માટે મે સ્તુતિ કરેલા એવા તમે અતિ દુર્લભ અને મને પ્રિય એવા વરદાન આપો, અને મને ઉદ્દેશી, માયા કરશો મા વ્યાસ કહે છે કે—નારાયણ ઋષિએ સ્તુતિ કરેલા પિનાકધારી નીલકઠ ભગવાને દેવોમા મુખ્ય એવા નારાયણને પછી વરદાન આપ્યા

શ્રીભગવાન કહે છે—હે નારાયણ ! મારા અનુગ્રહથી તમે મનુષ્ય, દેવ અને ગધર્વો વિષે ન માપી શકાય એવુ જેનુ બળ અને આત્મા છે એવા થશો અને તમને દેવ, અસુર, મોટા ઉરગ, પિશાચ, ગધર્વ, યક્ષ, રાક્ષસ, સુપર્ણ, નાગ અને બીજા સર્વ પ્રાણીઓ સહન કરશે નહિ આ યુદ્ધમા કોઇ દેવતા પણ તમને જીતશે નહિ, અને શસ્ત્રે કરીને, વજ્રે કરીને, વાયુએ કરીને, ભીનાએકરી, સુકાએકરી, જગમેકરી કે સ્થાવરેકરી તમને પીડા કરનારો કોઈ પણ મારા અનુગ્રહથી કોઇ રીતે થશે નહિ, અને યુદ્ધને પામીને પણ તમે અધિક થશો એવી રીતે પૂર્વે કૃષ્ણરૂપ એવા નારાયણે આ વરદાન મેળવ્યા હતા એમ જાણ અને તે,

આ, દેવ માયાવડે જગતને મોહ પમાડતા ફરે છે તેનાજ તપેકરી ઉત્પન્ન થએલા નર નામના મહા મુનિને નારાયણ દેવ તુલ્ય અને તેને અર્જુનરૂપ જાણો બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર તેઓના મધ્યમા વિષ્ણુરૂપ, અત્યત તપવડે યુક્ત, ઋષિ એવા તે બે નરનારાયણ લોક યાત્રા કરવા માટે યુગયુગમાં ઉત્પન્ન થાય છે હે મહામતે! તેમજ તમે સતુલ કર્મેકરી અને મોટા તપથી તેજ અને ક્રોધને ધારણ કરનાર એવા રૂદ્ર ઉત્પન્ન થયા છો તે તમે દેવની પેઠે પ્રાજ્ઞ એવા જગતને શિવમય જાણી તેના પ્રિયની ઇચ્છાવડે પૂર્વ નિયમોવડે આત્માને કૃશ કરતા હતા અને હે માનદ! અહિ તમે કાંતિમાન ચરૂને કરી મહા પુરૂષની મૂર્તિને જપ, હોમ, અને ઉપહારોવડ યજતા હતા હે વિદ્વાન્ ! તેવી રીતે તમે પૂજેલા દેવ તમારા પૂર્વ દેહ વિષે પ્રસન્ન થયા હતા અને તમારા હૃદય વિષે રહેલા એવા ઘણા વરદાનને આપ્યા હતા તમારા અને તેઓના જન્મ, કર્મ અને તપના યોગો ઘણા થયા છે તથા તેઓએ અને તમે સૂક્ષ્મ શરીર વિષે પ્રતિમામા તે દેવનુ યુગ, યુગમા અર્ચન કરેલુ છે જે પ્રભુ એવા રૂદ્રને ભવરૂપ જાણી તેમના લિંગ વિષે અર્ચન કરે છે તેને વિષે આત્મયોગ અને શાસ્ત્રયોગ નિત્ય રહેલા છે એવી રીતે યજન કરતા એવા દેવ, સિદ્ધ અને મોટા ઋષિઓ લોકમા શિવની પ્રાર્થના કરે છે, કારણ કે તે સર્વને કરનાર છે રૂદ્રથી થએલા તે આ રૂદ્રના ભક્ત પુરાતન એવા કેશવ શ્રીકૃષ્ણ યજ્ઞોવડેજ યજન કરવા યોગ્ય છે જે પ્રભુના લિંગને સર્વ પ્રાણીઓની જેથી ઉત્પત્તિ છે એવુ જાણી અર્ચન કરે છે તેને વિષે પોઠીઓ જેના ધ્વજમા છે એવા શિવ અધિક પ્રીતિ કરે છે સંજય કહે છે કે-તેના તે વચનને સાભળી મહારથિ દ્રોણપુત્ર અશ્વત્થામાએ રૂદ્રને નમસ્કાર કર્યા અને કેશવ ભગવાનને બહુ માનવા લાગ્યા અને જેના રૂવા હર્ષિત થયા છે તથા જેનો આત્મા વશ છે એવા તે મહર્ષિ વ્યાસ તરફ વદન કરી સેનાને જોઇ અવહાર કરાવવા લાગ્યા હે વિશાંપતે! તે સમયે પાડવો અને યુદ્ધમા દ્રોણાચાર્યનો નાશ થવાથી દીન એવા કૌરવોનો અવહાર થયો અને હે રાજન્! વેદના પારને પામનાર એવા બ્રાહ્મણ દ્રોણાચાર્ય પાચ દિવસ યુદ્ધ કરી સેનાને હણી બ્રહ્મ લોક પ્રત્યે ગયા

युद्ध कृत्वा दिनान्पञ्च द्रोणोहत्वा वरूथिनीं ।
ब्रह्मलोक गतो राजन् ब्राह्मणो वेदपारग ॥

इति श्री महाभारते द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि व्यासवाक्ये शतरुद्रीये गुर्जरभाषायामेकाधिकद्विशततमोऽध्यायः ॥ २०१ ॥

## અધ્યાય ૨૦૨ મો. શિવસ્તુતિ ને મહિમા.

धृतराष्ट्र उवाच—तस्मिन्नतिरथे द्रोणेनिहिते पार्षतेन वै ।
मामकाः पाडवाश्चैवकिमकुर्वन्नत. परं ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—ધૃષ્ટદ્યુમ્ને અતિરથ દ્રોણાચાર્યને હણ્યા ત્યાર પછી મારા યોદ્ધા કૌરવો અને પાડવો શુ કરતા હતા? સંજય કહે છે હે ભરતશ્રેષ્ઠ! ધૃષ્ટદ્યુમ્ને અતિરથ એવા

દ્રોણાચાર્યને હણ્યા અને કૌરવો નાઠા ત્યારે કુંતિપુત્ર ધનંજય અર્જુન પોતાના જયને કરનાર અતિ મોટા આશ્ચર્યરૂપ ભાગ્યેકરી આવેલા વ્યાસને જોઇ આમ પૂછવા લાગ્યો અર્જુન કહે છે–હે મહામુને ! જ્યારે હું નિર્મળ બાણોના સમૂહોવડે શત્રુઓને હણું છું ત્યારે મારી આગળ અગ્નિ સમાન કાંતિવાળા પુરૂષને જતા જોઉં છું અને તે પુરુષ પ્રકાશવાળા શૂલને ઉગામી જે દિશા તરફ જાય છે, તે દિશામા મારા શત્રુઓ નાશ પામે છે અને તેણે હણેલા સર્વ શત્રુઓને મે હણેલા મનુષ્ય માને છે તથા તેણે હણેલા સૈન્યાની પાછળ હું જાઉં છું હે ભગવન્ ! મે જેને સૂર્ય સરખા અને શૂલ જેના હાથમા છે એવા જોયા અને જે પગવડે પૃથ્વીનો સ્પર્શ નથી કરતા ને શૂલને મૂકતા નથી અને જેના તેજે કરી શૂલથકી હજારો શૂલ પડતા હતા તે પુરૂષોત્તમ કોણ તે મને કહો વ્યાસ કહે છે–હે કુંતિપુત્ર અર્જુન ! તે પ્રજાપતિઓના મધ્યમા પ્રથમ ચિન્માત્રરૂપ પુરૂષ, ભુવનરૂપ, પૃથ્વીરૂપ, અંતરિક્ષરૂપ, દેવ, સર્વ લોકના ઇશ્વર પ્રભુ, બીજો જેનો અધિપતિ નથી એવા વરદાનને આપનારા શંકરને દીઠા તે શ્રેષ્ઠોના પણ નાશને કરનાર ભુવનના ઇશ્વર મહાદેવ મહાત્મા ઇશાન, જટાવાન, વિભુ, ત્રિનેત્ર, મહાભુજ, રૂદ્ર, શિખાવાન, ચીર વસ્ત્રવાન, મહાદેવ, હર, સ્થાણુ, વરદ, ભુવનેશ્વર, જગત પ્રધાન, અજીત, જગતની પ્રીતિને કરનાર, અધીશ્વર, જગતના કારણરૂપ, જગતના માતપિતારૂપ, જયવાન, જગતની ગતિરૂપ, વિશ્વના આત્મારૂપ, વિશ્વને સરજનાર, વિશ્વની મૂર્તિરૂપ, યશસ્વી, વિશ્વના ઇશ્વર, વિશ્વના નિયંતા, કર્મના નિયંતા, પ્રભુ, શંભુ સ્વયંભુ, ભૂતેશ, જેનાથી ભૂત, ભવિષ્ય ને વર્તમાન થએલા છે એવા યોગ રૂપ, યોગીઓના ઇશ્વર, સર્વરૂપ, સર્વ લોકના ઇશ્વરના ઇશ્વર, સર્વમા શ્રેષ્ઠ, જગતમા શ્રેષ્ઠ, વરિષ્ઠ, પરમેષ્ઠિ, ત્રણ લોકના કરનાર, ત્રણ લોકના આશ્રયરૂપ, શુદ્ધ આત્માવાળા, ભવ, ભીમ, જેણે ચંદ્રમાને મુકુટમા ધરેલા છે એવા, નિત્ય પૃથ્વીને ધરનાર, પ્રકાશવાળા, સર્વ વાગીશ્વરોના ઇશ્વર, અતિ દુર્જય, જગતના નાથ, જન્મ મૃત્યુ અને જરાને ઓળગી જનાર, જ્ઞાનસ્વરૂપ, જ્ઞાનવડે પમાય એવા, જ્ઞાનવડે શ્રેષ્ઠ, અતિ દુઃખેકરી જણાય એવા, ભક્તોના અનુગ્રહે કરી કરેલા વરદાનને આપનાર એવા, દેવને શરણ જા તે પ્રભુના દિવ્ય ગણો જૂદા જૂદા પ્રકારના રૂપોવડે યુક્ત વામન, જટાવાળા, મોટા મસ્તકવાળા, નાની ડોકવાળા, મોટા પેટવાળા, મોટા શરીરવાળા, મોટા ઉત્સાહવાળા અને મોટા કાળવાળા છે કેટલાક ફરી ગએલા મુખોએ કરી, પગોએકરી અને વેષોવડે યુક્ત છે, એવા ગણોએ પૂજાતા મહેશ્વર એવા તે મહાદેવ છે હે તાત કુંતિપુત્ર ! તે તેજસ્વી શિવ અનુગ્રહથી ઘોર રૂવાને હર્ષ પમાડનારા યુદ્ધમા તારી આગળ ચાલે છે હે કુંતિપુત્ર ! મહા ધનુર્ધારી પ્રહાર કરનારા દ્રોણપુત્ર અશ્વત્થામા, કર્ણ અને કૃપાચાર્યે રક્ષા કરેલી સેનાને મહા ધનુર્ધારી બહુ રૂપવાળા મહેશ્વર દેવ સિવાય બીજો કોણ મને કરીને પણ પીડી શકે ? ને જ્યારે આગળ ઉભા રહે છે ત્યારે કોઇ પણ ઉભો રહેવા ઉત્સાહ પામતો નથી, કારણ કે, ત્રણ લોકમા તેની બરોબર કોઇ પ્રાણી નથી યુદ્ધમા ક્રોધ પામેલા એવા તેમના ગંધેકરીને પણ શત્રુઓ સંજ્ઞા રહિત, જેઓમા ઘણા નાશ પામેલા છે એવા થાય છે કંપે છે અને પડે છે તે દેવને નમસ્કાર કરતા એવા દેવતાઓ સ્વર્ગમા રહેતા છે લોકમા બીજા જે મનુષ્યો, જે સ્વર્ગને જીતનારા પુરુષો અને જે ભક્તો છે તે વરદાનને આપનાર સર્વના ઇશ્વર, રૂદ્ર, પાર્વતીના પતિ એવા દેવ શિવને અનન્ય ભાવકરી નિરંતર ભજે છે તેઓ આ લોકમા સુખ પામી પરમ ગતિને પામે છે માટે હે કુંતિપુત્ર ! નિરંતર શાંત રૂદ્ર, નીલકંઠ, સૂક્ષ્મ, અતિ તેજસ્વી, જટાજૂટવાન કરાલ, કુબેરના વરદાનને આપનારા

કાળરૂપ, અવ્યક્ત, કેશવાળા, સારા વ્રતવાળા, ભક્ત વિષે સુખને કરનાર, કામના કરવા યોગ્ય, પિંગલ નેત્રવાળા સ્થાણુ પુરૂષ શ્યામ કેશવાળા, મુંડ, કૃશ, તારનાર, સૂર્યરૂપ, ઉત્તમ તીર્થરૂપ, દેવના દેવ વેગવાન બહુ રૂપવાન, સર્વ શુભકારી વિધિ જેને પ્રિય છે એવા, સોમ-રૂપ, ઉષ્ણીષવાન, સુંદર મુખવાળા, હજાર નેત્રવાળા, વૃષ્ટિને કરનાર, પર્વતમાં શયન કરનાર, પ્રશાંતપતિ, ચીર વસ્ત્રધારી, સુવર્ણવડે શોભિત જેના બાહુ છે એવા, ઉગ્ર અને દિશાઓના પતિ એવા તે દેવને નમસ્કાર હો

હે રાજન્! મેઘના પતિ, ભૂતોના પતિ, વૃક્ષના પતિ અને ગાયોના પતિરૂપ એવા તેને નમસ્કાર કર દેહવડે જેનું સ્વરૂપ આચ્છાદિત છે એવા કાર્તિકસ્વામિરૂપ, અંતર્યામિ અધ્વર્યુરૂપ, ધનુર્ધારી, પરશુરામરૂપ, બહુરૂપવાળા વિશ્વના પતિ, વલ્કલ વસ્ત્ર યુક્ત હજારો મસ્તકવાળા હજારો નેત્રવાળા સહસ્ર બાહુવાળા અને સહસ્ર ચરણવાળા, દેવને નમસ્કાર કર હે કુંતિપુત્ર! વરદ, ભુવનેશ્વર, ઉમાના પતિ, વિરૂપાક્ષ દક્ષના યજ્ઞને હણનાર, પ્રજાના પતિ, અવ્યગ્ર, ભૂત માત્રના પતિ, નાશ રહિત જટાજૂટવાન, ઉત્તમ એવા બ્રહ્માદિને પણ ભ્રમાવનાર, વૃષનાભ, નંદિ જેનું વાહન છે એવા ત્રણ લોકના સંહારમાં સમર્થ એવો જેનો ગર્વ છે એવા, ધર્મના પતિ, ધર્મના શિખરરૂપ, ઇંદ્રઆદિ દેવોમાં શ્રેષ્ઠ, પોઠિઓ જેના ધ્વજમાં છે એવા, ધર્મવાળા પુરૂષોમાં ઉદાર ધર્મવાન વૃષભ સમાન નેત્રવાળા, ઉત્તમ આયુધ-વાળા, ઉત્તમ વિષ્ણુરૂપ, બાણુવાળા, ધર્મરૂપ દક્ષના યજ્ઞના નિયંતા, મોટા ઉદરવાળા, મોટી કાયાવાળા, હસ્તિના ચર્મને ધારણ કરનાર, લોકના ઈશ્વર, વરદ, મુંડ બ્રહ્મણ્ય, બ્રાહ્મણો જેને પ્રિય છે એવા, ત્રિશૂલ જેના હાથમાં છે એવા, વરદ, ખડ્ગ, ચર્મને ધરનાર, પ્રભુ, પિનાકિ ખડ્ગ માત્રને ધરનાર, લોકોના પતિ એવા ઇશ્વરને શરણ જા હું પણ ચીરવસ્ત્રયુક્ત રક્ષણ કરવામાં ઉત્તમ એવા દેવને શરણ પામું છું જેના કુબેર સખા છે તે દેવનાના ઈશ્વરને માટે નમસ્કાર હો હે દેવ! સુંદર વસ્ત્ર ધરનાર, સુંદર વ્રતવાળા, જેના શોભિત ધનુર્ધારી પાર્ષદો છે એવા, ધનુર્ધારી જેને ધનુષ પ્રિય છે એવા, બાણરૂપ, પ્રત્યંચારૂપ, ધનુષરૂપ અને ધનુર્વેદના ગુરૂ એવા જે તમે તેને નમસ્કાર હો ઉગ્ર આયુધવાળા, દેવતાઓમાં ઉત્તમ એવા દેવને અર્થે નમસ્કાર હો બહુ રૂપવાળા બહુ ધન્વિ સ્થાણુ, તપસ્વી એવા તે દેવ પ્રત્યે નિત્ય નમસ્કાર હો ત્રણ પૂર હણનાર, ભગના નેત્ર ભેદનાર વનસ્પતિઓના પતિ, મનુષ્યોના પતિ, માતા-ઓના પતિ, ગણોના પતિ, ગાયોના પતિ, અને યજ્ઞોના પતિ એવા દેવને નમસ્કાર હો. સમુદ્રરૂપ દેવોના પતિ, પૂષાના દાંતને પાડનાર વરદાનને આપનાર, ત્રિનેત્રવાળા, પિંગ, સુવર્ણ સમાન કેશવાળા અને જેનો કંઠ નીલ છે એવા દેવ પ્રત્યે નમસ્કાર હો બુદ્ધિમાન મહાદેવના જે દિવ્ય કર્મો છે તેને યથામતિ અને જે પ્રમાણે સાભળેલા છે તે પ્રમાણે તને કહીશ તે દેવ જ્યારે કોપ પામે છે ત્યારે લોકમાં સુર, અસુર, ગંધર્વ ને રાક્ષસો ગુહા પ્રત્યે ગએલા એવા પણ સુખ પામતા નથી પૂર્વે કોપ પામેલા મહાદેવે યજમાન એવા દક્ષના વિધી પ્રમાણે કરેલા યજ્ઞને નાશ પમાડ્યો હતો અને તે સમયે નિર્દય થયા હતા વળી ધનુષવડે બાણ નાખી મોટો શબ્દ કરતા હતા તે સમયે જ્યારથી યજ્ઞના ભાગવાથી અને મહેશ્વરના કોપવાથી દેવતાઓ ક્યાંય પણ શાંતિ પામતા ન હતા હે પાર્થ અર્જુન! તે પ્રત્યંચાના તલશબ્દેકરી સર્વ લોકો આકુલ થએલા હતા અને વશ થએલા સુર, અસુરો પડતા હતા સર્વ પ્રાણી ક્ષોભ પામતું હતું પૃથ્વી કંપતી હતી, પર્વતો ફાટતા હતા અને દિશાના હસ્તિઓ મોહ પામેલા

હતા ગાઢા અંધકારવડે વિંટાએલા લોક પ્રકાશતા ન હતા અને તે સૂર્યસહિત સર્વ તેજોની કાંતિને મટાડતા હતા ઋષિઓ ક્ષોભ પામતા હતા અને આત્માના સુખને ઇચ્છતા એવા સર્વ પ્રાણિઓ શાંતિને પામતા ન હતા તે વખતે શંકર હસતા હોય તેમ પૂષા પ્રત્યે દોડયા અને પુરોડાશને ભક્ષણ કરતા એવા પૂષાના દાંત પાડી નાખ્યા, ત્યારે કંપતા અને છપાએલા એવા તે દેવતાઓ યજ્ઞના સ્થાનથી નાઠા દેવતાઓના વધ માટે ફરીને તેમણે દીપ્ત, તીક્ષ્ણ અને ધુમ તથા તણખા સહિત મેઘ અને વિજળી સરખા બાણોને સાંધ્યા તે મહેશ્વર એવા શંકરને બાણ ફેંકતા જોઈ સવ દેવતાઓ તે પ્રત્યે પ્રણામ કરી રૂદ્રના યજ્ઞભાગને વિશેષ કલ્પવા લાગ્યા વળી હે રાજન્ ! ભયવડે દેવતાઓ શરણ થયા ત્યારે કોપ રહિત થએલા એવા તેમણે તે યજ્ઞને સાંધ્યો પૂર્વે જે વાયબ થએલા અને ભય પામેલા દેવતાઓ થયા હતા તે આજ પણ શંકર પ્રત્યે ભય પામેલા છે બળવાન અસુરોના સ્વર્ગમાં ત્રણ પુર હતા એક લોઢાનું, એક રૂપાનું અને એક અતિ મોટું સોનાનું પૂર હતું સોનાનું કમળાક્ષાસુરનું, રૂપાનું તારકાસુરનું અને લોઢાનું વિદ્યુન્માલિ અસુરનું હતું તેઓના પૂરોને ઇંદ્ર સર્વ આયુધેકરીને પણ ભેદવા સમર્થ ન થયો ત્યારે પીડા પામેલા સર્વ દેવતાઓ રૂદ્રને શરણે ગયા હતા ઇન્દ્ર સહિત સર્વ દેવતાઓ તે મહાત્મા શંકર પ્રત્યે બોલ્યા કે–હે દેવ દેવેશ ! બ્રહ્માએ જેઓને વરદાન આપેલું છે એવા આ ઘોર ત્રણ પૂર વિષે વસનારા દૈત્ય લોકને અધિક પીડે છે અને તેઓ વરદાનથી ગર્વ યુક્ત થયા છે અને તમારા વગર બીજો કોઇ રીતે પણ દૈત્યોને મારવા શકિતમાન નથી માટે હે મહાદેવ ! તમે દેવતાઓના દ્વેષિઓને હણો

હે રૂદ્ર ! સર્વ કર્મ વિષે પશુઓ ભયંકર થશે તથા હે ભુવનેશ્વર ! તમે એ અસુરોને મારશો તેવી રીતે દેવતાઓએ કહેલા શિવ 'તેમજ કરીશ' એ રીતે કહી દેવતાઓના હિતની ઇચ્છાવડે ગંધમાદન અને વિંધ્યાચળને વચ્ચેના દશને ધ્વજરૂપ કરી સાગર સહિત એવી પૃથ્વીને રથરૂપ કરી, નાગેંદ્ર શેષને અક્ષરૂપ કરી, હર, ત્રિલોચન, પિનાકધૃત, દેવના દેવ એવા શંકર ઐલપત્રને પુષ્પદંત અણિરૂપ કરી, મલાયાચલને ધોસરારૂપ કરી, તક્ષકને ધોસરૂ બાંધવાની રજ્જુરૂપ કરી, સરિસૃપ અને પર્વત આદિને જોતરા આદિરૂપ કરી, ચાર વેદને ચાર ઘોડાઓરૂપ કરી, ઉપવેદને ચોખડાઓરૂપ કરી, ગાયત્રીને રાશરૂપ કરી ૐકારને પ્રતોદરૂપ કરી બ્રહ્માને સારથિરૂપ કરી, મંદરાચલને ગાંડિવરૂપ કરી, વાસુકિને દોરડારૂપ કરી, વિષ્ણુને ઉત્તમ બાણરૂપ કરી, અગ્નિને શલ્યરૂપ કરી, અને વૈવસ્વત એવા યમને તથા વાયુને બે પક્ષના પુંખરૂપ કરી વિજળીને નિશ્રાણુરૂપ કરી, મેરૂ પર્વતને ધ્વજરૂપ કરી, સર્વ દેવમય દિવ્ય એવા રથ પ્રત્યે ચઢી ત્ર્યંબક સર્વ પ્રતાપવાન, મહેશ્વર, સ્થાણુ, પ્રહાર કરનારાઓમાં ઉત્તમ, અસુરોના નાશને કરનાર, અતુલ પરાક્રમવાળા, દેવતાઓ અને તપોધન એવા ઋષિઓએ સ્તુતિ કરેલા, પ્રભુ શ્રીમાન એવા શિવ, નિરૂપમ દિવ્ય એવા મહેશ્વરના સ્થાનને કરી, જ્યારે હજાર વર્ષ થાંભલારૂપ થઇ રહ્યા ત્યારે, તેમણે અંતરિક્ષમાં ભેગા એવા ત્રણ શહેરોને ત્રણ એવા વિષ્ણુ, વાયુ ને યમરૂપ બાણ, દક્ષ અને પંખરૂપ જેના પર્વ છે એવા ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીયાગ્નિરૂપ ત્રિશલ્યે કરી ભેદ્યા તેને દાનવો જોવાને શક્તિમાન થતા ન હતા કાળાગ્નિવડે યુક્ત વિષ્ણુ અને સોમ રહિત એવા બાણને અને પૂરોને બાળનાર એવા શંકરને જોવા, દેવી પાર્વતી પોતે પાંચ શિખાવાળા બાળકને ખોળા પ્રત્યે રાખી ત્યાં ગયા અને જાણવાની ઇચ્છા કરતા એવા આ કોણ છે ' એવી રીતે દેવતાઓ પ્રત્યે બોલ્યા તે સમયે વજ્રવડે પ્રહાર

કરવાને ઇચ્છતા ક્રોધ પામેલા ઇન્દ્રના વજ્ર સહિત એવા બાહુને પ્રભુ, સર્વ લોકના ઇશ્વર વ્યાપક એવા ભગવાને સ્થિર કરી રાખ્યો ત્યારે જેનો હાથ સ્થિર થએલો છે એવો દેવોએ વિંટાએલો તે ઇન્દ્ર દેવતાઓ સહિત જલદી પ્રભુ અને નાશ રહિત એવા બ્રહ્મા પાસે ગયો અને તે વખતે તે સર્વ બ્રહ્માને મસ્તકવડે નમન કરી હાથ જોડી બોલ્યા હે બ્રહ્મન્ ! પાર્વતીના ખોળા પ્રત્યે રહેલા આશ્ચર્યકારી બાળકના રૂપને ધરનારા કોઇ પણ પ્રાણિને તમેજોયો તેને અમે જાણ્યો નહિ, માટે તમને પૂછવાને ઇચ્છિએ છીએ કે ન યુદ્ધ કરતા એવા જે બાળકે લીલાવડે ઇન્દ્ર સહિત એવા અમને જીત્યા તે કોણ ? પછી તેઓના વચનને સાંભળી બ્રહ્મને જાણનારાઓમાં ઉત્તમ એવા બ્રહ્મા બાળરૂપ અમિત તેજવાળા શભુનું ધ્યાન કરી ભગવાન બ્રહ્મા ઇન્દ્ર આદિ સુરોત્તમ પ્રત્યે બોલ્યા કે–તે ચર અચર એવા જગતના પ્રભુ ભગવાન હર હતા તે મહેશ્વરથી બીજુ કોઇ પણ અતિ ઉત્તમ નથી અને અમિત કાંતિવાળા જેને પાર્વતી સાથે તમોએ જોયા તે સર્વ એવા મહાદેવ પાર્વતી માટે બાળકના રૂપને કર્યું હતું, માટે મારા સહિત તમે તે પ્રત્યેજ ચાલો તે આ દેવ ભગવાન સર્વ લોકના ઇશ્વર અને પ્રભુ એવા છે અને આ ભુવનના ઇશ્વર એવા તે દેવને દેવતાઓ પણ જાણતા નથી પછી બ્રહ્મા સહિત એવા સર્વ દેવતાઓ બાળસૂર્ય સમાન કાંતિવાળા મહેશ્વર દેવને પામી તેઓમાંથી પિતામહ બ્રહ્મા આ શ્રેષ્ઠ છે એમ જાણી તે પ્રત્યે વંદન કરવા લાગ્યા

બ્રહ્મા કહે છે–હે ભૂતભવ્યેશ ! લોકનાથ ! જગત્પતે ભગવાન ! તમે યજ્ઞરૂપ છો, આ જગતની ગતિરૂપ છો, તમે પરમ આશ્રયરૂપ છો, તમે ભગવાન, તમે મહાદેવ તપ ધામરૂપ ને પરમપદરૂપ છો, અને તમારા વડે સ્થાવર જંગમ એવું આ જગત વ્યાપેલું છે, માટે તમે ક્રોધવડે પીડેલા એવા જે ઇન્દ્ર તેના અનુગ્રહને કરો વ્યાસ કહે છે કે–પદ્મયોનિ એવા બ્રહ્માના વચન સાંભળી પછીથી પ્રસન્ન એવા મહેશ્વર શંકર, અનુગ્રહ જેની આગળ એવા થઇ અટ્ટહાસ્ય કરવા લાગ્યા તે સમયે દેવતાઓ રુદ્ર અને પાર્વતીની સ્તુતિ કરવા લાગ્યા અને ફરીને ઇન્દ્રનો હાથ જે પ્રમાણે હતો તે પ્રમાણે થયો અને તે દેવતાઓને, વૃષધ્વજ દેવતાઓમાં શ્રેષ્ઠ અને દક્ષના યજ્ઞનો નાશ કરનાર એવા ભગવાન પોતાની પત્ની પાર્વતી સહિત પ્રસન્ન થયા તે જ દેવ રુદ્ર છે, તે શિવ છે, તે અગ્નિ છે, તે સર્વ રૂપ છે, તે સર્વને જાણનાર છે, તે ઇંદ્ર છે, વાયુ છે, તે અશ્વિનિકુમારરૂપ છે, તે વીજળીઓરૂપ છે, તે ભવ છે, તે પર્જન્યરૂપ છે, મહાદેવ છે, પુરાતન છે, તે ચંદ્રમારૂપ છે, તે ઇશ્વર છે, તે સૂર્ય છે, તે વરુણ છે તે કાળ છે, તે નાશને કરનાર મૃત્યુરૂપ છે, તે યમરૂપ છે, રાત્રિ અને દિવસરૂપ છે, તે માસ, અર્ધ માસ, ઋતુ, સંધ્યા અને સંવત્સરરૂપ છે તે ધાતા, વિધાતા, વિશ્વાત્મા અને વિશ્વને કરનાર છે, શરીર રહિત એવા તે સર્વ દેવતાઓના શરીરને ધારણ કરે છે. સર્વ દેવતાઓએ સ્તુતિ કરેલા તે દેવ એક પ્રકારે છે અને તે અનેક પ્રકારે છે, સો પ્રકારે, હજાર પ્રકારે, ઘણા સો અને ઘણા હજાર પ્રકારે છે વેદને જાણનારા બ્રાહ્મણો તે દેવના બે શરીરને જાણે છે તે એક ઘોરરૂપ અને બીજુ શિવરૂપ છે અને ઘણીવાર તે શરીર બહુ પ્રકારે થાય છે ઘોર શરીર છે તે યાતુધાનના રૂપ છે ને તે અગ્નિ, વિષ્ણુ અને સૂર્યરૂપ છે વળી બીજુ જે એમનુ શિવરૂપ શરીર છે તે જળ, તારાઓ અને ચંદ્રમારૂપ છે સાંગોપનિષદ એવા વેદ અને પુરાણમાં અધ્યાત્મ નિશ્ચયો છે એમાં જે અતિ ગુહ્ય છે તે મહેશ્વર દેવ છે. એવા ઉત્પત્તિ રહિત ભગવાન બહુરૂપ મહાદેવ છે તથા હે પાંડુપુત્ર ! ભગવાન એવા મહા-

દેવના સર્વ ગુણો મે પુરા હજાર વર્ષે કરીને પણ કહી શકાય તેમ નથી અતિ પ્રસન્ન રક્ષણ કરનાર એવા તે દેવ સવ ગ્રહોએ ગ્રહણ કરેલા અને સર્વ પાપવડે યુક્ત એવા પણ શરણ પામેલા પુરૂષોને મુક્ત કરે છે, અને તે આયુષને, આરોગ્યને, ઐશ્વર્યને, વિત્તને, અને પુષ્કળ મનોરથોને મનુષ્યો પ્રત્યે અર્પે છે, અને પાછા તે જ નાશ પમાડે છે ઈંદ્ર સહિત એવા દેવ આદિ દેવતાઓ વિષે તેમનુ ઇશ્વરપણું કહેવાય છે તે જ લોકોમા વ્યાવૃત છે અને મનુષ્યોના શુભ અશુભ જે કર્મ છે તેઓના નિયતાપણાથી અને કામનાઓના નિયતા છે તેથી તે ઈશ્વર કહેવાય છે મહાભૂતના તે ઇશ્વર છે તેથી મહેશ્વર કહેવાય છે અને તે બહુ પ્રકારે બહુ રૂપવડે સર્વ જગત પ્રત્યે વ્યાપે છે તે દેવનુ જે મુખ છે તે સમુદ્રમા રહ્યુ છે અને જળમય એવા હવિ ને પિત્ એવુ તે વડવામુખ એ રીતે પ્રસિદ્ધ છે આ દેવ નિરતર શ્મશાનો વિષે વસે છે અને ન સન્યામીના સ્થાન વિષે આ ઇશ્વરને મનુષ્યો યજે છે આ દેવના દીપ્ત અઘોર અને ઘોર ઘણા રૂપ છે કે જે એમના રૂપ લોકમા પૂજાય છે તથા જેને મનુષ્યો બોલે છે લોકમા એ દેવના ઘણા નામ તે કર્મના મોટાપણાથી અને વ્યાપકતાથી અર્થ પ્રમાણે કહેવાય છે વેદમા આ મહાત્માનુ શતરૂદ્રિય કહેલુ છે અને રૂદ્રના ઉપસ્થાન મત્રરૂપ નામેકરી અનત રૂદ્ર એ રીતે કહેવાય છે વ્યાપક અને સમર્થ એવા તે દેવ, આ લોકના જે દિવ્ય મનોરથો છે તેને આપનાર છે તથા તે દેવ મોટા એવા વિશ્વ પ્રત્યે વ્યાપે છે બ્રાહ્મણો તથા મુનિઓ આ દેવને જ્યેષ્ઠભૂત કહે છે આ દેવતાઓનામા પ્રથમ છે અને એમના મુખથી અગ્નિ થયો હતો તેઓ સર્વે પ્રકારના જીવોને પાળે છે અને પાછા તેઓ સાથે પીડા કરે છે અને તેઓના અધિપતિ છે માટે તે પશુપતિ કહેવાય છે આ દેવનુ લિંગ દિવ્ય અને બ્રહ્મચર્યવડે યથાસ્થિત છે અને લોકો પૂજે છે માટે મહેશ્વર કહેલા છે ઋષિઓ, દેવતાઓ, ગધર્વો અને અપ્સરાઓ એમના લિગને પૂજે છે અને તે પણ ઉંચુ રહ્યુ છે તેમના પૂજનથી તે મહેશ્વર શકર હર્ષ પામે છે, સુખી થાય છે, પ્રીતિમાન થાય છે અને પ્રસન્ન થાય છે એમનુ જે સ્થાવર અને જગમ એવુ બહુ પ્રકારે રૂપ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમા રહ્યુ છે તેથી તે બહુરૂપ કહેલા છે એક નેત્રવાળા અથવા સર્વ તરફથી નેત્રમય એવા પ્રકાશિત રહે છે અને જે ક્રોધથી લોક પ્રત્યે પ્રવેશ કર છે તે માટે તે શર્વ એ રીતે કહેવાય છે તે દેવનુ જે ક્રોધવાળુ સ્વરૂપ છે તેણેકરી ધૂર્જટિ કહેવાય છે અને તેમને વિષે સર્વ દેવતાઓ રહ્યા છે તેથી વિશ્વરૂપ પણ કહેલા છે ભુવનના ઇશ્વર એવા તે ત્રણ દેવરૂપ એવા આકાશ, જળ અને પૃથ્વીને પાળે છે તેથી ત્ર્યબક કહેલા છે મનુષ્યોના કલ્યાણને ઇચ્છતા એવા નિરતર સર્વ કર્મ વિષે સર્વ અર્થોને વધારે છે તેથી એમને શિવ કહેલા છે હજાર નેત્રવાળા, દશ હજાર નેત્રવાળા અને સર્વ તરફ નેત્રમય એવા, મોટા વિશ્વને પાળે છે તેથી મહાદેવ કહેલા છે ઇશ્વરથકી પૂર્વે રહેલા છે તોપણ પ્રાણની ઉત્પત્તિ વિષે રહેલા છે અને નિત્ય અવિક્રિય સ્વરૂપવાળા છે તેથી સ્થાણુ એ રીતે કહેલા છે જેથી ભૂત, વર્તમાન, ભવિષ્ય અને સર્વ જગત થાય છે તેથી ભવ કહેલા છે કપિશ્રેષ્ઠ એ રીતે કહેલા છે અને વૃષધર્મ એ રીતે કહેલા છે એ માટે તે દેવના દેવ ભગવાન વૃષાકપિ કહેવાય છે બ્રહ્માને, ઈંદ્રને, વરૂણને, યમને અને કુબેરને જેથી દડ દેઇ હરે છે તેથી હર એ રીતે કહેલા છે મહેશ્વર દેવે મિચેલા બે નેત્રોવડે બળથી કપાળ વિષે નેત્રને સર્જ્યુ હતુ તેણેકરી તે ચક્ષ કહેવાય છે મનુષ્યોમા દશ પ્રકારના રૂપોવડે રહ્યા છે અને પ્રાણીયો વિષે સમ છે તથા વિષમસ્થ કહેતા પુણ્ય પાપવાળા જીવો વિષે તે પ્રાણ અને અપાન વાયુરૂપ છે જે મહા-

ત્મા તે દેવની પ્રતિમાને અને લિંગને પૂજે છે તે નિરંતર લિંગને પૂજનારો માણસ ઘણી લક્ષ્મીને પામે છે. આ કલ્યાણકારી શંકરનું સાથળેથકી નીચેનું અર્ધું શરીર અગ્નિ સંબંધી છે, અને અર્ધચંદ્રમારૂપ છે. અને સાથળેથકી ઉપલા ભાગનું પણ અર્ધ શરીર અગ્નિરૂપ છે અને અર્ધ ચંદ્રમારૂપ છે. એ શંકરનું પ્રકાશવાળું કલ્યાણકારી મોટું તૈજસ શરીર દેવતાઓ માટે છે અને મનુષ્યો વિષે પ્રકાશવાળું એવું ઘોર અગ્નિરૂપ શરીર છે. આ જે કલ્યાણકારી શરીર છે તેણેકરી બ્રહ્મચર્યને આચરે છે અને જે અતિ ઘોર મૂર્તિ છે તેણેકરી ઈશ્વર એવા તે સર્વને હણે છે. જેથી તીક્ષ્ણ, ઉગ્ર અને પ્રતાપવાન એવા તે દહન કરે છે અને માંસ શોણિત અને મજ્જાનું ભક્ષણ કરે છે તેથી રુદ્ર કહેવાય છે.

હે કુંતિપુત્ર અર્જુન ! આ તારી આગળ સંગ્રામ વિષે શત્રુઓને હણતા એવા પિનાકધારી દેવ તેં જોયા હતા તે આ મહાદેવ છે. હે પાપરહિત ! જ્યારે તેં સિંધુરાજ જયદ્રથના વધ માટે પ્રતિજ્ઞા કરી હતી ત્યારે પર્વતના શિખર વિષે સ્વપ્નમાં શ્રીકૃષ્ણે જેને દર્શાવ્યા હતા તે આ દેવ ભગવાન સંગ્રામ વિષે તારી આગળ ચાલે છે કે જેણે તને અસ્ત્રો આપેલા હતા અને જે અસ્ત્રોએકરી દાનવોને હણતા હતા. હે કુંતિપુત્ર અર્જુન ! ધનને આપનાર, આયુષને આપનાર પુણ્યરૂપ અને વેદેકરી તુલ્ય એવું શતરુદ્રિય તને કહ્યું. સર્વને અર્થને કરનાર પુણ્યરૂપ, સર્વ પાપને નાશ પમાડનાર, સર્વ પાપને શમાવનાર, સર્વ દુઃખ અને ભયને મટાડનાર એવા ચાર પ્રકારવાળા આ સ્તોત્રને જે મનુષ્ય નિરંતર સાંભળે છે તે સર્વ શત્રુઓને જીતી રુદ્ર લોકમાં પૂજાય છે. સંગ્રામ વિષે કહેલા મહાત્માના ચરિતરૂપ એવા આ શતરુદ્રિયને નિરંતર સવારે ઉઠેલો એવો મનુષ્યોમાં જે ભણનાર અને સાંભળનાર તથા વિશ્વના ઈશ્વર એવા દેવને ભજનાર છે તે માણસ ત્ર્યંબક એવા શંકર પ્રસન્ન થવાથી ઇચ્છિત મનોરથોને પામે છે. હે કુંતિપુત્ર ! જા અને યુદ્ધ કર, તારો પરાજય નથી, કારણ કે જેના મંત્રી રક્ષા કરનાર અને પડખામાં રહેનાર જનાર્દન ભગવાન છે.

સંજય કહે છે—હે શત્રુને દમનાર ભરતશ્રેષ્ઠ ! તે સમયે એવી રીતે યુદ્ધમાં અર્જુનને કહી પરાશરના પુત્ર વેદવ્યાસ જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે પાછા ગયા. હે રાજન્ ! મહાબળવાન હણેલા એવા બ્રાહ્મણ દ્રોણાચાર્ય પાંચ દિવસ મોટું ઘોર યુદ્ધ કરી બ્રહ્મલોકને પામ્યા. વેદ સારી રીતે ભણવાથી જે ફળ થાય છે તે આ પર્વ વિષે ફળ થાય છે અને આ પર્વમાં નિર્ભય એવા ક્ષત્રિયોનો મોટો યશ રહેલો છે. જે માણસ નિરંતર આ પર્વને કહે છે અથવા સાંભળે છે, તેના કરેલા મહા પાપો અને ઘોર કર્મો સર્વ છુટી જાય છે. આ પર્વ વિષે નિત્ય બ્રાહ્મણોને યજ્ઞની પ્રાપ્તિ થાય છે, ક્ષત્રિયોનો ઘોર યુદ્ધમાં યશ થાય છે અને શેષવર્ણ એવા જે વૈશ્ય અને શૂદ્ર છે તે બે ઇચ્છિત મનોરથને તેમજ પ્રિય એવા પુત્ર અને પૌત્રોને પામે છે.

यज्ञावाप्तिर्ब्राह्मणस्येह नित्यं घोरे युद्धे क्षत्रियाणां यशश्च ।
शेषौ वर्णौ काममिष्टं लभेते पुत्रान्पौत्रान्नित्यमिष्टांस्तथैव ॥

इति श्री महाभारते शतसाहस्र्यां संहितायां वैयासक्यां द्रोणपर्वणि नारायणास्त्रमोक्षपर्वणि गुर्जरभाषायां द्व्यधिकद्विशततमोऽध्यायः ॥ २०२ ॥

॥ द्रोणपर्व समाप्तं ॥